॥ श्रीविभुवदनानलाचार्यचरणा विजयन्तान्तमाम् ॥

વિશ્વના તારણહાર શ્રીમહાપ્રભુજીના વિશ્વોદ્ધારક સિદ્ધાંતોનો પ્રચાર કરતું

સચિત્ર માસિક

# શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ

[ વર્ષ ૧૨ ] ચૈત્ર સં. ૧૯૯૩. [ અંક ૧

## વિનંતી.

"શુદ્ધાદ્વૈત" નું નવું બારમું વર્ષ પ્રભુ કૃપાથી આ અંકથી શરૂ થાય છે તો આ એક કરોડ વૈષ્ણવ સમાજના મુખપત્ર સમા માસિકને આગળ ધપાવવા દરેક ગ્રાહકે એકએક નવો ગ્રાહક બનાવી કર્તવ્ય પાલન કરવું જોઈએ તેમજ પોતાના લવાજમો મોકલી આપવા કૃપા કરવી

તંત્રી અને પ્રકાશક
વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.
૧૦૩૨ રાજામહેતાની પોળ, તોતળાજીની પોળ, અમદાવાદ

ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શા ગોપાલલાલ મગનલાલે છાપ્યું
ઠે. પાથકુવા, આસ્ટોડીઆ—અમદાવાદ

વાર્ષિક લવાજમ બે રૂપિઆ.

## અનુક્રમણિકા.

ચૈત્ર, સં. ૧૯૮૩.


| | વિષય. | પૃષ્ઠ. | | વિષય. | |
|---|---|---|---|---|---|
| ૧ | શુભાશાસનમ્ ... ... | ૧ | ૬ | શ્રીપુષ્ટિતત્ત્વ વિચાર ... | ... |
| ૨ | ભાષાસાહિત્ય ... ... | ૭ | ૭ | સર્વોત્કૃષ્ટ ભક્તિમાર્ગ ... | ... |
| ૩ | વેણુરવ ... ... ... | ૧૪ | ૮ | ઇજગોનું સ્વરૂપ ... | ... |
| ૪ | વેણુગીત ... ... ... | ૧૭ | ૯ | ગાંધીજીનું સ્વરૂપ ... | ... |
| ૫ | કલિયુગનો મોટો ગુણ ... | ૨૦ | ૧૦ | સમાચારાદિ ... ... | ... |


" શુદ્ધાદ્વૈત " ને સહાયતા ૧૨-૦-૦.

શ્રીવિઠ્ઠલનાથ સંસ્કૃત પાઠશાળાના મંત્રી શ્રીગોકુળદાસજીએ અમદાવાદના શા. લલ્લુભાઈ માર્ફત સહાયતાર્થે મોકલાવેલ તે સાભાર સ્વીકારીએ છીએ.

---



---

॥ श्रीविभुवदनानलाचार्या विजयन्तेतमाम् ॥

વર્ષ ૧૨. | ચૈત્ર | સં. ૧૯૫૩.

અંક ૧ | શ્રીવલ્લભાબ્દ ૪૧૯.

# શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ.

## श्रीमोहमयीस्थकेथिडूलस्ट्रीटान्तर्गतश्रीगोकुलाधोशमन्दिराध्यक्ष गोस्वामिकुलकुमुदिनीवल्लभगोस्वामिश्रीगोपिकावल्लभ ( श्रीमग्नलाल ) तनुजन्मनोरायुष्मतोः श्रीमुरलीधर–श्रीगोकुलनाथयोरुपनयनोपयमनशुभाशासनम् ।

सत्यं ज्ञानमनन्तमित्युपनिषत्सीमन्तिनीसेवितम् आत्मत्वेन तदेव सत्स्मृतिसतीसातत्यसंभावितम् ।
स्निग्धैर्हे भगवन्निति प्रतनकैः प्रेम्णा समाभाषितम् इत्याश्चर्य्यमयत्रिभङ्गललितं सेव्यस्वरूपं नुमः ॥१॥

શ્રીહરિ, સત્ય, જ્ઞાન અને અનન્ત સ્વરૂપાત્મક છે એમ માનીને વેદાન્તસુન્દરીઓએ સેવેલા, સર્વના આત્મા છે તે પ્રમાણે તેજ સત્યસ્વરૂપને સ્મૃતિરૂપી સતીઓએ હમેશાં સંભારેલા અને મિત્રો સરખાં સ્નેહાળ પુરાણોએ પ્રેમથી હે ભગવન્! એ પ્રમાણે બોલાવેલા આમ આશ્ચર્યકારક ત્રણ પ્રકારની યોજનાગર્ભ રચનાવડે સુન્દર, સેવવા યોગ્ય સ્વરૂપવાળા શ્રીલલિતત્રિભંગીરાયજીને અમે નમસ્કાર કરીએ છીએ. ૧

रासोचिताखिलविलाससहाङ्गनायाः स्वामी प्रमत्तवरवारणवल्गुगामी ।
आभीरभीरुभवभीप्रभवार्त्तिहारी श्रीलाडिलेशहरिरस्त्विह हर्षकारी ॥२॥

રાસ-લીલાને યોગ્ય તમામ વિલાસને સહન કરનાર પૃથ્વીરૂપી પ્રશસ્ત અંગવાળી નાયિકાના સ્વામી, ઉન્મત્ત અને શ્રેષ્ઠ ગજરાજ સરખી સુન્દર ગતિવાળા અને ગોપિકાઓની સંસાર સંબંધી બીકથી ઉપજેલી પીડાઓને દૂર કરનારા શ્રીલાડિલેશપ્રભુ આ પ્રસંગે હર્ષકારક હો ! ! ૨

वत्सोऽयं क्षुधितोऽम्ब ! मादृगधुना पास्यत्यशेषं पयः
तन्मातः कृपया विमुञ्च वदने धारां मनोज्ञस्तनात् ।
एवं ज्ञात्वाधियुगपादयुगलं श्रितारविन्दाम्बुजं
किञ्चिन्मञ्जुलमाहयन्निजपते श्रीबालकृष्णः प्रभुः ॥३॥

હે મા ! આ વાછરો મ્હારી પેઠે ભૂખ્યો છે, હમણાં તે બધું દૂધ પી જશે તો કૃપા કરીને આ ગાયના આંચળમાંથી મ્હારા મુખમાં એકાદ ધારા નાખી દે, એ પ્રમાણે દીંચણ ઉપર બે હાથ મૂકીને મુખકમળને પહોળું કરીને કૈંક મધુરું કાલું બોલતા **શ્રીબાલકૃષ્ણપ્રભુ** જય પામે છે, અર્થાત્ એવા શ્રીબાલકૃષ્ણપ્રભુની જય. ૩

यथार्थनाम्न्यामिह मोहमय्यां कैथिह्वलाख्ये किल राजमार्गे ।

श्रीगोकुलाधीश-निकेतनं सत् चकास्ति शस्तोत्सवकौतुकेन ॥४॥

યથાર્થનામવાળી-મોહ ઉપજાવનારી આ **મુમ્બાઈ નગરીમાં** કેથિહૂલ રસ્તામાં **શ્રીગોકુલાધીશનું મન્દિર છે.** તે આજ શુભ સમારંભના આનન્દથી શોભી રહ્યું છે. ૪

अतोऽन्वयक्ष्यगृहे प्रायः प्रस्तावः कश्चिदागतः । दैवादेवाभिवर्द्धन्त ईदृश्यो मङ्गलश्रियः ॥५॥

એથી અનુમાન થાય છે કે ઘરધણીને ત્હાં કોઈ શુભ અવસર ઉપસ્થિત થયો છે, આવી મંગલ શોભાઓ તો નશીબના યોગે જ વૃદ્ધિ પામે.

द्विर्भावं त्रिदशालयस्य वसतेर्वासां कुबेरस्य यो लङ्कायाः पुनरुक्तिमत्र सुपुरो मेरोर्द्विरुक्तिं दृढाम् ।

वैकुण्ठस्य विकल्पमेव विदधद्द्वैतं सिताद्रेर्नवम् मन्ये मन्दिरमण्डनं मुदितभूः सन्मण्डपो राजते ॥६॥

સ્વર્ગને બેવડું બનાવતો, કુબેરની નગરી અલકાપુરીથી વિશેષ શોભતો, બીજી લંકાનગરી છે એમ ભાન કરાવતો, અને બે મેરુપર્વતો છે એમ મનાવતો, ખરું વૈકુંઠ આ હશે કે બીજું એમ વિકલ્પ કરાવતો તથા બીજો હિમાલય બનતો, પૃથ્વીને પ્રસન્ન કરનારો, માનો કે મંદિરને શોભાવનારો આ મંડપ શોભી રહ્યો છે. ૬

शुद्धाद्वैतपथादिदेशिकविभुश्रीवल्लभार्य्यान्वये गाम्भीर्यादिगुणैः समं जनिगतः श्रीमग्नलालस्य यत् ।

औरस्यं तनयद्वयं विनयभृत् पद्मावतीप्रीतिदं ज्यायाँस्तत्र वरोऽवरश्च विधिना यज्ञोपवीती ध्रुवम् ॥७॥

શુદ્ધાદ્વૈત-પુષ્ટિમાર્ગના પ્રથમ આચાર્ય સમર્થ **શ્રીવલ્લભાચાર્યજી**ના વંશમાં ગંભીરતા વિગેરે ગુણોની સાથે પ્રકટ થયેલા ગોસ્વામી **શ્રીમગ્નલાલજીનાં, શ્રીપદ્માવતી વહુજીને** પ્રીતિ દેનારાં વિનયવાળા ઓરસ જે બે પુત્ર સંતાન છે ત્હેમાં મ્હોટા પુત્ર યથાવિધિ વર છે અને ન્હાના પુત્રને જનોઈ દેવાનું હોવાથી બટુક છે. ૭

विक्रमवर्षे गुणनिधिनन्देन्दुमिते तपोविशदपक्षे । द्वादश्यां बुधवारे कनीयसे यज्ञसूत्रमस्त्यर्प्यम् ॥८॥

સંવત્ ૧૯૯૩ ના માઘ શુકલ દ્વાદશી ને બુધવારને દિવસે ન્હાના લાલજી શ્રીમુરલીધરજીને યજ્ઞોપવીત આપવાનું છે. ૮

मञ्जुमोहकमुखाम्बुजद्युतिः श्रीयुतो निगमवर्त्मनि व्रती ।

सन्मतिश्च मुरलीधराकृतिर्जीयतां हि मुरलीधरः कृती ॥९॥

સુન્દર અને મનોહર મુખકમળની શોભાવાળા, વેદમાર્ગ વિષયક વ્રત (બ્રહ્મચર્ય) ધારણ કરનારા, સદ્બુદ્ધિવાળા શ્રીકૃષ્ણ સરખી આકૃતિવાળા, કુશળ શ્રીયુત **મુરલીધરલાલજી** જય પામો ૯

पुरंदरदरं हरन्नमरवृन्दमानन्दयन् सुरेतरवरूथिनीं त्रिदिवतः समुत्सारयन् ।

बलिं बलिनमुच्छलाद्दहुरपि श्रिया भ्रंशय-न्नुपेन्द्र उपवीतिनो नियममङ्गलं भावयेत् ॥१०॥

ઈન્દ્રના ભયને દૂર કરનારા, દેવોના સમૂહને આનન્દ દેનારા; અસુરોની સેનાને સ્વર્ગમાંથી કાઢી કાઢનારા અને બાળક હોવા છતાં પણ બળવાન એવા બલિરાજાને લક્ષ્મીથી ભ્રષ્ટ કરનારા

यावन्त्वय्युदारनेत्रयुगलं प्रेक्षावती राजसु तावत्तां हृतवान्हरिस्तदनयोः कुर्य्यात्सदा मङ्गलम् ॥२३॥

કુલદેવી અંબિકાજીનું આરાધન કરીને અને ત્હેમની પાસે મ્હારા પતિ શ્રીકૃષ્ણજ હો એમ પ્રાર્થના કરીને દેવીના મન્દિરમાંથી નીકળેલાં રુકમીનાં બ્હેન શ્રીરુક્મિણીજી, જેટલામાં વિશાળ નેત્રયુગલને નચાવીને બ્હાર ઉભેલા એકઠા થયેલા રાજાઓ ઉપર દૃષ્ટિ નાખતાં હતાં તેટલામાં તે રાજાઓના જોતાં શ્રીરુક્મિણીજીને ઉપાડી જતા શ્રીહરિ આ વરકન્યા બન્નેનું હમ્મેશાં કલ્યાણ કરે. ૨૩

दीर्घायुषौ या विहितोपयामने तां मा प्रतिज्ञामतिगच्छतां क्वचित् ।

न जातु मिथ्याभिमतेर्वशंवदौ भूत्वोन्मदौ दुर्मनसौ दुरासताम् ॥२४॥

હે ચિરંજીવીઓ! લગ્ન સમયે આપ બન્નેએ જે પ્રતિજ્ઞા કરી છે તે પ્રતિજ્ઞાને કદાપિ ઓળંગશો નહિ, અર્થાત્ સપ્તપદી વિગેરે વિધિમાં લીધેલી પ્રતિજ્ઞા પ્રમાણેજ વર્તજો અને કોઇ પણ દિવસે મિથ્યાભિમાનને આધિન થઇને, મદોન્મત્ત થઈને કે ખાટું મન કરીને છૂટાં પડશો નહિ. ૨૪

दक्षौ भवन्तौ सुहृदौ मिथोहितौ सन्तौ गुरूणामनुजीविनौ सदा ।

संस्निह्य संभूय समुष्य सत्कृतौ संसारधूर्धारणधैर्य्यमाप्नुताम् ॥२५॥

આપ બન્ને સદ્ભાગ્યે ડાહ્યાં અને શાણાં છો. હવેથી એકબીજાનાં મિત્રો બન્યાં છો તો પરસ્પર હિતકારક રહીને હમ્મેશાં વડીલોનાં સેવક સરખાં બની રહો, અર્થાત્ વડીલોની આજ્ઞાને આધીન રહો, પરસ્પર સ્નેહ રાખીને, મળીને, સાથે રહીને એકબીજાનો સત્કાર કરો અને સંસારની ધુંસરીને ઉપાડવાની ધીરજને પ્રાપ્ત કરો. અર્થાત્ સાંસારિક તમામ કાર્યો ધીરજથી કરો. ૨૫

यथेयं वैष्णवी सृष्टिस्तथा जातिश्च च सेवकाः । संतुष्येयुस्तथाचर्य्यं किंवा सुज्ञेषु शासनम् ॥२६॥

જે પ્રમાણે આ વૈષ્ણવ-સમાજ, આપની જ્ઞાતિ અને આપના સેવકો-નોકર વિગેરે સંતોષ પામે તે પ્રમાણે વર્તવું અથવા શાણાંને શી શીખામણ! ૨૬

यानि श्रीवल्लभानां तदनुजनिभृतां विट्ठलानां प्रभूणां

सप्तानां तत्सुतानामनुपदमथ तज्जन्मिनां वंशजानाम् ।

सेव्यश्रीकृष्णरूपाण्यपि पुनरुदितास्ते च यावद्भवन्तं

मेधाविन्! तान्यजस्रं भवदुभयकृते भावुकं भावयन्तु ॥२७॥

જગદ્ગુરુ **શ્રીમદ્વલ્લભાચાર્ય્યજીનાં**, ત્યાર પછી પ્રકટ થયેલા પ્રભુચરણ ગોસ્વામી **શ્રીવિઠ્ઠલનાથજીનાં**, ત્હેમના **સાતપુત્રોનાં** તથા ક્રમથી પ્રકટ થયેલા ત્હેમનાં પુત્રોનાં અને આપ સુધી ઉત્પન્ન થયેલા આપનાં **વંશજોનાં** સેવેલાં જે **શ્રીઠાકુરજીનાં સ્વરૂપો** બિરાજે છે તે તથા તે (શ્રીવલ્લભાચાર્યજીથી આરંભીને આપ સુધી થયેલા તમામ આચાર્યચરણો) હે બુદ્ધિમાન બાવાસાહેબ, આપ બન્ને માટે હમ્મેશાં શુભ કામના કરો; અર્થાત્ ઠાકુરજી આપંથી સેવાની કામના કરો અને આચાર્યો પોતાના કુળને યોગ્ય વર્તનની ભાવના કરો. ૨૭

श्रीवीरपुरवास्तव्यश्रीवैकुण्ठाङ्गजन्मना । इदं बालमुकुन्देन शुभाशासनमीरितम् ॥२८॥

શ્રીવીરપુરમાં રહેનારા શ્રીવૈકુંઠરાય શાસ્ત્રીના પુત્ર બાલમુકુન્દે આ શુભાશાસન (શુભેચ્છા અથવા સુવચનો) આપ પાસે મૂક્યું છે અથવા કહ્યું છે. ૨૮

---

# भाषासाहित्य.

( સંપ્રદાયના ભાષાસાહિત્યવિષે કેટલાક વિચારો આ. ગો. શ્રી ૬ ગો વ્રજનાથલાલજી મહોદયે એક લેખ દ્વારા પ્રકટ કર્યા છે. આ વિષે કેટલાકોએ મરજાદીઓને નામે ભારે કોલાહલ કરેલો હોવાથી તે મૂળ લેખ અત્રે છાપ્યો છે. )

## આધુનિક પુષ્ટિમાર્ગીય ભાષાસાહિત્યની શોચ્ય સ્થિતિ.

वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि ।
समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ॥
उत्तरं पूर्वसन्देहवारकं परिकीर्तितम् ।
अविरुद्धं तु यत्त्वस्य प्रमाणं तच्च नान्यथा ।
एतद्विरुद्धं यत्सर्वं न तन्मानं कथञ्चन ॥

[ શ્રીમદ્વલ્લભાચાર્યચરણ ]

### ૧. આપણા ભાષાસાહિત્યનો જન્મ

પુષ્ટિમાર્ગ કિંવા શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદના પ્રકાશક અખણ્ડભૂમંડલાચાર્યવર્ય શ્રીમદ્વલ્લભાચાર્યચરણે ગીર્વાણગિરામાં અનેક સરલ તથા કઠિન ગ્રન્થો લખ્યા છે, એટલુંજ નહીં પણ તે પછીના પૂજ્યપાદ આચાર્યકુલાવતંસોએ તેજ ભાષામાં સ્વતન્ત્ર અને શ્રીઆચાર્યચરણના ગ્રન્થો પર ટીકા-ટિપ્પણ અને વિવરણ પ્રભૃતિ પરતન્ત્ર સાહિત્યનુંયે નિર્માણ કરેલું છે. શ્રીલાલુભટ્ટજી તથા અન્ય ભટ્ટ વર્ગના વિદ્વાનોએ પણ પુષ્ટિમાર્ગનો સંસ્કૃત-ગ્રન્થ-સાહિત્ય-ભણ્ડાર ઠીક સમૃદ્ધ કર્યો છે. જેઓ એ ગ્રન્થોના સંસ્કૃતમાં લખેલા ગહન અર્થો પચાવવા અશક્ત હોય તેવા જનસાધારણો સામ્પ્રદાયિક જ્ઞાન કેમ મેળવી શકે, એ સમસ્યા પુષ્ટિમાર્ગના ભાષા-સાહિત્યના સર્જનથી સ્પષ્ટ થઇ, અને તેથી સામાન્ય-વ્રજભાષાનું જ્ઞાન ધરાવનાર વ્યક્તિ ૮૪ અને ૨૫૨ જેવી વૈષ્ણવી વાર્તાઓથી અને કીર્તનોથી સામ્પ્રદાયિક સિદ્ધાન્ત સારી રીતે સમજી શકે છે. એ ભાષા-સાહિત્યનું સર્જન ક્યારે થયું, કોણે કર્યું, એ બધા વિવાદાસ્પદ વિષયો ચર્ચવાનો આ લેખકનો ઉદ્દેશ નથી; પણ એ સાહિત્યનું મૂળ ધ્યેય શું છે, અને એની આધુનિક મુદ્રિત અને લિખિત શી દશા છે, એટલુંજ નહીં, પણ એનું સંશોધન કઈ રીતે થવું જોઇએ, એ સર્વનું સૂક્ષ્મ દિશા-સૂચન કરવાનોજ આ નમ્ર પ્રયાસ છે.

### ૨. ભાષા-સાહિત્યની પરિમિત પ્રામાણિકતા.

બાદશાહ અકબરના સમયની કેટલીક ઘટનાઓ પુષ્ટિમાર્ગના ભાષા-સાહિત્યમાં નજરે પડે છે, અને તે સર્વમાંથી મુસ્લિમ સંસ્કૃતિને પુષ્ટિમાર્ગના પ્રભાવે પ્રભાવિત કરી હતી, એજ ધ્વનિ જોરે ભાગે નીકળે છે, અને તેમાં પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તોનું પણ શ્રેષ્ઠ પ્રતિપાદન કરેલું છે. જે વખતે પુષ્ટિમાર્ગનો અનુયાયી સમાજ છેલ્લાં દોઢસો બસો વર્ષ સુધી માત્ર પ્રમાદ સેવી રહ્યો હતો, ગ્રન્થોનું પઠન, પાઠન અને પ્રકાશન કશુંજ નહોતું થતું, ત્યારે લહિયાઓ જે પ્રાયઃ અશિક્ષિત સંસ્કૃત ભાષાના જ્ઞાન વગરના હતા, તેઓ પુષ્ટિમાર્ગનું ભાષા-સાહિત્ય લખવા લાગ્યા, તેથી અત્યારે જે ભાષા-સાહિત્ય જ્યાં ત્યાં જૂનું (બહુ પ્રાચીન નહીં, પણ ૨૦૦ વર્ષ સુધીનું તો ખરું) ઉપલબ્ધ થાય છે, ત્યાં ત્યાં કેવી મોટી ફેરફારવાળાં, સિદ્ધાન્ત-વિરોધનાં, અન્યથાસિદ્ધાન્ત પ્રતિપાદન કરનારાં તત્ત્વો મળી આવે છે. તેથીજ આજનું પુષ્ટિમાર્ગનું પ્રાકૃત

ભાષા-સાહિત્ય અક્ષરશઃ પ્રમાણભૂત નથી મનાતું. તેની અંદર પુષ્ટિમાર્ગના સંસ્કૃત ભાષામાં નિર્માણ થયેલા ગ્રન્થોને અનુકૂળ જે જે પ્રતિપાદનો હોય તેજ પ્રમાણ મનાય છે, અન્ય નહીં.

## ૩. અપ્રમાણિકતામાં લહિયાઓનો ફાળો.

પુષ્ટિસમાજમાં એવો એક પક્ષ સાંભળ્યો છે કે જે આધુનિક ભાષાસાહિત્યમાં કશોજ ફેરફાર કરવો પસન્દ નથી કરતો. આજથી ૭૩ વર્ષ પર પ્રથમ એવો પક્ષ કેટલો પ્રબળ હતો, તે નીચેના અવતરણથી સમજાશે અને આધુનિક ભાષા-સાહિત્ય કેવુંક બની ગયું છે, તેને સંશોધન કરવાની કેવી જરૂર છે, એનુંયે આછેરું ભાન થશેઃ

" ...તે [ ભાષાસાહિત્ય ] લેખનપરમ્પરાથી રૂપાન્તરિત થઈ ગયું; તો પણ અલ્પબુદ્ધિવાળાઓને માટે આની ઘણીજ જરૂર છે, તેથી યથાશક્તિ શ્રમ કરી જેટલું બને તેટલું શુદ્ધિનું લક્ષ્ય રાખી તે ગ્રન્થોને વિ. સં. ૧૯૪૧ માં પ્રસિદ્ધ કરવાનો વિચાર કર્યો. પરન્તુ કેટલાક ગ્રન્થાવલોકનથી તેમાં લેખકોના સ્વકપોલકલ્પિત અશુદ્ધ લેખો જણાતાં તે ઉપરથી મારી શ્રદ્ધા ઊઠી ગઈ; તેથી તેને પડતું મેલી વિ. સં. ૧૯૪૯ માં પાંચ ગોસ્વામી બાલકોની સંમતિથી પુષ્ટિમાર્ગીય ૨૦૭ સંસ્કૃત ગ્રન્થોનો સંગ્રહ બૃહત્સ્તોત્રસરિત્સાગર ભા ૨ જો બહાર પાડ્યો. તેની પ્રસ્તાવનામાં ૮૪ વૈષ્ણવોની વાર્તાઓમાં મારી શ્રદ્ધા નથી એમ મેં જણાવ્યું છે. પરંતુ કેટલાકોએ મને આગ્રહપૂર્વક કહ્યું છે કે સંસ્કૃત ભાષાના જ્ઞાન વગરના લોકો સારું એ સાહિત્ય ઘણુંજ ઉપયોગી છે; તેથી તેનું જરૂર સંશોધન પુષ્ટિમાર્ગના મર્મજ્ઞોથી થવું જોઇએ. તેથી મેં ફરીથી એ ગ્રન્થ સુધારવાનું કાર્ય હાથ ધર્યું. જેમ જેમ એ સાહિત્યમાં ઊતરતો ગયો તેમ તેમ મને સ્પષ્ટ માલુમ પડ્યું કે આધુનિક લોકોને ભલે આ અતિશયોક્તિનો સાગર દેખાય પણ એનું મનન કરતાં તેમાં ઘણુંજ જાણવાનું મળે છે.........

" મેં આ વિષયમાં ૪ વર્ષ સુધી પ્રયત્ન કરી આ ગ્રન્થ પ્રકટ કર્યો છે. જુદે જુદે સ્થળેથી લિખિત ૮૪ વૈષ્ણવની વાર્તાઓ, નિજવાર્તા, ઘરુવાર્તા વગેરે સાહિત્ય મેળવી એ સૌની એકવાક્યતા કરવાનો મેં પ્રયાસ કરી જોયો પણ સફળતા ન સાંપડી...........

" ...તેમાં પુષ્ટિમાર્ગના ગ્રન્થની, તેમાં પણ વિશેષતઃ પ્રાકૃત ગ્રન્થની જે દુર્દશા માત્ર પેટ ભરવાને લહિયાઓએ કરી છે, તેનું વર્ણન મારાથી નથી થઈ શકતું.–મેં ૮૪ વૈષ્ણવની વાર્તા ૧૧૬ વર્ષ સુધીની લખેલી જોઇ. તેમાં મૂલ ગ્રન્થ ૨૦૦૦ શ્લોકનો લહિયાઓએ ૧૦૦૦૦ શ્લોકો સુધી વધારી દીધેલો જણાયો. તે વધારો જો સામ્પ્રદાયિક સિદ્ધાન્તને અનુકૂલ હોત તો કશોય વાંધો નહોતો, પ્રત્યુત બહુ આનન્દ થાત; પણ તેઓએ તેમ ન કરી પોતાનું વ્યર્થનું અર્થ વગરનું ચાતુર્ય વાપરી સ્વકપોલકલ્પિત વાક્યોથી અર્ધઝાઝેરો ગ્રન્થ ભરી દીધો છે, તેનું ક્યાં સુધી સંશોધન શક્ય થઈ શકે ? ?......સામ્પ્રત ગ્રન્થવાચક ભગવદીય વર્ગમાં એવી અંધપરમ્પરા પ્રચલિત છે કે જે પ્રસંગનો વિષય લહિયાઓએ જૂઠોજ લખી દીધો હોય તો તેને તેજ સ્થિતિમાં રાખવો જોઇએ, તેને અમે કાઢી નાખીએ તો તે મહાત્માઓ કહેશે કે આમાં અમુક પ્રસંગ નથી; તેથી આ ગ્રન્થ અપૂર્ણ છે, તે કશા કામનો નથી.

" ...૮૪ વૈષ્ણવોની વાર્તા પ્રસિદ્ધ છે, પણ એમ તો ૧૦૦ ઉપરના વૈષ્ણવોની વાર્તા મળે છે; પરન્તુ ક્યાંયથીયે પ્રાચીન સંસ્કૃત ગ્રન્થ મને ન મળ્યો અને એ માન્યતા મને અસમ્ભવનીય લાગે છે.

[ ચોરાસી વૈષ્ણવની વાર્તાની પ્રસ્તાવના, લે. યદુવંશીય ગોવર્ધનદાસ લક્ષ્મીદાસ પ્રાચીન ગ્રંથ પ્રકાશક. વિ. સં. ૧૯૫૪ માં "તત્ત્વવિવેક મુદ્રણાલય" માં પ્રકાશિત આવૃત્તિ ]

## ૪ પ્રામાણિક સાહિત્ય.

જે દશા ઉપર્યુક્ત અવતરણમાં વર્ણિત છે, તેવીજ પરિસ્થિતિ આજે ૩૩ વર્ષે પણ પણ અક્ષુણ્ણ રહી છે. તેથીયે વિશેષ ગુર્જર અનુવાદોથી તેમાં વૃદ્ધિયે થઈ છે. છેલ્લા દશ વર્ષમાં કેટલાંક અર્વાચીન ગોસ્વામી મહારાજશ્રીઓનાં વચનામૃતો છપાયાં છે; તેમાં જરૂર તેનું ઉપયોગી તત્ત્વ ચમકે છે. શ્રીગિરિધરલાલજીનાં વચનામૃતોમાં એક સ્થળે (૬૧ મા વચનામૃતમાં) કાઠી યાવાડી મરજાદી વૈષ્ણવોમાં જે નિયમશિથિલતા જણાય છે, તે તરફ ખુલ્લો પ્રકાશ કર્યો છે; અને શ્રીગોવર્ધનલાલજી મહારાજે પોતાના વચનામૃતમાં સ્વદેશી વસ્તુઓના પ્રચાર પર બારસ ભાર મૂક્યો છે. આવા હળવા સાહિત્યથી જેટલો પ્રચાર થઈ શકે તેટલો કશાથીયે ન થઇ શકે.

## ૫. સંશોધનની આવશ્યકતા

પુષ્ટિમાર્ગનું ભાષા-સાહિત્ય બે વિભાગોમાં વિભક્ત કરી શકાય છે. અનુક્રમે વ્રજ ભાષા-વિભાગ અને ગુર્જર ભાષા-વિભાગ. તેમાં વ્રજભાષા સાહિત્ય વિભાગ પ્રાચીન છે. ભારતેન્દુ બાબૂ શ્રીહરિશ્ચન્દ્રજીએ પણ તેમાં સુન્દર ફાળો આપ્યો છે. ૮૪ અને ૨૫૨ વૈષ્ણવોની વાર્તાઓ મૂળ વ્રજભાષામાંજ રચાયેલી લાગે છે; અને તેજ સાહિત્ય મને તો પ્રથમ કર્તવ્ય હોય એમ જણાય છે. આપણું કાઠીઆવાડી દૂહા સાહિત્ય પણ તેવુંજ છે. જેમ તેમાં યોગ્ય સંશોધન કરવું જોઈએ ને થાય છે, તેજ પ્રકારે પુષ્ટિમાર્ગીય ભાષા-સાહિત્યમાંયે કર્તવ્ય છે. તે સાહિત્યમાં કેટલીક લોકવાર્તાઓ. પણ મિશ્રિત થઈ ગયેલી જણાય છે; અને એ મિશ્રણથી એ વાર્તા સિદ્ધાન્તનું સુન્દર સ્વરૂપ સમજાવી શકે છે. શારદા માસિકના તંત્રી સાક્ષર શ્રીરાયચુરા મને એક પત્રમાં જણાવે છે કે—

આ સર્વ પરથી એ ચોખ્ખું જણાય છે કે આધુનિક પ્રાચ્ય ભાષા–સાહિત્ય શોધ્ય છે; અને તેનું વિદ્વાનોને હાથે સંશોધન થવું જોઇએ. સમગ્ર વ્રજ–ભાષા–સાહિત્યને પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તોને અનુકૂળ ગુજરાતી–હિન્દી–અંગ્રેજી વગેરે જુદી જુદી ભાષાઓમાં અનુવાદ કરી બહાર પાડવું જોઈએ. આવા કાર્યોથી આપણે પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તોનું પ્રચુર–કાર્ય કરી શકીશું.

મેં અત્યાર સુધીમાં કેટલુંક પ્રાચીન ભાષા–સાહિત્ય જોયું છે, અને તે અવલોકન હજુ ચાલૂ છે. તે પરથી ઘણું જાણવાનું મળ્યું છે, અને મળતું જાય છે. નાગજીભાઇની વાર્તાનો ગુર્જર અનુવાદ વાંચી તેની નીચેનો સાર વાંચતાં એ પણ જાણવાને મળ્યું કે ગુજરાતી ભાષાના સમર્થ વિદ્વાન દી. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ એમના વંશજ છે. તેમના પ્રાચીન અવશેષો મેળવવાની આશાએ તેમને મેં પત્ર લખ્યો હતો. તેનો તેમના તરફથી આયાળુ જવાબ આ રહ્યો:

"...આપે ઐતિહાસિક અવશેષ તરીકે મારા પરમપૂજ્ય પૂર્વજ શ્રી. નાગજીભાઇના હસ્તાક્ષર અને ચિત્ર મોકલી આપવા જણાવ્યું; તે બાબતમાં મને ગ્લાનિ થાય છે કે હું એ સેવા બજાવવા અશક્ત છું. બાવીસ કરતાં વધારે પેઢીએ થયેલા સીધા પૂર્વ પુરુષના શ્રીમાન્ નાગજીભાઈ સગા ભાઈ થાય...એમની શાખા એમના અવસાનથીજ ઉચ્છિન્ન થઈ છે. અનેકવાર અગ્નિપ્રકોપને લીધે પૂર્વનું કંઈ પણ સંભારણું હતું તે ભસ્મીભૂત થઈ ગયું છે. પવિત્ર યાદગીરી માત્ર વિઠ્ઠલનાથ પ્રભુની પધરામણીની બેઠકમાંજ તાજી રહી છે. એ બેઠકવાળું અમારૂં પરાપૂર્વનું ગૃહ મારા પિતાએ અહીંના ગોસ્વામીશ્રીના મન્દિરમાં ભેટ કરી દીધેલ છે અને અમારૂં ભોંયભાડું જે કંઇ હશે તે પણ તેની સાથે અહીંના મોટા મન્દિરમાં નિવેદન કર્યું છે. મારા પિતાશ્રીના વખતથી અમે અમદાવાદના વાસી થયા છીએ. મારા પિતાશ્રીએ એમના હાથે ઉતારેલું પેઢીનામુંજ છે. બીજું કંઇ છેજ નહિ. મારા પિતાના કહેવાથી મારા જાણવામાં આવ્યું હતું કે ધ્રુવગીરી ઉપરાન્ત પૂર્વે દેશાઇગીરી પણ હતી. વિશેષ કંઈ મારા જાણવામાં નથી. પ્રો. જેઠાલાલ શાહે છપાવેલી બસેં-બાવન વૈષ્ણવોની વાર્તાના પુસ્તકમાં નાગજીભાઇના ચરિત્રમાં એક સંસ્કૃત આર્યા આપેલી છે. તે સુધારી લેતાં નીચે પ્રમાણે વંચાય છે.

सरसि कुशेशयमास्वादयितुमुपागच्छतोऽलिनो मार्गे ।
यदि कनककमलपाने नासीत् तोषः किमन्येन ॥

એ કવિતા ધ્યાનમાં લેતાં જણાશે કે નાગજીભાઈ સંસ્કૃતના સારા વિદ્વાન હશે, એટલું જ નહિ પણ આવી અન્યોક્તિઓ પણ રચી શક્તા હશે......"

## ૬. સંશોધનનાં કેટલાંક સ્થાનો

પ્રથમ મને થયું કે સમગ્ર વ્રજ ભાષા સાહિત્યને સંશુદ્ધ કરવું જોઇએ; પણ એ તદ્દન અસમ્ભવનીય છે અને તેમ કરવાનું અત્યારે કશું પ્રયોજન પણ નથી એમ જણાયું. જે વખતે એ સાહિત્ય સર્જાયું તે વખતે વ્રજભાષાનો યુગ હતો; પ્રાચીન ગુજરાતી કવિઓની પણ કેટલીક કૃતિઓ તેજ ભાષામાં મળી આવે છે; પણ આજે તે સાહિત્યને મેં પ્રથમ લખ્યું તેમ હિન્દી, ગુજરાતી, અને અંગ્રેજીમાં આજની ઢબે અનૂદિત કરવું જોઇએ.

૮૪ વૈષ્ણવોની વાર્તા અને ૨૫૨ વૈષ્ણવોની વાર્તા વગેરે સાહિત્યનું નિરીક્ષણ કરતાં તેમાંથી નીચે ટાંકેલી વાર્તાઓ મને શોધ્ય અને વિચારણીય જણાય છે:

### ૮૪ વૈ. વાર્તાઓ

**૧. પદ્મનાભદાસની પુત્રી તુલસાની વાર્તા**

(જે ઉપરથી મરજાદીઓમાં ઘણાં ખરાંએ પંક્તિ–ભેદ તાણ્યો લાગે છે.)

૨૨. રૂપમઞ્જરીની વાર્તા
૨૩. બત્રીસ લક્ષણા રાજપુત્રની વાર્તા
૨૪. એક બ્રાહ્મણ પંડિત જેણે જનોઇથી ઝાડ બાંધ્યું તેની વાર્તા

ઉપર્યુક્ત ૨૫૨ વૈ. વાર્તાઓમાં જેનાં જેનાં નામો આપ્યાં છે, તે બધી વાર્તાઓને સહેજ-સાજ સુધારવી જોઈએ. તે વિના પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તોનું પ્રતિપાદન તેમાંથી ન નીકળી શકે. કેટલીક વાર્તાઓ જેવી કે બત્રીસલક્ષણા રાજપુત્રની વાર્તા, કબૂતર કબૂતરી, ત્રણ તુમ્બાવાળો, દક્ષિણના રાજા, રાજા રાણી અને એક વેશ્યાની વાર્તાઓમાં પ્રાચીન લોકકથાઓનો પ્રતિધ્વનિ, આભાસ અને ક્યાંક મૂળનું થોડુંક ફેરફાર સાથેનું રૂપાન્તર પણ સ્પષ્ટ જણાય છે. એક રાણી જેણે દયા ભવૈયાને વૈષ્ણવ કર્યો એ અને દયા ભવૈયા જેવી વાર્તાઓ પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તોને અનુકૂલ નથી. વૈષ્ણવ વેશે જો કોઇ ઠગબાજી ચલાવે તો તેની ઠગબાજી ચાલુ રાખવી એ સિદ્ધાન્ત નથી. વંચકોને તો શોધી શોધીને પુષ્ટિમાર્ગના અનુયાયી સમાજમાંથી જ નહીં, કોઈ પણ સમાજમાં હોય તો તે બધાને હાંકી કાઢવા જોઈએ, તોજ સાચી પ્રગતિ સાધી શકાય.

## ૭. ભાષા સાહિત્યમાં ઘૂસેલી પ્રામાણિકતાએ વર્તાવેલો કેર

ભાષા–સાહિત્યની અશુદ્ધિથી પુષ્ટિમાર્ગની પ્રતિષ્ઠાને બહુ ખમવું પડ્યું છે. જે કાલે મુદ્રિત સાહિત્યનો અભાવ હતો તે કાલે પ્રાકૃત લિખિત વ્રજ ભાષા–સાહિત્ય સાધારણ ભણેલ વૈષ્ણવ સમાજમાં વંચાતું. લહિયાઓની અજ્ઞતાથી તેમજ લખાવનારાઓના દોઢ ડહાપણથી તે અશુદ્ધ બની ગયું હતું; છતાં કોઇ તેને અશુદ્ધ ગણતું નહીં. તેના પરિણામે જન–સાધારણમાં એ પ્રાકૃત ભાષા સાહિત્ય પ્રમાણભૂત મનાવા લાગ્યું; અને ગત ઈ. સ. ૧૮૬૦ માં થયેલા મહારાજ લાયબલ કેસમાં પુષ્ટિમાર્ગના પ્રમાણભૂત સાહિત્યને નામે કેટલાક પ્રાકૃત ભાષા સાહિત્યનાં ઉદાહરણો આપી પુષ્ટિમાર્ગની પ્રતિષ્ઠાને એબ લગાવવાનો પ્રયાસ થયો હતો, ( જે સાહિત્યમાં ૨૫૨ વૈષ્ણવની વાર્તા, ૮૪ વૈષ્ણવની વાર્તા તથા વચનામૃત આદિ સમાઈ જાય છે. )

આ વિષયમાં જેને ખાત્રી કરવી હોય તે મ. લા. કેસનાં ૮૪ થી ૯૨ સુધીનાં પૃષ્ઠો કૃપયા જોઇ જાય, અને પછી પુષ્ટિમાર્ગનું મૂળ સંસ્કૃત સાહિત્ય જોશે તો તેને જરૂર ખરું શું, તે સમજાશે.

માટેજ એ સાહિત્યસસંશોધન પર જેમ બને તેમ શીઘ્ર ધ્યાન અપાય તેજ શ્રેયસ્કર છે. આવો મત મારો એકનો જ નહીં પણ પૂ. પા. ગો. શ્રીગોકુલનાથજી મહારાજ, પૂ. પા. ગો. શ્રીદ્વારિકેશલાલજી મહારાજ, એટલુંજ નહીં પણ પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તોને સારી રીતે સમજનાર સમગ્ર વિદ્વાન્ વર્ગનોયે છે. નિ. લી. શ્રીઅનિરુદ્ધલાલજી મહારાજ પણ તેવો અભિપ્રાય ધરાવતા હતા. બીજાએ કેટલાક વિજ્ઞ ગોસ્વામી મહારાજશ્રીઓ તે સ્વીકારતા હતા. વૈશ્ય પ્રભૃતિ વૈષ્ણવ સમાજ આ કાર્ય સુન્દર રીતે કરી શકે છે; પણ તે સમાજના કેટલાક સાક્ષર સભ્યો સામાન્ય અન્ધપરંપરામાં માનનારા રૂઢિ–ચુસ્તોના પ્રકોપના ભયેજ ભયભીત થાય છે. મારા આ કાર્યને પણ તે મરજાદી પક્ષ પસન્દ નહીં કરે; પણ મારે તો પુષ્ટિમાર્ગના હિત માટે જે કૈં સત્ય કહેવું હશે, તે હું નિર્ભય રીતે કહીશ અને લખીશ.

## ૮. સંશોધનનું દિશાસૂચન

૮૪ અને ૨૫૨ ની વાર્તાઓને કેવી શૈલીમાં અને કેવા અનુવાદ સ્વરૂપમાં મૂકવી, તેનું એક ઉદાહરણ નીચે આપું છું. એવીજ રીતે શુદ્ધ હળવી ગુજરાતીમાં તે બધી વાર્તાઓને લખી એનો બહોળો પ્રચાર થવો જોઇએ, તોજ ભાષા–સાહિત્યનું મૂલ્યાંકન આજનો યુગ કરશે.

### શ્રીનન્દદાસજીની વાર્તા

" શ્રીનન્દદાસજીનું પૂર્વ જીવન વિલાસી હતું તેમણે પોતાના વિલાસમાં બધું ખુવાર કર્યું

આખરે તેઓ શ્રીનન્દ (કુરક્ષેત્ર) ગામમાં ભીખ માંગવા જતા ચઢ્યા. અકસ્માત એક સદ્‌ગૃહસ્થને ઘેર ભિક્ષા માંગી. તેમાં તેની નિવસતી સુન્દર સ્ત્રીએ તેમને ભીખ આપી; પણ શ્રીનન્દદાસ તે પર મુગ્ધ થઈ ગયા; ગૃહસ્થને દ્વારેજ તેઓ કામાસક્ત થઈને પડ્યા પાથર્યા રહેવા લાગ્યા. ગામમાં ખુબ વાતો થવા લાગી એ દુઃખે ગૃહસ્થ સકુટુમ્બ પગ રસ્તે ગોકુલ જવા ઉપડ્યો. તે વૈષ્ણવ હતો, શ્રીગુસાંઈજીનો સેવક હતો. શ્રીનન્દદાસ પણ તેની પાછળ પાછળ ઉપડ્યા. ત્યાં ગોકુલ આવી શ્રીગુસાંઈજીનાં તેમણે દર્શન કર્યા ત્યાં તેઓ શુદ્ધ બની ગયા અને તેમને વિશુદ્ધ સૌન્દર્યપૂર્ણ પ્રભુના સ્વરૂપનું જ્ઞાન થયું. ત્રિકાલજ્ઞ શ્રીવિઠ્ઠલેશ્વરચરણે સ્મિત મુખે શ્રીનન્દદાસને જોતાં કહ્યું કે 'કેમ નન્દદાસ! ક્યારે આવ્યા?' શ્રીનન્દદાસે તેમના ચરણોમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા અને દીક્ષા લઈ સેવક થયા. તેમનો ગુરુ પરનો ભાવ એવો ઉત્તમ હતો."

ઉપર્યુક્ત વાર્તાના મૂળ ભાગમાં ઘણુંજ અસત્કૃત છે. હિન્દી સાહિત્યના પ્રસિદ્ધ વિદ્વાનો શ્રીમિશ્રબન્ધુઓ 'નન્દદાસજી તુલસીદાસજીના ભાઈ હતા' એમ નથી સ્વીકારતા' એ કિંવદન્તી ખોટી છે, એમ તેમણે પોતાના વિનોદમાં સ્પષ્ટ કર્યું છે. પણ એ મૂળ વાર્તાદિમાં શ્રીનન્દદાસજીને પ્રથમથીજ તુલસીદાસના ભાઈ વર્ણવી છેવટ સુધી તેજ વર્ણન ચાલુ રાખ્યું છે, અને એવો બીજોયે કેટલોક અસત્કૃત ભાગ કાઢી નાખ્યો છે. તેજ રીતે ૮૪ વૈ. વાર્તા તથા તેવા સાહિત્યમાં સિદ્ધાન્ત-સ્ખલન કરનારો અર્થવાદ કાઢી નાખવો જોઈએ. તેવા સાહિત્યમાં એક જ વાર્તાના આવતા અનેક પ્રસઙ્ગો કાઢી તેને સ્થાને એકજ વૈષ્ણવની ચોક્કસ પરિશુદ્ધ સૈદ્ધાન્તિક વાર્તાઓ હોવી જોઈએ અને એ વાર્તાઓ એવી રીતે પુનઃ પરિશુદ્ધ સ્વરૂપમાં લખાવી જોઈએ કે જેમાંથી સિદ્ધાન્તના વિજ્ઞાન સાથે સાથે પ્રાચીન ઇતિહાસનુંયે દર્શન થતું રહે.

### ૯. ઉપસંહાર

હું પુષ્ટિમાર્ગના વિદ્વાનોનું પુષ્ટિમાર્ગના પ્રાકૃત ભાષા-સાહિત્યની અર્વાચીન દુર્દશા પ્રતિ સવિનય લક્ષ્ય આકર્ષિત કરી એમને વીનવું છું કે પુષ્ટિસમાજના અભ્યુદય માટે પુષ્ટિમાર્ગીય પ્રાકૃત ભાષા-સાહિત્ય સર્વ પ્રથમ શુદ્ધ બનાવો. પ્રાચીન દૂષિત તત્ત્વોથી અશુદ્ધ બનેલાં લિખિત વા મુદ્રિત પ્રાકૃત સાહિત્યને શોધી શોધી તેને જેટલું શુદ્ધ કરાય તેટલું શુદ્ધ કરો, અને ન થઈ શકે એવું હોય તેને શ્રીયમુનાજલમાં પધરાવી દો, જેથી પુષ્ટિમાર્ગના વિશુદ્ધ તત્ત્વ જ્ઞાનને કોઈ દૂષિત કરવાની ધૃષ્ટતા ન કરી શકે, એટલું જ નહીં પણ પુષ્ટિમાર્ગના પ્રાચીન વિદ્વાન આચાર્ય-કુલાવતંસો ઉપર પણ કોઈ પણ ભિન્ન અને અલ્પ વ્યક્તિ કલંકની કાલિમા ન લગાવી શકે.

ગામ જોધપુરઃ તા. ૮-૧૧-૩૬.

---

# નવીન સાહિત્ય.

'દશમસ્કન્ધ તામસ પ્રકરણ અધ્યાય ૧ થી ૩૨ સુધીનાં શ્રીસુબોધિનીજી ઉપર લેખ યોજના અને કારિકાર્થ હતાં તે મારા મોટા ટાઈપ, પણ્ડિત કાળજીપૂર્વક શુદ્ધ સંસ્કૃત ભાષામાં શ્રીમદ્વલ્લભાચાર્યના પ્રાદુર્ભાવ મહોત્સવ ઉપર પ્રકટ થશે. ગ્રંથ સંસ્કૃત આશરે રૉયલ આઠ પેજી ૨૧૦ પેજનો થશે તેનું નૌછાવર સસ્તુ સાહિત્ય સર્વને સુખથી મળી શકે તે માટે ફક્ત રૂ. ૧) માત્ર એકજ રૂપીઓ રાખવામાં આવશે અને આ અંક મળ્યા પછી ફક્ત એક માસની અંદર જેઓ પોતાનો ઓર્ડર નોંધાવશે તેઓને મળશે.

મળવાનું ઠેકાણું:
ચુનીલાલ પરીખ ઠાં.
કાગળ તથા સ્ટેશનરીના વેપારી, ૪૭૮, કંસારાઃ—મુંબઈ નં. ૪.

## વેણુરવ.

( લેખકઃ—રા. રા. ધીરજભાઈ સાંકળીયા, એડવોકેટ )

नं. २०३ भक्तिमार्गे भगवत्साक्षात्कारो 'नाहं वेदै' 'नंतु मां शक्यसे द्रष्टु'मित्यादि वाक्यैर्नेन्द्रियजन्य इति भावः। दृष्टेपि भगवति यावत्सर्वेन्द्रियैः साक्षान्नानुभूयते, न तावत्स्वास्थ्यमिति न साक्षात्कारमात्रफलम्। 'दर्शयन् मुहुर्मनसि स्मरं यच्छसी'ति वाक्याद् दर्शनस्यामेतनभोगोपयोगित्वेन अङ्गत्वम्। यथेक्षुदण्डस्य रससंबंधात् भक्ष्यत्वम्, तथा भगवदानन्दलेशसंबंधेनान्येषां रूपाणां भजनीयत्वमित्याशयेनेक्षुदृष्टान्तः। केवलरसात्मकः स्वयमधुनैव प्रकट इतीतः पूर्वमेव ते पक्षाः कर्तव्यत्वेन स्थिताः, नत्वतः परमपि, अतः एतादृशो भक्तिमार्गो भगवता प्रकटित इति रूपान्तरपुरःसरं ये पक्षाः ते सर्व एव पूर्वपक्षाः। सु. १०. २०. ३९. टि.

અર્થ—ભક્તિમાર્ગમાં ભગવત્સાક્ષાત્કાર ઈન્દ્રિયજન્ય નથી, તે नाहं वेदै; न तु मां शक्यसे द्रष्टुं વગેરે વાક્યોથી ભગવાને સ્પષ્ટ કહ્યું છે. (ભગવાને અલૌકિક દિવ્ય ચક્ષુનું દાન કર્યું ત્યારેજ અર્જુનને દર્શન થયાં.) દર્શન થયાં પછી પણ જ્યાં સુધી સર્વ ઈન્દ્રિયોથી સાક્ષાત અનુભવ ન થાય, ત્યાં સુધી ભક્તિમાર્ગમાં સ્વાસ્થ્ય થતું નથી, માટે માત્ર સાક્ષાત્કાર કાંઈ ફલ નથી. 'તમારા સ્વરૂપનું દર્શન કરાવીને ક્ષણે ક્ષણે અમારા મનમાં કામ ઉત્પન્ન કરો છો,' એ વાક્યથી દર્શન પણ આગળ થવાના ભોગનેજ ઉપયોગી હોવાથી તે તો ગૌણું છે. જેમ શેરડીનો સાંઠો તેમાં રહેલા રસને લીધેજ ખાવા યોગ્ય છે, તેમજ ભગવદાનંદના કાંઈક લેશેજ સંબંધને લીધેજ ભગવાનનાં બીજાં રૂપો ભજનીય છે, તેથી શેરડીનો દૃષ્ટાન્ત કહ્યો છે. કેવલ રસાત્મક સ્વયં પ્રભુ તો હાલજ પ્રકટ થયા છે, તેથી ભગવાનનાં બીજાં રૂપોને લીધે જે કર્મ, જ્ઞાન, યજ્ઞ વગેરે કર્તવ્ય હતા, તે હવે સર્વે પૂર્વ પક્ષ રૂપ થઈ ગયા છે, નકામા થઈ ગયા છે, કર્તવ્ય તરીકે તો રસરૂપ બહિઃ પ્રકટ ભગવાનની સેવા ગુણગાન કીર્તનજ છે, કેમકે આવો ભક્તિમાર્ગ ભગવાને હાલ પ્રકટ કર્યો.

नं. २०४ एवं पूर्वोक्तसाधनस्य फलाकाङ्क्षां निरूप्य भगवानेव फलमिति ज्ञापयितुं साधनानामेतच्छेषत्वं प्रतिपादयन् मुनीनामागमनमाह। स्त्रीभिः स्त्रीपु नृभिर्नृपु सर्वेषामेव भगवत्संबन्धिनां भगवत्परता निरूपिता भवति। येन संमर्देपि मुनीनामागमनं न विरुध्येत। अत एव तत्र मुनयः आगयुः। यत्रैव यस्याभीष्टं फलं तत्रैव तस्यागमनम्। अतो रामकृष्णावत्र वर्तेते इति तद्दिदृक्षया मननेन ज्ञात्वा मननं साधनमपि परित्यज्य समागता इत्यर्थः। इदानीं वाग्व्यापारमात्रेणैव प्राप्यत इति भावः॥ सु. १०. ९. ३९. २.

અર્થ—આ પ્રમાણે પૂર્વ અધ્યાયમાં કહેલા શ્રવણરૂપ સાધનની ફલાકાંક્ષા નિરૂપણ કરી; હવે ભગવાનજ ફલ છે એ જણાવવાને મનન વગેરે સાધન

ઉન્નતિ થઈ. તેથી તામસ કર્મોનું પરિણામ પણ મોક્ષમાં આવ્યું. (પરીક્ષિતે બ્રાહ્મણનો અતિક્રમ કર્યો તોપણ તેનો મોક્ષ થયો.)

જો કલિયુગમાં ધર્મ (ભાગવત ધર્મ) હોત તો તેની રક્ષા સાત્ત્વિક કર્મ થાત-પણ ધર્મ હતો જ નહિ, તેથી તે કર્મ તામસ થયું, અને ફલ પણ પરીક્ષિતને દુરદષ્ટ (નઠારૂં) થયું. વળી કલિમાં ચિત્તશુદ્ધિ પણ થતી નથી, જેમ મેલા કાદવવાળા જળના પૂરથી શુદ્ધિ થતી નથી તેમ—भागवतशास्त्रे प्रवृत्ते हि कीर्तनादयो जायन्ते । अयमेव कलेर्मुख्यो गुण इति सिद्धान्तसारो ज्ञातव्यः । પ્રકાશ ભાગવત શાસ્ત્ર પ્રવૃત્ત થાય ત્યારેજ કીર્તન વગેરે થઈ શકે છે. આ જ કલિનો મુખ્ય ગુણ છે, એ સિદ્ધાન્તનો સાર છે.

કલિયુગમાં શુદ્ધિ પાળી શકાતી જ નથી, તે કૃષ્ણાશ્રય ગ્રંથમાં શ્રીવલ્લભાચાર્યે બહુ સારી રીતે સમજાવ્યું છે, અને શિખામણ આપી છે કે ભગવાનને પ્રસન્ન કરવાનું ખરૂં કર્તવ્ય એક જ છે, તે એકે તેને શરણે જઈ તેનાજ ગુણગાન કરવા સુ. ૧-૧૮-૧૫ માં તે સ્પષ્ટ નીચે પ્રમાણે કહ્યું છે:—

નં. ૨૦૬ शुद्ध्यर्थमेव सर्वे प्रयासाः, सर्वे च संस्काराः, चरित्रंच विशेषाकारेण शुद्धिर्यस्मादिति. શુદ્ધિને માટે જ સર્વે પ્રયાસ છે, અને ૪૮ અથવા ૧૬ સંસ્કારો છે. (ભલે તે નકામા થઈ જાય), ભગવાનનું ચરિત્ર એવું છે કે તે ખાસ કરીને સર્વની શુદ્ધિ કરે છે. ભગવાનનાં નામ, ભગવાનનાં ચરિત્ર, ભગવાનના ગુણ ગાતો હોય, તેજ ખરો શુદ્ધ છે. બ્રાહ્મણ કે ત્રૈવર્ણિક હોવા છતાં ભગવાનના ગુણગાન ન કરતો હોય, તેના કરતાં શૂદ્ર કે ચાંડાલ ભગવાનના ગુણ ગાતો હોય તે વધારે શુદ્ધ છે. સુ. ૧. ૧૮. ૧૫.

---

# વેણુગીત.

( લેખકઃ—રા. રા. ધીરજભાઈ સાંકળીઆ B. A. LL. B. )

યોગશાસ્ત્ર કહે છે કે આપણા હૃદયમાં અનાહત ચક્ર છે, અનાહત નાદ નિત્ય થયા જ કરે છે. તે કોણ સાંભળી શકે છે? શમ, દમ સાધ્ય હોય, જેણે યમ, નિયમ પાળ્યા હોય, પ્રાણવાયુ નિયંત્રિત કર્યો હોય, તે સાંભળે. વળી યોગ શાસ્ત્ર એમ પણ કહે છે કે જે વસ્તુમાં મનનો સંયમ કરીએ તેનું સર્વ જ્ઞાન થાય. સૂર્યમાં સંયમ કરીએ તો સૂર્યનું, અને ચંદ્રમાં સંયમ કરીએ તો ચંદ્રનુ જ્ઞાન થાય. અહીં તો શ્રીવ્રજરત્નોનાં હૃદય ભગવાને પોતેજ આકર્ષ્યા હતા પ્રેમાપિ હરિણા કૃતમ્, उद्बोधकं च हरिणा તો પછી હરિએ કરેલા વેણુનાદનું શ્રવણ એમને થાય, અને હરિના સ્વરૂપનું અને હરિની લીલાનું દર્શન એમને થાય તેમ શું આશ્ચર્ય? આ શ્રવણ દર્શનથી એમનાં હૃદય આનંદથી ઉભરાઈ ગયાં, એમના મનમાં તાલાવેલી લાગી કૃષ્ણની ઉદ્બુદ્ધ રસાત્માની સર્વ ચેષ્ટાઓ એમના સ્મરણમાં આવી, એમ મન વિક્ષિપ્ત થઈ ગયાં. વર્ણન કેવી રીતે કરે! વર્ણન શરૂ કરતાં જ હૃદયમાં કૃષ્ણની ચેષ્ટાનુ સ્મરણ થયુ, અને સ્મરના વેગને લીધે વર્ણન કરી શક્યાં જ નહિ.

મહામુનિ શુકદેવજીએ એમના ચિત્તની આ દશા જોઈ, અને ભૂતલના ભાગ્યવાન્ ભગવજ્જનો પર કૃપા કરીને પોતે જ તે સમયના ભગવત્સ્વરૂપનું ભગવાનના વેણુનાદનું અને વૃંદાવનમાં પધારતા ભગવાનની ક્રીડાનું વર્ણન કર્યું.

શ્રીવલ્લભાચાર્યજી કહે છે કે शुद्धाः प्रेम्णा अतिदुर्लभाः । ઉત્તમ ભગવદીયોની બે જ અવસ્થા હોય છે, અંતરનિષ્ઠા અથવા વિરહ; સંયોગ અથવા વિપ્રયોગ, એ સિવાય એમની બીજી દશા હોતી જ નથી. તેથી તેઓ સદા, વિકલ અને અસ્વસ્થ હોય છે. શ્રીશુકદેવજીને આવી ભક્તિ, આવો ભાવ પ્રભુ તરફ ન હતો, તેથી જ જે વર્ણન ગોપીજન ન કરી શકયાં તે સ્થિતપ્રજ્ઞ શુકદેવજી કરી શકયા. ઘણાને અહીં એવી શંકા થાય છે કે ગોપીજનનો ભાવ શું શુકદેવજી કરતા ઉત્તમ ગણાય? ઘણાઓ ટકોર કરે છે કે જન્મથીજ વૈરાગ્યશીલ બ્રહ્મભાવમાં સર્વદા મગ્ન અને સભગવાન્—જે ભગવાન સહિત છે—જે શ્રીમદ્ભાગવતના વક્તાઓમાં સૌથી ઉત્તમ છે, વ્યાસ, નારદ, પરશુરામ, અને અન્ય ઋષિ મુનિઓ, જેની ભાગવતની કથાનું શ્રવણ કરવાને ગંગાતટ પર એકઠા મળ્યા છે, તે સર્વમાં શ્રેષ્ઠ વક્તા કરતાં ગોપીજનો ઉત્તમ કેમ ગણાય? આનો ઉત્તર શ્રીવલ્લભાચાર્યે આપ્યો છે. અને ... નીચે ... જોઈએ.

શ્રી શુકદેવજી જ્ઞાનમાર્ગીય હતા, તે કાંઇ ભક્તિમાર્ગીય હતા નહિ, પણ જ્ઞાનમાર્ગીયના ચિત્તમાં વૈકલ્ય કદાપિ ન થાય, અને હમેશાં પ્રચારણ કરવાને સમર્થ રહે, તેથી શ્રીભાગવતના પ્રચારને માટે સર્વત્ર ઉપેક્ષાવાળા અને સર્વદા આત્મારામ એવા શુકદેવજીને પ્રભુએ યોજ્યા હતા. હમેશાં સંયોગ અથવા વિપ્રયોગ અવસ્થામાં રહેનાર ભક્તિમાર્ગીયો એ કાર્યોને સારૂ યોગ્ય ગણાય નહિ. આ પ્રમાણે જ્ઞાનમાર્ગીય શુકદેવજી કરતાં ભક્તિમાર્ગમાં સૌથી ઉત્તમ ગોપીજન વધારે શ્રેષ્ઠ ગણાય એમાં કાંઈપણ અસંભવિત નથી.

काचिद् भगवतः सिद्धिरस्ति राधस्शब्दवाच्या । न तादृशी सिद्धिः काचिदन्यत्र । नवा ततोप्यधिका । तया सिद्ध्या भगवान् स्वगृह एव रमते । तच्चाक्षरात्मकं ब्रह्म । रंस्यन्निति स्वनिष्ठमेव रसं तत्संबंधादभिव्यक्तं करोति । एतावता स्वरूपस्थितिव्यतिरेकेण नान्यत्र रंस्यतीति भगवदीयो रसस्तत्रैव प्राप्तव्यः । गृहं च तस्यैव । तत्साधनं च निरस्तसाम्यातिशया सिद्धिः । अतोन्येषां सर्वथा तद्रसप्राप्तिर्दुर्लभा, गृहसेवकस्य तु सुलभेति । सहि स्वगृहे तां नीत्वा रंस्यतीत्यन्यथोपपत्त्या भक्त्यैकलभ्यत्वम् । स्वधामनीत्यनेन नह्यन्यस्तत्र गंतुं स्थातुं वा शक्नोतीति सूचितम् । ब्रह्मत्वादहेयत्वम् । निरन्तररसप्रवाहात् न सायुज्यापेक्षा । अतस्तादृशभक्त्यभावे केवलं नमनं कर्तव्यमिति तादृशाय नम इत्याह, एवं ज्ञात्वा नमनमपि प्रयोजनमिति शुकादीनां तावन्मात्रपर्यवसानं सूचितम् । सु. ६-४-१४.

ભગવાનની રાધસ નામની કોઇક સિદ્ધિ છે. બીજે કોઈ સ્થળે એવી સિદ્ધિ .થી, એના કરતાં અધિક પણ કોઇ સ્થળે નથી. તે સિદ્ધિ સાથે ભગવાન 'તાના ઘરમાંજ રમણ કરે છે. તે ઘર તે અક્ષરાત્મક બ્રહ્મ છે. પોતામાં રહેલો રસ, સિદ્ધિના સંબંધથી પ્રકટ કરે છે. આથી એમ જણાવ્યું કે સ્વરૂપસ્થિતિ વિના . .ન ભગવાન રમણ કરતા નથી, તેથી ભગવદીય રસ ત્યાંજ પ્રાપ્ત થઈ શકે છે. ાર પણ તેનુંજ છે. તેનું સાધન રાધસ્ નામની સિદ્ધિ કે જેના સમાન અથવા ેનાથી વિશેષ બીજી કોઇ સિદ્ધિ નથી. ઘરના સેવકને તે રસની પ્રાપ્તિ સુલભ ે. પણ ઘરના સેવક સિવાય બીજાને તે રસની પ્રાપ્તિ દુર્લભ છે. તે તે સિદ્ધિને પોતાને ઘેર લઈ જઈને રમણ કરે છે. તેથી ભક્તિથીજ તે પ્રાપ્ત થાય છે એમ સમજવું. સ્નેહ વિના કોઇ કોઇને પોતાને ઘેર લાવતું નથી તેથી સ્વધામ એ પદ વાપરેલું હોવાથી બીજો કોઈ ત્યાં જવાને કે રહેવાને સમર્થ નથી. એમ સૂચવ્યું. એ ઘર બ્રહ્મ રૂપ હોવાથી હેય–ત્યાગ કરવા યોગ્ય નથી. નિરંતર રસનો પ્રવાહ ચાલુ હોવાથી સાયુજ્યની અપેક્ષા રહેતી નથી. આ ભક્તિ ભગવાનને આધીન હોવાથી એવી ભક્તિના અભાવમાં કેવલ નમનજ કરવું જોઈએ. તેથી શુકદેવજી એવા ભગવાનને નમન કરે છે. એમ જાણીને નમન પણ પ્રયોજન છે તેથી શુકદેવજી વગેરેને તેટલોજ લાભ છે એમ સૂચવ્યું, અહિં પણ સુ. ૨, ૪, ૧૪ માં શ્રી શુકદેવજીને મુખ્ય ભક્તિનો અભાવ સૂચવ્યો.

કીર્તનકારોને આ વાત અજ્ઞાત નથી. પરમાનંદદાસજી ગાય છે કે:—

ગોપી પ્રેમકી ધ્વજા.

જીન ગોપાલ કિયો અપને વશ, ઉર પર શ્યામભુજા ॥૧॥
શુકમુનિ વ્યાસ પ્રશંસા કીની ઉધો સંત સરાહી ।
ભૂરિ ભાગ્ય ગોકુલકી વનિતા અતિ પુનીત ભુવમાંહી ॥૨॥

વળી,

જો રસ રસિક કીરમુનિ ગાયો,
સો રસ રટત રહત નિસવાસર, શેષ સહસ્રમુખ પાર ન પાયો ।
ગાવત શિવ શારદ મુનિ નારદ, કમલ કોશ વાસીન ચખાયો ।
યદ્યપિ રમા રહત ચરણન તર, નિગમન અગમ અગાધ બતાયો ॥
તદપિ તનયાતટ બંસીબટ નિકટ વૃંદાવિપિન વીથન રહાયો ।
સો રસ રસિકદાસ પરમાનંદ વૃષભાન સુતા કુચબીચ બસાયો ॥

સાર એ છે કે વાસ્તવિક રીતે શ્રી શુકદેવજી જ્ઞાનમાર્ગીય છે. ભક્તહૃદયની વિકલતા અને અસ્વાસ્થ્ય જે સન્યાસનિર્ણયમાં કહ્યાં છે, અને જે ભક્તને સ્વાભાવિક છે, તે શુકદેવજીને નથી તેથીજ એમને ભાગવતના વક્તા તરીકે ભગવાને પસંદ કર્યો છે. શ્રી ગોપીજનની જે દશા ભગવાનના મથુરા પધારવાથી થઇ તેનો અનુભવ શુકદેવજીને ક્યાંથી થાય? તેથી ઉદ્ધવજીએ ગાયું કે:—

एताः परं तनुभृतो भुवि गोपवध्वो गोविंद एवनिखिलात्मनि रूढभावाः ।
आसामहो चरणरेणुजुषामहं स्यां वृंदावने किमपि गुल्मलतौषधीनाम् ।
या दुस्त्यजं स्वजनमार्यपथं च हित्वा भेजुर्मुकुंदपदवीं श्रुतिभिर्विमृग्याम् ॥

અને ભગવાને પોતે પણ શ્રી ગોપીજનની પ્રશંસા કરતાં કહ્યું કે:—

પુરુષવિધ છે. આનંદમયનું પ્રિયશિર છે. મોદ દક્ષિણ પક્ષ છે, પ્રમોદ ઉત્તર પક્ષ છે. આનંદ આત્મા છે. પુચ્છ પ્રતિષ્ઠા (સ્થાન) છે." કલાકારનો મધુર ઉદ્‌બુદ્ધ રસવાળો હોય છે, તેમ આ રસોવૈસઃ ભગવાન્ અહીં ઉદ્‌બુદ્ધ રસ છે, તે બર્હાપીડથી સૂચન થાય છે. નટ અને વરપદથી સર્વના ચિત્તને અત્યાકર્ષક સ્વરૂપ ધારણ કર્યું છે. જેના દર્શન કરી ચતુર્ભુજદાસ જેવા ભાગ્યવાન ભગવદીયો ગાય છે કેઃ—

મન્મથ કોટિક વારણે લાલ દેખત ડગમગી ચાલ,
યુવતિ જનમન ફંદના અંબુજ નેન વિશાલ,
કુંજન ભુવન ક્રીડા કરો લાલ સુખનિધિ મદનગોપાલ,
હમ શ્રીવૃંદાવન માલતી, તુમ ભોગી ભ્રમરભુપાલ.

કર્ણિકાર પુષ્પ રસનું ઉદ્‌બોધક છે. રસનાયકનું આવું સ્વરૂપ જોતાં કયી નાયિકાને ધીરજ રહે? અને રસ પ્રકટ કરે, રસ જાય તેથી આ ભગવત્-સ્વરૂપે સુવર્ણના જેવું કેસરી પીતાંબર માયાથી ચિત્તને આકર્ષવાને ધર્યું છે, રસને છાવયો છે. વનમાળા અત્યંત પવિત્રતા એને વૈજયન્તી માલા સર્વત્ર જય સૂચવનારી છે. આ રસ ઈંદ્રિયજન્ય અનિત્ય મલિન નથી. મનના સંકલ્પથી એની ઉત્પત્તિ નથી. આ તો અત્યંત આંતર મૂલ રસ છે, જેની માત્રાથી આખું જગત્ જીવી રહ્યું છે. નેતિ નેતિ ગાન કરતી માર્યાદિક ઋચાઓને એના દર્શન નથી. શુકદેવજી જેવા પણ જ્ઞાનનિષ્ઠ હોવાથી જ જેનું વર્ણન કરી શકે છે. એવા રસોવૈસઃ પ્રભુ અને તેની રસમય લીલાને નહિ સમજી તેના ઉપર ખોટા આક્ષેપ કરનારા ઘણા મનુષ્યો છે. તેની દરકાર નહિ કરતાં આપણે આ આનંદમય પ્રદેશમાં આગળ વિહાર કરીશું.

વૃંદાવનમાં પધારતા ઉદ્‌બુદ્ધ રસરૂપ ભગવત્સ્વરૂપનું, વેણુનાદનું અને ક્રીડાનું જે વર્ણન શ્રીશુકદેવજી કરે છે તેનો અનુભવ શ્રીગોપીજનને પોતાના હૃદયમાં અત્યંત પ્રબલ રીતે થાય છે, તેથીજ તેઓ વર્ણન કરી શક્યાં નહિ.



## कलियुगनो मोटो गुण.

કેટલાક લોકોને બાહ્ય શુદ્ધિનો એટલો બધો દુરાગ્રહ હોય છે કે તેઓ નજીવી બાબતોમાં પોતાને સંતાપ આપ્યા કરે છે. આ તો નળનું પાણી પીએ છે, માટે નકામો, આતો બહાર હજારોને અડકી આવીને કપડા બદલતોજ નથી, વગર નાહ્યા ચા પીએ છે, વગેરે દોષો કાઢી, પોતાને ઉત્તમ, પવિત્ર માનતાં શિખે છે, પણ એ માત્ર વ્યવહારની શુદ્ધિ છે, એમાં પરમાર્થ કાંઈ નથી, ભગવાનની પ્રસન્નતા તો કીર્તનથીજ છે એ આપણે વેણુરવના વાક્યોમાં જોઇ ગયા. કલિયુગમાં એવી શુદ્ધિની અપેક્ષાજ નથી, એ પણ જોઈ ગયા. વિષ્ણુપુરાણના છઠ્ઠા અંશના પહેલા બે અધ્યાયમાં કલિનું બહુ સારૂં વર્ણન આપ્યું છે. પારાશર જોઇ કહે છે. "કલિયુગમાં મનુષ્યોની પ્રવૃત્તિ વર્ણાશ્રમના આચારમાં કે વેદમાં નથી. ધર્મશાસ્ત્ર વિધિથી વિવાહ કરવામાં આવતા નથી. પરણેલાં સ્ત્રી પુરુષોમાં પરસ્પર શુદ્ધ વ્યવહાર રહેતો નથી. હોમાત્મક દેવપૂજા ચાલતી નથી. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યની જીવિકાનો નિયમ વર્ણ પ્રમાણે હોતો નથી સુવર્ણ, મણિ, રત્ન ભૂષણો નાશ પામતાં સ્ત્રીઓ કેવળ કેશથી કાયા શોભાવશે. ધનવાન કુલીન મનાશે. જળપિંડદાન પિતૃક્રિયા નહિ

રહે. રાજા પ્રજાનું પાલન કરશે નહિ. વેદ માર્ગનો લોપ થશે. બ્રાહ્મણાદિક ત્રણ વર્ણો શૂદ્ર જેવા થશે." આ સર્વ અટકાવવાના પ્રયત્ન નિષ્ફળ છે, કેમકે જો અટકાવી શકાત તો મોટાઓ તે અટકાવત, અથવા તેના ઉપાય કહેત, પણ તે ન કહેતાં કલિયુગનો મોટો ગુણજ કહ્યો, વ્યાસે કહ્યું, " કલિયુગ સારો છે. સારો છે. શૂદ્ર, તને ધન્ય છે, સ્ત્રીઓ સર્વ કરતાં ધન્ય છે, તેની બરાબર કોણ છે ? જે જપ-તપ બ્રહ્મચર્યાદિ સત્યયુગમાં દશ વર્ષ, ત્રેતામાં એક વર્ષ અને દ્વાપરમાં એક માસ સુધી કરવાનું જે ફલ તે કલિયુગમાં એક દિવસ રાતમાં પુરુષોને પ્રાપ્ત થાય છે. સત્યયુગમાં ધ્યાનથી, ત્રેતામાં યજ્ઞથી, દ્વાપરમાં પૂજનથી જે ફલ મળે છે, તે કલિમાં ભગવદ્‌ગુણાનુવાદથી મળે છે. કલિમાં થોડા શ્રમથી મોટો ધર્મ સધાય છે તેથી કલિ ઉપર હું બહુજ સંતુષ્ટ છું. શૂદ્રો પર હું પ્રસન્ન છું કેમકે સેવાથીજ તેમનું શ્રેય થાય છે. પોત પોતાના હરિકીર્તનાદિથી મનુષ્ય પાપરૂપ કીચડને ધોઈ શકે છે. સત્યયુગ આદિમા દ્વિજને જપતપ કરવામાં મોટો ક્લેશ થતો, હવે કલિમાં કૃષ્ણ કીર્તનથી સર્વ કાર્યની સિદ્ધિ થાય છે. હે મૈત્રેય ! તને મેં આ રહસ્ય કહ્યું કે અત્યંત ઘોર કલિમાં આ એક મોટો ગુણ છે કે કૃષ્ણ કીર્તનથી જ મનુષ્ય મુક્ત થાય છે."

આ સર્વ ઉપરથી અમને તો લાગે છે કે વર્ણાશ્રમ સ્વરાજ સંઘ વગેરેની પ્રવૃત્તિમાંથી છુટી કૃષ્ણકીર્તનજ કરવું–કેમ જે અશક્ય છે, જે દોષ કલિયુગમાં કાલના પ્રભુપ્રેરિત પ્રવાહથીજ થયા કરે છે અને વધ્યાજ કરે છે, તેને કેમ અટકાવી શકાય ? આભ ફાટે ત્યાં કેટલાં થીંગડાં ક્યાં મારશો ? માટે જે મોટાઓએ કહ્યું છે તેજ કરવું. આથીજ કલિનો લાભ મળશે. એનો વિરોધ કરવાથી એ લાભ નહિ મળે. શ્રીમદ્‌ભાગવતમાં બારમા સ્કંધમાં ત્રીજા અધ્યાયમાં પણ કલિનો આજ પ્રભાવ વર્ણવ્યો છે. " પ્રજાને ભક્ષણ કરનાર રાજાઓ થશે. બ્રાહ્મણો જીહ્વોપસ્થપરાયણ થશે. બ્રહ્મચર્ય નહિ રાખનાર બ્રહ્મચારી થશે. પોત પોતાના આશ્રમના આચારથી રહિત થશે. રાજાના મોટા કરવેરાથી અને અનાવૃષ્ટિથી લોકો બહુ દુઃખી રહેશે. દ્રવ્ય અને દેશથી થતા તેમજ કલિએ કરેલા સર્વ દોષોને હૃદયમાં રહેનાર પુરુષોત્તમ હરે છે. તે ભગવાનનું કાનથી શ્રવણ કરે, મુખથી કીર્તન કરે હૃદયમાં ધ્યાન કરે, પૂજન કરે, તો ભગવાન પધારી હજારો જન્મોમાં કરેલા પાપોને દૂર કરે છે, અનંત ભગવાન હૃદયમાં જે અત્યંત શુદ્ધિ પ્રાપ્ત થાય છે, તેવી શુદ્ધિ વિદ્યા, તપ, પ્રાણનિરોધ સર્વભૂતમાં મૈત્રી, તીર્થસ્નાન, વ્રત, દાન કે જપથી થતી નથી. કલિયુગ જો કે દોષની ખાણ છે, તોપણ એમાં એક મોટો ગુણ છે તે એજ કે તે કલિમાં કૃષ્ણનું કીર્તન કરનાર સર્વ સંગથી મુક્ત થઈને પરમ પદને પામે છે. સત્ય યુગમાં ધ્યાનથી, ત્રેતામાં યજ્ઞથી, દ્વાપરમાં સેવાથી જે મળતું તે કલિમાં હરિકીર્તનથી પ્રાપ્ત થાય છે."

લેખકઃ—રા. રા. ધીરજભાઈ સાંકળીઆ, એડ્વોકેટ.

---

## श्रीपुष्टितत्त्वविचार.

પુષ્ટિમાર્ગીય વૈરાગ્યનું નિરૂપણ કરતાં શ્રીમહાપ્રભુજી વેણુગીતનાં સુબોધિનીજીમાં શ્લોક ઉપર કારિકાથી જણાવે છે કેઃ—

**हरेश्चरणयोः प्रीतिः स्वसर्वस्वनिवेदनात् । उत्कर्षश्चापि वैराग्ये हरेरपि हरिर्यदा ॥क. भक्त्या च तादृशत्वं च सा सेवा सेवकोचिता ॥८३॥**

પોતાના સર્વસ્વના નિવેદનપૂર્વક હરિના ચરણોમાં પ્રીતિ એજ વૈરાગ્ય તેનો ઉત્કર્ષ પણ ત્યારે કે જ્યારે હરિનો પણ હરિ થાય. ભક્તિથીજ, હરિના હરિ થઈ શકાય છે. ... ઉચિત (યોગ્ય) એવી તેજ સેવા છે. (કા. ૮. ૮૩)

**બીજે સર્વત્ર વૈરાગ્ય હોય, ત્યારેજ હરિમાં પ્રીતિ સંભવે છે.** જ્યારે સેવ... વસ્ત્ર વગેરે ઉપચાર સેવાથી હરિનાં પણ ઠંડી ઉષ્ણતા, વગેરે નિવારણ કરીને **સર્વ દુઃખ હર્તા હરિનું દુઃખ હરતા થાય** ત્યારેજ વૈરાગ્યમાં પણ ઉત્કર્ષ સિદ્ધ થાય છે. 'ભગવાનને શ્રમ થતો નથી' એમ કોઈક માને છે; **'ભગવાનને શ્રમ જરૂર થાય છે'** એ સિદ્ધાન્ત છે, અને તેનુ પ્રતિપાદન દશમા સ્કન્ધમાં યુગલગીતમાં કર્યું છે. જેમ ભગવાનને શ્રમ થાય છે, તેમ ઠંડી વગેરે પણ થાય છે, એમ જાણવું. 'બીજો ખાતો નથી તો પણ સર્વ સ્થાને પ્રકાશે છે' એ શ્રુતિમાં કહ્યા પ્રમાણે જો કે મર્યાદામાર્ગમાં "ભગવાન્ ભોજન વગેરે કરતા નથી' એમ કહ્યું છે, તો પણ **પુષ્ટિમાર્ગમાં ભગવાન્ ભોજન વગેરે કરેજ છે'** એ સિદ્ધાન્તનું પ્રતિપાદન આઠમા અધ્યાયમાં શ્રીટિપ્પણીજીમાં અને પૂતનામોક્ષવિષયક અધ્યાયના શ્રીટિપ્પણીજીમાં 'ભગવાનમાં સ્નેહહેતુક સ્વામિનીએ કરેલી રક્ષા વગેરે કાર્યભ્રમહેતુક છે' એ શંકાના પરિહારપૂર્વક નિરૂપણ કર્યું છે; તેથી **'હરિનો પણ હરિ'** એ બહુ સુન્દર કથન કર્યું છે અર્થાત્ 'દૃષ્ટ્વાતપે' એ શ્લોકમાં જલની વર્ષાએ કરીને અને પોતાના શરીરથી છાયા કરીને મેઘે પોતાના સર્વસ્વથી સેવા કરી, તેથી મેઘનુ વૈરાગ્ય સિદ્ધ થયું અને સેવકમાં એમ વૈરાગ્યસિદ્ધિ થઈ ત્યારે ભગવાનમાં તો કહેવુંજ શું!

આ છ શ્લોક (વેણુગીત ૧૧ થી ૧૬) ના તાત્પર્ય નિરૂપણ રૂપ ઐશ્વર્ય વીર્ય યશ, શ્રી જ્ઞાન અને વૈરાગ્ય, એ છ ધર્મના નિરૂપણથી વેણુના ભગવત્ત્વનું સમર્થન કર્યું. સર્વત્ર અનાસક્તિ એ સામાન્ય વૈરાગ્ય છે, અને તેજ અનાસક્તિ ત્યાગયુક્ત હોય ત્યારે વૈરાગ્યમાં ઉત્કર્ષ કહેવાય; તેમાં પણ **"હરિચરણમાં રતિ"** એ ભક્તિમાર્ગીય વૈરાગ્યમાં ઉત્કર્ષ છે. તેમાં પણ **હરિની શીત વગેરે નિવારણ કરવા રૂપ સેવા** પુષ્ટિમાર્ગીય વૈરાગ્ય છે, અને તેમાં ભક્તિવિશિષ્ટ શીત વગેરે નિવારણ કરવારૂપ **'હરિસેવા'** ઉત્તમમાં ઉત્તમ છે, તેથી અહીં આ પ્રમાણે અન્વય કરવો—**'પોતાના સર્વસ્વના નિવેદનવાળી હરિચરણમાં પ્રીતિ'** એ ભક્તિમાર્ગીય વૈરાગ્યમાં ઉત્કર્ષ છે; પહેલાં કહેલો સામાન્ય વૈરાગ્ય અને તેનો ઉત્કર્ષ તો ભક્તિમાર્ગીય વૈરાગ્યમાં સિદ્ધજ છે; તેથી 'અપિ' શબ્દનો અને 'ચ'કારનો પ્રયોગ કર્યો. આ પ્રકારે ભક્તિમાર્ગીય વૈરાગ્યનો ઉત્કર્ષ કહીને હવે પુષ્ટિમાર્ગીય વૈરાગ્ય કહે છે કે જ્યારે **"હરિનો પણ હરિ થાય અને તે ભક્તિપૂર્વક થાય" એવી સેવા સેવકને ઉચિત છે;** અર્થાત્ પુષ્ટિમાર્ગીય વૈરાગ્ય ઉત્તમમાં ઉત્તમ છે. × × × મેઘમાં વૈરાગ્યરૂપ ભગવદ્ધર્મ કાર્યરૂપે છે જ. તે પોતાના કારણરૂપ ભગવન્નિષ્ઠ વૈરાગ્યનું સૂચન કરે છે. જ્યારે ભક્ત સર્વ દુઃખ

# सर्वोत्कृष्ट भक्तिमार्ग.

(લે. વિ. કરુણાશંકર ગોપાલજી. મોટા મન્દિર, મુંબઈ.)

આ વિશ્વમાં દરેક મનુષ્યોને જન્મ લઇને અનેક વિચારો ઉપસ્થિત થાય છે. કે હું કોણ છું! હું શા માટે આ જગતમાં આવ્યો છું. વગેરે આ જગતમાં બીજી પણ ઘણીજ ઉત્પન્ન થયેલી વસ્તુઓ નજરે પડે છે ત્યારે તેઓની વિચિત્રતા નિયમિતતા વગેરે જોઇને મનુષ્યોને ઘણુંજ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. જેમકે સૂર્ય, ચન્દ્રનું નિયમિત પ્રકાશવું, નિયમિત અસ્ત થવું, આધાર વિના સ્થિતિ કરવી, વગેરે વસ્તુઓને જોઇને આનો કોઇપણ નિયામક હોવો જોઇએ, એવી સંકલ્પવિકલ્પાત્મક તર્ક વિતર્ક, યુક્તિ પ્રયુક્તિ રૂપી બુદ્ધિના બળે ઝુંઝુમી નિષ્ફલતા મેળવે છે. તેમજ શબ્દ, સ્પર્શ, રૂપ, ગન્ધ, રસાદિ વસ્તુઓમાં આનંદાભાસને આનંદ માનતો, અન્તે નિરાશવાદમાં ઘસડાઈ જઈ નાશ પામે છે. પરન્તુ ખરૂં જ્ઞાન મેળવી શકતો નથી. તે ખરૂં જ્ઞાન મેળવવાને માટે આપણે શાસ્ત્રોનો આશ્રય લેવોજ પડશે. માટેજ ગીતાજીમાં ભગવાન શ્રીકૃષ્ણે આજ્ઞા કરી છેઃ—तस्माच्छास्त्रं प्रमाणंते. આ શ્લોકથી કાર્ય, અકાર્યની વ્યવસ્થા કરવી અને શાસ્ત્રો પ્રમાણ રાખીનેજ દરેક કર્મ કરવાં કે જે શાસ્ત્રો સાક્ષાત્ પરબ્રહ્મ શ્રીકૃષ્ણ ભગવાન્ વેદવ્યાસજી તેમજ મન્વાદિ ઋષિ મહર્ષિઓએ આપણા ઉપર કૃપા કરી શાસ્ત્રો કર્યાં છે, અને તેમાંજ શાશ્વત સુખનું સાધન બતાવ્યું છે. તેમાં પણ ધન્યભાગ્ય છે કે વૈષ્ણવ કુલમાં ઉત્પન્ન થઈ આત્મનિવેદન કરી શ્રીવલ્લભાચાર્યચરણના આશ્રિત વૈષ્ણવોનાં કે જે શ્રીઆચાર્ય ચરણોએ અત્યન્ત ઉગ્ર પાખંડ મત રૂપી અંધકારના નાશ કરવામાં સૂર્યસમાન થઈ સમગ્ર દૈવી જીવોના મનરૂપી કમલોને વિકસાવી ઉત્તમ **ભક્તિમાર્ગનું** દર્શન કરાવ્યું છે કે જે ભક્તિમાર્ગ શ્રીમદ્ભાગવત તૃતીય સ્કન્ધમાં सालोक्य सार्ष्टि सामीप्य, એ શ્લોકમાં બતાવેલી સાલોકતા, સમીપતા સરૂપતા અને સાયુજ્ય આ ચતુર્વિધા મુક્તિને પણ ત્યજી નિર્ગુણા ભક્તિને કરતા મનુષ્યો મારા સેવન વિના ચાહતા નથી. તેમ કહીને આગળ કહે છે કે सएव भक्तियोगस्य તેજ ભક્તિયોગની વ્યાખ્યા છે એમ લક્ષણ કર્યું. અને ભક્તિનું આજ લક્ષણ ન હોય તો 'आख्या' શબ્દ નકામો થઈ જાય તેમજ તેમાં एव પણ આ વાતને નિશ્ચયાત્મક બતાવે છે. અથર્વોપ નિષદમાં પણ કહ્યું છે કે भक्तिरस्य भजनं तदिहामुत्रोपाधिनैराश्येनामुष्मिन् मनःकल्पनम् આ લોક અને પરલોકમાં ઉપાધિના નૈરાશ્ય વડે એટલે મોક્ષ સુધીના પણ ફલોની આકાંક્ષા નહિ રાખીને જે શ્રીહરિમાં મનનું એકતાન રાખવું તે ભક્તિ છે. તે ભક્તિ જેવી રીતે શ્રીગંગાજીનો પ્રવાહ સર્વ વિઘ્નોને હઠાવીને પ્રત્યેક ક્ષણે સરખી રીતે સમુદ્રમાં મળે છે તેમ લૌકિક પ્રતિબન્ધોનું નિવારણ કરી પ્રેમથી શ્રીહરિમાં નિરન્તર મન લગાવવું તે નિર્ગુણાભક્તિ છે. આ ભક્તિની પ્રશંસા કરતા શ્રીમુખથી કહે છે કે—જેણે પોતાનો આત્મા મને અર્પણ કરેલો છે તેને મારા વિના બીજા બ્રહ્માસનને ઇન્દ્રાસનને કે ચક્રવર્તીપણાને કે પાતાલના રાજ્યને માટે પણ ઇચ્છા હોતી નથી એટલુંજ નહિ પરન્તુ યોગ સિદ્ધિઓની કે મોક્ષની પણ તેને પરવા નથી, તેમજ વૃત્રાસુર પણ પોતાની સ્તુતિમાં એજ અભ્યર્થના કરે છે કે—" ભક્તોના ત્રિવિધ દુઃખની નિવૃત્તિ કરનારા હે હરિ હું ફરી પણ આપના ચરણનો આશ્રયી દાસનો દાસ થાઉં, મારૂં મન આપ પ્રાણ પતિના ગુણોનું સ્મરણ કરે, મારી વાણી આપના સદ્ગુણોનું કીર્તન કરે અને મારી કાયા આપનું સેવન કરે, સિવાય પારમેષ્ઠ્યાદિ કાંઇ પણ મને જોઈતું નથી. આ ભક્તિ કરવી તેજ આપણી ફરજ છે. ઇશ્વરે મને આ લોકમાં સુખી બનાવ્યો છે માટે મારી ફરજ છે કે

ભક્તિ કરવી આવો ક્ષુલ્લક સ્વાર્થી વિચાર પણ પરમ ભક્તોને કદી થતો નથી પ્રભુ સિવાય અન્ય કોઈ પદાર્થની ઇચ્છા તેને થતીજ નથી આ પ્રમાણે નિત્ય આપણા આત્મ સમર્પણનું સ્મરણ કરતા રહી, શ્રીમહાપ્રભુજીની આજ્ઞા મુજબ પરબ્રહ્મ શ્રીકૃષ્ણનું સ્મરણ કરતા રહી આપણા ભક્તિમાર્ગને ઉન્નત કરવા પ્રયત્નશીલ બનવું એવી પ્રાર્થના સાથે વિરમું છું.

---

# इझमोनुं स्वरूप.

"ફેસીઝમ" એટલે શું ?—વર્ણાશ્રમને યથાર્થ સ્વરૂપમાં સમજવા માટે આંતરરાષ્ટ્રીય દૃષ્ટિબિન્દુથી તેના સંબંધી તુલનાત્મક દૃષ્ટિ રાખી વિચાર કરવો ઘટે છે. હાલમાં જગતનું ધ્યાન "ફેસીઝમ" અને "બોલશેવીઝમ" એંચી રહ્યાં છે. "ફેસીઝમ" નો પ્રણેતા ઇટાલીનો પ્રખ્યાત નેતા મુસોલીની છે. ફેસીઝમનો અર્થ લાકડીઓનો ભારો થાય છે. પહેલાં જ્યારે રોમન ન્યાયાધીશો ન્યાયમંદિરમાં જતા ત્યારે તેમના આગળ એક પટાવાળો "લાકડીઓનો ભારો" એક સૂચક ચિન્હ રૂપે રાખી આગળ ચાલતો. એનો અર્થ એ હતો કે લાકડીઓ જ્યાં સુધી એકઠી બંધાએલી રહેશે ત્યાં સુધી તેમને કોઇ ભાંગી શકશે નહિ. જ્યારે છુટી પડી જશે ત્યારે એકે એકે સઘળી લાકડીઓને ભાંગી શકાશે. અર્થાત્ કે રોમન પ્રજાએ સમષ્ટિ એટલે સઘળાંના હિત માટે પરસ્પર સંગઠિત રીતે રહેવું જોઇએ. આનું નામ ફેસીઝમ કે સમષ્ટિહિતવાદ.

દરેક "વાદ" નો હેતુ જળવાય તો તેમાં રહેલી શક્તિ જનહિતકારી બને છે. પરંતુ જ્યારે મૂળ હેતુઓને ઉંચે મૂકી સત્તા કેવળ એકહથ્થુ બને છે ત્યારે જનશક્તિનો સ્વતંત્ર વિકાસ ન થતાં તે રુંધાય છે અને અંતે નષ્ટ નબળું પડે છે.

"બોલશેવીઝમ" બોલશેવીઝમ એટલે "સમષ્ટિ સ્વામિત્વવાદ." રશિયામાં આ ધોરણે—રાજ્યતંત્ર ચાલે છે. "બોલશેવીક" નો અર્થ "મહાન" The Great થાય છે. "બોલશેવીઝમ" નો હેતુ ઉત્પત્તિ અને ઉપભોગના સાધનો અને દ્રવ્યો ઉપર સઘળાંનો હક્ક છે અને તેમની વહેંચણી સઘળાંના એક સરખા હિત અને ઉપભોગ માટે થવી જોઇએ એવો છે. આ પ્રકારના તંત્રમાં સઘળી વસ્તુઓના સઘળા સ્વામી હોય તેને "સમષ્ટિસ્વામિત્વવાદ" કહેવામાં આવે છે. કાર્લ માકર્સ નામનો વિદ્વાન આ સિદ્ધાંતનો આદિ પ્રણેતા હતો. ત્યાર પછી થોડા ઘણા ફેરફારો સાથે તેજ વિચારસરણિ ' લેનીન " " સ્ટેલીન " અને " ટ્રોટસ્કી " નાં મંતવ્યો દ્વારા એક યા બીજા સ્વરૂપે રજુ થતી આવી છે. આને અંગે વપરાતા કેટલાએક શબ્દોના અર્થ સ્પષ્ટ રીતે સમજવા જરૂરી છે.

"કોમ્યુનીઝમ" ઈ. સ. ૧૮૪૭માં કાર્લમાકર્સ નામના રશિયન વિદ્વાને "કોમ્યુનીસ્ટ મેનીફેસ્ટો" બહાર પાડી તેમાં પોતાનો સિદ્ધાંત સમજાવ્યો.

"કોમ્યુનીઝમ" એ શબ્દ To commune ( ટુ કોમ્યુન ) ક્રિયાપદ ઉપરથી બનેલો છે. "ટુ કોમ્યુન" એટલે પરસ્પર વિચારોની આપલે કરવી. ફ્રેન્ચ શબ્દ "કોમ્યુનેર" (Comuner) નો અર્થ પણ "ભાગ પાડી વહેંચી લેવું" એવો થાય છે. આ ઉપરથી બીજો શબ્દ ફ્રેંચમાં (Commun) "કોમન" છે. આનો અંગ્રેજીમાં "Common" "સઘળાંનો ભાગ જેમાં હોય તેવો" થાય છે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે "કોમ્યુનીઝમ" એટલે "સઘળાંનો સઘળામાં ભાગ" અર્થાત કે ખાનગી મિલ્કત જેવું કોમ્યુનીઝમમાં હોઈ શકે નહિ. મિલ્કત ઉપર સમાજનુંજ સ્વામિત્વ છે; વ્યક્તિનું નહિં. કોમ્યુનીઝમ એટલે સમષ્ટિસ્વામિ-

ત્વવાદ છે. બોલશેવીઝમ એ તેનું બીજું નામ છે. બોલશેવીક એટલે મહાન્, મહાન્ પ્રજાનો વિચારવાદ સમષ્ટિ સ્વામિત્વવાદ તરીકે પ્રચલિત છે.

"**સોવીએટ**"—બીજો પ્રચલિત શબ્દ "સોવીએટ" છે "સોવીએટ" નો અર્થ "કાઉન્સીલ" પંચાયત થાય છે.

બોલશેવીકોનું રાજ્યતંત્ર એ પંચાયતી રાજ્યતંત્ર છે. ગામડાંઓની પંચાયતો, શહેરોની પંચાયતો, કામદારોની પંચાયતો વગેરે પંચાયતોમાંથી છેક ગામડાંના કામદારો અને રહીશોની પંચાયતોમાંથી ચૂંટણી થતાં થતાં મધ્યસ્થ કારોબારી મંડળ સુધીની ચૂંટણી પંચાયતો દ્વારા થાય છે. અને રાજ્યતંત્ર ચાલે છે.

કોમ્યુનીઝમનો મુખ્ય સિદ્ધાંત "From each according to his abilities, to each according to his needs" "દરેક વ્યક્તિ પોતાની શક્તિ પ્રમાણે દરેક વ્યક્તિને પોતાની જરૂરિઆત પૂરતું આપે." આ અપાવે કોણ? મધ્યસ્થ તંત્ર આ સઘળી વ્યવસ્થા કરે. દરેક વ્યક્તિ પાસેથી તેની શક્તિ અનુસાર કામ લે અને દરેક વ્યક્તિને પોતાની જરૂરિઆત પૂરતું આપે.

કોમ્યુનીઝમમાં સમાજ સઘળી મિલકતનો સ્વામી છે. આથી વૈયક્તિક મુડીને તેમાં સ્થાન નથી. કોમ્યુનીઝમ એટલે સમષ્ટિસ્વામિત્વવાદ કે જેનું ટુંકું નામ સમાજવાદ કહી શકાય.

**સોશીયાલીઝમ**—આ એક બીજો શબ્દ સમજવા જેવો છે. એ "સમષ્ટિસહકારવાદ" છે, સોશીયાલીઝમમાં મુખ્ય ચાર તત્ત્વો છેઃ—

(૧) રાષ્ટ્રની અર્થોત્પાદક પ્રવૃત્તિઓ ઉપર રાજ્યનો કાબુ હોવો જોઇએ; (State control of economic activities).

(૨) જેથી હરિફાઇને બદલે સહકારિત્વનું તત્ત્વ દાખલ થાય; (So that competition shall be replaced by co-operation).

(૩) અને સર્વને જીવનની તકો અને શ્રમનો બદલો એક સરખી રીતે વહેંચાતો મળે: (The opportunities of life and the rewards of labour be apportioned equitably).

(૪) આ ધોરણો ઉપર સમાજની અને રાજ્યની પુનર્રચના થવી જોઇએ.

આ સંબંધમાં કાર્લમાર્ક્સ, રોબર્ટ ઓવન અને બર્નાર્ડ શૉ એ મુખ્ય વિચારકો છે. લીબરાલીઝમ (વ્યક્તિસ્વાતંત્ર્યવાદ) થી માંડી "સોશીયાલીઝમ" કોમ્યુનીઝમ સુધીના અર્થમાં વપરાય છે. વિચારસરણિઓના ફરકને લીધે જુદા જુદા અંતર્વાદે જુદા જુદા નામે થોડા ઘણા પ્રચલિત છે. "લેબર" વર્ગ તેનો ફણગો છે.

સોશીયાલીઝમને અંગે પ્રોલેટેરીએટ (Proletariat) અને બુર્ઝવા (Buorgeois) અથવા બુરજેર્ઈઝ નામના બે શબ્દો પ્રચારમાં આવ્યા છે અને કોમ્યુનીઝમમાં ખૂબ વપરાયા છે. પ્રોલેટેરીએટ એટલે સમાજનો શ્રમજીવી વર્ગ. બુર્ઝવા એટલે સમાજનો મધ્યમ વ્યાપારી વર્ગ. મધ્યમ વર્ગ શ્રમજીવી વર્ગ ઉપર જીવતો હોવાથી શ્રમજીવીઓ તેને તિરસ્કારની દૃષ્ટિએ મજાકમાં બેઠાખાઉ વર્ગ કહે છે. મુડીવાદીઓ–કેપીટેલીસ્ટ કરતાં તેમના તરફ તિરસ્કાર ઓછો છે, છતાં કરડી દૃષ્ટિ તો તેમના તરફ મુડીવાદીઓની તરફ જેવી છે તેવી થોડી ઘણી છેજ.

'નવપ્રકાશ' માંથી, લેખકઃ—શ્રી. સુંદરલાલ જો

# गांधीजीनुं स्वरूप.

( આર. કૃષ્ણાસ્વામી આયર એમ. એ. બી. એલ. ના લેખનો અનુવાદ. )

શૃંગેરીમઠના માજી શંકરાચાર્ય જગદ્‌ગુરુ શ્રીશંકરાચાર્યે કહેલી એક વાત અત્રે આપવામાં આવે છે.

એક શ્રીમન્ત ગૃહસ્થે બગીચા માટે વિશાળ જમીન ખરીદીને તેના ઉપર પોતાને રહેવા માટે એક ભવ્ય મહેલ બંધાવ્યો. પરંતુ એ ગૃહસ્થ જ્યારે ત્યાં રહેવા ગયો ત્યારે તેને ખબર પડી કે બાગમાં તો પહેલેથી ઉંદરડાઓએ પોતાનાં દર કરી મુકયાં હતાં અને તે એટલા લાંબા વખતથી ત્યાં પેસી ગયા હતા કે આ નવા માલીકની ઘણીએ મહેનત છતાં ત્યાંથી નીકળતાજ નહીં.

તેને એટલી બધી તકલીફ પડી કે છેવટે એ ઉંદરોને ગમે તે ઉપાયે દૂર કરવાનાં સાધનો ખોળવા પડયાં. એક મિત્રની સલાહ લીધી અને તે ઉપરથી એક બીલાડીની ખરીદી કરી કે જેથી ઉંદરો નાસી જાય. તેમાં પહેલાં બે ત્રણ દહાડા તો બીચારા ઉંદરો બીલાડીનો ભક્ષ થઇ પડયા. પરન્તુ પછી બીજા ઉંદરો ચેતી ગયા અને બીલાડીથી ડરીને દરમાંજ ભરાયા તથા જ્યારે બીલાડી ન હોય ત્યારે બહાર નીકળી ખાવાનુ ખાઇ જતા.

આ તરફ બીલાડીએ પણ મકાનના માલીક માટે જે દુધ કે દહીં પડયાં હોય તે છાનામાંના ખાવા માંડયા. આ વાતની માલીકને ખબર પડતાં તે ગુંચવાયો. આ દુધ દહીં તે ઉંદરો ખાઇ જાય છે અને બીલાડી રાખી છતાં ઉંદરો કેમ બહાર આવે એ બધાનો વિચાર તેને આવ્યો. બીલાડી નહોતી અને ઉંદરો એકલાજ હતા તે વખતે જેટલું નુકશાન થયું હતું તેથી પણ હવે નુકશાન વધુ થતું હતું. આ બાબતમાં પુરો વિચાર કરતાં તેના મગજમાં એક યુક્તિ સ્ફુરી આવી અને તેને તેણે અમલમાં મુકી.

તેણે રાત દિવસ નજર રાખીને એક મોટા કોળ જેવડા ઉંદરને પકડી પાડયો. પછી તેને એક મજબુત પાંજરામાં પુર્યો. તે પાંજરાના સળીઆ એવા મજબુત હતા કે કોળના દાંતથી તે કપાયા નહીં. કોળને બે ત્રણ દહાડા પાંજરામાં કાંઇ ખાવાનુ આપ્યું નહીં એટલે તે બીચારો તદ્દન નરમ ઘેંશ જેવો થઇ ગયો. એને ભૂખ તો એવી લાગી કે ગમે તે ખાવાનું આપો તો તે પણ ખાઈ જાય. એજ રાત્રે તે ગૃહસ્થે એક નાનો ઉંદર પકડયો અને તેને મારી નાંખીને અને તેના કડકા કરી તે કડકા પેલા પાંજરામાં કોળને નાંખ્યા. કોળે સુંઘ્યા તો તેને ખબર પડી કે આ તો મારા જાતિભાઇનાજ શરીરનું માંસ છે એટલે તે ખાવાને બદલે તેણે ભૂખે મરવાનુંજ પસંદ કર્યું. પણ જેમ જેમ સમય વીતો તેમ તેમ તેની ભૂખ અને નિર્બળતા વધી ગયાં તથા આગળ પડેલા ઉંદરના માંસના તરફ તેની દૃષ્ટિ લલચાવા લાગી. હવે તે કોળે મનમાં ને મનમાં એવું સમાધાન કરવા માંડયું કે જે ખાસ કાનુનો હોય છે તે તો ખરી આપત્તિના સમયે જ લાગુ પડે છે માટે આવા મૃત્યુ વખતે તો સિદ્ધાંતોને તિલાંજલીજ આપવી અને હાલ તો મારા જાતિભાઇનું માંસ ખાધા વિના છુટકો નથી. પછી તુરત પેલું માંસ મ્હોંમાં મુકી દીધુ અને ભૂખના દુઃખે તે ખાઇ ગયાં. પરન્તુ તે ખાધા પછી તેને એમ માલુમ પડયું કે તેથી તેની ભૂખમાં વધારો થયો છે. થોડાક કલાક પછી વળી તે ગૃહસ્થે માંસનો બીજો કડકો નાંખ્યો તે પણ તે કોળ ખાઈ ગયો. એ રીતે કોળને અઠવાડીયા સુધી એજ ખવરાવ્યું. અને કોળને એમાં સ્વાદ આવ્યો તે એટલો બધો કે જો તેને બદલે બીજો કોઈ ખોરાક તેને નાંખવામાં આવે તો તેને તે અડે પણ નહીં.

જ્યારે તે ગૃહસ્થને એમ લાગ્યું કે હવે તો કોળને તેની પોતાની જાતિનું જ માંસ ભાવિ ગયું છે અને તેમાંજ સ્વાદ પડયો છે ત્યારે પછી તેણે પાંજરામાંથી કોળને બહાર કાઢયો અને ઉંદરોમાં છુટો મુકી દીધો, એ કોળને મજા પડી. તેણે ઉંદરોના દરો વાસ ઉપરથી ખોળવા માંડયા અને તે શોધી પણ કાઢયા. બિચારા તે પોતાના આ જ્ઞાતિભાઇને . પોતાનો જાણીને વિશ્વાસે બહાર આવી તેમની સાથે ભેળાવા લાગ્યા અને તે વિશ્વાસુ ઉંદરોને આ કોળ તો ગળી જવા લાગ્યો ! બીલાડીને ઉંદરો પોતાની કુદરતી દુશ્મન જાણી ગયેલા એટલે બીલાડી તો નજરે પડતાં તુરતજ નાસી જતા પરંતુ આ કોળ તો તેમની પોતાની જાતિનો હતો તેથી તે તરફ તેમનો વિશ્વાસ આવેલો તેથી જરાય શંકા વિના તેની નજીક જતા. આ તરફ મકાન માલીક પણ કોળને છુટો મુકીને પછી ઉંદરોથી થતા નુકશાનમાંથી બચી ગયો હતો. તે બીચારો પીંજરામાં લાંબો કાળ રહેલો એટલે દાંત વડે બારણાં દ્વારણાંને કરડવાનું ભૂલી ગયો હતો. આથી મકાન માલીકને હવે શાંતિ હતી.

**વાતનું રહસ્ય**—ઉપરના દષ્ટાંતનું રહસ્ય શું એમ વાચકો સ્વાભાવિક રીતેજ પુછશે. આ દષ્ટાંત એ જગદ્‌ગુરૂને હાલમાં ચાલતી સંસાર સુધારાની પ્રવૃત્તિને લગતી વાતચીત ઉપરજ આપ્યું હતું. જ્યારે મી. ગાંધીએ સરકારને બહુ પજવવા માંડી ત્યારે સરકારે તેમને યરોડા જેલમાં પુર્યા એટલુંજ નહીં પરંતુ કોઇ પણ પ્રકારની રાજકીય પ્રવૃત્તિ કરવાની મનાઇ કરી. ગાંધીજીને રાજકીય ચળવળ કરવાની તો ટેવ ઘણા વખતથી પડી ગયેલી હતી એટલે તે જેલવાસથી બહુ નંખાઇ ગયા. વળી પાછળથી સરકારે તેમને તેમનો બધો ઉત્સાહ, અસ્પૃશ્યતા નાબૂદ કરવાના કામમાં વાપરવાની તક આપી. એ રીતે તેમનો ઉત્સાહ જુદીજ દિશામાં વપરાયાથી રાજકીય ક્ષેત્રમાં તેમની તરફનો વિરોધ સરકારને સહન કરવો પડયો નહિ. તથા રાજદ્વારી બાબતની પંચાતો ઉભી થતી મટી અને જાહેર પ્રજાનું ધ્યાન સામાજીક તથા ધાર્મિક સવાલો તરફ વળ્યું. એટલે એક તરફ ગાંધીજી અને તેમના અનુયાયીઓ વચ્ચે તકરારો થઇ અને બીજી તરફ નિર્દોષ હિંદુ જનતા વચ્ચે તકરારો થઈ. આ હિંદુઓને એવી આશા બંધાયેલી કે બ્રિટિશ સરકાર આપણને રાજકીય હકો આપવા રાજી નથી તે તેની પાસેથી ગાંધીજી અપાવશે પરંતુ હવે હિંદુઓને એવી ખબર પડી કે સરકાર પાસેથી કાંઇ પણ માંગણી કર્યા પહેલાં તો પ્રથમ તેમને પોતાના નેતા–ગાંધીજીથી પોતાને બચાવી લેવાની જરૂર છે લોકોએ જે કાંઇ ઇતબાર તેમનામાં મુકેલો તે બધોય તુટી ગયો તથા લોકોને એટલે સુધી ખબર પડી ગઈ કે (સાહિત્ય પરિષદમાં પત્રકારો સામે ટીકા કરતાં હિંદુ ધર્મના દુશ્મન તરીકે ગાંધીજીને વર્ણવનારા લેખનો ઉતારો કરીને તેને ધિક્કારતા રા. મહાદેવભાઇને આ અર્પણ છે ! ) આ ભારતભૂમિના પ્રાચીન ધર્મનો વિનાશ કરવાની જે ટેવ તેમને પડી છે તે કાયમની છે તથા અન્ય ધર્મીઓના કરતાંય તે હિંદુ ધર્મના વધુ મોટા શત્રુ છે. જો કે એ પોતે હિંદુ ધર્મમાં જન્મ્યાનો દાવો કરે છે પરંતુ વાણી અને વર્તનમાં તે પોતાના દરેક કૃત્યથી હિંદુ ધર્મને વખોડે છે તથા હિંદુસ્તાનમાં સાચી ધાર્મિક ભાવનાના ક્ષય માટે બીજાઓ કરતાં તે વધુ અંશે જવાબદાર છે અને તે પણ હિંદુઓમાં અને તેમાં પણ દેશના યુવકોમાં.

**ધર્મની બાંહેધરીઓ**—જે વખતે હિંદુઓ ધાર્મિક કામકાજોમાં કોઇ જાતની દરમિયાનગીરીની શકયતા અટકાવવાને છટ અસરવાળી બાંહેધરીઓ માટે ચળવળ કરે છે તેજ વખતે આ નવા કાયદાથી વળી, જે કોઈ જેવી તેવી સલામતીઓ હતી તે પણ કાઢી નાંખી છે. સરકારે તો ભવિષ્યમાં સામાજીક કે ધાર્મિક બાબતોમાં બ્રીટીશ સરકારના નામે કશી દરમ્યાનગીરીની જવાબદારીનો ઇનકાર કરવાનું ડહાપણ અને મુત્સદ્દીગીરીતાણું ધાર્યું છે અને બધી

જવાબદારી જે થોડા ઘણા પ્રધાનોના હાથમાં સરકારની લગામ જશે. તેમના ઉપર નાંખવા ધાર્યું છે. હવે સમાજની સ્થિતિ હાલ જેવી છે તે જોતાં ધારાસભાનો કાબુ એવા લોકોના હાથમાં છે કે જેમને હિંદુઓનાં શાસ્ત્રો, સંસ્કાર કે સંસ્કૃતિ વિનાનો પાશ્ચાત્ય કેળવણીનો લાભ મળેલો છે. અને જો સર જોન વુડરોફના શબ્દોમાં કહીએ તો જેઓ અંગ્રેજોના માનસપુત્રો છે, અને જે સામાજીક કે ધાર્મિક બાબતોમાં હિંદુ સમાજનો આવો વિશાળ સમુદાય રસ ધરાવે છે તેવી બાબતોમાં પણ ધારા ઘડવાની સત્તા ઉપર જણાવેલા એવા લોકોને આપી છે. એ લોકોને, સાદા ભોળા હિંદુઓને હેરાન કરવાની બુરી આદત છે તે છુટી મુકવાની તથા તેમનો જે જુસ્સો છે તે માટે રાજદ્વારી ક્ષેત્રમાં વાપરવાને વધુ અવકાશ નથી એટલે તેઓ એક પછી એક સામાજીક બાબતમાં કાયદાઓ લાવશે. વળી જે રાજકીય ક્ષેત્રમાં ચળવળ કરનારાઓ ધારાસભામાં ચુંટાશે તેઓ પણ નિર્દોષ જનતાને હેરાન કરવાની નવી પદ્ધતિયોમાં તથા કોઇ પણ જાતના વિરોધને દબાવી દેવામાં પુરેપુરા રોકાઇ જશે અને કોઇ પણ રાજકીય કે આર્થિક સવાલમાં ધ્યાન આપવાનો સમય તેને રહેવાનો નહિ. સરકાર અને નેતાઓને, આ પ્રમાણે મહાન માલીક કે કોળની સરખામણીમાં મુકવાનું પસંદ પડે નહી. પરંતુ કોઇ પણ નિષ્પક્ષપાત વાચક ઉપરના દૃષ્ટાન્તનું સામ્ય સમજ્યા વિના રહી શકશે નહીં. જો તમામ હિંદુ જનતા પોતાના માથે ઝઝુમી રહેલો ભય સમજી જાય તો સારૂં તથા પાશ્ચાત્ય રંગે રંગાયેલાઓનો ભોગ બનવા કરતાં વેળાસર પગલાં ભરી પોતાના રક્ષણની જોગવાઇ કરે તો ઠીક.

(ઇંડીયન મીરર)

('ગુજરાતી પંચ' તા. ૧૧-૪-૩૭)

---

# समाचारादिक.

**શંકરલાલનું તાંડવ નૃત્ય**—નડીયાદના વિદેશી માલના વ્યાપારી ભાઈ શંકરલાલ ( હાલમાં કૃષ્ણદાસ નામધારી ) મગનલાલ શાહે સુરતમાં 'શ્રી વલ્લભીય મર્યાદી સમાજ' નામે એક મંડળ સ્થાપ્યું છે. તેનું મુખ્ય કાર્યાલય નડિયાદમાં છે. આ કાર્યાલય તરફથી ભાઈ શંકરલાલે ( કારણ કે કૃષ્ણદાસ તરફથી આવું લખાણ સ્વપ્નમાંએ ન જ થાય ) એક ગંદી પત્રિકા પ્રકટ કરી છે. ગો. શ્રી. ૬ શ્રીવ્રજનાથલાલજી મહોદયે વ્રજ ભાષા સાહિત્ય સંબંધે જે ચર્ચા કરી છે તેનો જવાબ આપતાં તેઓશ્રી ઉપર નીચ ગલીચ હુમલો કરવામાં ભાઈ શંકરલાલે શ્રીમાન બાવા સાહેબ ઉપર કેવા ગંદા કાદવ ઉરાડયા તેના નમૂના નીચે મુજબ છેઃ—

૧. વૈષ્ણવ જનવાના પ્રાણસમા ચોરાશી–બસોબાવન વૈષ્ણવોની વાર્તા વગેરે ભાષા સાહિત્યને માટે જે નિંદા કરવામાં આવે છે અને "તેને પેટ્રોલ છાંટી બાળી મૂકો" જેવા શબ્દો બોલે છે અને લખે છે, તેવી પ્રવૃત્તિથી વૈષ્ણવોનાં હૃદયો સળગી ઉઠયાં છે. તેવાં ઉપયોગી સાહિત્યને માટે ઉચ્છૃંખલતા ભરેલા શબ્દો "પેટ્રોલ છાંટીને બાળી મૂકો" ઈત્યાદિ બોલાય તે કોઇ પણ રીતે સાંખી શકાય તેમ નથી. વૈષ્ણવોનાં હૃદય કકળે છે. ચોરાશી–બસોબાવનની વિરુદ્ધ જે પ્રવૃત્તિ કરવામાં આવી છે તે લઈ હજારો વૈષ્ણવોની આંખમાંથી અશ્રુપાત થાય છે. ભુલાભાઈ રૂપજીભાઇ મુ. કઠલાલ.

[ આ ભૂલાભાઈ ખરેખર ભૂલાભાઇ જ છે. વગર સમજે આ ભાઇ શંકરલાલના હથિયાર બન્યા છે, ભાષાસાહિત્યને પેટ્રોલથી બાળી નાખવાની વાત શ્રીમાન્ બાવાસાહબે સ્વપ્નામાંએ કહી નથી. છાપામાં આવેલો હેવાલ સદંતર જુઠો છે એવો ખુલાસો છાપામાં આવેલો છે અને અમદાવાદની જાહેર સભામાં શ્રીમુખે એવો ખુલાસો કીધેલો છતાં આ ભુલાભાઇ જાણેઅજાણ્યે શંકરલાલના પોઠિયા બનવા જાય છે તે તદ્દન અનુચિત છે. આવાં આવાં હડહડતાં જુઠાણાં હવે આ યુગમાં પલભર પણ નહિ જ નભે. સાચો મરજાદી આટલી હદે આમાં ગલીચ જેવાં...મોંમાં ન જ ઘાલે. 'ગુજરાતી' પત્ર તો વૈષ્ણવદ્રોહી છે જ. તે ગમે તે તેમ કાખલીયો કૂટે તેથી શું ? શ્રીમાન તેથી ફુલાય તેમ નથી જ.

૧. શંકરલાલ ઉવાચ—ગોસ્વામી શ્રીવ્રજનાથલાલજી વિ. મહારાજ છેલ્લા ચાર પાંચ વર્ષથી વાચકોને રાજી કરવા માટે જુદી જુદી રીતે સ્વસંપ્રદાયના મૂલોચ્છેદને માટે પ્રયત્ન કરે છે, શ્રીવ્રજનાથલાલજી હજી પચીશીમાં છે. તેમજ તેઓશ્રી જેમને વખોડે છે, કિંવા જેનો સમૂલોચ્છેદ કરવા ભગીરથ યાસ આદરે છે તેના મર્મને સ્પર્શ પણ કરી શકતા નથી. આ વાત હવે સુસ્પષ્ટ થઈ ગઇ છે. પરંતુ હવે હદ વટાવી જાય છે. મૌતજ મૂળનોય નાશ કરશે એવાં લક્ષણો જ્યારે નજરે જોયાં, ત્યારે એક વલ્લભવંશની વિરુદ્ધ અમારે કચવાતે હૃદયે આ કાર્ય કરવું પડે છે.

( પુષ્ટિમાર્ગનાં મૂલનો શો ઉચ્છેદ કર્યો એ વાત શંકરલાલ બતાવતા નથી. કદાચ શંકરલાલ હોવાથી શિવજીનો નશો તેમને ચડી ગયો હશે ! શંકરલાલ કરતાં બાવાસાહેબ પુષ્ટિમાર્ગને બહુ સારી રીતે સમજે છે. )

૨. શંકરલાલ ઉવાચ—"સંપ્રદાયમાં પરાપૂર્વથી એવી ભાવના ચાલી આવે છે કે જેટલી શ્રદ્ધા પ્રભુમાં હોય તેટલીજ શ્રદ્ધા શ્રીમહાપ્રભુજીમાં અને શ્રીકૃષ્ણમાં હોય તેવીજ શ્રદ્ધા અને તેવોજ ભાવ પોતાના ગુરુદેવમાં પણ રાખવો અને તેજ પ્રકારે સમસ્ત વલ્લભકુલ પરિવારમાં પણ શ્રદ્ધાભાવ રાખવા. ત્યારે આ ભાવનાને થોડા ક્ષણ માટે બાજુએ રાખીએ."

( શંકરલાલે ભાવનાને ઠીક દીપાવી છે. ભાવના રાખી પણ શકાય અને બાજુએ પણ મૂકી શકાય એમ શંકરલાલ કહે છે ! ધન્ય છે ! શ્રીવલ્લભકુળમાં અને સેવ્ય સ્વરૂપમાં પણ ભાવના રાખીએ ત્યારે સેવા કરીએ અને ન રાખીએ ત્યારે ગાળો ભાંડીએ એમ શંકરલાલ કહે છે ! પુષ્ટિમાર્ગને આ નવી વાત આ અપટુડેટ મરજાદી શંકરલાલ સાડા ચારસો વર્ષ પછી શીખવવા નીકળ્યો છે. હું ધારૂં છું કે કોઈ પણ મરજાદી આવા ગટર જેવા ગોટાળા નહિ જ વાળતો હોય. )

૩. શંકરલાલ—"રિક્ત વૈષ્ણવોને વરકતડા કહેવાની મરજાદીઓને વંચક કહેવાની અને ભગવદ મંડલીઓ આગળ પીકેટીંગ કરવાની પ્રવૃત્તિનો ઉપદેશ તેઓશ્રી કરી ચુકયા છે.

(બધા વિરક્તોને કે મરજાદીઓને વરકતડા કે વંચક કહ્યા નથી, પણ કોઇક દંભી પાખંડીને તેવા કહ્યા છે. તેમ મંડળી પર પિકેટિંગની વાત પણ સરાસર જુઠી છે. હા, લૌકિક રસ મંડળી પર ચોકી કરવાની તો આજ્ઞા હંમેશા જરૂર કરી છે, તે યથાર્થ છે.)

૪. શંકરલાલ કહે છે કે ઘરબારનો ત્યાગ કરીને પવિત્રતમ શ્રી ગિરિરાજજીની તળેટીમાં કે શ્રીયમુનાજીના પુલિનમાં ભગવન્મય જીવન નિર્ગમન કરતા વિરક્ત વૈષ્ણવોને વરકતડાં કહેનાર મુખરતા દોષગ્રસ્ત ગો. શ્રીવ્રજનાથલાલજી ભગવદ્મંડળીઓ આગળ પીકેટીંગ કરવાનો ઉપદેશ કરનાર ખાદીપંથી સુધારક ગો. શ્રીવ્રજનાથલાલજી ભગવદ્ભક્તોને વંચક કહેનાર પ્રવચનશીલ પાગલાનુયાયી (પ્રવાસી પાગલના અનુયાયી) ગો. શ્રીવ્રજનાથલાલજી, સ્ત્રીઓને અખાડામાં જઇને કસરત કરવા માટે ઉશ્કેરનાર અને પડદાના ત્યાગ માટે ઉત્તેજન આપનાર આર્યસમાજી. ગો. શ્રીવ્રજનાથલાલજી મુનશી લીલાવતી વગેરે સાથે બેસીને સાહિત્ય વિહાર કરતા કવિ વ્રજનાથલાલજી ઇત્યાદિ અનેક વિધ રંગબેરંગી રૂપ ધરનારા ગો. શ્રીવ્રજનાથલાલજી, અને શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહાપ્રભુજીના વંશમાં શ્રીવિઠ્ઠલેશજી મહારાજના લાલજી લાલબાવા ચિ. શ્રીવ્રજનાથલાલજી બાવા સાહેબ એ બે એક નથી પણ જુદા છે, પ્રથમ જણાવેલા ગો. શ્રી. વ્રજનાથલાલજી વિ. મહારાજ છે, અને બીજા ચિરાયુષ્માન લાલબાવા દ્વિતીય સ્વરૂપ શ્રીવ્રજનાથલાલજી ગો. વિઠ્ઠલેશજી મહારાજના લાલજી છે. પ્રથમ આધિભૌતિક છે અને દ્વિતીય ભાવનાનુસાર આધિદૈવિક છે શ્રી. વલ્લભનો પરિવાર છે. પ્રથમ આધિભૌતિક દોષથી ગ્રસ્ત હોવાથી હેય (ત્યાજ્ય) છે. દ્વિતીય આધિદૈવિક ભાવનાથી ઉપાદેય (ગ્રહણ કરવા યોગ્ય) છે. અમારો વિરોધ હેયને માટે છે. ઉપાદેયને માટે નથી, હેય હોવાથી તે વિરોધ છે. ઉપાદેય સ્વરૂપને અમે પાલને ઝુલાવ્યા છે. હીંડોળે હીંચાવ્યા છે પાગ ફુલેલ ધરાવીને કઢાવો લીધો છે. ફાગ ખેલાવ્યા છે અને દાણ માગતી વેળા અમારી સાડીનો પાલવ ધરતા જોયા છે. હેય રૂપે તેઓ કાશી યાત્રા કરે, ગંગા સ્નાન કરે, ગુલાબ સુંઘે, ચંપે, મઘમઘે; ગ્રામોફોન સાથે ટહુકે; મોટરો દોડાવે, આગફ્રા અને કોડેકનાકેમેરા લટકાવે જીવત્પિતૃ (પિતા જીવતાં છતાં) હોવા છતાં વપન કરે, વેદ અને વેદીનો ઉચ્છેદ કરીને પોતાને વૈદિક કહેરાવે લાવણ્યે કેશ ધારણ અને પાણ્ડિત્યે બહુભાષિતા રાખે ખંભાળીયાના મંદિરમાં અટસુલતાનો દાખલો પુરો પાડે. ભગવત્સેવા માટે પ્રાપ્ત થતાં દ્રવ્યમાંથી મોટર બંગલો ખરીદે અને ક્યાંક ઉડતી મુલાકાત ક્યાંક બેઠી મુલાકાત ક્યાંક હાકલ' કર્યા પીકેટીંગ, ક્યાંક સાહિત્યસેવા, ક્યાંક સંસદના સભ્યોની પાર્ટી ક્યાંક પોતાના કુટુંબ વિનાશના સાધનોનું ઉત્પાદન ઇત્યાદિ ઉત્પાતો કરે. અમારે તે જોવા કે જાણવાની જરૂર નથી.

(શંકરલાલે ઉપરના વચનોમાં તો અક્ષરે અક્ષરે અસત્યનું હળાહળ ભર્યું છે. એ જાહેર કરેલા ત્રિશૂળથી શંકરલાલે સત્યાત્મક ભગવાનના દિવ્ય કોમળ શરીર પર હુમલો કરવાનો અધમાધમ યત્ન કર્યો છે. જે વાતો કદી બની નથી તે જાહેર કરવાની ધૃષ્ટતાને અને નીચતાના પરાકાષ્ઠાને પહોંચેલા વળ-પાપડ થનાર કૃષ્ણદાસ નામધારીનો બુરખો ઉઘડી ગયો છે અને નગ્ન સ્વરૂપમાં તે વૈષ્ણવોમાં ખુલ્લો પડી ગયો છે. વળી શ્રીવ્રજનાથલાલજીનાં બે સ્વરૂપોની કલ્પના કરીને, એકને આધિભૌતિક કલ્પીને, તે સ્વરૂપને તો નીચ શબ્દોથી વગોવી નાખવાની છુપાયેલી આસુરતા—ઘોર રાવણાન્યત જ શંકરલાલે બતાવી છે વૈષ્ણવો હવે શંકરલાલને સારી પેઠે ઓળખી શકશે. કંસ પણ કહેતો હતો કે, હું કૃષ્ણના આધિભૌતિક સ્વરૂપ પર પ્રહાર કરૂં છું. શંકરલાલમાં અને કંસમાં ફેર શો ?)

## એક શ્રી ગોસ્વામી ઉપર હિચકારો હુમલો.

શ્રીવલ્લભાચાર્યજીના પરમપુનિત વૈષ્ણવ માર્ગમાં કેટલાક વંચકો એક વિચિત્ર જાતની જાળ બીછાવી ધર્મને નામે પતીંગ ચલાવી સંપ્રદાયના પરમ પવિત્ર સિદ્ધાંતોને કલંકિત કરે એવું વર્તન ચલાવી રહ્યા છે. તેઓના રીતરીવાજોને ઠેર ઠેર જાહેર સભાઓમાં ખુલ્લા પાડી સંપ્રદાયમાંના એ હાનિકારક સડાઓને દૂર કરવાનો પ્રયત્ન કરનારા પુષ્ટિમાર્ગીય યુવક વર્ગના પ્રાણસમા ગોસ્વામી યુવક શ્રીવ્રજનાથલાલજી મહારાજને એક સુધારક તેમજ આર્યસમાજી જેવા ચીતરવાનો હિચકારો પ્રયત્ન કરવામાં આવ્યો છે. જે વાંચી સાચા વૈષ્ણવોના હૃદય ખળભળી ઉઠયાં છે.

મૂળ આચાર્યે શુદ્ધ રીતે સ્થાપેલા પરમ ઉચ્ચ સિદ્ધાંતોવાળા માર્ગમાં અજ્ઞપણે કમસમજને અગે પાછળથી એ સિદ્ધાંતોથી વિરૂદ્ધ જણાતા રિવાજો તેમજ ધર્મને ઓઠે દુષ્ટ વર્તન જેવા કાર્યો પ્રચલિત થતાં હોય તો તે વિચારક ધર્મગુરુઓ માથું ઊંચકી એવા કલંકોને દફનાવી દેવા પ્રયત્ન કરે એ અતિ સ્વભાવિક છે.

શ્રીવ્રજનાથલાલજીએ વધારામાં થોડા માસ ઉપર ૮૪ ૨૫૨ વૈષ્ણવોની વાર્તાઓમાંના એઓશ્રીને જણાતા કેટલાક અસંગત ભાગ શુદ્ધ કરવાની જરૂરિયાત જણાવતી એક પુસ્તિકા બહાર પાડી હતી. આ સામે પણ નડિયાદવાળા તરફથી છપાવેલી પત્રિકામાં છાંટા ઉડાડવામાં આવ્યાં છે. વાર્તાઓમાં સંશુદ્ધિ કેટલી અને ક્યાં કરવી તેનો નિર્ણય વૈષ્ણવાચાર્યોને કરવાનોજ અધિકાર છે. એમના પૂર્વજોને હિણપત લગાડે એવું પાછળથી કંઈ ઘુસી ગયું જણાયું હોય તો જરૂર આચાર્યો સંશુદ્ધિ કરવાનો હક્ક ધરાવે છે. આ સામે બખાળા કાઢવાનો સિદ્ધાંતોનું જેને લેશ પણ જ્ઞાન નથી તેવા ચાલી નીકળેલા કહેવાતા વૈષ્ણવોને જરા પણ હક્ક નથી.

ગદ્યમંત્ર છાપી શકાય એવો મત ગો. શ્રીવ્રજનાથલાલજીએ આપ્યો છે તે પણ નવો નથી. દશ-દિગંતવિજયી ભાષ્યપ્રકાશકાર[1] શ્રીપુરુષોત્તમજી મહારાજે બે સેંકડા ઉપર એ મંત્ર સંપ્રદાયના રક્ષણ માટે પ્રસિદ્ધ કર્યા વિના છુટકો નથી. તેમ જણાવેલું તેમ છતાં તે છપાવવો તેનો નિર્ણય પણ વૈષ્ણવાચાર્યોજ આપી શકે; અમો વૈષ્ણવો નહીં.

નડિયાદવાળાની છપાયેલી પત્રિકાથી કોઇ પણ સાચા વૈષ્ણવનું દિલ ખળભળી ઉઠે છે.

શ્રીવલ્લભાચાર્યજીના સચ્ચારિત્ર્ય ઉપર કરવામાં આવેલા આ હિચકારા હુમલાનો ઠેર ઠેર વિરોધ થવો જોઇએ, આવા હિચકારા હુમલાઓ થશે તો કયા વૈષ્ણવાચાર્ય બહાર આવીને સંપ્રદાયની ઉન્નતિ કરવા સમર્થ થઈ શકશે ? મતભેદ હોઈ શકે; પણ તેથી ઉપરની જાતનો હિચકારો હુમલો તો કોઈજ વૈષ્ણવ ન કરે.

વૈષ્ણવાચાર્યોએ શું એ કહેવાતા વૈષ્ણવોનાં રમકડાં બનવું અને છેલ્લે[2] નિ. લી. શ્રી. દામોદરલાલજીની જે ભયાનક સ્થિતિ થઈ તેવી સ્થિતિને નોતરવા તૈયાર છે.

અમે આશા રાખીએ છીએ કે વૈષ્ણવ સંપ્રદાયના પ્રત્યેક ગોસ્વામી બાળક તેમજ ખરો વૈષ્ણવ આવા હુમલાઓનો ઠેર ઠેર સખ્ત વિરોધ કરી વખોડી કાઢશે.

મીઠાખળી—અમદાવાદ
તા. ૩૧-૩-૩૭

લી.
કેશવલાલ કા. શાસ્ત્રી
નાગરદાસ કા. બાંભણિયા
M. A. LL. B.

હાલમાં પુષ્ટિસમાજમાં વિદ્યાનુરાગી પૂજ્ય ગો. શ્રીવ્રજનાથલાલજી મહોદયના ભાષા-સાહિત્ય સંશોધનના સંબંધના વિચારોથી ખોટી ચર્ચા ઉત્પન્ન થઇ છે. તે ખરેખર અર્થ વગરની છે, એ દરેક સમજુ વૈષ્ણવ સમજી શકે. વિશેષ નવાઈની વાત તો એ છે કે જે શ્રીવલ્લભીય મર્યાદી સમાજે ધૃણિત પ્રવૃત્તિ આદરી છે તે તે સમાજના તરફથી સં. ૧૯૯૨ માં દ્વિતીય કિરણના રૂપમાં 'મનોરથ-મકરન્દ' નામનું એક પુસ્તક બહાર પડયું છે તેમાં તેના વિદ્વાન લેખક (?) ભાષા-સાહિત્યના સંબંધમાં પોતાના વિચારો આ પ્રકારે સ્પષ્ટ કરે છે કેઃ—

"......શ્રીસુબોધિનીજી શિરોધાર્ય ગ્રંથ છે. છતાં જો વાર્તાસાહિત્ય અને સુબોધિન્યાદિનો વિરોધ પ્રસક્ત થાય તો ત્યાં શ્રીસુબોધિનીજીનોય અર્થ વાર્તા-સાહિત્યનેજ અનુકૂળ મર્યાદી વર્ગે કર્યો છે. આ પુસ્તિકાનાં લેખકનો અભિપ્રાય આથી વિપરીત છે. ઉપર જણાવેલું સાહિત્ય (એટલે વાર્તા-સાહિત્ય)

---

૧. શ્રીપુરુષોત્તમજીએ ગદ્યમંત્ર છાપવાની આજ્ઞા કરી નથી. વિદ્વાન ચર્ચાકારો આવી ગપ કેમ હાંકતા હશે ? માત્ર માર્ગરહસ્યને પોતાના હાથે ટીકામાં ખુલ્લું કરવા બદલ થયેલા અપરાધની ક્ષમા શ્રીપુરુષોત્તમજી માગે છે. તે પરથી આ વાત-તરંગો ઉપજાવવા ઠીક નથી.

૨. આ પણ નપગોળપ છે. શ્રી. દામોદરલાલજી ૩૬ વર્ષના, અગાધ બુદ્ધિમાન, રાજકાર્યચતુર હતા, તેઓશ્રી વૈષ્ણવોના 'રમકડાં બન્યા એમ તો કોઈ મૂર્ખજ માને.

અને સુબોધિન્યાદિ ગ્રંથોમાં જ્યાં વિરોધ હોય ત્યાં શ્રીસુબોધિન્યાદિ ગ્રંથોનો જે રીતે શાસ્ત્રીય પદ્ધતિથી અર્થ થતો હોય તેજ ગ્રાહ્ય માનવો. વાર્તા સાહિત્યને પ્રમાણ માની સેવાની ભૂલ નજ થવી જોઈએ."

"......ભાષા સાહિત્યનું સંસ્કરણ થવાની જરૂર છે." (પૃષ્ઠ ૮૧).

ઉપરના અવતરણોથી શ્રીવલ્લભીય મર્યાદી સમાજ સ્વયં ભાષા-સાહિત્યનું સંશોધન થવું જોઈએ એમ સ્વીકારે છે, છતાં તેજ સમાજ હમણાં ભાષા-સાહિત્યના સંશોધનના વિરુદ્ધમાં શા માટે આન્દોલન કરી રહ્યો છે? એ નથી સમજાતું. ખરેખર! એ સમાજની મનોદશા દયનીય છે.

ગિરિધરલાલ જગજીવનદાસ શાહ.
માનાર્હ મંત્રી શ્રીપુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત પ્રચાર સમિતિ
પ્રધાન કાર્યાલય-મુંબાઈ.

## વૈષ્ણવ-મર્યાદી-સમાજ કયે માર્ગે !
## વૈષ્ણવો જાગશે કે ?

લગભગ એકાદ માસથી હમણાંજ સ્થપાયેલો વૈષ્ણવ-મરજાદી-સમાજ જે પ્રવૃત્તિ કરી રહ્યો છે, તેને જાણી કયો સાચો વૈષ્ણવ દુઃખી નહીં થાય? પૂ. પા. ગો. શ્રીવ્રજનાથલાલજી મહારાજ છેલ્લા ચાર વર્ષથી ગુજરાત, કાઠિયાવાડમાં રચનાત્મક-કાર્ય કરી રહ્યા છે. તેથી તે પ્રદેશના વૈષ્ણવ સમાજમાં ભારે જાગૃતિ આવી છે. અને કેટલાયે નાસ્તિકો આસ્તિક બની વૈષ્ણવ બન્યા છે. તેવા આદર્શ-આચાર્યની સામે ગંદા આક્ષેપો રૂપ પ્રચાર-કાર્ય ઉપાડી લઈ વૈષ્ણવ મરજાદી સમાજ ખરેખર ગંભીર ભૂલ કરે છે.

મજકુર સમાજ તરફથી કૃષ્ણદાસ મગનલાલ શાહ નામક એક વિચિત્ર વ્યક્તિ આ કાર્યમાં ખાસ રસ લે છે. પણ સાંભળ્યું છે કે એ વ્યક્તિ કેવું વ્યક્તિત્વ ધરાવે છે? કેવું ચારિત્ર્ય રાખે છે? તે નડિયાદના વૈષ્ણવોથી અજાણ્યું નથી. પૂ. મહારાજશ્રી તેવાઓનેજ વંચક કહે છે. અને તેથી બચવાનો આદેશ કરે છે. તેઓશ્રી પોતાના મનનું કશુંજ કહેતા નથી. પણ શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઈજી અને શ્રીહરિરાયજી જેવા સમર્થ આચાર્યોની આજ્ઞાઓજ સરલ રીતે સમજાવે છે. તેમાં કોઈને શા મા માટે દુઃખ લાગવું જોઈએ? ૮૪ અને ૨૫૨ વૈષ્ણવોની વાર્તાઓ સંશોધન માગે છે એમ તેઓશ્રી એકલાજ નથી કહેતા પણ બધાએ આચાર્યો અને વિદ્વાનોનું તેવું મન્તવ્ય છે. 'પેટ્રોલ' થી બાળી નાખવાનું પૂ. મહારાજશ્રીએ કદાપિ નથી કહ્યું. તેમ તેવો ખોટો રિપોર્ટ જે વર્તમાનપત્રોમાં છપાયો હતો, તેનો ખુલાસો પૂ. મહારાજશ્રીએ અમદાવાદના વૈષ્ણવોની જાહેર સભામાં કરેલોજ છે. તે સભામાં વે. શા. સં. શ્રીવસન્તરામ હ. શાસ્ત્રી, વે. શા. સં. શ્રીરંગરામ કા. શાસ્ત્રી, પ્રો. જેઠાલાલ ગો. શાહ એમ એ., પ્રો. સાકરચંદ એમ. એ., શ્રીયુત નાગરદાસ કા. એમ. એ., મીલ માલેક શેઠ બાલાભાઈ દામોદરદાસ વગેરે ગૃહસ્થો હાજર હતા અને તેનો રિપોર્ટ પણ વર્તમાનપત્રોમાં છપાયો છે, છતાં તેવો પ્રચાર એ સમાજ કરી રહ્યો છે. એ ઘણુંજ શરમ ભરેલું કહેવાય.

પૂ. મહારાજશ્રીએ સમાજની કે તેની પ્રવૃત્તિઓની કશીએ દરકાર નથી કરતા. પણ વૈષ્ણવોનાં હૃદય ખળભળી રહ્યાં છે. અને તેથી ભવિષ્યમાં કંઈ માઠું પરિણામ પણ આવે છતાં ઘણીજ નવાઈની વાત છે કે મરજાદી સમાજની આવી ઘૃણિત ચળવળ સામે વૈષ્ણવો સંગીન વિરોધ નથી દર્શાવતા! અત્યારે પુષ્ટિમાર્ગને સુદૃઢ કરવાનો સમય છે. પુષ્ટિમાર્ગનો ઇતિહાસ અંધકારમાં છે. પુષ્ટિમાર્ગના સાહિત્યનું સંશોધન અને ભાષા-સાહિત્યને-સંસ્કૃતસાહિત્ય-કાવ્યોની જેમ વિકસિત કરવું જોઈએ, પણ તેમ હજી નથી થયું. કોઈ પણ શહેરમાં એક પણ સારું સાંપ્રદાયિક પુસ્તકાલય નથી ત્યારે શાળા કે મહાશાળા તેમજ માસિક વગેરેની વાત દૂરજ રહે છે. આવા દરેક રચનાત્મક કાર્યમાં સર્વ પ્રથમ વૈષ્ણવ સમાજે ધ્યાન આપવું જોઈએ. એટલુંજ નહીં પણ કેટલાક જે મરજાદને નામે છડેચોક અનાચાર કરાવે છે તેને પણ અટકાવવાની યોજના ઘડવી જોઈએ. આજના સમયમાં બહિષ્કારનો વૈષ્ણવ-મરજાદી-સમાજ જે નાશકારક પ્રવૃત્તિ આદરી બેઠો છે એ જોઈ સહજ પ્રશ્ન થાય છે કે એ કયે માર્ગે જઈ રહ્યો છે? આવા સમાજની સામે વિરોધ દર્શાવવા વૈષ્ણવો જાગશે કે?

H. M. Vyas,

## વૈષ્ણવોની જાહેરસભા.

શ્રીપુષ્ટિમાર્ગીય યુવક પરિષદ (મુંબઈ) ના આશ્રય નીચે રવિવાર તા. ૪-૪-૩૭ ને દિને સાંજના ૭ વાગે મુંબઇના વૈષ્ણવોની એક જાહેર સભા શ્રી. ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળના હોલમાં શ્રી. વાડીલાલ નગીનદાસ શાહ એડવોકેટના પ્રમુખપદે ગો. શ્રીવ્રજનાથલાલજી વિ. મહારાજની સત્પ્રવૃત્તિ સામે શ્રીવલ્લભીય મર્યાદી સમાજે આદરેલી અનુચિત પ્રવૃત્તિનો વિરોધ કરી આવશ્યક ઠરાવો કરવા માટે મળી હતી. શ્રી. વાડીલાલ શાહે પ્રમુખપદ ગ્રહી પ્રારંભિક વિવેચન કરતાં જણાંવ્યું હતું:

જેવી રીતે ગોસ્વામી બાલક આપણને પૂજ્ય છે, વંદનીય છે, તેવીજ રીતે આદર્શ મર્યાદી વૈષ્ણવ વર્ગ પણ આપણને પૂજ્ય છે. સેવાના પ્રકાર, મનને વિષે શ્રદ્ધા, શુદ્ધ આચરણો, તે આપણે શીખવાનાં હોય તો તે મર્યાદી વૈષ્ણવ પાસેથી. સામાન્ય વૈષ્ણવ તરફથી જો ગોસ્વામી બાલક ઉપર આક્ષેપ થતો હોય તો મર્યાદી વૈષ્ણવ તેનો વિરોધ કરે, કારણ કે ગોસ્વામી બાળકો પ્રત્યે પૂજ્યભાવ-વિશેષભાવ મર્યાદીમાં વિશેષજ હોય. પરંતુ વાત ઉલટી થતી ચાલી છે. ગોસ્વામી શ્રીવ્રજનાથલાલજી બાવાસાહેબે "સંપ્રદાયનું ગંદું સાહિત્ય પેટ્રોલથી બાળી નાંખવું જોઈએ......" એવાં એવાં વચનો ભરસભામાં ઉચ્ચાર્યાં હતાં, એવો આક્ષેપ કેટલાક કહેવાતા મર્યાદી તરફથી થાય છે; પરંતુ મારે કહેવું જોઇએ કે શ્રીબાવા સાહેબે કદિ પણ એવાં વચનો ઉચ્ચારેલાંજ નથી. ૨૫૨ અને ૮૪ વૈષ્ણવોની વાર્તાના ભાષા સાહિત્યમાં જે કેટલોક ભાગ ન ઇચ્છવા યોગ્ય ઘુસી ગયો છે, તે સંશોધિત થવાની જરૂર છે, એવો આપશ્રીનો મત હતો ને છે. અને તેને માટે શ્રીબાવા સાહેબે ગોસ્વામી બાળકો, વિદ્વાનો અને સંપ્રદાયના શાસ્ત્રીઓની એક કમીટી નીમી તે કાર્ય હાથ પર લેવું જોઇએ, તેવી સૂચના પણ કરેલી.

સર્વથી ઉત્તમ વૈષ્ણવનું વર્તન તો દૃષ્ટાંત રૂપ હોવું જોઇએ. એનું આચરણ એવું શુદ્ધ અને નિષ્કલંક હોવું જોઇએ કે કોઇ પણ એની સામે અંગુલિનિર્દેશ ન કરી શકે. આ તો વૈષ્ણવની વાત થઇ, તો મર્યાદીનું આચરણ તો ખાંડાની ધાર પર ચાલવા જેવું હોય એ તો સહેજે સમજી શકાશે.

સંપ્રદાયના સિદ્ધાંતોના મૂળ ગ્રંથો શ્રીમદ્ આચાર્ય ચરણના અણુભાષ્ય, સુબોધિનીજી, ષોડશ ગ્રંથો વગેરે સાહિત્ય મૂળ સંસ્કૃત ભાષામાં છે. સુબોધિનીજી, અણુભાષ્ય વગેરે પર ટીકાઓ પણ શ્રીગુસાંઈજી, શ્રીસાતબાલકો વગેરેએ કરી તે પણ મૂળ સંસ્કૃતમાંજ છે. પરંતુ ભાષાનું જ્ઞાન દિનપ્રતિદિન લોપ થઇ ગયું. આથી સંપ્રદાયમાંથી વૈષ્ણવોની શ્રદ્ધા ઉઠી ન જાય તેને માટે આ ભાષાગ્રંથો કરવામાં આવેલાં છે. સોમાંથી પાંચ ટકા પણ સંસ્કૃત ગ્રંથો સમજનારા મળી નહીં આવે. પંચાણુ ટકા વર્ગ સંસ્કૃત વાંચીને સમજી શકે નહીં. આ સંયોગોમાં તેમણે સંપ્રદાયના સિદ્ધાંતો સંબંધી નિર્વાહ કેમ કરવો. એવા વર્ગનો આધાર આ ભાષાસાહિત્ય ઉપર છે. શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઈજી શ્રીહરિરાયજી, શ્રીપુરુષોત્તમજી વગેરેએ સંપ્રદાયની સંસ્થાપના અને સુદૃઢતા માટે મહાન પરિશ્રમ ઉઠાવ્યો હતો તે વાત અણુછતી નથી. શ્રીમહાપ્રભુજીએ તો ભૂતલ પર કોઇ પણ વાહન વગર ઉઘાડે પગે પર્યટન કરી ૮૪ બેઠક સ્થાપી એ કેવો મહાન પરિશ્રમ! ગામની બહાર જ્યાં જળનું સાધન હોય તેવે સ્થળે વિરાજી આપશ્રીએ દૈવી જીવોનો અંગીકાર કર્યો-ઉદ્ધાર કર્યો: એ શ્રીમહાપ્રભુજીની સેવ્યનિધિ અને આપશ્રીના ગ્રંથો વિરાજે છે ત્યાં સુધી પુષ્ટિ સંપ્રદાયના સિદ્ધાંતો અવની ઉપર અમરજ રહેવાના છે.

જેટલું સંસ્કૃત સાહિત્ય ઉપયોગી છે તેટલુંજ શિક્ષાપત્ર આદિ ભાષા સાહિત્ય ઉપયોગી છે. ભાષા-ગ્રંથોમાં જ્યાં વિકૃત કરણ થઇ હોય, ત્યાં તેને પ્રાધાન્ય ન આપવું અને સંસ્કૃત મૂળ ગ્રંથોમાં જે પ્રતિપાદિત થયું હોય તેજ ધ્યાનમાં લેવું. જ્યાં એકવાક્યતાનો અસંભવ લાગે, ત્યાં શ્રીઆચાર્યચરણના વાક્યને પ્રમાણ માનવું. સંપ્રદાયના આચાર્ય શ્રીમહાપ્રભુજી છે. આપશ્રીમાં કોઈ પણ વૈષ્ણવ કે વૈષ્ણવેતર દૂષણનો આરોપ કરી શકે નહિ, તેમજ આપશ્રીના રચેલા ગ્રંથોમાં પણ કોઇ પણ મનુષ્ય દૂષણનું આરોપણ કરી શકે એમ નથી. એ આપણા ગુરુને શરણે જવા માટે ગોસ્વામી બાળકો દ્વારરૂપે છે. મંત્રના દાતા-શરણે લેનાર શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહાપ્રભુજીજ છે અને શ્રીગોસ્વામી બાળકો મંત્રદીક્ષા એ ભાવેજ આપે છે.

**ઠરાવ પહેલો**—શ્રી પુષ્ટિમાર્ગીય યુવક પરિષદ્ (મુંબઈ) ના આશ્રય નીચે રવિવાર તા. ૪-૪-૩૭ ના દિને મળેલી મુંબઈના વૈષ્ણવોની આ જાહેર સભા શ્રીવલ્લભકુલભૂષણ વિદ્યાનુરાગી ચિરાયુષ્માન ગો. શ્રી ૬ શ્રીવ્રજનાથલાલજી મહોદય આજ કેટલાક સમયથી કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના અનેક ગામોમાં સામ્પ્રદાયિક સિદ્ધાન્ત પ્રચારાર્થે જે સત્પ્રવૃત્તિ કરી રહ્યા છે તેને આ સભા સ્તુત્ય તેમજ અતિ આવશ્યક માને છે. અને તદર્થ આપશ્રીને આજની આ સભા હાર્દિક અભિનંદન અર્પે છે. રજૂ કરનાર શ્રી. જમનાદાસ પરમશી આસુ લાકડાવાળા અનુમોદક, શ્રી. દ્વારકાદાસ જે. દાણી.

**ઠરાવ બીજો**—ગત વર્ષમાં સ્થપાયેલા શ્રીવલ્લભીય મર્યાદી સમાજ (નડીયાદ) નામની સંસ્થાના છોઠાં નીચે કેટલાક કહેવાતા મર્યાદીઓ કે જે શ્રીમાન્ વ્રજનાથલાલજી મહોદયની સિદ્ધાન્ત પ્રચારાર્થની સત્પ્રવૃત્તિને અનુચિત રીતે ચીતરી તથા તેઓશ્રીના ઉપર પત્રિકાઓ તથા સભાઓ દ્વારા તદ્દન નિર્મૂલ અસત્ય આક્ષેપો કરી જે વિષ ફેલાવવાની પ્રવૃત્તિ કરી રહ્યા છે, તે પ્રવૃત્તિ તરફ ખાસ ખેદની નજરે જુએ છે અને તે તરફ પોતાનો સખ્ત અણગમો જાહેર કરે છે અને આ સભા ઇચ્છે છે કે સમ્પ્રદાયમાં કલહ ઉત્પન્ન કરવાની તેમની પ્રવૃત્તિ સત્વર તેઓ બંધ કરે. રજૂ કરનાર શ્રી. કૃષ્ણદાસ નથુભાઈ શાહ અનુમોદક, જયાશંકર કાનજી શાસ્ત્રી.

**ઠરાવ ત્રીજો**—શ્રીવ્રજનાથલાલજી મહોદયે "આધુનિક પુષ્ટિમાર્ગીય ભાષા સાહિત્યની શોચ્ય સ્થિતિ" નામની પુસ્તિકા પ્રગટ કરી વૈષ્ણવી જનતાને ભાષા સાહિત્યના સંશોધનની આવશ્યકતા દર્શાવી છે. તેમ આ સભા પણ ભાષા સાહિત્યના સંશોધનની આવશ્યકતા માને છે. અને તે માટે સમ્પ્રદાયના પૂજ્યપાદ ગો. બાલકો, સામ્પ્રદાયિક વિદ્વાનો, મહાનુભાવ વૈષ્ણવો તેમજ સામ્પ્રદાયિક સંસ્થાઓના સંસ્થાપકો તથા સંચાલકોને સાદર વિનંતિ કરે છે કે એક વગદાર કમિટી નીમી તેઓ એ કાર્યને શીઘ્ર હાથ ધરે. રજૂ કરનાર શ્રી. દામોદર રતનશી બનાતવાલા, અનુમોદક શ્રી. જગન્નાથ મુરલીધર ચાહીવાલી.

## ગદ્ય મંત્ર છાપવા બાબત.

### પૂજ્યપાદ ગોસ્વામી શ્રીગોકુલનાથજી મહારાજ શું આજ્ઞા કરે છે?

(મુંબઈ સમાચાર તા. ૧૦-૩-૩૭.)

આપના સુલ્ક મશહુર પેપરના તા. ૨૪-૨-૩૭ ના અંકમાં કૃષ્ણદાસ નામક વ્યક્તિએ 'પૂ. પા. ગો. શ્રીગોકુલનાથજી મહારાજ ગદ્ય મંત્ર છાપવાની વિરુદ્ધ નથી' એમ પ્રકટ કર્યું છે અને તે પણ તપાસ કરતાં એ ભાઇને જણાયું છે, પરંતુ મહારાજશ્રીનો આવો અભિપ્રાય તે ભાઇએ કયે આધારે જાણી લીધો તથા પોતે શું તપાસ કરી તે તો તે ભાઈજ જાણે. કારણ કે પૂજ્યપાદ મહારાજશ્રી કે જેઓશ્રી હાલ પોતાના શ્રીવહૂજીની તબીયતની અસ્વસ્થતાને લીધે પલવરમ (મદ્રાસ) માં બીરાજે છે તેઓશ્રી રૂબરૂ આ બાબત નિવેદન કરતાં પોતાનો અભિપ્રાય નીચે મુજબ આજ્ઞા કરેલ છે.

'સમ્પ્રદાયમાં પરંપરાથી મંત્ર ગ્રહણ કરવાનો જે વિધિ ચાલ્યો આવે છે જેમ કે મંત્ર ગ્રહણ કરનાર પ્રથમ દિવસે વ્રત દ્વારા અન્તઃશુદ્ધિ તેમજ દ્વિતીય દિવસે જનોઇ કંઠી બદલી માથાની ચોકાય કાઢી બાહ્ય શુદ્ધિ કરી ચરણામૃત લઈ શ્રીઠાકોરજી સન્મુખ આવે છે તેમજ મંત્રોપદેષ્ટા પણ સામ્પ્રદાયિક પદ્ધતિના અનુસારે સ્નાનાદિથી પરિશુદ્ધ થઇ તિલકચરણામૃતાદિ ધારણ કરી ભગવત્સાન્નિધ્યમાં મંત્રોપદેશ કરે છે. મંત્રોપદેષ્ટા અને મંત્રગ્રહીતા બંને અસ્નાત અવસ્થામાં મંત્રોચ્ચાર કરી શકતા નથી, તેમજ અદ્યાવધિ હસ્તલિખિત પુસ્તકો દ્વારાજ મંત્રોચ્ચાર તથા મંત્રાર્થનું જ્ઞાન વૈષ્ણવોને દાન કરતા. પરંપરાથી ચાલતો આવેલો નિયમ તો આજ છે. મુદ્રણ પ્રક્રિયા અંગ્રેજોના રાજ્યથી શરૂ થયેલી છે. ત્યાર પછીથી આંગ્લ ભાષાના અધ્યેતાઓએ સભામાં ગદ્યમંત્રના ઉચ્ચારનો તેમજ મુદ્રણનો પ્રારંભ કરેલો છે પરંતુ આજ સુધી કોઇ પણ સમ્પ્રદાયમાં તત્તત્સામ્પ્રદાયિકોએ સમ્પ્રદાય મંત્ર તેમજ તેના અર્થને મુદ્રિત કરી અધિકારી અનધિકારી તથા ઘોર અનધિકારીના હાથમાં તે જાય તેવો પ્રચાર કરેલો નથી. આ સમ્પ્રદાયની કતિપય વ્યક્તિઓનો આ વિષયમાં એવો દુરાગ્રહ જણાય છે કે મંત્ર અને તેનો અર્થ છપાવવો જોઈએ અને તે નિંદકોની નિંદાનિવારણાર્થ પ્રયાસ હોય. પરંતુ નિંદકો તો નિંદા કર્યાજ કરવાના. કાકપક્ષીના કંઠમાંથી મધુર સ્વરની આશાની જેમ નિંદકોની વાણીમાંથી

ગ્રહીય શબ્દો સિવાય બીજા શબ્દોની આશા રાખવી અર્થ છે. વિરોધી અને નિંદકો માટે સમ્પ્રદાય નથી અને સમ્પ્રદાયમંત્ર પણ નથી. અન્યથા જગદ્ગુરુ શ્રીકૃષ્ણે ગીતામાં પોતે ઉપદેશેલા વિષય માટે ઇદં તે નાતપસ્કાય નાભક્તાય કદાચન, ન ચાશુશ્રૂષવે વાચ્યં ન ચ માં યોઽભ્યસૂયતિ, એમ અનધિકારીને સંભળાવવાનો નિષેધ કરી, 'ય ઇદં પરમં ગુહ્યં મદ્ભક્તેષ્વભિધાસ્યતિ' એમ ભક્તના આગળજ કહેવાની આજ્ઞા કેમ કરી ? તેથી સ્પષ્ટપણે મંત્ર અને તેના અર્થનું મુદ્રણ એ અનધિકારચેષ્ટા માત્ર છે.

આ અભિપ્રાય પૂજ્યપાદ મહારાજશ્રીએ માર્ગશીર્ષ વદી ૧૦ એ મુંબઈમાં શ્રીવિઠ્ઠલનાથજી પ્રાકટ્યોત્સવની સભામાં જાહેર કર્યો હતો. જેનો ઉલ્લેખ મી. જે. કે. પી. એ પોતાના ચર્ચાપત્રમાં કરેલો છે.

હરિકૃષ્ણ વીરજી શાસ્ત્રી.

મદ્રાસ તા. ૪–૩–૩૭.

## શ્રીભાગીરથી ગોશાળાનો પ્રથમ વાર્ષિક ઉત્સવ.

ઘાટકોપર, તા. ૧૧ એપ્રીલ–કામવનવાળા નિત્ય લીલાસ્થ પૂજ્યપાદ શ્રીભાગીરથી માતાજી મહારાજના સ્મારક તરીકે પૂજ્યપાદ ગો. શ્રીગોકુલનાથજી મહારાજશ્રીએ ગત વર્ષમાં ઘાટકોપર ખાતે શ્રીનવનીત પ્રભુની હવેલીમાં "શ્રીભાગીરથી ગોશાળા" ની ઉદ્ઘાટન ક્રીયા કરી હતી. ગઈ કાલે ફા. વ. ૧૪ ના દિને તેનો વાર્ષિક ઉત્સવ મોટી ધામધુમથી ઉજવવામાં આવ્યો હતો, ગોશાળાને ધ્વજ પતાકા અને તોરણોથી દેદીપ્યમાન બનાવવામાં આવી હતી ગાયોને ઘુઘરમાળ તેમજ ફુલોથી ખુબ શણગારવામાં આવી હતી.

સાંજના ૫ વાગે વૈષ્ણવોએ ગોપૂજન કર્યું હતું. સેંકડો બ્હેનોએ ગાયોની પ્રદક્ષિણા કરી ગાયોને ગોગ્રાસ લેવરાવ્યો હતો.

### ગોરક્ષા પર પ્રવચન.

શ્રીયુત શાસ્ત્રીજી વસંતરામભાઇએ ગોરક્ષા પર પ્રવચન કરતાં જણાવ્યું હતું :—

આપણા પ્રભુ શ્રીકૃષ્ણને ગાયો ઘણી પ્રિય છે. લળી લળી નમી પડતા બ્રહ્માદિ દેવો સામી એક દૃષ્ટિ પણ ગોચારણ વેળાએ પ્રભુ કરતા નથી, અને ગાયો પાછળ હી હી નો પોકાર કરતા દોડે છે આવું વર્ણન શ્રીવલ્લભાચાર્યજીએ કરેલું છે. આજના મહોત્સવનું રહસ્ય શું છે ? પૂજન તથા પ્રદક્ષિણા કરીને જ અટકવાનું નથી, પણ મુંબઈ જઈને ઉદ્યોગમાં રચ્યાપચ્યા રહીને, વળી પાછા ઉપનગરોમાં આવીને ગ્રામ્ય જીવનનો સ્વાદ લેતા વૈષ્ણવોએ મોટરોના તબેલાની સાથે ઘેરઘેર ગાયો પાળવી જોઇએ ગાય વિનાનું ઘર સ્મશાન જેવું છે. આપણો સંપ્રદાય તો ગોરક્ષાનો મહાન આદર્શ દેશને આપી રહ્યો છે. આપણા એક હજાર મંદીરો હશે, બીતાં બીતાં કહીશ કે હજારો ગાયો એ મંદિરો દ્વારા પોષાય છે આપણા આચાર્ય શ્રીવિઠ્ઠલેશ્વર પ્રભુએ તો મોગલ સમ્રાટ અકબર પાસેથી જે ગામો લીધાં છે, તે ગોરક્ષા માટે જ લીધાં છે. એ મોગલ બાદશાહી ફરમાનોમાં શ્રીવિઠ્ઠલેશ્વરની ગાયો શાહી બગીચામાં ચરવા ચાલી જાય તો પણ તેને બીલકુલ રંજાડવી નહી, એવો હુકમ મહોર સાથેનો મોજુદ છે. વ્રજ મંડળમાં ગોવધ બંધ કરાવવાનું ફરમાન આપણાજ સંપ્રદાયને આભારી છે. અહીં શ્રીનવનીત પ્રભુ બીરાજે છે. નવનીત એટલે માખણ ગાયના દુધનું માખણ પ્રભુને ઘણુંજ પ્રિય છે. ગાયનું દુધ અને માખણ પ્રભુને ધરીને આપણા બાળકોને જ્યારે ખવરાવીશું ત્યારે આપણા બાળકો બળ બુદ્ધિમાં દિવ્ય બની ગયાં હશે, વળી માખણ જેમ નિર્મળ છે, કોમળ છે તેવું આપણું હૃદય પણ આ મંદિરમાં પ્રભુ પાસે કોમળ તથા નિર્મલ રાખીને આવવું જોઈએ. એ હૃદયનાજ અંગીકાર આ પ્રભુ કરે છે. આ ઉત્સવ ઉજવીને ચાલતા થઇએ તો ઘેલા ગણાઇએ. બહેનોમાં હજીએ શ્રદ્ધા, ભાવ ભક્તિ છે. તેઓ નવી ફેશનોમાં ફસાયાં નથી. ઘાટકોપરમાં ગં. સ્વ. મણિબ્હેને આ મંદિર તથા ગોશાળાના મહાન આદર્શોની આ શાળા સ્થાપી છે. બહેનો અહીંઆ આવીને ઘણું શીખી શકે છે. ગોરક્ષાનું તત્ત્વ બહેનોના હૃદયમાં ઉતરી જાય તો ઘેરે ઘેર ગાયના દર્શન થાય; અને ભવિષ્યની પ્રજા માટે અનેરી આશા સાંપડે. ગં. સ્વ. મણીબ્હેનનો તથા તેમના બુદ્ધિપ્રેરક શ્રીમાતાજી મહારાજનો ઉપકાર આપણે નજ ભૂલીએ.

તે પછી શ્રીમાતાજી મહારાજના વિજય ધ્વનિ વચ્ચે ઉત્સવની પૂર્ણાહુતિ થઈ હતી.

### પદ–રાગ હીંચની ચાલ.

હાંરે વનરાવનથી વેલાસર આવજો, હાંરે મારી ગાયું તણારે ગોવાળ
મારી ગાયું વેલાસર લાવજો, હરિ નાગર નંદજીના લાલ મારી ગાયું-વેલાસર લાવજો.

માતાજી મહારાજના, સ્મરણથી સુખ થાય;
ગૌશાળા બંધાવીયાં, વરસ એક કહેવાય—

હરિ વનરાવનથી વેલાસર આવજો, હરિ મારી ગાયું તણારે ગોવાળ મારી ગાયું વેલાસર લાવજો,
હાંરે નાગર નંદજીના લાલ મારી ગાયું વેલાસર લાવજો. (૧)

ઉદ્‌ઘાટન દિન આજનો, વરસ પેહેલુંજ ગણાય;
આનંદ ઉત્સવ માનીયો, વૈષ્ણવ વૃંદ ઉભરાય.

હાંરે વનરાવનથી વેલાસર આવજો, હાંરે મારી ગાયું તણારે ગોવાળ મારી ગાયું વેલાસર લાવજો,
હાંરે નાગર નંદજીના લાલ મારી ગાયું વેલાસર લાવજો. (૨)

ધ્વજપતાકા બાંધીયા, ગાયું શણગારી આજ;
પ્રદક્ષણા વૈષ્ણવ કરે, લઈ પૂજાનો સાજ.

હાંરે વનરાવનથી વેલાસર આવજો, હાંરે મારી ગાયું તણારે ગોવાળ મારી ગાયું વેલાસર લાવજો,
હાંરે નાગર નંદજીના લાલ મારી ગાયું વેલાસર લાવજો. (૩)

કીર્તનીયા કીર્તન કરે, હીંચ હમચીજ લેવાય;
વાજાં બહુ વિધ વાગીયાં, નગારે ઘાવ નખાય.

હાંરે વનરાવનથી વેલાસર આવજો, હરિ મારી ગાયું તણારે ગોવાળ મારી ગાયું વેલાસર લાવજો,
હાંરે નાગર નંદજીના લાલ મારી ગાયું વેલાસર લાવજો. (૪)

શ્રીનવનીતલાલ પધારીયા, નવા ખીરક મોઝાર;
મોરલી બજાવે મોજમાં, પગ નેપુર ઝણકાર.

હાંરે વનરાવનથી વેલાસર આવજો, હાંરે મારી ગાયું તણારે ગોવાળ મારી ગાયું વેલાસર લાવજો,
હરિ નાગર નંદજીના લાલ મારી ગાયું વેલાસર લાવજો. (૫)

ગ્વાલ મંડલી મધ્યમાં, શ્રીનવનીતલાલ સોહાય;
ગોપી ગણના યુથમાં બડભાગી દરશન થાય.

હરિ વનરાવનથી વેલાસર આવજો, હાંરે મારી ગાયું તણારે ગોવાળ મારી ગાયું વેલાસર લાવજો,
હરિ નાગર નંદજીના લાલ મારી ગાયું વેલાસર લાવજો. (૬)

માતાજી મહારાજની, યાદગીરી ચિરકાળ;
મણિબ્હેન મનોરથ માનશે, નવનીત આરોગે થાલ.

હરિ વનરાવનથી વેલાસર આવજો, હાંરે મારી ગાયું તણારે ગોવાળ મારી ગાયું વેલાસર લાવજો.
હરિ નાગર નંદજીના લાલ મારી ગાયું વેલાસર લાવજો. (૭)

પ્રસાદ બહુવિધ વાંટીયા, નરનારી મન આનંદ;
વૃદ્ધ તરૂણ બાળક બધાં, વધાવે ગાયું મંદ.

હાંરે વનરાવનથી વેલાસર આવજો, હરિ મારી ગાયું તણારે ગોવાળ મારી ગાયું વેલાસર લાવજો.
હાંરે નાગર નંદજીના લાલ મારી ગાયું વેલાસર લાવજો. (૮)

નવનીત કૃપાબળ જોરથી, પરમાનંદ ગુણ ગાય;
દાસ પદવી માગતાં, આનંદઉર ન સમાય.

હરિ વનરાવનથી વેલાસર આવજો, હરિ મારી ગાયું તણારે ગોવાળ, મારી ગાયું વેલાસર લાવજો.
હરિ નાગર નંદજીના લાલ મારી ગાયું વેલાસર લાવજો. (૯)

દાસાનુદાસ સેવક પરમાણંદદાસ મોનજી સંઘવીના સવિનય શીરસ્મરણ.

**વઢવાણ શહેર**—શ્રીપુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભાના મંત્રી શ્રીયુત પ. મ. ગોપાળદાસ નારણદાસ તરફથી તા. ૨૦-૨-૩૭ નાં રોજ સંસ્થાના મંત્રી તરીકે નહિ રહેવાનું રાજીનામું મળતાં તે ઉપર વિચારણા ચલાવવા તા. ૧૬-૩-૩૭ નાં રોજ સંસ્થાની જનરલ મીટીંગ એકત્ર થતાં શ્રીયુત ગોપાળદાસભાઈને સંસ્થાના મંત્રી તરીકે નહિ રહેવાનું રાજીનામું કબુલ રાખી તે સ્થાને શ્રીયુત પ. મ. કંસારા મથુરદાસ રાઘવજીને તા. ૧૬-૩-૩૭ થી નીમવામાં આવ્યા છે. ભાઈશ્રી ગોપાળદાસે સંસ્થાની ચાર વર્ષની સેવા કરી તે બદલ સંસ્થા તરફથી તેઓને અભીનંદન પત્ર સુપ્રત કર્યો છે.

૨. વિદ્યાનુરાગી ચિરાયુષ્માન ગો. શ્રી. ૧૦૮ શ્રીવ્રજનાથલાલજી મહારાજ છેલ્લાં ચાર વર્ષો થયાં જે શ્રીપુષ્ટિમાર્ગીય સિદ્ધાન્તો પ્રચારાર્થે ગુજરાત કાઠીયાવાડમાં પધારી રચનાત્મક કાર્યદ્વારા વૈષ્ણવી જનતાને અંધપદ્ધતીઓથી બચાવી કર્તવ્ય પરાયણતા અર્પે છે તે શ્રીમાન વલ્લભાચાર્ય સમા યુવક સમ્રાટ ગો. શ્રીવ્રજનાથલાલજી બાવા સાહેબની પ્રવૃત્તીને તોડી પાડવા વૈષ્ણવ મર્યાદી સમાજે કરેલા શોચનીય આક્ષેપો સામે વઢવાણની શ્રી. પુ. મા. વૈ. મહાસભા પોતાનો સખત વિરોધ દર્શાવે છે.

૩. વૈષ્ણવ મર્યાદી સમાજ પોતાનો પક્ષ સબળ કરવા પત્રિકા અને સભાદ્વારા વૈષ્ણવી જનતાને ઉશ્કેરે છે વૈષ્ણવ સમાજે તેથી નહિ ફસાવાં આજનાં યુવક પ્રાણ પૂ. ગો. શ્રીવ્રજનાથલાલ બાવા સાહેબની આજ્ઞાનું પાલન કરવું અને એમ થશે તોજ આ વિશુદ્ધ પુષ્ટિ વેલો દીપશે. એજ. સુજ્ઞેષુ કીંબહુનાં.

## ચારધામની યાત્રાની સ્પેશીયલ ટુર.

### ગોસ્વામી શ્રી વ્રજનાથલાલજી મહારાજશ્રીના અધ્યક્ષપણા હેઠળ

### વૈશાખ વદ ૭ ને મંગળવારે નીકળશે.

ઉપરોક્ત યાત્રાની ટ્રેઈનમાં દરેક વૈષ્ણવ શ્રીપુષ્ટિસંપ્રદાયના માર્ગની મેંડ પ્રમાણે યાત્રા કરી શકશે કારણ કે ધાર્મિક રીવાજોને ચોક્કસપણે અનુસરીને નીચે મુજબની ખાસ વ્યવસ્થા રાખી છે.

**જળ માટે નદી, અગર કુવાના પાણીના પ્રબંધ માટે જલઘરીયા સાથે લેવાનો પ્રબંધ કર્યો છે.**

**પ્રસાદ માટે સંપ્રદાયના અનુભવી મુખીઆ, તથા ભીતરીઆઓનો પ્રબંધ કરવામાં આવ્યો છે.**

**વ્યવસ્થા જાળવવા માટે ખાસ વૈષ્ણવ સ્વયંસેવકોની સગવડ કરી છે.**

**તાત્કાલીક ઉપચાર માટે વૈદરાજની ગોઠવણ કરી છે.**

**અલભ્ય લાભ**

**ગોસ્વામી શ્રી ૧ વ્રજનાથલાલજી મહારાજ** યાત્રામાં શ્રીપુષ્ટિસંપ્રદાયના સિદ્ધાંતોનું રહસ્ય પોતાની અમૃત વાણીથી સમજાવશે, માટે એ અલભ્ય લાભ લેવા ચુકશો નહીં.

વ્યવસ્થાપક આપણા સંપ્રદાયના સેવાભાવી શેઠ રણછોડદાસ કાનજી (બાબુશેઠ) ની અનુભવી દેખરેખ હેઠળ દરેક સગવડતા તેમજ વ્યવસ્થા જાળવવામાં આવશે કે જેથી યાત્રિકોને કોઈ જાતની અગવડતા પડે નહી તેમજ યાત્રાનો લાભ આનંદથી શાંતિપૂર્વક લઈ શકે.

ચારધામની યાત્રા ઉપરાંત આપણા પુષ્ટિસંપ્રદાયના ખાસ યાત્રાના સ્થળો જેવા કે **શ્રીનાથજી**, કાંકરોલી મથુરા, વૃંદાવનમાં યાત્રિકોના આગ્રહને માન આપીને, વધુ સમય મળે માટે **શ્રીનાથજી**, કાંકરોલી દીન ૬ તથા મથુરા, વૃંદાવન દીન ૬ ની સગવડ કરી છે કે જેથી યાત્રિકો શાંતિપૂર્વક તે સ્થળોની યાત્રાનો લાભ લઈ શકે. ઉપરાંત ચરણાટ તેમજ અડેલની બેઠકના દર્શનનો લાભ મળશે. લગભગ આખા હિંદુસ્તાનની મુસાફરી બે માસમાં થશે. અમારી વિનંતિ છે કે આવો અમુલ્ય અવસર ન ગુમાવતા રૂ. ૨૫) એડવાન્સ ભરીને તમારૂં નામ નોંધાવશો કે જેથી પાછળથી રહી જવાનો વખત ન આવે, પેસેન્જર બુક લેવાના બાકી રહ્યા છે ને ઘણા થોડા છે માટે સમય ગુમાવશો નહિ.

**થર્ડ કલાસ રૂા. ૧૯૫-૦-૦.** **સેકન્ડ કલાસ રૂા. ૩૨૫-૦-૦.**

—: અમદાવાદમાં ટીકીટ મળવાના સ્થળો :—

| | |
|---|---|
| **મુખીયાજી રણછોડલાલ માણેકલાલ,**<br>ઠે. મદનમોહનજીની હવેલીમાં,<br>રાજામેતાની પોળમાં—અમદાવાદ. | **વસંતરામ શાસ્ત્રી,**<br>રાજામેતાની પોળ—અમદાવાદ. |

તૈયાર છે. માત્ર જુજ

વચનામૃત સાહિત્યમાં એક અજબ આકર્ષણ.

નિત્યલીલાસ્થ શ્રીગોકુલાધીશજી મહારાજ તથા નિ. લી.

ગો. શ્રી ૬ શ્રીગોવર્ધનલાલજી મહારાજ

# વચનામૃત

આ બન્ને આચાર્યશ્રીઓનાં વચનામૃતો પુષ્ટિમાર્ગીય રહસ્ય, સ્વરૂપ ભાવના જગતનું સ્વરૂપ, શ્રીલાડીલેશજીના સ્વરૂપનું દિવ્ય વર્ણન, શ્રીચમ્પારણ્યની બેઠકનું પ્રાકટ્ય, ગોલોક વર્ણન, ભગવદ્ પ્રાદુર્ભાવ વર્ણન, ગદ્યમંત્ર રહસ્ય, શ્રીલલિત ત્રિભંગરાયજીના સ્વરૂપને મુંબઈ પધરાવવું, ચતુર્વ્યૂહની અલૌકિક ભાવના, વગેરે વગેરે દિવ્ય પ્રસંગો સંસાર સમુદ્રમાં અટવાએલા જીવાત્માઓને માર્ગદર્શક અને સંતપ્ત થએલા હૃદયોને દિવ્ય શાંતિ અર્પી આશ્વાસન આપે છે. એટલુંજ નહિ પણ તેના વાચન મનનથી શ્રીયુગલ સ્વરૂપની લીલાત્મક ભાવના દૃષ્ટિપથ સમક્ષ ખડી થશે અને ગોલોકની વિપુલ શાંતિનો અનુભવ થઈ, ભગવદ્અનુગ્રહાત્મક તત્વદર્શન થવાથી શરણાગતિ સિદ્ધ થાય છે.

આ દિવ્ય ગ્રન્થ માટે ગો. શ્રીવ્રજનાથલાલજી મહારાજ "ભાષા સાહિત્યની શોચક સ્થિતિ" ના પૃષ્ઠ ૬ ઠ્ઠા ઉપર લખે છે કે "...ગો. શ્રીગોવર્ધનલાલજી મહારાજે પોતાના વચનામૃતમાં......પ્રચાર પર ખાસ ભાર મૂકેલો છે. આવા હળવા સાહિત્યથી જેટલો સિદ્ધાન્ત-પ્રચાર થઇ શકે તેટલો કશાથીયે ન થઈ શકે. આ પુસ્તકમાં બન્ને આચાર્યોના ચિત્ર (ફોટા) છે.

ન્યોછાવર માત્ર ૦-૨-૬, ટપાલ ખર્ચ ૦-૦-૯.

(૨)

વિક્રમની ઓગણીસમી શતાબ્દીના ગુજરાતના મહાન્ તત્વજ્ઞાની ગ્રન્થકર્તા અને કવિ સમ્રાટ શ્રીદયારામભાઈના વિદ્યાગુરુ મહાન્ ભગવદ્ભક્ત શ્રીઇચ્છારામ ભટ્ટજીના

# આંતર ઉદ્ગાર.

આ સંગ્રહ પ્રાચીન હસ્તલિખિત ગ્રન્થનો હોઇને મહાનુભાવી ભગવદ્ભક્ત શ્રીઇચ્છારામ ભટ્ટજીએ પુષ્ટિમાર્ગના તત્ત્વપૂર્ણ રહસ્યોને તદ્દન સરળ ભાષામાં વર્ણન કરેલ છે અને સાંપ્રદાયિક સાહિત્યમાં વિકટ પ્રશ્નોની ગુંચ ઉકેલતા પ્રસંગો આ પુસ્તકમાં વાંચવાથી "વૈષ્ણવ સંપ્રદાય" આ અસાર સંસાર સાગર તરવામાં એક મહાન સાધનરૂપ છે તેનું અચ્છી રીતે દિગ્દર્શન થશે તેમજ તેમના આદર્શ સિદ્ધાન્તો જનસમૂહ સમક્ષ આકર્ષક ભાષા શૈલીમાં ગોઠવાએલા હોવાથી આબાલ, વૃદ્ધ, સ્ત્રી, પુરુષને પુષ્ટિપથના પ્રવાસમાં આશીર્વાદાત્મક છે. તેઓશ્રીના એક એક ઉદ્ગારમાં જીવાત્મા નિઃસાધનપણે ભગવન્મિલન સુખ અનુભવવા તલપાપડ થઈ રહે એટલુંજ નહિ પણ તેમના હૃદયપ્રદેશમાં ભગવદ્લીલાની વિચારયુક્ત સરિતાનો દિવ્ય પ્રવાહ "ભગવદ્અનુગ્રહ" માર્ગનાં કાંઠા ઉપર લાવી મુકી પ્રભુ પ્રાપ્તિ કરાવે છે. દરેક વૈષ્ણવોએ પોતાના ઘરમાં આ પુસ્તક રાખવા લાયક છે. ન્યોછાવર માત્ર ચાર આના-ટપાલ ખર્ચ જુદું.

મળવાનું ઠેકાણું—

**વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.**

૧૦૩૨ રાજાગહેતાની પોળ, તોતળાજીની પોળ—અમદાવાદ.

અલૌકિક—આનંદ—રસમય.

# ધોળપદસાગર.

**પ્રકટ થઈ ગયો ]  ભાગ પહેલો  [ બહાર પડી ગયો.**

શોધિત વાર્ધિત સુંદર આવૃત્તિ.

સાતસો પાનાં !  અક્ષરો આવડા મોટા  ( આજ નમૂનો )

મૂલ્ય માત્ર સવા રૂપીઓ ( ટપાલખર્ચ ચાર આના )

**સંપ્રદાયમાં આવો સંગ્રહ પ્રથમ જ બહાર પડે છે.**

**અંદર શું છે ?**

**સંસ્કૃત ગ્રંથો:**—૧. પ્રાતઃસ્મરણ, ૨. મંગલાચરણ, ૩. શ્રીસર્વોત્તમસ્તોત્ર, ૪. શ્રીયમુનાષ્ટક, ૫. સિદ્ધાન્તરહસ્ય, ૬. શ્રીનવરત્ન, ૭. શ્રીકૃષ્ણાશ્રયસ્તોત્ર, ૮. ચતુઃશ્લોકી, ૯. શ્રીમધુરાષ્ટક, ૧૦. શ્રીગોકુલેશાષ્ટક, ૧૧. શ્રીગોપીગીત, ૧૨ શ્રીનન્દકુમારાષ્ટક.

**વ્રજભાષા ગ્રંથો:**—૧. શ્રીયમુનાજીનાં ૪૦ પદો. ૨. નિત્યલીલા ( શ્રીહરિરાયજી કૃત ) ૩. રાસપંચાધ્યાયી (શ્રીનંદદાસજી કૃત), ૪. ભ્રમરગીત (શ્રીનંદદાસજી કૃત), ૫. પ્રેમ બારાખડી (શ્રીનંદદાસજી કૃત), ૬. મૂલપુરુષ, ૭. સૂરપચ્ચીશી, ૮. રાસલીલામૃતશ્લોક, ૯. નિત્યકીર્તનો ( પ્રભુને જગાડવાથી પોઢાડવા સુધીનાં પદો ) ( ૯૪ ), ૧૦. દીનતા વિરહ આશ્રયનાં પદો (૨૧), ૧૧. જન્માષ્ટમીની વધાઇઓ (૩૫), ૧૨. મહાદેવલીલા (૧૪), ૧૩. શ્રીમહાપ્રભુજીની વધાઇઓ (૧૦), ૧૪. શ્રીગુસાંઇજીની વધાઇઓ (૧૯), ૧૫. સાતસ્વરૂપનકે પદ (૯), ૧૬. સ્નેહલીલા ( શ્રીહરિરાયજીકૃત ).

**ગુજરાતી ગ્રંથો:**—૨. શ્રીવલ્લભાખ્યાન, ૨. ચિંતનનું ધોળ, ૩. શ્રીભાગવતનાં ધોળ.

**ધોળ પદો:**—૧. શ્રીનાથજીનાં ધોળ (૩૭), ૨. સાતનિધિનાં ધોળ (૩૧), ૩. શ્રીમહાપ્રભુજીનાં ધોળ (૨૧), ૪. શ્રીગુંસાઇજીનાં ધોળ (૨૬), ૫. સાત સ્વરૂપોનાં ધોળ (૨૬), ૬. શ્રીવલ્લભકુલનાં ધોળ (૩૭), ૭. શ્રીયમુનાજીનાં ધોળ. (૧૮), ૮. શ્રીવ્રજનાં ધોળ (૧૨), ૯. પ્રભુપ્રાકટ્યનાં ધોળ (૧૫), ૧૦ બાળલીલાનાં ધોળ (૧૫), ૧૧. શ્રીવ્રજાંગનાઓનાં ધોળ (૭), ૧૨. દાનલીલાનાં ધોળ (૩), ૧૩. સાંઝીનું ધોળ, ૧૪. રાસલીલાનાં ધોળ (૨૧), ૧૫. હીચહમચીનાં ધોળ (૧૮), ૧૬. ૮૪ વૈષ્ણવનું ધોળ, ૧૭. બસોબાવન વૈષ્ણવોનું ધોળ, ૧૮. અષ્ટાક્ષર, સિદ્ધાંતરહસ્ય, નવરત્ન, પાંચતત્ત્વ, દશ મર્મ આદિ ધોળ, ૧૯. દીનતા-વિનતિના ધોળ. (૧૦)

**ચાર પાંચ રૂપીઆ ખર્ચીને બધો સંગ્રહ કરો ત્યારે**
**આવો મહાન સંગ્રહ થાય.**

'શુદ્ધાદ્વૈત'ના ગ્રાહકોનેજ આ સંગ્રહ માત્ર એક રૂપીઆમાં મળશે, ટપાલ ખર્ચ જુદું.

સંગ્રાહક તથા પ્રકાશકઃ—વસંતરામ શાસ્ત્રી.
૧૦૩૨, તોતળાજીની પોળ, રાજામહેતાની પોળ—અમદાવાદ.

# વિશ્વમંગલ.

## અમારી યોજના.

સ્વધર્મનિષ્ઠ પ્રેમી બંધુઓ !

વર્તમાન ધર્મહ્રાસના સમયમાં અનેક ધાર્મિક અને સામાજીક પત્ર-પત્રિકાઓના જન્મ-મરણની સંખ્યા કાંઇ ઓછી નથી, ધાર્મિક જ્ઞાનની સમૃદ્ધિ અર્પનારાં પ્રેરક માસિકો જન્મતાં વારજ મૃત્યુની તાત્કાલિક મુદત પણ સાથેજ લેતાં આવે છે. આપણી દુર્દશાનું આ એક ભયાનક છતાં સરલ દષ્ટાંત છે.

આજે આપણા ગુજરાતી યુવકોનાં માનસ જુદા સંચામાં ઢળાઇ ગયાં છે, તેઓને શારીરિક શાસ્ત્રના બહાનાતળે ઉત્પન્ન થઇને પેટ ભરનારાં અને જેનું નામ લેતાં પણ આપણને શરમ આવે તેવું ગંદુ સાહિત્ય ફેલાવનારાં પત્ર-પત્રિકાઓ વાંચવામાં રસ ઉત્પન્ન થવા લાગ્યો છે, અને એ જાતીયવિજ્ઞાનશાસ્ત્રનું છીછરૂં જ્ઞાનસંપાદન કરવામાં પરિણામે આપણી આર્યસંસ્કૃતિને અને પોતાની અખૂટ સમૃદ્ધિ સ્વરૂપ શક્તિને તેઓ ગુમાવી દે છે. અને પોતાની વડીલોપાર્જીત ધર્મભાવનાઓ, પરમાત્મભક્તિ તેમજ જ્ઞાનને પણ ભૂલી જાય છે.

આવી કેટલીએક બાબતોને લક્ષ્યમાં લઇને અમો અમારી એક નમ્ર યોજના આપના સમક્ષ ધરીએ છીએ.

આપણે મુસાફરીમાં, મિજમાનીમાં, મિજલસોમાં અને માનસ-માનાર્થે હદ બહારના ખર્ચે સુંદર ભોજનની સગવડ કરીએ છીએ, પરન્તુ આત્માના આહાર માટે કાંઈ વ્યવસ્થા કરી છે ? મનુષ્યજીવનને ઉન્નત કક્ષાપર પહોંચાડવા માટે આત્માના આહારની—ભક્તિ–જ્ઞાનની ખાસ જરૂર છે.

અમોએ ભક્તિ, જ્ઞાન, સેવા સદાચાર અને સત્સંગનો શુદ્ધ ગુજરાતી ભાષામાં અપૂર્વ લાભ આપી વ્યક્તિગત કે ધાર્મિક નિંદા–ટીકાઓથી અલગ રહીને આત્મકલ્યાણના માર્ગને નિર્દિષ્ટ કરનાર પ્રાણવાન—

 "વિશ્વમંગલ"

નામનું માસિક પત્ર પ્રકાશિત કરવાની યોજના કરી છે તો તેના વાર્ષિક ગ્રાહક બનીને ઘેર બેઠાં સત્સંગનો લાભ મેળવવાનો નિશ્ચય કરી અમારી આ યોજનાને અપનાવવાની અમારી ખાસ આગ્રહ ભરી અપીલ છે.

'વિશ્વમંગલ' અનેક વિદ્વાન મહાત્માઓ અને પ્રભુભક્તોની પ્રસાદી વડે તમોને ઘેર બેઠાં દિવ્યમાર્ગ દર્શાવવાનો પ્રયત્ન કરશે, એક ઘડીભરનાં વાંચનથી આખા દિવસના સાંસારિક વિષ ઉપર અમૃત સમાન અસર કરનાર થશે, સચિત્ર ધાર્મિક લેખોદ્વારા સત્યમાર્ગનો નિર્દેશ કરવામાં સહાયક થશે, તમારા આત્મામાં ધાર્મિક તત્ત્વજ્ઞાન વિષયક લેખોદ્વારા નવું ઓજસ ઉત્પન્ન કરશે. અને તમારા વિચારોને ઉન્નત બનાવવા માટે અહર્નિશ ગુરુ સમાન બનીને કલ્યાણ માર્ગમાં સહાયક થશે.

ફક્ત બેજ માસમાં 'વિશ્વમંગલ' નો પ્રવેશાંક બહાર પડશે અને ત્યાર બાદ નિયમિત પ્રતિમાસે પાંચ ફોર્મનું સચિત્ર ધાર્મિક વાચન પ્રકટ કરશે.

આપ નાટક-સિનેમામા, પાન-સોપારીમા, અને એવા અનેક મોજશોખમા ઘણો ખર્ચ કરો છો ત્યારે તેમાથી રોજની એકજ પાઈ આવા ધાર્મિક વાચન માટે ઓછી કરીને જ્ઞાન-લ્હાણીમા તમારો સાથ અવશ્ય પૂરાવશો.

વિશ્વમગલની સહાયતાઅર્થે નીચેની શ્રેણીમાથી કોઇ પણ શ્રેણી અનુસાર આપ વિશ્વમંગલના કાર્યમા સહકાર આપી શકો છો.

| | |
|---|---|
| એકજ વખત માટે પ્રાણદાતા રૂ ૫૧ ) | પ્રતિવર્ષે......પોષક રૂ. ૨૫ ) |
| પ્રતિવર્ષે .........સંરક્ષક રૂ ૧૦ ) | પ્રતિવર્ષે...માનનીય ગ્રાહક રૂ. ૫ ) |
| પ્રતિવર્ષે.....વાર્ષિક ગ્રાહક રૂ ૨ ) | વિદ્યાર્થીઓ-વાચનાલયો અને સત્સગમંડળો માટે રૂ ૧॥ |

## વ્યાપાર વિકસાવવાનુ સાચુ સાધન.

ધર્મ પ્રેમી વ્યાપારી બધુઓ !

આપ આપના ધધાની જાહેરાતો અનેક પત્ર પત્રિકાઓમા કરો છો, વિશ્વમંગલ જેવા ઉગતા ધર્મપ્રાણ માસિક પત્રની લગભગ ૧૦૦૦ ) નકલો શરૂઆતથી પ્રકાશિત થશે અને હિંદુસ્થાનના લગભગ તમામ દેશોમા અને આફ્રીકા વિગેરે દેશાન્તરોમા પણ તેના અનેક ગ્રાહકો નોધવાનો અમારો પ્રયાસ ચાલુ છે, આશા છે કે-આપ આપની જાહેરખબર વિશ્વમગલમાં આપીને આપના વ્યાપારમા અનેક ગણો લાભ પ્રાપ્ત કરવાની સાથે સાથે **વિશ્વમંગલના** કાર્યમા સહકાર આપવાની ઉદારતા દર્શાવશો.

**વિશ્વમંગલ** વ્યાપારી દૃષ્ટિએ નહીં પરતુ જ્ઞાન પ્રચારનુંજ ધ્યેય મુખ્ય રાખીને પ્રકટ થતું હોઇ જાહેર ખબરના ભાવો ઘણાજ ઓછા અને સાધારણ વ્યાપારીને પણ પોષાય તેવા રાખવામા આવ્યા છે.

## જાહેર ખબરના છેલ્લા વ્યાજબી ભાવો.

| અદરના કોઈપણ પેજમાથી | આખુ પેજ. | અર્ધુ પેજ | ૦। પેજ. |
|---|---|---|---|
| એક માસ | ૫-૦-૦ | ૩-૦-૦ | ૨-૦-૦ |
| ત્રણ માસ | ૧૨-૮-૦ | ૭-૮-૦ | ૫-૦-૦ |
| ૭ માસ | ૨૨-૮-૦ | ૧૩-૮-૦ | ૭-૮-૦ |
| એક વર્ષ | ૪૦-૦-૦ | ૨૨-૮-૦ | ૧૨-૮-૦ |

ધાર્મિક સસ્થાઓ, પુસ્તકાલયો તેમજ ધાર્મિક પુસ્તક પ્રકાશકોની જાહેર ખબરમા ૨૫ ટકા વળતર આપવામા આવશે.

ટાઈટલના ત્રીજા પેજનો ચાર્જ ઉપરના ચાર્જથી સવાયો અને ચોથા પેજનો ચાર્જ ચાલુ ભાવોથી દોઢગણો સમજવો

આશા છે કે આપ આપની જાહેર ખબર અમારા માસિક પત્રમા આપીને અમારા કાર્યને સહકાર આપશો.

દરેક બાબતનો પત્ર વ્યવહાર નીચેના એડ્રેસથી કરવો —

**પં. મંગલજી ઉદ્ધવજી પુરોહિત, શાસ્ત્રી, પુરાણવિશારદ.**

રીતના લાઇન—જુનાગઢ.

॥ श्रीत्रिभुवदनानलोचार्या विजयन्तेतमाम् ॥

વર્ષ ૧૨.

વૈશાખ,

સં. ૧૯૯૩.

# શુદ્ધાદ્વૈત

અને

# ભક્તિમાર્તંડ.

અંક ૨

શ્રીવલ્લભાબ્દ

૪૫૯.

## लीलाप्रवेश.

आजकी यह सभा समस्त वैष्णवोंकी तरफसे स्थान श्रीविट्ठलनाथ पाठशालामें रात्रिके ८ बजे श्रीमान् पं. रणछोडदासजी अधिकारीकी अध्यक्षतामें एकत्रित हुई. जिसमें अधोलिखित प्रस्ताव सर्वसम्मतिसे स्वीकृत हुआ और निश्चित हुआ कि इसकी एक प्रतिलिपी महाराजश्रीके चरणोंमें अर्पण की जाय तथा समाचार पत्रोंमें प्रकाशनार्थ भेजी जाय..

जगद्गुरु श्रीवल्लभाचार्य-वंश-भूषण प्रथमपीठाधीश गोलोकस्थ हिज हॉलीनेस गोस्वामी श्रीरणछोडाचार्यजी महाराजके धर्मपत्नी परमतपस्विनी भगवत्सेवापरायणा गोस्वामिनी श्रीकृष्णावती बहूजी महाराज्ञी फा. शु. १० रविवार सं. १८८३ तदनुसार ता. २१–३–३६ को प्रातःकाल भगवत्सेवा करके ८० वर्षकी आयु में नित्यलीलामें पधार गये. आप पाणिग्रहणके पश्चात् से ही अब तक दत्तचित्त हो कर अहर्निश श्रीमथुरेशजीकी सेवामें तल्लीन रहे.

तथा आपके लीलामें पधारनेके द्वितीय दिन ही आपके पुत्रवधू गोस्वामिनी श्रीप्रभावती बहूजी फा. शु. ११ सोमवार ता. २२–३–३६ के दिन नित्यलीलामें प्राप्त हुये.

इन दोनों बहुजीने–श्रीवल्लभ सम्प्रदायका जो सिद्धान्त है कि सर्वदा सेवा स्मरणमें अपना समय व्यतीत करना–इसका आजन्म पूर्णपालन किया. आपकी भगवत्सेवा–परायणता गोस्वामि परिवार तथा समस्त वैष्णवोंके सर्वदा अनुकरणीय है. आपने इस आधुनिक समयमें वैष्णवधर्मका आचरण करके जो आदर्श प्रकट किया है, वह शब्दों द्वारा व्यक्त नहीं हो सकता. आप तो नित्यलीलामें पधारे हैं, परन्तु आपके इस समय भूतलपर न विराजनेसे वैष्णव समुदायको जो बडी हानि हुई है, वह हम वैष्णवोंका दुर्भाग्य है.

इनके सुपुत्र गोस्वामी श्रीगिरिधराचार्यजी महाराजकी श्रद्धापूर्वक मातृसेवा प्रशंसनीय तथा अनुकरणीय है। आप श्रीमहाराजभी भगवत्सेवापरायण हैं. आपकी भगवत्सेवापरायणता ही

हम लोगोंके लिये इस कठिन कालमें उनके अभावकी पूर्तिके लिये एकमात्र अवलम्बन है। आपको मातृचरणोंके वियोगका जो महाशोक हुआ है, उसके लिये हम सबकी श्रीमथुरेशजीके चरणोंमें प्रार्थना है कि वो आपको धैर्य प्रदान करें और श्रीमदाचार्यचरणोंमें सनम्र प्रार्थना है कि आपश्री अपनी वैष्णव मण्डली पर अनुग्रह करके उन्हीं की तरह सन्मार्ग–प्रदर्शन करते हुये कृतार्थ करते रहें। इति शम् मि. चै. कृ. १ सं. १८८३.

प्रस्तावकः—पं. गोकुलदास शास्त्री विद्यासुधाकर.
अनुमोदकः—पं. गोपाल दत्त द्विवेदी.
समर्थकः—पं. गोवर्धन शर्मा वेदान्त शास्त्री.

## वेणुरव.

( લે:–રા. રા. ધીરજભાઈ સાંકળીઆ B. A. L L. B. એડવોકેટ. )

नं. २०७ तत्स्थास्तेन कृतार्थाश्च सुतरां कलिना हताः।
यो रक्षकस्तयोः पश्चात् कलिनिग्रहतो महान्।
तस्यापि कृष्णकथया गतिरन्यकथा तु का ॥

धरणीधर्मौ प्रकृतौ, धरणीस्था धर्मेणैव कृतार्थाः। एतादृशा अपि सुतरां कलिना हताः, तेषां यो रक्षकः, भगवत्प्रयाणानंतरं कलिनिग्रहं कृत्वा, स महानेव भवतीत्यध्यायद्वयार्थः। एवं निरूपणस्य प्रकृतोपयोगमाह तस्यापीति। अनेन भूमिष्ठानां तीर्थानां देवानां सांप्रतं क्रियमाणस्य धर्मस्य वा अप्रयोजकत्वं सूचितम्। कालजयादीनां मृत्यजयादीनां अपि भगवान् वा भागवतं वा नान्यो मोक्षदानसमर्थः। भा. नि. १२१ पृ. ९३. यथा गृहे दीपे स्थापिते घटादीनां न गुर्वाद्यपेक्षा तथा भागवते सति न कान्यपेक्षेत्यर्थः। न हि तादृशो भागवतादन्योपायोस्ति गुरूपदेशतपःसाधन-विचारव्यतिरेकेण येन सर्वेषामात्मसाक्षात्कारो भवेत्। सु. १–२–३. पृ. १८. सम्यगनुष्ठितोपि स्नानादिधर्मः। अनेन तदभावे सर्वमन्यथाभवेदित्यहेतुरुक्तः। सु. १–२–८.

પૃથ્વી અને ધર્મનો ચાલતો પ્રસંગ છે. ધરણી પર રહેનારા ધર્મથી જ કૃતાર્થ થાય છે. એવા ધરણી પર રહેનારા વળી કલિથી પરાજીત થયા હતા, તેમનો પણ જે રક્ષક થયો–ભગવાનના ભૂતળ પરથી પધારી ગયા પછી કલિનો પરાભવ કરીને જે રક્ષક થયો, એવો પરીક્ષિત મહાન જ કહેવાય. તેની પણ ગતિ ( મોક્ષ ) કૃષ્ણકથાથી જ થઈ, ભાગવતથી જ થઈ, તો બીજાની શું વાત કરવી ? આથી ભૂમિષ્ઠ તીર્થો, દેવો, અને હાલમાં કરાતો ધર્મ, એ સર્વે મોક્ષ આપવાને અસમર્થ, નકામા છે એમ સૂચવ્યું. કાલનો જય વગેરે કરનાર પરીક્ષિત અને મૃત્યુનો જય વગેરે કરનાર ભીષ્મ એવાઓને મોક્ષ આપનાર ભાગવત અને ભગવાન જ થયા, બીજો કોઇ વેદ, દેવ, તીર્થ સમર્થ નીવડ્યો નહિ.

જેમ ઘરમાં દીવો રાખ્યો હોય તો ઘડા વગેરે વસ્તુઓના જ્ઞાન-માટે ગુરુ વગેરેની અપેક્ષા નથી, તેમ ભાગવત દીવા જેવું હોવાથી ગુરુ વગેરેની અપેક્ષા નથી. ભાગવત શિવાય બીજો એવો એકે ઉપાય નથી કે જે ગુરુનો ઉપદેશ, તપ, સાધન, વિચાર વિના પણ સર્વેને આત્મસાક્ષાત્કાર કરાવી આપે.

સારી રીતે પાળેલો સ્નાનાદિ ધર્મ જો ભગવત્કથામાં રતિ ઉત્પન્ન ન કરે તો કેવલ શ્રમ છે. આથી કથારતિના અભાવમાં બધું ઉંધું જ થઈ જાય છે તેનો હેતુ કહ્યો–કે કથામાં રતિનો અભાવ.

હવે પછી—ભગવાનના પધારી ગયા પછી જે જીવો ઉત્પન્ન થશે, તેમની, નામથી, શ્રીભાગવતથી જ મુક્તિ છે.

ननु भागवतं चेद्गतिसमर्थं तदा यस्मैकस्मैचिन् श्रावितं सन् मोक्षं प्रयच्छेत्, किं परीक्षिता ? १. श्रद्धार्थमेवाधिकार उक्तो, न्तु भागवतमधिकारमपेक्षते। तथा सति 'प्रवर्तमानस्य गुणैरनात्मनः' इति वाक्यं विरुध्येत। यतो यस्यैव महती श्रद्धा स एवाधिकारी। कलिश्च परीक्षिता भीषितो न भगवद्भक्तान् बाधते. भा. नि. १२२. पृ. ५३.

ભાગવત એટલું બધું સમર્થ છે તો ગમે તેને (દુષ્ટને, નીચને) સંભળાવ્યું હોય તો પણ મોક્ષ આપે? પછી પરીક્ષિત જેવા અધિકારીની શી અપેક્ષા હતી? ઉત્તર. શ્રદ્ધાને માટે જ અધિકાર કહ્યો છે. ભાગવતને અધિકારની અપેક્ષા નથી. (તે તો ચાંડાલને પણ મોક્ષ આપવાને સમર્થ છે.) જો અધિકારની અપેક્ષા માનીયે તો સુ. ૧-૫-૧૬ માં કહ્યું કે દેહના ગુણો જે વિષયો, તેમાં જ જેમની પ્રવૃત્તિ છે એવાઓને (તદ્દન હીન જીવોને) તમે ભગવાનના ગુણગાન રૂપ મોક્ષનો માર્ગ દેખાડો, તે વાક્ય ખોટું પડે. માટે જેની શ્રદ્ધા મોટી તેજ અધિકારી. પરીક્ષિતથી બીધેલો કલિ ભગવદ્ભક્તોને બાધ કરતો નથી.

ઉપરનાં વાક્યો ઘણાં જ ઉપયોગી છે. હવે વેદ યાતયામ થઈ ગયા–વેદનો વખત ગયો, એમ સર્વે દીવા જેવું સમજે છે, અને તેજ શ્રીવલ્લભાચાર્યજીએ ફરી ફરીને કહ્યું છે, અને ભાગવત અને ભગવાનના ગુણગાન જ એક ઉપાય રહ્યો છે, તે ઉપર સ્પષ્ટ કહ્યું છે. એ વાક્યોમાં પણ શ્રદ્ધા પ્રભુની કૃપા હોય તોજ આવશે, નહિ તો નહીંજ આવે, અને વર્ણાશ્રમધર્મના અળતા દાંડાને વળગીને નષ્ટ થશે. તીર્થો, દેશો, અને હાલમાં કરાતા ધર્મ સર્વનો મોક્ષના સાધન તરીકે નિષેધ શ્રીવલ્લભાચાર્યજીએ કર્યો છે, તે છતાં સેવા અને ભગવદ્ભજન છોડી કેટલા વૈષ્ણવો નાસિક વગેરે તીર્થોમાં સ્નાન કરવા જાય છે! અરે, સ્નાન પણ કથારુચિમાં સહાયક તરીકે જ ઉપયોગી, નહિ તો કેવલ શ્રમ છે, એમ પણ ઉપર કહ્યું. ભીષ્મ અને પરીક્ષિતને મોક્ષને માટે ભગવાન અને ભાગવતનો આશ્રય લેવો પડ્યો, તો હવે આપણા જેવા ક્ષુદ્ર પાપીઓને કયાં વેદ, દેવ, તીર્થ, આ કલિ યુગમાં તારી શકવાના હતા? માટે જ અમારે કહેવું છે કે શ્રીસુબોધિનીજી સમગ્ર છપાઈ ગયાં

છે, તેનું ભાષાંતર શાસ્ત્રીઓને પુરતું દ્રવ્ય આપીને કરાવવાની શ્રીગોસ્વામી બાલકોની અને દ્રવ્યવાનોની ફરજ છે. જ્યાં સુધી વૈષ્ણવોની દૃષ્ટિ શ્રીસુબોધિની વાંચી ખુલશે નહિ, ત્યાં સુધી અંધારામાં તેઓ આથડયા જ કરશે. ભાગવતને ગુરુની જરૂર નથી, ભાગવતને બ્રાહ્મણ વગેરે અધિકારીની જરૂર નથી, ભાગવતને શુદ્ધિની જરૂર નથી, ભાગવત અસહાયશૂર છે, એવાં ઘણાં વાકયો છે, પણ તે વાંચ્યા વિના કેમ ખબર પડે ? માટે સર્વે વૈષ્ણવોને અમારી નમ્ર વિનંતિ છે કે શ્રીસુબોધિનીનું શ્રવણ એકાદ કલાક રોજ કરવું જ, અને બીજા કશાની દરકાર કર્યા વિના ભગવદ્ભજન જેટલું બને તેટલું કરવું.

વળી જે શાસ્ત્રીઓ કહે છે કે ભાગવતમાં પણ બ્રહ્મવિદ્યાનો ભાગ કાઢી નાંખીને જ અત્રૈવર્ણિકે વાંચવું, તેઓએ પણ ઉપલાં વાકયો પર વિચાર કરવો. કલિયુગમાં બધા શૂદ્ર જ રહ્યા છે, એમ શ્રીવલ્લભાચાર્ય સ્પષ્ટ કહે છે તે પહેલાં વેણુરવમાં અમે ટાંકયું છે. તો પછી એ શાસ્ત્રીઓને પણ અધિકાર રહ્યો નથી, તેઓએ પણ બ્રહ્મવિદ્યાનો ભાગ વાંચવો નહિ ! અમારું માનવું એવું છે કે વૈદિક રીતિએ મોક્ષપ્રાપ્તિ કરનારને તેવાં વાકયો લાગુ પડે છે. જેને બ્રહ્મવિદ્યાના વાકયો પણ ભગવાનના ગુણગાન રૂપે જ છે તેને ને લાગુ પડતા જ નથી.

નં. ૨૦૮ ब्रह्मणे । वेदमार्गेण ब्रह्मैव मुच्यत इत्यर्थः । अन्येषां वेदार्थनिष्ठानामपि तद्रूपेणैव मुक्तिरिति भावः સુ. ૧–૧–૧.

અર્થ—વેદમાર્ગથી બ્રહ્માની જ મુક્તિ થાય છે. બીજાઓ જે વેદાર્થ નિષ્ઠ છે, તેમની પણ બ્રહ્માના રૂપથી જ મુક્તિ થાય છે.

સાર–બ્રાહ્મણો બ્રહ્મા રૂપ થઈને બ્રહ્માની સાથે મોક્ષ પામે છે. વેદ માર્ગથી ક્ષત્રિય પણ બ્રાહ્મણ અવતાર પ્રાપ્ત કરી વર્ણાશ્રમ ધર્મ શુદ્ધ પાળે પછી જ ઉપર પ્રમાણે મોક્ષ પામે. વૈશ્ય (જનોઈ જેની પરંપરાથી ચાલુ હોય તેજ વૈશ્ય ખરી રીતે છે ) ક્ષત્રિય થાય, પછી બ્રાહ્મણ થાય, પછી ઉપર પ્રમાણે ઘણે જન્મે મોક્ષ. આ વર્ણાશ્રમીઓની ગતિ છે. ભક્તિમાર્ગમાં ચાંડાલ ભક્તનો પણ તરત જ મોક્ષ થાય છે. કલિયુગમાં બ્રાહ્મણ જ શુદ્ધ નથી, બધા શૂદ્ર જ છે, તો વર્ણાશ્રમ ધર્મ પાળી મોક્ષ કેમ સિદ્ધ કરશો ?

નં. ૨૦૯ धर्मो ज्ञानं च साधनम् । भगवदाविर्भावः साध्यः । तदनु तत्र प्रवेशः फलम् । एतत् सर्वं भागवतादेव भवतीति विशिष्टकल्पद्रुमत्वम् । विधिसम्बन्धो धर्मलक्षणम् । वेदश्च प्रमाणम् । स यज्ञात्मको धर्मः । आचारोऽपि धर्मः पौराणिकः । सत्यादयोपि धर्माः । तपःप्रभृतयश्च, श्रवणादयश्च । तत्र यज्ञेषु पूर्वोक्तन्यायेनाऽतद्धेतोरपि फलसाधनतयोक्तरूपेण स्वर्गादिपदभ्रमजननाद्वा कापट्यं सम्भवति । आचारेपि "शुद्ध्यशुद्धी विधीयेते समानेष्वपि वस्तुषु"—इत्यादिन्यायेन प्रवृत्तिसङ्कोचार्थं गुणदोषौ विधीयते इति कापट्यम् । सत्यादिष्वपि व्यवहारस्य सान्निपातत्व

त्काप्यम्। तपःप्रभृतिषु च " कः क्षेमो निजपरयोः क्रियान्वाऽर्थः स्वपरद्रुहा धर्मेण "। " कर्षयन्तः शरीरस्थं भूतग्राममचेतस " इति वाक्यात्काप्यम्। सर्वत्र विहितनिषेधात्कापट्य प्रतीतिः, न तथा श्रवणादिषु किञ्चित्कापट्यमस्ति । तद्धर्मकर्तृष्वपि कापट्याऽभावः प्रशद्वार्थः । प्रकर्षेण उज्झितं कैतवं यस्मात्। स श्रवणादि धर्मो भागवत एव । परमश्चायम्। भगवद्धर्मत्वात्॥ सु. १-१-२.

ધર્મ અને જ્ઞાન સાધન છે. ભગવાન્ પ્રકટ થાય એજ કર્તવ્ય છે, પછી પ્રકટ થયલા ભગવતસ્વરૂપમાં પ્રવેશ કરવો એ ફલ-સાયુજ્ય આ સર્વ ભાગવતથી જ થાય છે, તેથી ભાગવત ઉત્તમ ખાસ કલ્પદ્રુમ છે. જ્યાં જ્યાં વિધિનો સંબંધ હોય તે ધર્મ વેદ પ્રમાણુ તે યજ્ઞાત્મક ધર્મ છે. આચાર પણ ધર્મ છે. તે પુરાણોમાં કહ્યો છે. સત્ય વગેરે પણ ધર્મ છે. તપ વગેરે પણ ધર્મ છે, શ્રવણુ વગેરે પણ ધર્મ છે. (શ્રવણુ શિવાયના બધા ધર્મમાં કાપટય છે તે સમજાવે છે ). પહેલા શ્લોકમાં કહી ગયા કે સૂરિઓ-વિદ્વાનો પણ વેદાર્થમાં મોહ પામે છે તેથી, જૂદા જૂદા ફલના સાધન તરીકે વેદનો ઉપયોગ કરવાનો નથી, છતાં ફલ સ્વર્ગ વગેરે વેદમાં કહેલું હોવાથી, અથવા સ્વર્ગ વગેરે પદના ખોટા અર્થથી ભ્રમ થવાથી, વેદમાં કહેલો યજ્ઞરૂપ ધર્મ કાપટયવાળો છે. પુરાણમાં કહેલો આચારરૂપ ધર્મ પણ કાપટયવાળો છે કેમકે સર્વ વસ્તુ બ્રહ્મરૂપ સમાન હોવા છતાં પ્રવૃત્તિના સંકોચને માટે જ આતો શુદ્ધ અને આતો અશુદ્ધ, આતો ગુણવાળી વસ્તુ અને આતો દોષવાળી વસ્તુ એમ પુરાણોમાં કહ્યું છે. સંસાર વ્યવહાર જ સનેપાત રૂપ હોવાથી સત્ય શું અને અસત્ય શું તેમાં પણ કાપટય હોય છે. સ્રી આગળ, મૃત્યુમાંથી બચાવ માટે અસત્ય બોલવું પડે તો બોલવું એમ પણ કહે છે? તપ વગેરેમાં પણ કાપટય છે, કેમકે શાસ્ત્ર જ કહે છે કે પોતાનું કે પારકાનું તપ શું કલ્યાણ કરવાનું હતું? પોતાનો અને પારકાનો દ્રોહ કરનાર તપરૂપી ધર્મ શું અર્થ સિદ્ધ કરવાનો છે? એ મૂઢ મનુષ્યો શરીરમાં રહેલા પંચમહાભૂતના સમૂહને ઉલટું જ દુઃખ આપે છે. આ સર્વ ધર્મમાં આતો કરવું અને આતો ન કરવું એ બધું કાપટય છે. એવું કાપટય શ્રવણુ, કીર્તન, સ્મરણમાં નથી. એ શ્રવણુ ધર્મ કરનારાઓ પણ નિષ્કપટી હોય છે તેથી શ્લોકમાં પ્રોજ્ઝિત પદ વાપર્યું છે. એટલે કાપટય તદ્દન દૂર કરેલું તેઓએ હોય છે. આવો નિષ્કપટ શ્રવણુ ધર્મ શ્રી ભાગવતમાં જ છે. અને આજ છે. અને આજ પરમ ધર્મ છે. કારણુ કે એજ ભગવદ્ધર્મ છે. સુ. ૧. ૧. ૨.

સાર—અહીં શ્રીમદ્‌ભાગવતની શરૂઆતમાં જ સર્વ ધર્મનું કાપટય સ્પષ્ટ કહ્યું છે, અને ખરો કાપટય વિનાનો ધર્મ તો ભગવાનનાં શ્રવણુ કીર્તન જ છે એમ કંઠરવથી સમજાવ્યું છે, છતાં પુષ્ટિમાર્ગીયોને (!) વર્ણાશ્રમ ધર્મ, અને શ્રૌત સ્માર્ત ધર્મ પાળવાની ઉત્કંઠા રહે છે, તેનું કારણુ એજ કે તેઓએ શ્રીવલ્લભા-

ચાર્યજીના વચનામૃત, ખાસ કરીને શ્રીસુબોધિનીજી, વાંચ્યાં જ નથી; જો વાંચે તો શ્રી ભાગવતના વચન અને શ્રીવલ્લભાચાર્યજીનાં વચનની વિરુદ્ધ તેઓ કોઇ દિવસ ભાષણ કરશે નહિ, લખશે નહિ, અને આચરણ કરશે નહિ, એમ અમારી ખાત્રી છે. કલિયુગનો મોટો ગુણ એ નામનો લેખ ગયા અંકમાં છે તે પણ વાંચવાની સૂચના અમે કરીએ છીએ.

નં. ૨૧૦ इयं चाविद्यामूलाविद्यातूलाविद्याभेदेन द्विविधा । तत्र हिरण्यगर्भोपाधिः मूलाविद्या । तूलाविद्याश्च प्रतिजीवभेदं नाना मायाशब्देनाभिधीयन्ते । मायोपाधिरयं जीव अविद्योपाधिरीश्वर इत्युक्तेः 'इन्द्रो मायाभिः पुरुरूप ईयते' इतिश्रुतेश्च तथात्वम् । मायानां च मूलाविद्याकार्यत्वात् अविद्याशब्दवाच्यतापि । अत एव आविद्यको जीव इति तत्तत्स्थाने भाष्यकारादिभिरुक्तम् । स्वस्वान्तःकरणरूपाविद्योपाधौ तत्त्वज्ञाने समुत्पन्ने तदीयैवाविद्या निवर्तते नान्यत्र इति एकमुक्तौ न सर्वमुक्तिः इति बन्धमोक्षव्यवस्था । अधिकं आकरे द्रष्टव्यम् । वाचस्पत्यः कोशः ४६०.

અર્થઃ—આ અવિદ્યા મૂલા વિદ્યા અને તૂલા વિદ્યા ના ભેદથી બે પ્રકારની છે. તેમાં હિરણ્ય ગર્ભની ઉપાધિરૂપ મૂલ અવિદ્યા છે. તૂલા વિદ્યા દરેક જીવમાં જૂદી જૂદી હોય છે. તેને માયા કહે છે. 'આ જીવ માયાની ઉપાધિવાળો છે, ઇશ્વર અવિદ્યાની ઉપાધિવાળો છે' એ વાક્યમાં એ સ્પષ્ટ છે. ઈંદ્ર માયા રૂપ શક્તિથી ઘણાં રૂપ ધારણ કરે છે' એ શ્રુતિમાં કહ્યું છે તેને અનુસાર ઉપર પ્રમાણે છે. માયાઓ મૂલ અવિદ્યાના કાર્ય રૂપ હોવાથી અવિદ્યા શબ્દ પણ માયાને માટે વપરાય છે તેથીજ ભાષ્યકારો 'જીવ આવિદ્યક છે' એમ તે તે સ્થાને કહે છે. પોતપોતાના અંતઃકરણરૂપ અવિદ્યાની ઉપાધિમાં તત્ત્વ જ્ઞાન ઉત્પન્ન થાય છે, ત્યારે તેજ જીવની અવિદ્યા નિવૃત્ત થાય છે, બીજા કોઈ અંતઃકરણની અવિદ્યા નિવૃત્ત થતી નથી. તેથી એક જીવની મુક્તિથી સર્વની મુક્તિ થતી નથી. આજ બંધ અને મોક્ષની વ્યવસ્થા છે. વિશેષ શાસ્ત્રમાં જોવું. વાચસ્પત્ય કોશ પૃ. ૪૬૦. સુ. ૧૦. ૭. ૧૮ ના પ્રકાશમાં નીચે પ્રમાણે વાક્ય છે. पूतनानाशेन यद्यप्यविद्यापर्वाणि नष्टानि, तथापि तूलाविद्याया एव नष्टानि, न तु मूलाविद्यायाः । પૂતનાના નાશથી જો કે અવિદ્યાના પર્વો નષ્ટ થયાં, તો પણ તૂલા વિદ્યાના પર્વો નષ્ટ થયાં, મૂલા વિદ્યાના નહિ. આમાં સમજ નહિ પડવાથી શાસ્ત્રીજી કલ્યાણજીને પૂછતાં તેમણે પ્રસન્નતાથી વાચસ્પત્ય કોશમાંથી ઉપર જણાવેલું વંચાવી સંતોષકારક ખુલાસો કર્યો, તે વાંચી વાચકોને આનંદ થશે. આની સાથે ટિપ્પણી ૧૦. ૨ ૧૨ અને ત્યાંનો પ્રકાશ વાંચવાથી વિશેષ સ્પષ્ટીકરણ થશે. પ્રકાશકાર ત્યાં શંકા ઉઠાવે છે કે અવિદ્યાના પાંચ પર્વમાં વિવિક્ત જીવ સ્વરૂપનું અજ્ઞાન-સ્વરૂપાજ્ઞાન, દેહ વગેરેમાં જે આત્મબુદ્ધિ તે બીજાં પર્વ, એમ શાસ્ત્રમાં કહ્યું છે. તે પાંચ પર્વ તો ગોકુલવાસીઓમાં દેખાય છે, ત્યારે અવિદ્યાનો નાશ તેમનો કેવી રીતે થયો

એમનો ઉત્કર્ષ શું ? ઉત્તર-પંચપર્વાત્મિકા તુલ અવિદ્યા નષ્ટ થઇ એવો અભિપ્રાય અહીં નથી, પણ તૂલા વિદ્યા, શુક્તિ રજત વગેરે સ્થલમાં શુક્તિ વગેરેનું અજ્ઞાન, અને રજત-રૂપાનો અધ્યાસ તે જેમ અવિદ્યાનું કાર્ય છે, તેમ પોતાના દેહ વગેરેને વિષે પણ ભય, કામ વગેરેથી મોહ થતાં પોતાનાં આત્માનું અજ્ઞાન વગેરે અવિદ્યાનું કાર્ય સમજવું. એમ હોવાથી ચાલતા પ્રસંગમાં શ્રીયશોદા વગેરેને જે સ્વરૂપા જ્ઞાન વગેરે કહ્યાં, તે અવિદ્યાનાં કાર્યજ પર્વ રૂપ હતાં. તે સર્વે નિઃશેષ નિવૃત્ત થઈ ગયાં. જો કે તે દરેકમાં ભિન્ન ભિન્ન હતાં એમ કહ્યું છે તો પણ ઉપલક્ષણથી સર્વત્ર હતાં તે નાશ પામ્યાં એમ જાણવું. એમ પોતાને ઇચ્છિત જે સ્વરૂપજ્ઞાન જોઈતું હતું તે થયું, તેથી તેમનો નિરોધ સિદ્ધ થયો. પ્રકાશ ૧૦. ૬. ૧૩.

## શંકાસમાધાન.

**શંકા**—તમે સર્વ ધાર્મિક કર્મોનો ત્યાગ કરવા કહો છો, તે તો બહુ ઉંચી કક્ષાની વાત છે. આરંભદશામાં તો સર્વ ધાર્મિક કર્મો કરવાં જ જોઇએ. જ્યારે સિદ્ધદશા થાય, ત્યારે સંન્યાસની માફક કર્મો એની મેળેજ છૂટી જાય. જો આરંભદશામાં કર્મોનો ત્યાગ કરવામાં આવે તો પતિત થવાય. અણુભાષ્ય ૩. ૩. ૪૨ માં એ વાત સ્પષ્ટ છે. માટે ખોટી રીતે લોકોને ભ્રાન્તિ ઉત્પન્ન કરવી યોગ્ય નથી.

**સમાધાન**—પ્રથમ તો હું કહું છું, એ તમારે ભૂલી જવું જોઇએ. જે કાંઈ પણ કહેવામાં આવે છે, તેને માટે શ્રીસુબોધિની, શ્રીભાગવત અને સાંપ્રદાયિક ગ્રન્થો અને આચાર્યોની વાણીનાં પ્રમાણ આપવામાં આવે છે. તેની વિરુદ્ધ અથવા તેથી અધિક જે કાંઈ કહેવામાં આવે તેજ મારૂં ગાંઠનું કહેવાય. તેવું કાંઈ હું કહેતો જ નથી.

(૨) સર્વ ધાર્મિક કર્મોનો ત્યાગ કરવાનું આચાર્યો કે ગ્રન્થો કહેતાં નથી, તેમ હું પણ કહેતો નથી. नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः સર્વ કર્મનો ત્યાગ દેહધારીથી થઈ શકતોજ નથી એમ ભગવાન્ પોતે ગીતા ૧૮. ૧૧ માં કહે છે. પણ વર્ણાશ્રમ વર્ણનો, અથવા યજ્ઞનો, અથવા भक्तिहंस ના શરુઆતના શ્લોકમાં કહેલા મંત્ર તંત્ર વિધિ વગેરે ધાર્મિક કર્મોનો ત્યાગ કરીને શ્રવણ, કીર્તન, સ્મરણ રૂપી કર્મો પ્રથમ ધાર્મિક રીતે કરતાં કરતાં પછી સ્વાભાવિક પ્રેમથી ગોપીજનને માર્ગે ચાલી કરવાનો ઉપદેશ શ્રીવલ્લભાચાર્યજી આપે છે તે તદ્દન જુદી વાત છે; તે ાંઇ સર્વ ધાર્મિક કર્મોનો ત્યાગ નથી, પણ બીજા બધા ધાર્મિક કર્મોનો ત્યાગ ારીને શ્રવણ, કીર્તન, સ્મરણ રૂપી ધાર્મિક કર્મો કરવાની આજ્ઞા કરે છે. तस्मात् सर्वं परित्यज्य निरुद्धैः सर्वदा गुणाः सदानंदपरैः गेया सच्चिदानन्दता ततः ( તેથી સર્વનો પરિત્યાગ કરીને ચિત્તનો ભગવાનમાં નિરોધ કરીને સર્વદા સદાનંદમાં પરાયણ ભક્તોએ ભગવદ્ગુણગાન કરવા, તેથી સચ્ચિદાનંદતા પ્રાપ્ત થાય છે, ) એમાં એ

અન્ય ધર્મનો પરિત્યાગ કરવો. વેદમાર્ગ અને તેને લગતા વર્ણાશ્રમધર્મ પાળી ન શકાય એવી સ્થિતિ થઈ તેથી મહાભારત, પુરાણો અને ભાગવત શ્રીમદ્ વેદવ્યાસે રચ્યાં. આ સરલ વાત પુષ્ટિમાર્ગના જે આચાર્યો અને શાસ્ત્રીઓ સમજી શકતા નથી, તેઓજ ભાગવતના અને શ્રીમહાપ્રભુજીના ઉપદેશના સ્પષ્ટ શબ્દો સમજી શકતા નથી, અને જ્યારે તે વાક્યો તેમની સમક્ષ મુકવામાં આવે છે ત્યારે તેની વિરુદ્ધના અસંબદ્ધ વાક્યો મુકવાનો પ્રયત્ન કરે છે. આનું મુખ્ય કારણજ વાચનની ખામી છે. શૂદ્ર સૂતપુરાણી ભાગવતના વક્તા છે, અને વૈદિકો અને વર્ણાશ્રમીઓમાં શ્રેષ્ઠ શૌનકો શ્રોતા છે એ કહેવા છતાં તેઓ પોતાના કક્કાને વળગી રહે છે. હીન પ્રકરણમાં વર્ણાશ્રમની આવશ્યક્તા નથી' તે જણાવી મધ્યમ પ્રકરણની પહેલી કારિકામાંજ અદૃષ્ટદ્વારા ફલ આપનાર વર્ણાશ્રમ વગેરે સર્વ ધર્મનો ત્યાગ અહીં પણ છેજ એમ શ્રીવલ્લભાચાર્યજી સ્પષ્ટ સૂચવે છે, અને પાંચમા અધ્યાયમાં નારદજી વ્યાસજીને ઉપદેશ કરતાં કહે છે કે તમે ધર્મો વગેરે બહુ કહ્યાં પણ ભગવાનનાં ગુણગાન કર્યા નથી તેથીજ તમે જે ભગવાનના જ્ઞાનાવતાર છો તેનું પણ ચિત્ત વ્યગ્ર, અસંતોષી અને શોકગ્રસ્ત છે, માટે હવે તો ગુણગાન કરો. એમ કહી બીજા સર્વ ધર્મોની નિંદા કરે છે, અને ૧૭ મા શ્લોકમાં त्यक्त्वा શબ્દ વાપરી અન્ય સર્વ ધર્મોનો ત્યાગ કરી હરિભજન કરવાનું કહે છે, અને ૨૨ મા શ્લોકમાં સ્પષ્ટ કહે છે કે વર્ણાશ્રમ ધર્મ, તપ, સ્વાધ્યાય, વગેરે સર્વ ધર્મથી જે ફલ થાય છે, તે એક ભગવાનના ગુણગાનથી થાય છે, માટે તે જૂદાં કરવાની જરૂરજ નથી. આ નારદજીનાં પાંચમા અધ્યાયના વાક્યો વાંચીને તેમાંથી તમારો નિર્ણય શો છે તે નક્કી કરો. ઉત્તમ અધિકારીને પણ બીજા ધર્મોની અપેક્ષા નથી. પણ આનાથી વિશેષ એ બાબત પર લખવું નકામું છે. સર્વદા સર્વભાવથી વ્રજાધિપનું ભજન કરવું, આપણો એજ ધર્મ છે, બીજો કોઈ ધર્મ કોઈપણ કાલે કે કોઈપણ સ્થલે આપણે માટે છેજ નહિ, એ શ્રીવલ્લભાચાર્યજીના વચનો પર શ્રદ્ધા રાખશો કે નહિ ?

### ભાગવતનો ઉપદેશ સર્વધર્મના ત્યાગપૂર્વક શ્રવણ, કીર્તન સ્મરણ.

પ્રથમ સ્કંધમાં એ પ્રમાણે અધિકારીઓનો નિર્ણય કરીને તે અધિકારીઓએ સર્વદા જીવતાં અને મરણ વખતે ( છેલ્લી કક્ષાની વાત બીલકુલ છેજ નહિ એ ધ્યાનમાં રાખવું) શું કરવું તેનો ઉત્તર બીજા સ્કંધમાં છે. પ્રથમ અધ્યાયના પાંચમા શ્લોકમાં અન્ય સર્વ શાસ્ત્ર, અન્ય સર્વ સંપ્રદાય; અન્ય સર્વ સિદ્ધાન્તના ત્યાગપૂર્વક શ્રીમદ્ભાગવતનો ખાસ ઉપદેશ આપ્યો છે, તે એ છે કે હે શ્રદ્ધાલુ ! પરીક્ષિત, જો અભયની મોક્ષની ઇચ્છા હોય તો સર્વાત્મા, ભગવાન્, હરિ, ઈશ્વરનું શ્રવણ કરવું, કીર્તન કરવું, અને સ્મરણ કરવું.

શ્રીમદ્ભાગવતનો આ મુખ્ય સિદ્ધાન્ત હોવાથી એ સર્વસ્વ છે. જેમ વેદનો ધર્મ યજ્ઞ છે, તેમ શ્રીમદ્ભાગવતનો ધર્મ શ્રવણ, કીર્તન, સ્મરણ છે. એનો બી ?

નજ થાય. માટે બાદક થમ કર્મનો ત્યાગ કરીને ભાગવતધર્મ સ્વીકારવો. આ શ્લોકના શ્રીસુબોધિની અને પ્રકાશ ધ્યાનપૂર્વક વાંચવાથી એમાં કાંઈ શંકા રહેશેજ નહિ. સુબોધિનીમાં સ્પષ્ટ વાક્ય છે કે "વૈદિક પ્રકારથી અથવા ભાગવત પ્રકારથી ત્રૈવર્ણિકનો ભગવાનમાં પ્રવેશ સાયુજ્ય થાય, બીજાઓનો તો ભાગવત પ્રકારથીજ થાય." અથવા કહ્યું છે તેથી વેદ અથવા ભાગવત એક પસંદ કર્યેજ છૂટકો. પુષ્ટિમાર્ગીય આચાર્યો અને શાસ્ત્રીઓ ભાગવતજ પસંદ કરી શકે, વેદ પસંદ કરી શકેજ નહિ. તેઓ વૈદિક સર્વ કર્મ કાપટયથીજ કરે. શ્રીવલ્લભાચાર્ય કહે છે, અને આપણને અનુભવથી, આંખો ખુલ્લી રાખી જોવાથી ખાત્રી થાય છે કે વેદનો સમય ગયો, માટે આપણે માટે-સર્વને માટે હવે તો ભાગવત માર્ગજ છે. માટે વર્ણાશ્રમ વગેરે અન્ય ધર્મોની આવશ્યકતા પુષ્ટિમાર્ગમાં માનવી એ ભ્રાન્તિ છે. અણુભાષ્ય ૩-૩-૪૨.

## કર્મ કરવાં કે નહિ?

હવે આપણે અણુભાષ્ય ૩-૩-૪૨ લઈશું. ૪૦ અને ૪૧ મા સૂત્રને એની સાથે સંબંધ હોવાથી તે પણ જોઈશું. ૪૦ મા સૂત્રમાં શંકા કરી કે નિત્યના વર્ણાશ્રમ ધર્મ અને ભગવદ્ધર્મ એકી વખતે કરવાના આવે તો બે તો સામટા બની શકે નહિ, માટે કોનો ત્યાગ કરવો? વર્ણાશ્રમ ધર્મો તો કાલને અધીન હોવાથી તે સમયેજ કરવા જોઈએ. સૂર્ય ઉગતાંજ, તેમજ મધ્યાન્હ સમયે, સંધ્યા સમયેજ તે તો થાય, માટે તે કરવાં, અને તે સમયે ભગવત્સેવા આવી પડે તો તે ન કરવી? કેમકે વર્ણાશ્રમ ધર્મ સમયે ન કરે તો પ્રાયશ્ચિત્ત કરવું પડે. સમાધાનમાં પ્રમાણ આપી સિદ્ધાન્ત કહે છે કે જે ભગવાન અને ભગવદ્ધર્મોને જાણતો નથી, તેને વૈદિક કર્મો શું ફલ આપવાના છે? માટે ભગવદ્ધર્મોમાંજ આદર રાખવો, અને વર્ણાશ્રમધર્મ ન કરતાં ભગવદ્ધર્મ-સેવા સ્મરણજ કરવાં. એમ કરનારને પ્રાયશ્ચિત્ત લાગેજ નહિ. ૪૧ મા સૂત્રમાં કહ્યું કે ભક્તિ ગૌણ અને કર્મ પ્રધાન એમ પણ માનવું નહિ. હવે ૪૨ મા સૂત્રમાં એ વિચાર કરે છે કે ભગવાનના જ્ઞાનવાળાએ કર્મ કરવાં કે નહિ? ભગવાનનું જ્ઞાન થયા પછી કર્મથી શું લાભ? સમાધાનમાં સિદ્ધાન્ત કહે છે કે ભક્તિમાર્ગમાં મર્યાદા અને પુષ્ટિ એમ બે ભેદ છે. બંનેમાં ભગવાનને ઓળખનારને કર્મ કરવાનાં હોયજ નહિ. છતાં બંને પ્રકારના ભક્તોએ કર્મો કર્યા છે. અંબરીષ મર્યાદાભક્ત હતા, ઉદ્ધવજી અને પાંડવો પુષ્ટિભક્ત હતા, તે સર્વેએ કર્મો કર્યા છે. માટે જે ભક્તને એમ લાગે કે પ્રભુની ઈચ્છા છે કે મારે કર્મ કરવાં તેણે

આપનાર શ્રવણ, કીર્તન વગેરે ભગવદ્ધર્મો કરવા આવશ્યક છે એમ કહ્યું, પણ જેને સર્વોત્તમભાવ સિદ્ધ થયો છે, તેને કર્મ, જ્ઞાન, વિહિત ભક્તિ કશાની અપેક્ષા છેજ નહિ. તેને તો ધર્મી, ભગવાન તરફજ દૃષ્ટિ છે, ભગવદ્ધર્મો પણ તેને ખપના નથી. તેને તો ભગવાનના સંગનીજ અપેક્ષા છે. તેનું ફલ પણ શાસ્ત્રના ફલથી નિરાળું છે. બીજી જગ્યાએ સાધનો ખપ લાગે, પણ જ્યાં ફલજ સાધન થઈ જાય, ત્યાં તેનું ફલ પણ ઓરજ હોય. જ્ઞાન, મોક્ષ વગેરે આપીને ભગવાન તેના ભાવનો પ્રતિબંધ કરતા નથી.

## સૂત્રનો સાર.

આ ત્રણ સૂત્રોમાં ૪૦ મા સૂત્રમાં સ્પષ્ટ કહ્યું કે વર્ણાશ્રમ વગેરે સર્વ અન્ય ધર્મોનો ત્યાગ કરી ભગવદ્ધર્મો શ્રવણ, કીર્તન, સ્મરણ, સેવા કરવાં. ૪૧ મા સૂત્રમાં કર્મ કરતાં ભક્તિની ઉત્તમતા કહી, અને ૪૨ મા સૂત્રમાં સિદ્ધ દશાની વાત કહી કે તેમણે કરવા, ન કરવા તે ભગવદિચ્છાને અધીન, અને હાલના ભક્તોએ તો કરવા. હવે વિચારો કે ભક્તોએ વૈદિક કર્મો કરવાની આજ્ઞા ક્યાં છે? તેની તો સ્પષ્ટ ના ૪૦ મા સૂત્રમાં કહી. માટે ભગવદ્ધર્મો રૂપી કર્મોજ ૪૨ મા સૂત્રમાં સિદ્ધોએ પણ કરવાં એ સિદ્ધાન્ત છે. વર્ણાશ્રમ ધર્મ કે વૈદિક ધર્મની વાતજ નથી.

## તાત્પર્ય.

આપણે માટે, પુષ્ટિમાર્ગીયો માટે, પ્રાતઃકાલથી રાત્રિ પર્યંત જે કર્મો કરવાનાં છે તેનો ક્રમ શ્રીવલ્લભાચાર્યજી અને શ્રીગુસાંઇજીએ ગોઠવી મુક્યો છે. સેવા કરો, સ્મરણ કરો, કથા કરો, ગુણગાન કરો, શ્રીસુબોધિની વાંચો, શ્રીમદ્ભાગવત વાંચો, ભાવના કરી ભાવ સિદ્ધ કરો, સર્વનો પરિત્યાગ કરી ભગવાનમાં ચિત્તનો નિરોધ કરી ગુણગાન કરો, કોઈ પણ રીતે ભગવાનમાં ચિત્ત સર્વદા રાખો એજ આપણા સર્વ ધર્મ અને કર્મ. બીજું સર્વ નકામું, મિથ્યા કાલક્ષેપ. સંસારનો ત્યાગ કરવાની હઠ પણ કરવી નહિ, કેમકે કલિયુગમાં ત્યાગથી વિપરીત ફલ થાય, માટે સંસારમાં સરસા રહી, ચિત્ત સર્વદા ભગવાનમાં રાખવું એજ સર્વનો નિષ્કર્ષ.

---

# કૃપાળુ શ્રીમદ્દ્વલ્લભાચાર્યજી.

—રાસ—

( પ્રયોજકઃ—' ભક્તિપ્રિય. ' (

હાંરે હરિ ઈચ્છાથી આપ પધારિયા, હાંરે કરવા દૈવી જીવોનો ઉદ્ધારરે–
આચાર્ય શ્રીને ચરણે નમો, ચરણે નમો. ૧
હાંરે કુલ તૈલંગ શિરોમણિ આપ છે, હાંરે "હારવદન–વલ્લભાચાર્યરે" ૨
હાંરે બાલવયમાં વિદ્યા બહુ મેળવી, હાંરે પામ્યા " બાલ સરસ્વતી "નામરે–૩
હાંરે વિજયનગરે સૌ પંડિતો હરાવિયા, હાંરે સ્થાપ્યો "શુદ્ધ–અદ્વૈત"નિજપંથરે–૪
હાંરે પ્રખર પાંડિત્ય જોઈ રાય રીઝિયો, હાંરે કર્યો "કનકાભિષેક" કૃષ્ણદેવરે–૫
હાંરે હર્યાં અજ્ઞાન–અંધારાં જીવનાં, હાંરે પ્રગટાવી "પુષ્ટિ"નો પ્રદીપરે– ૬
હાંરે ચરણ રજે પવિત્ર કર્યાં તીર્થને, હાંરે હરિભક્તિ ઉપદેશી ભગવંતરે– ૭
હાંરે આવ્યા શરણે સનાથ કર્યા તેહને, હાંરે અધમ, શૂદ્રો, મલેચ્છ, સ્ત્રી જેહરે–૮
હાંરે "બ્રહ્મસંબંધ" કૃપાથી કરાવિયો, હાંરે જોડયા "હરિ–સેવા"માં સહુ જીવરે–૯
હાંરે ત્રણ પરિક્રમા કરી પૃથ્વીની, હાંરે આપે દીધો અમૂલ્ય ઉપદેશરે– ૧૦
હાંરે દઢ આશ્રય ને દીનતા રાખજો, હાંરે હરિ ચરણ મહીં રાખજો ચિત્તરે– ૧૧
હાંરે સર્વસ્થાને ભગવદ્દૃષ્ટિ રાખજો, હાંરે નવ દૂભવજો મન થકી કોઈરે"– ૧૨
હાંરે એવા પ્રબળ પ્રતાપી "શ્રીમહાપ્રભુ," હાંરે એ તો વૈષ્ણવ તણા ઉરહારરે–૧૩
હાંરે શાંત, સાદા, પ્રભાવશાળી દીસતા, હાંરે "ત્યાગમૂર્તિ" જાણે સાક્ષાતરે– ૧૪
હાંરે માહાત્મ્ય સ્થાપ્યું પોતાનુ નિજ વંશમાં, હાંરે 'મહાઉદાર' જેહનું નામરે–૧૫
હાંરે એવા આચાર્યશ્રીને નિજ વંશના, હાંરે 'ભક્તિપ્રિય' સદા ગુણ ગાયરે– ૧૬

---

## " શ્રીવલ્લભ–કૃપા "

' હે શ્રીવલ્લભ ! કયાં સુધી રીબાવશો ? કયારે કરુણા દૃષ્ટિએ નિહાળશો ? કયારે પ્રેમભીની આંખલડી ફરકશે ? કયારે સેવામાં . અંગીકાર કરશો ? કયારે નિવેદનનું દાન આપશો ? કયારે નિજવલ્લભમાં આસક્તિ થશે ? કયારે પ્રકૃતિ જનિત દોષોનું નિવારણ થશે ? હે મહાપ્રભુ ! હું તો આપની કૃપાકટાક્ષનો અભિલાષી છું. હે કરુણાગાર; આપની કૃપા કયારે થાય ? દીનતા હોય ત્યારે ને ! 'દીનતા' તો આપની કૃપા વગર કેમે કરી મળી શકતી નથી. જીવ યત્ન નકામો છે. તેમાં વળી 'જીવ' પ્રકૃતિજન્ય અનેક દોષોથી ભરપૂર છે. માયાની ગીકી જંજીરમાં જકડાએલો છે. રચ્યોપચ્યો રહે છે. સહુ ધર્મે હીણો છે. પાખંડી છે. સ્વભાવતઃ દુષ્ટ છે. શું એવા જીવમાં 'દીનતાનો' લેશ માત્ર પણ છાંટો હોઈ શકે ? સંગનું તો નામજ કયાંથી હોય ? સત્સંગ શિવાય 'ભક્તિ' કયાંથી ? ને ભક્તિ ા 'પ્રેમાદ્ર' હૃદયની વાંછનાયે કેમ રાખી શકાય ? હે વલ્લભ ? સાચો સત્સંગ,

સાવળીની ભક્તિ, દીનમણિ દીનતા કયારે પ્રાપ્ત થશે ? કયારે પ્રેમરસની આનન્દ રસની હેલીમાં રચ્યો પચ્યો રહેવાશે ? પ્રાણેશ ! " કૃપા " કરીને દીનતાને હૃદયમાં એવી રીતે સ્થાપિત કરો કે કોઈ કાળે કેમે કરી ખસેજ નહિ. મારી તો ઘણીએ હોંશ છે કે દીનતાનો પુજારી બનું. પણ તમારી કૃપા વગર વ્યર્થ છે. જદવા તદવા જેવું છે. માટેજ તમારી ' કૃપા ' એજ જીવની માગણી.

હે શ્રીવલ્લભ ! આપજ અમારી આશા છો, આધાર છો, આવાસ છો. તમારા શિવાય મારે કોઈ છે નહિ ને રાખવાએ માગતો નથી. " શ્રીવલ્લભ " એજ મારૂં સર્વસ્વ. એમની કૃપા મેળવવી એજ જીવનનું ધ્યેય. પ્રભો ! આપની કૃપા હશે તો સત્સંગ મળશે, સત્સંગ કરવા મન પ્રેરાશે, તાદૃશી ભગવદીયનાં દર્શન થશે, કૃતકૃત્ય થવાશે, ઊભરતી ભક્તિનાં પૂર ઊભરાશે, હૃદય કોમળ બનશે, અહર્નિશ નામ સ્મરણ થશે. વિભો ! આપની કૃપા વગર. આ બધુંએ લૂખું છે. જદવા તદવા જેવું છે. એકડા વિનાના મીંડાં જેવું છે. જ્યાં આપની કહાણુથી ફૂદતા હોઈએ-મનમાં ખૂશ થતા હોઇએ-તેજ જ્યારે નારાજ થાય ત્યારે અમારે કયાં પરવરવું ? સળગતું હૃદય કયાં ઠાલવવું ? અંતરે ધીકતા અંગારાને કયાં ઓલવવા ? હે શ્રીમહાપ્રભુ ! જ્યાં સમર્થની કહાણ હોય ત્યાં જીવ શું કરી શકે ? જીવકૃતિ કયાં ને શ્રીવલ્લભકૃપા કયાં ! ! !

કહો ત્યારે, હવે કયાં સુધી જંજીરમાં જકડાએલો રાખશો ? કયાં સુધી માયાની મધલાળ ચાટતો રહેવા દેશો ? કયાં સુધી માયાનો મીઠો મેવો ખાવા દેશો ? કયારે અચેત દાસને ચેતવશો ? કયારે ચરણકમળમાં રાખશો ? કયારે દર્શને લુબ્ધ કરશો ! સત્સંગમાં મન કયારે લાગશે ? ભક્તિમાં મન કયારે પરોવાશે ? પ્રેમપયોધિમાં મનમાછલડું કયારે રમશે ? આનંદલેર કયારે નીરખ્યા કરીશ શ્રીગિરિવરધારીને ! કહો, કયારે મારે માટે સીફારસ કરશો ?

ખરેખર ! આપનો શિષ્ય થઈને આપની એક પણ આજ્ઞા પાળી નથી. પાખંડી ધર્મનો પુજારી બન્યો છું. વંચકમાં નંબર પહેલો આવે છે. પણ શું કરે ? કયાં જાઉં ? જીવ તો દુષ્ટ છે. તેમાં આ બધાનો ઉમેરો થયો. હવે તો જાણે મારી દશાજ બેઠી ! પણ, ખેર ! એ દશાઓ શું કરનાર છે-જ્યાં મારા લાડીલા, દીનદયાળ મહાપ્રભુની અમીરસ ઝરતી આંખલડીઓ ઝરી રહી છે, ભક્તિમય આત્માને સદ્બોધી રહી છે, પ્રેમનિમગ્ન બનાવી રહી છે, કરુણાગારની અપરિમિત કરુણા પથરાઈ રહી છે ! ! !

હે દયામય, આપનો એક વખત દાસ થયો એટલે થઈ ચૂકયું. આપને લઈ ગયા વગર, નિજાનંદનું દાન આપ્યા શિવાય નહિંજ ચાલે. તમારે અને શ્રીપ્રભુજી વચ્ચે થએલા " કોલકરાર " ની તો ખબર છે ને !

" જીવ " તો સદાએ ઉચાટે રહે છે, પણ તમારા કોલકરારને સંભારીને મન વારે છે, જંજાળીઓ જીવ જંપે છે. આમ તેમ ફાંફાં મારતો બંધ પરે

ચાલે, જ્યારે ત્યારે આપણી ગણત્રી તો થવાનીજ ને જ્યારે ત્યારે લઈ તો જશોને ? ભક્તિપૂરમાં વ્હેતો કયારે મૂકશો ? પ્રેમસીનું હૃદય કયારે બનાવશો ? રસસ્વરૂપ રસરાસેશ્વરનાં દર્શન કયારે કરાવશો ? મધુર મનમોહક મીઠું વેણુ વાતી "વેણું" નું સુધાપાન કરવાનો સમય કયારે લાવશો ? લીલાનો અધિકારી કયારે બનાવશો ?

હે નાથ ! હે, શું માગું ? હું માગતોએ થાકીશ, કકળતો કકળતો થાકીશ, સારૂંયે હૃદય વલોવી નાખીશ–પણ આપણી કૃપા નહિ હોય તો–તો પછી મારૂ કોણ ? મારે કયાં જવું ? કોની ઓથે ભરાવું ? કોણ જાણે હજુએ કેટલો તાવવાનો બાકી રહ્યો હશે ?

હું તો કશુંએ નથી ઇચ્છતો. મારે મોટા મોટા વૈભવો નથી ભોગવવા. મોટામાં ગણત્રી નથી કરાવવી. મારે તો બનવું છે. શ્રીવલ્લભના વ્રજવલ્લભના. શ્રીગોપીજનોના દાસનાદાસ.

શરદ્પૂર્ણિમાનો ચંદ્ર ખીલી રહ્યો હોય, વૃંદાવનમાં રાસની બધીએ તૈયારી થઇ રહી હોય, ગોપીયૂથ એકઠું થયું હોય, મધુરી, મીઠી, મનમોહક મોરલી છૂટી હોય, યુગલ સ્વરૂપ "રાસ" રમતાં હોય, આપનાં સોહામણાં દર્શન થઈ રહ્યાં હોય,–કહો આ બધું જોવાનો સમય કયારે લાવશો ? કયારે કૃપા કરશો ?

મુજ વલ્લભ ! કરો કૃપા તો કરજો. ઝરવા આપની કૃપાના અપરિમિત, અવિચ્છિન્ન ઝરમર ઝરમર ઝરતાં બિન્દુઓ કે જેથી આપનાં ચરણ સેવું, કૃતકૃત્ય થાઉ ને જરાએ વિખૂટો ન પડું, આટલું કરશો તો એ મારે મન બહુજ છે. જાણે છીત્યું જગત્ જખમારે છે માયા–માયાની સેના.

(લેખકઃ—પરમ ભગવદીય કવિવર શ્રી દયારામભાઇના પટ્ટશિષ્યનો પ્રપૌત્ર,
જોષી જીવણલાલ છગનલાલ.—ડભોઇ.)

---

## स्वरूपध्यान.

तृतीयपुरुषार्थीयरसक्रीडापरं क्वचित्
जलक्रीडारतं क्वापि मदाविह्वल्लोचनम् ॥१७॥

શ્લોકાર્થઃ—ત્રીજા પુરુષાર્થ (કામ)ના રસમાં તત્પર, કોઈ વખત જલક્રીડા કરવામાં આસક્ત અને કયારે મદથી વિહ્વલ નેત્રવાળા.

રહસ્યઃ—તૃતીય પુરુષાર્થ કામ, તેમાં ભક્તને માટે દેવા આપ પરાયણ થાય છે કે तासां अतिविहारेणश्रांतानांवदनानिसः એ શ્લોકમાંઃ–અત્યન્ત વિહારથી શ્રાંત, એવાં ગોપીજનોના મુખ પ્રભુ પ્રેમ વડે અતિ સુખરૂપ શ્રીહસ્તથી લુવા માંડયા ભક્તાધીન થવું એજ પ્રભુની કામરસ ક્રીડા સમજવી. ખરેખરા શૃંગાર રસ ભોક્તા પ્રભુજ છે. અન્ય નહી એમ બતાવવા સારૂં जलक्रीडारतं એમ કહ્યું છે. નિજ ભક્તોને વિવિધ રસની પ્રાપ્તિ કરવાને માટે નેત્રમાં વિહ્વળતા બતાવે છે.

શંકાઃ-પણ આ પૂજામાં પૂર્વપક્ષનો જ સંભવ નથી, તો પાક્ષિક પણ દોષનું નિવારણ 'તુ' શબ્દથી શા માટે ?

ઉત્તરઃ-નિર્દોષમાં પણ અતિદુષ્ટ મનને દોષ સ્ફુરે છે. જો એમ શંકા થાય કે કયા પ્રકારથી દોષ સ્ફુરે, તો તે પ્રકાર કહે છે કે હરિણીઓએ કરેલી પૂજા શાસ્ત્રમાં કહેલાં અંગરહિત હોવાથી તેમાં પૂજાપણુંજ નથી, તેથી તે હરિણીઓને ધન્ય કહેવાયજ નહિ શાસ્ત્રીય પૂજાનાં અંગ ગણાવતાં કહે છે કે (૧)પૂજકમાં પોતાના સ્વરૂપનું જ્ઞાન, (૨)પોતામાં દાસત્વ, (૩)પૂજામાં ફલનું અનુસંધાન (૪) પૂજ્યનું સર્વના ઇશ્વરરૂપે સ્વરૂપજ્ઞાન, (૫) તેની પૂજામાં પરમ શ્રદ્ધા, (૬) પૂજાના સાધનરૂપ પદાર્થો સંપાદન કરવા તે, અને (૭) દેશ, કાલ અને મંત્ર, વગેરે પણ પૂજાનાં અંગ છે. આ કોઇ પણ અંગ હરિણીઓએ કરેલી પૂજામાં નહિ હોવાથી તેમણે કરેલી પૂજા તે પૂજા જ નથી, તો તે ધન્ય કેવી રીતે? આ પૂર્વપક્ષનું ખંડન 'તુ' શબ્દ કરે છે. તે ખંડન કેવા પ્રકારથી ?' એમ પ્રશ્ન થાય તો તેનો ઉત્તર કહે છે કે આ રહી યુક્તિ તમે કહેલાં અંગો **મર્યાદામાર્ગીય છે, અને હરિણીઓએ કરેલી પૂજા શુદ્ધપુષ્ટિમાર્ગીય છે,** તેથી તેમણે કરેલી **પૂજામાં મર્યાદામાર્ગીય અંગનો અભાવ ભૂષણરૂપ છે; નહિ કે દૂષણ,** કારણકે માર્ગભેદ છે; નહિ તો માર્ગભેદજ ન થાય. જેમ મર્યાદામાર્ગમાં પુષ્ટિમાર્ગીય ધર્મો દૂષણ છે, તેમ **પુષ્ટિમાર્ગમાં મર્યાદામાર્ગીય દૂષણ છે.** આ પ્રકારની યુક્તિ 'તુ' પદથી જણાય છે.

શંકાઃ-હરિણીઓ પશુ હોવાથી મૂઢ છે, તેમાં શુદ્ધ પુષ્ટિમાર્ગનું અજ્ઞાન છે, તેથી તેણે કરેલી પૂજા ધન્ય કયે પ્રકારે?

ઉત્તરઃ-જો કે તારા (મર્યાદામાર્ગીયના) મતે તેઓ મૂઢમતિ છે, તોપણ મૂલ શ્લોકમાં 'अपि' શબ્દ શુદ્ધ પુષ્ટિમાર્ગમાં તેમનું અમૂઢમતિપણું જણાવે છે. ત્યારે હવે આ અર્થ સિદ્ધ થયો-**મર્યાદા માર્ગમાં મૂઢમતિ પણ તેઓ પુષ્ટિમાર્ગમાં તો અમૂઢમતિ છે;** જો એમ ન હોય તો 'अपि (પણ)' શબ્દ વ્યર્થ થઇ જાય.

પ્રશ્નઃ-પુષ્ટિમાર્ગીય અમૂઢત્વ એમનામાં કેવી રીતે ?

ઉત્તરઃ-મર્યાદામાર્ગીય પોતાના સ્વરૂપના જ્ઞાનથી વિરુદ્ધ જ્ઞાન તેઓમાં હોવાથી, તેઓ પુષ્ટિમાર્ગમાં અમૂઢમતિ છે. પશુપણાની વિસ્મૃતિપૂર્વક જે નાયિકાપણું તે જ અહીં વિરુદ્ધપણું, અને પુષ્ટિમાર્ગમાં જે પ્રસિદ્ધ ધર્મો છે, તે ધર્મોવાળા આ પ્રભુ છે, એવું ભગવદ્વિષયક જ્ઞાન તેમને હોવાથી તેઓ અમૂઢમતિ છે.

પ્રશ્નઃ-પોતાને વિષે અને પ્રભુને વિષે એ પ્રકારનું જ્ઞાન એમને છે, એ કેમ જણાય ?

ઉત્તરઃ-જો એમ ન હોય તો હવે જે કહેવામાં આવશે, તે કાર્યજ ઘટી શકે નહિ.

પ્રશ્નઃ-કેમ ઘટી શકે નહિ ?

ઉત્તરઃ-જો પોતાંમાં પશુપણાનુંજ જ્ઞાન હોય હરિણીઓ અતિ બ્હીકણ હોવાથી પ્રભુની સમીપમાં તેમની સ્થિતિજ ન થાય. નાદને અધીન હોવાથી કદાચિત્ સ્થિતિ સંભવે ! તો પણ પ્રભુના સૌન્દર્યના વિચિત્ર વેષનું અનુસંધાનપૂર્વક દર્શન તો બ્હીકણ હરિણીઓ સર્વથા નજ કરી શકે. અહીં સુધી તેમની વેણુનાદથી ઉત્પન્ન થયલા ભાવને અધીન બ્હારની કૃતિનું નિરૂપણ કરીને ત્યારપછી **'કૃષ્ણસાર રહિત વેણુના રણકારને શ્રવણ કરીને'** એ પદથી **આન્તર** ભાવનું પણ નિરૂપણ કરે છે. જો કે પહેલાં **'નન્દનન્દન'** પણ કહ્યું છે, તેથી હવે 'આકર્ણ્ય' પદ કહેવાથી નન્દનન્દનનું નિરીક્ષણ કરીને અને વેણુગીતનું શ્રવણ કરીને, એમ બે ક્રિયાઓ

અપેક્ષિત છે, તે છતાં એકજ ક્રિયાનું જે નિરૂપણ કર્યું, તેનો આશય આ છે–'નન્દનન્દન' એટલાજ નિરૂપણમાત્રથી દર્શન તો વિના કહે સિદ્ધ થયું; તેથી દર્શનની ક્રિયાનું નિરૂપણ મૂલ શ્લોકમાં જુદું ન કર્યું. વેણુનાદના શ્રવણમાંજ ક્રિયાનું નિરૂપણ કર્યું; તેથી દર્શન થયલા પણ સ્વરૂપનું હૃદયમાં જે આગમન થયું, તે તો વેણુનાદના શ્રવણદ્વારા થયું, તે કારણથી એકજ '**શ્રવણ કરીને**' એ ક્રિયાનું નિરૂપણ કર્યું.

**શંકાઃ**—વેણુનાદના શ્રવણદ્વારાજ હૃદયમાં સ્વરૂપનું આગમન થયું, એમ શાથી જણાય?

**ઉત્તરઃ**—હૃદયમાં જે આગમન થયું, તેનું કાર્ય '**કૃષ્ણસારોસહિત**' પદથી નિરૂપણ કરે છે. અહીં આ અર્થ છે–નાદના પ્રવેશની સાથેજ તેઓ 'કૃષ્ણ છે સાર જેમનો તેવાં' થઇ ગયાં, હૃદયમાં સ્વરૂપને અનુભવીને 'કૃષ્ણસાર' થઈ ગયાં; હૃદયમાં અનુભવવિના એવા કૃષ્ણસાર થવાતું નથી, તેથી '**શ્રવણ કરીને**' એ એકજ ક્રિયા છે; નન્દનન્દનનાં દર્શનરૂપ જુદી ક્રિયા નથી. 'એમને અંદર સ્વરૂપનો અનુભવ થયો, એમ કયે પ્રકારે જણાય?' એ શંકાના ઉત્તરમાં 'પ્રણયાવલોકનથી વિરચિત પૂજા ધારણ કરી' એ પદથી અંદરના સ્વરૂપના અનુભવને જણાવનાર પ્રકાર કહે છે, જો અંદર સ્વરૂપનો અનુભવ ન હોય તો ભગવાનને વિષે પરમ સ્નેહ ન હોય, અને તે સ્નેહનું કાર્ય–ભાવપૂર્વક કટાક્ષથી ભગવાનનું પૂજન, તે પણ ન હોય.

**શંકાઃ**—આ હરિણીઓ પુષ્ટિમાર્ગીય ભાવવાળી હોવાથી, નિરૂપણ કરનારાં આ વાક્ય બોલનાર શ્રીગોપીજન પણ પુષ્ટિમાર્ગીય હોવાથી, **પુષ્ટિમાર્ગમાં સેવા જ મુખ્ય અને પૂજા તો ગૌણ** હોવાથી, પુષ્ટિમાર્ગીય ભાવની કૃતિને સેવા તરીકે ન કહેતાં '**પૂજા**' કેમ કહી?

**ઉત્તરઃ**—'**પૂજા**'પદ મૂકવાનો હેતુ આ છે–જો કે અહીં પણ ભાવાધીન કાર્ય તરીકે '**સેવા**' સંભવે છે; તો પણ પુષ્ટિમાર્ગીય સેવા ન હોવાથી, (કારણ કે પુષ્ટિમાર્ગીય સેવા તો શ્રીસ્વામિનીજીઓએ જ કરેલી હોવાથી, હરિણીઓએ કરેલી સેવાને કાંઈ સાક્ષાત્પ્રભુનો સંબંધ ન હોવાથી હરિણીઓએ કરેલી સેવા પુષ્ટિપુષ્ટિરૂપ નથી; એ પણ કૃતિ ભાવને અધીન હોઈ પૂજ્યપૂજકમાં જેમ પરસ્પર મનનો સંતોષ હોવાથી કૃતિમાં પૂજાનું સરખાપણું હોવાથી, પુષ્ટિમાર્ગીય વક્તા શ્રીગોપીજને અહીં '**પૂજા**'પદ કહ્યું. તો પણ અહીં એટલો તો વિશેષ છેજ, કે ત્યાં 'પૂજામાર્ગ'માં પૂજ્યને સન્તોષ થયો, એ જ્ઞાન અશક્ય હોવાથી સન્તોષ વિષે સન્દેહજ રહે છે; અહીં તો ભગવાને પણ તેમનું 'અતિપૂજન' કર્યું, જેથી હરિણીઓએ નિશ્ચય થયો કે પ્રભુને સંતોષ થયો છે. તે કારણથી પણ પૂજામાર્ગીય પૂજાથી હરિણીઓએ કરેલી પૂજા અધિક તો છેજ, અને પ્રતિપૂજન '**પૂજા ધારણ કરી**' એ શબ્દોથી કહ્યું છે. પદનું શ્રીસુબોધિનીજીમાં વ્યાખ્યાન શ્રીઆચાર્યજીએ અન્યોન્ય પૂજા પ્રકારથી જ કર્યું છે; તેથી ભગવાને કરેલા પ્રણયાવલોકનરૂપ પૂજાનું પ્રતિપૂજનપણું સ્પષ્ટ છે, તેથી સર્વ સુંદર છે.

## શ્રીમાન ચતુર્થ પંચમપિઠાધીશ્વરનો પુણ્ય પ્રવાસ.

**ગોરાગામમાં**—કોકણુ પ્રદેશમાં પણ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવો મોટી સંખ્યામાં છે. વ્યાપાર પ્રધાન ગુજરાતી વૈષ્ણવો પેશ્વાના સમયમાં એ પહાડી વિકટ પ્રદેશમાં જઇ વસ્યા છે. અમદાવાદ જીલ્લાના મોડાસા તરફના મૂળ વતની હોઇને હાલમા તે તરફ સારી સંખ્યામાં છે. નીમા અને ખડાયતા તેમાં મુખ્ય છે. બધાય વૈષ્ણવો શ્રીગોકુલનાથજીની સૃષ્ટિના છે. સત્તર વર્ષ પહેલાં શ્રીચતુર્થ પંચમપીઠાધીશ્વર ગો. શ્રી ૬ શ્રીવલ્લભાચાર્યજી મહારાજ ત્યાં પધારેલા હતા, અને તેઓશ્રીને તે તરફ પધરાવવાની આગેવાની મહાડ બંદરના વૈષ્ણવોએ લીધી હતી. આ વખતે ગોરાગામના થોડા પણ આગ્રહી વૈષ્ણવોએ આપશ્રીને તે તરફ પધરાવ્યા હતા. ગોરાગામમાં વૈષ્ણવોમાં બે પ્રવાહ વહે છે. તેમાંથી ૧૬ ઘરના નાના સમૂહે મહીનાઓથી પ્રયાસ કરવા માંડ્યો હતો. જો કે આપશ્રીના સત્કારમાં બન્ને પ્રવાહો સહકાર કરતા હતા. આપશ્રી દોલોત્સવ કરીને શ્રીકામવનથી મુંબાઇ પધાર્યા. તિલકલાલસ્ય શ્રીપિતૃચરણનો મહોત્સવ ચૈત્ર સુદ ૩ નો મુંબાઇમાં જ થયો. તે પછી તુરતજ ગોરા ગામ પધાર્યા. મુંબાઈથી ગોરા ગામ સુધીની પાકી સડક છે. લગભગ ૧૩૮ માઇલ થાય છે. પનવેલ-ખપોલી સુધીનો રસ્તો તો પૂનાનો જ છે. ખપોલીથી રસ્તો બદલાય છે, તે ધરમતરી બંદર થઇને મહાડ-મહાબળેશ્વરની સડકે ગોરા ગામ જવાય છે. ગોરા ગામમાં આપશ્રી એક સપ્તાહ બિરાજ્યા. આપશ્રીની સાથે આપના જ્યેષ્ઠ આત્મજ ચિ. શ્રીગોવિન્દરાયજી પણ પધાર્યા હતા. વૈષ્ણવોમાં અલૌકિક આનંદ છવાઈ રહ્યો હતો. આસપાસના ગામોના વૈષ્ણવો પણ મોટી સંખ્યામાં આવ્યા હતા. સવનું અપૂર્વ આતિથ્ય વૈષ્ણવો કરતા હતા. લગભગ દરરોજ વ્યાખ્યાનો, શંકા સમાધાન આદિ ચાલુ જ હતાં. તે ઉપરાંત ગામમાં વૈષ્ણવોમાંના બે પ્રવાહને એક કરવાનો પ્રયાસ આપશ્રીએ કર્યો. બધાયને એક પંક્તિએ મહાપ્રસાદ લેવરાવ્યો મોટા વિભાગે બ્રહ્મસંબંધ, પધરામણી આદિનો તો લાભ લઈ લીધો; પણ તડજોડ થઇ નહિ. ભગવદિચ્છા. ત્યાંની સુપ્રસિદ્ધ સંસ્થા કે જે અજોડ કાર્ય કરી રહી છે, તેની પણ આપશ્રીએ મુલાકાત લીધી. કાર્યવાહકોની કર્તવ્ય-પરાયણતા જોઇને આપશ્રીએ પ્રસન્નતા વ્યક્ત કરી, અને પ્રચારકાર્યમાં આગળ ધપવા આજ્ઞા કીધી. આપશ્રી સાથે રા. વસંતરામ શાસ્ત્રી પણ હતા. તેમનું શારીરિક સ્વાસ્થ્ય સારૂં ન છતાં વ્યાખ્યાનાદિમાં તેઓ તંદુરસ્ત કાર્યકર્તાની જેમ જોશથી કાર્ય કરતા હતા. નાના બાલ સ્વયંસેવકોનો ઉત્સાહ જોઇને આપશ્રીએ તેમને પ્રસાદી ઉપરણા ઓરાઢ્યાં હતાં. ગોરા ગામમાં મહાડબંદરના વૈષ્ણવો પણ ત્યાં પધારવાની વિનતિ કરવા આવ્યા હતા. જે આપશ્રીએ સ્વીકારી હતી. ગોરા ગામની શ્રદ્ધા તો અપૂર્વ હતી.

**મહાડમાં**—આપશ્રી મહાડ પધાર્યા. અહીંના વૈષ્ણવો ગુજરાતી છતાં ગુજરાતી ભાષા જ ભૂલી ગયલા લાગ્યા! ૧૭ વર્ષ પહેલાં તો કાંઇક સમજતા હતા. આ વખતે તો કાંઈ ન સમજે ઘણી જ મુશ્કેલી પડી. કંઠી તિલકનો ત્યાગ યુવકોએ કરેલો! સંપ્રદાય તરફ શ્રદ્ધા તો શેની હોય? અહીં પણ આપશ્રી ૧ સપ્તાહ ઉપરાંત બીરાજ્યા. ખૂબ તર્કવિતર્કો શંકા સમાધાન થયાં. ગુજરાતમાંથી રા. ભાઇચંદભાઇ B. A. (માજી હેડમાસ્તર-મોડાસા-કપડવંજ વગેરે) અહીં આવ્યા હતા. આપશ્રીએજ તેમને બોલાવ્યા હતા. વળી મરાઠી ભાષામાં મૌલિક સાંપ્રદાયિક ગ્રંથ-'પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતરત્નહાર' ના લેખક રા. રા. કૃષ્ણદાસ શાહને પણ બોલાવ્યા હતા. વળી મહારાષ્ટ્ર ભાષાના વક્તા અને સાંપ્રદાયિક સિદ્ધાંતોના જ્ઞાતા શાસ્ત્રી ગોવર્ધનભાઈ પણ હતા. વ્યાખ્યાનો થયાં. તર્ક વિતર્કો તડોતડ ઉડવા લાગ્યા. સંપ્રદાય તરફ શ્રદ્ધાનાં પુનઃ મૂળ દૃઢ થ

## समाचारादिक.

**'શ્રી પુષ્ટિમાર્ગીય યુવક પરિષદ્' મુંબઈ તરફથી નવા જૂના સભાસદો માટે સરક્યુલર—**
સભા 'શ્રી પુષ્ટિમાર્ગીય યુવક પરિષદ્' પ્રતિ સાદર ભગવત્સ્મરણ સાથ નિવેદન કરવાનું જે,

તા. ૧૦–૩–૩૭ ના દિને મળેલી પરિષદના સભાસદોની જનરલ સભામાં પસાર થયેલા નવા બંધારણ મુજબ 'પુ. યુ. પરિષદ્' નું નવું વર્ષ ચૈત્ર શુદી ૧ થી શરૂ થશે. એટલે ચાલુ વર્ષના સભાસદ તરીકેનું આપનું લવાજમ ફાગણ વદી. ०)। પુરૂં થાય છે. માટે નવાં વર્ષનું વાર્ષિક લવાજમ રૂા. ૧) (એક) ચૈત્ર શુદી ૧ પહેલાં પરિષદ્‌ના કાર્યાલયમાં જમા કરાવી. નવા વર્ષના સભાસદોને ભેટ આપવા માટે તૈયાર કરેલ 'શ્રીમહાપ્રભુજીની ૮૪ બેઠક' નામનું ભેટનું પુસ્તક મંગાવી લેશોજી.

નવા બંધારણમાં જાહેર થયા મુજબ પરિષદ્ દ્વારા સંગીન કાર્ય કરી સમ્પ્રદાયની વિશેષ પ્રગતિ કરવા અને સંઘબળ જમાવવા દરેક સભાસદોને વધારે નહિ તો ઓછામાં ઓછા પાંચ સભાસદો (સાંપ્રદાયિક સેવાના કાર્યમાં પોતાનો શક્ય ફાળો આપવા સાદર વિનંતિ છે.

'શ્રીમહાપ્રભુજીની ૮૪ બેઠક' નામના પુસ્તકની નકલ અમુક સંખ્યામાં જ હોવાથી ચૈત્રથી શરૂ થતાં વર્ષનું લવાજમ ભરનાર જૂના તેમજ નવા દરેક સભાસદોને કાર્યાલયમાં લવાજમ જમા થયા પછી તુરત આપવામાં મોકલવામાં આવશે. પરન્તુ પરિષદ્ પાસેની મજકુર નકલ ખલાસ થયા પછી લવાજમ ભનાર પરિષદ્‌ના જૂના કે નવા સભાસદ્‌ને મળી શકશે નહિ માટે દરેક સભાસદોએ પોતાનું લવાજમ સવેળા મોકલી આપી ૮૪ બેઠકનું પુસ્તક મંગાવી લેવું–એજ સાદર વિજ્ઞાપન.

| | |
|---|---|
| એજ સાદર વિજ્ઞાપન. | નિવેદક. |
| શ્રીહોલોત્સવ વિ. સં. ૧૯૯૩ | ગિરિધરલાલ જગજીવનદાસ શાહ, દ્વારકાદાસ જેઠાભાઇ-દાણી. |
| શુક્રવાર તા. ૨૬–૩–૩૭. | માનદ મંત્રી, 'શ્રીપુષ્ટિમાર્ગીય યુવક પરિષદ' મુંબઇ. |

विषयाकान्तदेहामां नावेशः सर्वथा हरेः ॥

## ભાટીઆ ગામના બદમાશ મરજાદીથી સાવધાન.

સમસ્ત વલ્લભીય સૃષ્ટિને જણાવતાં ઘણોજ ખેદ ઉપજે છે કે આપણા વેદોક્ત પુષ્ટિમાર્ગમાં વિષ્ણુદાસ જેવા ધૂર્તો ઘુસી ગયા છે કે જેના આચરણોથી આપણા માર્ગને ઘણીજ હાનિ પ્હોંચે.છે. અમારા ભાટીઆ ગામમાં લગભગ આઠ વર્ષથી એવોજ ઠગ–મરજાદી આવી વસ્યો છે. જેના ચરિત્રો વર્ણવી શકાય એમ નથી. જતાં ભોળા વૈષ્ણવો તેની પ્રપંચ જાળમાં ન ફસાય તેમાટે અમે પૂ. પા. ગો. શ્રી ૬ શ્રીવ્રજનાથલાલજી વિ. મહારાજની આજ્ઞાથી આ સૂચનાદ્વારા દરેક વલ્લભીય સૃષ્ટિને સાવધાન કરીએ છીએ.

મજકૂર માણસ કઈ જાતનો છે ? તેનો પત્તો નથી. આઠ વર્ષ પહેલાં તે ભીખારી–દશામાં શેઠ ઠ. લાલજી વાલજીની દુકાને જામનગરના શ્રીનાથજીના તે વખતના ભંડારી છબીલદાસજીનો ભલામણનો કાગળ લઇને આવેલો એટલે તેઓએ તેને સારો મરજાદી–વૈષ્ણવ સમજી જામનગરની મોટી હવેલીની પરતર જગા સમી કરાવી તેને રહેવા આપી. તેણે પોતાનું નામ મોહનલાલ ગોપાલદાસ પ્રસિદ્ધ કર્યું. જાતે બ્રાહ્મણ વ્રજવાસી મહાવનનો રહેવાસી પોતાને ઓળખાવા લાગ્યો. પણ ત્યાંના રહેવાવાળાઓ પાસે આ વાતની ખાતરી કરતાં તે વાત બનાવટી બહાર આવી છે. તેને એક સ્ત્રી છે તે વિવાહિતા છે કે કેમ ? તે માટે પણ મોટો શક છે. ૭ સાત છોકરા–છોકરીઓ પણ છે. તેની ઉમ્મર લગભગ પાંત્રીસ ચાલીસની લાગે છે. મોટો ચોટલો વધાર્યો છે અને ટોપો પહેરી ભગવદીય જેવા વાઘા સજીને ફરે ફરે છે. તેની સ્ત્રીના સંબંધમાં પણ ઘણી વાતો સંભળાય છે. જામનગરની મોટી હવેલીના મેટીયા શ્રીનથુભાઈ અહીં આવેલા ત્યારે તેમણે તેને જગા ખાલી કરવાનું કહેતાં તે અખાડા કરે છે. આ તરફ અમે જામનગરની મોટી હવેલીનું કામકાજ જોવા–સંભાળવા—નીમાયલી કમીટીનું સવિનય ધ્યાન ખેંચીએ છીએ અને અને વિનંતિ કરીએ છીએ કે આવા બદમાશ પાસેથી તરત મોટી હવેલીની જગાનો કબ્જો

તે ઠગ કોઈને કૈં અને કોઈને કૈં સમજાવી ફોસલાવી લૂટ ચલાવવાનોજ ધંધો કરે છે. અને એ ધંધાને અંગે મોટો આડમ્બર કરી કાઠિયાવાડના ગામડે ગામડે જાય છે, તેને નથી પ્રભુની સેવા કરવાની સમજ કે નથી આચારવિચાર પાળવાની આવડત, તેથી અમે દરેક વૈષ્ણુને સાવધાન કરીએ છીએ કે તેની સાથે કોઈએ કશો વ્યવહાર કરવો નહીં. અને સેવકીના બ્હાને એક પૈ પણ આપવી નહીં. કેમકે તેનો શ્રીની સેવામાં વિનિયોગ નહીં થાય પણ તરેહ તરેહના દુષ્કૃત્યોમાં તે વપરાશે. આ વ્યક્તિ ખરેખર જાદી–વૈષ્ણવ નથી, કિન્તુ પ્રાતઃસ્મરણીય શ્રી હરિરાય મહાપ્રભુ જેને 'વંચક' કહે છે તેવોજ આ 'વંચક' એટલે ધર્મને નામે ઠગ–બાજી ફેલાવનાર બદમાશ છે. માટે અમે નીચે સહી કરનારા દરેક વૈષ્ણવને હાથ જોડી વિજ્ઞપ્તિ કરીએ છીએ કે એ ઠગથી સાવધાન રહેશો.

નિવેદકો, ૧૪ સદ્‌ગૃહસ્થોની સહી છે.

**ડભોઇ શ્રી પુષ્ટિમાર્ગીય પાઠશાળા ઉપર ગોસ્વામિ આચાર્યોની અસીમ કૃપા સુરતવાળા વિદ્યાવારિધિ પૂ. પા. ગો. શ્રી ૧ શ્રીવ્રજરત્નલાલજી મહારાજશ્રીનો અભિપ્રાય—આજે** તા. ૭–૨–૩૭ ના રોજ અહિંની શ્રીપુષ્ટિમાર્ગીય પાઠશાળાના દ્વિતીય વાર્ષિક પારિતોષિક સમારમ્ભ પ્રસંગે બાલક બાલિકાઓનો અભ્યાસક્રમ નિરીક્ષણ કરી ચિત્તને ઘણોજ સન્તોષ પ્રાપ્ત થયો છે. શાળા સ્થાપન થયે હજુ વધુ સમય થયો નથી છતાં ટુંક સમયમાં સારો અભ્યાસક્રમ દેખાડી શક્યા છે એ અતિ પ્રશંસનીય છે. બાલિકાઓને જે પદ્ધતિથી અભ્યાસ કરાવવામાં આવે છે એ ક્રમ બહુજ સુન્દર છે. મૌખિક પરીક્ષા લેતાં આપેલા હૃદયંગમ સામ્પ્રદાયિક સિદ્ધાન્તાનુકૂલ પ્રત્યુત્તરો સાંભળી અમને અત્યન્ત આનંદ થયો છે. ઉપલા વર્ગના વિદ્યાર્થીઓને શુદ્ધાદ્વૈતમાર્તંડ પ્રભૃતિ આકર ગ્રન્થોનું અધ્યયન બહુજ સુંદર અને સરળ રીતે કરાવવામાં આવે છે એ પ્રસન્ન થવા જેવું છે.

અધ્યયનકાર્ય શાસ્ત્રીજી રમણલાલભાઈ બહુજ પ્રેમ, શ્રદ્ધા, અને ઉત્સાહપૂર્વક કરાવે છે એ જોઈ અમને અત્યન્ત આનંદ થયો છે અને ભવિષ્યમાં જો વ્યવસ્થાપકો સર્વ પ્રકારના સાનુકૂલ સંયોગો યોજી આપવા પોતાથી બનતું કરશે તો અમને આશા છે કે આ સંસ્થા વધુ સારૂં કાર્ય સંપ્રદાયમાં કરવા ભાગ્યશાળી નિવડશે; અને અત્યાર પર્યન્ત પણ શેઠ અંબાલાલભાઇ, માસ્તર હિમતલાલભાઈ મુખ વગેરે અન્ય વ્યવસ્થાપકો તરફથી જે યોગ્ય વ્યવસ્થા કરી આપવામાં આવી છે તેને માટે અમો તેઓને શતશઃ ધન્યવાદ આપીએ છીએ. ભગવત્કૃપાથી આ સંસ્થા ઉત્તરોત્તર વધુ ઉન્નતિને પ્રાપ્ત કરો !!!

આ ઉપરાંત કાંકરોલીવાળા પૂ. પા. ગોસ્વામિ શ્રી ૬ શ્રીવ્રજભૂષણલાલજી મહારાજશ્રીએ પાઠશાળાનું નિરીક્ષણ કરી સુંદર અભિપ્રાય તથા પોતાના વિદ્યા–વિભાગ તરફથી દ્વિતીય ઇનામ સમારમ્ભ પ્રસંગે અભિનન્દન પત્ર મોકલાવ્યું હતું. ચાંપાસેનીવાળા પૂ. પા. ગો. શ્રી ૬ શ્રીવ્રજનાથલાલજી વિ–મહારાજશ્રીએ પત્ર દ્વારા તેમજ મથુરાજીવાળા પૂ. પા. ગો. શ્રી ૬ શ્રીપુરુષોત્તમલાલજીએ કોટાથી તાર દ્વારા પાઠશાળાની સફળતાના આશીર્વાદ પાઠવ્યા હતા.

(૧) રા. રા. પરિખ મણિલાલ રતનલાલ તરફથી રૂ. ૧૧) રોકડા સુરતની પરિક્ષામાં બેસનાર છાત્ર વર્ગને પુસ્તકો માટે (૨) શેઠ કાલિદાસનાં પુત્રી અં. સ્વ. લલિતાબ્હેન તરફથી રૂ. ૩) રા. રણછોડદાસ દલસુખ ઘંટીવાળા તરફથી તારાબ્હેનના પુણ્ય નિમિત્તે રૂ. ૧) રોકડા મળ્યા છે.

આ બદલ સંસ્થા તરફથી ગોસ્વામિબાળકોનો તથા મદદ કરનાર વૈષ્ણવ વર્ગનો જાહેર આભાર માનવામાં આવે છે.

કોટા—શ્રીપ્રથમપીઠાધિષ્ઠિત ગોસ્વામીશ્રી ગિરિધરાચાર્યજી મહારાજકી અધ્યક્ષતામેં તા. ૧૦–૧–૩૭ શ્રીમતી વિઠ્ઠલનાથ સંસ્કૃત પાઠશાલાકી પ્રધાન સભા હુઈ જીસમેં સાર્વજનિક સભા તથા કોટા દરબારકી સ્વીકૃત સન્ ૩૫ કી નઇ નિયમાવલિકે અનુસાર કોટાસ્થ પ્રધાન સભાકે ૬૬ મેમ્બરોમેંસે ૩૪ મેમ્બર ઉપસ્થિત હુએ ઉનમેંસે સર્વ સમ્મતિસે વ્યવસ્થાપક મણ્ડલકે નિમ્ન લિખિત ૨ ઉપસભાપતિ ઔર ૧૦ મેમ્બર નિયમાવલી ધારા ૧૧ કે અનુસાર તીન વર્ષકે લિયે ચુને ગયે.

ઉપસભાપતિ.

મેમ્બર.

१. श्रीमान् माननीय पुरोहित पं. कृष्णदत्तजी, नाजिम लाडपुरा
२. श्रीमान् माननीय भण्डारी रामनाथजी, श्रीनाथजी भण्डार
३. श्रीमान् माननीय पं. लक्ष्मणजी शास्त्री, बडा मन्दिर
४. श्रीमान् माननीय पं. मथुरालालजी शास्त्री M. A. डी लिट्
५. श्रीमान् माननीय पं. त्रिलोकीनाथजी M. A. LL. B.
६. श्रीमान् माननीय पं. लाडलीलालजी, मेनेजर कोटा प्रिंटिंग प्रेस
७. श्रीमान् माननीय अधिकारीजी, बडा मन्दिर
८. श्रीमान् विद्यासुधाकर मुखिया पं. गोकुलदासजी, मंत्री विठ्ठलनाथ पाठशाला
९. श्रीमान् मुख्याध्यापक पं. भंवरलालजी शास्त्री, विठ्ठलनाथ पाठशाला
१०. श्रीमान् सेठ सा. पूनमचन्दजी दुकान मंगलीजी छोटेलाल, कोषाध्यक्ष वि. पा.

इन मेम्बरोंकी पाठशालाके कार्य निरीक्षणार्थ त्रैमासिक सभा होती रहेगी.

पाठशालाकी प्रधान सभाके विदेशी सदस्य नहीं होते हैं. सूचना मिलनेसे इनको भी धर्मिक कार्य समजकर प्रधान सभामें पधारना चाहिये.

आज सभामें श्री १०८ प्रधान सभापतिजी महाराजने वि. पाठशालाके नीचेकी दुकानका पाठशालाके निमित्त प्रदान किया.

विनीत

गोकुलदास

मंत्री, विठ्ठलनाथ संस्कृत पाठशाला कोटा.

## अखंडश्रीहरिनामसङ्कीर्तनसप्ताहमहोत्सव.

जन्मान्तरसहस्रेषु तपोध्यानसमाधिभिः ।
नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते ॥

અર્થઃ—હજારો જન્મોમાં તપશ્ચર્યાઓ કરીને, ધ્યાન ધરીને અને સમાધિઓ લગાવીને જેમનાં પાપ ધોવાઈ ગયાં છે, તેવા મનુષ્યોને શ્રીકૃષ્ણમાં ભક્તિ ઉપજે છે.

તેમજ— नायमात्मा बलहीनेन लभ्यः । ( श्रुति )

પરબ્રહ્મ, પૂર્ણ પુરૂષોત્તમ શ્રીકૃષ્ણચંદ્રને વશ કરવાનું બળ ફક્ત ભક્તમાંજ છે, કારણ—

" अहं भक्तपराधीनो ह्यस्वतन्त्र इव द्विज " " वशे कुर्वन्ति मां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा "

( श्रीमद् भागवत )

ભાવાર્થ—હે બ્રાહ્મણ દુર્વાસા ! દુનીયાના બીજા પરાધીનોની માફક હું પણ મ્હારા ભક્તોના આધીન છું, જેમ પતિવ્રતા સ્ત્રીઓ પોતાના સુશીલ પતિને પાતિવ્રત્યથી વશ કરે છે, તેમ મ્હારા ભક્તો પણ ભક્તિ વડે મને વશ કરે છે. અર્થાત્ પરમાત્માને પ્રાપ્ત કરવાનું બલ ફક્ત ભક્તિજ છે, તેથીજ બ્રહ્મસૂત્ર ભાષ્યકાર સપ્રમાણ જણાવે છે કે " बलशब्देन भक्तिरुच्यते " અર્થાત્ ભક્તિરૂપી બલ વિના પરમાત્માને પ્રાપ્ત કરી શકાતા નથી," એમ શ્રુતિ ભગવતી પણ જણાવે છે.

" अपि संराधने प्रत्यक्षानुमानाभ्याम् " ( ब्रह्मसूत्र-२४, अ-३ पा-२ ) " फलमत उपपत्तेः " ( ब्रह्मसूत्र-३८, अ-३, पा-२ ) " मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते । स गुणान् समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥ ( भगवद्गीता अ-१४, श्लो. २६ ) વગેરે બ્રહ્મસૂત્રો તથા શ્રીમદ્ ભગવદ્ગીતા વાક્યો પણ શ્રીકૃષ્ણચંદ્રની ભક્તિની મહત્તા બતાવવા સાથે લૌકિક તેમજ અલૌકિક મોક્ષાદિ સર્વ ફળો ભગવદ્ભક્તિથી સરળતાથી મળે છે એમ જણાવે છે. તેથી "સિદ્ધપુર, શ્રીગોપાલકૃષ્ણ સનાતન બ્રહ્મચર્યાશ્રમ" માં અખંડ શ્રીહરિકીર્તન સપ્તાહ થઈ ગયું, તેની સમાપ્તિ ચૈત્ર વદ ૧ સોમવાર, તા. ૨૬ મે એપ્રીલના રોજ થઈ. સપ્તાહ દરમ્યાન પ્રતિદિન સવારના ૮ા થી ૧૧ા વાગ્યા સુધી શ્રીમદ્ ભાગવતનું

પ્રવચન થયું. સાંજે ૭ થી ૮ વાગ્યા સુધી જુદા જુદા ધાર્મિક વિષયો ઉપર જુદા જુદા નિષ્ણાત વિદ્વાનોનાં મર્મદર્શક વ્યાખ્યાનો, તે ઉપરાંત સમ્પૂર્ણ શ્રીમદ્ ભાગવતનો પાઠ, તેમજ શ્રીમદ્ ભગવદ્ગીતા, શ્રી પુરૂષોત્તમસહસ્ર નામ અને શ્રી વિષ્ણુસહસ્રનામનો જપયજ્ઞ પણ હતો.

શ્રીમાન્ સજ્જનોને વિનંતિ કે—

*વિષયસુખ તો જન્માન્તરમાં પણ કુદરતી રીતે મળશેજ, પરંતુ ભગવત્પ્રાપ્તિનાં સાધનો જન્માન્તરમાં નહિં મળે. માટે યમદૂતોનાં દર્શન ન થાય ત્યાં સુધીમાં આ સાંસારિક દુઃખોની પરાધીનતામાંથી સ્વાતન્ત્ર્ય અર્થાત્ સ્વરાજ્ય અગર તો મોક્ષ મેળવવા જરૂર ઉપર જણાવેલ શ્રીહરિનામસંકીર્તન સહકુટુમ્બ, મિત્રમંડળસહિત કરી લો.*

ચાલુ વર્ષે શ્રી. ગોપાલકૃષ્ણ સનાતન બ્રહ્મચર્યાશ્રમના કુલ ૧૭ ) વિદ્યાર્થીઓ કાશી તથા કલકત્તા કોલેજની આપવા ગયા હતા. તેમાં દર્શન શાસ્ત્રીની પરિક્ષામાં ૧ ) વિદ્યાર્થી. સાહિત્યતીર્થની પરી-પરીક્ષામાં ૨ ) વિદ્યાર્થી. સાહિત્ય મધ્યમા પરીક્ષામાં ૩ ) વિદ્યાર્થીઓ. પુરાણ મધ્યમા પરિક્ષામાં ૧ ) વિદ્યાર્થી. સાહિત્ય પ્રથમા પરીક્ષામાં ૮ ) વિદ્યાર્થી. વ્યાકરણ પ્રથમા પરીક્ષામાં ૧ ) વિદ્યાર્થી અને ( કાશી ) સાધારણ પ્રથમા પરીક્ષામાં ૧ ) વિદ્યાર્થી બેઠો હતો. જેઓ ઉપર મુજબની રાજકીય સંસ્કૃત કોલેજની પરિક્ષાઓમાં બેઠા ન હતા તેઓની વાર્ષિક પરિક્ષા મજકુર સંસ્થાના મકાનમાંજ મહા-વદ ૬-૭-ના રોજ સંસ્કૃત વેદ વિષયની લેવામાં આવી હતી. પરીક્ષક તરીકે વે. શા. સંપન્ન બમુક શાસ્ત્રી તેમજ મે રા. રા. મધુકુમાર શિવરાય દેસાઇ હેડ માસ્તર સાહેબને નીમવામાં આવ્યા હતા તેમાં સંસ્કૃત વિષયમાં કુલ ૨૪ ) વિદ્યાર્થીઓ બેઠા હતા. તેમાંથી ૨૨ ) ઉત્તીર્ણ થયા. વેદ વૈદિક વિષયમાં કુલ ૨ ) વિદ્યાર્થીઓ બેઠા હતા તેમાંથી ૨૪ ) વિદ્યાર્થીઓ ઉત્તીર્ણ થયા સરકારી પરીક્ષાઓનુ પરિણામ બહાર પડયું નથી વાર્ષિક પરીક્ષાનું સંતોષજનક છે. મજકુર સંસ્થામાં જેમ પાઠશાળા. હોમશાળા. પુસ્તકાલય. વિગેરે વિભાગો છે. તેમ એક વિભાગમાં ગૌશાલા પણ છે. તેમાં હાલ ન્હાની. મોટી ૩૦ ) ગાયો છે. ચાલુ વર્ષે વરસાદના અભાવે ઘાસચારાની ઘણી તંગી છે ભગવાન શ્રીકૃષ્ણ અને ગોપોનુ પાલન કરી ગોપાલ નામ ધારણ કર્યુ છે અને જગતને ગોપાલન આદિશ્યું છે. તો સકલ સદ્ગૃહસ્થોને વિનન્તી કે આપ પોતાની આવકનો અમુક ભાગ આ મુગાં પ્રાણીઓના ઘાસચારા માટે જરૂર મોકલી આપો તેમજ મજકુર સંસ્થામાં ધનવાન કે નિર્ધન સર્વ વિધ બ્રાહ્મણ બાલકોને દાખલ કરી અન્ન. વસ્ત્ર. પુસ્તકો. વિગેરે સંસ્થા તરફથીજ આપી વેદ. વ્યાકરણ-ન્યાય-વેદાન્ત-પુરાણ-સાહિત્ય અંગ્રેજી વિગેરે શિક્ષણ આપવા સાથે વ્યવહારૂ શીક્ષણ પણ અપાય છે. પરોપકાર સરખુ પુણ્ય નથી. અને હજી પણ પરોપકાર વૃત્તિવાળા ધર્મવીરો આ ભારત ભૂમિમાં છે, પરંતુ તેમને દાનપાત્ર સંસ્થાઓ શોધતાં અનેક વિતકો ઉઠે છે તો અમે તેમને ખાતરી આપીએ છીએ કે મજકુર સંસ્થા દાનપાત્ર છે. તેથીજ તેમાં આપેલું દાન અક્ષય નીવડે છે. તે બાબતની ખાત્રી આપ અહીં પધારી જાતે કરો કારણ કે બીજાઓનુ કહેલું ખોટુ પણ પડે છે બહારથી આવનાર ગૃહસ્થો માટે સંસ્થામાં ઉતરવાની જમવાની વિગેરેની સર્વ સગવડ રહે છે અગાઉથી સુચના આપનારના સ્વાગત માટે આશ્રમસેવક વાહન સાથે સ્ટેશન ઉપર હાજર રહેશે, નવા વિદ્યાર્થીને દાખલ કરવાનો ટાઈમ ચૈત્ર સુદ-૧-થી-જેઠ-વદ અમાવાસ્યા સુધીનો છે. ત્યાર બાદ નહિ તો બ્રાહ્મણોએ પોતાના બાલકોને વિદ્યાભ્યાસ કરવા સારૂં દાખલ કરવા માટે ઉપરની મુદત દરમ્યાન નીચેને સરનામે કરવી અને બીજી એક વાત જણાવતાં અમને અતિ હર્ષ થાય છે કે મજકુર સંસ્થામાંજ આવતી ચૈત્રી શુદ ૯ સોમવાર તા. ૧૯-૪-૩૭ ( શ્રી રામનવમીના રોજ અખંડ શ્રીહરિનામ કીર્તન સપ્તાહનો આરંભ થયો તેની સમાપ્તી ચૈત્ર. વદ ૧. ને સોમવાર તા. ૨૬-૪-૩૭ ના રોજ થઈ છે. ધર્મપરાયણ સદ્ગૃહસ્થોએ આ લાભ લેવા ચૂકવું નહિ.

---

**બર્મા માટે લવાજમ વધાર્યું છે**—તા. ૧ લી એપ્રિલ ૧૯૩૭ થી સરકારે બર્માને હિંદથી છૂટું પાડેલ હોવાથી ટપાલના દરો વધ્યા છે. આજ સુધી બર્મામાં "શુદ્ધાદ્વૈત" એક પૈસામાં જતું હતું હવેથી અમને પાંચ તોલા ઉપર દર અંક દીઠ ૧॥ આનો ટપાલ ખર્ચ ભોગવવો પડશે. આ કારણે "શુદ્ધાદ્વૈત" ના રૂ. ૩-૦-૦ બર્માના ગ્રાહકોએ મનીઓર્ડર દ્વારા અથવા પોસ્ટલ ઓર્ડર માર્ફત મોકલી આપવા કૃપા કરવી.

## સનાતન ધર્મના સિદ્ધાંતો વર્તમાન પરિસ્થિતિ અને તેના ઉદ્ધારના ઉપાય.

અમળાના હિંદુઓની જાહેર સભા તા. ૨૮-૧૨-૩૬ ને સોમવારે રાત્રે આઠ વાગે મહાદેવજીના વિશાળ ચોગાનમાં શ્રીયુત શાંતિલાલ બાલાભાઈ ત્રિવેદીના પ્રમુખપદે મુંબઈના સુપ્રસિદ્ધ સનાતની નેતા ધર્મવીર શ્રીયુત નારણજી પુરૂષોત્તમ સાંગાણીનું ભાષણ સાંભળવા મળી હતી. લોકોથી સભાસ્થાન ખીચોખીચ ભરાઇ ગયું હતું. શ્રીયુત શાંતિલાલ બાલાભાઈ ત્રિવેદી પ્રમુખપદે બીરાજ્યા પછી શ્રીયુત સાંગાણીજીએ પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું. હતું.

### શ્રી સાંગાણીજીનું ભાષણ.

સનાતન ધર્મના સિદ્ધાંતો ઉપર બોલતા શ્રીયુત સાંગાણીજીએ જણાવ્યું કે મે. પ્રમુખ સાહેબ અને ધર્મપ્રેમી સજ્જનો ! આજે હું જગદુદ્ધારક સનાતન ધર્મના સિદ્ધાંતો, તેની વર્તમાન વિષમ પરિસ્થિતિ તેના ઉદ્ધારના ઉપાય વિષે આપની સમક્ષ મારા વિચારો પ્રદર્શિત કરીશ. જગતમાં જો કોઈ ધર્મ કહેવરાવવાને યોગ્ય હોય, પ્રાણીમાત્રનું સુખ, અભ્યુદય અને સેવા કરવાનું જો કોઇ ધર્મ શીખવતો હોય, જો કોઈ ધર્મમાં કદી પરિવર્તન કરવાનો અવકાશજ ન હોય અને જો કોઇ ધર્મ ઉપર હજારો અને લાખો આક્રમણો તથા પ્રહારો થયા છતાં જીવંત રહેલ હોય અને રહેવાનો હોય તો તે એક માત્ર આપણો હિંદુઓનો સનાતન ધર્મજ છે, દુનીઆના બીજા તમામ ધર્મોનો ઇતિહાસ તપાસશો તો તમને પચીસસો વર્ષથી વધારે સમયનો ઇતિહાસ નહિ સાંપડે તેમજ તેના ઉત્પાદક તરફ દૃષ્ટિ કરશો તો તે પેગમ્બર, દિગંબર કે ભક્ત મહાત્માના સ્થાપન કરેલા જણાશે, જ્યારે સનાતન ધર્મ ઈશ્વરકૃત છે અને અને તેની જયારે જ્યારે પાંખંડીઓ ભયાવહ સ્થિતિ કરે છે ત્યારે ત્યારે સ્વયમેવ ઈશ્વરજ અવતાર ધારણ કરી તેની રક્ષા કરે છે. હિંદુઓનો મુખ્યધર્મગ્રંથ વેદ એ અપૌરુષેય છે, એટલે કે તે કોઈ મનુષ્યની કૃતિ નથી પણ ઈશ્વરના નિઃશ્વાસરૂપ છે અને વેદાનુકૂળ રચાયલા મનુસ્મૃતિ આદિ શાસ્ત્ર પુરાણોજ પ્રમાણભૂત ગણાય છે, તેથી તે પૂર્ણ છે, તેમાં ફેરફાર કરવાનું કદિપણ સ્થાન રહેતુંજ નથી.

એવા સર્વોત્તમ સનાતન ધર્મે વેદશાસ્ત્રોમાં જગતના લોકોના કલ્યાણ માટે વર્ણ અને આશ્રમ ધર્મની અત્યંત અનુપમ વ્યવસ્થા કરેલી છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર વર્ણ અને બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત એ ચાર આશ્રમ. બ્રાહ્મણો વેદશાસ્ત્ર સાંગોપાંગ ભણીને બ્રાહ્મણ ધર્મનું આચરણ કરે તો તેના તપોબળ, ઉપાસનાબળ, જ્ઞાનબળ, યોગબળથી સંપૂર્ણ જગત્ તેની આજ્ઞામાં વર્તી શકે અને ઇંદ્રને પણ પોતાની પાસે મંત્રવિદ્યાના બળથી બોલાવી નવું સ્વર્ગ નિર્માણ કરી શકે અને બ્રાહ્મણનું ઘર એટલે દ્વિજ બાળકોને વર્ણ અનુસાર સકળ ઉપયોગી વિદ્યા સંપાદન કરવાનું વિદ્યાલય કોલેજ કે વિશ્વવિદ્યાલય. ક્ષત્રિયો પણ તેજ રીતે ક્ષત્રિય ધર્મનું શિક્ષણ વેદના ઉપવેદ એવા ધનુર્વેદનું, સંપાદન કરે તો તે પોતાના દિવ્ય અસ્ત્ર શસ્ત્ર બળથી માંધાતા, ભીષ્મ અર્જુન જેવા મહાબળવાન નિવડી માત્ર સ્વરાજ્ય નહિ પણ ચક્રવર્તી રાજ્ય સ્થાપન કરી શકે. વૈશ્યો ધર્મશાસ્ત્રના શિક્ષણ સાથે ખેતી, વ્યાપાર અને ગૌરક્ષણ કરવાનુ યથાર્થ રીતે જાણી લે તો ભામાશાની માફક અખુટ ધનદોલત કમાઈ ને હિંદુત્વના રક્ષણ નિમિત્તે અર્પી શકે અને શુદ્રો પોતાના ધર્મમાં સુદૃઢ રહી દ્વિજવર્ણની સેવા કરતા થકા શિલ્પવિદ્યા શીખી ઉદ્યોગ કરે તો તેઓ પણ પરમ ઉપયોગી અને સુખી નિવડી શકે, આ રીતે વર્ણ ધર્મનું પાલણ કરતા સંસાર વ્યવહારની સુવ્યવસ્થા અને ઉત્કર્ષ સહજ રીતે થાય અને બીજી રીતે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, સંન્યસ્ત ધર્મના પરિપાલનથી મોક્ષ હિંદુઓ શી રીતે પ્રાપ્ત કરી શકે છે તે સાંગાણીજીએ સમજાવ્યું હતું.

હાલનું અર્વાચીન; નિરૂપયોગી તથા અધઃપાત કરનારા શિક્ષણનું સ્વરૂપ સમજાવી દેશોદ્ધાર માટેની કોંગ્રેસની સ્વયંસેવકોની ફોજ ઉભી કરી અસ્પૃશ્યતાનિવારણની બેહુદી ચળવળથી તથા રેંટીયો અને કાપડની હોળીઓથી દેશને કેટલું ભારે નુકશાન ગયું એ સપ્રમાણ સમજાવી શ્રીયુત સાંગાણીજીએ જણાવ્યું કે દેશોદય માટે સ્વરાજ્યની લડત તો બાજુએ રહી પરંતુ વિશુદ્ધ રાજદ્વારી સંસ્થા કોંગ્રેસ અને ધારાસભા મ્યુનિસિપાલીટી વગેરે સંસ્થાઓને પણ હિંદુ ધર્મની ઉચ્છેદક ગોધીએ બનાવી દીધી છે અને ત્યાં નિત્ય પ્રતિ હિંદુધર્મસંહારક પ્રવૃત્તિ આંદોલન તથા કાયદાઓ પણું થવા લાગ્યા છે, અસ્પૃશ્યતા એ હિંદુ ધર્મનું કલંક નથી પણ ભૂષણ છે. ચાર વર્ણના લોકો જ્યારે પોતપોતાના વિહિત ધર્મ છોડી નિષિદ્ધ ધર્મનું આચરણ કરે છે એટલે કે બ્રાહ્મણ થઈ વાણીયણ કે શુદ્રાણી સાથે ઘર માંડે છે અને શુદ્ર બ્રાહ્મણને ઘરમાં બેસાડે છે ત્યારે તેવા અનુલોમ અને પ્રતિલોમ લગ્ન વ્યવહારથી પ્રજા વર્ણસંકર ...

છે અને આજે જે ચાર વર્ણોને સ્થાને દેશમાં અનેક જાતિઓ જોવામાં આવે છે તેનું કારણ સ્વેચ્છાચારીઓનુંજ પરિણામ છે. પરમદયાળુ ત્રિકાળજ્ઞાની આપણા મહાસમર્થ શાસ્ત્રકારોએ તેવાઓ માટે પણ ધર્મ કર્મ ઠરાવી તેના ઉદ્ધારની વ્યવસ્થા રાખેલી છે. શુદ્ર બ્રાહ્મણીના સંયોગથી તથા બ્રહ્મહત્યા, માતૃગમન આદિ મહાપાપના પરિણામે અત્યંજ જાતિમાં જન્મેલા ઢેડ, ભંગી, મહેતર ચમારો પણ પોતાનો ચામડા ચીરવાનો તથા મેલું ઉપાડવાનો ધંધો કરી, ગામની બહાર વસી નીતિ, નિયમ તથા સ્વચ્છતાથી રહી પોતાના માતાપિતાની સેવા કરતા થકા જો પ્રભુનામ સ્મરણ કરે તો તેઓનો પણ ઉદ્ધારજ ! આપણે હિંદુઓ ધર્મશાસ્ત્રની આજ્ઞા મુજબ-અંત્યજ, રાખ, સુતકી, રજસ્વલાને અડતા નથી તેથી તેઓનો તિરસ્કાર થતો નથી પણ ભયંકર દોષો અને રોગોના ભોગ થતા અટકીએ છીએ. અંત્યજોનો ભુલથી સ્પર્શ થતાં ઉચ્ચવર્ણના હિંદુઓ આવી કડકડતી ઠંડીમાં પણ કપડાં સહિત સ્વેચ્છાએ સ્નાન કરે એમાં સુધારકોનાં કાળજાં કેમ છેદાય છે અને દુાનયા ડુબતી જણાય છે !

સદ્‌ગૃહસ્થો ! આપણા વર્ણ અને આશ્રમને અબાધિત રાખનારા ચાર કિલ્લા છેઃ જાતિબંધારણ, સ્પૃશ્યા સ્પૃશ્ય વિવેક લગ્ન મર્યાદા અને ખાનપાનની શુદ્ધિ; પરંતુ અત્યારે એ ચારેય દુર્ગોને તોડી પાડી હિંદુત્વને નષ્ટભ્રષ્ટ કરવા માટે ગાંધી, માલવિયા આદિ હાલના કહેવાતા સુધારકો, કોંગ્રેસ આર્યસમાજીઓ, એનીબીસન્ટીઓ, બ્રાહ્મો સમાજીઓ કેટલાક દેશી રાજાઓ તથા હિંદુ મહાસભાવાળાઓ પ્રચારથી, બળાત્કારથી તથા કાયદાથી અતિ ભારે પ્રયત્ન સેવી રહ્યા છે. જ્યારે હિંદુઓ થઈ હિંદુત્વની હત્યા કરે ત્યારે ખ્રિસ્તિ મુસલમાનો તથા વિધર્મી વિદેશીઓ શા માટે કચાશ રાખે ? અર્થાત્ તેઓ પોતાનું પરિબળ વધારવા તકનો લાભ લઇ અત્યાચાર ગુજારે એ સ્વાભાવિક ને.

તત્પશ્ચાત્ જે ધારાસભાઓને સેતાની રાક્ષસી કહી ગાંધીપંથી કોંગ્રેસવાદીઓએ બહિષ્કાર કર્યો-કરાવ્યો હતો તેમાંજ પાછા તેઓ ભોળાભલા હિંદુઓના મતો લઇ દાખલ થયા અને ત્યાં કરો ઓછા કરાવવાની લડત ચલાવવાને બદલે તેઓ શારદાએક્ટ, છૂટાછેડા, વર્ણાન્તર લગ્ન દાયભાગ બીલ, બુદ્ધ ગયા મંદિર બીલ, અસ્પૃશ્યતા નિવારણ બીલ તથા અંત્યજ મંદિર પ્રવેશ બીલ જેવા ધર્મધ્વંસી કાયદાઓ હિંદુઓનો પ્રબળ વિરોધ હોવા છતાં પસાર કરાવવાની જે ચેષ્ટા કરી રહ્યા છે તેનું ભયંકર સ્વરૂપ સંભાળીજીએ સમજાવ્યા બાદ નવા રાજ્ય બંધારણ ફેડરેશનમાં રાણી વિક્ટોરીઆના કોઈપણ ધર્મમાં હસ્તક્ષેપ નહિ કરવાના ૧૮૫૮ ના ઢંઢેરાનો કેવી રીતે લોપ કરવામાં આવ્યો છે, મુસલમાનોના ૧૪ પોઈન્ટો સ્વીકારી તેઓની સ્વતંત્ર બહુમતિ અને હિંદુઓની લઘુમતિ કોમી ચુકાદામાં કેવી રીતે કરવામાં આવી છે અને ગાંધીએ જે આંબેડકરને ધારાસભાઓમાં અત્યંજોની ૩૦ બેઠક વિલાયતમાં નહોતી આપવાની સ્વીકારી તે ગાંધીએ યરોડાની જેલમાં ત્રાગાનો ઢોંગ કરી ૨૪ કરોડ હિંદુઓના વતી અંત્યજોને ૧૪૮ બેઠકો આપનારો પુના કરાર, માલવિયા, ટાગોર, સર પુરૂષોત્તમદાસની સહાયતાથી કરી હિંદુધર્મની હત્યા કરી છે તેનું દિગ્દર્શન કરાવી ઉન્મત્ત થયેલા આંબેડકર વગેરે દશ દશ હજાર માણસોના મુક્તી સભા વચ્ચે મૂર્તિઓ તથા મનુસ્મૃતિ જેવા પવિત્ર ધર્મશાસ્ત્રને આગ લગાડી હિંદુઓનું ઘોર અપમાન કરે છે. ત્રાવણકોર જેવા રાજાઓ પોતાના રાજ્યનાં દેવમંદિરો અંત્યજો માટે ખુલ્લાં મુકી ધર્મમર્યાદાનો નાશ કરે છે તથા સામ્યવાદીઓ ઇશ્વર, ધર્મ, મુડીવાદીઓ, જમીનદારો, રાજાઓ ઉચ્ચ નીચનો ભેદ વગેરે બાબતમાં રશિયાનો કેવો પિશાચવાદ પ્રસરી રહ્યા છે તેનુ ખુબ સારી રીતે વક્તાએ કહ્યું હતુ. ત્યારબાદ વક્તાએ એ બધા દુઃખ દાવાનળમાંથી ઉગારવા માટે ઉપાયો બતાવતા જણાવ્યું કે ગમે તે કષ્ટો આવી પડે છતાં પણ હમે સ્વધર્મથી વિમુખ ન બનતા. વર્ણ અને આશ્રમ ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજી તેને આચરો. તમારા ત્રાણ માટે છેવટે શ્રીહરિ તો પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે આવવાનાજ છે પરંતુ આવા સામાન્ય શત્રુઓ માટે તેઓ પ્રકટ થવાને પરિશ્રમ ન લઈ શકે. આવે વખતે તમારેજ વેદ વિદ્યાના અનુશીલનથી, અગસ્ત્ય અંગિરા, ભીષ્મ, અર્જુન અને ચાણક્ય જગદ્ગુરુ પેદા કરવા જોઈએ. પતિત સુધારકો અને ધર્મધ્વંસી કોંગ્રેસવાદિઓને ધારાસભા મ્યુનિસિપાલિટિમાં મત ન આપતાં કટ્ટર સનાતન ધર્માભિમાની હિંદુઓનેજ મત આપી મોકલવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ. હવે પછી એકપણ પૈસો ધર્મદ્રોહી નેતા નામધારીઓને ફંડફાળા કે થેલીઓમાં ન આપતાં ધર્માગ્રહી સનાતની કાર્યકર્તાઓનેજ દ્રવ્યની યથાશક્તિ સહાય તમારે આપવી જોઇએ. ગામોગામ સનાતન ધર્મસભા; સંસ્કૃત પાઠશાળા તથા ધર્મવીર દલો સ્થાપન કરવાં જોઈએ. સનાતન ધર્મના દૈનિક તથા અઠવાડીક પત્રો કાઢી, નીકળતા હોય તેને ઉત્તેજન-સહાયતા આપી સુધારક નાસ્તિકોના છાપાઓનો બહિષ્કાર કરવો જોઈએ.

છે અને આજે જે ચાર વર્ણોને સ્થાને દેશમાં અનેક જાતિઓ જોવામાં આવે છે તેનું કારણ સ્વેચ્છાચારીઓનુંજ પરિણામ છે. પરમદયાળુ ત્રિકાળજ્ઞાની આપણા મહાસમર્થ શાસ્ત્રકારોએ તેવાઓ માટે પણ ધર્મ કર્મ ઠરાવી તેના ઉદ્ધારની વ્યવસ્થા રાખેલી છે. શુદ્ર બ્રાહ્મણીના સંયોગથી તથા બ્રહ્મહત્યા, માતૃગમન આદિ મહાપાપના પરિણામે અત્યંજ જાતિમાં જન્મેલા ઢેડ, ભંગી, મહેતર ચમારો પણ પોતાનો ચામડા ચીરવાનો તથા મેલું ઉપાડવાનો ધંધો કરી, ગામની બહાર વસી નીતિ, નિયમ તથા સ્વચ્છતાથી રહી પોતાના માતાપિતાની સેવા કરતા થકા જો પ્રભુનામ સ્મરણ કરે તો તેઓનો પણ ઉદ્ધારજ ! આપણે હિંદુઓ ધર્મશાસ્ત્રની આજ્ઞા મુજબ-અંત્યજ, શબ, સુતકી, રજસ્વલાને અડતા નથી તેથી તેઓનો તિરસ્કાર થતો નથી પણ ભયંકર દોષો અને રોગોના ભોગ થતા અટકીએ છીએ. અંત્યજોનો ભુલથી સ્પર્શ થતાં હચ્ચવર્ણના હિંદુઓ આવી કડકડતી ઠંડીમાં પણ કપડાં સહિત સ્વેચ્છાએ સ્નાન કરે એમાં સુધારકોનાં કાળજાં કેમ છેદાય છે અને દુાનયા ડુબતી જણાય છે !

સદ્‌ગૃહસ્થો ! આપણા વર્ણ અને આશ્રમને અબાધિત રાખનારા ચાર કિલ્લા છેઃ જ્ઞાતિબંધારણ, સ્પૃશ્યા સ્પૃશ્ય વિવેક લગ્ન મર્યાદા અને ખાનપાનની શુદ્ધિ; પરંતુ અત્યારે એ ચારેય દુર્ગોને તોડી પાડી હિંદુત્વને નષ્ટભ્રષ્ટ કરવા માટે ગાંધી, માલવિયા આદિ હાલના કહેવાતા સુધારકો, કોંગ્રેસ આર્યસમાજીઓ, એનીબીસન્ટીઓ, બ્રાહ્મો સમાજીઓ કેટલાક દેશી રાજાઓ તથા હિંદુ મહાસભાવાળાઓ પ્રચારથી, બળાત્કારથી તથા કાયદાથી અતિ ભારે પ્રયત્ન સેવી રહ્યા છે. જ્યારે હિંદુઓ થઈ હિંદુત્વની હત્યા કરે ત્યારે ખ્રિસ્તિ મુસલમાનો તથા વિધર્મી વિદેશીઓ શા માટે કચાશ રાખે ? અર્થાત્ તેઓ પોતાનું પરિબળ વધારવા તકનો લાભ લઇ અત્યાચાર ગુજારે એ સ્વાભાવિક ને.

તત્પશ્ચાત્ જે ધારાસભાઓને સેતાની રાક્ષસી કહી ગાંધીપંથી કોંગ્રેસવાદીઓએ બહિષ્કાર કર્યો-કરાવ્યો હતો તેમાંજ પાછા તેઓ ભોળાભલા હિંદુઓના મતો લઇ દાખલ થયા અને ત્યાં કરો ઓછા કરાવવાની લડત ચલાવવાને બદલે તેઓ શારદાએક્ટ, છુટાછેડા, વર્ણાન્તર લગ્ન દાયભાગ બીલ, શુદ્ધ ગયા મંદિર બીલ, અસ્પૃશ્યતા નિવારણ બીલ તથા અંત્યજ મંદિર પ્રવેશ બીલ જેવા ધર્મધ્વંસી કાયદાઓ હિંદુઓનો પ્રબળ વિરોધ હોવા છતાં પસાર કરાવવાની જે ચેષ્ટા કરી રહ્યા છે તેનું ભયંકર સ્વરૂપ સાંગાણીજીએ સમજાવ્યા બાદ નવા રાજ્ય બંધારણ ફેડરેશનમાં રાણી વિક્ટોરીઆના કોઈપણ ધર્મમાં હસ્તક્ષેપ નહિ કરવાના ૧૮૫૮ ના ઢંઢેરાનો કેવી રીતે લોપ કરવામાં આવ્યો છે, મુસલમાનોના ૧૪ પોઈન્ટો સ્વીકારી તેઓની સ્વતંત્ર બહુમતિ અને હિંદુઓની લઘુમતિ કોમી ચુકાદામાં કેવી રીતે કરવામાં આવી છે અને ગાંધીએ જે આંબેડકરને ધારાસભાઓમાં અત્યંજોની ૩૦ બેઠક વિલાયતમાં નહોતી આપવાની સ્વીકારી તે ગાંધીએ યરોડાની જેલમાં ત્રાગાનો ઢોંગ કરી ૨૪ કરોડ હિંદુઓના વતી અંત્યજોને ૧૪૮ બેઠકો આપનારો પુના કરાર, માલવિયા, ટાગોર, સર પુરૂષોત્તમદાસની સહાયતાથી કરી હિંદુધર્મની હત્યા કરી છે તેનું દિગ્દર્શન કરાવી ઉન્મત્ત થયેલા અબિડકર વગેરે દશ દશ હજાર માણસોના ખુલ્લી સભા વચ્ચે મૂર્તિઓ તથા મનુસ્મૃતિ જેવા પવિત્ર ધર્મશાસ્ત્રને આગ લગાડી હિંદુઓનું ઘોર અપમાન કરે છે. ત્રાવણકોર જેવા રાજાઓ પોતાના રાજ્યનાં દેવમંદિરો અંત્યજો માટે ખુલ્લાં મુકી ધર્મમર્યાદાનો નાશ કરે છે તથા સામ્યવાદીઓ ઇશ્વર, ધર્મ, મુડીવાદીઓ, જમીનદારો, રાજાઓ ઉચ્ચ નીચનો ભેદ વગેરે બાબતમાં રશિયાનો કેવો પિશાચવાદ પ્રસરી રહ્યા છે તેનુ ખુબ સારી રીતે વક્તાએ કહ્યું હતું. ત્યારબાદ વક્તાએ એ બધા દુઃખ દાવાનળમાંથી ઉગારવા માટે ઉપાયો બતાવતા જણાવ્યું કે ગમે તે કરો આવી પડે છતાં પણ તમે સ્વધર્મથી વિમુખ ન બનવા. વર્ણ અને આશ્રમ ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજી તેને આચરો. તમારા ત્રાણ માટે ઉપર શ્રીહરિ તો પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે આવવાનાજ છે પરંતુ આવા સામાન્ય શત્રુઓ માટે તેઓ પ્રકટ થવાને પરિશ્રમ ન લઈ શકે. આવે વખતે તમારેજ વેદ વિદ્યાના અનુશીલનથી, અગસ્ત્ય અંગિરા, ભીષ્મ, અર્જુન અને ભામાશા જગડુશા પેદા કરવા જોઈએ. પતિત સુધારકો અને ધર્મધ્વંસી કોંગ્રેસવાદિઓને ધારાસભા મ્યુનિસિપાલિટિમાં મત ન આપતાં કટ્ટર સનાતન ધર્માભિમાની હિંદુઓનેજ મત આપી મોકલવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ. હવે પછી એકપણ પૈસો ધર્મદ્રોહી નેતા નામધારીઓને ફંડફાળા કે થેલીઓમાં ન આપતાં ધર્માંભિમાની સનાતની કાર્યકર્તાઓનેજ દ્રવ્યની યથાશક્તિ સહાય તમારે આપવી જોઇએ. ગામોગામ સનાતન ધર્મસભા; સંસ્કૃત પાઠશાળા તથા ધર્મવીર દળો સ્થાપન કરવાં જોઇએ. સનાતન ધર્મના દૈનિક તથા અઠવાડીક પત્રો કાઢી, નીકળતા હોય તેને ઉત્તેજન-સહાયતા આપી સુધારક નાસ્તિકોના છાપાઓનો બહિષ્કાર કરવો જોઈએ.

પરિષદ્ વખતે તેઓનો પ્રચંડ સામનો કરી આપે સનાતન ધર્મ અને હિંદુ જાતિની ચિરસ્મરણીય સેવા બજાવી છે.

આપે સનાતન ધર્મ રક્ષાની પ્રવૃત્તિને વધારે દેશવ્યાપક બનાવવાને માટે હિંદના ભિન્ન ભિન્ન પ્રાંતોમાં પ્રવાસ કરી ઉગ્ર વ્યાખ્યાનો દ્વારા લોકમતબળ જાગૃત કરવા માંડયું. અધ્યયન અધ્યાપનમાં નિરત રહેતા શાસ્ત્રી પંડિતોને સ્વકર્તવ્યનું ભાન કરાવી "સનાતન ધર્મ પત્રિકા" નામનું સાપ્તાહિક પત્ર ચાલુ કરી લેખો દ્વારા તીવ્ર આંદોલન કરવા માંડયું. મુંબઇમાં સનાતન ધર્મ પરિષદ્ ભરવાનો પ્રબંધ કરી, લાહોરમાં કોંગ્રેસના નેતાઓ સાથે સન ૧૯૨૯ માં વાટાઘાટ કરતા તેઓએ ધર્મમાં હસ્તક્ષેપ ન કરવાનું નહિ સ્વીકારતા કોંગ્રેસને અલ્ટીમેટમ આપી, પ્રયાગમાં કુંભપર્વ પ્રસંગે એકત્રિત થયેલા લાખો સાધુ સંન્યાસી મહંત મહાધીશોને સનાતન ધર્મની ભયાવહ સ્થિતિનું ભાન કરાવી, અધર્મીઓની અધાર્મિક પ્રવૃત્તિ ખાળવાર્થે મુંબઇ મ્યુનિસિપાલિટીની ચુંટણીમાં બબ્બે વખત કોંગ્રેસ પક્ષ સામે એકલા પંડે મોટા ખર્ચે ઉમેદવાર તરીકે ઉભા રહી ઝુંઝયા અને ગુરુવાયુર, અંત્યજ મંદિર પ્રવેશ બીલ, પુના પેકટ તથા ટ્રાવણકોર મહારાજાના અધાર્મિક ફરમાન વખતે આપે પહેલ કરી જે અદ્વિતીય વીરતાભરી લડત ચલાવી છે તેને સારૂ સમસ્ત હિંદુ સનાતની પ્રજા આપની સદાને માટે ઋણી છે.

આપનો ઉત્સાહ અદમ્ય છે, આપની અડગતા મેરુ સમાન છે, આપનું ધર્મ ઇતિહાસ તથા રાજનીતિ વિષયક જ્ઞાન અત્યંત ગહન અને તલસ્પર્શી છે. હમણાંજ આપ કાઠિયાવાડ, યુ. પી., બંગાળ, સિંધ, ગુજરાત તથા કચ્છમાં ઠેકઠેકાણે સનાતન ધર્મની પાંચ માસ પર્યંત અતિ અનુકરણીય ઉપયોગી પ્રવૃત્તિ કરી ભાવનગર પધારો છો તેનો હૃદયપૂર્વક સત્કાર કરતાં અમને પારાવાર હર્ષ થાય છે. ગાંઠના ખર્ચે, અનેક શારીરિક કષ્ટો વેઠી, જીવના પણ જોખમે આટલી અગાધ પ્રવૃત્તિ અને પ્રવાસમાં પણ આપે હિંદુ જાતિ ધર્મના ઉદ્ધારાર્થે "સનાતન ધર્મ અને હિંદુ સંસ્કૃતિના ઉદ્ધારની યોજના" એ નામની ૮૧ ફુલસ્કેપ પૃષ્ઠની સર્વાંગ સંપૂર્ણ અદ્ભૂત યોજના ઘડી કાઢી સમસ્ત સનાતની જનતા સમક્ષ ગુજરાતી, હિંદી અને અંગ્રેજી ભાષાદ્વારા મૂકવા ધારી છે તે વિચારતાં અમારા આશ્ચર્યની સીમા રહેતી નથી અને હર્ષનો અતિરેક થાય છે. અમારે નિઃસંકોચપણે કહેવું પડે છે કે આ યોજના એ હિંદુ પ્રજાનો ઉદ્ધાર કરનારી આજની ભગવદ્ ગીતા, ભાગવત્ કે મહાભારત સમાન છે માટે સનાતન ધર્મ પ્રેમીઓએ તેને તુરત અપનાવી લેવી જોઇએ.

આપની આવી જાતિ ધર્મ સંસ્કૃતિ તથા દેશના ઉદ્ધારની ઉત્કટ મહત્ત્વાકાંક્ષા, ધ્યેયમાં અવિચલ શ્રદ્ધા, અપૂર્વ હિંમત તથા અખંડ પ્રયત્ન પરમ કૃપાળુ પરમાત્મા શ્રીહરિ સત્વર પાર પાડે અને તેમાં સમગ્ર સનાતની જનતા મન વાણી કર્મથી સાથ આપી કૃતાર્થ થાય એવી ભાવનાસહ અમો આપને નિરોગી ધનધાન્ય સંપન્ન સુખી અને દીર્ઘાયુષી ઇચ્છી આવા આદરણીય પ્રયાસ બદલ આપને પુનઃ અભિનંદન અર્પીએ છીએ. તા. ૧૧-૩-૩૭ ગુરુવાર.

| | |
|---|---|
| શ્રી મહાલક્ષ્મી માતાનો વડો,<br>ભાવનગર.<br>મહા શિવરાત્રી સં. ૧૯૯૩. | બ્રહ્મનિષ્ઠ મહાત્મા<br>શ્રી ગંભીર શર્મા<br>પ્રમુખ, શ્રી હિંદુ સનાતન ધર્મ સભા. |

શ્રીરંગ..........................................આનંદ રંગ..........................................જયરંગ

**શ્રી સનાતન ધર્મરક્ષક, દેશદાઝણ, શૂરસાક્ષર, શ્રીમાન્, ધીમાન્, સાંગાણીજી નારાયણજી સુરૂપોત્તમને શ્રી ભાવનગરની સનાતન ધર્માવલંબી પ્રજાસમાજે બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રી ગંભીરશર્માજીના પ્રમુખપદે ભાવભર્યું અભિનંદન પત્ર સમર્પ્યું તત્પ્રસંગે ગવાએલું**

કાવ્ય

: દોહરો :

આજ અમારે આંગણે, ભલે પધાર્યા આપ, સત્ય સનાતન ધર્મની છાપી દ્યો છો છાપ—૧
અમૃતવાણી આપની, સીંચે અમૃતધાર; વીરત્વ વિલસે અંગમાં કરવા ધર્મોદ્ધાર—૨

: હરિગીત :

ઓ વીરનર ! ઓ ધીરનર ! છો કારમો હું કેસરી, રણફાળ દે વિકરાળ, જાણે દુષ્ટ હૃદયો થરથરી;
છો સત્યનો બેલી, ખરે ખેલી રહ્યો રણ આંગણે; હા ! વીરહાક વગાડી, સાંગાણી સપુત નારાયણે—૧
આ શ્રી સનાતન ધર્મ કેરૂં વહાણ ઝોલાં ખાય છે, બહાદૂર નાવિક સહાય વિણ જ્યાં ત્યાં અથડાય છે;
ચો તરફથી શસ્ત્રો તણાં વસમા પ્રહારો થાય છે, સંકટ તણાં મહાસાગરે અતિ વિષમ વાયુ ન્હાય છે—૨
રે ! બ્રાહ્મણોને, ક્ષત્રિ, વૈશ્યો મોહગ્રસ્ત બની ગયા, છોડી સનાતન ધર્મ અવળા માર્ગ માંહી વહી રહ્યા;
પોતેજ પોતાને ભૂલે નિજ ધર્મને હાથે હણે, એવા સમયમાં રંગ રાખ્યો એક આ નારાયણે—૩
ઝુકયો મહા રણ ક્ષેત્રમાં, નિજ બાહુબળને આશ્રયે; કોની તમા ધરતો નથી, એ અડગ છે નિજ નિશ્ચયે;
દેહં લભેને પાતયામિ ધર્મ મેરા રક્ષણે, એવું અચળ વ્રત શુદ્ધ લીધું વીરનર નારાયણે—૪
સંસારના સુખડાં તજ્યા, વાણી તણાં શસ્ત્રો સજ્યાં, યા હોમ કરી રણમાં ચડયો, તો વિજયના ડંકા બજ્યા;
સમજાવી દ્યો છો ભૂલ સૌની વીર વેધક વાણીમાં, નહીં તો અરે આ સનાતન ધર્મ ડુબત પાણીમાં—૫
વારી જનેતા ધન્ય ! પ્રસવ્યો વીર બાળક કૂખમાં, રણુરંગના ઘા ઝીલતો ઉભો અડગ અમ દુઃખમાં;
"ખાડા ખસે, હાંડા નહીં" સંકલ્પ એ ઉરમાં ગણે, સંરક્ષ્યું જીવન ધર્મનું આ માઈપૂત નારાયણે—૬
આજે વધાવે છે તને, આ પુરના નરનારીઓ, તન મન અને ધન સૌ સમર્પિ ધર્મ, તેંજ ઉગારીયો;
દળ–પ્રબળમાં દે દોટ હું રહીયા વિરોધીના હણે, અવતાર કીધો સફલ શ્રી સાંગાણીજી નારાયણે—૭
આ પત્ર અભિનંદન તણો કર્તવ્ય કેરૂં ચિત્ર છે, ઓ ! વીર વ્હાલા તુજ ચારિત્ર વિચિત્ર પણ સુપવિત્ર છે;
શિવરાત્રીમાં આ અર્પિએ ઉરભાવ ઉત્કટ આણીને, શ્રી સામ્બ દીર્ઘાયુષ્ય રાખો શ્રેષ્ઠ નર સાંગાણીને—૮

: દોહરો :

સાંગાણીજી સિંહ છો, પ્રૌઢ સદા પડકાર સત્ય સનાતન ધર્મનો, હું છો રક્ષણ હાર.

ભાવનગર,
મહાશિવરાત્રી, સં. ૧૯૯૩ ગુરૂવાર.

લી. સનાતન ધર્માનુયાયી,
રેવાશંકર વાલજી બધેકા.

---

## જગદ્ગુરૂ શ્રીવલ્લભાચાર્યજીના પ્રાકટ્ય મહોત્સવ નિમિત્તે જાહેર સભા.

સિદ્ધપુર. શ્રીગોપાલકૃષ્ણ સનાતન બ્રહ્મચર્યાશ્રમ સંસ્થામાં ચૈત્ર વદ ૧૨ શુક્રવારે સાંજે સાત વાગ્યાથી દશ વાગ્યા સુધી જગદ્ગુરૂ શ્રીવલ્લભાચાર્યજીના પ્રાકટ્ય મહોત્સવ નિમિત્તે જંગી જાહેર સભા ભરાઈ હતી. અનેક પ્રકારનાં તોરણ, પતાકા, અશોક પત્ર, સુનૃતવાક્ય તથા શિલ્પકલાથી ભરપુર ભવ્ય મંડપમાં મજકુર સભાએ સ્થાન લીધું હતું. તેમાં પ્રે. રા. રા. મધુકુમાર શિ. દેસાઈ હેડમાસ્તર સા. એમ. એ. શ્રીમાન્ શાસ્ત્રીજી શંકરલાલજી, રા. રા. શ્રી. શેઠ મગનલાલ વિઠ્ઠલદાસ તથા શ્રીમાન્ શેઠ વિઠ્ઠલદાસ બાપુભાઈ વિગેરે આગેવાન સાક્ષરો તથા સદ્ગૃહસ્થો અને સન્નારીઓએ હાજરી આપી હતી. સભાનું કાર્ય શરૂ થતાં અત્યુચ્ચ પીઠ ઉપર પધરાવેલ શ્રીમહાપ્રભુજીની પ્રતિકૃતિનું વૈદિક વિધિથી પૂજન, બ્રહ્મચારીઓનું વેદાધ્યયન તેમજ સંગીત સાથે શ્રીમહાપ્રભુ સ્તવન થયું હતું. ત્યારબાદ વિ. લાલશંકર મ. ઉપાધ્યાય "સાહિત્ય તીર્થ" પોતાના ભાષણમાં શ્રીમહાપ્રભુજીનું પ્રતિપાદન કરનાર અને ક

શ્રુતિ વાંકથી ઉચ્ચારી તેમનો શબ્દાર્થ તથા ભાવાર્થ જણાવી શ્રીમહાપ્રભુજી વેદ પ્રતિપાદ્ય છે, તેમજ તેઓશ્રી અનાદિ કાળથી નિત્ય ભગવલ્લીલામાં વિરાજે છે વિગેરે જણાવ્યું હતું વિદ્યાર્થી નરવરલાલ ઈશ્વરલાલે પોતાના ભાષણમાં, શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્ય સંબંધી અનેક ચમત્કાર પૂર્ણ ઘટનાઓ, વર્ણવી શ્રોતાઓને શ્રીવલ્લભાધીશ ચરણસ્મરણ પરાયણ કર્યા હતા વિદ્યાર્થી રતિલાલ-છગનલાલ "સાહિત્ય તીર્થ" પણ પોતાના ભાષણમાં-કૃષ્ણદેવરાજની સભામાં, અન્ય સર્વ આચાર્યો સાથે થયેલો, "શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તની અકાટ્ય દલીલોને સમન્વતો શ્રીવલ્લભાચાર્યજીનો શાસ્ત્રાર્થ તથા તેઓશ્રીનો કનકાભિષેક સંક્ષેપમાં વર્ણવ્યો હતો. એમ વિદ્યાર્થીઓનાં ભાષણો પુરા થતાં અન્ય સર્વ વિદ્યાર્થીઓએ મધુરાષ્ટક સ્તોત્રને વાદ્ય સાથે સુસ્વર કંઠે ગાઈ શ્રોતાઓનો માનસ પરિશ્રમ દૂર કરવા સાથે ભગવદ્રસમાં વધારો કર્યો હતો ત્યારબાદ શ્રીમાન શાસ્ત્રીજી ત્રિકમલાલ મ. ઉપાધ્યાય "શુદ્ધાદ્વૈતવિશારદે" શ્રીવલ્લભાચાર્યજીનું સ્વરૂપ લક્ષણ અને કાર્ય લક્ષણ વર્ણવતા "સૌન્દર્ય" પદ્યનો વાસ્તવિક અર્થ શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે સચોટ છતાં રહેલા અને રસમય ભાષામાં વર્ણવી શ્રીવલ્લભાચાર્યજીનું આનન્દમયત્વ અને સર્વ ફલદાતૃત્વ સપ્રમાણ અને સદૃષ્ટાન્ત સમર્થ્યું હતું પછી પણ, શ્રીવલ્લભાધીશનો જયજયકાર સૂચવતું સંગીત વિદ્યાર્થીઓએ ગાયા બાદ મજકુર સંસ્થાના મંત્રી શ્રી ઉમીયાશંકરજી શાસ્ત્રીએ શ્રીમદાચાર્યચરણોપદેશ સમન્વતાં સર્વેએ સ્વધર્માચરણ યથાશક્તિ કરવું પરંતુ વિધર્મથી તો સર્વથા અળગા જ રહેવું, કદાપિ બહિર્મુખ ન થવું જો થવાશે તો કાલ પ્રવાહમાં તણાઈ જવાશે વિગેરે સમન્વવી આજ્ઞા-પ્રમાણે સર્વ સભ્યોને કીર્તનાનન્દ આપ્યો હતો ત્યારબાદ વિદ્યાર્થીઓએ અપસિદ્ધાન્તરહિત શાસ્ત્રાર્થમય સંવાદ રજુ કરી બતાવી કૌતુક સાથે જ્ઞાન પ્રકટ કર્યું હતું શ્રીમાન્ પંડિતજી જગન્નાથ ગોપાલજી વૈદ્યરાજે સભાનું કાર્ય જોઈ પેદા થએલ પોતાનો હાર્દિક અત્યાનંદ જાહેર કરતાં જણાવ્યું હતું કે:—"વિદ્વાનોની સભા શીવાય આવો આનંદ નજ આવે." તેઓશ્રીએ પણ શ્રીવલ્લભાધીશના ગુણાનુવાદ કરી પ્રાકટ્ય મહોત્સવને સફલ માન્યો હતો અને સંસ્થાના મંત્રીજી શ્રી ઉમીયાશંકર શાસ્ત્રીજીએ ઉપસંહાર કરતાં પધારેલા સર્વ સભ્યોનો આભાર માન્યો હતો ત્યારબાદ જગદ્ગુરુ શ્રીવલ્લભાધીશના જયનાદ સાથે સભા વિસર્જન થઈ હતી.

**વિક્રમની ઓગણીસમી શતાબ્દીના ગુજરાતના મહાન્ તત્વજ્ઞાની ગ્રન્થકર્ત્તા અને કવિ સમ્રાટ શ્રીદયારામભાઈના વિદ્યાગુરુ મહાન્ ભગવદ્ભક્ત શ્રીઇચ્છારામ ભટ્ટજીના**

# આંતર ઉદ્ગાર.

આ સંગ્રહ પ્રાચીન હસ્તલિખિત ગ્રન્થનો હોઈને મહાનુભાવી ભગવદ્ભક્ત 'શ્રીઇચ્છારામ ભટ્ટજીએ પુષ્ટિમાર્ગના તત્ત્વપૂર્ણ રહસ્યોને તદ્દન સરળ ભાષામાં વર્ણન કરેલ છે અને સાંપ્રદાયિક સાહિત્યમાં વિકટ પ્રશ્નોની ગુંચ ઉકેલતો પ્રસંગો આ પુસ્તકમાં વાંચવાથી "વૈષ્ણવ સંપ્રદાય" આ અસાર સંસાર સાગર તરવામાં એક મહાન સાધનરૂપ છે તેનું અચ્છી રીતે દિગ્દર્શન થશે તેમજ તેમના આદર્શ સિદ્ધાન્તો જનસમૂહ સમક્ષ આકર્ષક ભાષા શૈલીમાં ગોઠવાએલા હોવાથી આબાલ, વૃદ્ધ, સ્ત્રી, પુરુષને પુષ્ટિપથના પ્રવાસમાં આશીર્વાદાત્મક છે. તેઓશ્રીના એક એક ઉદ્ગારમાં જીવાત્મા નિઃસાધનપણે ભગવન્મિલન સુખ અનુભવવા તલપાપડ થઈ રહે એટલુંજ નહિ પણ તેમના હૃદયપ્રદેશમાં ભગવદ્લીલાની વિચારયુક્ત સરિતાનો દિવ્ય પ્રવાહ "ભગવદ્અનુગ્રહ" માર્ગના કાંઠા ઉપર લાવી મુકી પ્રભુ પ્રાપ્તિ કરાવે છે. દરેક વૈષ્ણવોએ પોતાના ઘરમાં આ પુસ્તક રાખવા લાયક છે. ન્યોછાવર માત્ર ચાર આના-ટપાલ ખર્ચ જુદું.

મળવાનું ઠેકાણું—

**વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી.**

૧૦૩૨ રાજામહેતાની પોળ, તેતળાજીની પોળ—અમદાવાદ.

## અનુક્રમણિકા.

ભાદ્રપદ, સંવત ૧૯૮૩.


| વિષય. | પૃષ્ઠ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|---|
| ૧. ગુરુશિષ્યસંવાદ... ... | ...૧૭૭ | ૯. વાર્તાસાહિત્ય ... ... | ...૨૨૫ |
| ૨. વિનયબત્રીસી ... ... | ...૧૯૧ | ૧૦. જીવન અને કવન ... | ...૨૨૮ |
| ૩. શ્રીદયારામભાઇ... ... | ...૧૯૫ | ૧૧. ગુજરાતના દયારામભાઇ ... | ...૨૩૦ |
| ૪. રસિક ભક્ત ... ... | ...૨૦૭ | ૧૨ વૈષ્ણવની વાતુ ... ... | ...૨૩૨ |
| ૫. માહાત્મ્યજ્ઞાન ... ... | ...૨૧૩ | ૧૩. સાહિત્યસત્કાર ... ... | ...૨૩૫ |
| ૬. દયારામભાઇ અને સાહિત્ય | ...૨૧૫ | ૧૪. લીલાવૈચિત્ર્ય ... ... | ...૨૩૮ |
| ૭. વાણીમાં અવગાહન ... | ...૨૧૮ | ૧૫. સમાચારાદિક ... ... | ...૨૪૦ |
| ૮. ભાગવતજ્ઞાન ... ... | ...૨૨૨ | ૧૬. જગતનો પ્રવાહ... ... | ...૨૪ |
| | | ૧૭. ચર્ચાપત્રો ... ... | ...૨૪૫ |

॥ श्रीविभुचद्नानलाचार्या विजयन्तेतमाम् ॥

વર્ષ ૧૨. | ભાદ્રપદ, | સં. ૧૯૯૩. | અંક ૬ | શ્રીવલ્લભાબ્દ | ૪૫૯.

# શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ

॥ શ્રી ગુરુવર્યો નમઃ ॥ શ્રીગોપીજનવલ્લભાય નમઃ ॥ શ્રીકૃષ્ણાય નમઃ ॥

મહાનુભાવ કવિસમ્રાટ્ ભક્ત દયારામભાઇ રચિત

## ગુરુશિષ્યસંવાદ

અથવા

## આત્મકથા

સાંભળો વિનતિ શ્રીગુરુરાયજી ક્યાંથી ઉપની અવિદ્યા માયજી૦—૧
જીવ શિવ કોણે નિર્માયાજી, હરિહર બ્રહ્મા કોણે જાયાજી૦—૨
કોહોનો કીધો એ સંચારજી, કૃપા કરીને કહો નિરધારજી૦—૩
ગુરુ નારાયણ દીનદયાળજી સંશય માહારો સ્વામી ટાળોજી૦—૪
સમરથ સ્વામી તું અવિનાશજી તેમાં હું આવ્યો તમારી પાસજી૦—૫
દોહ્યલું પામ્યો શરણ તમારુંજી એ દુઃખ ટાળો સ્વામી અમારુંજી૦—૬
જન્મમરણવશ અતિ વિગુતોજી કલ્પના કાદવમાંહે ખુંતોજી૦—૭

ઢાળ

કલ્પના કાદવ માંહે ખુંત્યો, નવ લહું ઉકાશ;
કયમ કરી છુટિયે, સુખ દુઃખ આશાપાશ૦—૮
લક્ષ ચોરાશી રઝળ્યો, પ્રકૃતિ કેરે સંગ;
ભોગ બહુવિધ ભોગવ્યા, તે રોગ વ્યાપ્યા અંગ૦—૯
ત્રિવિધ તાપે પરજળ્યો. આવ્યો તમારી પાસ;
કૃપાદૃષ્ટે અમૃતવૃષ્ટે કરો તેહનો નાશ૦—૧૦
જ્યમ વનમાંહે એકલો, ભુલ્યો પંથી વાટ;
વોલાવાને આગળ કરે, તો ઉતરે દુર્ઘટ ઘાટ૦—૧૧

આગળ નદી પૂર વહે, નવ્ય જાણીયે ઉતાર;
તે જાણીતાને અનુસરે તો તરી પામે પાર૦—૧૨
રોગિયો રોગે ગ્રસ્યો, દુર્બલ થયો દેહ;
શુદ્ધ વૈદ્ય ઉપચારતાં મમાધિ થાયે તેહ૦—૧૩
તું વળાવો તું નિઝામો, વૈદ્ય તું માબાપ;
આ દીનને દયા કરી, ટાળો ત્રણ્યે તાપ૦—૧૪
ઉપાસના અહર્નિશ કરૂં, શરણ પામીને રહું;
શ્રીગુરુકૃપા કરી કહો તે મનક્રમ વચને હું ગ્રહું૦—૧૫

કડવું ૧

જ્ઞાન ગુરુ કહે સુણો શિષ્ય ઉપદેશરે, શબ્દાતીત છે દેવેશરે. ૧
ઇચ્છા ઉપની રમવા ભૂપરે, માયા અવિદ્યા કારણ રૂપરે. ૨
જ્યમ બીજ પૃથિવી પર્જન્ય વુઠેરે, મહીજલયોગે અંકુર ઉઠે રે. ૩
અંકુર નેં બે કોમલપત્ર રે શિવજી ઉમીયા એહ વિચિત્ર રે. ૪
તરુવર પ્રપંચ જડ સંસાર રે, મુલગું બીજ છે ફલ મોઝારરે. ૫
તે પાંમીએ શોધી જાણીરે, શાખા જોતાં બીજ ન પામે રે. ૬
જાણ્યા વિના ન ભાજે ભ્રમરે, ડાળે ભમતાં ઉપજે શ્રમરે. ૭

ઢાળ

ડાળે ભમતાં શ્રમ હોયે, નવ પામીએ વિશ્રામ;
આવાગમન તો છૂટીયે, જો મળે અંતર રામ. ૮
દેહ મધ્યે દેવ છે, કાં જુઓ બાહારે ભૂર;
મૃગજલનાં ઝાંઝુઆં જુઠી તૃષ્ણા પૂર. ૯
પાહાણ લોહને ચમક મળતાં સદ્ય પ્રગટે વહ્નિ;
ત્યમ ત્રિવિધ સંગે અનુસરે, બહુતાપ લાગે મંન્ય ૧૦
યશ શોભા કીરતિ કારણે કરે છે બહુ કર્મ;
તેહનું તનુ ભમે ભુલું સુકય મિથ્યા શ્રમ. ૧૧
ઇંદ્રિય મનનો પ્રબન્ધો સર્વ વિષ વાંછે ભોગ;
બ્રહ્મ રસ વૈરાગ્ય ઔષધિ, નિગમે ભવ રોગ. ૧૨
મંસાર સાગર મોહ જલ કલ્પના લહેરી હોય;
વિવેક વેડિ જ્ઞાન શઢ તતક્ષણ તરીયે તોય. ૧૩
યૌવન વન અહંકાર પર્વત આશા મોટી ખોહ્ય;
સદ્દગુરુ વચન વિચારતાં તે સુગમ મારગ હોય. ૧૪
તે સુગમ મારગ હોય સઘળે ભ્રમે તે ભાજે ભૂર;
અજ્ઞાન નિશા તો શમે જો જ્ઞાને પ્રગટે સૂર. ૧૫

### કડવાં ૨

શિષ્ય કહે ગુરુજી એવું સત્યજી, અજ્ઞાન નિશા કયમ ઉત્પત્યજી. ૧
કનકને કેહિ પેર કાચ ન ભેદેજી, પરમ પુરુષ સર્વ બંધન છેદેજી. ૨
અવિગત તે કયમ થાયે અજ્ઞાનીજી, આશા તૃષ્ણા કોણે માનીજી. ૩
અહો અલક્ષ તે કલ્પ્યા ન જાયજી ચૈતન્ય તે કયમ મૂરખ થાયજી. ૪.
નિગમ કહે એ નર નિષ્કર્મજી, સુખદુઃખ કહેને લાગે ભ્રમજી. ૫
અજર અમર અકલ અરૂપજી, કોણે ધરીયાં નાનાં રૂપજી. ૬
તે ભ્રમ ટાળો શ્રીગુરુ નાથજી, પ્રેમે પૂછ્યું જોડી હાથજી. ૭

### ઢાળ

હાથ જોડીને પુછિયું તે ભ્રમ ટાળો ભૂપ,
આ દીનને દયા કરો કેવલ નિજ સ્વરૂપ. ૮.
સંસાર કેરૂં મૂલ શું રે, રહ્યું કવણ આધાર,
એહના કવણ માત ને તાત કવણ કોણ પરિવિસ્તાર. ૯
યૌવન જરા કોહને વ્યાપે ? કોણ પામે મૃત્ય,
હર્ષ શોક ને દિવા રજની કેમ હોય નિત્યાનિત્ય. ૧૦
પિતા પુત્રને મિત્ર વૈરી કેમ ઉપજે ? કયહાં જાય ?
સૃષ્ટિ સર્વ પ્રલય થાતાં શિવજી કયાંહાં સમાય ? ૧૧
કોણ કારણ ઉત્પન્ન કોણ, સ્થિતિ કોણ નાશ ?
એ સર્વ જાતાં ઉગરે તે કહો હરિ અવિનાશ. ૧૨
નિદ્રાએ કોણ આવર્યું સ્વપ્ન કોણે દીઠ ?
અદ્ભુત કયમ વિસ્તર્યું, બ્રહ્માંડ પૃથિવી પીઠ ? ૧૩
દેશગામ ને નગર નાના કોણે કર્યાં નવખંડ ?
નર વૃક્ષ વેલી પશુ પક્ષી કોણે રચ્યું બ્રહ્માંડ ? ૧૪
સ્વામી હું તમ શરણે આવ્યો શ્રી ગુરુ સંશય ટાળો,
સકલ સિદ્ધિ દાતા તમો કહાવો, લાડ માહારાં પાળો. ૧૫

### કડવાં ૩

ગુરુ કહે સુણ વાત શિષ્ય અમારી રે, જેનું પુછે તે કહું વિસ્તારી રે. ૧
જયમ નભ નિર્મલ વાદલ છાય રે, ત્યમ એ નરને અજ્ઞાન થાય રે. ૨
તન મળતાં ખૂટવાને રે, પ્રકૃતિ સંગ અવિદ્યાને માને રે. ૩
અગ્નિયોગે મેલને બાળે રે, કુંદન થાએ કલ્મષને ટાળે રે. ૪
વૈરાગ્ય વહિન અજ્ઞાન જાયે રે, વિવેક વિચારે નિર્મલ થાયે રે. ૫
ભ્રમર ગંધિ ભમતે ભાસે પ્રકૃતિ ન જાણે આતમા પાસે. ૬
નાટક માંડયું જયમ નટકાર રે રૂપ ધરે તે નર ને લે નારી રે. ૭

ઢાળ

રૂપ નર નારીતણાં એ નટકાર અનેક, રૂપ જ્યાહારે સંવરે ત્યાહારે નિર્ગુણ નાયક એક. ૮
નિદ્રાવશ એ સ્વપ્ન માંહે સંયોગ ભોગવિલાસ, ભ્રમે ભુલો ભોગવે સુખદુઃખ આશાપાશ. ૯
સંસાર કેરૂં મૂલ જોતાં લાધશે તુજપાર, સંશય તારો છુટતાં એ સાચા અવિનાશ. ૧૦
પ્રકૃતિને, સંન્નિધાને ઉપન્યો વિસ્તાર, સંયોગે બેહુ એક થાતાં પામીયે નિસ્તાર. ૧૧
કાંતમણિ ને સૂર્યયોગે અગ્નિ બાળે વન, સ્નેહસુધા જ્ઞાન પ્રગટે નિર્મળ થાયે મન. ૧૨
હર્ષ શોક ને દિવા રજની મિથ્યા ભાસે એક, જન્મ જશ તે આવે જાયે મૃત્યુ પામે દેહ. ૧૩
આ બ્રહ્મજલ માંહે જંતુ સઘલા સુપ્રિભેદ, વિષયધારી મોહ પામ્યા કરે સત્યનો છેદ. ૧૪
કરે સત્યનો ઉચ્છેદ સ્વામી ભેદ ગુણ તે અનુસરે,
સદગુરુ વચને ભ્રમ ભાજે તો જંતુ સઘલા નિસ્તરે. ૧૫

કડવાં ૪

સદગુરુ કયમ ભાજે ભ્રમજી, ષટદર્શનના જુજુઆ કર્મજી. ૧
શિવ દર્શન કહે ધરીયે ધ્યાનજી, સાંખ્ય સંન્યાસી કરે જપ સ્નાનજી. ૨
મીમાંસા વિપ્ર કરે ષટ કર્મજી, જૈન ને જીવદયાનો ધર્મજી. ૩
બૌદ્ધ કહે એકાકારેજી, ચાર્વાકી કહે શૂન્યાકારજી. ૪
દર્શન સઘલે બ્રહ્મ વિચારજી, કહો સ્વામી હવે શું નિરધારજી. ૫
વેદાંતી કહે કેહવો થાયજી, સિદ્ધાંતી કયહાં સમન્વયજી. ૬
આત્મજ્ઞાની તે શું ઉપાસેજી, પરબ્રહ્મ તેહને કેહવો ભાસેજી. ૭

ઢાળ

પરબ્રહ્મ તેહને ભાસે, નહિ વર્ણ રૂપ ને નામ,
માયાવી એ કયમ થયો? નિઃસંગ આત્મારામ. ૮
પેર્ય પેર્યનો પાખંડ સ્વામી ગુરુ શિષ્ય એ અનંત,
અળગો કહિને દાખવો મને બ્રહ્મજ્ઞાન સંત. ૯
સ્વામી મુજને પ્રીછવો, આત્મજ્ઞાનની પેર્ય,
કૃપા કરીને પ્રભુજી મુને તુજ સરખો કર્ય. ૧૦
તું ગુરુ હું શિષ્ય સ્વામી એ ભેદ ભાંગો દ્વૈત,
ગલિત વચને ગર્ભ ગળે, બળો એહ અનિત્ય. ૧૧
તું દયાળુ હું દીન દેખીએ, ટાળોને એહ ભ્રાંત,
આત્મા પરમાત્મા બહુ કરે ત્યાંહાં એકાંત. ૧૨
જપ તપ તીર્થ દયા દાન પાળી આચાર,
અહંકાર તેહ થકી વાધે જે ન પામીયો નિસ્તાર. ૧૩
એ સર્વ કરતાં શ્રમ પામ્યો આવિયો તમ પાસ,
તમ થકી દ્વૈત છુટીયે, મુજ એ દૃઢ વિશ્વાસ. ૧૪

મુજ એહ દૃઢ વિશ્વાસ સ્વામી અંતર્યામી કયમ મળે ?
શ્રી ગુરુ કૃપા કરી કહોયે દ્વૈત બુદ્ધિ સઘળે ટળે ? ૧૫

કડવાં ૫

વારૂ પ્રશ્ન કીધું શિષ્યપુત્રરે, એ પ્રશ્ન પુછે મહા અવધૂતરે ૧
તાહારી બુદ્ધિને લીધેરે બ્રહ્મવિચારે, દ્વૈત કલ્પના ગઈ અવિચારે ૨
અંજને ઉપન્યો પરમ વૈરાગ્યરે, કરવા હીંડે દ્વૈતને ત્યાગેરે ૩
દર્શન ત્યાંહાં લગી સઘળાં સત્યરે, જ્યાહાં લગી હું મહારાની મત્યરે ૪
માહરૂં રૂડું એહનું કુડુંરે, ત્યાંહાં લગી સઘળું કર્તવ્ય બુડયુંરે ૫
એ સર્વ સમું જ્યાહારે ભાસેરે, ત્યારે સઘલે અવિદ્યા નાસેરે ૬
આત્મજ્ઞાની તેહને કહીયેરે, ષટ દર્શન માહે સંમરસ લહીએરે ૭

ઢાળ

સમરસ લહીયે પરમાત્મા નવ્ય ભેદ દૃષ્ટે, જોય,
વંદે ન નિંદે કોઇને બ્રહ્મજ્ઞાની સોય. ૮
પૂર્વ પશ્ચિમ જ્યાંહાં છે ત્યાંહાં ઉપાધિ અળગી થાય,
ધ્યાન મસ્તકે ઊર્ધ્વ દૃષ્ટે આપ આપ માંહે સમાય. ૯
કાષ્ઠ મથતાં હુતાશન જ્યમ પ્રગટ થાએ કાંત,
સ્વકાષ્ઠ બાળે ધુમ્ર ટાળે પરમાત્મા એકાંત. ૧૦
દુગ્ધ દધિ છે જ્યાંહાં લગી ત્યાંહાં લગી તત્ત્વ મધ્ય તોય,
પાત્ર નેત્ર રવિ મથતાં નવનીત અળગું હોય. ૧૧
તત્ત્વ મધ્યે તક્ર છે ત્યાં લગી, ઉપજે જંત,
બ્રહ્મ અગ્નિ તાવતાં સમરસ ધૃત અનંત. ૧૨
દેહ બુદ્ધિ એ આત્મા આવરણ આશાપાશ,
સ્વચ્છંદ મુક્તિ પ્રવર્તક પરમાત્મા અવિનાશ. ૧૩
સિંધવ સિંધુ ભેળતાં એ લે નામ ને રૂપ,
કઠિણ મન ગળી ગયું તેથી આદિ સ્વરૂપ. ૧૪
થયું આદિ સ્વરૂપ સ્વામી જીવ જીવની માંહી ભળ્યો,
ગુરુ લક્ષ લાગ્યો ભેદ ભાગ્યો, શિષ્ય સદ્ગુરુમાં ભળ્યો. ૧૫

કડવાં ૬

ગુરુ લક્ષ લાગ્યું ધરિયું ધ્યાનજી, હું ને મહારૂં ગયું અજ્ઞાનજી૦ ૧
કોટિ દિવાકર પ્રગટ્યું તેજજી, હઠી ગયું ને આવ્યું સહેજજી૦ ૨
ઉન્મનીને ઘેર આસન વાળ્યુંજી ચિત્ત ચિદાનંદ સમ રસ ગાળ્યુંજી૦ ૩
જીવ જઇ પરબ્રહ્મને મળીયોજી જન્મ મરણનો સંપે ટળીયોજી૦ ૪
મ્હારે તાહારે ભાગો વ્યક્તજી દેહ છતે થયો જીવનમુક્તજી૦ ૫
જ્ઞાને છેદી માયા જાળજી નિર્મળ નભ ઉતર્યાં આ બાળજી૦ ૬
જીવ ત્યાં વેરી કરતા દ્રોહજી મન ઇંદ્રિયનો કર્યો વિછોહજી૦ ૭

ઢાળ

વિછોહ પડીયા મિત્રને સર્વ મળી તે તે હોય,
ઘણા દિવસના દુઃખી થયા, શરણ પામ્યા સોય ૮
જ્યમ દેશ માંહે દોલ હો તો કષ્ટ પામે રાય,
પરઠી પરાજય થયા સર્વ લોક સુખિયા થાય. ૯
એક ક્ષત્રિય રાજા હતો સુધો સઘળે ન્યાય,
દંડ કરતા દુર્મતિને તે મળી લાગ્યા પાય. ૧૦
નિવૃત્તિ રાણી પાસ બેઠી, પ્રવૃત્તિ સેવે ચરણ,
જે પુત્રને બળે ગાજતી તે મોહ પામ્યો મરણ. ૧૧
વિવેકનું બળ વાધિયું યશ પામીયું સંતોષ,
લોભ લાલચ પરહરે સર્વ ગયો તૃષ્ણા દોષ. ૧૨
અષ્ટ મહાસિદ્ધિ કિંકરી, આગળ ઢોળે વાય,
સેવા કરે નવનિધિ દાસી તેહ તલાસે પાય. ૧૩
તત્પદ દેહ વિસર્યો, તત્ત્વ ત્યાંહા નિરધાર,
અસિપદ આનંદિયો અતિ મગ્ન તેહ મોઝાર. ૧૪
તેહ મધ્યે મગ્ન થાતાં પરમ પુરુષ પૂરી રહ્યો,
સદગુરુ રૂપે સર્વ વ્યાપક વિશ્વંભર અવિગત થયો. ૧૫

કડવાં ૭

હવે સર્વ સાચું નહી અસ અસત્યરે વૈકુંઠ ઉપર વાધે મત્યરે. ૧
મન ઇંદ્રિયનો નહીં પ્રવેશરે, ઊર્ધ્વમાર્ગ વસીઓ દેશરે. ૨
ત્યહાં નહી દિવસને રજનીરે, ત્યહાં ન ક્રોધ ને કામરે. ૩
વેદ ને શાસ્ત્ર સમ્યક્ પુરાણુરે, કાલ ને કર્મ જ્યોતિષ જાણુરે. ૪
શીત ને ઉષ્ણ નહીં વરસતાંરે, અષ્ટકુલ પર્વત નહી સાપર સાતરે. ૫
રવિ શશી તારા નહી નવખંડ, નહીં ભૂમંડલ નહિં બ્રહ્માંડ. ૬
ન જલશાયી નહી કલપાંતરે, અક્ષયપદ ત્યહાં સેવે સંતરે. ૭

ઢાળ

સંત સર્વ સેવા કરે તે પામીયો સુખવાસ,
વિધાતાને વેગળો પરબ્રહ્મપદ અવિનાશ. ૮
કૈલાસવાસી ધ્યાન ધરતાં સુખ કિંચન હોય,
પરબ્રહ્મપદ પામવાને કરે આશા સોય. ૯
મુક્તિ ચારે દ્વાર રહે નહી શબ્દનો વિસ્તાર,
બ્રહ્માંડ કોટિ પરહરિ સર્વત્ર સર્વાધાર. ૧૦
સર્વ મધ્યે એહ ભાસે પ્રપંચ ચૈતન્ય હોય,
કર્તા ભોક્તા પરબ્રહ્મ પેખી પોતે સોય. ૧૧

વિશ્વ સઘળે વિષ્ણુ વ્યાપક અખંડ ગણીયું આપ,
સુખ દુઃખ સમતા ઉપન્યું તેણે સુખ મળીયા બાપ. ૧૨
તીર્થ સર્વ અવગાહિય દાન સઘળાં દીધ,
પરમાત્માને અનુસર્યો હવે કાર્ય સઘળાં સિદ્ધ. ૧૩
કર્તવ્ય માત્ર પૂરાં થયાં સદગુરુને ઉપદેશ,
સાર સુધું અનુસરું, નવ ઉગર્યું લવલેશ. ૧૪
નવ્ય ઉગર્યું લવલેશ સદગુરુ માંહી સમરથ થયા,
ધૃતનાં ખાંડનાં પૂતળાં તે જો અંગોઅંગે ગળી ગયાં. ૧૫
જે દેશ હરિમંદિર નહી, ભોગરોગ સહુ આન,
સુણે ત્યાં વસવું નહી લહી સદા તે સ્મશાન. ૧૬
સત્પુરુષ ધર્મ દયા વસે જ્યાં ત્યાં વસવાનું સ્થાન,
શ્રીલાભ વિદ્યા વિજય કીર્તિ ત્યાંજ વસે નિદાન. ૧૭

કડવાં ૮

હરિનામનો કહો મહિમાયજી, જેણે કરી સૌ પાતિક જાયજી.
ચતુર્વર્ણ તણા કહો કર્મજી, પતિવ્રતાના ભાખો ધર્મજી.
શાસ્ત્ર પ્રતિપાદિત ધર્મવિચારજી તે શ્રીગુરુજી કહો નિરધારજી.
ધર્માધર્મનો નિર્ણય સારજી શ્રવણ કરવાનો હોંશ અપારજી.

રાગ કેદારાના ઢાળ

પાસ નથી પરમેશ્વર એવું, દીન વચન કેમ ભાખો ?
ઘરઘર સર્વાન્તર્યામી સચરાચર મન રાખો.
તમારી પાસ સદા છે શ્રીહરિ આણો દૃઢ વિશ્વાસ,
જેની પાસ સદા પ્રભુ તેને સઘળી સંપત્તિ પાસ. ૧
જેનું નામોચ્ચારણ કરતાં, પાતક સઘળાં જાય,
જેની પાસ રહે હરિ તેનો કોણ કહે મહિમાય.
કાશી નગર ગલીનું વારિ, અશુચિ મોરી માંય,
તે વહે શ્રીગંગા મધ્યે ગંગાસમ તે થાય. ૨
વિષ્ણુપાદોદકી મધ્યે ભળી જઇને જ્યારે,
પરમપાવન જગતકેરાં દહે પાપ તે ત્યારે.
અસતજન સત્પુરુષ સંગે રહે ન કાંઈ પાપ,
રામચરણ શિલા સ્પર્શી પવિત્ર થઈ ગઈ આપ. ૩
નાના ધર્મો કહે ગુરુ જે હિતકારી સૌ લોકને,
સુણે શિષ્ય તે આદરે હરે જે સૌ શોકને.
સામાન્ય ધર્મો સર્વ હિતના કહે શ્રીગુરુરાય,
આ લોકે સુખકીર્તિ પામી પરલોકે તે સિધાય. ૪

મહાભારત અશ્વમેધે કહ્યો જે મહિમાય,
વ્યાસ નારાયણે વર્ણ્યો સાંભળો કહું સોય.
આરત તહારી અતિશે જાણી વ્હાલ આણી હૃદે,
સારરૂપનાં વિવરણ વ્યાસ વાણી વદે. ૫

રાગ ધન્યાશ્રી.

જે કો બ્રાહ્મણ હોય સમર્થ ધર્મશાસ્ત્રનો જાણે અર્થ
કરે વિહિત નિત્યાહ્નિક કર્મ નિષિદ્ધ ત્યાગે લહી અધર્મ. ૬
પરબ્રહ્મ શું વૃત્તિ ધરે જન્મ લગી પર વસ્તુ ન હરે,
પરધન પરત્રિય ઇચ્છે નહીં ન્યાયે વિત્ત ઉપાર્જે સહી. ૭
ક્ષત્રિય જાણે સઘળા ધર્મ પ્રજારક્ષણ પાળે ધર્મ,
પ્રજા સુખી કરે થાય સુખ પ્રજા દુઃખી તો માને દુઃખ. ૮
ગૌબ્રાહ્મણની વ્હારે ધાય દાતા શુદ્ધ પરાયણ રાય;
સંગ્રામે પાછો નવ ફરે આત્મજ્ઞાન સદા તે આચરે. ૮
હવે વૈશ્યનું લક્ષણ કહું વ્યાપારે ધન પામે બહુ,
સદા સત્ય વચન ઉચ્ચરે અતિથિનો સતકાર જ કરે. ૧૦
ગૌબ્રાહ્મણની વંદના કરે પ્રાણીમાત્રનું હિત આચરે.
શૂદ્ર સદા દ્વિજને સેવતા બ્રાહ્મણને જાણે દેવતા. ૧૧
રાખે દાસ્યભાવ સદાય હરિસેવાએ શ્રેય ગતિ થાય,
સુણો સતી સ્ત્રીના ધર્મ, રાખે પૂર્ણ પાતિવ્રત્ય ધર્મ.
દાસીવત ગૃહકારજ કરે, પતિપરાયણ વ્રત આચરે,
પતિ સંબંધિનો આદર અતિ, સાસુ સસરા જેઠ ને સેવતી. ૧૨
વૃદ્ધ પૂજ્ય મર્યાદા બહુ રાખે નમ્ર વાણીએ સત્યજ ભાખે,
જે કો કહાવે સાધ્વી નાર પતિ પરિવાર તણી હિતકાર.
પતિપરાયણે રહેવું સહી, પતિ સમકો પૂજ્યજ નહીં,
પતિ પિતાદિ પૂજ્ય શ્વસુર આજ્ઞા પાળે સદા ભરપુર. ૧૩
પતિ આજ્ઞા તો પીયેર જાય પરમંદિર જ્યાંહાં ત્યાં ન ધાય,
તન મન વસન વિમળ વેષ મૂકે કદિ ન છૂટા કેશ.
પીયેર મોસાળ પતિને ઘેર વનિતા રાખે ઉત્તમ પેર,
સદા સ્ત્રી સ્વતંત્ર ન હોય વૃદ્ધ વડિલ વશ રહેવું સોય. ૧૪
બાળપણે રક્ષે છે પિતા યૌવનમાં સ્વામી રક્ષિતા,
વૃદ્ધપણે પુત્રાધીન રહે, સ્મૃતિશાસ્ત્ર પુરાણજ કહે.
હઠાગ્રહ ન કરવો ક્યારે વૃદ્ધોની આજ્ઞા મન ધારે,
પાળે શિયળ પતિનો ધર્મ તે નારી પદ પામે પરમ. ૧૫

સ્વધર્મે શ્રેય સુખદાય, અન્યધર્મે અશ્રેયજ થાય,
ચાતુર્વર્ણ્ય તણાં એ કર્મ સતી સ્ત્રીના પણ ભાખ્યા ધર્મ.
સ્ત્રીને પૃથક ધર્મ કો નહી પતિસેવા એ મુખ્યજ કહી.
શાસ્ત્રાનુસારે વર્ણન કર્યું ધર્મ રહસ્ય મેં તુજને ઉચર્યું. ૧૯

## કડવાં ૯

જે જે વિહિત નહીં સ્ત્રી ને હોયજી, શ્રીગુરુને પણ કહો મુને સોયજી,
કુલટા કુલક્ષણી કયમ ઓળખાયજી, વરણી કહો તે શ્રીગુરુરાયજી.
ત્રિય ને બાધક સંગ જે હોયજી, તે તજ્યા પતિ વનિતા પ્રેયજી,
તે સારૂ હું પુછું પ્રશ્નજી પુરો ધીમંત માહારો તૃષ્ણજી.

અસતી નારીના કહું ધર્મ ચિત્ત રાખીને સુણજ તે મર્મ,
કુલક્ષણી વૃદ્ધજ થાય, તોહે કામાસક્તિ ન જાય.
ભોગાસક્ત ઇચ્છે વપુ પુષ્ટ અંતરવૃત્તિ મલિન મહાદુષ્ટ,
રૂપ બળ ધન પુરુષને દેખી ગીત વાદ્યે મતિ વિશેખી. ૨
નરને નિરખી હરખે ઘણું એ લક્ષણ કુલટા સ્ત્રી તણું,
ધને મદમાતી ને પાપણી જાણે પાંખ સહિત સાપણી. ૩
છાયા મગરી વત પાડે તે ઘડી અધોમાર્ગે પાડે પોતે પડી,
જે શઠ પરત્રિય ઇચ્છે સહી નિશ્ચે તેની દુર્ગતિ કહી. ૪
તન ધન મનનું બળ તે હરે જીવિત ફોક ને નરકે સંચરે.
રચી છળ માયાને વેશે કામાંધ થઈ કાયા વેચે. ૫
તેમાં રોધ કરે થાય ઝાળ આણે પતિ પુત્રાદિનો કાળ,
મોહ વિદ્યાની નાખે જાળ શિક્ષા દેતા મુકે આળ. ૬
પ્રદીપ્ત વહ્નિ કરવા શાંત ઉઠે જ્વાળા સામી અભ્રાંત.
જળે શાંતિ અનલની ન થાય તૃપ્ત અગ્નિ દહન કરે કાય. ૭
જે યુવતિની જીહ્વા સ્યામ સદા શ્યામ રહે તાલુ ઠામ,
કામી ન જુવે જાત કજાત ઉભયનો કરે વિનિપાત. ૮
કામાગ્નિ અંતર ભરપૂર, રહે મલિન સદા તેનું ઉર,
લાજે સ્પષ્ટ વચન ન ઉચ્ચરે નખક્ષત અવનિ ખોતરે. ૯
લજ્જાએ નીચું મુખ ધરે નૈણ કટાક્ષ બાણ નીસરે,
અશુચિ ગાત્ર એઠું જમે સદાચાર ન મનથી ગમે. ૧૦
તીર્થ વ્રત જપ તપ ન આચરે શુભક્રિયા કદા ન કરે,
જ્યાં ત્યાં કલેશ ને રાડજ કરે મન ઇચ્છયું કરવાને ફરે. ૧૧
ભરબજારે અલાપે ગાન નર દેખી ખજવાળે કાન,
કટિ ફેરૂં કંડૂયન કરે, મિથ્યા લાજ કરી સંચરે. ૧૨

શિર અંબર આધું ઓઢતી નરસામાં લોચન જોડતી,
મિથ્યા લવરી કુત્સિત કરે મિથ્યા પરમંદિર પરવરે. ૧૩
અસત જનનું દર્શન કરે ક્ષુદ્ર જનનું ઉપાસન કરે,
દૂતીને જનુનીવત્ ગણે ગુપ્ત સકળ તે આગળ ભણે. ૧૪
કૂટણી નિરખી હરખે તથા ગ્રામ્ય કુથળીની કરે કથા,
માલણ ને નાપિકની નાર નપુંસક રાખે શું વ્યવહાર. ૧૫
વારંવાર હશે જે નાર બાળકને ચુંબે વારંવાર,
પુરુષ દેખી વિહ્વલ થાય નરની આગળ આવે જાય. ૧૬

કડવાં ૧૦

શિષ્ય વદે ત્યાં કહો ગુરુરાયજી, કોણ ઉપાયે ધન સ્થિર થાયજી.
કેમ કરી રહે લક્ષ્મી ઘરમાંયજી, હૃદયે સ્થિત હરિ ક્યમ કરી થાયજી.

ઢાળ

માધવ હૃદયે કેમ વસે તેની કહો રીત, કોણ ઉપાય કર્યા થકી હોય શ્રીહરિમાં પ્રીત
એ વિચાર ઉઠયો તુજ અંતર તેના કહું ધર્મ, જે કર્યાથી શ્રીહરિની કૃપા હોયે પરમ.
કુલાચાર પોતાતણો કદિ ન ત્યાગે જેહ, સહુ જગતનું શુભ ઇચ્છતો સ્વધર્મીજન તેહ.
માતાપિતાને જ્યેષ્ઠબંધુ સૌનું કરે સન્માન, પરિકર તણી પ્રતિપાલના સ્થિર સંપત્તિને સ્થા
જિતેંદ્રિય નહિ કામવશ પતિવ્રતા પતિ જન ઉપકાર જાણે જેહ જન સ્થિર રહે લક્ષ્મી તત્ર
જુઠી સાખ ભરે નહીં, કરે શ્રાદ્ધ વિધિએ પૂર્ણ, વિહિત કર્મો શ્રદ્ધાયુક્ત કરતા દારિદ્રજ ચૂર્ણ
મધુરું ભાખે સુપાત્ર દાન દે, કરે ષડરિપુ સંગ્રામ પરનાર પ્રાર્થે બધિર વા નપુંસક રહે તે ઠામ
ઇષ્ટાપૂર્ત કૃતિ કરે સમરાવતો સુરગેહ, ધર્માલય કૂપ વાપી કરતાં સંપદા પામે તેહ
ક્ષેત્ર સરિતા સરોવર તટ દેવાલયના ધામ, અન્નક્ષેત્ર પરોપકારી બ્રહ્મપુરી દે દાન
કન્યાદાન ઉપવીત કારણ પરમાર્થ ખરચે દામ યાત્રા કરવા કારણે જાય ક્ષેત્રપુરી મહાધામ
અસત્ કર્મ કરે ન કયારે, અધર્મનો ડર રાખે, સત્ય હિતકર પ્રિય નમ્ર વાણી સદા તે ભાખે
જ્યાં ધર્મનું વર્તન સદા ત્યાં સંપદા સ્થિર થાય, હવે કહું છું જે વિધિથી લક્ષ્મી જેહે પળાય
દુષ્ટાત્માથી લક્ષ્મી દુરે વળી ચાડિયાને ન્હોય, અગિયાર વર્ષ ગયા પછી કન્યકા વૃષલી હોય
તેને વરે વૃષલીપતિ ત્યાંહાં લક્ષ્મીનાશ, વળી દ્યૂત રમણ કરતાં ત્યાં લક્ષ્મી ન આવે પાસ
છે દ્યૂત તેર પ્રકારનાં લક્ષ્મિરહિત કરે તેહ, વ્યાસજીએ ભાખીયા અશ્વમેધ મધ્યે જેહ
પરાન્ન સેવે જે સદા વળી કરે મદિરાપાન, સાધુની નિંદા કરે લક્ષ્મીરહિત અનુમાન
સુકૃત તેનાં સર્વ હરાયે ગૃહ કોટ ભંજક જેહ, તથા તસ્કર કંચનાદિ ધાતુ હરતા તેહ
ગુરુદ્રવ્ય ને દેવદ્રવ્ય વળી બ્રાહ્મણદ્રવ્ય હરે જેહ, પારકું પુસ્તક હરે લક્ષ્મી ન પામે તેહ
પંક્તિ ભેદ કરે ભોજનમાં ન સમાન પીરસે જેહ, ભાણા અંતર કારણે અન્નરહિત થાયે તેહ
અમાસ ને વ્યતિપાત વૈધૃત ઉપોષણાદિ યોગ, સંક્રાત ને સંવત્સરીયે કરે મૈથુન ભોગ

રાગ ગોડી.

ભારત અશ્વમેધ મોઝાર, અનુશાલ્વ આગમનો વિચાર દ્વાદશમો કહાવે
અધ્યાય કહ્યો નામ સ્મરણ વિસ્તાર.
જે કો જન મહા પાતિક કરે, બ્રહ્મહત્યા આદિ આચરે,
બ્રાહ્મણ હેમતણો હરનાર યદ્યપિ ગુરુપત્નિસું જાર.
એવા પાપી નિર્ભય હોય લેતાં નામ કૃષ્ણનું સોય તત્ સંગી પંચમ
જાણવો મહાપ્રાયશ્ચિત્તી તે પરમાણવો.
શ્રેષ્ઠ પ્રાયશ્ચિત્ત પાતિક ધોય, નામ સમ પ્રાયશ્ચિત્ત નહી કોય,
જેવું પાતિક કીધું હોય તેવું પ્રાયશ્ચિત્ત સાધે સોય.
સહુ પાતિકનું પ્રાયશ્ચિત્ત એહ હરિનામ એ નિઃસંદેહ,
દ્વાદશ વર્ષ લગી તપ કરે તેણે પાતિક જેવું હરે
દ્વાદશ વર્ષ સાધે વ્રત જેહ, નામ સમોવડ નાવે તેહ,
જે કો નામ હરિનું ગ્રહે તે સર્વે પાતિક દહે.
પ્રત્યેક પાપ થવા પરિહાર જુદા પ્રાયશ્ચિત્ત ઉપચાર,
જે તે પાપ મુકાય છે જેણે સર્વ પાપ ન જાય તેણે
મૂળ સહિત છેદનો ઉપાય-જો સદા હરિ સ્મરાય,
જે કો મૂર્ખ હોય મહા ઘણું નામ ન લે નારાયણતણું
પાતિક સર્વેનો હરનાર હરિ નામ સ્મરણ નિરધાર,
ધ્રુવ પ્રહ્લાદાદિ રહે નામ વિભીષણ રટે શ્રીરામ.
પાતાળે બલિરાજા હટે જેણે સર્વે પાતિક કટે, નારદ કીર્તન કરે શ્રીશ્યામ,
અજ શિવ શેષ રટે આઠે જામ
સુધન્વાએ લીધું હરિ નામ કઢા તૃપ્ત શીતલ તેણી ઠામ,
વિષાગ્નિ શમવાને કામ શંકરે કંઠ ધર્યો શ્રીરામ.
ચતુરાનન કરે વેદોચ્ચાર હરિ નામનો મહિમા અપાર;
યસ્યનામ-મહદ્યશઃ શ્રુતિ પુરુષસૂક્તે શ્રીહરિની સ્તુતિ
ગજેંદ્ર દ્રૌપદી બહુ સંત રટે કૃષ્ણ સદા ધીમંત,
સનકાદિક યોગી ચાર હરિ રટણ કરે લહી સાર.

ઢાળ

રાગ કેદારાનો.

સત્ય રાખવા કૌશિકને હરિશ્ચંદ્રે આપ્યું રાજ,
પોતાનાં સુત વનિતા વેચ્યા છાંડ્યો સુખનો સાજ
ગંગા તીરે ધીર નૃપતિ નિજ નાર હણવા માંડી,
કાશી-મધ્યે મુઆ પુત્રની કાયાથી પટ છાંડી

સત્ય પાળવા દશરથરાયે શ્રીરામ પુત્ર વન વાસ્યા,
પોતે વચન પ્રમાણ્યુ પૂરી કૈકેયીની આશા
હંસધ્વજ નૃપતિ સત્યવાદી વચનથી ન ચળ્યો કદા
પુત્ર સુધન્વે ન આજ્ઞા પાળી તપ્ત તેલ નાખ્યો વદા
જે કો નહિ વિસરે પુર બાંધી–પુત્ર સહોદર સુધી
નૃપતિ આજ્ઞા નહીં માને તે તપ્ત તેલે બળશે કુબુદ્ધિ
હંસધ્વજના વચન થકી ત્યાં તેલ કઢા ઉકળતી,
ભૂરિ ભયાનક જ્વાળા બળતી તપ્ત તેલ ઉછળતી
તાતી તેલ કડામાં નાખ્યો કંઠ ગ્રહી તે બાળ,
શુચિ તુર્ત અંબર તે ધારી ગ્રોવા તુલસીમાળ
મુખે શ્રીહરિ જાપ કરતો કેશવ કીર્તન વાણી,
પિતુ વચન પાળવા કારણ પડચો હર્ષજ આણી
પ્રજ્વલિત જ્વાલા તેલ કળકળે ભીષણ ભમરા થાય
તેલ થયું અતિ શીતળ ત્યાં સુધન્વાને શીત વાય
સત્ય નિત્ય પરબ્રહ્મ પરાત્પર પૂર્ણ પરમાનંદ
ભજન કીર્તન સત્ય પ્રથાએ નહિ અનૃતકો ફંદ
પ્રાણનું કૌમારથી વર્તન સત્ય પુરુષ શું હેત,
૨
બ્રહ્મચર્ય જીતેંદ્રિય સુગુણપૂર્ણ નિકેત
પિતાને ૯
નહિં પ્રાકૃત કો રમતગમત ને નહિ માયિક છંદ,
તેંદ્રિય નહિ કો
સ્વપ્ને ન કોઇ કામના લગતી એક ગોવિંદ

: સાખ ભરે નહિ ભક્તિવંતજી, વિવિધ મળ્યા સુને જે જે સંતજી. ૧
મધુરે ભાખે સુપાત્ર દાન દે, વિરાગજી, કર્મી ભાખે બહુ કર્મ પ્રચારજી. ૨
ઇષ્ટાપૂર્ત કૃતિ કરે સમરાવતો સુરગેહ, અનંત કહે પ્રભુ અનુરાગજી. ૩
ક્ષેત્ર સરિતા સરોવર તટ દેવાલયના ધામ, કહે બ્રહ્મના તે સ્વાંગજી. ૪
કન્યાદાન ઉપવીત કારણ પરમાર્થ ખરચે દામ માત્રા જ્ઞાનવિણ ચાખેજી. ૫
અસત્ કર્મ કરે ન ક્યારે, અધર્મનો ડર રાખે, સત્ય હિતકા હવે કહું છું કેન ભ્રષ્ટ વિકારજી. ૬
જ્યાં ધર્મનું વર્તન સદા ત્યાં સંપદા સ્થિર થાય, અગિયાર વર્ષ ગો હું શું નિરધારેજી. ૭
દુષ્ટાત્માથી લક્ષ્મી દુરે વળી ચાડિયાને ન્હોય,
તેને વરે વૃષલીપતિ ત્યાંહાં લક્ષ્મીનાશ, વળી દ્યૂત રમણ કરતા
છે મૂલ તેર પ્રકારનાં લક્ષ્મિરહિત કરે તેહ, વ્યાસજીએ ભાખ્યિતનિધ,
પરાન્ન સેવે જે સદા વળી કરે મદિરાપાન, સાધુની નિંદા કકેરાધીશ જેના ઇષ્ટ
સુકૃત તેનાં સર્વ હરાયે ગૃહ કોટ ભંજક જેહ, તથા તસ્કર કં જેહને,
ગુરુદ્રવ્ય ને દેવદ્રવ્ય વળી બ્રાહ્મણદ્રવ્ય હરે જેહ, પારકું પુસ્તક; ભાખીયું મેં ત્હેને
પંક્તિ ભેદ કરે ભોજનમાં ન સમાન પીરસે જેહ, ભાણા અંતર કરેદ્યાન્ત,
અમાસ ને વ્યતિપાત વૈધૃત ઉપોષણાદિ યોગ, સંક્રાત ને ત્તવ ધયો હું અશાંત

કર્મજ્ઞાન ઉપાસના વેદના ત્રણે કાંડ,
મર્મ તેનો સ્વલ્પમાં કહી, ભાખ્યા વિવિધ બ્રહ્માંડ
બ્રહ્માંડ નાયક ત્રિગુણ પર તેની કરવા પ્રતીત,
સરળ ને વળી એહ સીધી ભાખી ભક્તિ રીત
માહાત્મ્યજ્ઞાનયુક્ત દૃઢ કરી, પ્રતીતિ પરમ
સદાનંદ શ્રીકૃષ્ણ છે ન દીસે તે ચક્ષુ ચર્મ
દિવ્ય ચક્ષુ અંતરના ખુલશે તુજને સદ્ય
ભક્તિમાર્ગે પ્રભુ સહેલા સુસ્પષ્ટ ભાખ્યું ગદ્ય
પૂર્વ પ્રશ્નોત્તર કહ્યા તે અન્ય પ્રતિના સર્વ,
રંગાયલી મતિ તે સુણી ટાળીયા મારા ગર્વ
અવળચંડી વાણી મ્હારી તદપિ મહાત્મા શાંત
મેં સુણેલું સૌ નિવેદન કરી ભાખ્યો સર્વ વૃત્તાંત
અવળાં ઉલટાં યથામતિનાં સુણ્યાં સર્વ વચન,
નિઃસંશય કરી હસી ગુરુ બોલીયા પ્રફુલ્લિત મન.
ચરણે પડતાં માત્રમાં કહે નિર્ભય રહે હે બાળ,
બગડી સૌ સુધારશે ગોવિંદ શ્રીગોપાળ
ચિંતા ન કર્ય કોઈ વાતની સંદેહ ત્હારા ટળશે,
*નિશ્ચળ મન ત્હારૂં થઈને શ્રીહરિપદ મળશે*
ત્રિકાળદર્શી મહાત્માએ દીધો આશીરવાદ,
પૂર્વજન્મકૃતિ માહરી કહી સુણી ધરી આલ્હાદ.
વ્રજયાત્રા કરી આવ્ય તું બ્રહ્મસંબંધ તુજને થાશે,
મેં કહ્યું નથી દ્રવ્ય તેટલું શી પેર્ય મ્હારી થાશે ?
કૃપાકટાક્ષે અવલોકીને દીધી પ્રસાદી વસ્ત,
તેણે કરી મેં યાતરા ખર્ચે ન થઈ તે અસ્ત
પુનિત કરી તીર્થાવલી ત્યાં પ્રગટ પ્રભુ સંબંધ,
ભગવદી જનની કૃપાયે છુટ્યા ત્યાં ભવના બંધ
સર્વાત્મનિવેદન કર્યું સર્વે સમર્પ્યું કૃષ્ણ,
આ લોક ને પરલોકની છૂટી ગઈ સૌ તૃષ્ણ
શ્રીવલ્લભકુલ પ્રગટીયો શ્રીપુરુષોત્તમનો વંશ
આચાર્યભાનુ વૈશ્વાનર દિવ્યાગ્નિકેરા અંશ
તિલકાયત શ્રીમત્ સદ્ગુરુ ગોસ્વામિ વલ્લભલાલ
બ્રહ્મવિદ્યા દાન દઈ દાસને કરીયો ન્યાલ
શ્રીવલ્લભના વંશમાં સર્વ વલ્લભરૂપ,
સ્વપશે સ્થાપન કર્યું તે પેખ્યું પ્રગટ અનૂપ.

કર્મજ્ઞાનસહિત ભક્તિ યથાક્રમ સુસાર
હિત વાત્સલ્ય સહિત સેવા એક નંદકુમાર
શ્રીગોપીજનવલ્લભ પ્રભુ આનંદમય સર્વાંગ
ક્ષણુ ક્ષણે અધિકાધિક રાજે, પૂર્ણ સાંગોપાંગે
અગણિત આનંદ રસાત્મક દીસે રસિક રસાળ,
નટવર લલિત ત્રિભંગ છબી ભક્તજન પ્રતિપાળ.
શ્રીમદનમોહન પ્રગટ પ્રભુ સેવ્ય કરી મુજ માથ,
પધરાવીયા પુષ્ટિ પ્રભુ અનાથ કીધો સનાથ-
હું સદા ઋણી ગુરુદેવનો કરી કૃપા અપરંપાર,
અલૌકિક કર્યું દાન તેનો શું શું કરૂં ઉદ્‌ગાર
ચો વેદ ને ષટશાસ્ત્ર વળી, ભાખ્યાં પુરાણુ સમસ્ત,
ઉપનિષદ તો માત્ર બાવન સુણ્યાં રહસ્ય મંત્ર પ્રશસ્ત
ત્રિગુણુ ભેદ પુરાણુ સ્મૃતિના ને મહારામાયણુ સાર
મહાભારત ઈતિહાસની પણુ કથા કહી વિસ્તાર
વ્યાસસૂત્રનું ભાષ્ય કહી તત્ત્વ સારોદ્ધાર
તેણે કરી સંદેહ છેદ્યો ન રહી શંકા લગાર
રસોદ્‌બોધક લીલા લલિત પરમ પુરુષ પર પ્યાર,
પ્રેમપૂર્વક શ્રવણુ કરતાં વાધી પ્રીત અપાર
ચો સંપ્રદાય જે ભક્તિકેરા, તેના ભાખ્યા ભેદ,
શુદ્ધાદ્વૈત બ્રહ્મનું પ્રતિપાદન કર્યું સવેદ
વેદાર્થ ને વૃદ્ધિ પમાડે, એવાં સાહિત્ય
જોઈ પ્રસન્ન થયું અંતર મ્હારૂં ખીલી બુદ્ધિ અત્ય
વળી શિષ્ટ પુરુષના જે સદાચાર વિચાર,
વિવેક નીતિ ને ધર્મના સમજાવીયા સુસાર
મતી રંગી શ્રીકૃષ્ણુચરણે વ્યાપ્યો અત્યાનંદ
નિર્મળી ધી શુદ્ધ વૃત્તિ થઈ પરમાનંદ
યથાનામ તથા ગુણો જોઈ નમ્યો શ્રીગુરુપાય,
હિતકર પ્રિયકર સર્વ રીતે માન્યા શ્રીગુરુરાય.
વ્યાકરણુ પીંગળ છંદ સુતનાં કાવ્ય અપરંપાર,
મર્મતત્ત્વ પ્રબોધીને પ્રભુ શું કરાવ્યો પ્યાર.
પરોક્ષ બ્રહ્મ તે પ્રગટ પેખ્યા શ્રીગુરુની કહાણી
પરમદયાળુ શ્રીગુરુની અગાધ બુદ્ધિ જાણી.
નિસ્પૃહી ને નિર્લોભી અતિ એક શ્રીહરિ રંગ,
અંતર વિમળ ઝરે પ્રેમભક્તિ ક્ષણુ ક્ષણુ આધક ઉમંગ.

અપાત્ર ને સત્પાત્ર કીધો સોંપ્યો મુને શ્રીનાથ,
આર્ત પ્રપન્ન લહી મુને મેળવ્યો તાદરશી સાથ.
શ્રીકૃષ્ણકીર્તિ ગાન કરવા શીખ ગુરુએ દીધી,
મેં સાદરે તે પ્રમાણી માથે ચઢાવી લીધી.
પૂર્વસ્થિતિ સ્મૃતિકારણે મેં પ્રશ્નોત્તર ચહાં લીધા,
મૂઢ મતિની મૂઢ બુદ્ધિ પરખવા કહી દીધા.
ગુરુશિષ્યસંવાદે કરી તે વરણીયા પદ બાધ,
ઉત્તર વચન આખર તણાં સંલગ્ન હરિ સંબંધ.
હવે રહી નહી કો કામના એક ઇષ્ટ ગુરુ પ્રતિ હેત,
દયે વરણી નિજ કૃતિ અંતરવૃત્તિસમેત.*

ઈતિ શ્રીદયારામભાઈ કૃત ગુરુશિષ્યસંવાદ ગ્રંથ સંપૂર્ણ.

---

## विनयबत्रीसी.

રાગ લાલેરો.

શ્રીમદ્ ગુરુ ગિરિવરધારી, એક વિનતિ સાંભળો મારી,
મારે મોટી ઓથ તમારી, દીનદયાળ છો રે.
ગુરુદ્વારે ગ્રહ્યો કર મ્હારો, જેવો તેવો હું કહાવ્યો તમારો,
હાવાં અવગુણ શીદ વિચારો, શ્રીગોપાળજી રે. ૧
દોષ જોવા હુતા હરિ જ્યારે, મુને શરણે લીધો શીદ ત્યારે,
હાવાં બરદ ને બટ્ટો વિચારે, સમર્થ શ્રીહરિ રે.
દોષ જોતા નથી પ્રભુ કહેશો, હજુ આવો રહ્યો છું અનેશો,
દીનબંધુ બરદ કયમ બ્હેશો, મુજને વિસરીરે. ૨
થયો સ્પર્શમણિનો સંગ, હજુ લોહોપણું કયમ નથી ભંગ,
નથી દીસતો કંચન રંગ, કહો પ્રભુ કયમ હશેરે;
નથી સંગ થયો નહિ કહેવાય, થયો છે ન લક્ષણ લહેવાય,
પ્રભુ હજુ એ સમી નહિ લાધ, વલે મારી શી થશે રે. ૩
ચાંડાલી કર રહાયો ભૂપ, તેમાં શા ગુણ વેચતી સૂપ,
પતિ ઢાંક્યું નિજ પલટ્યું રૂપ, નાથ વિચારીએ રે,

---

*( આ ગ્રન્થની માત્ર એકજ પ્રત ગોહીલવાડી જોશીજી નાથજીભાઈના હાથની લખેલી મળી છે. ઘણે સ્થળે અશુદ્ધિ રહી છે, તે શોધી શકાય નથી. વળી આ ગ્રંથ કેમ કોઈ સ્થળે અનુસંધાન વિનાનો લાગે છે, જાણે કે ત્રુટિત હોય. છતાં એમાં કવિસમ્રાટ્ શ્રીદયારામભાઈની આત્મકથા અને કહીએ તો જીવનપલટાના ચમત્કાર દેખાય છે. કવિશ્રીના પ્રાસંગિક વિચારો અને તેમના જીવનપર ડભોઈવાળા મહાનુભાવ શ્રીઇચ્છારામ ભટ્ટજીની છાપ એ વસ્તુ આ ગ્રંથમાં સ્પષ્ટ પ્રકારી છે. ગ્રંથ સરલ છે, તેથી ટીકા લખી નથી. તંત્રી. )

નીચી પણ રાજપત્ની કહેવાયે, ત્યારે કોડ તો મોટા થાયે,
નાં પૂરીએ મન લજવાયે, કહો કયમ હારીએ રે. ૪
આમંત્રણ મોટાનું એ નિશ્ચે વાત, હું પણ અધમ મળ્યો-અથડાત,
ગ્રહિ મૂકો ઘટિત નહિ વાત, સંકલ્પ સત્ય છો રે;
કહે શો ગળેપડું ગિરિધારી, તોહે શી ઘટી આબરૂ મારી,
મુને ત્રૂઠો જાણીને ભિખારી, દયાળુ અત્ય છો રે. ૫
મહા અધમ પતિત હું જન, શ્રીજી આપ પતિતપાવન,
તાર્યાં અમિત અધમ તેવું મન, મુજપર કીજીએ રે;
કોટિ કલ્પનો અવગુણ રાશિ, મુજમાં ગુણ શો હોય અવિનાશી,
રીઝવું એવી મુને સત્તા શી, નિજ લહી રીઝીએ રે. ૬
ગમે શુભ મતિ સુકૃતિ કરાવો, મુજને પ્રમેયબળથી બોલાવો,
માટે તમ ઉપર મારો દાવો, અશરણશરણ છો રે;
સૌ વિધિ દુઃખ નથી સહેવાતું, હાંવાં તમ વિના નથી રહેવાતું,
નથી પ્રગટ કશું કહેવાતું, જાણી ગિરિધરણ છો રે. ૭
પ્રભુ તમને ગમ્યું નહિ જેથી, મુને મૂકાવો હરિ તેથી,
કહું દુઃખ આપ વણ કેથી, પ્રાણજીવન પ્રભુ રે;
રુચ્યું તમને થયે હું જેવો, નિજ બળથી કરો મુને તેવો,
નિજ જાણી ઉગારી લેવો, વિઠ્ઠલવર વિભુ રે. ૮
ધારો મનથી તો સઘળું થાય, કરવું ન હોય તેનો કાંઇ ન ઉપાય,
શીદ તરસાવો વ્રજરાય, શ્રમ તો કશો નથી રે;
કાલાવાલા કરૂં દીન વાણી, પાલવ પાથરૂં જોડીને પાણિ,
ઘસું નાક ત્રૂઠો જન જાણી, બહુ શું કહું કથી રે. ૯
કરૂં છું કોટિ પ્રણામ, દંતે તૃણ ગ્રહિ સુંદરશ્યામ,
વળી કહો તે કરૂં દીન કામ, નાથ નિવારીએ રે;
સદા દાસનો દાસ તમારો, વિના કૃષ્ણ કો સ્વામી ન મારો,
રહાઓ મારો કે ઊગારો, તમ બળે ગાજીએ રે. ૧૦
ધર્મ સાધન છે નહિ એક, ભક્તિ જ્ઞાન વૈરાગ્ય વિવેક,
હું તો અપ્રયોજક છું છેક, આપ આધાર છો રે;
આપ અતિ ગંભીર ઉદાર, સહિષ્ણુ સુજાણ સરદાર,
સહુ સદ્‌ગુણના ભંડાર, નંદકુમાર છો રે. ૧૧
દાસના દોષ ગુણ કરી લેખો, આપ ગુણ કરો અલ્પ ન દેખો,
જીવ વિમુખ થતો નિજ પેખો, એવા ગુણ આપમાંરે;
પ્રીત કરો તેને પલક ન મૂકો, વિના વિનતિ સમો નવ ચૂકો,
દાસ દુઃખ દેખી ઝટ ઝૂકો, તપો દીન તાપમાં રે. ૧૨

નિર્દોષ સદા નંદનંદ, ધિક દોષ દેઉં મતિમંદ,
તોહે સહન કરો ગોવિંદ, મણા ન મોટાઈમાં રે;
દોષ સઘળા હુંમાં મુને ભાસ્યા, તે ઉપર ગુણ આપ તપાસ્યા,
મારા બોલ વિચારો આશા, બોલ્યો ઘેહેલાઈમાં રે. ૧૩
એમ જાણું તોહે ન રહેવાય, વિહ્વલતાએ વિનતિ થાય,
તમો સહુ સમજો નજરાય, દુઃખડું મન તણું રે;
પડદે રહી અતિ પ્રીતિ દેખાડો, નથી દીસતો અનુભવ ધાડો,
રખે નહિ વેગળો કહાડો, જીવનનાં અવર અણું રે. ૧૪
અનુભવ દો છો વરદરાય, કશો ભોગવટો ન જણાય,
જૂહું કેહેતાં જીહ્વા છેદાય, આશ્ચર્ય અતિ ઘણું રે;
ગળવા માંડયો છે કલિકાળે, દુર્બુદ્ધિ ટળે નહિ ટાળે,
વળે નહિ મન તમ ભણી વાળે, વાંચ્છું અસિખલપણું રે. ૧૫
હરિ સેવા સ્મરણ કહાં પ્રીતિ, અવિદ્યાએ લીધો લૂંટી જીતી,
કૃતિ નીપજે સર્વ વિપરીતી, તમો વિના કયાં કહું રે;
ઇન્દ્રિયો મારી વિષયાસક્ત, રાધાબર મન તમથી ન રક્ત,
ભોળા લોક કહે છે મુને ભક્ત, સુણીને કાળજ દહું રે. ૧૬
વેશ વૈષ્ણવે ભક્તિ લજાવી, કામ દામે હર્યું ચિત્ત આવી,
પેટ ભરીઉં પાખંડ બતાવી, ક્ષણું ન ભજ્યા હરિ રે;
માયા મોહની જાળ નાં ત્રૂટી, ખોયો જન્મ કુસકા કૂટી;
કાળ આવ્યો અચાનક ફૂટી, સમય આંહાં ફરી રે. ૧૭
હુંમાં કાંઇ નથી ભલી વાર, લાજું છું કરતો પોકાર,
પડયો શરણ ઉતારો પાર, કહું પ્રભુ કરગરી રે,
કશો દોષ ન જોશો મારો, સોંપ્યો છું તેની કહાણ વિચારો,
મુને ભવસાગરથી તારો, કરુણા બળ કરી રે. ૧૮
કૃપાદષ્ટે સ્હામું પ્રભુ ભાળો, મારા તન મન તાપને ટાળો,
મારી હૃદયામાં ટાઢક વાળો, નિજાનંદ આપીને રે;
પ્રેમભક્તિ સદા દૃઢ આપો, દાસ તું મારો શ્રીમુખ આલાપો,
મારા પ્રતિબંધ પ્રભુ કાપો, રૂપ હૃદે થાપીને રે. ૧૯
સહવલ્લભ વલ્લભ થઈએ, મારી કુમતિ સમૂળી દહીએ,
મારો શ્રીહાથે કર ગ્રહીએ, પ્રભુ અરવિંદજી રે;
પ્રાણી માત્રનો ન ભાસે દોષ, હરિ ગુરુ સંત ઉપજે ન રોષ;
અદા માયા જનિત સુખ તોષ, માગું મુકુંદજી રે. ૨૦
શ્રીજી સાચો કરો મુને ભક્ત, નિજ સેવા સ્મરણ આસક્ત,
સહેજે મન પ્રપંચ વિરક્ત, શુભ મતિ છો અતિ રે;

મારૂં સર્વસ્વ મહાપ્રભુ આપ, હું તમારો પડી જગ છાપ,
ટાળો પાપ સકળ સંતાપ, શ્રીજી મારી ઘો ગતિ રે. ૨૧
પતિતપાવન અઘમોદ્ધરણ, દીનબન્ધુ અશરણશરણ,
આરત ત્રાણ સ્વજન સુખકરણ, કૃપાના કોષ છો રે;
ભક્તવત્સલ ભક્તાધીન, ભક્ત પ્રેમપયોધિ મીન,
કૃષ્ણચન્દ્ર કૃપારસ પીન, દૃષ્ટ નિર્દોષ છો રે. ૨૨
અતુલિત બળ અંતર્યામી, સર્વેશ્વર સર્વાત્મા સ્વામી,
બહુનામી અક્ષરધામી, અક્ષરાતીત છો રે;
પ્રભુ હરિ ઇશ્વર ભગવાન, મહામંગળરૂપ નિધાન,
ન કો તમથી અધિક સમાન, અનુપ અજીત છો રે. ૨૩
સર્વ કારણ છો સર્વ રૂપ, અનંત કોટિ બ્રહ્માંડના ભૂપ,
પર પરમાનંદ સ્વરૂપ, નિજાનંદ મગ્ન છો રે;
ગોપીજનવલ્લભ ગોકુલેશ, રાધિકાવર નટવર વેષ,
રાસરમણ રસિક હૃષીકેષ, રતિરસમગ્ન છો રે. ૨૪
કરુણાકર કેશવરામ, પુરુષોત્તમ પૂરણકામ,
મહાપાપ તાપ હર નામ, અધિક ચિન્તામણિરે;
સર્વે જીવની નિજ કર નાથ, સઘળી બાજી નાથ તવ હાથ,
તે જીત્યો જેને રતિ તમ સાથ, ત્રિભુવનના ધણી રે. ૨૫
કરે તો ન થવાનું થાય, ધારો તો થવાનું મટી જાય,
કર્તા હર્તા સર્વ વ્રજરાય, ઇશ્વર છો અકળગતિ રે;
તમો કાળ માયાના ઈશ, વેદ વિધિ શિવ નાંમે શીશ,
શેષ રટે મહાલક્ષ્મીશ, મહાપ્રભુ છો ગતિ રે. ૨૬
સર્વેશ્વર સર્વાધાર, કૃષ્ણ આપથી સહુ અવતાર,
તમો શ્રુતિ શિખરનો સાર, નિગમ નેતિ કહેરે,
એવા મોટા ને દીનદયાળ, પ્રભુ છો પુત્ર જન પ્રતિપાળ;
જયમ માતા નાં ભૂલે બાળ, ચિત્ત જન પર રહે રે. ૨૭
તમો હરીજનથી ઘણા દૂર, સ્નેહે સમર્યા હરિ ત્યાંહાં હજુર,
ત્હેને આનંદ ઘો ભરપૂર, સંકટ સહુ છેદીને રે;
સમર્યા પક્ષણી બાળ ઉગાર્યાં, સમર્યાં દ્રૌપદી વસ્ત્ર વધાર્યાં,
સમર્યા હરિ ગજ કારજ સાર્યાં, શત્રુ તન ભેદીને રે. ૨૮
ભક્તાધીન નામ વ્રજરાય; સુણી સુજને તો હરખ નાં માય,
સુણી પતિતપાવન દુઃખ જાય, લક્ષણ કયાંહાં ભક્તનાં રે;
પુષ્ટભક્ત સકલનો હું દાસ, તેમને ચરણે હું માગું નિવાસ,
મુંને આપો શ્રીઅવિનાશ, લક્ષણ આસક્તિનાં રે. ૨૯

[ જુઓ અનુસંધાન પૃષ્ઠ ૨૦૧ ઉપર. ]

# શ્રીદયારામભાઈ.

(સદ્‌ગત શ્રીયુત મૂલચંદ તુ. તેલીવાળા B. A. LL B. નો અપ્રકટ લેખ)

( હમણાં કવિશ્રી ઉપર રા. મુનશી વગેરેએ કાદવ ફેંકવા શરૂ કર્યો છે ત્યારે આ વિરોધિ-મુખમર્દન કરનાર લેખ છાપવો ઉચિત માન્યો છે.)

રતનબાઇના સંબંધમાં પણ એવી જ જાતનો ગોટાળો નર્મદાશંકર અને તદનુસારી વર્ગે પોતાની ભ્રાન્તિઓને અનુસરીને કર્યો છે. દયારામભાઇ પરંપરાએ વૈષ્ણવ હતા. એમનું નામકરણ શ્રીદેવકીનન્દનજી મહારાજે કરેલું, અને એમને બ્રહ્મસંબંધ શ્રીવલ્લભજી મહારાજે કરાવેલું. આ પ્રમાણે વૈષ્ણવોના સામાન્ય આચાર તેમને બાલવયમાં પ્રાપ્ત થયા હતા. ૧૭-૧૮ વર્ષની ઉમ્મરે કવિશ્રીનું વૈષ્ણવત્વ ઇચ્છારામ ભટ્ટજીના સમાગમથી જ્ઞાનવાળું થયું, અને ત્યાર પછી જેમ જેમ બ્રહ્મવાદ અને પુષ્ટિમાર્ગ વિષે એમનું જ્ઞાન વૃદ્ધિંગત થયું તેમ તેમ એમની આસક્તિ તેમાં વધી ગઇ; તેથી ૨૮ થી ૩૦ વર્ષની વયે કવિશ્રીએ શ્રીગોકુલ જઇ મહારાજશ્રીની આજ્ઞા લઇ મર્યાદ લીધી. એ મર્યાદાનો ટેક પોતાથી બન્યું ત્યાં સુધી તો કવિશ્રીએ જાતે જ નિભાવ્યો, પરન્તુ જ્યારે વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઈ, અને ગાત્ર શિથિલ થયાં ત્યારે શ્રીમદનમોહનજીની સેવાનું બાહ્ય અને આંતર કાર્ય સ્વતઃ નિભાવવાને અશક્ત થવાથી વૈષ્ણવોના આચાર પ્રમાણે વૈષ્ણવ મર્યાદાવાળા રતનબાઇનું સાહાય્ય લીધું. કવિશ્રીને પરમ ભક્ત જાણીને આ બાઇએ પ્રભુસેવાનું બાહ્ય કાર્ય કવિશ્રીના જીવન્ત પર્યન્ત કર્યું. રતનબાઇએ શ્રીપુરુષોત્તમજી મહારાજની આજ્ઞાથી મર્યાદ લીધી હતી. જે સમયે રતનબાઇ દયારામભાઈને ત્યાં બાહ્ય પરચારગી કરવા આવી ત્યારે એનું વય ૪૫ વર્ષનું હતું. રતનબાઈના વડીલોએ એ વિધવા બાઇનો સમય ભગવન્માર્ગમાં વ્યતીત થાય એવા ઉદ્દેશથી દયારામભાઇને ત્યાં બાહ્ય કાર્ય કરવા રાખી, અર્થાત્ દયારામભાઇનું વય ૫૫ થી ૬૦ વર્ષનું અને રતનબાઇનું ૪૫ વર્ષનું હતું. તે સમયે સ્વવિષયવાસનાઓ તૃપ્ત કરવાને ભગવત્-સેવાનું નિમિત્ત એ બંનેએ શોધ્યું એ કેવી નર્મદની સુન્દર કલ્પના છે? વ્યભિચારને વાસ્તે અન્ય પન્થ ના મળ્યો, એટલે આ રસ્તો સ્વીકાર્યો! સ્મશાનવૈરાગ્ય થવાથી દયારામભાઇએ સ્વજ્ઞાતિની માન સાથે મલતી કન્યા ન લીધી, પણ પાછળથી વિષયવાસના પ્રબલ થવાથી, પ્રભુસેવાને બહાને રતનબાઇદ્વારા સ્વમનોરથ તૃપ્ત કર્યો એ પણ દયારામની કેવી વિચિત્રતા! સ્વ. ઇચ્છારામ પણ દયારામભાઈનો સંબંધ રતનબાઇ સાથે ૫૫-૬૦ વર્ષની વયે થયેલાનું જણાવે છે. કા-દો-ભા-૫ પૃષ્ઠ ૨૮. રા. ચમનલાલના પત્રમાં પણ આજ વાતને પુષ્ટિ આપી છે ઇસ્વીસન ૧૮૩૨માં અથવા સવત ૧૮૮૯માં, અર્થાત કવિશ્રીનો જન્મ ૧૮૩૩નો તે ૧૮૮૯ માંથી બાદ કરતાં કવિશ્રીની ઉમ્મર ૫૬-૫૭ વર્ષની થઇ છે. અર્થાત દયારામભાઇનો પ્રથમ સમાગમ રતનબાઈ સાથે ૫૬-૫૭ વર્ષની વયેં થયેલો એ સિદ્ધ છે. અને તેથી જ દયારામભાઈનો રતન-બાઇ સાથેનો સંબંધ નિર્દુષ્ટ હોવાનું વધારે સંભવિત છે. ૫૫-૫૭ વર્ષની ઉમ્મરે વિષયવાસના તૃપ્ત કરવાનો આક્ષેપ દયારામભાઇ ઉપર આરોપવો એ વસ્તુસ્થિતિનો વિચાર કરતાં કવિશ્રીને મહાન્ અન્યાય કરવા જેવું છે એટલું જ નહિ પરંતુ જળહળતા સત્યનું અનિષ્ટ ગોપન છે.

આ બાઇને કવિશ્રી પોતાના મરણ પાછળના વ્યવસ્થાલેખમાં રૂ ૨૫) આપવાનું જણાવે છે. નર્મદાશંકર રૂ. ૨૫૦) કયાંથી લાવ્યા તે તો એ જ જાણે! આવી પવિત્ર બાઇનો આવા ભક્ત કવિની સાથેના સંબંધને 'પ્યારી' 'માશુક' ઇત્યાદિ શબ્દોથી જે નર્મદાશંકરાદિએ વર્ણવ્યો છે તે કેવલ મહાનુભાવીના પવિત્ર ભાવના અજ્ઞાનજન્ય ક્ષેપકનું હૃદયમાલિન્ય જ સૂચવે છે.

દયારામભાઇના પદોથી એમનો સદાચાર ધર્મ પ્રતિ અતિશય આગ્રહ છે એ તો સ્પષ્ટ જ છે. વલી ;એક વર્યો ગોપીજનવલ્લભ નહિ સ્વામી બીજો' આવો સિદ્ધાંત સ્વીકારીને, લગ્ન

માટે કન્યા પણ મળતી હતી છતાં તેનો અસ્વીકાર કરીને, છેલ્લી દશામાં પાપપંકમાં દયારામભાઇ પુનઃ પડેલા એમ માનવાને કંઇ સબલ કારણ નથી. 'જીવ જાણી લે જગદીશ વિના જાર પ્રીત છે જૂઠી' આ સિદ્ધાન્ત સ્વીકારી પ્રભુનો નિત્ય રસ અનુભવવાનો ત્યાગ કરી, સવિઘ્ન, અલ્પ, અને ઘાતક સાંસારિક મોહક સુખાભાસને અનેકપ્રકાર નિંદીને, પુનઃ તે જ મોહમાં પડી ડભોઇ વગેરે સ્થળોમાં જે ઉજ્જવલ કીર્તિ સંપાદન કરેલી તેના ઉપર રજોક્ષેપ કરે એ દયારામભાઇ જેવા ચતુર અને વૈરાગ્યયુક્ત જ્ઞાની ભક્તને વિષે સંભવી શકે ખરૂં? વલી રતનબાઇ જેણે સ્વજીવન પર્યન્ત ભક્તકવિશ્રીને ગુરુભાવથી પૂજી, અને કવિશ્રીના ગોકુલવાસ પછી પણ કવિનઃ ચિત્રને પૂજ્યું. તે શું સુખાભાસના મોહનું જ પરિણામ હતું? અને કવિશ્રીનો રતનબાઇનો આવો નિષિદ્ધ સંબંધ હોવા છતાં ડભોઈ ચાણોદના જનસમાજની કવિશ્રીને વિષે પ્રીતિ માન અને ભક્તિ અદ્યાપિપર્યન્ત તેવાં જ રહ્યાં એ શું ઓછું આશ્ચર્યકારક છે? વસ્તુતઃ નર્મદ ભૂલ્યો છે. કવિશ્રીનું, કાવ્યોનું હાર્દ સમજ્યો નથી; કવિશ્રીનું જીવનચરિત જેવું જોષી રણછોડે કહ્યું તેવું આલેખ્યું નથી; ચીમનલાલનું કહેવું અનુસર્યો નથી. જેથી ચીમનલાલને આ ચરિતાભાસ વાચતાં પરમ ખેદ થયો.

ડભોઇ વગેરે સ્થળોમાં દયારામભાઈની કવિતાએ વ્યભિચાર વધારી દીધો એમ લખવું એ મનુષ્યજાતિનું ઉપરચોટીયું જ્ઞાન સૂચવે છે. દયારામભાઇની કવિતાના સામાન્ય રીતે બે વિભાગ થઇ શકે. એક વિભાગ નીતિ, ભક્તિ, ધર્મોપદેશ ઇત્યાદિવિષયક છે. મનોમતિસંવાદ, પ્રબોધ બાવની, યુવતિશિક્ષા, ઇત્યાદિ કાવ્યો ગમે તેવા મલિન અંતઃકરણના પુરુષને પણ પ્રભુની ભક્તિ કરવાને એક વાર તો પ્રેરે એવાં છે; અને તેથી એ કાવ્યોમાંથી વ્યભિચાર સ્ફુરે એ સર્વથા અસંગત છે. નર્મદાશંકરની દાંભિકતાને લીધે આ અમૂલ્ય કાવ્યોનું દર્શન સ્વજીવનપર્યન્ત થયું સંભવતું નથી. દ્વિતીય વિભાગ ભગવદ્વિષયક કાવ્યોનો છે. આ કાવ્યોની શુદ્ધ પ્રત તો નર્મદાશંકરને નજ મળી. રણછોડ જોશી એ પદ ગાતા તે સમયે નર્મદનો અનુયાયી વર્ગ છાનોમાનો ઉતારી લેતો, આવી રીતે સંપાદન કરીને પ્રગટ કરેલો કાવ્યસંગ્રહ શુદ્ધ નજ હોય એ સ્વાભાવિક છે. ભગવદ્વિષયક કાવ્યોને વિષે કહેવું જોઇએ કે ઘણા સ્ત્રી-પુરુષો ભક્તિભાવથી આ કાવ્યો ગાવાં છતાં નિર્દોષ હોય છે શ્રીમદ્ભાગવતની રાસપંચાધ્યાયીનું અહોરાત્ર મનન કરવાથી જ મધુસૂદન, શ્રીધર, ચૈતન્ય શ્રીમદાચાર્ય અને અન્ય અનેક મહાત્માઓ પરમપદને પામી ગયા. ગીતગોવિંદનું ગાન કરીને અનેક ભક્તો તરી ગયા. રાસપંચાધ્યાયીના શ્રદ્ધાપૂર્વક વાચન પઠનનું ફલ કામરૂપી હૃદ્રોગનો નાશ છે એમ દર્શાવી શુકદેવજીએ ભગવદ્ગુણગાનનું અલૌકિક માહાત્મ્ય સિદ્ધ કર્યું છે. તેવાંજ ભગવલ્લીલાવિષયક દયારામ ભાઇના કાવ્યો છે. એ કાવ્યોમાં દયારામભાઈ સ્વરતિકેલિવર્ણન કોઇપણ કાવ્યમાં કર્યું છે એમ તો અદ્યાપિ પર્યન્ત કોઇએ જણાવ્યું નથી. દયારામભાઇના કાવ્ય ભગવદ્વિષયક હોવાથી, તેમાં વર્ણવેલા શૃંગારનું લૌકિકમાં તાત્પર્ય નહિ હોવાથી, એમાં વિષયગંધની સ્ફૂર્તિ પ્રભુની લીલાના ગુણગાન કરનારને થતી નથી. તેથી સર્વ વિષયોનો ત્યાગ કરીને પ્રભુને શરણે ગયલા ભક્તજનોમાં આ કવિતા વ્યભિચાર ફેલાવે છે એ પણ એક કલ્પના માત્ર છે. એ કાવ્યો વ્યભિચાર કયારે ફેલાવે કે જ્યારે સુધારાના બલથી એ કાવ્યોનું અલૌકિક તાત્પર્ય સ્ફુરે નહિ અને અંતઃકરણમાં વિષયવાસનાઓ ગૃહ કરી બેઠી હોય, ત્યારે જ એ કાવ્યોમાં લૌકિક પ્રાકૃત શૃંગારાભાસનું દર્શન થાય, અને તેનું ગાન લૌકિક વિષયવ્યાપારનું કારણ બને અને ભક્ત કવિશ્રીનું અસંગત સામ્ય વિષયલંપટ બાયરન સાથે થાય. નર્મદનું મન એટલું બધું સંકુચિત થઈ ગયું હતું કે એને કંઇ પણ તત્ત્વ સ્ફુર્યું નહિ. એણે જો કેવલ ઉદાસીન વૃત્તિ રાખી હોત તો રા. ઝવેરીવત કાંઇક સ્ફુર્યું હોત જ. પરંતુ લાયબલ કેસના સંબંધથી પુષ્ટિમાર્ગનું શાત્રવ એની રગેરગમાં પ્રસરી ગયું હતું તેથી પુષ્ટિમાર્ગનું અને તેની સાથે

દયારામભાઈનું હાર્દ સમજ્યા નહિ પણ સમજવા દરકાર પણ કરી નહી. દયારામભાઇ આ સર્વ કાવ્ય કૃષ્ણગોપીવિષયક હોવાથી, સર્વ દોષથી વિમુક્ત છે. વ્યભિચાર સાથે તેમનો કંઈ સંબંધ નથી. એ અલૌકિક શૃંગારનો વ્યભિચાર સાથે સંબંધ માત્ર મલિન હૃદયના પામર જંતુઓને જ સ્ફુરે.

દયારામભાઇના બાહ્ય જીવન ઉપર દૂષણ આપવાનો સ્વ. ઇચ્છારામનો પ્રયત્ન નર્મદ કરતાં કોઈ પણ અંશે ન્યૂન નથી. એ પોતે ડભોઈ ચાણોદ વગેરે સ્થળોએ ગયેલા અને કેટલી પરસ્પર વિરુદ્ધ વાર્તાઓ કવિશ્રીના સંબંધમાં શ્રવણ કરેલી, પરન્તુ રા. હરગોવિન્દદાસની માફક કવિશ્રીની અત્યન્ત પવિત્રતા દર્શાવનારૂં તો કંઈ એમના જાણવામાં નહિ આવેલું હોવાથી તે સંબંધમાં મૌન રહી, દયારામભાઇ તો સ્વતઃ કૃષ્ણભક્ત હોવાથી કૃષ્ણવત્ આચરવામાં પરમ કૃતાર્થતા માનતા એમ દર્શાવવાને ડાહ્યાભાઇ સાકોદરાના નામની કેટલીક કલ્પિત વાર્તાઓ રતનબાઇના સંબંધમાં, અને કમલાબાઈના નામથી અન્ય વાર્તાનો ઉલ્લેખ કરી અન્તે એવો નિર્ણય પ્રકટ કર્યો છે કે કદાચિત્ દયારામે પાછલી વયમાં અર્થાત્ 'વૃદ્ધા નારી પતિવ્રતા' 'अशक्तिमान् भवेत् साधुः' એ ન્યાયાનુસાર વિષય ત્યજીને પવિત્ર જીવન આદર્યું હશે અને 'જે કોઇ જન કલ્યાણ ચાહો તે શ્રી સંગત સજજોરે' થી શ્રીસંગતિસાગરમાં જનકલ્યાણ છે ઈત્યાદિ ઉપદેશથી બોધ તથા જ્ઞાન થયા પછી અને જુવાનીનો મદ ઉતર્યા પછી કવિ ડાહ્યો થયો હશે, તો પણ તરુણાવસ્થામાં એણે ચાણોદ અને ડભોઇની સ્ત્રીઓ સાથે રાસક્રીડા કરવામાં કચાસ રાખેલી હોય એમ જણાતું નથી. આ સર્વ એમણે કાલવિદ્યાના બળથી લખ્યું છે. આ કાલવિદ્યાના મહાજ્ઞાનથી પ્રાપ્ત થયલા કહેવાતા તથ્ય (?) ને સિદ્ધ કરવાને એક વૃદ્ધ નાગર બ્રાહ્મણનું (જેનું નામ નિશાન પોતે લખવાનું ભૂલી ગયા!) વચન ટાંકે છે કે દયારામે સ્ત્રીઓ સાથે ક્રીડા કીધી છે એ વાત ખરી છે પણ એ તો સાક્ષાત્ શ્રીકૃષ્ણનો સખા હતો અને પ્રેમી જનોના કોડ પુરવાને વાસ્તે જન્મ્યો હતો. તેણે કરેલી ક્રીડાને વ્યભિચાર કેમ કહેવાય?

આસુરી જીવો આવી વાતની ખુબી શું જાણે! આ સાકોદરા નાગરનું નામનિશાન ઈચ્છારામે આપવું યોગ્ય ધાર્યું નથી એટલે એમણે તેના મુખથી કહેલી વાત કેટલે અંશે યથાર્થ છે તેની પરીક્ષા કરવાને આપણે અસમર્થ છીએ. પરન્તુ ઈચ્છારામમાં કાલવિદ્યાના જ્ઞાન કરતાં પણ કલ્પનાબળ બહુ પ્રબલ હતું. એમની કલ્પનાનો વેગ વિદ્યુતના વેગથી ન્યૂન ન હતો. એ કલ્પનાના બલથી એ પોતે ઉમેરે છે કે ગમે તેમ હો પણ દયારામ જાતે દર્દી રસીઓ કોડીલો અને પ્રેમીજન હતો ને તેથી જેમ કાલીદાસાદિ સમર્થ કવિઓએ નવાં અંકુર સ્ફુરતાં તારુણ્યમાં પ્રેમરસનું જ્ઞાન મેળવવાને જીવિતનો કંઈ કાળ તરુણીઓના પ્રેમમાં ગાળ્યો હતો, તેમ એણે પણ જીવિત ગાળ્યું હતું. ડભોઈ ચાણોદની સ્ત્રીઓ અદ્યાપિ પર્યન્ત આ પ્રેમીલા કવિના રસનાં લ્હેરીઆં લે છે. કવિની હૈયાતીમાં પ્રેમઘેલી ગોરડીઓ તેની પુંઠે પુંઠે રઝળતી હતી. પુરુષોનો પણ તેને પ્રત્યે અપૂર્વ પ્રેમ હતો અને તે ઉપરથી એમ ઠરશે નહિ કે કવિની નીતિ સ્વચ્છ હતી (શા કારણથી નહિ તે જણાવ્યું નથી.) આટલું લખી મનુષ્યહૃદયના સ્વાજ્ઞાનનો પરિચય કરાવે છે કે સ્ત્રીઓનો સ્વભાવ જ છે કે પ્રેમ ઝાંખે ત્યાં ઢળી પડે. ચાંણોદ અને ડભોઈની સ્ત્રીઓ ગુજરાતના બીજા ભાગ કરતાં વધારે પ્રેમીલી છે એમાં તો શક નથી. (ડભોઇ ચાણોદની કેટલી સ્ત્રીઓનો પ્રેમ સ્વતઃ અનુભવ્યો હતો અને જે અનુભવબલથી આ નિર્ણય પર પોતે આવ્યા તે પણ દર્શાવ્યું નથી.)

આ સર્વ વાત ઉપરાંત એક વૃદ્ધ બાઈ કે જેનું નામવિસ્મરણ લખતી વખતે એમને કદાચિત્ થયું હશે, તેના શબ્દો દયારામભાઈની અનીતિના સમર્થનમાં ઉમેરે છે. સ્વ. ઈચ્છારામના એ કથનનો તથ્યાંશ સહજ વિચારીયે.

પ્રથમ તો ઇચ્છારામ આરંભમાં જે લખે છે તે ઉતારીયે. એ જણાવે છે કે "દયારામ અથવા દયાશંકર કવિનું પ્રમાણયુક્ત અને વિસ્તારવાળું જીંદગીના સામાન્ય બનાવોથી ભરેલું

ચરિત્ર મેળવવાને કવિ નર્મદાશંકર રા. હરગોવિન્દદાસ અને મેં ઘણો પ્રયત્ન કર્યો છે, પરન્તુ વિગતવાર અને સંપૂર્ણ મલવું દુર્લભ થઇ પડયું છે. એક તરફથી એક હકીકત મળે છે તો બીજી તરફથી તેનું જાણે ખંડન કરતું હોય તેવી બીજી હકીકત મળે છે." આ ઉપરથી સ્પષ્ટ સમજાશે કે જે વાતોના આધારે કવિશ્રીની નીતિ ઉપર ઇચ્છારામે નિર્ણય બાંધ્યો છે તેનું ખંડન કરતી અન્ય વાર્તાઓ પણ ઇચ્છારામના સાંભળવામાં આવી હશે, પરન્તુ દયારામભાઇ તો અનીતિમાન્ હતા એવા નર્મદના મતથી એમનો દૃઢ નિશ્ચય થયલો હોવાથી, અથવા તો અન્ય કોઇ અગમ્ય કારણથી તે વાતો એમણે દર્શાવી નથી. સૌથી મોટું ચાતુર્ય તો સ્વ. ઇચ્છારામે એ કર્યુ છે કે જેની કહેલી વાતો ટાંકી છે તે લોકોનાં નામનિશાન આપ્યાં નથી, અથવા તો જેનું નામ આપ્યું તેનું મરણ થયાનું સૂચવ્યું છે. અર્થાત્ કોઈ પણ રીતે એમના કહેલા વચનોની પ્રમાણભૂતતા તપાસવાનું અશક્યવત્ થઈ પડયું છે. વસ્તુતઃ ડભોઇના લોકો દયારામભાઇને પૂજ્ય ભાવથી જુએ છે, અને જ્યારે જ્યારે એ લોકોના નર્મદાશંકર અને સ્વ. ઇચ્છારામ જેવાના દુષ્ટ તર્કો કવિશ્રીને વાસ્તે વાંચવામાં આવે છે ત્યારે તેઓ સખેદાશ્ચર્યથી દિઙ્મૂઢ થઈ જાય છે.

એક બે બાઇઓના અભિપ્રાય ટાંકી દયારામભાઇને અનીતિમાન્ ઠરાવવાની ધૃષ્ટતા કરવા કરતાં ડભોઇના અને ચાણોદના સર્વ લોકો દયારામભાઇને વિષે શું કહે છે તે જાણવાની આ સર્વ લેખકોએ ઉપેક્ષા કરી છે. રતનબાઈના સંબંધમાં પણ તે પવિત્ર બાઇને અપમાન કરનારા અસભ્ય શબ્દોનો જે ઉલ્લેખ ઇચ્છારામે કર્યો છે તેનું ઉટંકન કરવું અમે વ્યાજબી જોતા નથી. દયારામભાઇને અનીતિમાન્ ઠરાવવાના ઉત્સાહમાં એમણે સ્વબુદ્ધિની કેવી ચપલતા દેખાડી છે તે એમના ચાણોદ ડભોઇની સ્ત્રીઓને વાસ્તે કરેલા અનુમાનથી સ્પષ્ટ થાય છે. ડભોઇ અને ચાંણોદની સ્ત્રીઓ રસિક અને પ્રેમીલી ( અર્થાત વ્યભિચારિણી છે. ) ત્યારે સુરત વડોદરાદિની સ્ત્રીઓ અરસિક અને પ્રેમશૂન્ય એવું જો કોઇ અનુમાન કાઢે તો એ કેટલું હાસ્યજનક કહેવાય ?

વળી એક બીજું પણ કહેવું સદ્‌ગત ઇચ્છારામનું છે કે દયારામ યુવાવસ્થામાં વિષયલંપટ ... અને વૃદ્ધ વયે સુધર્યા. આ અનુમાન સિદ્ધ કરવાને દયારામભાઇની 'જે કોઈ જન કલ્યાણ ચાહો તે સ્ત્રી સંગત સજજોરે' એ પંક્તિ ટાંકે છે. પ્રથમ તો આ પંક્તિ વૃદ્ધાવસ્થાની છે. એ માનવાને સબલ પ્રમાણ નથી, તેમ દયારામભાઇના જેવા વિચક્ષણ કવિ નાની વયે એવી પંક્તિ ના લખી શકે એવું કંઈ નથી. જ્યારે આપણે વિચાર કરીએ છીએ કે જે કવિએ ૧૭-૧૮ વર્ષની વયે અને તેથી પણ પૂર્વ ધાર્મિક અને પવિત્ર કાર્યોમાં અસ્તમન થઇને ભાગવતાદિના ભાષાન્તર યોજ્યાં, અને તજ્જનિત વૈરાગ્ય અને કૃષ્ણમાં દૃઢ આસક્તિથી સ્વ સ્વામી તરીકે કૃષ્ણને સ્વીકારી મલતી કન્યાને તિરસ્કરીને 'એક વર્યો ગોપીજનવલ્લભ નહિ સ્વામી બીજો' એ ભક્તિભાવયુક્ત વૈરાગ્યથી સાંસારિક વિષયસુખાભાસને સદૈવ તિલાંજલિ આપી, તે કવિ રતનબાઇ નામની મર્યાદી સ્ત્રી જોડે વ્યભિચારસંબંધ રાખે અને તે પણ પ્રભુભક્તિના નિમિત્તે એ સર્વથા અસંગત જ છે. કવિશ્રીને જો સાંસારિક મોહક સુખની અભિલાષા હતી તો વિવાહ થતો તરછોડી અનેક સ્ત્રીઓના મોહમાં સપડાવું અને તેમાં નિત્ય મચ્યા રહેવા છતાં પ્રબોધબાવની અને મનોમતિસંવાદ જેવા ગ્રન્થોથી નીતિના ઉપદેશ કરવા જવું એ એમની કૃતિ અને વાણીમાં કેટલો મહાન્ વિસંવાદ કહેવાય ? વસ્તુતઃ અદ્યાપિ પર્યન્તના લેખકો મૂલ ડભોઇના નહિ હોવાથી દયારામભાઇના ગ્રન્થોથી તેમ કૃતિથી અજ્ઞાત જ રહ્યા છે. જેટલો જોઇએ તેટલો ભક્તિભાવ નહિ હોવાથી કવિશ્રીના શિષ્યોએ ઉક્ત લેખકોને કવિશ્રીના સર્વ ગ્રન્થોનું દર્શન ન કરાવ્યું એટલું જ નહિ પરન્તુ કવિશ્રીના ચારિત્ર્ય સંબંધી પણ કંઈ કહ્યું નહિ અને તેને પણ સર્વ લેખકોએ કલ્પનાવિહાર સ્વચ્છંદે કર્યો. જેથી રણછોડના મુખમાં મૂકેલી વાતોનો સ્પષ્ટ અસ્વીકાર તત્પુત્રપૌત્રાદિ કરે છે, એટલુંજ નહિ પરન્તુ દયારામભાઇને વાસ્તે નર્મદાદિએ આવું વિરુદ્ધ લખ્યું છે તે જાણી આશ્ચર્યચકિત

થાય છે. ઉક્ત લેખકોએ પ્રયત્ન કરી કેટલું સત્ય ચરિત્ર દયારામભાઇનું શોધી કાઢ્યું તે માત્ર એઓશ્રીના જન્મસંવત્‌ની અનિશ્ચિતતા દર્શાવી આપે છે. જેવી રણછોડાદિ કને કવિશ્રીની જન્મપત્રિકા હોવા છતાં આ વાત નર્મદાદિને ન કહી તે માત્ર એટલું જ સિદ્ધ કરે છે કે રણછોડાદિએ કવિશ્રીના જીવનચરિત્રનું નર્મદાદિથી નિગૂહન કર્યું. ૧૭–૧૮ વર્ષની વયે દયારામભાઇએ ભાગવતનું ભાષાન્તર કર્યાનું શ્રવણ કર્યું છે તે ઉપરથી એટલું તો નિશ્ચય જ છે કે કવિશ્રીનું મન તે સમયે શુભ અને પવિત્ર વિચારોમાં ગ્રસ્ત હતું. તે આશ્ચર્ય તો એ છે કે દયારામભાઈજો ઇચ્છારામાદિ લખે છે તેવાજ વ્યભિચારી હતા તો ડભોઈમાં વા ચાણોદમાં એવો એક પણ સત્યનિષ્ઠ ચારિત્ર્યવાન પુરુષ દયારામભાઇની સામે પોતાનો સબળ તિરસ્કારયુક્ત અભિપ્રાય દર્શાવવાને પ્રકટ ન થયો ? ડભોઇ અને ચાણોદના સર્વ મનુષ્યોએ એકમતે દયારામભાઇની અનીતિ પ્રસિદ્ધ જાણવા છતાં ? આ કેવળ અસંગત જ લાગે છે.

દયારામભાઈના માતપિતા પણ પવિત્ર જીવન નિર્ગમન કરતાં. એમના માતૃશ્રી રાજકુંવરબાઇ પ્રાતઃકાલમાં ઉઠીને શ્રીનર્મદાજીમાં તારાસ્નાન કરીને શ્રીશેષશાયીના દર્શન કરીને ઘેર આવતાં. પ્રાતઃકાળમાં વારંવાર માતૃશ્રીની સાથે શ્રીશેષશાયીના દર્શન કરવાથી કવિશ્રીનું પ્રથમ ચિત્ત શ્રીશેષશાયી તરફ વળ્યું, અને ભક્તિભાવથી શ્રીશેષશાયીનું ધવલ ગાયું. બાલપણામાં કવિશ્રીના ઉપર આ પ્રકારે પોતાના માતૃશ્રીની નીતિ અને ભક્તિની છાપ પડેલી, અને તેને પરિણામે કવિશ્રીની પ્રવૃત્તિ ધાર્મિક વિષયો તરફ મૂળથી જ વળી. કવિશ્રીને નામકરણ વૈષ્ણવ સંસ્કાર શ્રીદેવકીનન્દનજી મહારાજે કરાવ્યો હતો. ( ? )

આ પ્રમાણે નામકરણ બાલવયમાં થયું હતું. વૈષ્ણવોમાં અદ્યાપિ પર્યન્ત સંપ્રદાય છે કે બાલકને અવતર્યા પછી જેમ બને તેમ જલદીથી નામકરણ કરાવવું. નામકરણ થયા પછી જ તુલસીમાલા ધારણ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે દયારામભાઈની માનસિક પ્રવૃત્તિ ચાણોદમાં નર્મદાના તીર ઉપર બેસી કામિનીઓમાં ચિત્તગ્રસ્ત કરી લાવણીઓ ગાવામાં ન હતી, પરન્તુ કંઈ અલૌકિક દિશામાં હતી. કવિશ્રીના જીવનને પરમ આગ્રહી વૈષ્ણવ થઇ જવાનું અન્ય કારણ છે. આશરે ૧૯ વર્ષની ઉમરે કવિશ્રીનો સમાગમ ડાકોરવાળા ઇચ્છારામભટ્ટજી સાથે થયો. આ ઇચ્છારામ ભટ્ટજી જાતે શ્રીમાલી બ્રાહ્મણ હતા અને પેટલાદના રહીશ હતા. સંસ્કૃતના અને વેદાન્તશાસ્ત્રના પરમ જ્ઞાતા હતા. ઉક્ત ઇચ્છારામ ભટ્ટજી કૃત શ્રીમદણુભાષ્ય ઉપર પ્રદીપનામક[1] સંસ્કૃત ટીકા નિર્ણયસાગર પ્રેસમાં મુદ્રિત થાય છે. એ ટીકા ઉપરથી એમના ગહન પાંડિત્યનો ખ્યાલ આવે એમ છે. જેમ પારસમણિના સ્પર્શથી લોહ સુવર્ણ બની જાય છે તેમ ઇચ્છારામ ભટ્ટજીના સમાગમથી દયારામભાઇની ' આ લોક અને પરલોકની તૃષ્ણા ' છૂટી ગઇ. ઇચ્છારામ ભટ્ટજી જે સમયે તેને ગામ આવ્યા તે સમયે દયારામને એઓશ્રીનો સમાગમ ગયલો. એ સમાગમનું શું પરિણામ આવ્યું તે આપણે આપણા શબ્દોમાં નહિ પરન્તુ કવિશ્રીના ગુરુશિષ્યસંવાદની પંક્તિઓ ઉતારીને જ દર્શાવીશું. ( આ ગ્રંથ આખો આ અંકમાં જ છે. )

કવિશ્રીના ઇચ્છારામભટ્ટજી વિષે ઉદ્‌ગાર આપણને એમની આન્તર વૃત્તિ સૂચવે છે. ઇચ્છારામભટ્ટજી પોતાની વૃદ્ધાવસ્થામાં ડાકોરમાં નિવાસ કરતા, અને કવિશ્રીનું ડાકોર જવાનું મુખ્ય પ્રયોજન પણ તેમનાં દર્શન અને સમાગમ જ હતા. જ્યારે કવિશ્રીને ઇચ્છારામભટ્ટજીનો પ્રથમ સમાગમ થયો ત્યારે એઓ પ્રતિ પૂજ્યભાવ આવવાથી, સર્વ પ્રકારના પ્રશ્ન પૂછ્યા અને સર્વ પ્રશ્નનું સમાધાન થયું, તેથી અધિક પૂજ્ય બુદ્ધિ થઇ. ઇચ્છારામભટ્ટજી કવિશ્રીને ' બાલ '

1 આ ટીકા સંપૂર્ણ છપાવીને સદ્‌ગત મગનલાલ શાસ્ત્રીજીએ પ્રકટ કરી છે. વંશી.

કરીને સંબોધે છે તે ઉપરથી એટલું તો સિદ્ધ જ છે કે દયારામભાઈનું વય તે સમયે નાની વયનું હશે, પોતાની કને યાત્રા કરવાને દ્રવ્ય નહિ હતું તેને વાસ્તે ઇચ્છારામભટ્ટજીએ એમને પ્રસાદી વસ્તુ આપી જેથી યાત્રામાં ખર્ચી ખૂટી નહિ. ઇચ્છારામ ભટ્ટજીની કૃપાથી શ્રીવલ્લભલાલજી મહારાજ પાસે બ્રહ્મસંબંધ કવિશ્રીને પ્રાપ્ત થયો- શ્રીવલ્લભલાલજીએ કવિશ્રીને માથે શ્રીમદન-મોહનજીનું સ્વરૂપ પધરાવી આપ્યું. અને તેમના દ્વારા કવિશ્રીને ચાર વેદ, બાવન ઉપનિષદ્, તત્ત્વસૂત્રભાષ્ય ( વેદાન્તસૂત્ર ભાષ્ય ), ષટ્ શાસ્ત્ર, બ્રહ્મસંબંધ મંત્ર, પુરાણ, સ્મૃતિ, મહારામાયણ સાર, મહાભારત, ચાર વૈષ્ણવ સંપ્રદાયના ભેદ ઇત્યાદિનું સારૂ જ્ઞાન થયું. વેદાર્થને વૃદ્ધિ પમાડે એવું સાહિત્ય જોઇને એમનું અન્તર પ્રસન્ન થયું અને બુદ્ધિ અત્યન્ત ખીલી. ભટ્ટજીએ માત્ર શાસ્ત્રજ્ઞાન આપ્યું ·એટલું જ નહિ પરન્તુ શિષ્ટ પુરુષના સદાચાર, વિવેક, નીતિ ઇત્યાદિનો સાર સારી રીતે સમજાવ્યો. આ સર્વનું શ્રવણ કરવાથી એમની બુદ્ધિ નિર્મલ થઈ, એમની વૃત્તિ શુદ્ધ થઇ અને અન્તરમાં અતિશય આનન્દ વ્યાપ્યો. એજ ભટ્ટજીએ વ્યાકરણ પીંગળ છંદ યુતના કાવ્યોનું મર્મતત્ત્વ અપરંપાર પ્રબોધ્યું અને પ્રભુસું પ્યાર કરાવ્યો, શ્રીવલ્લભજીદ્વારા પ્રભુને સર્વાત્મનિવેદન કરીને સર્વ સમર્પ્યું અને આ લોક અને પરલોકની સર્વ તૃષ્ણા છૂટી ગઈ. ઇચ્છારામ ભટ્ટજી જેવા ભગવદીયથી એમના ભવના—સંસારના બંધ છૂટી ગયા. ભટ્ટજીએ દયા-રામભાઇને અપાત્રના સત્પાત્ર કરી શ્રીનાથજીને શરણે સોંપ્યા, કવિશ્રીને આર્ત, અને પ્રપન્ન જાણી એક તાદશી વૈષ્ણવોનો ( વિરક્ત વૈષ્ણવોનો ) સંગ કરાવી આપ્યો અને શ્રીકૃષ્ણકીર્તિગાન કરવાની શિક્ષા દીધી, અને પ્રભુની સાથે સંબંધ સદૈવ બાંધી આપ્યો. શ્રીઇચ્છારામભટ્ટજીના આ સમાગમથી કવિશ્રીની માત્ર ઇચ્છા ' હવે રહી નહિ કો કામના· એક ઇષ્ટ ગુરું પ્રતિ હેત ' ગુરૂપદેશ—શ્રીકૃષ્ણ કીર્તન કરવા અવશેષ રહી. આ ઉપરથી સમજાશે કે કવિશ્રીએ જ્યારે કન્યા મલતી હતી તેનો ' એક વર્યો ગોપીજનવલ્લભ નહિ સ્વામી બીજો ' ગાઇને અસ્વીકાર ર્યો તે માત્ર વાચનિક ન હતું. પરન્તુ આ લોક અને પરલોકની તૃષ્ણા છૂટી ગયાથી, અને પ્રભુ થે લગની લાગવાથી, માત્ર પ્રભુની સેવામાં અને તદ્ગુણગાનમાં જીવન વ્યતીત કરવાની દૃઢ પ્રતિજ્ઞા સહિત મનોરથ હતો. આવા દૃઢ નિશ્ચયવાળો પુરુષ અને તે પણ વૃદ્ધાવસ્થામાં વિધવા બાઇ સાથે નિષિદ્ધસંબંધ બાંધવા પ્રવૃત્તિ કરે એ કેવળ અસ્વાભાવિકજ છે. વળી જે રતનબાઇ કવિશ્રીને ત્યાં બાલસેવાચાર કરવાને રહી હતી તે તેના વડિલોની આજ્ઞાથીજ. બાઈનું વિધવાજીવન સન્માર્ગમાં વ્યતીત થાય તેવા ઉદ્દેશથી બાઇના વડિલોએ દયારામ જેવા આર્તદીન ભગવદીયને ત્યાં પ્રભુસેવા કરવા મોકલી બાઇનું પિતૃગૃહ તેમ શ્વશુરગૃહ ઉભય કવિશ્રીના ગૃહની બહુ સમીપમાંજ હતા, ને આવા ઉભયગૃહ સમીપ હોવા છતાં, આવો નિષિદ્ધ સંબંધ કવિશ્રીનો બાઈ સાથે રહે ને તેમને ગંધ પણ ન આવે તે પણ વિચિત્રજ કહેવાય. બાઈ ઉત્તરાવસ્થામાં દયારામભાઇને ભક્તિભાવથી કવિશ્રીના ચિત્રને પૂજતી તે માત્ર વિષયસુખનો પ્રત્યુપકાર ન હતો, પરન્તુ જે ભગવદીય કવિશ્રીના સંબંધથી શ્રીમદનમોહનજીની બાલપરિચર્યા કરવાનું પોતાને પ્રાપ્ત થયું હતું. અને જેથી પોતાનું ઐહિક અને પારલૌકિક ઉભય સુધર્યાં હતા તે હતું.

કવિશ્રીનો વસ્તુતઃ અંતિમ ઉદ્દેશ પ્રભુના ગુણગાન ગાવા અને ગવડાવવાનો હતો. કવિશ્રીનો નિશ્ચય ભગવાનના અને તેની લીલાના ગુણગાન ગાવા અને તેમાંથી અવશેષ જે સમય મલે તેમાંથી લોકોને સદ્બોધ આપવો, આજ કારણથી દયારામભાઇના ભગવલ્લીલાવિષયક કાવ્યોનો અને ભક્તોનાં ચરિત્રનો જથ્થો સદ્બોધ કરવાનાં કાવ્યો કરતાં વિશેષ પ્રમાણમાં છે. આ ભગવ-લ્લીલાવિષયક કાવ્યોથી કવિશ્રીએ પોતાનું ઐહિક અને પારલૌકિક જીવનનું સાફલ્ય માન્યું તેજ

કાવ્યોમાં ઉત્તમ શૃંગારરસરૂપ પ્રભુનું દર્શન સ્વવિષયવાસનાપરતાને લીધે નહિ થવાથી પામર જંતુઓને અને ગુજરાતના લેખકોને વિષયવાસનાનો ગંધ આવ્યો અને ગંધથી બુદ્ધિવિભ્રમ થવાથી કવિશ્રી ઉપર અનીતિનો આરોપ કર્યો તેમને આપણે શું કહીશું? કંઈજ નહિ માત્ર 'भवन्तो धन्याः'

વળી, જે કવિશ્રી ખાનપાનાદિ સર્વ વસ્તુ, વસ્ત્રાભૂષણ વગેરે સમસ્ત વસ્તુનું ગ્રહણ નિજ પ્રભુપ્રસાદ તરીકે લેતા, પ્રભુપ્રસાદ વિનાની સર્વ વસ્તુને નરકસમાન ગણતા, આલસ્ય તથા અહંકાર ત્યજીને આન્તર તથા બાહ્ય શુદ્ધિ અતિશય રાખવા ઈચ્છતા, અવરવિષયક ચિન્તા તથા રતિ રાખવાની અનિચ્છા રાખતા, હરિને ભજવાની અત્યાતુરતા ધરતા, સર્વ ઇન્દ્રિયોને વિષયથી ખાળી, તેનો પરાજય કરી, હરિસેવામાં ઇન્દ્રિય વાળવાનો દૃઢ ઉપદેશ કરનાર અને આચાર પાળનાર, એવા કવિ સર્વ મોહકવસ્તુનો પરિગ્રહ સ્ત્રીઓનેજ મોહ કરવામાં રાખે એ કેવળ કલ્પનામાત્રજ લાગે છે. હરિકીર્તન અને હરિકથાનો નિત્ય પ્રાસંગ રાખવાનો ઉપદેશ દેનાર સ્વજીવન વિષયમાં ગાળે એ કેવું અસંગત કહેવાય? હરિનું નિત્ય સ્મરણ અને સેવા કરવાનો ઉપદેશ વિષયવાસનાથી કેટલો વિરુદ્ધ છે?

શ્રીહરિસેવા કરવી સદા, સ્મરણ કૃષ્ણ ત્યજવું નહિ કદા,
હરિકીર્તન નિત્ય હરિ કથા, ભૂલ્યે કૃષ્ણ, જન્મ હોય વૃથા,
નામ મંત્ર ત્યજવો નહિ ક્ષણ અન્યાશ્રય કરવો નહિ અત્ર
ખાન પાન આદે સહુ વસ્ત વસ્ત્રાભૂષણ અવર સમસ્ત.
ગ્રહેવું નિજ પ્રભુનણો પ્રસાદ નરકરૂપ છે તે વણ સ્વાદ.
પવિત્ર રહેવું અંતર બહાર, ત્યજવા આળસ ને અહંકાર
અવર ન ધરવી ચિન્તા રતિ, હરિ ભજવા આતુરતા અતિ,
હરિ ગુરુ હરિજન લહેવા એક તન મન ધન અર્પવું વિવેક.
વિષય છતી ઇન્દ્રિય ખાળવી હરિસેવનમાં સહુ વાળવી.

× × ×

અસંત અંગે અડના માત્ર પાપરૂપ થાય જન મન ગાત્ર.

દયારામભાઈએ 'નિજવૃત્તિ' ને 'અંતરવૃત્તિસમેત' વર્ણવી તેના કરતાં તો દયારામભાઈના ટીકાકારો એઓશ્રીનું આન્તર વિશેષ જાણતા નહિ જ હોય.

મહારાજા લાયબલ કેસ તાજોજ થયલો હતો, અને તે ઉપરથી ભ્રમિત થઈ નર્મદાશંકર અને તદનુસારી વર્ગને એવુંજ સ્ફુરતું કે પુષ્ટિમાર્ગીય તમામ વૈષ્ણવો અને મહારાજો સર્વ અનીતિની મૂર્તિઓજ છે. નર્મદાશંકર એક ધૃષ્ટ પુરુષ હતો અને એની ધૃષ્ટતાની સીમા એટલે સુધી પહોંચતી કે જાણે પોતે સર્વજ્ઞ હોય તેમ શ્રીવલ્લભાચાર્યજીના રચેલા ગ્રન્થોને વાસ્તે એને શંકા આવતી, અને તે ગ્રન્થો એઓશ્રીએ સ્વતઃ નહિ રચેલા પરંતુ એમના નામથી એઓશ્રીના કોઈ શિષ્યોએ રચેલા, એમ તે સૂચવતો. આવા ઇતિહાસથી અજ્ઞાની અને દ્વેષપ્રયુક્ત મલિન અન્તર્વૃત્તિવાળા પુરુષોને દયારામભાઈ જેવા આગ્રહી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ અનીતિમાન્ સ્ફુરે એમાં શું આશ્ચર્ય! જ્યારે ડૉ. ભાણ્ડારકર જેવા વિદ્વાનો આત્મનિવેદન ગદ્યમન્ત્રનો અવળો અર્થ કરે અને તે પણ વૈષ્ણવ તથા મહારાજોને અનીતિમાન સિદ્ધ કરવાને, તો પછી બિચારા નર્મદાશંકરની તો શી ગતિ! એ અજ્ઞાનથી સ્વ. ગોવર્ધનરામની મતિ પણ કલુષિતજ થઈ હતી. પોતે શ્રીવલ્લભાચાર્યજીના સિદ્ધાન્તોનો તે સમયે ખડબક્ષર પણ જાણતા ન હોતા, તેમ છતાં 'ગુજરાતના શિષ્ટ કવિઓ' નામક આંગ્લ ભાષણમાં સંપ્રદાય અને કવિઓના કાવ્યો સંબંધમાં

કેટલાક મિથ્યાપ્રલાપ આલાપ્યા છે. વસ્તુસ્થિતિ આ પ્રકારે હોવાથી જ્યારે સર્વ સંપ્રદાય દુષ્ટ તો પછી દયારામભાઈ એમના મતે દુષ્ટ હોય એમાં શું આશ્ચર્ય! આવા ખેદકારક અજ્ઞાનને લીધે નર્મદાદિ કવિશ્રીનુંજ કાવ્યદ્વારા હાર્દ સમજ્યા નથી, અને તેથી જ્યાં સામ્ય નથી ત્યાં સામ્યાભાસનું દર્શન તેમને થયું. નર્મદાશંકર ઇચ્છારામ, શેઠ વગેરે લેખકોના મસ્તકમાં એક એવી ભ્રાન્તિ આવી કે દયારામ બાયરન જેવો હતો. આના જેવો અન્ય 'ઉડાંગટોલ્લો' કોઇ હોઇ શકે ખરો! ક્યાં ઐહિકપારલૌકિકતૃષ્ણારહિત અને ભગવલ્લીલાગાનૈકનિષ્ટ ભક્ત કવિવર દયારામભાઇ અને ક્યાં વિષયલંપટ પ્રાકૃતશૃંગારાભાસ-આલેખનાર બાયરન! આ ઉભય વચ્ચે સામ્યાભાસ સિવાય એ લોકોને અન્ય શું સ્ફુર્યું હશે કે જે ઉપરથી આવા અસંગત અનુમાન ઉપર એઓ આવ્યા! બાયરન અનીતિમાન સ્વતઃ હતો, એટલુંજ નહિ પરંતુ એની સર્વ કવિતા પ્રાકૃતવિષયક જ હતી. એની કવિતામાં દયારામભાઇની કે નરસિંહ મહેતાની કવિતા જેવું કાંઈ નથી પ્રભુને પ્રાપ્ત કરવાની ઉત્કટ અભિલાષા ક્યાંહિએ દૃષ્ટિગોચર થતી નથી. દયારામભાઇના કાવ્યમાં કોઇ પ્રાકૃત સ્ત્રીપુરુષોને નાયકનાયિકા તરીકે વર્ણવ્યાં નથી. દયારામભાઇને ઐહિક અને પારલૌકિક તૃષ્ણા છુટી ગઇ હતી, અને ઇચ્છારામ ભટ્ટજીની ઇચ્છાનુસાર દયારામની પ્રવૃત્તિ કૃષ્ણલીલાગાનૈકનિષ્ઠ થઇ હતી, આવું ઉભય વચ્ચે વૈપરીત્ય છે. અને તેથી ઉભય વચ્ચે નથી એવા સામ્યનું આરોપણ કરી જેમ બાયરન અનીતિમાન્ હતો તેમ દયારામભાઇ પણ તેવાજ હતા એવું સાદૃશ્યાનુમાન સર્વથા તુચ્છ અને કિલષ્ટજ છે.

મોટી વયે જ્યારે કવિશ્રીએ પોતાનો નિત્યનિવાસ ડભોઇમાં કર્યો ત્યારે પોતાના નિત્યનિયમ ઉપરાંત રાત્રિના ભગવદ્વાર્તા કરતા. ભગવદ્વાર્તાનું શ્રવણ કરવાને એમને ત્યાં ડભોઇનાં અનેક સ્ત્રીપુરુષો આવતા. વૈષ્ણવોમાં અને તેમાં ખાસ કરી મર્યાદી વૈષ્ણવોમાં, હજુ પણ એ રીવાજ છે. આ ઉપરાંત મર્યાદી વૈષ્ણવો એક બીજાને ત્યાં સેવાસામગ્રીમાં સાહાય્ય કરવાને જાય છે. રતનબાઇ પણ કવિશ્રીને સેવાના બાહ્યકાર્યમાં મદદરૂપે હતી. વળી વૈષ્ણવોમાં સંન્યાસ લેવાનો પ્રચાર નહિ હોવાથી દુનીયાના સંતપ્ત જીવોને દુનીયાનો સંતાપ ન લાગે તેને વાસ્તે મંદિરોની મૂળ સ્થાપના થયલી, અને તે મંદિરો પ્રભુસેવાના વિનિયોગમાં આવીને વિધવા સ્ત્રીઓ પણ સૌભાગ્યનું સુખ કાંઇક રીતે અનુભવતી. આવા મંદિરોના અભાવમાં રતનબાઇ જો દયારામભાઈ જેવા આર્ત મર્યાદી ભગવદીયને ત્યાં પ્રભુસેવા કરીને કૃતાર્થ થવાની ઇચ્છાથી જાય તો તેમાં અનીતિનું દૂષણ આરોપવું એ દૂષકની પોતાની નીતિનું સૂચન કરવા જેવું છે.

વળી ભગવલ્લીલાવિષયક પદો અને કાવ્યોને બાજુ પર રાખી ભક્ત કવિશ્રીએ જે સદ્બોધ કાવ્યો લખ્યા છે તે વાંચવાથી સાધારણ સંસારાસક્ત મનુષ્યને સ્વાભાવિક વૈરાગ્ય થઇને પ્રભુભક્તિ કરવામાં પ્રેરે એમ છે. કવિશ્રીના મનોમતિસંવાદની પ્રતિજ્ઞા અને સમાપ્તિ આ કથનને કેટલું બળ આપે છે

"મન કહે છે સુણ સુમતિ મારે દુઃખ મોટું, સમજું છું હરિભજન વણ વિષયસુખ ખોટું,
પણ નિશ્ચલ બનતું નથી ઠામ દામ મન જાય, કઇ યદ્વાતદ્વા બને કયમ રીઝે વ્રજરાય."

'વિષય વિત્તથી મન હઠે હરિ શું લાગે રંગ, દયારામ નાટક રચ્યું ભવદુઃખ થાવા ભંગ.'

સંસારમાં મનુષ્યને કનક અને કામિની પ્રભુપ્રાપ્તિમાં અન્તરાયરૂપ છે. તે વિષય અને વિત્તરૂપ અન્તરાય દૂર થાય, હરિ શું રંગ લાગે અને તદ્દ્વારા સંસારદુઃખ નાશ પામે એ ઉક્ત ગ્રન્થનો આશય દયારામભાઈના નીતિમાન્ મનની અવસ્થા સૂચવે છે.

પ્રબોધબાવની પણ આજ સત્ય સ્થિર કરે છે.

'વેશ્યા ઉંધ ઉજાગરો મળે સે શીદ મૂઢ? મળે સે શીદ મૂઢ, ચિત્ત પરપત્ની પ્રોતાં,' 'ઢાંક્યું ધીકણુ થશે પાર નહિ આવે રોતાં, દશન સાસ નયમ જીભ જીવ તેને નહિ ત્યાગે, કરતાં પ્રીતિ.

પ્રયત્ન મન માધવ નહિ લાગે, લાગે નહિ મન કોઈમાં દયા મોહ આરૂઢ, વેચી ઉંઘ ઉજાગરો મેળે લે શીદ મૂઢ ? પ્રભુભજનની આવશ્યકતા અને સંસારની મોહકતા અને વ્યર્થતા દયારામભાઈને એટલે સુધી સ્ફુરી કે જીવના કલ્યાણ માટે સ્વતઃ 'કાલજ્ઞાન' સારાંશ નામક ગ્રન્થ રચ્યો. મનુષ્ય માત્રને મરણ તો છે જ. તથાપિ જો અન્તસમય પ્રભુસ્મરણ કરે તો તેનો પ્રભુ ઉદ્ધાર કરે છે. આવા ઉદ્દેશથી મનુષ્યના આગામી મરણના ચિહ્ન વર્ણવે છે, અને અન્તમાં કહે છે;—જેમ સતી સ્ત્રીને પતિના મરણાનંતર સર્વ કડવું લાગે છે, તેમ હે જીવ ! તું મનથી સર્વ સજીને પ્રભુને ઇષ્ટ એવું ભજન કર, એમ કરવાથી જો મરણસમયે પણ પ્રભુભજન તારાથી થશે તો હરિપદ પામશે, મનુષ્યદેહનું પરમ કર્તવ્ય પરસ્ત્રીરમણ નથી પરન્તુ નંદકુમારનું ભજન જ છે.

દુર્લભ મનુષ્યદેહ છે આવે કોઇક વાર, તે પામ્યાનો લાભ એ ભજવા નંદકુમાર;
જન્મ્યું તેને મરણ તો જ્યારે ત્યારે થાય, પણ તેને ધન્ય જેનો હરિ ભજતાં દિન જાય.
તેમ સંસારી જીવથી સદા ભજન ક્યાં થાય ? પણ અન્તે સઘળું સજી ભજવા શ્રીવ્રજરાય.

આ પ્રકારે આરંભ કરી મરણના સૂચક ચિહ્નો વર્ણવે છે ને અન્તે દર્શાવે છે કે, સાચે મન પ્રભુ સમરતાં તું પણ પામીશ ત્યમ.

સહુ સાધનનું શિરોમણિ મર્મ ન જાણે મંદ, સાચે પ્રેમે સ્મરવા રામકૃષ્ણ ગોવિન્દ. ૭૭
આચાર્ય પ્રભુ સરીખડા જાવું તેને શરણ, નિત્ય રહેવું સત્સંગમાં ત્યજવાં દુષ્ટાચરણ. ૭૮
જો દિન હોયે પહોંચતા વ્રજ વૃન્દાવન જાય, નહિ તો ધંધો સહુ ત્યજી જ્યાં ત્યાં ગોવિન્દ ગાય ૭૯
સતી બળવા જેમ નીકસે તેને કશું ન મિષ્ટ, તેમ તું મનથી સહુ ત્યજી પ્રિયકર જે પ્રભુ ઇષ્ટ. ૮૦
નિત્ય પ્રતિ રહેજે નિરખતો કહ્યાં તેટલાં ચિન્હ, મરણ જણાશે સવારૂં હરિપદ ધરજે મન્ન. ૮૧

સંસારાસક્ત કામરોગગ્રસ્ત મનુષ્યની આવી પ્રવૃત્તિ હોઇ શકે ?

## પદ રાગ રામ કળી.

શ્રીહરિ શરણે રહેજે, હો મનવા, શ્રીહરિ શરણે રહેજે
અવર ઉપાય નથી કાંઇ બીજો, કૃષ્ણ કૃષ્ણ મુખ કહેજે હો મ. ટેક.
અકલ વિદ્યાના જોરમાં રે, પંડિત પડિયા થર
જ્ઞાની વેરાગી ને જોગિયા આદે ચાવી કીધા ચકચૂર. હો મ. ૧
સ્ત્રી મોહોટી મોહની રે, બીજુ સર્વ એહની હેઠ;
પોહોંચેલાને પાડે પલકમાં, છેલ્લી સીડી લગી હેઠ; હો મ. ૨
અપાર માયાબળ એટલું રે, હોય અજાણ્યાં વ્યવાય,
જાણીતીને છેતરે, એવી મોહન કેરી માય. હો મ. ૩
જ્ઞાન વૈરાગ્ય ગોઠે નહી રે, હરિ શું ન ઉપજે હેત,
જાય વિવેક વિકળ રહેરે, જ્યારે ચતુરા ચોરે ચિત્ત. હો મ. ૪
ચંદ્ર ઇંદ્ર પારાશર રે, એકલ શૃંગી મુન્ય;
શિવ બ્રહ્માદિક ભુલીયા, એથી કોણ છે મોટા અન્ય. હો મ. ૫
મન તો અસલ આખા વિશ્વનુંરે, તનથી ન રેહેવું સ્ત્રી પાસ,
ધીરાને ચંચળ કરે, એ તો ક્ષણમાં ઘાલે સત્યાનાશ. હો મ. ૬
ચતુરાઇ તાહારી મુકે પડીરે, કોઈનું ન ચાલે જોર;
દયા જગતનાં એ બચે, જેનો કર ગ્રહ્યો નંદકિશોર. હો મ. ૭

સંસારાસક્ત કામગ્રસ્ત મનુષ્ય આવો વૈરાગ્યોદ્બોધક ઉપદેશ કરી શકે? એવા મનુષ્યને પહેલો એવો પણ નિશ્ચય હોય કે આ એમનો પોતાનો અન્તિમ જન્મ છે? પ્રભુએ પોતાનું સ્વીય તરીકે વરણ કરેલું છે તે દર્શાવવાને કવિશ્રી ગાય છે કે,

શ્રીવલ્લભ ગ્રહ્યો હાથ તેનો મુને ભારે ભરોસો, મેલવ્યો મુને તાદશી સાથ તેનો મુને ભારે ભરોસો.
પ્રમેય બલવડે પોતાને કરી સોંપ્યો શ્રીગોવર્ધનનાથ, સાધનહીન પીન સહુ પાપે તદાપિ ચરણરજ માથ.
ઉભયલોક થઇ ચૂરણ ચિન્તા બલિયું બરદ શ્રુતિગાથ, એતી કર્યાનો ખપ ન રહ્યો મને સિદ્ધ સહજ મલ્યો ભાથ.
જનનીજઠરમાં હાવાં જવું નથી હરિપદ વસવું જાય, મહાપ્રભુ બોલ્યા રોગ ગયો ભવ, વણગોળી કવાથ.
અનાયાસ મુને પાર પમાડયો દુસ્તર ભવનિધિ પાથ દયાપ્રિતમ શ્રીજી શ્રીમુખ નિજનો કહી ભરી બાથ.
વળી અણુ આસક્તિ કયહૂં નવ રાખીશ માયા મનથી છોડ નિશ્ચિન્ત થઈ સહુ શોક ત્યજીને પ્રીતિ પ્રભુ શું જોડ.

સર્વ મોહક વસ્તુનો ત્યાગ કરી, આસક્તિ ત્યજી, પ્રભુ શું પ્રીત બાંધવાનો ઉપદેશ શું વિષયગ્રસ્ત કરી શકે?

ભગવદીય જનની કૃપાયે છૂટયાં ત્યાં ભવનાં બંધ, સર્વાત્મનિવેદન કર્યું સર્વે સમર્પ્યું કૃષ્ણ, આ લોક ને પરલોકની છૂટી ગઇ સૌ તૃષ્ણ.

× × ×

હવે રહી નહિ કો કામના એક ઇષ્ટ ગુરુ પ્રતિ હેત, દયે વરણી નિજ કૃતિ અન્તરવૃત્તિ સમેત.

દયારામભાઈ સ્વતઃ આ પ્રકારે સ્વનિર્દોષત્વ કાવ્યોદ્વારા પ્રગટ કરે છે ત્યારે એઓશ્રીના વંચકો ભગવલ્લીલાવિષયક પદોમાંથી, કે જેનું શ્રવણ કરવાનો પણ એમને દયારામભાઇના મતે અધિકાર હોય એ સંશયગ્રસ્ત છે, તેઓ દયારામભાઇને વ્યભિચારી ઠેરવે એ શું ક્ષંતવ્ય છે? કૃષ્ણ-લીલાનો આનંદ અનુભવવાને અને તેનું ગાન કરવાને પ્રથમ આવશ્યક એવો નિરોધ જોઇએ, સર્વ પ્રપંચની વિસ્મૃતિપૂર્વક ભગવદાસક્તિ જોઇએ. દયારામભાઇના આ પદો પ્રેમભક્તિથી ગાનારા આબાલ સ્ત્રીપુરુષોને આ ભાવ સ્વતઃસિદ્ધ હતો અને તેથી તેમને એ પદોમાંથી વિષયગંધ ન આવતો એટલું જ નહિ પરંતુ પરમપ્રેમના વિષય રસેશનું દર્શન થતું, જ્યારે દયારામભાઇના નિરોધશૂન્ય સંસારાસક્ત ટીકાકારોને એ જ પદોમાં નિજહૃદયમાલિન્યને લીધે વિષયગાન સ્ફુર્યું એ પ્રભુની અનવગાહ્ય લીલાનું માહાત્મ્ય સૂચન કરે છે. આ ન્યાય શ્રીમત્ કૃષ્ણદ્વૈપાયનવ્યાસ 'भावे जाग्रद्वत्' સૂત્રમાં ઉપદેશે છે.

દયારામભાઇના સમકાલીન પુરુષોને પણ એમને વિષે કેવો ઉચ્ચ અભિપ્રાય હતો તે અમદાવાદવાળા કવિ માધવરામ વ્યાસે દયારામભાઇને કાવ્યમાં પુછેલા પ્રશ્નો પરથી જણાય છે.

આ સર્વ ઉપરાંત કવિશ્રીનું દીર્ઘ આયુષ્ય પણ ધ્યાનમાં લેવાનું છે. વિષયલંપટ અનીતિમાન કોઇપણ પુરુષ આટલું બધું આયુષ્ય ભોગવીને અને તેની સાથે આટલું બધું વિશાલ કાર્ય કર્યું હોય એવું ઇતિહાસમાં વિરલ પ્રસંગે બને છે. સારાવલિ ગ્રન્થમાં સવાલાખ પદ પોતે ગાયાં એમ તો દયારામભાઇ સ્વતઃ જણાવે છે. આ ઉપરાંત જ્યારે આપણે એમના પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ ગ્રન્થો પ્રતિ દૃષ્ટિક્ષેપ કરીએ છીએ ત્યારે કહ્યા વગર નથી રહેવાતું કે કોઈ વિષયાસક્ત ફક્કડ આવું કાર્ય કરી શકે નહિ. રસિકવલ્લભ, સંપ્રદાયસાર, ભક્તિવિધાન, માયામતખંડન, ઇત્યાદિ ગ્રન્થો ગુર્જરગિરામાં તો અખાને ટક્કર મારે એવા છે. આવા ગ્રન્થોની યોજના સંસારના મોહક મિથ્યા સવિઘ્ન અલ્પ અને ઘાતક સુખમાં મગ્ન રહેનારથી થઇ શકે એ અસંભવજ છે. બાયરનનું આયુષ્ય ૪૦ ૪૨ થી વધારે ન હતું. અત્ર એવું વક્તવ્ય નથી કે અનીતિમાન્ ન હોય એવા પુરુષો અલ્પ વયે મરણ પામતા નથી, પરન્તુ દીર્ઘ આયુષ્ય અને

વિશાલ કાર્ય મન અને શરીરની ઉત્તમ શક્તિઓ વિના બની શકતું નથી, જે ઉત્તમ શક્તિઓ નીતિ અને ચારિત્રના દૃઢ આધાર વિના ટકી શકતી નથી. દયારામભાઇનાં જે કાવ્યો છપામાં છે તેનાં કરતાં ૬૦ ઘણો ભાગ લગભગ નહિ છપાયલાંનો છે. આ ઉપરથી આપણને સહજ ખ્યાલ આવે છે કે નર્મદ, ઇચ્છારામ, શેઠાદિએ દયારામભાઈનું કેટલું તલસ્પર્શી ઇતિવૃત્ત સંપાદન કર્યું હતું? વસ્તુતઃ દયારામભાઇને જેવી રીતે વિષયલંપટ ફક્કડ, અનીતિમાન્ ઇત્યાદિ સજ્જનોએ વર્ણવ્યા છે તેવા તો તે સર્વથા હતા જ નહિ. દયારામભાઈ તો એમના લખ્યા પ્રમાણે, આ લોક અને પરલોકની તૃષ્ણારહિત, કૃષ્ણૈકતાન, ખાનપાનવસ્ત્રાભૂષણાદિ સમસ્ત પ્રભુપ્રસાદ, સ્વસ્વામિપ્રસાદ તરીકે, ગ્રહણ કરનાર, સ્વસ્વામિશ્રીકૃષ્ણભક્તિમાં તલ્લીન, અને તેના જ બલથી નવગ્રહાદિનું સામર્થ્ય અવગણનાર, અને સ્વઉરમાં શ્રીવ્રજરાજની મૂર્તિ સર્વદા વસે એવી દૃઢાનુરક્તિમાન્ હતા. આવા આશયવાન્ ભક્તનું રતનબાઈ કે જે એમને પૂજ્યભાવથી પૂજતી, તેના હૃદયમાં વસીને શું કલ્યાણ કરી શકે તે તો દયારામભાઈના ટીકાકારોજ જાણે.

ખાનપાન આદિ સહુ વસ્તુ વસ્ત્રાભૂષણ અવર સમસ્ત
ગ્રહેવું નિજ પ્રભુ તણો પ્રસાદ, નરકરૂપ છે તે વણ સ્વાદ.
કૃષ્ણભક્તિ જેમાં તે સુખી, સઘળી વાતે છે તે સુખી
મદનાદિક તેને નવ દમે, નવગ્રહ તેને ચરણે નમે.

(હરિભક્તિચન્દ્રિકા)

બાધા હરન મજેશ વેશ નર કુંજ વિહારી, લે મુરલી નિજ હાથ નાથ તારે નરનારી.
દિનદિન ચરિત્ર ઉદાર ભાર મહી હરણ સુખકર, મનહર નંદકુમાર નાર કર પ્યાર નિરન્તર.
રસરૂપ ભૂપ રાધારમન અજબ બની છબી આજકી, દયા પ્રિયતમ મમ ઉર સદા વસ રહો
મૂર્તિ શ્રીવ્રજરાજકી.

આ ઉપરથી સ્પષ્ટ માલુમ પડશે કે દયારામભાઇને અન્યથા વર્ણવનારાઓએ ભૂલ ખાધી છે, અજ્ઞાન અને દ્વેષ ભક્તકવિશ્રી પ્રતિ પ્રકટ કર્યો છે, કાલીદાસાદિવત્ લૌકિક શૃંગારના અનુભવ પ્રાપ્ત કર્યા પછી જ આવા રસોદ્બોધકપદો દયારામભાઇ લખી શકે એમ રા. શેઠાદિનું માનવું છે પરન્તુ તે ભ્રાન્તિ છે. દયારામભાઇનાં ભગવદ્વિષયક કાવ્યો લૌકિક શૃંગારના અનુભવ વગર ન થઈ શકે, અને તે પણ સુરદાસાદિ અષ્ટસખાના કીર્તનોના અભ્યાસ કર્યા પછી, ભાગવત ગીતગોવિન્દાદિના શ્રવણ કર્યા પછી, એમ માનવું યુક્ત નથી. વળી મહાકવિનું અને ચિત્રકારનું ચાતુર્ય અને મહત્તા એમાં જ છે કે તે તે વસ્તુના સાક્ષાદનુભવ વિના, પોતાના માનસિક બલથી, તે તે વસ્તુઓનું તાદૃશ સ્વરૂપ શબ્દથી વા ચિત્રથી ખડું કરી આપવું. શેક્સપિયરાદિએ જેટલાં પાત્રો વર્ણવ્યાં છે તે સર્વનો સાક્ષાદનુભવ તો નહિ જ કર્યો હોય, તેમ કલ્પનાચિત્રો ચિત્રકાર સાક્ષાદ્દર્શન કરીને કરે તો તેમ કહેવું તે પણ તેની શક્તિનો અનાદર કરવા જેવું છે. અહિં તો દયારામભાઇને ભક્તિબલ હતું, સૌભાગ્યમદ હતો, તો પછી એમને શી વાતની ન્યૂનતા રહે!

વળી કવિશ્રીની સ્વજીવન પર્યન્ત અન્તસમયે અને અદ્યાપિપર્યન્ત ડભોઇ ચાણોદ વગેરે સ્થલોએ જે લોકપ્રિયતા સ્થિતિ કરી રહી છે તે સ્ત્રીલંપટ પામર જન્તુની કરી શકે? દયારામભાઇ જ્યારે ગોકુલવાસી થયા અને જ્યારે એમનું શબ શરીરની સ્મશાનભૂમિ ઉપર ડભોઇથી લઈ જવામાં આવ્યું તે સમયે એક માઇલ સુધીનો રસ્તો એ ઉત્તરક્રિયામાં ભાગ લેનારા મનુષ્યોથી શોકપ્રદ હતો. તે સમય સર્વ મનુષ્યો અને તેમના વંશજો અદ્યાપિ પર્યન્ત તેમને પૂજ્યભાવથી સ્મરે છે, તેમના ગ્રન્થોની સેવા કરે છે, અને તેમના ઉપર અન્યથાભાવ આરોપનારા ઉપર

શંકાશીલ નજરથી જોઈ તદ્દવિરચિત ગ્રન્થસમૂહના માત્ર દર્શનથીજ કૃતાર્થ થાય છે. આવી લોકપ્રિયતા આવા અપૂર્વ માન અને સ્નેહ જો કોઈ મનુષ્ય લંપટ અને ફક્કડ હોય તો ચિરકાલ સુધી રાખી શકે ? વસ્તુતઃ જે ગ્રન્થોને આધારે કવિશ્રીની નીતિ ઉપર જે લોકો અધમારોપ કરે છે તેઓ નથી તો જાણતા કવિશ્રીનું હૃદય કે તત્પ્રેરિત ભક્તિમયી કવિતા. દયારામભાઇના ઉપદેષ્ટા ઇચ્છારામભટ્ટજીને વાસ્તે એવું કહેવાય છે, કે કામ પોતાને પ્રભુસેવામાં અન્તરાયરૂપ કવચિત થાય તેનું સમૂલોન્મૂલન કરવાને કામકરણનો ઉચ્છેદ કર્યો. અણુભાષ્યાદિ ઉપર સંસ્કૃતમાં ટીકા આલેખનાર, અનેક જનોને સન્માર્ગે પ્રવર્તક ઉપદેષ્ટાના શિષ્યમાં ગુરુનું અનુકરણ કરવાની અભિલાષા પ્રકટે એ સ્વાભાવિક છે, અને તદાજ્ઞાનુસાર યાત્રા કરી, બ્રહ્મસંબંધ લઈ, આ લોક અને પરલોકની તૃષ્ણા છોડી સંસારની મોહમાયાને સદૈવ તિલાંજલિ અર્પી છે એવું કવિશ્રીનું સ્વવચન નહિ સ્વીકારવું, અને અનીતિમાન્ છે એમ સિદ્ધ કરવા પ્રવૃત્ત થવું, એ એક જાતનો દુરાગ્રહ અને બુદ્ધિનો દુરુપયોગ શું ન કહેવાય ? અનેક પદોમાં અનેક ગ્રન્થોમાં સંસારની અહંતામમતા તરવાને સામર્થ્યની પ્રાર્થના કરી તે શું કવિશ્રીનું માત્ર વાગ્વિજ્ઞાપન હતું ? શું દયારામભાઈના ભગવલ્લીલાવિષયક પદોથી એમને અનીતિમાન ઠેરવવાના મોહમાં એમના ટીકાકારોને આ આન્તરવૃત્તિસૂચક પદો દૃષ્ટિગોચર થયાં જ નહિ ? કે સ્વોત્સાહમાં દૃષ્ટિક્ષેપ કરવા છતાં તેની અવગણના કરી ? સત્ય શું તે નિશ્ચય કરવાનું સુજ્ઞ વાચકને અર્પીશું.

---

[ અનુસંધાન પૃષ્ઠ ૧૯૪ થી ચાલુ ].

જેવો તેવો હું શરણે પડયો છું, ટાળ્યો નહિ ટળું અટલ અડયો છું,
પગરેખની રીતે જડયો છું, પ્રભુ સોંપ્યો શ્રીમહાપ્રભુરે;
હાવાં તો હદ થઇ છે સ્વામી, ઘણો દુઃખીઓ છું અંતરજામી;
એ કો કલેશની રહી ન ખામી, ઝાલો કર છો વિભુ રે. ૩૦

કેવળ પ્રમેય બળ જો વિચારો, ત્યારે સુખનો દિવસ આવે મારો,
વિના કરુણા નાં દુઃખ નિસ્તારો, જાણું છું નિશ્ચે કરી રે;
જેને નિજનો માન્યો ભગવંત, દુષ્ટ પણ થાયે સાચો સંત,
વિભુ સહુ શ્રી કંત, કૃપા કર શ્રી હરિ રે. ૩૧

છેલ્લી વિનતિ સુણો હરિ મારી, જીવું છું એક આશ તમારી,
મારી સામું ભાળો ગિરિધારી, વિચારી પોતાપણું રે;
જે કો વિનયબત્રીસી ગાશે, તેનાં જન્મમરણ દુઃખ જાશે,
દયાપ્રીતમ પ્રસન્ન તેને થાશે, આપશે સુખ ઘણું રે. ૩૨

ઇતિ શ્રીકૃષ્ણજન કવિ દયારામ વિરચિતાયાં "વિનયબત્રીસી" સમાપ્ત ॥



સંગ્રાહકઃ—પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઇના પટ્ટશિષ્યના પ્રપૌત્ર
જોશી જીવણલાલ છગનલાલ, ડભોઈ.

# रसिक भक्त कविशिरोमणि.

સાહિત્ય, સંગીત અને કલાનું મિલનસ્થાન, ત્રિવેણી સંગમ, પ્રયાગરાજ, તેજ પનોતા પુનિત દયાર્દ્ર દયારામની દર્ભાવતી. દયારામભાઇએ અર્પ્યું સાહિત્ય, ને સંગીત. હીરા કડીઆએ અર્પ્યો નકસીદાર કલાનો કલામય નમુનો.

સંસારના સારા નરસા પ્રવાહોના પેખનાર, સામાજીક રૂઢિઓના જાણકાર, મિલનસાર મુસાફર, પરમ પ્રેમ પેખનાર, ભાવનામય જીવન જીવનાર, દીનતાએ આર્દ્ર બનનાર ભાવભીની ભક્તિએ ભીંજાએલા રહેનાર, બંસીનો મંજુલ રવ સુણાવનાર, આનન્દરસની ઝડીઓ વરસાવનાર, માધુર્યરસનું પાન કરાવનાર હોય તો છે એક અજોડ રસમેઘ દયારામ.

ગરબે ઘૂમનારી ગોરીઓને ગરવી ગરબીઓનું દાન કરનાર, યુવકોને આત્મીય ધ્યેય-મન્તવ્ય દર્શાવનાર, સાહિત્યકારોને ઉત્તમ સાહિત્યપુંજનો વારસો આપનાર, અરે! દરેક ચિન્તાપારાવારે પીડાએલા આત્માને સચોટ-સરળ રસ્તો બતાવનાર-નિષ્કામિક ધ્યેયની સાચી સમજાવટ પાડનાર હોય તો છે એક અજબ રસમસ્ત દયારામ.

દયારામભાઇએ વહેવા દીધું સાહિત્યને, ઉત્તમ રીતે સરળ સચોટ ભાષાથી સામાજીક-ઐતિહાસિક-રૂઢિબદ્ધ આખ્યાનોમાં, કર્મ-જ્ઞાન-વૈરાગ્યાદિ સ્થાનોમાં, પ્રેમ-ભક્તિ-દીનભરી વાણીમાં, માધુર્ય સ્રવતી રસકુંજથી ગરબીઓમાં. સાહિત્યનું સમ્યક્ સર્જન એજ સાહિત્યકારનું સાક્ષરત્વ. સંગીત વિના સાહિત્ય સૂનું દીસે છે. સાહિત્ય વિણુ સંગીત લૂખું લાગે છે. સાહિત્ય-સંગીતનું એકીકરણ એટલે ત્યાંથી આનન્દરસની ઝડીઓનું વરસવું. સાહિત્ય માટે કોઇના બે મત છેજ નહિ. સંગીતપરના પ્રખર કાબુની પ્રતીતિ વાસ્તે. વડોદરાના હરિભક્તિના ત્યાંનો અહેવાલ ખાસ પૂરતો છે. એઓશ્રી તે વખતના સાચા સંગીતકાર હતા. તંબુરાના તારના ઝણઝણાટથી-કોકિલશા ટહૂકતા મંજુલ રવથી સારાયે ગુજરાતને ગાંડું-ઘેલું કરી મૂક્યું હતું. ઉત્તમ સંગીતકાર હોવા છતાં "ગુણપરીક્ષા" નો અનુકરણીય સદ્‌ગુણ આપતો હતો. પ્રતિભાને વધારે તેજસ્વી બનાવતો હતો.

જનસમાજ જયંતી કોની ઊજવે છે! જેણે જનસમાજની સેવામાં આત્માનું બલિદાન આપી દીધું હોય. જનની કાર્ય કરી બતાવ્યું હોય. જયંતિ ઉજવવાનું કારણ? ફક્ત સાહિત્યની કમનીય સેવા. કવિ હૃદયને પારખવું-પેખવું એટલે અક્ષરદેહને વારંવાર વાંચવો. વારંવાર વાંચવાની ઉત્કંઠા થવી એજ રસિક વાચકોના રસિક હૃદયની સાચી સાખ. સાચા સાહિત્યકારની રસમય સેવા. એ અનુપમ સેવા કેવા પ્રકારથી હતી એનું ધ્યાન કરવાનું કાર્ય સાહિત્યરસિક જનતાને સોંપું છું.

વિવાદગ્રસ્ત જન્મપ્રકરણને વધારે છણવા માગતો નથી. ડહોળાઇ ગએલા ક્ષરદેહને વધારે ચૂંથવા ઇચ્છતો નથી. ક્યાં સુધી બે મત રહેશે? ક્યારે લીસોટો ભૂસાશે? જરૂર દર્ભાવતીને પ્રકાશમાં આણ્યું હોય, ગુજરાતમાં નામીચું બનાવ્યું હોય તો ફક્ત દયારામભાઇની સુમધુર-રસમય-ભાવવાહી શૈલીએ; હીરા કડીઆની કમનીય કલાએ. દર્ભાવતી જેટલું ઋણ ફેડે-અદા કરે તેટલું ઓછું!!!

જે કવિઓ દુન્યવી પ્રેમના વર્ણનમાં દુન્યવી પાત્રો લઇને પ્રેમનું તાદશ ચિત્ર ચિત્રે છે-દોરે છે, સચોટ વાતાવરણ ખડું કરે છે, જેનાથી વાચકો ખુશ થઈ "વાહવાહ" ના ઉદ્‌ગારો કાઢે છે-તે પ્રેમના વર્ણનનો કવિસમ્રાટ ઉપહાસ કરે છે. કહો કે એ પ્રેમ ખરો પ્રેમ નહિ-એ

રસ ખરો નહિં પણ પ્રેમાભાસ-રસાભાસ. માટે જરાએ દીઠે ગમતો નહિ. સદાએ આનન્દરસમાં મગ્ન રહેતા રાધાકૃષ્ણની રસખેલડીના સારી રીતે ગુણાનુવાદ ગાઈ માધુર્યરસની ઝડીઓ વરસાવતા. રસરાસેશ્વરના ગુણાનુવાદ શિવાય કશુંએ ગાયું નથી. હૃદયે ઉભર્યું પણ નથી. સદાએ રસસાગરને હિંચોળે હિંચતા હતા. રસમન્દિરમાં બિરાજતા હતા. સાચા રસજ્ઞ તરિકે રસરાસેશ્વર સ્વરૂપનાં દર્શનની અંતિમ અભિલાષા સેવતા હતા. એજ અભિલાષાના સેવનના પૂરમાં, પૂરે વ્હેતા ઉમંગતાં, ઉમંગે ઉભરાતા પ્રેમમાં ફક્ત જોઈ શકાશે રસમસ્ત આત્માને રસકુંજશી ગરબીઓમાં. એમની એકેક ગરબી એટલે બંસીના સૂરનો ભાવવાહી પડઘો. ભાવવાહી પડઘાનો આંતરધ્વનિ પણ જુદોજ પડવાનો. અનોખો તરી આવવાનો. દયારામભાઇ સારાયે ગુજરાતના બંસીધર હતા. કહો કે એ રોડીલા બંસીધરની ગૂંજતી બંસી દયારામભાઇના હૃદયે વસી વદને રમી રહી હતી. દરેક ગરબીઓમાં આત્માનું વલણ જુદું પડવાનું. મનોભાવ અનેરો તરી આવવાનો. પ્રેમરસ કહો, શૃંગારરસ કહો, માધુર્યરસ કહો-એનાથી હૃદય છલકાઈ જવાનું. દયારામભાઇ માધુર્ય મૂર્તિ સરિખડા દીસતા હતા. છતાં આક્ષેપકારો ગરબીઓને એક આક્ષેપ તરિકે પેખે છે-લખે છે એ શું નવાઇ પમાડે એવું નથી? દયારામભાઈ વારતે આવો મત દાખવે છે ત્યારે દુન્યવી પ્રેમના કવિઓ માટે કેવો દાખવશે? હું તો કહીશ કે એમનો અક્ષરદેહ એજ એમના ક્ષરદેહનો અરીસો. અક્ષરદેહની ચમત્કૃતિ એજ ક્ષરદેહની પ્રતિભા-મનોહર મનોભાવના-ઉચ્ચ આદેશ. નિર્મળ હૃદયની સાચી શાખ.

આ ઠેકાણે કેટલીક ગરબીઓ અનુભવીશું-અવલોકીશું તો અસ્થાને નહિંજ ગણાય.

"સુણ સાહેલડી રે મારે નંદકુંવરશું નેહ................" "રાધાજી" સાહેલી પ્રત્યે "નંદકુંવર" સાથે પ્રકટેલા પ્રેમનું એ તાદૃશ ચિત્ર ખડું કરે છે. સ્નેહ બંધારણનું પહેલું પગથીઉં-પગરણ મંડાય છે. માર્ગમાં મિલન થાય છે. અવાક્ રહે છે-આંખલડીમાં ઈશારત થાય છે. મેળાપ માટે તલસે છે. હૃદય પડઘો પાડે છે. અન્તે સાહેલી સાથે જવાનું નક્કી કરે છે. તે પણ 'મથની'માં (દાણીમાં) ગોરસ લઇને-જાણે કે તેજ મિલનનું સાધન ન હોય!' સાહેલીઓની સાથે સંચરે છે. હૈયાની હોંશ પૂરાય છે. શ્યામસુંદર મળે છે. ભાવવાહી ભાવે ભીંજાય છે.

"હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું..........'' રાધિકાજી આંતરભાવ પ્રકટ કરે છે. શા સારૂ રસીયો મારી સામું જોતા હશે?" શા સારૂ વઢતાં-તરછોડતાં રીસ ન લાવતાં મારે ત્યાં આવીને બોલાવતો હશે? શા માટે યમુનામાર્ગે પાછળ પાછળ આવી વગર કહે બેલડું ચઢાવતો હશે? અરે! આતો ઠીક-પણ દૂરથી દેખી એકદમ દોડી પાસે આવી શા માટે માળા કહાડી પહેરાવતો હશે? બેની! મને કશીએ સમજ પડતી નથી. એ તો દયાપ્રીતમે પીછો પકડયો તે પકડયોજ. આનો જવાબ સુંદર મનોહર ભાવમાં રસિયા કવિ "જોડાની ગરબીમાં" એક ગોપિકાના પાત્રમાં આપે છે.

"એને તુજ પ્યારીને બીજું અવર ન કોઇ"........હેં! રાધે, જે આખા જગતને મોહ પમાડી રહ્યો છે, જે સારાયે જગતને નૃત્ય કરાવી રહ્યો છે તે તો ફક્ત તનેજ જોયા કરે છે. તારા સિવાય કોઇ પણ એનો આત્મા નથી. એને પ્યારૂં એ નથી. જો તો ખરી? સારાયે ગોકુળની ગોરીઓ એની પૂંઠે ભમે છે, કયાંયે દાવમાં આવતા નથી. તેજ પ્રભુને તારી-તારા શશીવદનની મનગમતી મેંધેરો ગાળો ગમે છે. જે વ્રજબાળાઓને નાક ઘસાવે છે તે તો તારે ત્યાં વણ તેડયો આવે છે. અરે! હું પણ મિલન કેની રીતે ચહી શકું! જરાએ તારે ત્યાંથી ખસે ત્યારેને! ખરે! રાધે, તેં તો દયા પ્રભુને વશ કરી દીધો છે. મને એ કશી ખબર નથી પડતી કે તે એવી 'કયી એક ગોર પુણ્ય છે!'

દરેક ગરબીઓમાં આત્માનો મંજુલ રવ જુદો પડવાનો. જેવો ભાવ તેવો રવ. અન્તે શ્યામસુંદરે પરિણમવાનો. નાયિકાભેદથી વર્ણન ખરૂં. ભાગ્યે ભાવોનું મિશ્રણ દેખાશે. ભાવનું અજબ જોડાણ એજ ચમત્કૃતિનું નિધાન.

ઘડીભર સુમધુર, સરળ, સુંદર, પદલાલિત્યની ચમકથી ભરપૂર સાહિત્ય તરફ વળીએ. માધુર્યરસનું આચમન કરીએ. પ્રેમભક્તિ–દીનતાએ આર્દ્ર બનીએ. આંતર ગૂઢ ભાવોને સમજીએ. થોડાંએક રસનાં છાંટણાં છાંટીએ, હેતે રસ ઘૂંટ પી પચવીએ. રસમન્દિરે રસરાસેશ્વરનાં દર્શને કૃતાર્થ બનીએ.

"લોચન મનનો રે ઝગડો........" એમાં કવિવર લોચન મનના ઝગડાથી શરૂઆત કરી રસની અચ્છી જમાવટ કરે છે. અરે! એ ઝગડો રસીઆ જનનો હોઈ શકે! અરસિકને ભાગ્યે સમજ પડે. લોચન અને મન એ બે પાત્રોથી ઝઘડાની શરૂઆત કરે છે. પ્રભુ પાસે પ્રેમ બંધાવનાર કોણ? મન કહે કે લોચન. લોચન કહે કે મન. ચક્ષુએ દર્શનનો લાભ લીધો. શ્યામસુંદરના દર્શને કૃતાર્થ બન્યું. નયણે હોંશભેર નીરખ્યાજ કર્યું. મને દર્શન ન કર્યાં તે નજ કર્યાં! વિરહાગ્નિના અદીઠ દર્દમાં પીડાયાજ કર્યું. ધગધગતા અંગારામાં બળ્યાજ કર્યું. ભીતરના ભડકામાં હોમાએલું રહ્યું. મન તો મૂળ પાંગળું. તેમાં વળી એની આ દશા! આંખ એનું વાહન, વાહન જ્યાં લઈ જાય ત્યાં સ્વાર જાય. મન દરેક ઇન્દ્રિયને સ્વામી. સ્વામી આજ્ઞા આપે ત્યાં સેવક જાય. લોચન તો જાણે દર્શને કૃતકૃત્ય થયું. અંતમાં બુદ્ધિને ન્યાયાસને બેસાડે છે, લોચનને મનની કાયાની ઉપમા આપે છે. મનને લોચનનો પ્રાણ કહે છે. લોચન અને મન એ બન્નેના જાણકારથી શ્રીપ્રભુ સાથે પ્રીત થાય છે. ત્યારેજ રસનાં મનોહર ઝરણાં ઝરે છે. આંતરભાવનું ઉદ્‌ઘાટન કરે છે.

"મારે અંત સમે અલબેલા......" "શ્રીવલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી..." વિગેરે વિનતડીઓમાં આત્મીય અતિકરણ આંતરરવ પ્રકટ કરે છે. છેવટે મન–મુખ–લોચનમાં આવી વસવા વિનવે છે. દર્શન વાસ્તે તલસે છે. વાંચતાં–ગાતાં સાંભળતાં રસિક હૃદય આર્દ્ર બને છે. ઘડીભર નયણેથી અશ્રુ સ્ત્રવે છે. હૃદય કોમળ ભાવોથી ભરપૂર બને છે. ગદ્‌ગદ્‌કંઠે વિજ્ઞાપનના પદો ગવાય છે. અન્તે કરુણ રસે વિરમે છે.

"મોટાનું વચન સુખ ધામ કૃતિ રીતે કરીએ"..... એમાં પુરાણ, ઇતિહાસ વિગેરેના સ્ફુટ સચોટ દાખલાઓ આપી અવળે રસ્તે ચાલતી જનતાને સીધો–સરળ આત્મોન્નતિનો માર્ગ બતાવે છે. જગતનિયંતાએ નિયમન કરેલી સીમાઓને ઓળગતી અટકાવે છે. એથીજ અન્તે કહે છે કે "માટે પ્રમાણપંથે ચાલવું ને ભજવા શ્રીગિરિવરધારીરે, મોટાની ગતિ મોટા જાણે; દયા દીનતા સારી."

"મનજી મુસાફર રે ચાલોને નિજ દેશ ભણી"......પોતાના દેશ ભણી જવાનો–ગોલોક ધામે પ્રયાણ કરવાનો સમય વીતી જવાથી મનને તે રસ્તે પરવરવા પ્રબોધે છે. આત્માને સદ્‌બોધે છે. જગતની સારીયે વસ્તુ ઇશ્વરની છે, આપણી–જીવની નથી. રસ્તે બેઠેલા કામક્રોધાદિ "ફાંસીઆઓને" મારવા ભક્તિસત્સંગાદિ "વળાવા" રાખવા સૂચવે છે. વળાવાના અચૂક સેવનથી ફાંસીઆઓનું કશુંએ જોર નહિ ચાલે. એ તો ગતિ, ભેદુએ–સદ્‌ગુરુએ બતાવી છે. કોઇ પણ જાતનો માલ વહોરવો તે શેઠના–બ્રહ્મના નામનો વહોરવો ખરીદવો. નુકશાન થાય તો થાય શેઠને. નોકરને–જીવને કશુંએ લાગે વળગે નહિ. કારણ? માલ બ્રહ્મના નામનો ખરીદાએલો છે. માટે નોકરે–જીવે પોતાના નામે કશુંએ ખરીદવું નહિ. આ મેં કર્યું એવું મનમાં લાવવું

નહિ. સદાએ અહંતા–મમતાનો ત્યાગ કરવા સદ્બોધે છે. પ્રભુ પ્રત્યે પ્રેમભાવે આર્દ્ર બનવા પ્રબોધે છે. છેવટે એઓશ્રીના ધામે–ગોલોક ધામે જવાની તીવ્ર ઉત્કંઠા તરી આવે છે. આત્માનો ઊંડેરો મનોહર ભાવ ઉભરાઇ આવે છે.

"શ્રીવૃંદાવનવિલાસ" માં એઓશ્રીએ રસિકશિરોમણિને છાજે તેવી રીતે નાચ–તાનને ગાનની મનોહર ગૂંથણી ઉત્તમ રીતે કરી છે. અજબ જમાવટ કરી છે. નાચતાં પગનાં ઝાંઝરનો ઝણકાર, મદંગનો મધુર રણકાર, કંઠનો મંજુલ ટહૂકાર–અરે! એકજ માધુર્ય રસે પરિણમે છે. અચ્છી રીતે ગૂંથાએલાં દીસી આવે છે. ઘડીભર મનોભાવના તાદશ થતાં એક અનોખા વાતાવરણમાં વિચરી રહ્યા હોઇએ એમ સાચી સાચી સાખ આપે છે. રસમસ્ત આત્મા રસબદ્ધ બને છે, ભાવાત્મક સ્વરૂપે ભીંજાએલો રહે છે.

નિઃસ્પૃહી વૃત્તિ પોતાનામાં કેવી અજબ રીતે જોડાએલી હતી તે ખાસ ધ્યાન ખેંચે છે. પ્રતિભામાં વધારો કરે છે. વધારે કમનીય બનાવે છે. એને માટે ફક્ત વડોદરાના ગોપાળરાવ મ્હેરાળનું દૃષ્ટાંત પૂરતું છે. ગણપતિજીના આરૂઢ ઉપાસક ગોપાળરાવ મ્હેરાલનું આવેલું તેડું પાછું મોકલનાર પણ આપણા પનોતા પુનિત દયારામભાઇ હતા. તેડું લઇ આવનારને પાછો મોકલ્યો. "એક વર્યો ગોપીજનવલ્લભ નહિ સ્વામી બીજો" એ પદ લખીને મોકલી આપ્યું. દઢ ટેક છડે ચોક બતાવી આપ્યો. પોતાને પૈસાની લાલસા હોત તો સારી રીતે રળી શકયા હોત. પણ એ અસ્થિર પદાર્થને શું કરે? એમને તો પડયો હતો રસ રસપ્રચુર રસરાસેશ્વર સ્વરૂપમાં–દર્શનમાં–મિલનમાં, માટેજ "એક વર્યો ગોપીજન વલ્લભ નહિ સ્વામી બીજો." કારણ? "એના બાળક ને આશા એની" એજ પોતાનો જવાબ.

સાક્ષરનું લક્ષણ! બહુશ્રુતત્વ. એઓશ્રી પણ બહુશ્રુત હતા એમ એમના "વસ્તુવૃન્દ દીપિકા" ગ્રન્થ પરથી સહેજે માલુમ પડશે. એઓશ્રીએ એક વસ્તુથી લઇ એકસોને એક વસ્તુ સુધીનું વર્ણન કર્યું છે. દરેક વિષયોપરના જ્ઞાનનો પરચો બતાવ્યો છે. ખરે! દીપિકા વાંચવાથી રસિક વાચક પોતાના જ્ઞાનમાં ઉમેરો કરી શકે છે. રસિક આત્માને સંતોષી પ્રફુલિત બનાવી શકે છે. દીપિકાને અનેરી દીપિકાની ગરજ સારે છે. અરસિકને પણ રસિકતા વ્યાપે છે. સાહિત્યપુંજનો વાસો કરાવે છે. ઘણું ઘણું–તરેહ તરેહનું શિક્ષણ આપે છે.

પોતે રસિક હોવા છતાં દુનીઆદારીના વ્યાવહારિક જ્ઞાનમાં કેવા નિષ્ણાત હતા તેની સાચી સાખ વાસ્તે "વહેવારચાતુરી" ગ્રન્થ પૂરતો છે. વ્યવહારદક્ષને પણ વ્યવહારકુશલ બનાવે છે. વહેવારચાતુરીની એકેક કડીઓ હૃદયમાં કોતરી રાખવા જેવી છે. તે પ્રમાણે વર્તન કરવા જેવી છે. વર્તવાથી ભાગ્યે વ્યવહારમાં પાછળ પડી શકાય.

"રસો વૈ સઃ" એ શ્રુતિ જે રસને–રસ સ્વરૂપને ઓળખાવે છે તે સ્વરૂપને એઓશ્રીએ અજબ રીતે ઓળખ્યું છે. ઓળખી ગુણગાથા ગાઈ કાવ્યને સમધુર–મનોહર બનાવ્યું છે. ખરૂં કાવ્ય તો એ જ હોઈ શકે કે જેમાં ખરા રસનું ઉદ્બોધન થએલું હોય, રસરાસેશ્વર સ્વરૂપનાં દર્શન થઈ રહ્યાં હોય, માધુર્યરસની જ્વાળા થઇ રહી હોય, પ્રેમરસની હેલી મચી રહી હોય, આનન્દરસની ઝડીઓ વરસી રહી હોય! એમનું એક પણ કથન એવું નહિ હોય કે જેમાં માધુર્યરસની મધુરી મીઠાશ ન મ્હેકી રહી હોય, પ્રેમ–ભક્તિના કમનીય રશ્મિઓ ન ઓપી રહ્યાં હોય, આનન્દરસનાં ઝરમર ઝરણાં ન ઝરી રહ્યા હોય! ટુંકમાં પોતે હતા ગુજરાતના મોંઘેરા "રસરાજવી".

"રુકિમણી હરણમાં" બધાએ રસની જમાવટ થએલી જોઈશું. એઓશ્રી જે વર્ણન કરવા માગે છે તેમાં પોતાનું સારૂંયે હૃદય રેડી દે છે. એક પ્રસંગ લઈએ. રુકિમણીજી કાગળ લખે છે. બ્રાહ્મણને દ્વારિકાં લઈ જવા વિનવે છે. દ્વિજ કુમારિકાના અજ્ઞાનનો ઉપહાસ કરે છે. નિરાંતે ગામની ભોંગોળે જઈ ઉંઘે છે. સવારે જાગતાં દ્વારિકાંની ભાગોળ નીરખે છે. દ્વારામતીમાં પ્રવેશે છે. પ્રભુને દરબારે પધારે છે. સારી આગતાસ્વાગતા થાય છે. પ્રભુથી કાગળ વાંચી શકાતો નથી. અશ્રુનું ઝરણુ થાય છે. આ બધુંએ પોતે વર્ણનાત્મક દૃષ્ટિથી શ્રેષ્ઠ રીતે સાંગોપાંગ વર્ણવે છે. રુકમણિજી અંબિકા પૂજવા જાય છે. સ્ત્રી સૈનિકોનાં વચમાં વિચરે છે. બીજા સૈનિકો તો વધારાના! રુકમણીજીના દર્શનથી સૈનિકોનું મોહવશ થવું. શ્રીકૃષ્ણના દર્શનથી સ્ત્રી સૈનિકોનું ભાન ભૂલાવું. રુકમણીજીનું હરણુ થવું. રુકમૈયાનું પાછળ પડવું. શ્રીકૃષ્ણ સાથે દ્વંદ્વયુદ્ધ થવું. રુકમૈયાને પટ્ટા પાડવા રથ પાછળ બાંધવો. બળરામે આવીને છોડાવવો એમાં બેશક વર્ણન સાથે વીરરસને શાંતહાસ્ય રસની અજબ રીતે જમાવટ થએલી છે. "ગૌરવ" પણ બધીએ વસ્તુઓથી ષડરસથી ભરપૂર છે. ખાનપાનાદિના રિવાજ મુજબ વર્ણવામાં આવ્યો છે. દરેક જાતની વાનીઓ આવી જાય છે. ભાગ્યે બાકી રહી જતી હશે! સાંભળતાં મુખમાં પાણી આવ્યા વગર રહેજ નહિ આ એમના સામાજીક જ્ઞાનની સાચી સાખ. એઓશ્રી કોઈપણ વિષય લે છે તેને સારી રીતે છણે છે. દૃષ્ટાંતો વડે દૃઢ બનાવે છે. એટલું તો ખરૂંજ કે પોતે જે વખતે જેવો અર્થ લાવવા માગતા તે સમયે તેવો જ શબ્દ વાપરતા. પદલાલિત્યની ચમકમાં અનેરૂં ઓજસ પ્રસરાવતા.

હિન્દી ભાષાના પ્રખર કાબુની પ્રતીતિ વાસ્તે એઓશ્રીનો "સતસૈયા" ગ્રંથ એકલોજ પૂરતો છે. એક ગુજરાતી કવિ હોવા છતાં હિન્દી ભાષામાં નિષ્ણાત બની ઉત્તમ કાબુ મેળવી કવનમાં અચ્છી રીતે ઉતાર્યો છે. પોતાનો પ્રાણ રેડી દીધો છે. એમાંએ પ્રકરણો પાડયાં છે. નાયિકા ભેદથી ઉદાહરણ સાથે વર્ણન કરેલું છે. કાઠિણ્યાર્થપ્રકરણ રસિકોના મગજને વિસ્મયના આગારમાં દોરી જાય એવું છે.

"સુનિયે જુ હરિ હજરત......" એમાં કવિરાજ પ્રભુને આત્મીય દુઃખદ કહાણી કહી બતાવે છે. દુઃખ દરીએ ડુબેલું હૃદય ખોલી બતાવે છે. દર્દનો ઉભરો ઠાલવે છે. અન્તે એ વાતની પ્રભુ પાસે માગણી કરે છે. અસ્થિર મનને સ્થિર બનાવો અગર સદાને માટે આપના દરબારમાં બોલાવો. એજ અંતિમ અભિલાષા. ઉપદેશ પણ ઉત્તમ સમાએલો છે.

"એક ખુબસુરત ગબરૂ રે ગુલઝાર સાંવરા."

એમાં ગોપિકા સાંવળીઆનું દર્શન કરે છે. તારીફ કરવાની શક્તિ પણ નથી. ગોપીવલ્લભ ટીકીટીકીને જોયાજ કરે છે. કંઈ કલા કરીને વિરહદુઃખ ફેલાવે છે. પ્રભુ વિરહે ઝૂરે છે. દુઃખ અસીમ છે. કશુંએ ચેન પડતું નથી. ઉત્તરે મેળાપ ન થાય તો ગળું કાપીને પ્રાણ અર્પવાનું કબુલ કરે છે.

"શે કોણ મંત્ર સાધ્યો..." એમાં રસિક કવિ રાધાજી પાસે એકજ વસ્તુ જાણવા ચાહે છે. પ્રભુને, દેવના દેવને, તેં કયા મંત્રના જોરથી કયા દેવના આરાધનથી વશ કર્યાં? લક્ષ્મીજીને એ પરમ મંત્ર મળી શકતો નથી તો તેં કયા ગુરુ પાસેથી મેળવ્યો? કવિ પોતાનો હાર્દિક પ્રેમ ઉછાળે છે. રાધિકાને આંતરિક અભિનંદન આપે છે. ધન્ય છે! કીર્તિજા! તેં તો અજીતને પણ જીત્યા. અબધ્યને પણ બાંધી લીધો. ખરો રંગ તો તેંજ રાખ્યો કહેવાય!

"બરસાનેકી ડગર બતા દે..." એ કેરવામાં ગલી ભૂલી પડેલી વૃષભાનુનંદિની ગભરાય છે. રસ્તો બતાવવા વિનવે છે. વિરહે પીડાય છે. નામ ઠામ બધુંએ બતાવે છે. સમય અતીત થઈ ગએલો હોવાથી પ્રભુ સાંજ રહેવાનું સૂચવી ટહેલ કરવાનું કબુલ કરે છે. રાધિકા દ્વારા આત્મીય ઉમંગી ઊર્મિઓ ઠાલવે છે. પરમ પ્રેમરસનું ઉદ્‌ઘાટન કરે છે. માધુર્યરસનું શ્રવણ કરે છે. અનેરો ભાવવાહી પડઘો પાડે છે.

"મેં તો મેરા બાલાજોબન દીયો નંદલાલકું..." એ કેરવામાં કવિશ્રીના આત્માનો પુનિત પડકાર જોઈશું. કુમારી ગોપિકાની હૃદયગાથા વાંચીશું. પુનિત પ્રેમકથા, પ્રેમસંધાનનો સમય, અનુરાગિણી હૃદય-કવિવર અચ્છી રીતે સુમધુર મનોહર શબ્દોની જોડણીમાં વર્ણવે છે. આત્મીય અતિતીવ્ર ઉત્કંઠા ખડી કરે છે. અંતઃકરણીય અભિલાષા સેવે છે. સેવનના પૂરમાં આભા અનેરો ઓપે છે.

"મોતીવાલા બનમેં પાઈ..." એક ગોપાંગના રસરાજને વને નીરખે છે. દર્શનની અભિલાષા પૂરી પાડે છે. ગોપીનાથના સ્વરૂપને સારી રીતે પીછાને છે. મુખે કહી શકાતું નથી. અનુભવી હૃદય સમજી શકે છે. ફક્ત પ્રભુના ગુણાનુવાદનું અન્વેષણ કરે છે.

"નૃસિંહ મ્હેતાની હુંડીમાં" વર્ણનાત્મક દૃષ્ટિથી મ્હેતાજીનું સારી રીતે ટુંકમાં અચૂક વર્ણન કરે છે. પ્રસંગને અચ્છી રીતે ચિત્રે છે. મ્હેતાજી પાસે યાત્રાળુઓનું આવવું. રૂપીઆ સવાસો લેવા. શામળશા પર ચિઠ્ઠી લખી આપવી, યાત્રાળુઓનું દ્વારિકા જવું, સ્નાનદર્શનાદિકથી પરવારી શામળશાને શોધવા, યાત્રાળુઓનું ફીકા પડવું, અન્તે રૂપીઆ મળવા ચકિત થવું આ બધુંએ એઓશ્રી અજબ રીતે મનમોહક મધુરી ભાષામાં વર્ણવે છે. તે સિવાય કુંવરબાઈનું મોસાળું કરવું, પિતાનું શ્રાદ્ધ કરવું, કર્મકાંડી સંન્યાસીઓના દેખતાં સ્ત્રી વેષમાં પ્રભુએ પાણી પાવું. વિગેરે દાખલાઓ આપી પૂજનીય ભજનીય ભક્તરાજોનાં કાર્યો અવશ્ય પ્રભુ કરે છે એમ સાચો બોધ પ્રબોધે છે.

હવે અમ અનેકશઃ ભાવભીના કમનીય પ્રણામ એ મંજુલ રવે ટહુકતા સાહિત્યકારને, આદર્શ સંગીતકારને, નર્મદાતીરના, ભાવભીની ભક્તિએ ભીંજાએલા ભાવુક ભક્તને, પુનિતપ્રેમે પમરતા રસિક દયારામને.

લેખકઃ—પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઈના પટ્ટશિષ્યનો પ્રપૌત્ર,

જોષી જીવણલાલ છગનલાલ ડભોઈ.

---

સુલતાનપુરઃ—અત્રેના શ્રીમદ્‌વલ્લભમન્મથદ્રુમમંડળને નીચે લખેલા શુભેચ્છો તરફથી કેટલાક સામ્પ્રદાયિક ગ્રંથોના 'ભેટ' મળ્યા છે, એ સાભાર સ્વિકારી, 'મંડલ' ને સામ્પ્રદાયિક સાહિત્યની ભેટ આપી, ઉત્તેજન આપવા બદલ, 'મંડલ' ના એ શુભેચ્છકોને ઉપકાર સાથે ધન્યવાદ આપવામાં આવે છે ! ! ૧. ગો. શ્રીવ્રજનાથલાલજી મહારાજ ચાંપાસેની, ૨. 'શ્રીપુષ્ટિમાર્ગીય યુવક પરિષદ' મુંબઈ. ૩. શ્રીસુંદરદાસ વીરભાનદાસ ઠઠ્ઠા (સિંધ), ૪. શ્રીભગવાનદાસ ચુનીલાલ શાહ નડીયાદ. આ સિવાય કેટલાક ભગવદીયોએ સાહિત્ય મોકલી આપવાનું વચન આપ્યું છે, તેઓનો પણ આ સ્થળે ઉપકાર માનવામાં આવે છે. 'મંડલ' તરફથી કૃપાલુ ગોસ્વામી બાળકોને તથા વૈષ્ણવોને વિનંતિ કરવામાં આવે છે કે, આપને પ્રભુ જે પ્રેરણા કરે, તે સાહિત્ય મંડળને ભેટ આપી, ઉત્તેજન આપવાની ઉદારતા દર્શાવશોજી. નિવેદક, પ્રેમશંકર મો. કંસારા. વ્ય. 'શ્રીમદ્‌વલ્લભમન્મથદ્રુમમંડલ' સુલતાનપુર.

# માહાત્મ્યજ્ઞાન.

( લેખકઃ—શ્રીયુત વિનોદરાય જેસુખરાય મજમુદાર, B. A. LL. B. વકીલ. )

( ગતાંક પૃષ્ઠ ૧૪૫ થી ચાલુ. )

जन्मकर्माभिधानानि सन्ति मेंऽग सहस्रशः । न शक्यन्तेऽनुसंख्यातुं अनन्तत्वात् १०–५१–३७.
क्वचिद्रजांसि विममे पार्थिवान्युरुजन्मभिः । गुणकर्माभिधानानि न मे जन्मानि कर्हिचित् સદર ૩૮.
( સરખાવો ઋગ્વેદના વિષ્ણુસૂક્તમાં "विष्णोर्नुकं वीर्याणि प्रवोचं यः पार्थिवानि विममे रजांसि" )
कालत्रयोपपन्नानि जन्मकर्माणि मे नृप । अनुक्रमन्तो नैवान्तं गच्छन्ति परमर्षयः ॥ સદર ૩૯.

એ પ્રમાણે અનન્ત અપાર ઐશ્વર્ય વીર્ય યશ શ્રી જ્ઞાન વૈરાગ્ય દર્શક ભગવદાવિર્ભાવો તો છે. तथापि अद्यतनान्यंग शृणुष्व गदतो मम ॥ સદર ૪૦ ॥ એમ કહી છેલ્લા કૃષ્ણાવતારની હકીકત કહીને છેવટે આજ્ઞા કરી કે—

जह्यंग मदुपाश्रितः ॥ સદર ૬૩ ॥ એ પ્રમાણે આપણે પણ સો વાતની એક વાત સાર રૂપે બરાબર ધ્યાનમાં રાખવી કે શ્રીકૃષ્ણના આશ્રિત થઇને શ્રુતિ જેને "अपहतपाप्मा" કહે છે તેવા થવાનું છે. માટે ઔપચારિક આશરો નહીં રાખતાં પૂરેપૂરો અને ખરા દિલનો શુદ્ધ અંતઃકરણથી આશરો રાખવો. એવા સાચા ભાવવાળાને ભગવદાજ્ઞા ખરેખરી ફળે છે. દાખલા તરીકે "यो, नौ आवयोः स्मरति संवादं तस्य त्वन्न भवेद्भयं" भवतो यत् व्यवसितं तन्मे साध्वनुमोदितं" વિગેરે ૧૦–૬૩ માં શ્લો. ૨૯–૪૬.

न कश्चित्मत्परं लोके तेजसा यशसा श्रिया । विभूतिभिर्वाऽभिभवेत् देवोऽपि किमु पार्थिवः ॥

એ પ્રમાણે અભય, કર્મસિદ્ધિ અને અજેયપણું પ્રભુ આપવાને તૈયાર છે. પણ આપણી યોગ્યતા એવી ક્યાં છે? તે જરા પોતાના હૃદયને પૂછો અને પહેલાં પોતાને તો ભગવદાજ્ઞા પાળી પાળીને સુધારો અને પોતે થઇ તે પ્રભુ આપણા ઉપર કૃપા કરે તેવી પાત્રતા તો મેળવવી અને કેળવવી જોઇએ; આ કાંઇ સટ્ટો નથી કે સાધનસાધ્ય નથી. "यमेवैष वृणुते तेन लभ्यः એ માર્ગ છે. શ્રીકૃષ્ણકૃપાનો માર્ગ છે. પણ કૃપા એ પાત્ર કે કુપાત્ર ઉપર વગર વિચારે, વગર યોગ્યતા મેળવે થઇ જશે? વગર ભક્તિ કરે, વગર ચાહે કે ઉલટી અવજ્ઞા કરે, વિરુદ્ધ વર્તન કરે, અપરાધો કરે, આજ્ઞાનાં ઉલ્લંઘન કરેથી કૃપા થઇ જશે? ના, ના. ચોસઠમા અધ્યાયના ૪૨ મા શ્લોકમાં સ્પષ્ટ આજ્ઞા છે કે—

योऽन्यथा मे स दंडभाक् ॥ અને આગળ અધ્યાય ૮૧ ના શ્લોક ત્રીજામાં આજ્ઞા છે કે "भूर्यप्यभक्तोपहृतं न मे तोषाय कल्पते એમ છે. પણ તે સાથે એજ શ્લોકમાં ! अण्वप्युपाहृतं भक्तैः भूर्येव मे भवेत् અને પછી ! पुष्पं पत्रं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति तदहं भक्त्युपहृतं अश्नामि प्रयतात्मनः ॥ ૧૦–૮૧–૪ ॥ એજ ગીતાજીમાં પણ એજ શ્રીમુખે આજ્ઞા કરી હતી. માટે જમણ મટવું અને ભક્તિ કરવી એ દરેક જીવાત્માની ફરજ છે તો પછી સ્વાભાવિક રીતે શ્રીમુખની આજ્ઞા પ્રમાણે નહીં વર્તતાં હું ભક્તિ કરૂં છું એમ માનવું એને દંભ અને વૃથા અભિમાન શિવાય બીજું શું કહેવું? ભૂલ ભરેલા પોતાના વિચારો છોડી દઇને શ્રીકૃષ્ણવાક્યાનિ આ અને અગાઉના લેખોમાં શ્રીમદ્ભગવદ્ગીતાજીમાંથી એકાદશ સ્કંધમાંથી તેમજ દશમ સ્કંધમાંથી ચુંટી કાઢેલાં વાક્યો પૈકી કેટલાંએક વાક્યો માહાત્મ્યદર્શક નહીં પણ શ્રીકૃષ્ણ પરમાત્માના

ભક્તિશાસ્ત્ર શ્રીમદ્‌ભાગવત, શ્રીવલ્લભાચાર્યજીનો શુદ્ધાદ્વૈત ભક્તિમાર્ગ, અને દયારામભાઇના સાહિત્યને જાણે કે એક સીધો દોર સંબંધ છે, એમ એ ત્રણની ભાવવાહી સમજનારા કહે તો તેમાં અયોગ્ય કંઈ નથી. 'विद्यावतां भागवते परीक्षा 'ની જેમ, ગુર્જરી સાક્ષરોની કસોટી, દયારામનું ભક્તિવિષયક સાહિત્ય છે, એવું કથન વધુ પડતું નથી. દયારામભાઇના સાહિત્યનો ઇતિહાસ થોડે ઘણે અંશે પૂરવાર કરી શકે તેમ છે. જે વિદ્વાન યા અભ્યાસી શ્રીસમ્પ્રદાયના પરિભાષાનાં વિષયથી યથાર્થતા સમજી શકે છે. ચોક્કસ તે વલ્લભસંપ્રદાયને પણ ન્યાય આપવાનો; અને દયારામભાઇને પણ સારી પેઠે સમજી શકવાનો. તેમ સકારણ શ્રીવ્યાસભગવાનની આ સર્વ નિર્ણાયક કૃતિને શ્રવવા અને પઠન કરવામાં તે હૃદયશુદ્ધિની જરૂર રહે છે, (ભક્તિમાર્ગીય પરિભાષામાં જેને નિર્ગુણતા કહેવાય છે) કે જેવાં શુદ્ધ હૃદયની શ્રીદયારામના સાહિત્યઅવલોકનમાં પણ જરુર છે. વે. શા. સં. શાસ્ત્રી વસંતરામ દયારામકૃતકાવ્ય મણિમાલા ભાગ (૨) જાની પ્રસ્તાવના પાન (૫) માં લખે છે છે કે, 'તેવીજ રીતે એ સાહિત્યચંદ્રના આત્માને લોકોત્તર સાહિત્યનાજ અભ્યાસીઓ સિવાય અન્ય વર્ગ ન જાણી શકે તો તે કાંઈ આશ્ચર્યજનક નહિ કહેવાય', એ બરોબર જ છે. વલ્લભ સંપ્રદાયના જ્ઞાન વિના દયારામભાઈનાં સાહિત્યને સમજવું બહુકઠિન છે, એ કહેવું અસ્થાને નહિ ગણાય. એક સંસ્કૃત કવિ કહે છે,

"वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।
लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति ॥".

દયારામભાઇ લોકોત્તર હતા એમ કોણ ના પાડી શકે? એ તો જેઓ 'કમળીઆ' માફક નિર્દુષ્ટ રાસલીલામાં, પોતાની રહેલી પીળાશ જુએ છે, તેવા 'विक्षिप्तमनसो भ्रान्ताः जिह्वोपस्थपरायणाः' નરાધમ પુરુષો દયારામભાઈમાં પણ પીળાશ જોયા કરશે.

શ્રીદયારામભાઇનું સાહિત્ય ભક્તિવિષયક છે, તે તો ઉપર જોવાયું. કિંતુ તેમના સાહિત્યની ભૂમિકા નક્કી થવી જોઇએ. તેમના ન્હાના મ્હોટા ગ્રંથો તપાસીશું, અને પદો તપાસીશું. લગભગે આખાય તેમના સાહિત્યવિસ્તારમાં આર્યજાતિનાં ધર્મશાસ્ત્રો પુરાણો, વેદોમાંની કથાઓ, વાર્તા દષ્ટાંત, ભગવચ્ચરિત્રમહાત્મ્ય વિગેરે સૂક્ષ્મ સૂક્ષ્મ બાબતોનાં સૂચન તરી આવે છે. કેટલાક પદો કાવ્યોમાં તો શબ્દો અને પંક્તિઓ પણ ફેરફાર વિના મળી આવે છે. વધુમાં શ્રીદયારામ જાતે વલ્લભસંપ્રદાયના અનુયાયી હતા અને આ માર્ગના સાહિત્યનો ગાઢ પરિચય અને ઊંડો અભ્યાસ હોવાને લીધે રસિકવલ્લભ જેવા મ્હોટા ગ્રંથોમાં શુદ્ધાદ્વૈતબ્રહ્મવાદના સિદ્ધાંતો અણુભાષ્ય, તત્ત્વાર્થદીપનિબંધ, ષોડશ ગ્રંથો ઉપર આધારભૂત હોઇ ગ્રંથવસ્તુરૂપે લેવાયાં. એમનું સાહિત્ય લોકવિષયક ન હોવાથી શ્રીમદ્વલ્લભાચાર્યે માન્ય રાખેલ 'वेदाः श्रीकृष्णवाक्यानि' પ્રમાણચતુષ્ટય તેની સાથે સંબંધ ધરાવતા અન્ય શાસ્ત્ર ગ્રંથો અને શુદ્ધાદ્વૈતભક્તિમાર્ગીય સાહિત્યસાગરની બહાર તેઓ ગયા નથી. ટૂંકામાં આ સાહિત્યો દયારામભાઈમાટે ભૂમિકારૂપ હતાં.

ભક્તિમાર્ગની નજરે, નરસિંહ મીરાં અને દયારામ ન તો એક કોટિનાં છે; ન તેમનું સાહિત્ય પણ એકજ કક્ષાનું. તેથી શ્રીવાલ્લભ સાહિત્યમાં દયારામભાઇને અનોખું સ્થાન હોય તે આશ્ચર્યભર્યું નથી. ગુજરાતી સાહિત્યના અદ્વિતીય ભક્તકવિ, શ્રીવલ્લભાખ્યાનકર્તા શ્રીગોપાલદાસજી પછી દયારામ અનેરૂં અનૂઠું પલ લેમ છે. શ્રીદયારામનું ગુર્જરમાતા અને સંપ્રદાયને સાગર જેવડું સાહિત્યદાન છે. તેમનાં પદ વા વિષયો પ્રેમભક્તિ ઉપર રચાયેલ છે. રેવાતીરે વસતા એ દયારામે ગોપીઆવે વેણુરવ સુણતાં જે વિરહ-પ્રેમ પીડા અનુભવી; તે આજીવન કાવ્યરૂપે

પરિણમી. "દયા"ની ગરબીમાં જે અને જેવા રસની છોળો છે તે અન્યત્ર નથી દેખવામાં આવતી. ગરબીઓ રૂપનું તેમનું ધ્વનિકાવ્ય કલાની દષ્ટિએ અત્યંત ઉંચ્ચુ છે. આંગ્લ ભાવના વર્ડઝવર્થ (Wordsworth) અને શેલી (Shelly) ની માફક દયારામ એ ગુર્જર સાહિત્યે વેણુધર છે. તેમની ગરબીઓ 'રસિકપ્રીતમ' વિરહાનુભવે ઉભરાતાં ભાવ-રસઝરા છે. તે પદો કાવ્યોનું મધુર સંગીત, કાનાની મોરલીની મોહિનીરૂપ છે. એ તો દયારામની ગરબીની સુમધુરતા, સૌંદર્ય, અને રસ પીનારને "દયા" જેવા વિકલ અને અસ્વસ્થ હૃદયની તૃષા જોઇએ. સ્થૂલ અને દેહચર્મસૌંદર્યના રસિકોને તેમનું રસપાન ઝેરપીણું નીવડે તો તે ચિત્ર નહિ. દયારામના કાવ્યો 'દયા' હૃદયની નિર્મળ આરસીઓ છે. દયારામની આંક તેમનાં "રસિકવલ્લભ" જેવા ગ્રંથો નહિ, પણ 'જેનાં હૃદયમાં અખંડ રસિકરૂપ તેને કાંઈ નથી કરવું રે,' 'પાઓ પ્રેમરસ પ્રાણજીવનરે દીન થઈને જાચું રે' એવાં તેમનાં કાવ્યો.

સાદું, સરળ, સચ્ચોટ, અને મધુર એ દયારામભાઇનું સાહિત્ય. પાંડિત્ય, સર્વભાષા વિશારદતા, ભાષા ઉપરનો અસાધારણ કાબુ, તેમનું અગાધ વ્યાવહારિક જ્ઞાન, ઉપમારૂપક અલંકારાદિ સમૃદ્ધિ એ સર્વે તેમનાં સાહિત્યલક્ષણો તેમની સર્વદેશીયતાને લઇ તેઓ અખિલ વિશ્વસંપત્તિ છે. વિક્રમને હિંદુઓ અને હિંદ પૂજે, પણ દયારામને તો રવીન્દ્રનાથ ટાગોરની જેમ આખું જગત પૂજે છે, તે 'विद्वान् सर्वत्र पूज्यते'ની રુએ.

શુદ્ધાદ્વૈત સંપ્રદાયને સમજનાર, દયારામને જાણી જાય છે...તેથી ઉલ્ટું દયારામના સાહિત્યને જેણે સમજ્યું, તે શ્રીવલ્લભમાર્ગને ઓળખી શકશે. ભક્તનો સંગી ભાગવતધર્મ અને ભગવાનને ઓળખે એ તો ગીતાવચન છે.

---

ભક્તિશાસ્ત્ર શ્રીમદ્‌ભાગવત, શ્રીવલ્લભાચાર્યજીનો શુદ્ધાદ્વૈત ભક્તિમાર્ગ, અને દયારામભાઇના સાહિત્યને જાણે કે એક સીધો દોર સંબંધ છે, એમ એ ત્રણની ભાવવાહી સમજનારા કહે તો તેમાં અયોગ્ય કંઈ નથી. ' विद्यावतां भागवते परीक्षा 'ની જેમ, ગુર્જરી સાક્ષરોની કસોટી, દયારામનું ભક્તિવિષયક સાહિત્ય છે, એવું કથન વધુ પડતું નથી. દયારામભાઇના સાહિત્યનો ઇતિહાસ થોડે ઘણે અંશે પૂરવાર કરી શકે તેમ છે. જે વિદ્વાન યા અભ્યાસી શ્રીસમાંધિભાષાનાં વિષયથી યથાર્થતા સમજી શકે છે. ચોક્કસ તે વલ્લભસંપ્રદાયને પણ ન્યાય આપવાનો; અને દયારામભાઇને પણ સારી પેઠે સમજી શકવાનો. તેમ સકારણ શ્રીવ્યાસભગવાનની આ સર્વ નિર્ણાયક કૃતિને શ્રવવા અને પઠન કરવામાં તે હૃદયશુદ્ધિની જરુર રહે છે, ( ભક્તિમાર્ગીય પરિભાષામાં જેને નિર્ગુણતા કહેવાય છે ) કે જેવાં શુદ્ધ હૃદયની શ્રીદયારામના સાહિત્યઅવલોકનમાં પણ જરુર છે. વે. શા. સં. શાસ્ત્રી વસંતરામ દયારામકૃતકાવ્ય મણિમાલા ભાગ (૨) જાની પ્રસ્તાવના પાન (૫) માં લખે છે છે કે, ' તેવીજ રીતે એ સાહિત્યચંદ્રના આત્માને લોકોત્તર સાહિત્યનાજ અભ્યાસીઓ સિવાય અન્ય વર્ગ ન જાણી શકે તો તે કાંઈ આશ્ચર્યજનક નહિ કહેવાય ', એ બરોબર જ છે. વલ્લભ સંપ્રદાયના જ્ઞાન વિના દયારામભાઇનાં સાહિત્યને સમજવું બહુકઠિન છે, એ કહેવું અસ્થાને નહિ ગણાય. એક સંસ્કૃત કવિ કહે છે,

"वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।
लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति ॥ ".

દયારામભાઇ લોકોત્તર હતા એમ કોણ ના પાડી શકે ? એ તો જેઓ ' કમળીઆ ' માફક નિર્દુષ્ટ રાસલીલામાં, પોતાની રહેલી પીળાશ જુએ છે, તેવા 'विक्षिप्तमनसो भ्रान्ताः जिह्वोपस्थपरायणाः' નરાધમ પુરુષો દયારામભાઇમાં પણ પીળાશ જોયા કરશે.

શ્રીદયારામભાઇનું સાહિત્ય ભક્તિવિષયક છે, તે તો ઉપર જોવાયું. કિંતુ તેમના સાહિત્યની ભૂમિકા નક્કી થવી જોઇએ. તેમના ન્હાના મ્હોટા ગ્રંથો તપાસીશું, અને પદો તપાસીશું, લગભગે આખાય તેમના સાહિત્યવિસ્તારમાં આર્યજાતિનાં ધર્મશાસ્ત્રો પુરાણો, વેદોમાંની કથાઓ, વાર્તા દૃષ્ટાંત, ભગવચ્ચરિત્રમહાત્મ્ય વિગેરે સૂક્ષ્મ સૂક્ષ્મ બાબતોનાં સૂચન તરી આવે છે. કેટલાક પદો કાવ્યોમાં તો શબ્દો અને પંક્તિઓ પણ ફેરફાર વિના મળી આવે છે. વધુમાં શ્રીદયારામ જાતે વલ્લભસંપ્રદાયના અનુયાયી હતા અને આ માર્ગના સાહિત્યનો ગાઢ પરિચય અને ઊંડો અભ્યાસ હોવાને લીધે રસિકવલ્લભ જેવા મ્હોટા ગ્રંથોમાં શુદ્ધાદ્વૈતબ્રહ્મવાદના સિદ્ધાંતો અણુભાષ્ય, તત્વાર્થદીપનિબંધ, ષોડશ ગ્રંથો ઉપર આધારભૂત હોઇ ગ્રંથવસ્તુરૂપે લેવાયાં. એમનું સાહિત્ય લોકવિષયક ન હોવાથી શ્રીમદ્વલ્લભાચાર્યે માન્ય રાખેલ 'वेदाः श्रीकृष्णवाक्यानि' પ્રમાણચતુષ્ટય તેની સાથે સંબંધ ધરાવતા અન્ય શાસ્ત્ર ગ્રંથો અને શુદ્ધાદ્વૈતભક્તિમાર્ગીય સાહિત્યસાગરની બહાર તેઓ ગયા નથી. ટૂંકામાં આ સાહિત્યો દયારામભાઈ માટે ભૂમિકારૂપ હતાં.

ભક્તિમાર્ગની નજરે, નરસિંહ મીરાં અને દયારામ ન તો એક કોટિનાં છે; ન તેમનું સાહિત્ય પણ એકજ કક્ષાનું. તેથી શ્રીવાલ્લભ સાહિત્યમાં દયારામભાઇને અનોખું સ્થાન હોય તે આશ્ચર્યભર્યું નથી. ગુજરાતી સાહિત્યના અદ્વિતીય ભક્તકવિ, શ્રીવલ્લભાખ્યાનકર્તા શ્રીગોપાલદાસજી પછી દયારામ અનેરૂં અતૂલ્ય પદ લેય છે. શ્રીદયારામનું ગુર્જરમાતા અને સંપ્રદાયને સાગર જેવડું સાહિત્યદાન છે. તેમનાં પદ વા વિષયો પ્રેમભક્તિ ઉપર રચાયેલ છે. રેવાતીરે વસતા એ દયારામે ગોપીભાવે વેણુરવ સુણતાં જે વિરહ-પ્રેમ પીડા અનુભવી; તે આજીવન કાવ્યરૂપે

પરિણમી. "દયા"ની ગરબીમાં જે અને જેવા રસની છોળો છે તે અન્યત્ર નથી દેખવામાં આવતી. ગરબીઓ રૂપનું તેમનું ધ્વનિકાવ્ય કલાની દૃષ્ટિએ અત્યંત ઉંચ્ચું છે. આંગ્લ ભાષાના વર્ડ્ઝવર્થ (Wordsworth) અને શેલી (Shelly) ની માફક દયારામ એ ગુર્જર સાહિત્યે વેણુધર છે. તેમની ગરબીઓ 'રસિકપ્રીતમ' વિરહાનુભવે ઉભરાતાં ભાવ-રસઝરા છે. તે પદો કાવ્યોનું મધુર સંગીત, કાનાની મોરલીની મોહિનીરૂપ છે. એ તો દયારામની ગરબીની સુમધુરતા, સૌંદર્ય, અને રસ પીનારને "દયા" જેવા વિકલ અને અસ્વસ્થ હૃદયની તૃષા જોઇએ. સ્થૂલ અને દેહધર્મસૌંદર્યના રસિકોને તેમનું રસપાન ઝેરપીણું નીવડે તો તે ચિત્ર નહિ. દયારામના કાવ્યો 'દયા' હૃદયની નિર્મળ આરસીઓ છે. દયારામની આંક તેમનાં "રસિકવલ્લભ" જેવા ગ્રંથો નહિ, પણ 'જેનાં હૃદયમાં અખંડ રસિકરૂપ તેને કાંઈ નથી કરવું રે,' 'પાઓ પ્રેમરસ પ્રાણજીવનરે દીન થઈને જાચું રે' એવાં તેમનાં કાવ્યો.

સાદું, સરળ, સચ્ચોટ, અને મધુર એ દયારામભાઇનું સાહિત્ય. પાંડિત્ય, સર્વભાષા વિશારદતા, ભાષા ઉપરનો અસાધારણ કાબુ, તેમનું અગાધ વ્યાવહારિક જ્ઞાન, ઉપમારૂપક અલંકારાદિ સમૃદ્ધિ એ સર્વે તેમનાં સાહિત્યલક્ષણો તેમની સર્વદેશીયતાને લઇ તેઓ અખિલ વિશ્વસંપત્તિ છે. વિક્રમને હિંદુઓ અને હિંદ પૂજે, પણ દયારામને તો રવીન્દ્રનાથ ટાગોરની જેમ આખું જગત પૂજે છે, તે 'विद्वान् सर्वत्र पूज्यते'ની રુએ.

શુદ્ધાદ્વૈત સંપ્રદાયને સમજનાર, દયારામને જાણી જાય છે...તેથી ઉલટું દયારામના સાહિત્યને જેણે સમજાયું, તે શ્રીવલ્લભમાર્ગને ઓળખી શકશી. ભક્તનો સંગી ભાગવતધર્મ અને ભગવાનને ઓળખે એ તો ગીતાવચન છે.

---

# वाणीमां अवगाहन.

( લેખકઃ–પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઈના પટ્ટશિષ્યનો પ્રપૌત્ર
જોશી જીવણલાલ છગનલાલ, ડભોઈ. )

પરમ ભગવદીય કવિવર શ્રી દયારામભાઇનું ભક્તિમય જીવન આલેખતાં મારી લેખિનીથી એ મહાન્ ભાવુક ભક્તરાજની રસઝરતી પ્રાસાદિક વાણીનું દિગ્દર્શન કરાવાય તો વાચક ક્ષમ્ય કરશે એવી આશા રાખું છું.

પરમપુનિત પ્રેમરસે પમરી રહેલા, દીનમણિ દીનતાએ દયાર્દ્ર બનેલા, ભાવભર્યા ભક્તિ-રસમાં નિમગ્ન બનેલા, શૃંગારરસની અવિચ્છિન્ન વરસતી ઝડીઓમાં તરબોળ થએલા, રાધાકૃષ્ણની રસખેલડીના અખૂટ ગુણાનુવાદ ગાવામાં એકાગ્ર બનેલા દયારામભાઇનો જન્મ સંવત ૧૮૩૨ નાં ભાદરવા સુદી એકાદશી ઉપરાંત વામનદ્વાદશીને દિવસે ડભોઇમાં (મોસાળમાં) થયો હતો. વામન દ્વાદશીને દિવસે જન્મ થવામાં આધિક્ય હતું. બલિરાજાએ વામનજીને સર્વસ્વ અર્પણ કરી આત્મનિવેદન કર્યું હતું. દયારામભાઇએ પણ પોતાની અદ્દ્ભુત કવિત્વશક્તિને શ્રીકૃષ્ણચન્દ્રના ગુણાનુવાદ ગાવામાં અર્પણ કરી હતી. અર્પણ કરી જીવનને સફળ બનાવ્યું હતું. દયારામભાઇના પિતાશ્રીનું નામ પ્રભુરામ હતું. માતુશ્રીનું નામ મહાલક્ષ્મી ઉર્ફે રાજકોર હતું. ભગિનીનું નામ ગંગાજી હતું. અટકે ભટ્ટ હતા. માતતાતનું સુખ વધારે વખત ભોગવ્યું ન્હોતું.

દયાર્દ્ર દયારામભાઇનું બચપણ કંઈક અનેરી રંગબેરંગી વિટંબણાઓથી અંકિત થતું પસાર થતું હતું. માતાપિતાના ગોલોકવાસ પછી ડભોઇમાં (મોસાળમાં) રહેતા હતા. ચાણોદ-ડભોઇ આવજા કરતા હતા. ભક્તબીજના સંસ્કાર નયી તરી આવતા હતા. સંસ્કારિત માતાપિતાના ઉચ્ચ સંસ્કારો પડયા હતા. ઉચ્ચ આદર્શાભિલાષી બન્યા હતા. ભક્તિપૂર્ણ હૃદયની સાચી સમજ પડી હતી. ફક્ત ભાવુક હૃદયને વિકસાવનારની ખોટ હતી.

દયારામભાઇના ભાવુક હૃદયને સંપૂર્ણ વેગ આપનાર મહાન્ ભક્તરાજ ઇચ્છારામ ભટ્ટજી હતા. એઓશ્રીના સમાગમથી દયારામભાઇના આંતરજીવનમાં અજબ પલટો થયો હતો. ભક્તિ-ભીના આત્માને અજબ ઝોક અપાયો હતો. પ્રેમી આત્માને અનેરો વેગ મળ્યો હતો. એ રસભીનો આત્મા પ્રભુતાના પંથે પરવર્યો હતો. એ ભક્તિરસભર્યો સમાગમ પરમ પુનિત પ્રેમી દયારામભાઇને 'તેનતળાવ' આગળ સાંપડયો હતો. ત્યાંથી શ્રીવૃંદાવને જવાની આજ્ઞા થઇ હતી. આધિદૈવિક જીવનની શરૂઆત થઇ હતી.

એ કોડીલા દયારામભાઈ હોંશભેર રાધેશ્યામના દર્શને વૃંદાવને પરવર્યા હતા. ત્રણ દિવસ અનશન વ્રત લીધું હતું. યુગલ સ્વરૂપની ઝાંખી થઇ હતી. માગણી કરતાં પ્રેમલક્ષણા ભક્તિની પ્રાપ્તિ થઇ હતી. એવા અજબ, અદ્દ્ભુત, અનુભવગમ્ય અનુભવોની યાદગીરી માટે એઓશ્રીએ "અનુભવમંજરી" ગ્રંથ બનાવ્યો છે. જેમાં હરેક પ્રકારની લીલાના અનુભવોનું દિગ્દર્શન થાય છે. ભાવુક આત્મા સંતોષાય છે.

લગ્ન કરવાની ચોખ્ખી ના પાડનાર આપણા પનોતા પરમપુનિત દયારામભાઈ હતા. પોતાનો જવાબ એકજ હતો ને તે એ હતો કે "મારૂં તો લગ્ન કયારનુંએ "શ્રીકૃષ્ણચન્દ્ર" સાથે થઇ ગયું છે. મને મારી પૂર્વની પ્રીત સાંભરી આવી છે. મારે લૌકિક લગ્નની જરૂર નથી. હું માયાની બેડીમાં જકડાવાનું પસંદ કરતો નથી. મારે તો આધિદૈવિક લગ્નની જરૂર છે. ભજનાનંદના લ્હાવાની જરૂર છે." માટેજ પોતે કવે છે કે,

"આ સાંમળીઆ સાથે મારો નેહ લાગ્યો રે, આ પાતળીઆ સાથે મારો નેહ લાગ્યો રે.
આ સાંમળીઆ સાથે. ટેક.
સાંભરી આવી મુને પ્રીત પૂરવની, તે અનુભવ આજ જાગ્યો રે.
મનનો માન્યો અંતરનો ઇચ્છયો, વર મળીઓ છે મુખ માગ્યો રે.
દયાના પ્રીતમજીની નિત્ય અંગે રમતાં, ભવનો તે ભય સહુ ભાગ્યો રે.
"એક વર્યો ગોપીજનવલ્લભ, નહિ સ્વામી બીજો, નહિ સ્વામી બીજો રે મારે નહિ સ્વામી બીજો.
હું ચાતક જળ સ્વાતી શ્રીજી હું જખ હરિ વારિ, હું હારીલ કાડી-હરિ દઢ વ્રત ધારી તે ધારી,
અનન્ય પતિવ્રત જેને નહિ તે કહીએ વ્યભિચારી, હે શ્રીગુરુદેવ નભવજો કહે દયો સદા ટેક મારી."

દયારામભાઈ શુદ્ધાદ્વૈત સંપ્રદાયના દદાનુયાયી હતા. શ્રીકૃષ્ણચન્દ્રના રસિક ભક્ત હતા. ભાવુક ભક્ત તરિકે ભાવભીના ભક્તિરસમાં ભીષ્મજીવન જીવી જાણ્યું હતું. અંતરે ઉભરાતી અદીઠ દર્દની કહાણથી પ્રેમરસને પીછાન્યો હતો. ગોપીજીવનને વ્યતીત કર્યું હતું. શુદ્ધાદ્વૈત સંપ્રદાય એ રસીલા રસમેઘથી મગરૂર છે. એ ગુજરાતનો બંસીધર પુષ્ટિ સંપ્રદાયમાં ફૂલ્યો, ફાલ્યો, ફોર્યો ને પરિમલ પ્રસર્યો સારાએ ગુજરાતમાં–હિન્દમાં, હજુએ એ મ્હેકતા કેવડાની પરાગ ઓસરતી નથી.

દયારામભાઇ ટેકી ભક્ત હતા. પોતાનો ટેક છડેચોક જાહેરમા પ્રકટ કરતા હતા. ત્રણ વખત પગરસ્તે ખભે ઝોળીઓ મૂકી સારાએ હિન્દની પરિક્રમા કરી હતી. હરેક પ્રકારની ભાષાનું જ્ઞાન મેળવ્યું હતું. જ્ઞાનને કવનમાં ઉતાર્યું હતું. રાધાકૃષ્ણના ગુણાનુવાદ ગાવામાં દશે-મુખ બનાવ્યું હતું. એઓશ્રીએ એકંદરે અગીઆર ભાષામાં સાહિત્યનું સર્જન કર્યું હતું. ગુજરાતી–હિન્દી સાહિત્યને વધારે પોષ્યું હતું. રાધેશ્યામના ગુણાનુવાદ ગાવામાં કવિત્વશક્તિને સમર્પી હતી. બીજા કોઇના ગુણ ગાયા ન્હોતા. ગુણ ગવડાવનારને છડેચોક ના પાડી હતી.

ઘડીકભર એ રસબસતા રસમેઘની શબ્દલાલિત્યે પરિણમતી પ્રાસાદિક વાણીથી ને ભીની ભાવભરી હલકથી ભરપૂર સાહિત્ય તરફ વળીએ. વળી એમના આશયને સમજીએ. સમજી ભજનાનંદમાં ભીંજીએ. ભીંજી પ્રેમ ભર્યા ભાવે ભાવાત્મક સ્વરૂપનાં દર્શન કરીએ. દર્શન કરી કૃતકૃત્ય થઇએ.

"રાધા બરસોં જો બને તામેં હમકો સ્વાદ; દયા બને જો ઓરસો હમરે હરપરસાદ."
"બલ્લભ દૈં દુર્લભ કહાં, સબહી જાકે હાથ; જંગલમેં મંગલ કરે, બાબા ગિકુલનાથ."
"બલ્લભ સબ સંસારકો, તા રાસીજી રાસ; તા રાસી અરિ અરિ અરિ, અરિપતિ કે હમ દાસ."
"બિન સબંધ હરિકાવ્ય સબ, અતિ અદ્દભુત હુ નકામ; આરકુટ ભૂખન રુચિર, પૈં છમિ મિલે ન દામ."
"બરન થોર અતિ અર્થ સહ, અમલ સરસ સહ હોઈ; કૃપા ભારતી કૃષ્ણ તહ, કાગ્ય ન એ સી કોઇ."
"દેવી નાંહિ ન દેવતા, નિજ ઓતાર દૃ કોંન; રાજડુ રાધાકૃષ્ણ જુગ, નિતિ મો શિર મોન."
"ચિન્તા ઉદધિ નિમગ્ન હો ભયો ગહે દો હાથ; એક તિહારો શરન હે બડવાનલ વ્રજનાથ."
"ગોકુલ બૃંદાવન સેઉં, મોપે જુગ જીવન, પલટે મોકું દેહુ ફિર ગોકુળ બૃંદાબન."
"જે કોઈ પ્રેમ અંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે......(૫૬)
"પાઓ પ્રેમરસ પ્રાણજીવનરે, દીન થઈ યાચુંરે; મુક્તમાર્ગીને આપજો જ્ઞાનરે, હું તો નવ રાચુંરે."
અનન્ય સેવા અખંડ સત્સંગરે, મનોહર માગુંરે; દયાપ્રીતમજી આપો મુને એકરે, પાયલગી લાગુંરે.
"પૂજા તે ચાલે વેદ પ્રમાણ, સેવા તે જેમાં સ્નેહ બંધાણ."
"મન ખટકે જયમ રજ નેત્રમાં વણ નીકલે નહિ ચ્હેંન; લાખ અન્યાશ્રય વણ છોડવે, નહિ જંપ પંકજનેંન."

" સાચી પ્રીત તે પ્રાણુ હેરે, સાધારણ થાય પરી; દાદુર જળ વિણુ જીવેરે માછલડાં તો જાય મરી."
" ગુરુબળે ગોકુલવાસી થાશું, શ્રીવલ્લભ શરણે નિત્ય જાશું; દયાપ્રીતમ સેવીને રસજશ ગાશું."
" પણ શ્રીવલ્લભ શરણુ થકી, સહુ પડે સહેલુંરે: દૈવીજન પ્રત્યે દયો ગાયરે."
" વ્યસનાવસ્થા વિક્લેશ શુંરે, સદા મુખે કૃષ્ણ નામ; તે ભગવદીય તણા દાસનો. સદા દાસ દયારામ."
" જેમાં તેં સુખ માણ્યું તે દુઃખનો ભંડાર, તેમાં પડતાં પેંજારાં ખાતાં નહિ પાર રે."
અનન્ય સેવા અખંડ સત્સંગ તેને કાંઈ નથી કરવુંજો; દયાપ્રીતમનો જેની ઉપર રંગ તેને બાકી નથી તરવું જો.
" એ ઝીટા સરિખા જોગને અમે પાથરીએ કે ઓઢીએ; પ્રત્યક્ષ પાવક પર હરિ શીદ પત્થરમાં શિદ ફોડીએ.
અમારાં ઉર સ્નેહ ભર્યાં ત્યાં એ યોગ બિચારો કયાં ઠરે; પાટુઓ ખાઈ પ્રેમની અથડાઇને એજે મરે.
જ્ઞાન પ્રેમી બેમાં ઉદ્ધવ કહો અંતર કેટલો; દયાનો પ્રભુ પ્રાણવલ્લભ જે જાણે તેહને તેટલો."
" દાસાનુદાસ દયારામ, યુગલચા ગુલામ; મ્હણે યશદાર પુઢે નિજ ઉભા ઉભા ચરણકમલીહો.
ચરણકમળી માઝી મતિ-લુભાયા વૃષભાનુ સુતા વૃષભાનુ સુતા રાધિકા
" શેં કોણ મંત્ર સાધ્યો રાધા પ્યારીજીરે શેં કોણ.....ટેક
દેવારા દેવપેં તું સેવા કરાવત છસ્યો કોણ દેવ તેં આરાધ્યો મારી પ્યારીજીરે.
" દયારો પ્રીતમ ધ્યારો અજીત શેં જીત્યો, રંગ છેજી અબધતેં બાંધ્યો મારી પ્યારીજીરે."

એ ભાવુક ભક્તરાજે જુદી જુદી ભાષામાં જુદા જુદા વિષયોપર ઉચ્ચ સાહિત્યનું સર્જન કરી કોઇ પણ જાતની ભાષા જાણનારા ભાવુક આત્માને અનેરો ઓપ આપ્યો છે. રસિકજીવનને ઉજમાળવામાં મદદ કરી છે. એ પરમ પુનિત પ્રેમરસે પમરતા રસમેઘનાં રસભીનાં કવનોની જેને લગની લાગી હશે તેને અન્ય કવનો ગમશેજ નહિ. થોડા ઘણા ચંચુપ્રવેશથી જાણી શકાશે કે દયારામભાઇનો આશય એકજ હતો. "આ જીવન શ્રીકૃષ્ણચન્દ્રની-અવ્યભિચારિણી ભક્તિ કરી, ભાવુક ભક્તિપૂર્ણ જીવન વ્યતીત કરી, પરમ પ્રેમપયોધિમાં મન માછલડાને તરતું મૂકી, ભાવાત્મક સ્વરૂપની ઝાંખી થતાં ભજનાનન્દ કાજે ગોલોકધામે વિચરવું.' આ એમના જીવનનું અણમૂલું ધ્યેય ! ! !

દયારામભાઇની ગરવી ગરબીઓએ તો સારાય ગુજરાતને ગાંડુઘેલું કરી મૂક્યું છે. સાચી, સરળ ને સર્વોત્તમ ગરબીઓ તો દયારામભાઇનીજ. પ્રેમરસના ઘૂંટડા તો દયારામભાઇજ પાય. ગુર્જરસાહિત્યમાં દયારામભાઇનું સ્થાન જેટલું છે તેથીએ અધિકું રસિક, મર્મજ્ઞ, ગરબે ઘૂમનારી ગરવી ગોરીઓના હૃદયમાં છે. નારીહૃદયની અચૂક પરીક્ષા કરી જો નારીહૃદયને વીંધી નાંખ્યું હોય તો દયારામભાઇએજ. જ્યાં સુધી ગુજરાત છે, ગુજરાતી ભાષા છે, ગુજરાતી સાહિત્યમાં 'ગરબી સાહિત્ય' નું સ્થાન છે; ત્યાં સુધી દયારામભાઇ ભાવ ભભક ને વિદ્વત્તાથી ગૂંથાએલી ગરબીઓથી 'ગરબી સાહિત્ય' માં અજોડ છે-અમર છે. એ ગરવી ગરબીઓથી દયારામભાઇ રસઘેલી ગુજરાતણોના હૃદયરાજવી હતા-છે અને રહેશે. પરમ પ્રેમરસે પમરતા દયારામભાઇનું કથન જુદી જુદી ભાષામાં જુદા જુદા વિષયો પર માલુમ પડે છે. છતાં ખુબી તો એ છે કે એક ભાષાના કથનમાં બીજી ભાષાનો શંભુમેળો યત્કિંચિત જોવામાં આવતો નથી, એક પણ કર્ણકટુ શબ્દ માલમ પડતો નથી, ગેયતા ને છન્દોબદ્ધતાની ખામી દેખાતી નથી. દયારામભાઇનો અક્ષરદેહ એ એમના ક્ષરદેહનો અરીસો છે, નિર્મળ હૃદયની સાચી સાખ છે, મનોહર મનોભાવની નિશાની છે.

કનૈયાએ ગોકુલ-વૃંદાવન ને યમુના તીરેથી રસભસતી બંસી છેડી હતી. એ મધુરી મનમોહક મુરલીના પડઘા પડઘા રેવાતીરના

# भागवतज्ञान.

( લેખકઃ—રા. રા. અમૃતલાલ હરજીવનદાસ પારેખ. )

ગુજરાતના મહાન્ જ્યોતિર્ધર કવિસમ્રાટ દયારામભાઇના જીવનસંસ્મરણોનું ગૌરવ સારા ભારતવર્ષમાં ચોમેર પ્રસરી રહ્યું છે. તેની કીર્તિકૌમુદીની ઉજ્જ્વલતા મહાનુભાવી પ્રાતઃસ્મરણીય પ્રદીપકાર શ્રીઇચ્છારામભાઇને આભારી છે. જો શ્રીઇચ્છારામભટ્ટજીનો સમાગમ કવિ દયારામને ન થયો હોત તો ? આપણને પુષ્ટિભક્ત તરીકે દયારામભાઇ ભાગ્યેજ સાંપડત. અર્થાત્ માતપિતાના પરલોકપ્રયાણથી દયારામભાઈ પોતાની ન્હાની વય હોવાના કારણે મોસાળમાં રહેતા. પરંતુ માત-પિતાના વૈષ્ણવ સંસ્કાર તો તેના લોહીના અણુ પરમાણુમાં મળેલાજ હતા. પણ સંસ્કાર ઉદય નહિ થએલો હોવાથી એકલું અટુલું જીવન ગાળીને સુખનો માર્ગ શોધવાનો પ્રયાસ કરતા હતા. તેવામાં શાંકરમતના સંન્યાસીઓ પાસે જઈને તત્ત્વરહસ્ય જાણવા જહેમત ઉઠાવી, માયાવાદાંધકારનો પડદો ચક્ષુ સમક્ષ રજુ થતાં જૈનમુનિઓ પાસે ગયા. ત્યાં ઇશ્વરની ઉપાસનાજ ન મળે એટલે જતિવર્ગ પાસે ગયા. પણ તેના આચારવિચારે કવિશ્રીના મગજમાં કંટાળો ઉપજાવ્યો. મહાપંડિતો પાસે ગયા, તેમણે જગત મિથ્યાનો ઉપદેશ આપ્યો, આથી મનમાં ચિંતા વધી, પ્રકૃતિ સાથે વિચારમગ્ન દશામાં અહર્નિશ રહેતા હોવાથી શરીર કૃશ થઇ ગયું. પણ તત્ત્વ રહસ્ય જાણવાની મહત્વાકાંક્ષા તીક્ષ્ણ રીતે વધવા માંડી. આમ ફરતાં ફરતાં ડાકોરજીમાં ભટ્ટજી મહારાજનો સમાગમ થતાં સંસ્કારોદય થયો. એટલુંજ નહિ પણ તેની નાડીમાં લોહીની ગતિ તેજ થઈ, જ્ઞાનતંતુમાં પોતાને સદ્જ્ઞાન મળવાની આશા સાંપડી, અને કવિશ્રીને, શ્રીભગવત્કૃપાથી ભટ્ટજી મહારાજે સંસારથી સંતપ્ત થએલા હૃદયને, પોતાના વિશ્વોપકારક દિવ્ય ઉપદેશસુધાનું પાન કરાવી શીતળતા પ્રાપ્ત કરાવી; કવિશ્રીના મગજમાં ઘર કરી રહેલ ભ્રમણાઓ નાસી ગઇ. વ્રજયાત્રાદર્શન અને પરિક્રમાથી પુષ્ટિતત્ત્વનું ભાન થયું, ત્યારે તેમણે શ્રીવલ્લભવંશ પાસેથી 'બ્રહ્મસમ્બન્ધ' દાન લીધું. એટલે કવિત્વશક્તિમાં અજબ પલટો આવ્યો. સારા પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તને કાવ્યશાસ્ત્રની પ્રણાલીએ ગ્રથિત કરી પુષ્ટિસુધારસ-મહોદધિસ્વરૂપ કાવ્યો બનાવી જગતને આપ્યાં અને સાથે સાથે 'સંપ્રદાયસાર' જેવા ઉત્તમ ગ્રંથમાં ચેતવણી આપી કે ભગવદ્પ્રાપ્તિ કરવામાં કોઇ અવરોધક હોય તો માત્ર માયાવાદ છે. તેથી સો ગાઉ દૂર રહી પુષ્ટિમાર્ગની રીત્યાનુસાર ભગવત્સેવા, સ્મરણ કરશો તો તમારો સંસાર પ્રભુમય બનશે. જેથી સંસારની કોઇપણ શક્તિ તમારા ભગવત્કાર્યમાં નડતર રૂપ નહીં બનતાં સહાયભૂત થશે. માયાવાદીઓ તમારી ઉત્કર્ષતાયુક્ત ભવ્ય જાહોજલાલી જોઈ દગ્ધહૃદય બનશે. અરે ! દાંતવડે આંગળા કરડશે. પણ જ્યાં સાક્ષાત્ શ્રીગોપીજનવલ્લભ પોતાના કૃપાકટાક્ષથી સદા સર્વદા રક્ષણ કરે છે એટલે એ લોકો બીચારા શું કરવાના હતા ?

એક વખતે કવિશ્રી દયારામભાઇને શ્રીમદ્ભાગવતની કથા કહેનાર પંડિતજીનો ભેટો થયો. ત્યારે પોતાની શીઘ્રકવિત્વશક્તિના પ્રભાવે નીચેના પદમાં સ્પષ્ટ વક્તવ્યનું સૂચન કરી મીઠો ઉપાલંભ આપ્યો. કારણ કે શ્રીગોકોકનાથના સ્વરૂપને વૈષ્ણવ સારી રીતે પીછાણી શકે છે કે શ્રીમદ્ભાગવત સાક્ષાત્ શ્રીનાથજીનુંજ સ્વરૂપ થયું, તેથી તેનાથી નિર્વાહ કરવો એ દેવદ્રવ્યથી ઉદર પોષણ કર્યું કહેવાય. તેથી તેની ઉપર એ કરુણાળુ પ્રભુ દયા કરે તો સદ્ગતિને પ્રાપ્ત થાય. જેથી નીચેના પદમાં રહસ્યપૂર્ણ ભાવના આલેખી પંડિતજીને કહ્યું કેઃ—

ભાગવત જાણીને શું કીધું એ ભાઇરે, તેં ભાગવત જાણીને શું કીધું;
મારે જંતુ અહિ મણિ અજવાળે, તેમ તે ઉદર પોષી લીધુંરે.—એ૦

અર્થાત્—ઓ ભાઇ! ભાગવત જાણીને તેં શું કર્યું? જેમ મણિધર સર્પ પોતાના મસ્તક વિષે રહેલ અમૂલ્ય મણિના અજવાળા (પ્રકાશ) માત્રથી જીવ જંતુને ભક્ષ બનાવી ઉદર ભરે છે. પરંતુ તેનામાં રહેલી અલૌકિક દિવ્યતાનું જ્ઞાન નથી. તેમ શ્રીમદ્‌ભાગવતના દિવ્ય સ્વરૂપને નહિ જાણતાં માત્ર ઉદરપોષણના સાધનરૂપે તેં જાણ્યું. આથી બીજું શું વધારે જાણ્યું? હવે દયારામભાઇ પોતાની વિદ્વત્તાનો પ્રભાવ નીચેની કડીમાં આલેખી તત્ત્વદર્શન કરાવતા કહે છે કેઃ—

પારસમણિનું પાત્ર હાથમાં, ઘેર ઘેર ભિક્ષા માગે;
જ્યાં લગી વસ્તુજ્ઞાન ના ત્યાં લગી; દુઃખ દારિદ્રય ના ભાગે ઓ ભાઈ!

જે પારસમણિનું પાત્ર આપોઆપ દુઃખદારિદ્રયનો નાશ કરનારૂં છે તેનો મહિમા નહિ જાણતાં વ્યાસજી ઘેરઘેર ભિક્ષા માગે, તેથી સમજવું કે તેમને તે વસ્તુજ્ઞાનનો અભાવ છે ત્યાંસુધી તે પાત્રની દુઃખદારિદ્રય મિટાવવાની અદ્વિતીય સામર્થ્યશક્તિ પોતાનો પ્રભાવ નથી પાડતી. અર્થાત્ —દુઃખદારિદ્રયને મિટાવી જે અદેયદાન દેવાને સમર્થ એવું શ્રીમદ્‌ભાગવતરૂપ પારસમણિનું પાત્ર તારા હાથમાં છે. પરંતુ તેનું રહસ્ય નહિ જાણવાથી તું માત્ર ઘેરઘેર કથાને બહાને ભટકી તેનાથી ભિક્ષા માગે છે. ત્યારે તેં ભાગવત જાણીને શું કીધું?

દુઝણી ગાયને ગોતું મારીને, પય જેમ પર લેઇ જાય;
તેમ તું બોધ કરી પૂજા પામે આપ ધાવ્ય કોઇ થાય.

જેમ કોઈ માણસ દુધ આપનારી ગાયના પગ નોંઝણાવતી બાંધીને દુધ (અમૃત) લઇ જાય તેમ કથા સાંભળનારાઓ શ્રીમદ્‌ભાગવતરૂપી ગાયને દ્રવ્ય (વૃત્તિ) રૂપી લાલસાના નોંઝણાથી તારી પાસે બોધ પામે છે અને તેથી તું પૂજાને પાત્ર બન્યો, તારો આપેલો બોધ તને લાગી શકતો નથી, ત્યારે તારો ઉપદેશક બીજો કોઇ થાય, તારી ધાવ્ય (ધાત્રી માતા) બીજું કોઈ થાય, ત્યારે ભાઈ, ભાગવતનો જાણકાર થઈને તેનું રહસ્ય તેં શું જાણ્યું?

જેમ મલયાગર પોઠી લાધ્યો, તે સુગંધી શું જાણે;
જ્યાં લગી સાર ના સમજ્યો, ત્યાં લગી તું પણ તેજ પ્રમાણે. ઓ.

જેમ કોઇ પોઠીયો મલિયાગર ચંદન કાષ્ઠનો ભારો પીઠ ઉપર લાધીને ચાલ્યો જાય પણ તેને તેની ઉત્તમતાનું ભાન નથી. ત્યારે શ્રીમદ્‌ભાગવત–રહસ્યની ઉત્તમતા તું ન સમજ્યો ત્યાં સુધી તું પણ એક ભાર વહન કરનાર બળદીયો છે. હવે કવિશ્રી કથાકાર પંડિતજીને તત્ત્વ-રહસ્ય સમજાવતાં કહે છે કેઃ—

રતિ કૃષ્ણની ધર્ય તો મન, દયા અખિલપર આવે;
ત્યારે હું જાણું ભાગવત ભણ્યો, ગર્વ ઇર્ષ્યા નવ આવે. ઓ. ભાઇ.

માટે ભાઈ શ્રીકૃષ્ણના સ્વરૂપ વિષે તારા મનથી રતિ (પ્રેમ) અનન્યતાયુક્ત રાખવા અને હૃદયને દૈન્યપૂર્ણ બનાવી અખિલ માનવ બંધુ પર દયા લાવ, કારણકે કૃષ્ણને રીઝવવાનું માત્ર સાધન દયા, અને દીનતા જ છે. શ્રીકૃષ્ણ તો સાક્ષાત પ્રેમસ્વરૂપ છે. તેથી હૃદયમાં ઘર કરી રહેલી ઇર્ષ્યા, ગર્વનો ત્યાગ કરી દે ત્યારે હું જાણું કે તું હવે ખરૂં ભાગવત ભણ્યો. અર્થાત્ રહસ્યને જાણ્યું. હવે દયારામભાઇ તે લોભી પંડિતજીને જરા સ્પષ્ટ શબ્દો દ્વારા કડવું સત્ય કહે છે.

જર જશાદિ તૃષ્ણા મન જ્યાં લગી. ત્યાં લગી હરિ નવ રીઝે;
આટલા ઉદ્યમ તેમાં વધ્યો એક, સુણી સમજુ નવ ખીઝે. ઓ ભાઈ.

દ્રવ્યલાલસા, [1]યશઃસમ્પાદનની તૃષ્ણા જ્યાં સુધી મનમાં છે, ત્યાં સુધી ભગવાન શ્રીકૃષ્ણ રીઝતા નથી. અર્થાત્ પૈસો મેળવવાની આકાંક્ષા, મોટા પંડિત કહેવડાવવાની તૃષ્ણા ઈત્યાદિ ઉદ્યમોમાં શ્રીમદ્‌ભાગવત કથાવૃત્તિનો એક ઉદ્યમ વધ્યો, આ સાંભળીને જે વિદ્વાન સમજુ કથાકાર પંડિત હોય છે તે ખીઝાતો નથી. આટલું કહ્યા પછી ભક્ત કવિશ્રી શ્રીમદ્‌ભાગવત અને શ્રીનાથજીના એક સ્વરૂપની એકવાક્યતા કરે છેઃ—

દયાપ્રીતમ શ્રીજી શ્રીભાગવત, એકરૂપ છે બન્ને;
નિઃસ્પૃહ અણુ અભ્યાસ કરેથી, જીવનમુક્ત, નહીં સંધે. ઓ ભાઈ.

ભક્ત કવિશ્રી દયારામના હૃદયસમ્રાટ ભગવાન શ્રીગોવર્ધનધરણ શ્રીનાથજી અને શ્રીમદ્ ભાગવત સર્વ એકરૂપ છે અને તેનો નિઃસ્પૃહવૃત્તિથી અણુ જેટલો અભ્યાસ કરવામાં આવે તો જીવનમુક્ત થવામાં કોઈ શક્તિ અડચણ કરતી નથી. તેમાં કોઇપણ જાતનો સંદેહ નથી. માટે ઓ ભાઇ! ભાગવત ભણીને જ્યાં સુધી તત્ત્વદર્શન, સ્વરૂપરહસ્ય ન સમજ્યો ત્યાં સુધી અન્યને ઉપદેશ આપી પોતાની સ્વાર્થવૃત્તિ સિવાય તું શું સમજ્યો?

ઉપરના વિદ્વત્તાપૂર્ણ પદમાં ભાગવતવૃત્તિથી નિર્વાહ ચલાવનારા પંડિતોને ખૂબ કહ્યું છે. તે આજના કથાકારોએ ખાસ જાણવા જેવું છે. આજ તો ભાગવતસપ્તાહ કરી પૈસો ભેગો કરવો, પછી ટીપ કરીને નામના મેળવા રુદ્રયાગ કરવા, પણ ખરી રીતે તે પરમબ્રહ્મ પૂર્ણ પુરુષોત્તમસ્વરૂપ શ્રીકૃષ્ણનું દ્રવ્ય થયું ગણાય. ત્યારે આ દેવદ્રવ્યથી કરવામાં આવતી ક્રિયાઓને શું અંગીકાર કરતા હશે?

અત્યારે કેટલાક માયાવાદીઓ આ પારસમણિસ્વરૂપ શ્રીમદ્‌ભાગવતના સ્વરૂપનાં રહસ્યને નહિં જાણતાં, માત્ર પોતાનું પેટ ભરવાનું સાધન માને છે. તેમને મન તો માત્ર એકજ ઇષ્ટ ભગવાન શંકરજ છે. જેથી તે અજ્ઞાનીઓ તત્ત્વરહસ્ય જાણતા નથી, અને શ્રોતાઓને પણ અજ્ઞાન રાખે છે. આજકાલ તો માયાવાદીઓ તિલકકંઠીના દાંભિક સ્વાંગ તળે આપણા વૈષ્ણવોના ગૃહમાં પણ પ્રવેશ કરી ગયા છે. અરે! વૈષ્ણવ બાળકોને જ્ઞાન આપનારી સંસ્કૃત પાઠશાળામાં તે અર્ધદગ્ધો ઘુસી જઇ આપણાજ પૈસાથી પોતાનું પેટ ભરી શ્રીમદ્‌આચાર્યચરણ અને તદ્‌વંશ્ય શ્રીમાન્ ગો. બાળકોની નિંદા કરતા અચકાતા નથી. આવા વખતે દયારામભાઈ જેવા સ્પષ્ટવક્તા હોવા જોઇએ કે જેથી તે માયાવાદીઓની સાન ઠેકાણે લાવે. હજુ વૈષ્ણવોએ ચેતવાનું રહ્યું. કવિશ્રી દયારામભાઇએ આવાં દિવ્યજ્ઞાન ભરેલાં પદો આપણને વારસામાં આપ્યાં છે. તેને સમજી સાંપ્રદાયિક જ્ઞાન ફેલાવવું. પૈસાપાત્ર સદ્‌ગૃહસ્થોએ પાઠશાળા આદિ સંસ્થાઓમાં દ્વેષાગ્નિદગ્ધહૃદય માયાવાદીને નહી રાખતાં વૈષ્ણવતાયુક્ત શાસ્ત્રીને રોકવો જોઇએ જેથી તેમના નિર્મળ ચારિત્ર્યની છાપ આપણા ઉછરતાં બાળકો ઉપર પડે. અને કોઇ પાઠશાળામાં લાગવગ મેળવી અધમવૃત્તિનો માયાવાદી પેઠો હોય તો કાનપટ્ટી પકડીને કાઢવો જોઇએ કે જેથી ભેળસેળવાળું જ્ઞાન આજના ઉછળતાં કુમળાં બાળકોનાં મગજમાં ન ઠસે.

---

૧. આજ વૈષ્ણવોને ત્યાં કથા કરી, અધ્યાપક પંડિત બનીને ઈર્ષ્યા રાખીને દાવાનળ ચેતાવી પરસ્પર હોળી સળગાવવાની જે અધમ મનોદશાનું પ્રદર્શન કરે છે, અને પોતે મોટા શાસ્ત્રીય વિષયનો દિગ્વિજય કરી કાઢ્યો ન હોય તેમ ફુલાતો ફરતો અર્ધદગ્ધ આધુનિક શાસ્ત્રી આ વસ્તુ સમજે તો સારું છે. બાકી તો એજ ગર્વ તેને-આચાર્યો ઝાલીને એવો પટકશે કે જેથી ઈર્ષ્યાગ્નિની પ્રજ્વલિત જ્વાલામાં ભસ્મી ભૂત બની કાળાં કર્મોનો ઈતિહાસ રજુ કરવા ચિત્રગુપ્ત પાસે હાજર થશે. લેખક.

# વાર્તાસાહિત્ય.

(લેઃ—પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ M. A.)

ઉપરના વિષયને લગતાં કેટલાંક ચર્ચાપત્રો આ પત્રમાં પ્રકટ થયાં છે, તે ઉપરથી તથા કેટલાક મિત્રોની ઇચ્છાથી હું તે વિષયપરત્વે મારા ટુંકા વિચારો રજુ કરવાની રજા લઉં છું.

સંપ્રદાયનું સમસ્ત સાહિત્ય મુખ્ય બે ભાષામાં વહેંચાયું છે (૧) સંસ્કૃત, (૨) પ્રાકૃત. પ્રાકૃત એટલે વ્રજભાષા, તથા અત્યારની ગુજરાતી, મરાઠી, હિન્દી વગેરે ભાષાઓમાં પ્રકટ થયેલું. આ તમામ સાહિત્ય પ્રામાણિક છે એમ આપણે કહી શકીએ નહિ. પણ સંસ્કૃતમાં શ્રીમદ્વલ્લભાચાર્યજી તથા તેમના વંશજોએ નિર્મિત કરેલું તે બધું પ્રામાણિક છે, તેમ પ્રાકૃત સાહિત્ય બધું અપ્રામાણિક છે એમ પણ કહી શકાય નહિ. સંસ્કૃત સાહિત્ય વિદ્વાનો તથા પણ્ડિતો માટે છે, જ્યારે પ્રાકૃત સામાન્ય વૈષ્ણવ જનતા માટે છે. જેમ ઉપનિષદો અને બ્રહ્મસૂત્રો અને તેની ઉપરનાં ભાષ્યો પણ્ડિતો માટે છે, તેમ સંપ્રદાયના અણુભાષ્ય, તત્ત્વદીપનિબન્ધ અને શ્રીસુબોધિની જેવા ગ્રંથો પણ્ડિતો માટે છે. પણ તેની અંદરના સિદ્ધાન્તોને લોકભોગ્ય બનાવવાને જેમ શ્રીમદ્વ્યાસભગવાને પુરાણોનો વિસ્તાર કર્યો તેવી રીતે શ્રીવલ્લભાચાર્યજીના ઉપરના ગ્રન્થોમાં રહેલા સિદ્ધાન્તોને સામાન્ય વૈષ્ણવ ગ્રહણ કરી શકે તેટલા માટે આ વાર્તાસાહિત્ય આપણા સંપ્રદાયમાં ઉત્પન્ન થયું છે. આવા પ્રકારનું વાર્તાસાહિત્ય આપણા સંપ્રદાયમાં છે એટલુંજ નહિ પણ તમામ સંપ્રદાયો અને ધર્મોમાં છે બૌદ્ધધર્મની ગાથાઓ, જૈનોની કથાઓ, બાયબલની પેરેબલ્સ, જરથુસ્ત ધર્મની આખ્યાયિકાઓ એ બધી તે તે ધર્મના સિદ્ધાન્તોને લોકભાષામાં સમજાવવાના પ્રયત્નો છે. એ વાર્તાસાહિત્ય છે માટે અપ્રામાણિક છે એ કહેવું તે તો ઇતિહાસનું ઘોર અજ્ઞાન સૂચવે છે. અને જગતના ઇતિહાસો પણ શું છે? દંતકથાઓ અને આખ્યાયિકાઓ તથા chronicles ઉપરથી નીપજાવી કાઢેલા નથી? આથી આપણા વાર્તાસાહિત્યનું મૂલ તેની ઐતિહાસિકતામાં નથી. તેમાં જો કે ઇતિહાસ છે. તે સમયની આપણા સમાજની સ્થિતિ શું હતી તથા ધર્મનું બંધારણ કેવું હતું વગેરે બાબતો કોઇ અભ્યાસીને જાણવી હોય તો તેમાંથી તે તારવી શકે છે. પણ તેમાં સોએ સો ટકા ઇતિહાસ હોવો જોઇએ એમ માનવું એ મોટી ભૂલ છે. વાર્તાઓ કાલ્પનિક' નથી. શ્રીવલ્લભાચાર્યજી તથા શ્રીગુસાંઇજીના સમયના થઈ ગયેલા ખરેખરા વૈષ્ણવોનીજ વાર્તાઓ છે. એટલોજ ઇતિહાસ આપણે માટે બસ છે. બાકી તે વાર્તાઓ તેમનો ઇતિહાસ આપવાને માટે લખાયેલી નથી. તેમનું ધાર્મિક અને વૈષ્ણવ જીવન કેવું આદર્શરૂપ હતું. તેઓ વૈષ્ણવજીવનના માર્ગે કેવી રીતે વળ્યા, શ્રીમહાપ્રભુજીએ તથા શ્રીગુંસાઇજીએ તેમાંના કેટલાકનો વિષયગામી જીવનોને કેવી રીતે સન્માર્ગે વાળ્યાં, એ વસ્તુ ભવિષ્યના વૈષ્ણવોને જણાવવાને માટે એ વાર્તાસાહિત્ય પ્રકટ કરવામાં આવ્યું છે. એ વાર્તાઓ શુદ્ધ અને નિષ્કપટ જીવન ગાળનાર વૈષ્ણવોના જીવનપ્રસંગો છે. તેઓમાં વિદ્વત્તા નહોતી, બાહ્યાડંબર નહોતો, તેમની વૈષ્ણવતા બહાર તેઓ કોઇને જણાવતા નહોતા. તેઓ યજ્ઞ, યાગાદિ તથા વેદમાં પણ શ્રદ્ધા રાખનારા નહોતા, તેઓ વર્ણાશ્રમની મર્યાદાને પણ અનુસરનારા નહોતા. તેઓના જીવનમાં એકજ પરમભાવ હતો, અને શ્રીવલ્લભાચાર્યમાં પરમશ્રદ્ધા અને પોતાના સેવ્ય સ્વરૂપમાં અનન્યાસક્તિ. આ ભાવથીજ તેમનાં જીવન રંગાએલાં છે. તેમનો ધર્મ, અર્થ, કામ કે મોક્ષ જે કહો તે ભગવાનજ હતા. તે ભગવાનની સાથેનો ભાવ તેમણે કેવી રીતે ખીલવ્યો, અને એ ભાવની ખીલવણીમાં શ્રીમહાપ્રભુજી કે શ્રીગુંસાઇજીની કૃપા કેવી કારણરૂપ હતી. તેજ માત્ર આપણને તેમાંથી જણાય છે. આ વાર્તા-

સાહિત્યનું મૂલ્ય તે દષ્ટિએ કરવાનું છે. તેમાં કોઈ વિવાદાસ્પદ સિદ્ધાન્તોની ચર્ચા નથી, પણ સિદ્ધાન્તો જેઓએ પોતાના જીવનમાં ઉતાર્યા છે તેમનું જીવન કેવા પ્રકારનું છે, તેજ એમાંથી જણાશે. અત્યારે આપણો જમાનો critical બન્યો છે. અત્યારે કોઈ પણ નવીન સિદ્ધાન્તને ગ્રહણ કરતાં પહેલાં આપણે ત્રાજવાના બન્ને પલ્લાઓમાં સિદ્ધાન્તને જોખી જોઇએ છીએ, અને પછી તેનું મૂલ્ય આંકીએ છીએ. જે જમાનો આવી રીતનો critical નહોતો, તે સમયમાં આ વાર્તાઓ લખાઇ છે, છતાં અત્યારના જમાનાને કશું પણ ખાસ અનુચિત તત્ત્વ એમાં નથી. જે કંઈ એમાં આપણને અનુચિત જેવું જણાતું હોય તે આપણી તે તત્ત્વને અવલોકવાની દષ્ટિ છે. આખા સાહિત્યમાંથી અમુક ગણીગાંઠી વાર્તાઓ જે આપણી ટુંકી દષ્ટિએ તેના ભાવાર્થને આપણે સમજી શકતા ન હોઇએ, તેને છુટી પાડીને એમ કહીએ કે આ અયોગ્યજ છે, તે સંશોધનનો માર્ગ કહેવાય નહિ. મારે મન તો વૈષ્ણવોની વાર્તાઓનું સાહિત્ય ભાવપ્રધાન હોવાથી વૈષ્ણવોના પ્રાણરૂપ છે. તે સાહિત્યને ગુંગળાવી નાખવું એટલે વૈષ્ણવતાના પ્રાણને ગુંગળાવી નાખવા બરાબર છે. સંપ્રદાયેતરો એ વિષે ગમે તેમ લખે કે બોલે પણ સાંપ્રદાયિકોનું તો પરમ કર્તવ્ય છે કે આવાં સાહિત્યને ગુંગળાવી નાખવાના જો કોઈ પ્રયત્ન થાય તો તેને દાબી દેવા રહ્યા.

વૈષ્ણવાચાર્યો એ વાર્તામાં ફેરફાર કરી શકે એવી એક સ્થળે દલીલ કરવામાં આવી છે. તો તે વિષે મારૂં મન્તવ્ય એ છે કે તેમણે તેવી રીતે પરંપરાથી ચાલતા આવેલા ગ્રંથોમાં ફેરફાર કરવાનો કશો અધિકાર માન્યો નથી. વૈષ્ણવાચાર્યો એવું કામ કરતા નથી, ને કરશે પણ નહિજ એમ હું ઇચ્છું છું. એ સાહિત્ય વૈષ્ણવોની પવિત્ર ગંગા છે, તેમાંથી કેટલાંએ વૈષ્ણવોએ પાન કરીને તેમના આ સંસારના રોગોને દૂર કરી શક્યા છે. તે ગંગાનદીનો શુદ્ધ પ્રવાહ છે તેમાં અન્ય કોઇ બીજો પ્રવાહ મળેલો નથી. ઘડીભર દલીલ કરનારાઓની દષ્ટિએ તેમાં મલિન પ્રવાહ પણ ભળેલો હોય. જો કે હું તે દલીલ સ્વીકારતો નથી! તો પણ તે ગંગાનદીમાં તેને પવિત્ર બનાવવાનું સામર્થ્ય છે.

હીરાનો જન્મ કોલસાની ખાણમાં છે માટે તેનામાં કોલસાના દોષો છે, માટે હું તેને ગ્રહણ નહિ કરૂં એવું માનનારને આપણે જરૂર હસીએ. આમ છતાં સંશોધન વિષે હું નીચે પ્રમાણે સૂચના કરૂં છું.

૧. જો સંશોધન કરવું હોય તો અસલ પ્રાચીન હસ્તપ્રતિઓ મેળવવી અને તે બધીને સરખાવવી, તેમાં જ્યાં પ્રસંગોમાં ફેરફાર હોય તો ફુટનોટમાં અગર પરિશિષ્ટમાં આપવા. પણ અમુક સનાતન ધર્મના સિદ્ધાન્તનો વિરોધ છે, અગર અમુક બનાવ આમ હોયજ નહિ એમ માનીને તેને ઉડાડી મૂકવો તે બરાબર નથી. જે લોકો શ્રીમદ્‌ભાગવતમાં 'રાસ' ના ભાગને પ્રામાણિક માનતા નથી તેઓ તેને ક્ષેપક માનીને ઉડાડી મૂકે છે. આપણે તેવા 'ચોખલીઆ' થઇને સંશોધન કરવું વ્યાજબી નથી.

૨. જે વિદ્વાનોના અભિપ્રાયો સંશોધનની તરફેણમાં મૂકવામાં આવ્યા છે. તે બધા એ વિષયના અભ્યાસી છે કે કેમ તેની ખાત્રી થવી જોઇએ. આ બાબતમાં અત્યારના ઉછરતા લેખકોના અભિપ્રાયો ખપમાં ન આવે. પ્રો. મગ્નલાલ શાસ્ત્રી અગર પરમભગવદીય મનમોહનદાસ, અગર શ્રીયુત રણછોડદાસ પટવારી જેવાના અભિપ્રાયો મૂકવા જોઇએ, અને પછી તે અભિપ્રાયની વિચારણા થવી જોઇએ. એવા કોઈના પણ અભિપ્રાય હજુ સુધી આ વિષયમાં બહાર પાડ્યા નથી.

૩. જે જે વાર્તાઓમાં સંસ્કૃત શ્લોકો કે બીજાં અવતરણો પ્રકાશકોના પ્રમાદથી અશુદ્ધ છપાયાં હોય તો તેને જરૂર સુધારવાં જોઇએ. ગમે તેવી રીતે માત્ર પુસ્તક વેચવાની દષ્ટિએ ભાષાની અશુદ્ધિઓવાળા ગ્રન્થો છપાય તેનાથી હું તદ્દન વિરૂદ્ધ છું. આ વિષયમાં મને ઘણોજ કડવો અનુભવ થયો છે.

દર્ભાવતી એ કવિની જન્મભૂમિ; ડભોઇ વાસીઓને અભિમાન લેવા જેવું છે. સંવત ૧૮૩૩ ના ભાદ્રપદ શુક્લ એકાદશીના રોજ દર્ભાવતી દયારામથી વધુ ગૌરવવતી બની. જયમ રામથી સારોએ ભારતવર્ષ. નેપોલીઅનથી કોર્સિકા.

મહાલક્ષ્મી અને પ્રભુરામ યશસ્વી કારકીર્દીના ભાગીદારો હતાં. પ્રેમાળ માતાપિતાની ગોદમાંનું બાલજીવન દયારામે પૂર્ણ કર્યું.

બાર વર્ષની કુમળી વયમાં પિતા પ્રભુરામ અને માતા મહાલક્ષ્મીનું અવસાન થયું. પિતાની સઘળી આશાઓ વ્યર્થ ગઇ. પુત્રનું સુભાગ્ય પૂછતાં હૃદયમાંથી આનંદ છલકાઇ જતો એવા માતાપિતાને પુત્રની યશસ્વિતા નિહાળ્યા વિના જ ચાલ્યા જવું પડયું. માતાપિતાના કંઇ કંઇ મનોરથો અધૂરાજ રહ્યા. Man proposes God disposes. પુત્ર પ્રત્યે પ્રેમાળ દૃષ્ટિ ફેંકી પોતપોતાને રસ્તે સીધાવ્યા. કવિનું જીવન એકલવાયું બન્યું.

સ્મશાનભૂમિમાં ભડભડ બળતી માતાની ચિતા બાલહૃદયથી ભૂલાઇ ન શકી. ચિતાનો ચિતાર કુમળા હૃદયમાં જડાઇ ગયો. વસમું વૈરાગ્ય કવિહૃદયમાં વસ્યું. કવિએ અવિવાહિત જીવન ગાળવાનો નિર્ણય કરી મૂક્યો.

કવિએ આજના જેવી નિશાળોમાં અભ્યાસ કર્યો ન હતો. તે સમયે આવી નિશાળો ન હતી. નિશાળો ઇ. સ. ૧૮૨૬ માં સ્થપાઈ. કવિનો કાળ ઇ. સ. ૧૭૭૭ થી માંડીને હતો. ગામઠી નિશાળમાં બાપુરામ નામના મહેતાજીએ કવિને લખતાં વાંચતા શિખવ્યું. બહુશ્રુતપણાથી કવિએ ઘણું જ્ઞાન પ્રાપ્ત કર્યું. આજના કથાકારો અને પુરાણીઓ! કવિએ તો એવા જ પાસે ધાર્મિક કેળવણી સંપાદન કરી. ત્યારના કથાકારો અને પુરાણીઓ શુદ્ધ આશયથી પણ હોય! ગુર્જર ભેખધારી પ્રેમાનંદના ગાગરને કયો ગુજરાતી ભૂલશે? તેમાં સ્વાર્થ ન હતો. એમની ગાગરનો રણકાર અને ઘોષણા ગુર્જરી ભાષાના ગાનમાં હતાં. તાંબાના ખણખણાટ માટે નહિ. માણભટ્ટો કથાકારો અને પુરાણીઓ સાચા ઉપદેશકો હશે. દયારામભાઇએ ગુજરાતી ગજલ સાહિત્યના મંડાણ હિન્દી દ્વારા કર્યા. દયારામભાઈ માટે તો આપણે કહેવાનું જ છે. યોગ્ય સ્થાને ચર્ચા વધુ દીપશે.

શરૂઆતના કવિના બાલુડાં કાવ્યો હૃદયંગમ છે. બાલુડાં બાળકોને ગમી જાય તેવાં વર્ણન પણ બાલુડાંના જ.

માતા જગાડે જાગ્ય કાનુડા! ગોંદરે ઉભી ગાય,
સ્હામા સ્હામી સાન કરે ને માવીઆ! મેળો થાય.

પ્રેમ-સ્નેહ—વાત્સલ્યનાં મંડાણ તો કવિ દયારામના.

માતાપિતાની શીળી છાંય દયારામને વધુ વખત ન મળી. કવિનું જીવન ભટ્ટ ઇચ્છારામની આશિષે ઉન્નત બન્યું. ન્હાનકડા કવિ મિજલસોમાં પણ આમંત્રણ મેળવતા. ન્હાના કવિની કવિતાઓ ન્હાની. બાળકની કાલી વાણી જેવી. સૌને ગમે.

કાવ્ય પ્રદેશમાં આ તો કવિની તાજી પગલીઓ. Morning shows the day childhood shows the man. કવિનો વિકાસ સમુદ્રની ભરતી સમો, તેમનો કાવ્ય પ્રવાહ અખંડિત હતો.

ભક્ત ગુર્જર કવિ દયારામભાઇએ પોતાની સુમધુર કવિતાઓથી ગુર્જરભૂમિને ભક્તિરસથી તરબોળ કરી. તેની કોમળતાએ—તેની કુમાશતાએ ગુર્જર ઘેલું બન્યું.

યોગ્ય સમયે વિકાસના મંડાણ મંડાયા. પર્યટન માટેની ઇચ્છાઓ વધુ બળશાળી બની. સાત વર્ષના લાંબા કાળ જેટલું કવિનું પહેલું પર્યટન હતું.

કવિએ એક નહિ પણ ત્રણ ત્રણ વખત યાત્રાઓ બેઠી. પ્રવાસી જીવનમાં કવિનો અનુભવ હતો. અનુભવોનું મંથન જનસમૂહને મળ્યું.

પ્રવાસમાં કવિ લુંટારાના પંજામાં સપડાયા હતા. રાત્રિના સમયે લુંટારાની ટોળીમાં કવિ ભજન લલકારતા. પાંચ માસ અને અગીઆર દિવસ પછી લુંટારાઓના પંજામાંથી કવિને મુક્તિ મળી. અનુભવ કહેવો સહેલો છે, પ્રાપ્તિ કઠિન છે.

શું જાણે વ્યાકરણી વસ્તુને શું જાણે વ્યાકરણી ?
મુખપર્યંત ભર્યું ઘૃત તદપિ સ્વાદ ન જાણે બરણી.

કૃષ્ણદાસ વૈયાકરણીને આ જવાબ છે. કવિનો ઉંડો અનુભવ અને અવલોકન આમાં તરવરે છે.

મુસ્લિમોને રુચિકર રીતે કવિએ કૃષ્ણનો ઇશ્ક પણ ગાયો છે.

"રોમ રોમ હીયે ઇસ વિરહ દુઃખ,
"લગા મેરે કલેજેમે, ઇશ્કકા જખમ તો જુલમ હૈ;
દર્દ મેરા મહેરમ માલુમ, આલમ સારા બેમાલુમ હૈ.".

કવિના પ્રેરણાદાયી કાવ્યો લક્ષ્મીનંદનો પાસે ધન યાચતાં ન હતાં. ભિક્ષુકો કવિના કાવ્યો લલકારી તેમાંથી પોષણ મેળવતા. કવિના કાવ્યોની કિંમત પણ અણમૂલી. કવિઓને તે પ્રેરણાદાયી નીવડયાં. ગોપાળરાવ મ્હૈરાવનાં દૃષ્ટાંત આપણી છબમાં જ રમતો હશે. કવિને લક્ષ્મીની લાલસા નહોતી.

ગિરિધર મુંને પ્રાણ, તુ હિ સામલડા પ્યારા, આ કાવ્યમાં કવિએ બાર ભાષાઓનું ગૂંથણ કર્યું છે. ઉર્દુ, મરાઠી, પંજાબી, ગુજરાતી સંસ્કૃત વિગેરે ઘણી ભાષાઓમાં કવિના કાવ્યો મળી આવે છે. કવિએ ગુર્જર હૃદયોને ઓળખ્યાં. ગુર્જરે કવિ ગુર્જરોના હૃદય પોતાનામાં પરોવી શકયા.

કવિના સંગીત–સ્વરોએ ગુર્જર હૃદયો થનુથણ્યા, હૃદયતારો ઝણઝણ્યા. કવિના કાવ્યોડ્ડયન ગગનગામી હતાં.

સંગીત કવિનો પ્રિય વિષય હતો. શિષ્ય પણ સંગીત શોખીન હતા. કવિ શિષ્યોની કથામાં બાવાજીએ ઉસ્તાદીની પહેલ કરી. કવિએ શિષ્યોનું સ્વમાન ઘવાતું નિહાળ્યું. કવિએ નરગાં પોતાના હાથમાં ઉપાડી લીધાં, બાવાજી તૈયાર જ હતા. સ્પર્ધા જોશભેર ચાલી. બાવાજી સાચા ઉસ્તાદ હતા. કવિએ ઉસ્તાદીને નીરખી. અંતે બાવાજી ગુંચવાઇ પડયા. બાવાજીની ઉસ્તાદી માટે કવિએ સુવર્ણમાળા અર્પણ કરી. કવિ સાચા સંગીત શોખીન હતા.

કવિ પાસે કાવ્યકલા હતી. કાવ્યકલાના કવિ શોખીન હતા, એના એ પૂજક હતા. કાવ્ય શોખીનોને કવિ વધારે ગમતા. કવિ કાવ્ય શોખીનોને આદરતા, કલાની વિશુદ્ધતા કવિહૃદયમાં હતી.

કાવ્ય અને સંગીતનો સુમેળ કવિમાં હતો. ઘાટ અને સુંદરતા સુવર્ણ અને સૌરભ બન્ને કવિમાં હતાં. કાવ્ય અને સંગીતના મિશ્રણમાં ગુજરાત લુબ્ધ છે. કવિ એ ગુજરાતનું કાવ્ય અને સંગીત હતું.

કાવ્યની વિશુદ્ધતા એ કવિનો મુદ્રાલેખ હતો. આછું પણ સ્પષ્ટ થોડું પણ સંગીત સારૂં. કવિની કાવ્યસમૃદ્ધિ વિશાળ, સ્પષ્ટ અને અર્થવાહી છે.

કાળના સપાટામાં કવિ ૧૮૯૮ માં આવી ગયા હોત. આ સમયે કવિ ને માંદગી ગંભીર હતી. આ માંદગીમાંથી એઓ બચી ગયા. અગીઆર વર્ષ જેટલું આયુષ્ય લંબાવ્યું.

આ રચમાની કવિએ ગુર્જર કાવ્ય વાટિકાઓને વધુ રસમયી બનાવી સંવત્ ૧૯૦૯ ના માઘકૃષ્ણ પંચમીના રોજ ક્ષણભંગુર દેહને ત્યજી દીધો. ગુજરાતનું મ્હેકતું પુષ્પ કરમાઇ ગયું. તેની મ્હેકના છાંટણા ગુર્જર હૃદયે ઝીલ્યાં.

આજે એ મહાકવિ કયાં છે ! ચોર્યાંસી વર્ષ પછી પણ હૃદયો કવિને ઝુરે છે.

વન્દન હજો ભક્ત કવિ ભારતવર્ષીયને.

# ગુજરાતના દયારામ.

( લેખકઃ—પરમભગવદીય કવિવર શ્રીદયારામભાઈના પટ્ટશિષ્યના પ્રપૌત્ર;
જોષી જીવણલાલ છગનલાલ, ડભોઈ. )

દયારામભાઈનો જન્મ થયો ત્યારે અંગ્રેજો હિન્દના આરે હતા. ગોલોકવાસી થયા ત્યારે લગભગ પોણા ભાગનું હિન્દ અંગ્રેજોનું હતું. એ પોણીસદીનો કાળ તે જગત્ ઇતિહાસનો ભયંકર કાળ. કેરકેર ખુનામરકી–લડાઈ–લુંટફાટનો કાળ, મહાન્ અશાંતિનો કાળ. એવા અશાંત વાતાવરણમાં દયારામભાઈએ રસબસતી બંસી છેડીને પરિમલ પ્રસરાવ્યો સારાએ ગુજરાતમાં. હજુએ એ મ્હેકતા કેવડાની પરાગ ઓસરતી નથી. એ બંસી ન્હોતી વ્રજની–ગોકુલની–યમુનાતીરની; પણ હતી નર્મદાતીરની–ચાણોદની–દર્ભાવતીની.

દયારામભાઈના લૌકિક જીવનનો અંત અને અલૌકિક જીવનની શરૂઆત–એમનો હૃદયપલટો મહાનુભાવ ઇચ્છારામભટ્ટજીના સમાગમથી થાય છે. શ્રીમદ્આચાર્યચરણે 'બ્રહ્મસૂત્ર' પર 'અણુભાષ્ય' લખ્યું. એ 'અણુભાષ્ય' પર 'પ્રદીપ' નામની ટીકા લખનાર તેજ પરાકાષ્ઠાપન્ન શ્રીકૃષ્ણચન્દ્રના લાડીલા ઇચ્છારામભટ્ટજી. એવા મહાનુભાવીનો સમાગમ આપણા પનોતા પુનિત દયારામભાઇને 'તેનતલાવ' આગળ સાંપડયો હતો. ત્યાંથીજ લૌકિક જીવનને તિલાંજલિ આપી હતી. પ્રીતપુરવની સાંભળી આવી હતી. મનોહર સત્સંગથી સાંપડેલ શિક્ષાથી વૃંદાવન તરફ જવા મન આકર્ષાયું હતું. જીવનને દિવ્ય બનાવ્યું હતું.

દયારામભાઇએ એકંદરે અગીઆર ભાષામાં સાહિત્યનું સર્જન કર્યું હતું. સાહિત્યરસિક જનતાને ખોળે મૂક્યું હતું. સાહિત્યની રસમય સેવા કરી હતી. એમના સાહિત્યના બે ભાગ પાડી શકાય. એ લોકભોગ્ય સાહિત્ય. બીજું વિદ્દ્ભોગ્ય સાહિત્ય. લોકભોગ્ય સાહિત્યમાં 'ભક્તિપોષણ', 'પ્રબોધબાવની', રુકિમણીહરણ', 'સત્યભામાનો વિવાહ', 'મનમતિસંવાદ', 'બ્રાહ્મણભક્તસંવાદ' અને ગરબીઓ આવી શકે. એ સિવાય થોકડાબંધ કવનોનો સમાવેશ થઈ શકે. વિદ્દ્ભોગ્ય સાહિત્યમાં 'રસિકવલ્લભ'. 'પ્રેમરસગીતા', 'સતસૈયા', 'રસિકરંજન', 'વસ્તુવૃન્દદીપિકા', 'ચાતુરચિત્તવિલાસ', 'પિંગળસાર' વિગેરે મહાન્ ગ્રન્થોનો સમાવેશ થઈ શકે. દયારામભાઇ સાચા સાહિત્યકાર હતા. સાક્ષરશિરોમણિ હતા. આદર્શ સંગીતકાર હતા. સાદી, સરળ, સુમધુર ભાવવાહી ભાષામાં સચોટ શિક્ષા તો દયારામભાઇની. ગેયતા, રમણીયતા, વિહ્વળતા, તાલબદ્ધતા, ધ્વનિ, ડોલન, મીઠપ, મજાક અને ભાવ એઓશ્રીના કવનમાં અચ્છી રીતે ગૂંથાએલાં છે. ખુબી તો એ છે કે જુદીજુદી ભાષામાં કવનો હોવા છતાં ભાગ્યેજ ભાષાનો શંભુમેળો થએલો દેખાશે.

સાચી અને સર્વોત્તમ ગરબીઓ તો દયારામભાઈની. ભાવ–ભભક અને વિહ્વળતાનું અજબ જોડાણ તો દયારામભાઇનું. ગરવી ગરબીઓથી દયારામભાઇ અજોડ છે. રસિક લલનાઓના હૃદયરાજ્વી છે. એમનું એક પણ કવન એવું નહિ હોય કે જેમાં દીનતાનું વાતાવરણ ન છવાઇ રહ્યું હોય, પ્રેમરસની હેલી ન મચી રહી હોય, ભક્તિરસની લ્હેરો લ્હેરાઈ ન રહી હોય, આનન્દરસનાં ઝરમર ઝરણાં ન ઝરી રહ્યાં હોય!!!

દયારામભાઈ તે સમયના પૂજનીય વ્યક્તિ હતા. ગુરુરૂપે પૂજાતા હતા. તીર્થરૂપ હતા. પર્યટનથી સારોએ હિન્દ પવિત્ર બન્યો હતો. એઓશ્રીને પૈસાની લાલસા જરાએ ન્હોતી. એ નાશવંત પદાર્થપર જરાએ પ્રેમ ન્હોતો. એમને તો પડયો હતો પ્રેમ રાધાકૃષ્ણની રસએલડીના ગુણાનુવાદ ગાવામાં તેમજ રાચવામાં.

દયારામભાઇએ "જે કોઇ પ્રેમઅંશ અવતરે, પ્રેમરસ તેના ઉરમાં ઠરે" એ પદ ગાયું. પ્રેમરસની મીમાંસા ગાઈ. પરમપ્રેમ પરબ્રહ્મને પેખવાનો પાઠ પઢાવ્યો. એ પ્રેમરસની મીમાંસા

## વૈષ્ણવની વાતું.

( લેઃ—પરમભગવદીય વેલજીભાઈ નથુભાઇ. )

બીજે દી ભગવદ્વાર્તા પછી ઉકે કયું આતા, ગદાધરદાસજીની વારતા ભારે આ હો ? પોતે તો સંકોચને લહી ભુખ્યા રીયા. પણ ઠાકરનેય એમ, છે કાંઈક હમજાવો.

આતો—ભગવાનની અટપટી લીલા છે. ભગવાન બધું સિદ્ધ કરવા સમર્થ છે. પણ ભગતની પરીક્ષાને માટે આવી લીલા દેખાડે.

ઉકો—સામગ્રી વિના પ્રભુને શું ધરવું એનું તો બહુ દુઃખ થીયું હશે હો ?

આતો—ભગત ભગવાનના સ્વરૂપને બહુ ઓળખે છે. એટલે ભગવદ્અર્થે પણ ચિન્તા કરતા નથી. જેમ ગોપીયુંને પરથમ તેડાવ્યાં ને પછી ધીરે જાવાનો બોધ કયો. ઇ પરીક્ષા હારૂજ હતો, જો મારા સ્વરૂપમાં એની આસક્તિ છે. ખરેખરી હશે તો નઇ જાય, ને કાંઈક ઓછી હશે તો વીયાં જાહે.

ઉકો—આતા, ચોથે દી જજમાનની સામગ્રી આવી ને રોકડા પસાની જલેબી મગાવી સેનમાં ધરીને વસનેવને લેવરાવી દીધી. તઇ પોતે કેમ, નો લીધી ?

આતો—કયાંથી લીયે, મારગની મેંડ હુટી જાય, જ્યાં હુધી ઠાકોરજીને રાજભોગ ન ધરાય ત્યાં હુધી લેવાયજ નઇ, આપણ જેવા ભાવવોણા તો ઉઠતાંવેંત દુધના વાટકા ચહડકાવા મંડે, રાજભોગ તો ભલેને ગમે તઈ થાય.

ઉકો—આતા, માધવદાહ ઉપર તો ભારે મેર કરી હો, પ્રભુની ભક્તીનું દાન આપી દીધું, તઇ ભગવાનમાં ને ભગતમાં હું ફેર ?

આતો—ફેર બેર કાંઇ નહી. ભગવાન ભગતના મનોરથ પુરા કરવા પ્રાગટ લીયે, નેં ભક્ત ભગવાનના મનોરથ પુરા કરવા જન્મ લીયે, મેં આગળ તને કયું છે. हरेरपि हरिः એમ અરસપરસ ન હોય તો, ભગવાનની લીલા અને સુધા. નિષ્ફલ થાય, તુંને ખંગર છે. આપણે નાંણું મુકવા પેટારો કે પેટી રાખીઈ છઇ એમ ભગત ભગવાનની પેટારી છે.

ઉકો—આતા, ભગવાન ભગત પેટારીમાં કઇ જણહ મુકતા હશે ?

આતો—પોતાનું સામર્થ, પોતાના છ ગુણ, ને પોતાના બધાય ધરમ.

ઉકો—ઇ થાપણ મુકેલ ભગવાનની રજા વગર કોઇને કેમ આપી હકે.

આતો—થાપણ તો દઈ દીયે, ને વધારે દેવા ધારે તો થાપણ મુકનારનેંય આપી દીયે, એટલી બધી ભગતમાં સત્તા આપી છે.

ઉકો—આપી તો દીયે, પણ પાત્ર જોઇને આપે કે, કુપાત્રનેંય આપે, માધવદાહે તો વેશ્યા રાખીતી, એને કેમ ભગતી અપાય.

આતો—તું કેછોને વેસ્યા રાખીતી, એનો અરથ હમજવું. વેશ્યા રાખી, અરે, જગતના પ્રવાહમાંથી તણાતી રાખીતી, હમજે. માધવદાસમાં અવાંન્તર કામાવેશ હતો. કાંઈ સ્થાઈ કામ નોતો, સ્થાઇ કામ હોત તો, વેસ્યા અને પોતે કામનો ત્યાગ કરીને ભગવદ્પરાયણ નો થાત. હરકોઇ દુર્ગુણ, સ્વભાવને વશ છે. સ્વભાવ બદલે અટલે અવગુણ હોય ઇ પણ ભાગી જાય, ને સદ્ગુણ રહામાં પ્રાપ્ત થાય, ભગતબીજ કોઇ કાળાન્તરે નાશ થાતું નથી. અટલે દુષણ હોય ઇ ભુષણ થઇ જાય, ભગવાનના મહદવીર્યનો ઉપયોગ અધમનો ઉદ્ધાર કરવાથી થાય છે, ને ભગવદ્ભગત પેટારીમાં મુકેલ વીર્યનો ઉપયોગ અધમના પણ અધમનો ઉદ્ધાર કરવામાં ઉપયોગી થાય છે, એમહના.

ઉકો—આતા, પણ એણે વેસ્યા રાખીતી ને, ઇ બહુ મને ખટકે છે હો. એણે એવું કાંઈ સાધન નોતું કર્યું ને ભક્તી મળી.

**આતો**—એના જેવું સાધન કોઈકજ કરી શકે, ભગવદ્દશરણ તો હતું અને પ્રભુના સુખનો અલ્પ પણ વિચાર, ભગતીના કારણરૂપે બન્યો, ગદાધરદાસજીએ કહ્યું કે કોઈન્યા બીરીયાં ભાજી લે આવે, તઈ માધોદાસે બીડું ઝીલ્યું, ને લેવા ગીયા, રસ્તામાં વિચાર્યું કે પ્રભુને અવેર ન થાય, માટે વીણતો જાઉં. વીણેલ ભાજી ગદાધરદાસજીને આપી, એટલે બહુ પ્રસન થીયા. વાહ માધોદાસ, તેરે હૃ હરિભક્તિ દૃઢ હોયગી.

**ઉકો**—ભક્તિ હતી તોય વેશ્યા કેમ રાખીતી ?

**આતો**—દીકરા, જ્યાં જ્યાં ઉત્તમ વહત હોય. યાં એક એક દોષ હોયજ, ગુલાબ ઉત્તમ છે તો કાંટા છે, ચંદન ઉત્તમ છે સાપ છે. કસ્તૂરી ઉતમ છે તો મૃગના દુટાનો મેલ છે, અંબર ઉતમ છે પણ મધરમછના મોઢાનું ફીણ છે એમ ઉત્તમ જણશે દોશ હોય પણ તેના સામું ન જોતાં વસ્તુ ગ્રહણ કરાય છે એટલે દોશ હામી નજર ન કરવી પણ ગુણ હામી કરવી, ઈ બધીય પ્રભુની લીલા છે. જગતમાંય પ્રભુની શક્તિઓ બધું કામ કરી રઈ છે અને ઇ પ્રભુનીજ ઇચ્છાશક્તિને આધીન છે ? જંત્ર જંત્રીને આધીન છે, એવી હમજણ ન હોય ત્યાં હુંધી જીવને મોહ મટતો નથી.

**ઉકો**—આતા, ભગવાને જ્ઞાનશક્તિ આપી હોય છતાં, આવી વાત કેમ નઇ હમજાતી હોય ?

**આતો**—ઇએ પ્રભુની લીલાજ, ઘણાય ઇંદ્રિયોના સંયમમાં મથતા હોય, દેહથી સંયમ રાખતા હોય, પણ મનનો સંયમ તો પ્રભુને હાથ છે, ભગવાનની લીલાથી ઉપરવટ થઇને પોતાની ઇચ્છાએ ત્યાગી વૈરાગીના ફાંકા નકામાજ છે. એજ सर्वेश्वरश्च सर्वात्मा निजेच्छातः करिष्यति, એ સુદૃઢ રાખવું એમાં લાભ છે.

**ઉકો**—ભલે ભગવદ્દ્ધરમમાં આવે. પણ વેશ્યાના સંગનો દોશ તો રે'ને.

**આતો**—ગાંડા, ગુણ આવે એટલે દોશને ઠેકાણુંજ નો'રે, માધવદાસ તો શું પણ મોટા મોટા ભગતો, મોટા મોટા દેવતાઓમાં પણ મૂળમાં એક દોશ સિદ્ધ હતો. એની વાર્તુ શાસ્ત્રમાંય લખી છે. પ્રથમ દુરાચરણી દેખાવા માત્ર હોય, ઇ અવિદ્યાનો નાશ કરી ભગવાન જ્યઇ પોતાના સ્વરૂપાનંદનું દાન વિચારે તઇ, વિદ્યા પ્રાપ્ત કરાવી, લીલાસંપતી સ્થાપન કરે છે. આવા પ્રકારનું જ્ઞાન હૃદયમાં પ્રભુ નો પધરાવે ત્યાં હુદ્ધી ભ્રમણા મટતી નથી ને દોશીત મનને નિર્દોશ વહતમાંય દોશ સ્ફુરે છે, હવે તુને કઉં છું કે, તારે જગતમાં કે ભગતમાં ક્યાંય દોશ ન જોતાં બધી એની લીલાજ માનજે. ચોરાસી બસો બાવનનું સ્મરણ રાખજે, કૃતારથ થાવાનો ભગતશરણાગતિ વિના બીજો ઉપાય નથી.

---

**લાહોરમાં ઉઘડનારા કતલખાનાં સામે પોરબંદરના વૈષ્ણવોનો વિરોધ**—વર્તમાનપત્રોમાં પ્રકટ થયેલા એવા સમાચારથી કે લાહોરમાં એક મોટા પાયા પર કતલખાનું ઉઘડનારૂં છે અત્રેની વૈષ્ણવ સૃષ્ટિ ખળભળી ઉઠી છે અને તેનો તીવ્રપણે પ્રતિવાદ કરવા શ્રાવણ વદી એકાદશીના દિને અત્રેની શ્રીગોપીનાથજીની હવેલીમાં ગોસ્વામી શ્રીદગોવિન્દરાયજી મહારાજના પ્રમુખપદે વૈષ્ણવોની વિરાટ સભા મલી હતી. જેમાં સ્ત્રીપુરૂષોએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. સભામાં શાસ્ત્રીજી હરિકૃષ્ણ વીરજી શર્મા, શાસ્ત્રીજી રેવાશંકર બેચરદાસ શેઠ રામજી વીરજી પંથારવાળા વગેરેનાં આવા કતલખાનાં હિંદુ-ભાવનાનાં જડ ઉખેડી નાખનારાં તેમજ આર્યાવર્ત એ પુણ્યભૂમિ છે એ નામને કલંકિત કરનારાં છે, વગેરે મુદ્દાઓ પર વ્યાખ્યાનો થયા બાદ સર્વાનુમતિથી નીચે મુજબ પ્રસ્તાવ પાસ થયો હતો. ઠરાવઃ—
"આજ તા. ૧-૯-૩૭ ના દિને શ્રીગોપીનાથજી હવેલીમાં ગોસ્વામી શ્રીદગોવિન્દરાયજી મહારાજના પ્રમુખપદે મળેલી વૈષ્ણવોની જાહેર સભા લાહોરમાં ઉઘડનારાં કતલખાના સામે સખ્ત વિરોધ પ્રદર્શિત કરે છે. અને નામદાર વાઈસરોયને નમ્રપણે અરજ કરે છે કે તેઓ નામદાર હિંદુધર્મનાં મુખ્ય અંગ ગણાતી ગો પ્રાણીની થનાર હિંસાને અટકાવે."

ત્યારબાદ પ્રમુખશ્રીનો આભાર શેઠ દયાળજીભાઈ પરશુરામે માન્યા પછી સભા વિસર્જન થઈ હતી.

## साहित्यसत्कार.

**શ્રીસુબોધિનીવિવરણત્રયમ્**—પ્રકાશકઃ—રા. રા. ધીરજલાલ વ્રજદાસ સાંકલીઆ, B. A. LL. B. ઠે ખખર ચાલ, સી. પી. ટેન્કરોડ, મુંબાઇ નં. ૪. મૂલ્ય. એક રૂપીઓ, શ્રીમદ્‌ભાગવત ઉપરની યાવત્પ્રાપ્ય શ્રીસુબોધિનીજીનું મુદ્રણ પૂર્ણ થઈ જવા આવ્યું છે. થોડાજ અંશ અવશિષ્ટ છે. હવે શ્રીસુબોધિનીજી ઉપરનું જેટલું સાહિત્ય છે તે પણ ઘણીજ ઝડપથી પ્રકટ થવા લાગ્યું છે. સદ્‌ગત તેલીવાલાના પરલોકવાસ પછીથી તેમની મિત્રમંડલી આ નામસેવામાં સતત મહાન્ આત્મભોગ આપી રહી છે. શ્રીયુત ધીરજભાઈ વૃદ્ધ થયા છે, આંખોનું તેજ પણ ક્ષીણ થયું છે, છતાં આ સેવામાં તેમણે તનમન અને ધનનો મહાન ભોગ ચાલુ જ રાખ્યો છે. એમની આ ઐતિહાસિક સેવા ચિરસ્મરણીય રહેશે. સદ્‌ગત મગનલાલ શાસ્ત્રીજીએ જન્મપ્રકરણનું સાહિત્ય–લેખ, યોજના. કારિકાર્થ–પ્રકટ કરી દીધું હતું. તે પછીનાં તામસપ્રકરણાંતર્ગત પ્રમાણ, પ્રમેય અને સાધન; એ ત્રણ પ્રકરણોનું (જન્મપ્રકરણના ચાર અધ્યાય બાદ કરતાં પાંચમા અધ્યાયથી પચીસમા અધ્યાય સુધીનું) સાહિત્ય (લેખ, યોજના, કારિકાર્થ) રા. ધીરજભાઈએ છપાવી પ્રકટ કર્યું છે. આ સાહિત્યોની પ્રાચીન હસ્તલિખિત પ્રતો જ્યાંથી મળી શકી તે મેળવીને, ઘણાજ પ્રયત્નથી આ સાહિત્ય પ્રકટ કર્યું છે. આ સેવામાં પરમ આદર્શ વિરક્ત વૈષ્ણવ જીવન ગાળતા ભગવદીય મંગળદાસ ભાઇનો પણ મહાન હિસ્સો છે. વળી ભ. જરીવાલાએ પણ પ્રુફો શોધવામાં સારી મદદ કરી છે. તેમજ શ્રીસુબોધિનીજીમાં વર્ષોથી અવગાહનપરાયણ વયોવૃદ્ધ શાસ્ત્રીજી કલ્લાણજીભાઇએ પણ શોધનમાં સહાયતા અર્પી છે. એવી રીતે આ ગ્રંથ શુદ્ધ અને મનોહર રીતે છપાયો છે. આવા ઉત્તમ સાહિત્યના મુદ્રણમાં આર્થિક સહાયતા ભરૂચવાળા સદ્‌ગત ભગવદીય જેકીસનદાસ સ્મારક ફંડમાંથી આપવા બદલ તેના ટ્રસ્ટીઓ પ્રો. ગોવિંદલાલ ભટ્ટ M. A., રા. રા. યશવંતલાલ નરોત્તમદાસ, રા. રા. મણિલાલ નરોત્તમદાસ; એમનો ઉપકાર માનવો ઘટે છે.

**વેણુગીત**—પ્રકાશકઃ—રા. રા. ચુનીલાલ પરીખ, ઠે. ૪૭૮ ડંકનરોડ, મુંબાઇ નં. ૪, મૂલ્ય પાકું પુંઠું બાર આના અને કાચું પુંઠું આઠ આના. ટપાલ ખર્ચ જુદું. ભગવદીઓ ગાય છે કે, "વેણુગીત પુન યુગલગીતકી રસવર્ષા વરસાઇ." આમાંનું રસવૃષ્ટિ કરનારૂં વેણુગીત સરળ ગુજરાતી ભાષામાં રા. ચુનીલાલે પ્રકટ કર્યું છે. સદ્‌ગત શાસ્ત્રીજીએ એનો અનુવાદ પ્રકટ કરેલો, પણ એ અનુવાદ સંસ્કૃતજ્ઞ વિદ્વાનોનેજ માર્ગદર્શક હતો, તેથી ભગવદીય ધીરજભાઇએ અસ્વસ્થ હાલતમાં પથારીવશ દશામાં આ સરળ અનુવાદ લખાવ્યો છે. અનુવાદ મનનીય અને મનોહર થયો છે. તે ઉપરાંત આ ગ્રંથમાંનું ચિત્ર તો ઘણુંજ આકર્ષક છે. ભાઇ ચુનીલાલજીએ ખાસ તેનેજ ખાતર શ્રીનાથદ્વારા જઇને, વેણુગીતની ભાવનાને મૂર્તિમતી જણાવતું ચિત્ર તૈયાર કરાવીને, ચાર રંગમાં છપાવીને આ ગ્રંથમાં મૂક્યું છે. જેવો ગ્રંથ તેવોજ સુંદર શૃંગાર થયો છે. વેણુગીતને લગતાં અન્ય સંસ્કૃત સાહિત્યનો અનુવાદ પણ આમાં શામીલ છે. એમ આ પુસ્તકને સર્વાંગસુંદર બનાવવામાં રા. ચુનીલાલે કશી મણા રાખી નથી. ઉપોદ્‌ઘાત આ. ગો. શ્રી. ૬ શ્રીવ્રજનાથલાલજી મહોદયે લખ્યો છે ઉપોદ્‌ઘાત છે સુંદર, પણ ઘણોજ નાનો છે તેથી તૃષા છીપે તેમ નથી. રા. ચુનીલાલજીના આ કાર્યમાં શાસ્ત્રીજી બાલમુકુંદજીએ, તેમજ શાસ્ત્રીજી કલ્યાણજી-ભાઈએ સારી સહાયતા અર્પી છે. શુદ્ધિપત્રક લખવાનો શ્રમ રા. ગોકુલદાસ કેશવજી શાસ્ત્રીએ લીધેલો છે. આ ગ્રંથ સંગ્રાહ્ય હોય તેમાં આશ્ચર્યજ શું ? પ્રસ્તાવનામાં પ્રકાશકે કેટલાંક રોદણાં રડયાં છે. તેમાં સત્ય અર્ધ સત્ય અને અસત્યની કચુંબર કરી નાખી છે. પણ એ લાંબા પ્રકરણની કથનીમાં ઉતરવાનું આ સ્થલ નથી. વસ્તુતઃ આવા ગ્રન્થો પ્રકટ કરવા માટે સારાં ફંડની જરૂર છે. વૈષ્ણવ સદ્‌ગૃહસ્થો ઉદારતા દાખવે એવી નમ્ર વિનતિ છે. રા. ચુનીલાલભાઈ પાસે શ્રીસુબોધિનીજીના બીજા ભાગના અનુવાદો પણ છે, જે. ધનાઢ્ય વૈષ્ણવો પ્રકટ કરાવી આપવામાં પછાત નહિજ પડે.

**પુષ્ટિમાર્ગીય સિદ્ધાંત રત્નહાર**—લેખકઃ—રા. રા. કૃષ્ણદાસ નથુભાઈ શાહ, ઠે, શ્રીબાલકૃષ્ણ-નિવાસ, પારસી ગલી, મુંબાઇ નં. ૪. મૂલ્ય ૧ રૂપીઓ આ ગ્રંથ મહારાષ્ટ્ર ભાષામાં છે. લેખક ગુજ-રાતી છતાં મહારાષ્ટ્ર દેશમાં જન્મેલા હોવાથી, અને એક સારા અભ્યાસી હોવાથી મહારાષ્ટ્ર ભાષા ઉપર સારો કાબુ ધરાવે છે. તેમણે સાંપ્રદાયિક ગ્રંથોનો અભ્યાસ કરીને, બીજાં બહોળાં વાચનનો પણ ઉપયોગ કરીને આ મૌલિક ગ્રન્થ રચ્યો છે. આ ગ્રન્થ અનુવાદાત્મક નથી છતાં લેખકે સિદ્ધાંતોની સંકલના સારી

કરી છે. પુષ્ટિમાર્ગ એટલે શું ? શરણમંત્ર, નિવેદન, અસમર્પિત તથા અન્યાશ્રયનો ત્યાગ, સેવાધર્મ અને પુષ્ટિભક્તિ એ વિષયોની છણાવટ ઘણી સુંદર રીતે કરી છે. મહારાષ્ટ્ર ભાષામાં મૌલિક સાંપ્રદાયિક ગ્રંથ આ પહેલોજ છે, અને તે લખીને લેખકે મહારાષ્ટ્ર ભાષા જાણનાર વૈષ્ણવો ઉપર અનહદ ઉપકાર કર્યો છે. વળી વખત આવે સંપ્રદાયસિદ્ધાંતોનો વગર સમજે ઉપહાસ કરનાર મહારાષ્ટ્ર લેખકોની પણ આ ગ્રંથથી આંખો ઉઘડી રહી છે. મહારાષ્ટ્ર પત્રોએ આ ગ્રન્થને સારો આવકાર આપ્યો છે. કેટલાંક વર્ષ પહેલાં શાસ્ત્રીજી રમાનાથજીના 'શુદ્ધાદ્વૈતદર્શન' નો મહારાષ્ટ્ર ભાષામાં અનુવાદ કરાવીને પૂ. પા. ગો. શ્રી. ૧ શ્રીગોકુલનાથજી મહારાજે પ્રકટ કરેલો હતો. આ ગ્રંથ પણ આપશ્રીએ પ્રકટ કરાવીને સંપ્રદાય પ્રચારનો અનુકરણીય દાખલો પૂરો પાડયો છે.

**શ્રીવલ્લભનામસ્તોત્ર**—અનુવાદકઃ—રા. રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી, પ્રકાશક 'ગુજરાતી' પ્રિન્ટિંગ પ્રેસ, મૂલ્ય આઠ આના ઠે. સાસુન બીલ્ડીંગ, સરકલ, કોટ, મુંબાઈ નં. ૧. જગદ્‌ગુરુ શ્રીવલ્લભ ધીશ્વરના ૧૦૮ નામોની આ નામાવલી અતિપ્રાચીન છે અને તેનો સરલ સચોટ ભાવાનુવાદ રા. રા. કેશવરામ શાસ્ત્રીજીએ કરેલો છે. નામાવલી માત્ર ગુણાનુવાદરૂપજ નથી, પણ શ્રીમદાચાર્યચરણનું ઐતિહાસિક ચરિત્ર પણ તેમાં ગુંથેલું છે, તેનું સ્પષ્ટીકરણ અનુવાદકે ઘણીજ કુશળતાથી કરી બતાવ્યું છે. નામાવલીના લેખકનું નામ પ્રાપ્ત થયું નથી. નિ. લી. શ્રીરમણલાલજી મહારાજે એક પુસ્તક પ્રકટ કરેલું, તેમાં અમુક નામો હતાં. પણ તે આજ છે. એમ કહી શકાય તેમ નથી,

**વિવાહનાં પદો**—સંપાદક—શ્રીયુત કાશીરામ કરસનજી શાસ્ત્રી, માંગરોળ (કાઠીઆવાડ) અમૂલ્ય છે. કાઠીઆવાડમાં આવેલા માધવપુરમાં "શ્રીમાધવરાયજીનો વિવાહ" એ એક પ્રતિવર્ષ પ્રાપ્ત થતો મહાન્ દિવ્ય મહોત્સવનો આનંદ-રસાસ્વાદ છે. આ સમયે વૈષ્ણવો અને અન્ય ભાવુક ભક્તો હજારોની સંખ્યામાં માધવપુરમાં આવે છે. સદ્‌ગત પૂજ્ય ગોવિંદજીભાઈ વ્યાસે આ આનંદનો સ્વાદ ચખાડેલો અને એમનું આનંદમગ્ન સ્વરૂપ પણ તે પ્રસંગે મેં અવલોકેલું. આ પ્રસંગનાં પદો શાસ્ત્રીજી કાશીરામભાઈએ સંગ્રહીત કરીને છપાવ્યાં છે. પદો ભાવમય અને સુંદર તથા કીર્તનીય છે. આનું સંપાદન કરીને શાસ્ત્રીજીએ કીર્તનરસાસ્વાદી ભક્તો ઉપર મોટો ઉપકાર કર્યો છે. આ પુસ્તક સહું મહોત્સવ વખતે (પ્રતિ ચૈત્ર સુદી ૧૨ ના રોજ) હાથમાં રાખીને મહોત્સવ નિરખતાં અદ્‌ભુત આનંદ મળશે. આ પુસ્તિકા શ્રીના કૃપાપાત્ર દેસાઇ કપૂરચંદ હરિજીવનનાં સ્મારકમાં તેમના પુત્રો-દે. રણછોડદાસ, દે. વલ્લભદાસ, દે. અમીલાલે પ્રકટ કરીને વિનામૂલ્યે આપી છે.

**શ્રીકૃષ્ણસ્તવનાવલી**—અનુવાદકઃ—કેશવરામ કાશીરામ શાસ્ત્રી; પ્રકાશકઃ-શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય, નડિયાદ. આ સંસ્થા તરફથી પ્રકટ થનાર શ્રીહરિરાયવાઙ્‌મુક્તાવલીના બીજા ભાગમાંથી શ્રીહરિરાય મહાપ્રભુજીના પચાસ સ્તોત્રો અલગ કાઢીને આ પુસ્તિકા ઘોઘાજીના વતની પ. સ. પારેખ કહાનદાસ અમરચંદે તેમના ગોલોકવાસી પુત્રી અ. સૌ. નર્મદાનાં સ્મરણમાં વિનામૂલ્ય વહેંચી છે. અનુવાદક ગુજરાતી ભાષાના અનુભવી વિદ્વાન અને સિદ્ધહસ્ત લેખક છે, એટલે તેમનો અનુવાદ સરલ અને મનોહર હોય તેમાં આશ્ચર્ય જ શું ?

**વૈષ્ણવબાલપાઠાવલી**—લેખકઃ—રા. રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી ઠે. ભીડભંજની, અમદાવાદ. મૂલ્ય પાંચ આના. પ્રકાશકઃ-મંત્રીઓ-શ્રી. જ. માંગરોલ વૈ. સુ. પાઠશાળા, માંગરોલ. સંપ્રદાયમાં બાલપાઠમાળાઓ લખવાના ઘણા પ્રયાસો થયા છે, તે બધામાં આ પ્રયત્ન એક નવીજ ભાત પાડે છે. આ પાઠાવલી બે ભાગમાં વહેંચાયલી છે. આપણા જીવનમાં ઓતપ્રોત થયેલા આચારવિચારો, સ્વચ્છતા, ઉત્સવો, દર્શનો વગેરેનું રહસ્ય દર્શાવીને, બાળકોના મન ઉપર સચોટ અસર કરે તેવી સરલ શૈલીમાં પાઠો લખાયલા છે. તે ઉપરાંત બાળકો પંચપોથીવાં ન બને તેને માટે કેટલાક અને ટૂંકીઓના પાઠો લખીને લેખકે સંપ્રદાયની ઉત્તમ સેવા બજાવી છે. સિદ્ધાંતો તથા આચાર્યશ્રીઓનાં ચરિત્રો પણ શ્રદ્ધાનાં બીજને અંકુરિત કરે તેવાં લખાયાં છે. માત્ર કેટલેક ઠેકાણે ભાષા એકદમ કાઠીઆવાડનાં ગામડાંઓની છે, જેમ 'દાદારજી બાપા' વગેરે.

**કામાખ્યદોષવિવરણ અને દુઃસંગવિજ્ઞાનપ્રકાર**—અનુવાદકઃ—ઉક્ત શાસ્ત્રીજી. પ્રકાશક— પરમભગવદીય શા. વિઠ્ઠલદાસ મોતીચંદ, માંગરોલ. મૂલ્ય અમૂલ્ય. ઉક્ત બન્ને ગ્રંથો શ્રીહરિરાયજી વિરચિત છે, અને સંપ્રદાયમાં અતિપ્રસિદ્ધ છે. ભિન્ન ભિન્ન પુસ્તિકાના આકારમાં ઉક્ત બન્ને

ગ્રંથોની છ હજાર પ્રતિઓ પ્રકાશકે વંટાવીને સંપ્રદાયનું ઋણ અદા કર્યું છે. આવા ગ્રંથોની હજારો નકલો છુટે હાથે વહેચાવાની ઘણીજ જરૂર છે, જેથી વંચકોનો દરોરો છકજ ધરી જાય અથવા તો નિસ્તેજ થઇ જાય. શાસ્ત્રીજી કેશવરામ શાસ્ત્રીજીએ મૂલ શ્લોકનો સમશ્લોકી અનુવાદ કરીને ગુજરાતી ભાષા ઉપરનું પોતાનું ઉત્તમ સામર્થ્ય પ્રકટ કર્યું છે. વળી શ્લોકનું તાત્પર્ય સમજાવવા માટે સવિસ્તર ટિપ્પણ પણ તેમણે લખ્યું છે, જેથી ગ્રંથ સચોટ અસર કરી શકે છે. અનુવાદક અને પ્રકાશક આવી સેવા બજાવતા રહો એવી પ્રભુ પ્રતિ પ્રાર્થના છે.

રસદર્શન—લેખકઃ-કવિવર શ્રી. વલ્લભજી ભાણજી મહેતા, મોરબી, પ્રકાશક-શ્રીપુષ્ટિમાર્ગીય યુવક પરિષદ્, ઠે. મોટા મંદિર, મુંબાઈ નં. ૨. મૂલ્ય બે આના. લેખક કવિવર જાણીતા પ્રાસાદિક કાવ્ય લખનારા ઉચ્ચ કક્ષાના કવિ છે. 'રસો વૈ સઃ' એ શ્રુતિપ્રતિપાદ્ય સ્વરૂપની ઝાંખી કરાવવાના દિવ્ય ઉદ્દેશથી એમણે આ નાની પુસ્તિકા લખી છે. 'યતો વાચો નિવર્તંતે' કહીને શ્રુતિ અટકી જાય છે, પણ કવિ વલ્લભજીની ભક્તવાણી તો આબાદ રીતે એ અનુભવૈકવેદ્ય રસને વાણીના કાચા સૂતરના વસ્ત્રમાં ઝીલી બતાવે છે, અને વાચકને તેનો સ્વાદ ચખાડે છે. આ નાનીશી પુસ્તિકા અનેકવાર વાંચતાંએ તૃપ્તિ થતી નથી. ભક્તવાણીવશ રસિકશિરોમણિની રસલીલાની દિવ્ય આનંદમયતાની ઝાંખી પણ આમાં થાય છે. કામ કે વિષયવાસનાની દુર્ગંધ દૂર નહાસે છે. આ વાણી શ્રીવાક્પતિની વાક્સુધાથી જો સંમિશ્રિત થઈ હોત તો કાંઈ ઓરજ લીજ્જત આવત. પ્રસ્તાવના તો અંગુલીનિર્દેશ કરીનેજ માઝી વળે છે!

કાંકરોલી—પ્રકાશક—શ્રીવિદ્યાવિભાગ, કાંકરોલી; મૂલ્ય દોઢ આનો. પૂજ્યપાદ શ્રીતૃતીય-પીઠાધીશ્વરના વિદ્યાવિભાગ તરફથી સુપ્રસિદ્ધ સાંપ્રદાયિક વિદ્વાન્ શ્રી. કંઠમણિજીએ આ પુસ્તિકા પ્રકટ કરી છે. કાંકરોલી અનેક વૈષ્ણવો જાય છે. પણ ત્યાં ભગવત્સ્વરૂપનાં દર્શન વિના અન્ય શું શું જોય અને ધ્યાનાસ્પદ છે તેની ઐતિહાસિક માહીતી ચિત્રો સાથે આ પુસ્તિકામાં છે. કાંકરોલી જનારને આ હીન્દી પુસ્તિકા અત્યંત ઉપયુક્ત થઈ પડશે. આવી માહીતીવાળી પુસ્તિકા પ્રકટ કરીને શ્રીમાન આચાર્યશ્રીએ વૈષ્ણવો અને અન્ય યાત્રાળુઓ ઉપર મહાન્ ઉપકાર કર્યો છે. હવે શ્રીનાથદ્વારા જાગશે?

---

## લીલાવૈચિત્ર્ય.

ધાર્મિક ક્ષેત્ર અત્યારે નધણીયાતા જેવું થઇ પડ્યું છે. એટલે મફતનું ચરી ખાનારા પિંડાપંથીઓને ઠીક ફાવટ આવી ગઈ છે. ધર્મને નામે ધોકા પછાડવો, ગમે ત્યાંથી એકઠા કરેલા ફકરાઓ ચોરીને જાહેર છાપાંઓમાં લાંબાલચ લેખો લખીને એવફૂફોના માનને પાત્ર બનવું, બહુ સહેલું થઇ પડ્યું છે. મૂર્ખોના ગાડરીયા પ્રવાહને ઉશ્કેરીને પોતાનાં ચરી ખાવાના ક્ષેત્રને નિર્ભય બનાવવા માટે આવા ધર્મ-ઢોંગીઓ કોણ જાણે કેટલાંએ કાવત્રાં કરે છે? પોતે લાખાગૃહમાં બેસીને બીજાના ઘર ઉપર સળગેલું દારૂખાનું ફેંકવાની બચ્ચાશાહી બતાવવામાં એ લોકો બહાદુરી માને છે. પણ પરિણામે પોતાનું લાખાગૃહ જ્યારે સળગે છે ત્યારે પોક મૂકે છે કે, અરે અમારૂં ઘર આ લોકોએ સળગાવ્યું, આ દાવાનળ ચાંપી દીધો! પણ તેમના આ પાપમૂલક પ્રપંચ પોકારોથી જાગૃત ધાર્મિક જનસમાજ હવે છેતરાશે નહિ, કારણ કે સનાતન આર્ય સંસ્કૃતિના આ અંતઃપ્રવિષ્ટ ચોરોથી હવે બધા સાવધ થતા જાય છે.

• • •

પ્રચ્છન્નબૌદ્ધ માયાવાદી શૈવ પંડિત રેવાશંકર મેઘજીને રઘુવંશ જેટલુંએ સંસ્કૃત ભાષાનું જ્ઞાન હશે કે કેમ એ વિષે શંકા ઉપજે છે! 'વિદ્યાવાગીશ' જેવાં—"સામાન્ય પોલીસને 'જમાદાર'ના વિશેષણ જેવાં"-પુછડાં ધરાવનાર એ મહાશયને ભાન નથી કે આર્ય સંસ્કૃતિમાં વંદન અને ચરણ-સ્પર્શને શું સ્થાન છે? સૂર્યવંશી સમ્રાટ્ દીલીપ અને મહારાણી સુદક્ષિણા નિજકુલગુરુ વસિષ્ઠ મહર્ષિના આશ્રમમાં જાય છે. તે વખતે એ યુગલ દંપતી ગુરુદેવને વંદન કેવી રીતે કરે છે તેનો આબેહૂબ ચિતાર કવિકુલગુરુ કાલીદાસ નીચે મુજબ રઘુવંશના પ્રથમ સર્ગમાં આપે છેઃ—

तयोर्जगृहतुः पादान् राजा राज्ञी च मागधी । तौ गुरुर्गुरुपत्नी च प्रीत्या प्रतिननन्दतुः ॥

અર્થ સ્પષ્ટ છે. સમ્રાટ્ દીલીપે અને સમ્રાજ્ઞી સુદક્ષિણાએ—એમ બન્ને-દંપતીએ-ગુરુ અને ગુરુપત્નીનાં ચરણો ગ્રહણ કર્યાં-અર્થાત્ ચરણસ્પર્શ કરીને વંદન કર્યું. અહીં મહારાણી

પતિવ્રતા સતી છતાં પિતાતુલ્ય ગુરુદેવ વસિષ્ઠ મહર્ષિના ચરણનો સ્પર્શ કરે છે. આર્ય સંસ્કૃતિમાં ગુરુસ્થાનાપન્ન ગૃહસ્થાશ્રમી મહર્ષિઓજ હતા અને છે. તેમનાં ચરણનો સ્પર્શ કરવાનો સદાચાર જુગ-જુનો છે. સંન્યાસીઓ આચાર્ય પણ ન હોઈ શકે અને ગુરુ પણ ન હોઈ શકે. ગૃહસ્થ મહર્ષિઓને ખસેડીને ત્યાગી અને ભગવાં કપડાંધારીઓને ગુરુ પદવીએ બેસાડયા બૌદ્ધોએ, અને તેજ વાત પ્રચ્છન્ન-બૌદ્ધ શંકરાચાર્યજીએ પણ પકડી રાખીને આર્ય સંસ્કૃતિનાં મહત્ત્વના અંગનો વિધ્વંસ કીધો છે. થોડાં વર્ષ પહેલાં જાણીતા શ્રેયઃસાધક સદ્‌ગત મો. કણીઆએ 'આચાર્ય કોણ હોઈ શકે' એ વિષે લેખમાળા લખેલી, તે 'ગુજરાતી' પત્રની જુની ફાઈલો જોવાથી જણાશે. તેથીજ શંકરાચાર્ય કે સંન્યાસીને કોઈ પણ વર્ણાશ્રમી ગુરુ તરીકે નજ માની શકે. બ્રાહ્મણો તો સર્વથા નજ માને. ગુરુ તો ગૃહસ્થાશ્રમીજ તપોનિષ્ઠ, જ્ઞાનનિષ્ઠ કે ભક્તિનિષ્ઠ હોય, અને તેના ચરણસ્પર્શ કોઈ પણ સ્ત્રી–પુરુષ પિતાભાવે કરી શકે છે. આર્ય સંસ્કૃતિની જુગજૂની આ ભવ્ય મર્યાદા છે. પણ માયાવાદી પંડિત રેવાશંકરની આંખોમાં અત્યારે પુષ્ટિમાર્ગને નિંદવાનું ખુન્નસ ભરાયું છે એટલે આવી સાદી વસ્તુ પણ તેમનાથી દેખી શકાશે નહિજ.

શ્રીવલ્લભસંપ્રદાયની વૈદિક આર્યસંસ્કૃતિમય ચરણસ્પર્શની પરંપરાને હસી કાઢતા મારા રેવાશંકર શાસ્ત્રી પોતાના શૈવશાંકર સંપ્રદાયમાં શું ચાલી રહ્યું છે તે તરફ કેમ આંખમીચામણાં કરતા હશે ? સંન્યાસનો કલિયુગમાં સ્પષ્ટ નિષેધ છે, છતાં ત્રિદંડ વિનાનો નવો પરમહંસ નામનો આશ્રમ કલ્પીને, તેમાં દાખલ થઈને રક્તપટધારીઓની મોટી ફોજ ભારતવર્ષમાં ફેલાઈ રહી છે, તે કોની નજર બહાર છે ? આ લોકોની સંખ્યા હજારોની છે. જુદાં જુદાં મંડળો બનાવીને તેના વળી પાછા અધીશ્વરો થઇ બેઠા છે. આમાં મોટે ભાગે અબ્રાહ્મણો છે. હજામ, કુંભાર, અતીત ગોસાંઇઓ વગેરે શૂદ્ર, અતિશૂદ્ર વર્ણસંકર જાતિઓ છે. આ લોકો ભગવાં કપડાં પહેરીને શૈવ ઉપાસના રાખીને, શાંકર વેદાંતનો ઉપદેશ કરે છે. કાઠિયાવાડમાં એમને 'રાતડીયા' કહે છે. આ લોકો અસંખ્ય વિધવા સધવા સ્ત્રીઓને ચરણસ્પર્શ કરાવે છે, તેમની પાસે પગચંપી કરાવે છે. તેમની પધરામણી થાય છે. ગુજરાતમાંથી હજારો રૂપીઆ લઈ જાય છે. આ બધું શું આર્યસંસ્કૃતિને ભૂષણરૂપ છે ? આશા છે કે, શાસ્ત્રી રેવાશંકરજી પોતાના સંપ્રદાયના આ સડાઓને સાફ કરીને પછીથી બીજાને કહેવા નીકળશે તો તેમાં તેમનું શ્રેય થશે. નહિતર ઈર્ષ્યાગ્નિમાં તો બળી મરતાં પતંગીઆઓને કોણ રોકી શકે છે ?

શાસ્ત્રી રેવાશંકરજી પંચદેવોપાસના સાબીત કરતાં હાસ્યાસ્પદ દલીલો કરે છે. પણ તેમનાં તેવાં "નિરાધાર ગપોડાંને વેદશાસ્ત્રશૂન્ય વેવલાં પ્રેમલાંઓજ બાબા વાક્યં પ્રમાણં માનીને" નાચવા મંડી પડશે. વિષ્ણુ, શિવ, શક્તિ, સૂર્ય અને ગણપતિ એ પાંચજ ઈશ્વરની મૂર્તિઓ છે એનું કંઇ પ્રમાણ છે ? વસ્તુતઃ સ્મૃતિગ્રંથોમાં પંચદેવનીજ પૂજા કરવીજ જોઈએ એવું એક પણ પ્રમાણ નથી. અલબત્ત, પોતપોતાના ઈષ્ટદેવની પૂજા કરવી એવાં અનેક પ્રમાણો છે. વૈષ્ણવો વિષ્ણુપૂજન કરે, શૈવો શિવપૂજન કરે, શાક્તો શક્તિને પૂજે, એવું વિધાન છે. વળી પાંચ મહાભૂતો સાથે પંચદેવોને અડાવી દીધા છે ! તેને માટે એક પણ પ્રમાણ ન મળે. વળી માયાવાદી શાંકરો તો શૈવ ધર્મનું ખંડન કરે છે. વસ્તુતઃ ગીતામાં કોઈ પણ સ્થળે પંચદેવોપાસના કહીજ નથી. ઇશ્વરની પાંચજ મૂર્તિઓ છે તેવી ક્ષુદ્ર આધુનિક અતિસંકુચિત ભાવનાજ નથી. પ્રભુ તો પોતાની અનેક વિભૂતિઓ ગણાવે છે. પોતાના સ્વરૂપમાં સર્વ વિભૂતિઓને પ્રત્યક્ષ બતાવે છે. સર્વથી પોતે પરાત્પર છે એમ સ્પષ્ટ ઉપદેશીને કહે છે કેઃ–" હે અર્જુન ! મન્મના ભવ, મદ્‌ભક્તો, મદ્યાજી, માં નમસ્કુરુ ! મારામાં મન રાખ, મારો ભક્ત થા, મારું યજન કર, મને નમસ્કાર કર." ભક્તિ એ મહાન્ યોગ છે, યોગમાં ચિત્તવૃત્તિનો નિરોધ એકજ પરમતત્ત્વમાં છે. એ પરમતત્ત્વમાં શિવ વિષ્ણુ આદિ પાંચજ નહિ, પણ અસંખ્ય દેવો આવી જાય છે. એટલે જુદા જુદા દેવોને પૂજીને પંચપીરીયા બનવાની સંકુચિત ભાવના નથી. કોઈ દેવની નિંદા નથી, સ્તુતિ નથી. હા, પચંપીરીયા વેવલા બનાને, બધા દેવોથી ડરપોક કાયર કલીબ બનવાનું નથી. તેથીજ કવિસમ્રાટ્ શ્રીદયારામભાઈ કહે છે કેઃ—' કૃષ્ણનો અંશ દયો કૃષ્ણને સેવે, બિના બાળકને આશા બીની રે.' નરસિંહ મહેતો પણ કહે છે કેઃ— 'તારા ઓઠારનું કરને અથાણું મારી સાથે વૃંદાવન આવ્ય રે.' માટે શાસ્ત્રી રેવાશંકરજી, ભાગવત જાણો, મર્મ સમજો. આમ ડાફાં મારે કાંઈ વળવાનું નથી. પંચદેવોપાસનાની વૈષ્ણવોને કાંઇ જરૂર નથી. વૈષ્ણવો તો ખરા ટેકી હોય છે. ભારતમાર્તંડ સત્સિદ્ધાંતમાર્તંડમાં પંચાયતનપૂજાનો નિષેધ વૈષ્ણવો

માટે સ્પષ્ટ બતાવ્યો છે. માટે કોઈ વૈષ્ણવ શાસ્ત્રી પાસે ભણો. પછી ધોળાં પર કાળું કરો. એક તરફથી કહેવું કે બધાય શિવોહં છે, મતલબ કે શિવસ્વરૂપ છે. અર્થાત્ જગદ્ગુરુ શિવરૂપ છે. એટલે કોઇ પણ પ્રાણી જગદ્ગુરુ કહેવાય એવો શાંકર સિદ્ધાંત છે, છતાં 'જગદ્ગુરુ'ની પદવી તો શંકરાચાર્યો માટેજ રજીસ્ટર્ડ છે એવી બાંગો પોકારવી એનો કાંઈ અર્થ ખરો કે?

• • •

'ગુજરાતી'ના તંત્રી રા. નટવરલાલ દેસાઈએ વૈષ્ણવનિન્દાની સાંપડેલી તક કદી જવા દીધી નથી! 'શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઈતિહાસ'ના સુપ્રસિદ્ધ ઇતિહાસજ્ઞ લેખક શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીની હજુપ દેખાડતાં વૈષ્ણવોને ગાળો ભાંડવાની ચેળ પણ શાંત કરી લીધી છે. જૂના વાણોતર રા. રા. અંબાલાલ જાનીએ પણ 'ત્રૈમાસિક'માં લેખ છાપીને શેઠ નટવરલાલનું લુણ હલાલ કર્યું છે. રા. નટવરલાલ કહે છે કે—"ગુજરાતી સાહિત્યમાં સૌથી પહેલા શિવભક્ત તો ભક્તરાજ નરસિંહ મહેતા મનાયા છે," હું ધારૂં છું કે આવી માન્યતાની અજબ શોધ રા. નટવરલાલની શૈવમતાંધ બુદ્ધિ વિના બીજા કોઇએ ભાગ્યેજ કરી હશે. નરસિંહ મહેતાએ પ્રારંભમાં ભોળા અને શીઘ્ર પ્રસન્ન થતા હોવાથી શંકરને ઉપાસ્યા, પણ શિવજી પોતે પરમ શ્રીકૃષ્ણભક્ત હોવાથી મહેતાજીને શ્રીકૃષ્ણભક્ત બનાવીને શ્રીકૃષ્ણગુણગાન કરવા પ્રેર્યા. નરસિંહ મહેતા પોતેજ લખે છે કે:—"મહાદેવે મને કહ્યું સમણાંમાં માગ માગને આપું તને, મેં માગ્યું સ્વામી તમને જે વહાલું તે કૃપા કરી આપો મને. ભોળા શંકર પ્રસન્ન હવા આવી મસ્તક મૂક્યો હાથ, સોળ સહસ્ર ગોપી સંગ રમતાં રાસ દેખાડ્યો વૈકુંઠનાથ......હેત આણી પોતાનો માની, મહાદેવ વચન બોલ્યા તે વાર, નરસૈયા આ લીલા ગાજે જે જોયું કૃષ્ણાવતાર." (રા. નટવરલાલના સ્વ. પિતાજીએ છાપેલા ગ્રંથમાંથી આ ઉતારો લીધો છે.) રા. નટવરલાલભાઈના શિવજી તો શ્રીકૃષ્ણભક્ત છે અને પરમ વૈષ્ણવ છે, તેથીજ કૈલાસલીલા ન દેખાડતાં વૈકુંઠનાથની રાસલીલા મહેતાજીને દેખાડે છે અને વૈષ્ણવ બનાવે છે. નરસિંહ મહેતા પણ શિવભક્ત મટીને કટ્ટર વૈષ્ણવ બને છે. હવે શિવજી પોતેજ શ્રીકૃષ્ણના ભક્ત છે તો નરસિંહ મહેતા શિવભક્ત કહેવાયજ કેમ? અલબત્ત, શિવજીના સત્સંગથી પરમ ફલ મહેતાજીને મળ્યું, પણ તેથી કાંઈ શિવભક્તિ મહેતાજીએ સ્વપ્નમાંએ કરી નથી. ખરી અણીને વખતે મહેતાજીએ શંકરને સંભાર્યા નથી અને શંકરે વહાર પણ કરી નથી. નરસિંહ મહેતા પણ કહે છે કે:—

"છેલછબીલો છોગાળો તેને મૂકીને બીજો ભજવો નથી,
થડ મૂકીને ડાળે કોણ વળગે? મૂકી મોદક ખડ કોણ ખાય?"
"શીઆ સંન્યાસી શરણજ પામ્યા? દંડ ભેખ જટાધારીરે,
તું વૈષ્ણવની નિંદા કરે તો નરક તણો અધિકારીરે."
"કાં સ્ત્રી મરે કે ખાવા ટળે ત્યારે મુંડ મુંડાવી ભગવાં પહેરેરે,
પ્રેમભક્તિ વૈરાગ્ય વિનારે ફુંકાવો કાન બહેરો."
"ભણે નરસૈયો રાખ ચોળીને શીદને જન્મ વણસાડો?"
"લંપટી કપટી જન્મ જોઠો સદા, જે હરિ કૃષ્ણ શરણ ન આવ્યો
હીન તે હીન તે ચટપટ ચાડિયો, જે હરિજન થકી દૂર કહાવ્યો."
"તારા ચરણને જે કોઈ અનુસરે તે તો વૈકુંઠથી અધિક હોય,
રુદ્રાદિક બ્રહ્માદિક શંકર સેવતા, તહારો પાર ન જાણે કોય."
"નંદના નંદશું નેહ જેને નહી તેરે માનવ ખરા શ્વાન તોલે."

કોઈ શિવભક્તે આવી વાણી ઉચ્ચરી હોય તો તે દેખાડી આપવાનો રા. નટવરલાલભાઇને પડકાર છે. પણ રા. નટવરલાલને પોતાના વડીલોએ પ્રકટ કરેલું સાહિત્ય વાંચવું છે ક્યાં? તેમજ વાંચવું હોય તો તેમની શૈવ મતના પડળવાળી આંખો તેજસ્વિ સત્ય ક્યાં જોવા દે તેમ છે? પહેલાં વૈષ્ણવ થઈને પછી માયાવાદી બનેલા અખાને વૈષ્ણવ તરીકે ફરી મારનાર જેટલો હાસ્યાસ્પદ થાય તેવા જ ભાઇ નટવરલાલ થાય છે.

વળી રા. નટવરલાલ કવિ શ્રીદયારામને શિવનિંદક કહીને વગોવે છે. મહાનુભાવી કવિશ્રીએ કોઇ દેવની નિંદા કે સ્તુતિ કર્યાંજ નથી, પણ શૈવ લોકોના આક્ષેપોથી ગભરાતા વૈષ્ણવોને પોતાના માર્ગમાં

સદ્ગત છગનલાલ શાસ્ત્રીએ કરેલી વિદ્વત્તા ભરેલી વિસ્તૃત ગુજરાતી ભાષામાં ટીકા છે, અને મગનલાલ શાસ્ત્રીની કસાએલી કલમથી પ્રસ્તાવના લખાએલી છે. આ પ્રસ્તાવના તેમના બહોળા જ્ઞાનનો ભંડાર છે. સદ્ગત ગોવર્ધનરામ ત્રિપાઠી સાક્ષરશિરોમણિ હતા અને સાહિત્યની તેમણે પોતાના જીવનમાં અમૂલ્ય સેવા બજાવી છે. બ્રહ્મવાદ-શુદ્ધાદ્વૈતના સિદ્ધાંતોનો તેમને અભ્યાસ નહોતો. તેમણે શાસ્ત્રીજીએ લખેલી શુદ્ધાદ્વૈતની પ્રસ્તાવના લક્ષપૂર્વક વાંચી, તેથી સંપ્રદાયના સિદ્ધાંતોનો ખ્યાલ આવ્યો. ત્યારપછી ગુજરાતના પુષ્ટિમાર્ગીય અદ્વિતીય કવિ દયારામભાઈનો "અક્ષરદેહ" તેમણે લખ્યો અને શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનું રહસ્ય તેમને સમજાયાથી, તેઓ કવિને ઉક્ત ગ્રંથમાં કેટલેક અંશે ન્યાય આપી શકયા; અને સાક્ષર હોવાનો દાવો રાખનારાઓમાંના કેટલાકે કવિની સામે આક્ષેપ કરેલા તેનો આ ગ્રન્થમાં ગોવર્ધનરામભાઈએ નિરાસ કર્યો.

સાંપ્રદાયિક જ્ઞાનમાં વૃદ્ધિ કરવી, અને જ્યારે પ્રસંગ આવે ત્યારે તેનો લાભ બીજાઓને આપવો તે શાસ્ત્રીજીનું મહાસૂત્ર હતું. તેમના જીવનમાં વિદ્યાર્થી તરીકેનું જીવન ગાળી, તેમણે વિદ્યાનું અને સાંપ્રદાયિક સિદ્ધાંતોના ઉપદેશનું દાન તંદુરસ્તીના જોખમે કર્યું હતું. વડોદરામાં પરિષદ્ સ્થપાયા બાદ, પરિષદ્‌ન. બેઠકો, નંદરબાર, પાટણ, સુરત, પુના વગેરે સ્થળોમાં થઈ હતી. દરેક પ્રસંગે શાસ્ત્રીજીએ હાજરી આપેલી. તે સમયમાં જ્યાં પરિષદ્ ત્યાં ગોસ્વામી શ્રીઅનિરુદ્ધ-લાલજી પણ ખરા. બન્ને બુલંદ અવાજથી ભાષણો આપતા ત્યારે શ્રોતાઓનાં ચિત્ત પ્રસન્ન થતાં. પરિષદ્ સ્થપાયા પછી શાસ્ત્રીજી, વાડીલાલભાઈ, ધીરજભાઈ અને તેલીવાળાએ માસિકો કાઢવાનું કામ શરૂ કર્યું. તેમના માસિકોમાં અપ્રગટ પ્રગટ કરવા જેવા અનેક સંસ્કૃતમાં લખાયેલા ઉત્તમ ગ્રન્થો છપાયા છે, અને જૂદા જૂદા લેખોમાં સંપ્રદાયના ઉચ્ચ સિદ્ધાંતોનું સારી રીતે નિરૂપણ કરવામાં આવ્યું છે.

આ માસિકો લાંબો વખત કાયમ રહ્યાં હોત તો સંપ્રદાયના સંસ્કૃતમાં લખાયેલા સંખ્યાબંધ અપ્રસિદ્ધ ગ્રંથો પ્રગટ થયા હોત. પરંતુ જેમ તમામ ધર્મોને ઓછો અગર વધારે કાટ ચડી ગયો છે તેમ આ સંપ્રદાયને પણ ચડયો છે. હિન્દુસ્થાનના જૂદા જૂદા શહેરો અને ગામડાંઓમાં સંપ્રદાયના અનુયાયીઓ છે. તેમને મનોરથો કરી, તેમના ગામે, પ્રસાદ લેવરાવવામાં આવે, તો આશરે ૭૦ લાખ પાતરો નાખવી પડે તેમ છે. પરંતુ ભાષાંતરની મદદ લઈ તેઓ સંપ્રદાયના સંસ્કૃત ગ્રન્થો સમજી શકે તેવા છે. તેઓમાં પણ આવા ગ્રન્થો વાંચવાની રુચિ ઘણી ઓછી છે. ધનાઢ્ય અને મધ્યમ સ્થિતિના વૈષ્ણવો મોટા શહેરોમાં ખર્ચાળ જીવન ગાળી દર વર્ષે હજારો રૂપીઆનો ખર્ચ રાખે છે આવા ખર્ચમાંથી ફક્ત પાંચ ટકાનો ખર્ચ ઓછો કરી, સંપ્રદાયના ગ્રન્થો અગર વાંચવા જેવા સાંપ્રદાયિક માસિકો ખરીદ કરી, અવકાશના વખતમાં રોજની ૧૪૪૦ મીનીટમાં ફક્ત ૩૦ મીનીટ ઉચ્ચ સિદ્ધાંતોના ગ્રન્થો વાંચે તો સંપ્રદાયના સિદ્ધાંતો થા

છે તે જાણવામાં આવે અને સંપ્રદાયના વિરોધીઓના આક્ષેપો સાંભળી અર્ધદગ્ધ થાય નહિ.

ગીતા, ભાગવત અને સાંપ્રદાયિક ગ્રન્થો પ્રતિપાદિત અનન્યત્વ તે તો શાસ્ત્રીજીની ગળથુથી હતી. "વર વિઠ્ઠલને વરીએજી" તે સૂત્ર અનુસાર, 'रसो वै सः' પરમ તત્ત્વનેજ ભગવાન્ માનતા, તેની ભક્તિમાં અડગ શ્રદ્ધા હતી. અન્યાશ્રયનો ગંધ પણ નહોતો. તેમની મોટી પુત્રીનાં લગ્ન પુનામાં થયા તે વખતે હું હાજર હતો. અનન્યત્વનો ભંગ ન થાય તેવી વિધિથીજ તેમણે આ લગ્ન કર્યા હતાં. શ્રીવલ્લભાધીશ તરફ પણ તેમને અનન્ય ભાવ હતો:–"आचार्यम् माम् विजानीयात्" એ સૂત્રાનુસાર તેઓશ્રીને ભગવાન્ જ માનતા. શ્રીવલ્લભાધીશે રચેલા અને તેઓએ પ્રતિપાદિત કરેલા સિદ્ધાંતોમાં તેમને અડગ શ્રદ્ધા હતી. શ્રીભાગવત ઉપરની શ્રીસુબોધિનીજીની અપૂર્વ ટીકાના તેઓ ઉંડા અભ્યાસી હતા એટલુંજ નહિં, પરંતુ તેનું તો તેઓ પાન કરી ગયા હતા. શ્રીસુબોધિનીના અભ્યાસી તરીકે પુષ્ટિમાર્ગીય સાક્ષરો અને પંડિતોમાં તેમનું સ્થાન અદ્વિતીય હતું તેમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. સંપ્રદાયના જે ગોસ્વામી બાલક અગર બાલકો શ્રીસુબોધિની-જીનો અભ્યાસ કરતા, શ્રવણ કરતા અગર કરાવતા તેમને માટે તો શાસ્ત્રીજીનો ખાસ પક્ષપાત રહેતો.

શાસ્ત્રીજી પાખંડ અને પ્રપંચના કટ્ટા વિરોધી હતા. જ્યારે તે જોવામાં આવે અગર સાંભળવામાં આવે ત્યારે ક્રોધાવેશમાં દુર્વાસાનું રૂપ ધારણ કરી ગમે તેવા ઉદ્દગારો કાઢતા, પરંતુ સદ્દગતને અન્યાય ન થાય તે હેતુથી મારે કહેવું જોઇએ કે તેમનો ક્રોધ થોડી મીનીટ જ રહેતો. તેમનું હૃદય વિશાળ હતું.

થોડા વખત ઉપર શાસ્ત્રીજી ઉદેપુર, શ્રીનાથદ્વારા અને કાંકરોલીમાં મને મળ્યા ત્યારે તેમણે કહેલું કે મુદ્રણ કરાવવા જેવા અનેક ગ્રન્થોમેં તૈયાર રાખ્યા છે. આ કામ માટે મારી કમાણીમાંથી મોટી રકમ જૂદી કાઢી છે. કેટલાક વૈષ્ણવોએ પણ સાહાય્ય આપવા વચન આપ્યું છે. જો તેઓ તંદુરસ્તી સાથે ૧૦–૧૫ વર્ષ વધારે જીવ્યા હોત તો આવા ગ્રન્થો પ્રગટ કરવાની તેમની અભિલાષા પરિપૂર્ણ થાત અને સંપ્રદાયને ઘણો લાભ મળત. પરંતુ મુસાફરીનો અંત આવતાં કોઈ કોઈને રાખી શકતું નથી. સદ્દગત તેલીવાળાએ થોડું આયુષ્ય ભોગવ્યું તેમ છતાં ૩૮ ગ્રન્થો પ્રકટ કર્યા. તેમનો અવતાર થયો ન હોત અને તેમના કામમાં શ્રીમાન્ ધીરજભાઇની સંપૂર્ણ સાહાય્ય નહોત તો અનેક ટીકાઓ સાથે ષોડશ ગ્રન્થોની ઝાંખીનો આપણને લાભ મળત નહિં. શ્રીરશ્મિજી પ્રગટ કરવાનું ભગીરથ કામ પણ તેલીવાળાએ ઉપાડયું અને દ્રવ્યની સહાયતા સદ્દગત શેઠ લાલજી નારણજીએ ટ્રસ્ટ ફંડમાંથી અપાવી. આ કામ તેલીવાળાની હૈયાતીમાં અપૂર્ણ રહ્યું. શ્રીવલ્લભાધીશે તેમના મિત્રોને પ્રોત્સાહન આપ્યું, અને તેઓ અપૂર્ણ રહેલ કામ કરવા કટિબદ્ધ

થયા છે. સંપ્રદાયના જે જે અનુયાયીએ, ( પછી તે બ્રાહ્મણ હોય કે વૈશ્ય હોય ) સંપ્રદાયની સેવા જે અમૂલ્ય ગ્રન્થો પ્રગટ કરી, ભાષણો આપી અને લેખો લખી, બજાવી છે તેના આપણે હમેશને માટે ઋણી છીએ.

મગનલાલભાઈનું સ્મારક ફંડ કરવું તે ખાસ જરૂરનું છે. આ નિમિત્તે સારૂં ફંડ થાય તો તેમાંથી અનેક સાંપ્રદાયિક ગ્રન્થો પ્રગટ થાય; પુષ્ટિમાર્ગીય ગ્રેજ્યુએટો અને પંડિતોના જ્ઞાનનો લાભ લઈ શકાય અને આ સંપ્રદાયના કેવા ઉચ્ચ સિદ્ધાંતો છે તે સંસ્કૃત જાણનાર જગતના જીજ્ઞાસુએ જાણી શકે. મગનભાઈએ પોતાની કમાણીની અમુક રકમ તો આ કાર્ય માટે કાઢી છે. હિન્દુસ્થાનના ૮૦ લાખ પુષ્ટિમાર્ગના અનુયાયીઓમાંથી ૫૦૦ કે હજાર વૈષ્ણવો નામ-સેવામાં રસ લે તો વૈષ્ણવો દ્વારા રૂપીઆ પચાસ હજારનું ફંડ કરવું તે મુશ્કેલ નથી. આ ફંડનું ટ્રસ્ટ થવું જોઇએ અને ફંડની વ્યવસ્થા કરનારા એવા હોવા જોઇએ કે જેમની પ્રકૃતિ ચીંથરાં ફાડવાની, વિતંડાવાદમાં ઉતરવાની ન હોય. વ્યવસ્થા આ પ્રકૃતિવાળાઓને સોંપવાથી ફંડનો ઉપયોગ થતો નથી અગર દુરુપયોગ થાય છે. જો આવી સારી રકમનું ફંડ થાય અને કામની બરાબર વહેંચણ કરવામાં આવે તો દર વર્ષે ઓછામાં ઓછા ૧૦ ગ્રન્થો પ્રગટ થાય, અને મારા જેવા ૭૩ વર્ષની વયના વૈષ્ણવને એટલું આશ્વાસન મળે કે મારૂં આયુષ્ય ૮૦ વર્ષનું હોય તો સાત વર્ષમાં અપ્રસિદ્ધ સંપ્રદાયના ૭૦ ગ્રન્થોના દર્શનનો લાભ મને મળે.

---

## શાસ્ત્રી મગ્નલાલ ગણપતરામનાં સુસ્મરણો.

( લેખકઃ રા. રા.—વાડીલાલ નગીનદાસ શાહ, B. A. LL. B. મુંબાઇ. )

શાસ્ત્રીજીનું પ્રવચન સને ૧૯૦૫ કે ૧૯૦૬ માં વડોદરા પરિષદ્ એટલે પ્રથમ વૈષ્ણવ પરિષદ્માં થયું અને તે વર્તમાનપત્રદ્વારા અમદાવાદના પુસ્તકાલયમાં વાંચવામાં આવ્યું, ત્યારથી જ મારું નૈસર્ગિક આકર્ષણ તેમના તરફ થયું અને તેમના સમાગમમાં આવવું-તેમનો સત્સંગ કરવો, તેમના દ્વારા સાંપ્રદાયિક અધ્યયન કરવું તેવો મનોરથ થયો. ત્યારે હું LL. B. નો મુંબાઈમાં અભ્યાસ કરતો હતો અને ઉષ્ણકાલની રજામાં મારા પિતાશ્રી પાસે રાજનગર ગયો હતો. રાજનગરથી રજા પુરી થયે મુંબાઈ આવ્યો ત્યારે હરિશરણસ્થ વૈષ્ણવ જમનાદાસ તલકચંદના દ્વારા શાસ્ત્રીજીના પ્રથમ સમાગમમાં આવ્યો. તે સમયે હાલની જેમ સાંપ્રદાયિક સાહિત્ય મુદ્રિત નહોતું. હસ્તલિખિત પ્રતિઓ પરથી તામસફલપ્રકરણના શ્રીસુબોધિનીજી, ટિપ્પણીજી, પ્રકાશ, લેખ અને યોજનાસહ પ્રતિરાત્રિ શાસ્ત્રીજી વાંચતા હતા અને વૈષ્ણવો કે જેમાંના ઘણા ખરા પ્રભુ પાસે પધારી ગયા છે, જેઓનાં નામ છગનલાલ વાલજી, ધરમસીભાઈ, કરસનદાસભાઈ, જમનાદાસ તલકચંદ, ભાણજીભાઈ વગેરે હતા અને શ્રોતૃવર્ગમાં પીરજભાઇ પ્રભૃતિ હતા અને તેઓ ભાવપૂર્વક કથાનું

શ્રવણ કરતા. કેટલાક વૈષ્ણવો વધાઈ-કીર્તન પણ ગાતા. તેમાં ધરમસીભાઈ જ્યારે ગાતા ત્યારે એવા તો ગદ્ગદ્કંઠે ગાતા કે તેમનો ભક્તિભાવ શ્રવણ કરનારને પ્રત્યક્ષ થતો. શાસ્ત્રીજીની કથાની શૈલી અપૂર્વ હતી. ગીર્વાણભાષાનું જેને અક્ષરે જ્ઞાન નહોતું-અરે જેણે કોઈપણ ભાષાનો અભ્યાસ કર્યો નહોતો-તેને પણ શ્રીસુબોધિનીજી જેવો ઉત્તમ ગ્રંથ સુસ્પષ્ટ સમજાય તે પ્રકારે તેઓ પ્રવચન કરતા હતા. કેટલાક કથાકારો ગ્રંથની વાત બાજુએ રહે અને પોતાને જે કહેવું હોય તે પોતાના જ વિચારો ભરડયા કરે છે તેમ કરતા નહિ, પરન્તુ ગ્રંથની પંક્તિએ પંક્તિ સુસ્પષ્ટ તદ્દન સહેલી ભાષામાં સમજાવતા હતા: સ્રીવર્ગ પણ તેમની ભાષાને સમજી શકતો હતો. શ્રોતૃગણ 'शृण्वन्ति मीलितदृशो विगतान्यवाचः' જેમ શ્રવણ કરતો હતો. કોલેજના પ્રોફેસર જે પ્રકારે સર્વ પૂર્વ તૈયારી કરીને કોલેજમાં લેકચર કરે તે પ્રકારે પૂર્વ તૈયારી કરીનેજ કથાનું પ્રવચન કરતા હતા, અને ભારપૂર્વક કહેતા હતા કે પૂર્વ અભ્યાસ કર્યા વિના કથા વાંચુ અને કોઈપણ પંક્તિનો અર્થ કરવામાં સ્ખલન થાય તો મને અક્ષરહત્યા થાય, અને તેથી જે દિવસે તેમનાથી પૂર્વ-વાચન ન થયું હોય તે દિવસે ગમે તે નાનો ગ્રંથ શ્રીમદ્હરિરાયજીનો વાંચી લેતા, પણ શ્રીસુબોધિનીજીનું વાચન કરતા નહિ. એ પ્રકારે શ્રીમદ્હરિરાયજીના ગ્રંથના વાચનથી વૈષ્ણવો પણ સહેલાઈથી પુષ્ટિમાર્ગના સિદ્ધાન્તો સમજી શકતા. **પુષ્ટિમાર્ગ**-સામાન્ય **ભક્તિમાર્ગ** અને કેવલ **વેદમાર્ગ** કે **મર્યાદામાર્ગ** તેઓનું તારતમ્ય સમજતા અને તે તે માર્ગના સિદ્ધાન્તોનો વિપ્લવ કરતા નહિ.

પુસ્તકો પ્રસિદ્ધ થયા પછી શ્રોતૃવર્ગ ઘણો ખરો પુસ્તકો સાથે બેસતો, અને કથાનો પ્રકાર પણ જરા બદલાયો અને અધ્યયનનો વર્ગ હોય તેવો ભાસ થવા લાગ્યો. શ્રોતૃગણ ઘણે ભાગે હાથમાં પુસ્તક લઈને જ બેસતો.

કથારસ જમાવવામાં જેવા નિપુણ હતા તેવાજ તેથી અધિક વ્યાખ્યાન-ભાષણ કરવામાં પણ એક્કા હતા. સહેલામાં સહેલા વિષયને લઈને છેક કઠણમાં કઠણ વિષયને પણ સુસ્પષ્ટ રીતે સમજાવી શકતા અને મહાન્ શ્રોતૃવર્ગને તેમાં તલ્લીન કરી દેતા. પ્રભુદત્ત અવાજ પણ મોટો અને સ્પષ્ટ હતો, તેથી દશ દશ હજારની સભામાં પણ તેમને લાઉડ સ્પીકરની જરૂર પડતી નહિ. કોઈ વખત પણ તેમના વ્યાખ્યાનમાં ગડબડ થતી નહિ. પત્રાવલંબન જેવા ગ્રંથનું પણ સુંદર રીતે વ્યાખ્યાન કરતા, તેમજ શાંકરભાષ્ય અને વાલ્લભભાષ્યની તુલના પણ સરળ રીતે કરી શકતા. નિરક્ષર મનુષ્ય પણ સમજી શકે તેવી રીતે સરલ ભાષામાં વ્યાખ્યાન કરતા. જે જે વિષયનું પ્રતિપાદન કરવું હોય તે નિયત સમયમાં જ કરી શકતા. વ્યાખ્યાનમાં નિયત સમયથી વધુ સમય લેતા પણ નહિ અને મુદ્દાની વાત કહેવી રહી પણ જતી નહિ. જ્યોમેટ્રી (ભૂમિતિ) નો પ્રોબ્લેમ (મનો-યત્ન) સિદ્ધ કરે તે પ્રકારે વ્યાખ્યાનના વિષયને પ્રતિપાદન કરતા.

શ્રીમદ્વલ્લભાચાર્યજીના ગ્રંથોનું અધ્યયન કરાવવાનો એટલો બધો ઉત્સાહ હતો- કે ગમે તે સમયે અધ્યયન કરનારની અનુકૂલતાએ પોતે દ્રવ્ય અને સમયનો પણ ભોગ આપીને અધ્યયન કરાવતા. મંગલદાસ જેવાને સમય મળે તો તેને પ્રાતઃ ચાર વાગે ઉઠીને પણ તત્ત્વદીપનિબંધનું અધ્યયન કરાવતા. ગોસ્વામી શ્રીવ્રજરત્નલાલજીથી પુના કે મુંબાઈ બિરાજવાનું બની શકતું ન હોવાથી ઉષ્ણુકાલની રજામાં પોતાના ખર્ચે સુરત જઈને પોતાના ખર્ચે ત્યાં રહી મહારાજશ્રીને શ્રીમદણુભાષ્યનું અધ્યયન કરાવ્યું હતું. તે સમયે પણ રાત્રિના શ્રીસુબોધિનીજીનું પ્રવચન તો ચાલુજ હતું. બ્રાહ્મણ વિદ્યાર્થીને સ્કોલરશીપ સ્વયં આપીને કે બીજી સંસ્થાદ્વારા કે કોઈ વૈષ્ણવ ગૃહસ્થદ્વારા અપાવીને પણ સાંપ્રદાયિક અધ્યયન કરાવતા. તેમાંના એક શુદ્ધાદ્વૈતના તંત્રી-શાસ્ત્રી વસંતરામ છે. સાંપ્રદાયિક કઠણ ગ્રંથો પત્રાવલંબન, વિદ્વન્મંડન, પ્રસ્થાનરત્નાકર, પ્રકાશસહ અણુભાષ્ય અને શ્રીપુરુષોત્તમજીના વાદગ્રંથો વગેરે ગ્રંથોનું વૈષ્ણવો સરળતાથી અધ્યયન કરી શકે તે માટે શ્રીપુરુષોત્તમમંડળની તેમણે સ્થાપના કરી અને દર અઠવાડીએ પુનાથી પોતાને ખર્ચે અત્ર આવી ત્રણ દિવસ સુધી નિયત વર્ગ ચલાવતા. તેમજ ઘણીખરી રજા અહિંજ ગાળતા. પરંતુ મોહમયીસ્થ વૈષ્ણવો એટલા બધા પ્રવૃત્તિમય કે તેમનો લાભ કોઈપણ તેમની ઇચ્છા મુજબ લઇ શક્યું નહિ. ભગવત્કૃપાથી અને શ્રીમદાચાર્યચરણની કૃપાથી મારામાં છે તે કોઈપણ વૈષ્ણવ લે તેવી ધગશ હમેશાં તેમના હૃદયમાં રહેતી. તેમાં પણ કોઈપણ ગોસ્વામિબાલક સાંપ્રદાયિક ગ્રંથોમાં તૈયાર થઈ જાય અને નિરંતર શ્રીસુબોધિનીજી નિયમપૂર્વક દરરોજ વાંચે એમ તેમની તીવ્ર ઇચ્છા હતી પરન્તુ તે ઇચ્છા તેમની સર્વાંશે ફલીભૂત થઇ નહિ. શ્રીમદણુભાષ્યનું સંપૂર્ણ અધ્યયન તેમના જામાતાને કરાવ્યું છે. તેમજ તેમનો થોડો લાભ આ સ્મારક અંકના સંપાદક રા. નાગરદાસને પણ મળ્યો છે. હરિચરણસ્થ ભી. તેલીવાળાને પણ લાભ મળેલો અને તેમના પ્રથમ લગ્ન પ્રસંગે સપ્રકાશ અણુભાષ્ય ચાંલ્લામાં આશીર્વાદ સાથે આપેલું અને તે હમેશાં કહેતા કે મને શાસ્ત્રીજીના આશીર્વાદથી અણુભાષ્ય ફળ્યું છે. ધીરજભાઈ, હું, મંગલદાસ વગેરે સાંપ્રદાયિક ગ્રંથોના વાચક થયા તે તેમના સત્સંગેજ. ભી. પટવારીજી અને સદ્ગત લલ્લુભાઇ પ્રાણજીવનદાસમાં સંપ્રદાય માટે જે ઉત્સાહ આવ્યો તે પણ તેમના સમાગમે. સંપ્રદાયમાં આટલું બધું સાહિત્ય છે તેનો ઘંટ્રાનાદ અને પરિષદની પ્રવૃત્તિ કરી, શાસ્ત્રીજીએજ સર્વ વૈષ્ણવો અને ગોસ્વામિબાલકોને જાગૃત કર્યા. મુંબાઇમાં પરિષદનું છેલ્લું અધિવેશન થયું ત્યાર પછી એકે અધિવેશન થયું નહિ, તે માટે તેમને ખેદ થતો. હરીચ્છા માની આશ્વાસન લેતા.

સાંપ્રદાયિકજ કેવલ અધ્યયન કરાવતા તેમ નહિ પરંતુ જરૂર પડે એક અમેરીકનને જૈનના સાહિત્યનો અભ્યાસ તેમજ એક સંન્યાસીને શાંકર સાહિત્યનો અભ્યાસ કરાવ્યો હતો. શાસ્ત્રીજી જન્મથીજ અધ્યાપક-શિક્ષક હતા, He was

a born teacher એમ તેમના સમાગમમાં આવનાર સર્વનું માનવું છે. જૈન સાહિત્યનું અધ્યયન કરાવતાં કટ્ટર જૈન જેવા બનતા અને શાંકર સાહિત્યનું અધ્યયન કરાવતાં કટ્ટર શાંકર જેવા બનતા.

તેમનું ચારિત્ર્ય તદ્દન શુદ્ધ અને નિર્મલ હતું અને તેથી સૌ કોઈને તેમના તરફ માન રહેતું. જેમને તેમનો દ્વેષ હોય, જેમને જેમના તરફથી શત્રુભાવ હોય તે પણ તેમની સામે જરાકે બોલી શકતા નહિ. સંપ્રદાયની સેવા માટે તન મન અને ધન સર્વ અર્પણ કરવાને તત્પર રહેતા. જ્યારે જ્યારે સંપ્રદાય ઉપર હુમલા થતા ત્યારે તેઓનીજ સેવા સર્વને કામ લાગતી. પોતાના ખર્ચે પાટણ ગયા હતા, નંદુરબાર ગયા હતા અને ગમે ત્યાં ગયા હોય અને મહારાજશ્રી ગોકુલનાથજીનો કે અન્યનો તાર કે પત્ર આવે કે તરતજ પોતાના ખર્ચે હાજર થતા અને હૃદયપૂર્વક પોતાને સોંપેલી સેવા બજાવતા.

સમય આવે ગોસ્વામિબાલકોને સ્પષ્ટ અને કડવું પણ કહેવાનું કહેતા હતા. એક પ્રસંગે એક ગોસ્વામિબાલકને વિદ્યાર્થી અવસ્થામાં ચાર ઘોડાની ગાડી–ચોકડીનો મોહ થયો. શાસ્ત્રીજીએ આપશ્રીને કહ્યું કે તેવી ચોકડીમાં બિરાજી બહાર પધારશો તો લોકો તમારી તરફ આંગળી કરશે, પરંતુ વેદ, ગીતા, સૂત્ર, શ્રીમદ્ ભાગવત રૂપી ચોકડીમાં બિરાજશો અર્થાત્ એ ચારેના સાહિત્યમાં નિપુણ થશો તો લોકોમાં તમારી વાહવાહ થશે. તદુપરાંત આપનું-વૈષ્ણવગણનું અને આપનું કલ્યાણ કરી શકશો. ગોસ્વામિબાલકોને આ પ્રમાણે કહેવું તે પણ કેટલાક કહેવાતા ભાવુક વૈષ્ણવોને રુચતું નહિ. શાસ્ત્રીજી વારંવાર કહેતા કે તેવા વૈષ્ણવોજ ગોસ્વામિ બાલકોના હિત-શત્રુ હતા.

શાસ્ત્રીજીનો નિયમ હતો કે અમુક ગોસ્વામી મહારાજ મુંબાઈમાં બિરાજતા હોય ત્યાં સુધી તેમના દર્શન કર્યા સિવાય જમવું નહિ. તેમજ રાત્રિએ કથા પણ તેઓશ્રીના સ્થાનેજ વાંચતા. એક સમય એવો પ્રસંગ બન્યો કે તે ગોસ્વામિ મહારાજને ત્યાં મશહુર ગોહરજાન નાયિકાના નૃત્યનો મુજરો કરાવવાનો હતો અને મહારાજશ્રીએ શાસ્ત્રીજીને કહેવરાવ્યું કે ગોહરજાનનો મુજરો જોવો હોય તો અમુક સમયે આવજો. તે દિવસથી તેમના દર્શને જવું છોડી દીધું. તેઓશ્રીના તરફથી કેટલાક વૈષ્ણવો સમજાવવા આવ્યા તેમને જવાબ આપ્યો કે કંઠી બાંધી છે એટલે જ્યારે જ્યારે આજ્ઞા કરશે ત્યારે હું તેઓશ્રીની સેવામાં હાજર થઈશ પરંતુ મારી પૂર્વની શ્રદ્ધાનો લોપ થયો છે. ગુરુ થઈને નાયિકાનું નૃત્ય જોવા બોલાવશે તો નાયિકાનું નૃત્ય જોવું નહિ તેવો ઉપદેશ મને કોણ કરશે?

એક સમય શાસ્ત્રીજીના પિતા કોઈ ગોસ્વામિબાલકની સાથે નાટક જોવા મુંબાઈમાં ગયા ત્યારે પણ તેમના પિતાશ્રીને તેમણે વિનયપૂર્વક બહુજ કહ્યું હતું આ તેમણે ઘણુંજ અનુચિત કર્યું હતું. આપણે નાટક, સીનેમા, સર્કસ વગેરે

તમાશા જોવા જોઇએ નહિ તેમજ ગોસ્વામિબાલકો જોવા પધારતા હોય તો વિનતિ કરી તેમને રોકવા જોઈએ તેને બદલે તેમની સાથે જઇ તેમને ઉત્તેજન આપવું એ આપણુને શોભે નહિ. આવા તો ઘણા પ્રસંગો બનેલા છે જે બધાની નોંધ લખું તો એક મોટું પુસ્તક થાય. શાસ્ત્રીજી કોઈ દિવસ નાટક, સીનેમા સરકસ કે બીજા તમાશામાં કદી પણ ગયા નથી. તેમજ ખાવા પીવા અને પહેરવામાં પણ તદ્દન સાદા હતા. ખાવામાં એક ચીજ હોય તો પણ તેમને ચાલે. પહેરવામાં કેવલ ધોતી અને ઉપરણોજ જોઇએ તેમને સંસ્કૃત વાચન તેનું પઠન અને સંસ્કૃત પુસ્તકોની ખરીદી સિવાય અન્ય કોઈ પણ પ્રકારનો શોખ ન હતો અર્થાત્ તેમનું જીવન આદર્શ, સાદામાં સાદું હતું. તેમના જેવી સંસ્કૃત પુસ્તકોની લાયબ્રેરી અન્યત્ર ભાગ્યેજ મળશે. 'ઉગ્ર સ્વભાવ પરમ પરમારથ સ્વાર્થ લેશ નહિ સંસારી' એમાં વર્ણવેલાં વૈષ્ણવનાં સર્વ લક્ષણ શાસ્ત્રીજીમાં હતાં.

**ઉગ્રતા**—જે કોઈ તેમના સહવાસમાં આવ્યા છે તે સારી રીતે જાણે છે કે શ્રીમદ્વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તની બાબતમાં પોણાસોલ આની વાત હોય તો પણ તેમને સોહાતી નહિ અને સિદ્ધાન્તપરત્વેજ તેઓ ઉગ્ર રહેતા. સિદ્ધાન્ત પરત્વે જેવા ઉગ્ર હતા તેવાજ સામાન્યતઃ મૃદુ અને સરલ સ્વભાવના હતા. ગમે તેવા નાનામાં નાના માણસને પણ જરા પણ ઓળખતા હોય અને તેને રસ્તામાં દેખે તો દુરથી બોલાવે, તેની ખબરઅંતર પૂછે અને કોઈનાપર જરાક પણ ગુસ્સે થતા નહિ. દુર્ગુણીમાં દુર્ગુણી પુરુષ કે સ્ત્રી હોય અને તેમને પરિચિત હોય અને તેના દોષ સર્વ જાણતા હોય છતાં તેના પર સદૈવ અનુકંપા અને દયાભાવજ રાખતા, તે સુધરે તેવોજ તેમના તરફથી પ્રયત્ન થતો અને પ્રસંગ પડે તેવાને પણ દ્રવ્યની પણ મદદ કરતા. મારા અને ધીરજભાઈ જેવા તેમના મિત્ર તેમને કહેતા કે આ અપાત્રને દાન કરવા જેવું થાય છે, ત્યારે કહેતા હતા **" અનુગ્રહ કૃપાના માર્ગમાં યોગ્યતા, અયોગ્યતા, પાત્ર-સુપાત્ર-કુપાત્રનો વિચાર રહે, ને તેનો વિચાર કરવામાં આવે તો પછી અનુગ્રહ-કૃપા કે દયા શાની ?** ગરીબ મનુષ્યની–દીનની, હીનની તેમને વિશેષ દયા આવતી અને તેના અભ્યુદય માટે પ્રયત્ન કરતા.

વિદ્વાનો પણ સત્કાર કરતા હતા. પ્રતિપક્ષી હોય તો પણ તે મનમાં લાવતા નહિ. બે વખત પં. પદ્મનાભ તેમને મળવા ઘેર આવ્યા હતા. બીજી વખત મળવા આવ્યા ત્યારે બન્ને વચ્ચે પરસ્પર વિનયપૂર્વક વાતચીત થઈ હતી. પં. પદ્મનાભે તો તેમને કહ્યું કે શાસ્ત્રાર્થના હેન્ડબીલો બાબત મને પોતાને કાંઈ ખબર નથી. મારો વિષય ન્યાય અને તમારો વિષય વેદાંત. ઇતિહાસના અને ગણિતના પ્રોફેસરનો વાદવિવાદ કેમ સંભવે ? માટે હવે તમારે હેન્ડબીલ છપાવવાં નહિ કે છાપામાં કાંઇ જવાબ આપવો નહિ અને હું પણ

તેમજ કરીશ. પ્રથમ આવ્યા ત્યારે પંડયા મનુભાઈ સાથે હતા ત્યારે વાદવિવાદની પરિષ્કૃત સંસ્કૃત ભાષા વિષે વાતચીત થઈ. કારણ કે પં. પદ્મનાભના નામના હેન્ડબીલમાં વાદ પરિષ્કૃત સંસ્કૃતભાષામાં થવો જોઈએ તેવી શરત હતી અને શાસ્ત્રીજીએ શાંકરભાષ્યની ભાષાને પરિષ્કૃત સંસ્કૃત તરીકે સ્વીકારો કે કેમ તેવું પં. પદ્મનાભને પૂછતાં તેમણે ના કહી, એટલે શાસ્ત્રીજીએ કહ્યું કે ત્યારે વાદ જ ન સંભવે, કારણ કે વાદ 'શાંકરભાષ્ય અને વાલ્લભભાષ્ય' ઉપર છે અને વાત ત્યાંથીજ અટકી.

ગોસ્વામિબાલકોની વહુબેટીજીઓની પણ નિઃસ્વાર્થ સેવા કરતા. ગમે તેવા ગોસ્વામિબાલકોની ટહેલ કરવામાં, મિત્રો હાંસી કરે કે તમો શાસ્ત્રી છો કે સમાધાની? તે પણ સહન કરી જે જે ગોસ્વામિબાલક, વહુજી કે બેટીજી તેમના સમયમાં પુણા કે ભરૂચ બિરાજ્યા, તેમની બનતી ટહેલ કરી, તેમની સેવા પણ કરાવતા. કોઈપણ બાલક ઉપર તેમને અભાવ નહતો. સર્વના ઉપર શ્રીમદાચાર્યચરણના બાળ છે એ ભાવે તેમના ઉપર વાત્સલ્યભાવ તેમનો રહેતો. પ્રસંગ આવે તેઓશ્રીને કહેવાનું તડ ને ફડ કહી નાંખતા, પરંતુ તેમના વાત્સલ્યભાવમાં કદી ખામી આવવા દેતા નહિ. તેમના સમાગમમાં આવતા દરેકને તેમના તેવા બે પ્રકારના વર્તનમાં વિરોધાભાસ લાગતો. કોઈપણ ગોસ્વામિબાલકને કોઈપણ પ્રકારની પોતાના કાર્ય માટે શાસ્ત્રીજીની જરૂર જણાય કે સંપ્રદાયના કાર્ય માટે જરૂર જણાય અને તેમને ખબર આપવામાં આવે ત્યારે વિનાવિલમ્બે પોતાના ખર્ચે જ્યાં હોય ત્યાંથી હાજર થતા અને પોતાથી બનતી સેવા કરવા ચૂકતા નહિ. ગોસ્વામિબાલકોને, વૈષ્ણવગણને અને સમગ્ર સંપ્રદાયને એક નિઃસ્વાર્થ તન મન અને ધનથી ખરી સેવા કરનારની-અરે તેઓના એક સાચા વકીલની, શાસ્ત્રીજીના જવાથી મોટી ખોટ પડી છે અને અત્યારે તેવી ખોટ પૂરનાર કોઈ નથી.

શાસ્ત્રીજી તદ્દન નિરપેક્ષ હતા. અને કહેતા કે પોતાની પુત્રી, જમાતા, મિત્રમંડળ વગેરેની કે કોઈની મારે અપેક્ષા નથી. મને કેવલ આશ્રય શ્રીમદ્વલ્લભાચાર્યનો છે. ભગવદિચ્છાએ અંતિમ અવસ્થાએ પણ થયું તેવુંજ. કોઈની પાસે લેશ-માત્ર ચાકરી પણ કરાવી નહિ.

વ્યવહારમાં પણ તદ્દન ચોખ્ખા, કોઈની પાસે કોઈપણ ચીજ વસ્તુ મંગાવે કે તેના પૈસા તરત ચૂકવી આપે. પાઈએ પાઈનો હિસાબ ચોખ્ખો રાખતા. એક પાઈ પણ નકામી ખર્ચતા નહિ, અને જરૂર પડે ઉદારતામાં જરાકે કચાશ પડવા દેતા નહિ. ઉપાર્જન કરેલા દ્રવ્યની વ્યવસ્થા કરવામાં સ્વરૂપસેવા, નામસેવા અને પ્રભુકૃપાથી પ્રાપ્ત થયેલા સંતાનોને સરખાં ગણ્યાં છે. તેવી વ્યવસ્થા અધુના કોઈ વૈષ્ણવે કરી હોય તેવું ભાગ્યેજ જોવામાં આવે છે. કોઈને ઘેર જાય ત્યાં પણ કોઈને જરાકે ભારરૂપ થાય કે ત્રાસ થાય તેવું વર્તન જરાએ રાખે નહિ.

એટલુંજ નહિ પણ પરોણો આવ્યો છે કે ઘરમાં કોઈ બહારનું માણસ આવ્યું છે તેવો ભાસ પણ થવા દેતા નહિ.

સંપ્રદાય માટે આટલી ધગશ હોવા છતાં અને અનન્ય શ્રીમદાચાર્યચરણના અનુયાયી હોવા છતાં પરમત-સહિષ્ણુ હતા અને તેથી અન્યમાર્ગીય ઘણાજ વિદ્વાનોના પરિચયમાં હતા. તેમના મિત્રમંડળમાં પણ પારસી, મહોમેદન પણ હતા અને તેઓનું પણ ઘરે આવે ત્યારે આતિથ્ય કરતા.

શાસ્ત્રીજી જન્મે બ્રાહ્મણ હતા અને આચરણે આદર્શ વૈષ્ણવ હતા, વિદ્વાન હતા, અણુભાષ્યમાં તો નિપુણ હતાજ, તદુપરાંત શાંકરભાષ્ય, રામાનુજ ભાષ્યમાં નિપુણ હતા અને મધ્વભાષ્ય, નિંબાર્કભાષ્ય ઈત્યાદિ સર્વ ભાષ્યોનું વાચન હતું. તદુપરાંત ન્યાય, સાંખ્ય, વૈશેષિક, પૂર્વમીમાંસા વગેરે દર્શનનું પણ સારું જ્ઞાન હતું. ધર્મશાસ્ત્રમાં પણ અત્યન્ત પ્રવીણ હતા. વૈદિક, જ્યોતિષ વગેરે ગ્રંથોનો પણ પરિચય હતો અને તે તે વિષયોનું પણ તેમને જ્ઞાન હતું. ઈંગ્રેજી પદ્ધતિએ પણ વ્યાકરણ જાણતા હતા અને કૌમુદી પણ જાણતા હતા. તેમનામાં પ્રાચીન અને અર્વાચીન બન્ને પદ્ધતિ હતી. આવા વિદ્વાન્ હોવા છતાં આગ્રહપૂર્વક નિયમશઃ મંદિરે તથા બેઠકે દર્શને જતા. સ્વરૂપસેવા સંબંધી પણ ઘણુંજ સારું જ્ઞાન હતું. ઉત્સવમાં અને આરે દિવસે કયો શૃંગાર ઠાકોરજીને થાય અને કયા પ્રકારે ધરવામાં આવે, શ્રીઠાકોરજીને તિલક કયા પ્રકારે થાય તે બધી બાબતનું ભલભલા મુખીઆના પણ કાન પકડાવે તેવું ઝીણામાં ઝીણું જ્ઞાન હતું. તેવી જ રીતે કીર્તનમાં પણ નિપુણ હતા. કીર્તનીઓ રાગ આલાપે કે તરત પારખી શકે કે અમુક રાગ ગવાયો. કયા સમયે, કયી ઋતુમાં કયો રાગ ગવાય તેનું પણ સારું જ્ઞાન હતું. કીર્તનના ગૂઢાર્થ ઉકેલવામાં પણ નિપુણ હતા. જ્ઞાની હોવા છતાં શ્રદ્ધાળુ હતા. સાચા ભક્ત હતા. તેમની શ્રદ્ધા પ્રમાણે તો શ્રીમદાચાર્યચરણની નિત્ય નિકુંજમાં જ શાસ્ત્રીજી બિરાજતા હોવા જોઇએ.

શાસ્ત્રીજીએ સાંપ્રદાયિક મૂલ પુસ્તકોનું શોધન કરી તેમને સારા રૂપમાં પ્રસિદ્ધ કર્યાં છે, જેમ કે અણુભાષ્યપ્રદીપ, જન્મપ્રકરણ શ્રીસુબોધિનીજી સર્વ સાહિત્યસહ, તામસ પ્રમાણ, પ્રમેય અને સાધન પ્રકરણના સુબોધિનીજી તથા એકાદશ સ્કંધના સુબોધિનીજી લેખ સાથે. શ્રીમદ્ભગવદ્ગીતા તત્ત્વબોધિની ટીકાસહ વગેરે, વેણુગીત, યુગલગીત, ગોપીગીત, વેદસ્તુતિ વગેરે ગ્રંથોનો અનુવાદ પણ કરી પ્રસિદ્ધ કર્યાં છે. પ્રભુએ વધુ આયુષ્ય આપ્યું હોત તો તામસ ફલ-પ્રકરણ, ભ્રમરગીત શ્રીટિપ્પણીજી, શ્રીમદ્ભગવદ્ગીતા, દ્વિતીય તૃતીય સ્કંધ સુબોધિનીજી, શ્રીમદણુભાષ્ય વગેરે ગ્રંથોના અનુવાદ તેમણે પ્રસિદ્ધ કર્યાં હોત. શ્રીમદ્ભાગવતના દરેક શ્લોકના દરેક પાદની અકારાંત સૂચિ તેમણે તૈયાર કરાવી છે. પ્રસિદ્ધ હવે કરવાની છે. મૂળ ગ્રંથમાં શુદ્ધાદ્વૈતમાર્તંડના ઉપોદ્ઘાતરૂપે લખેલો તેમનો પ્રદીપનામનો ગ્રંથ તેમનું નિત્ય સ્મારક છે. આ લઘુગ્રંથમાં સંક્ષેપમાં

શુદ્ધાદ્વૈતસિદ્ધાન્ત અને પુષ્ટિભક્તિમાર્ગના સિદ્ધાન્તનું નિરૂપણ કરવામાં આવ્યું છે. તદુપરાંત તેમાં વિશિષ્ટાદ્વૈત દ્વૈતાદ્વૈત કેવલાદ્વૈત વગેરે સિદ્ધાન્તો, તથા મર્યાદા ભક્તિ સાથે તુલના કરી તેમનું તારતમ્ય પણ બતાવવામાં આવ્યું છે.

ગવર્નમેન્ટ તરફથી શ્રીમદણુભાષ્ય પ્રસિદ્ધ કરનાર શ્રીધર શાસ્ત્રીને તે ગ્રંથ એટલો બધો રમ્ય અને હૃદયગમ્ય લાગ્યો કે તેનો અક્ષરશઃ સંસ્કૃત અનુવાદ પ્રસ્તાવના તરિકે પોતે પ્રસિદ્ધ કરેલ અણુભાષ્યમાં તે યોજે છે. તેમના અનેક વિષય ઉપર અત્યાર સુધી પ્રસિદ્ધ થયેલાં વ્યાખ્યાનો એકઠા કરી પ્રસિદ્ધ કરવામાં આવે તો એક મોટું પુસ્તક તૈયાર થાય. પુષ્ટિભક્તિસુધા અને પુષ્ટિસુધા માસિક દ્વારા પણ તેમણે સંપ્રદાયની ઓછી સેવા બજાવી નથી. **જ્યાં સુધી તેમણે બજાવેલી સેવાને યોગ્ય તેમનું સ્મારક વૈષ્ણવો અને ગોસ્વામિબાલકો મળીને કરે નહિ ત્યાં સુધી તેમના ઋણમાંથી તેઓ કદી છૂટવાના નથી, એટલુંજ નહિ પરંતુ તેઓ કૃતઘ્નીપણાંના આરોપને પાત્ર થશે.** સ્મારકને માટે જ્યારે પણ હીલચાલ થાય ત્યારે સર્વ વૈષ્ણવો અને ગોસ્વામિબાલકો તેમાં ખરા જીગરથી સહાય કરશે એવી મને સંપૂર્ણ આશા છે.

મારા ઉપર તેમની પોતાના સગા ભ્રાતા કરતાં પણ અધિક પ્રીતિ હતી, તેમના જવાથી મને તો જાણે મારા પ્રાણ ઉડી ગયા તેવું લાગે છે. આ લોકનો હવે તેઓ ત્યાગ કરવાના છે તેવી આગાહી પણ તેમના મુખમાંથી નિકળતાં વચનોથી કરતા પણ મારા જેવા અજ્ઞાન તે સમજી શકતા નહિ. છેલ્લા ભરુચ તેઓ રહેતા ત્યારે વારંવાર ધીરજભાઈ અને મને લખતા કે થોડો વખત રજામાં સહકુટુંબ અહીં આવો અને લાભ લો, પણ તે અમારા ભાગ્યમાં બીલકુલ લખાયેલ નહિ.

તેમની દ્વિતીય પુત્રીના લગ્નપ્રસંગે એક બે દિવસ માટે ગયો પરંતુ આગ્રહ કરી મને ચાર દિવસ રાખ્યો અને ઘણો અલૌકિક લાભ આપ્યો. આ લગ્નમાં કોઈનો ચાંલ્લો રાખ્યો નહિ. પુણાથી અને બહારશામથી આવેલા સગાઓ, સંબંધીઓ અને વૈષ્ણવો તરફથી ઘણો આગ્રહ થયો કે ચાંલ્લો ન લો તો કન્યાને તો ભેટ આપવા જ દો. તેનો પણ નિષેધ. અત્યાર સુધી વ્યવહાર કર્યો અને લીધો. હવે મરતી વખતે મારે કોઈના ઋણમાં પડવું નથી. મારી પુત્રીને આપો તે પણ મારા સંબંધથી જ તો. પોતાના વિચારમાં મક્કમ રહ્યા અને કોઈની એક પાઈ પણ લીધી નહિ. લગ્ન થઈ ગયા પશ્ચાત તેમના મોટા જમાતા ગોવિંદલાલને પોતાની અંતિમ અવસ્થાએ કયાં વસ્ત્રો પરિધાન કરાવવાં તેની પણ સૂચના કરી હતી. નિજ દેહનો ત્યાગ નિજસ્થાનમાં જ કરવો ઉચિત એમજ જાણે સમજી તેજ દિવસે વડોદરાથી ભરુચ આવ્યા, સર્વ વૈષ્ણવગણને મળ્યા, ભેટ્યા, મંદિરે બેઠકે શયન પર્યંતનાં દર્શન કર્યાં અને પોતાના પિત્રાઈ ભ્રાતા મૂળશંકરભાઈને

ત્યાં પ્રસાદ લીધા. મને હાર્ટફેલ તો નહિ થાય ? એમ એક બે વખત સૂચન કરતા તે પ્રસાદ લઈ નિજ ઘેર આવ્યા અને દશ પંદર મીનીટમાં દેહ છોડયો, અને આખી વૈષ્ણવ આલમને રડતી મુકી ગયા. વૈષ્ણવ ઇતિહાસમાં છેલ્લા ૩૦–૩૫ વર્ષને શાસ્ત્રીયુગ કહેવો ચોગ્ય ગણાશે.

## શાસ્ત્રીજીનાં સ્મરણો.

(લેખક—રા. રા. ધીરજલાલ વ્રજદાસ સાંકળીઆ B. A. LL. B. એડવોકેટ.)

૧. મારો પ્રથમ સંબન્ધ એમની સાથે ઇ. સ. ૧૮૯૧ માં થયો, પણ ધર્મ બાબેત ખાસ વાર્તાલાપ ઈ. સ. ૧૮૯૪–૯૫ માં શરૂ થયા. તે વખતે મેં નૃસિંહાચાર્યના ઘણા ખરા ગ્રન્થો વાંચ્યા હતા, અને વડોદરામાં સ્વ. મણિલાલ નભુભાઈને કેટલાક મિત્રો સાથે કોલેજમાંથી મળવા જતો. તેમની 'અભેદોર્મિ' વગેરે નાની નાની સુન્દર ધાર્મિક ગઝલો વગેરે વાંચી મને આનન્દ થતો, પણ કાંઈક એ સર્વમાં ઉણપ લાગતી, અને છેલ્લે મોટું void જેવું લાગતું. બ્રહ્મનું વર્ણન થઈ શકે નહિ, જીવ આભાસ અથવા પ્રતિબિંબ અને જગત્ મિથ્યા, ત્યારે અવલંબન શેનું કરવું ? શૂન્યમાં શું આનંદ ? આ વાતચીત મગનભાઇ સાથે થતાં તેમણે મારી સાથે સૌથી પ્રથમ 'શૃંગારરસમંડન' વાંચવું શરુ કર્યું. એ વાંચતાં કેટલીક ચર્ચા પણ થતી. હું બહુ નાનો હતો ત્યારે બ્રહ્મસંબન્ધ લીધેલું હતું, તેથી તે મંત્ર મને યાદ ન હતો. મગનભાઇના પિતાશ્રીએ તે મંત્ર અપરસમાં લખી આપ્યો ત્યારપછી અમે બે ભાઇઓ જેવા જ થયા.

૨. મગનભાઈના નાનપણના મિત્રોમાં ખાસ કરીને એક હરિલાલ જેકીસનદાસ કોઠારી હતા. એના ઉપર તેમના હૃદયનો સર્વ પ્રેમ ઢળ્યો હતો એમ કહીએ તો ચાલે. હરિલાલને માટે પોતે જે કરે તે ઓછું હતું. પ્રાણ આપવા પડે તો ખુશીથી આપે એમ મને લાગતું. એમના અગાધ જ્ઞાનની દુનીયાને ખબર હતી, પણ એમનો પ્રેમ કેટલો ઉંડો હતો, તે ખબર ન હતી, કેમકે પ્રેમ–સંબંધ એકદમ થતો નથી. એકવાર મેં એમને પૂછ્યું કે મનુષ્યવ્યક્તિ તરફ આટલો પ્રેમ ચોગ્ય છે ? એમણે ઉત્તર આપ્યો કે પ્રભુ તરફ કેવો પ્રેમ જોઇએ તેના શિક્ષણરૂપે અભ્યાસરૂપે આ છે. મારી શંકાનું સમાધાન બરાબર થયું નહિ પણ એ વાત એટલેથી જ અટકી. હરિલાલ ઘણાજ વિચારશીલ મનુષ્ય હતા, એમનું મસ્તક વિચારમાં કોઈથી ઉતરે એવું ન હતું, પણ એમના હૃદયમાં આર્દ્રતા બહુ ઓછી હતી એમ મને લાગતું. પુષ્ટિસંપ્રદાયના સિદ્ધાન્તો એ બહુ સારી રીતે જાણતા, પણ પાછળથી સત્સંગ ન મળવાથી અથવા સંપ્રદાયના સાહિત્યનો સંબંધ ન હોવાથી કે બીજા કોઇ પણ કારણથી પ્રભુ અને પ્રભુની લીલાસૃષ્ટિ બાબતમાં શંકાઓનો ઉદ્ભવ એમને થયો હતો. મગનભાઈનાં પહેલાં એકાદેક વર્ષની અંદર જ એ ભૂતલ છોડી ચાલ્યા ગયા.

૩. ભરૂચમાં બ્રિજમોહનદાસ નામના એક મહાનુભાવી વૈષ્ણવ થઈ ગયા. ગર્ભશ્રીમાન્ હોવા છતાં એમણે સંસારનો ત્યાગ કર્યો હતો એમ કહીએ તો ચાલે. માત્ર ભરૂચમાં જ નહિ પણ આસપાસની વૈષ્ણવ સૃષ્ટિમાં એમનું બહુ માન હતું. ભાઈ મનમોહનદાસ તથા મગનલાલ, છગનલાલ, અને ચુનીલાલ લીમડી તેમજ અન્ય ઘણા વૈષ્ણવો ઉપર એમણે મોટો પ્રભાવ પાડયો હતો. એક દિવસ ભરૂચમાં મંદિરની સામે એક ઉંચા ઓટલા પર બેસાડીને મને સંયોગ, વિપ્રયોગ, પૂર્વદલ, ઉત્તરદલ વગેરે રસની ઘણી વાતો અડધા કલાક સુધી કરી હતી, પણ મારા મન ઉપર એમને વિષે ખાસ કાંઈ અસર થઈ હતી નહિ. મેં એ વાત મગનભાઈને કરી. એઓ ખૂબ હસ્યા, અને કહ્યું કે સામાન્ય વૈષ્ણવ સમાજમાં આવા લોકો બહુ માન પામે છે. ત્યાર પછી બ્રિજમોહનદાસ વિષે મને એમણે ઘણી ઘણી વાતો કરી. પોતે કેવા નિકટના સંબંધમાં આવ્યા હતા તેનું આબેહુબ વર્ણન મને આપ્યું, ગુપ્ત કામ પણ પોતે જે જે કરેલું તે સર્વ મને કહી બતાવ્યું, અને એમને પોતાને એમનાથી કેમ દૂર રહેવાનું યોગ્ય લાગ્યું તે સર્વ વાતો મને કહી. આથી મારા મનમાં ઘણા ઘણા વિચારો ઉત્પન્ન થયા, પણ તે ત્યાં જ રહ્યા. એમાં તો લેશ માત્ર પણ શક નથી કે બ્રિજમોહનદાસે સર્વસ્વ શ્રીમહાપ્રભુજીને તથા શ્રીગુસાંઈજીને સમર્પણ કર્યું હતું, અને પોતે સ્ત્રી તથા પુરુષ વૈષ્ણવોને ધોળ વગેરે તાળીઓ પાડી ગવડાવતા અને કેટલીક વખત આંખોમાંથી અશ્રુ પણ સ્રવતાં. આજે સાંજ સુધી ભરૂચમાં હોય તો રાત્રે વ્રજમાં જવાને ઉપડી ગયા હોય. પાસે કાંઈ પણ રાખતા નહિ, અને રસ્તામાં ટીકીટના પૈસા ગમે તેની પાસેથી લઈ ગાડીમાં બેસી જતા. એમનો દેહ વ્રજમાં એકાદશીને દિવસે પડયો એમ મેં સાંભળ્યું છે. એમના સમયમાં ભરૂચમાં વૈષ્ણવોની જાહોજલાલી કાંઈક ઓરજ હતી, આજે એમાંનું કશું પણ રહ્યું નથી.

૪. વડોદરા કોલેજમાં અભ્યાસ કરતા ત્યારે શાસ્ત્રીજી હોસ્ટેલમાં રહેતા, તે સમયે ગમે તેવા અભણ મહારાજને તેઓ પૂર્ણપુરુષોત્તમ માનતા, અને તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરતા નહિ. કોઈ મથુરાના બાલકે પરીક્ષાને આગલે દિવસે પોતાની સાથે મથુરા આવવાની આજ્ઞા કરી, એમણે પોતાનું વર્ષ પડશે એમ ભીતિ બતાવી. પણ મહારાજની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરતાં તેમની સાથે મથુરા ગયા અને વર્ષ ગુમાવ્યું. કોલેજમાંથી દરરોજ સાંજે બે માઇલ દૂર શહેરમાં દર્શન કરવા જતા અને રાત્રે આઠ વાગે પાછા ફરતા, અને ઉત્સવને દિવસે પ્રાતઃકાળમાં જતા ને દશ વાગે પાછા ફરતા. એ પ્રમાણે કોલેજમાં પણ એમનો ઘણો સમય દર્શન વગેરેમાં જતો. આથી એમના મિત્રો એમને બહુ સમજાવતા અને એક મિત્ર જગજીવન વલ્લભજી શાહ જે પાછળથી બરોડા કોલેજમાં ફીલોસોફીના પ્રોફેસર થયા તે તો એમને 'પુષ્ટિમાર્ગની ઝનુનવાળા' અંધશ્રદ્ધાળુ કહેતા.

૫. ભાઈ મૂલચંદ તેલીવાળાને પોતાના નાના ભાઈ તરીકે ગણતા, અને તેના લગ્ન વખતે પ્રકાશસહિત અણુભાષ્ય ભેટ આપ્યું હતું. ભાઈ તેલીવાલાને તેનું બહુ સારું ફલ થયું, કેમકે તેના અભ્યાસને લીધેજ એમને સુન્ન ગોકુળજી આલા વેદાન્ત પ્રાઇઝ મળ્યું. જ્યારે અમે તેર ટીકાઓ સહિત સેવાફલ છાપ્યું ત્યારે મગનભાઈનું નામ તે પુસ્તક સાથે જોડવાની રજા આપવા કહ્યું, પણ મગનભાઈએ કહ્યું કે **જ્યાં સુધી હું બધું તપાસી જાઉં નહિ ત્યાં સુધી રજા આપી શકાય નહિ.** આ કારણને લીધે સેવાફલ અને ત્યાર પછીના જે જે પુસ્તકો અમે પ્રકટ કર્યાં તેમાં અમારી મરજી હોવા છતાં આપી શકયા નહિ.

૬. જ્યારે મુંબાઈમાં એલફીન્સ્ટન હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે તેમની નીમણુંક થઇ અને પાછળથી તેલીવાળાની પણ નીમણુંક થઈ ત્યારે અમે ત્રણે જણા ખખ્ખર બીલ્ડિંગમાં રહેતા હતા. તે વખતે સંપ્રદાયના સિદ્ધાન્તો વિષે ઘણા પ્રશ્નો ચર્ચાતા. એક સમયે ભાઈ તેલીવાળાએ એમને પૂછયું કે "લીલાની નિત્યતાને માટે શ્રીગુસાંઇજીનાં તો ઘણાં વાકયો મળે છે, પણ શ્રીમહાપ્રભુજીનાં તે બાબતનાં વાકયો આપને ખબર હોય તો તે સુબોધિનીમાંથી કહો." આથી એમને એકદમ ક્રોધ ચડયો, અને નાસ્તિકતાનો આરોપ ભાઈ તેલીવાળા ઉપર મુકયો. એમણે જવાબ આપ્યો કે લીલાનિત્યતા વિષે મને શક નથી, પણ તે બાબતનાં મારે શ્રીમહાપ્રભુજીનાં વાકયો જોઇએ છે. મેં પણ ભાઈ તેલીવાળાના પ્રશ્નને અયોગ્ય ગણ્યો નહિ. આથી તે સમયે તેમણે કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ અને પાછળથી અમોએ બેએ જ એ વાકયો શોધી કહાડયાં. લીલા-નિત્યતાનાં શ્રીમહાપ્રભુજીનાં ઘણાં વાકયો છે, અને શાંતિ રાખી હોત તો મગનભાઈ પણ તરતજ કહી શકત.

૭. એક વખતે પોતે કેટલાક વૈષ્ણવોને અપરસમાં સ્નાન કરાવીને પોતાને ઘેર ગદ્યની ટીકા સંભળાવતા હતા. એટલામાં નીચલે માળેથી ભાઈ તેલીવાળા આવી પહોંચ્યા અને બહાર ગૅલેરીમાં ઉભા રહ્યા. મગનભાઈએ પાંચેક મીનીટ સુધી જોયા કર્યું; પછી તેમને અંદર બોલાવ્યા. તેલીવાળાએ કહ્યું કે હું નહાયો નથી. ત્યારે મગનભાઈએ કહ્યું કે ભગવાન્‌ની તારા પર કૃપા છે; તું બેસ, તને કાંઈ બાધ નથી, તેલીવાળા અન્દર આવી બાજુ પર બેઠા અને ગદ્યની ટીકા સાંભળી.

૮. એઓ બાલપણથી શ્રીગોકુલનાથજીના ભરૂચી વૈષ્ણવો જે પાવડીયા પણ કહેવાય છે, તેમના પ્રસંગમાં બહુ સારી રીતે આવેલા. એમના કુટુંબનો, એમના પિતાનો અને એમનો એ વૈષ્ણવોને બહુ સારો આશ્રય હતો. એ વૈષ્ણવોની અનન્યતા એમને બહુ રુચતી. શ્રીગોકુલનાથજીનેજ એ વૈષ્ણવો પૂર્ણ પુરુષોત્તમ માને છે, અને શ્રીવલ્લભાચાર્યજી અને શ્રીગુસાંઇજીને પણ તેટલું માન આપતા નથી, એ બાબતમાં પણ મગનભાઈ એમની અનન્યતાને લીધે એમને માન

આપતા. અમે મગનભાઇને પ્રશ્ન કરતા કે એ રીતે તો હાલના અશિક્ષિત ગોસ્વામિબાળકોને તેમના સેવકો પણ પૂર્ણ પુરુષોત્તમ માને તેમાં બાધ શો ? ઉત્તરમાં એઓ કહેતા કે શ્રીગોકુલનાથજીથી આગળ પૂર્ણ પુરુષોત્તમપણું લઈ જવું ઠીક નથી. શાસ્ત્રમાં ગુરુ અને ભગવાન્‌માં ફેર ન ગણવાનું કહ્યું છે, પણ આપણા પુષ્ટિસંપ્રદાયમાં શ્રીમહાપ્રભુજી સિવાય અન્ય બાલકો ગુરુદ્વાર છે, ગુરુ નથી, એ શાસ્ત્રથી તેમજ રૂઢિથી સિદ્ધ છે, કેમકે બ્રહ્મસંબંધ પણ શ્રીમહાપ્રભુજીની સમક્ષ અથવા તેમની આડીથીજ કરાવવામાં આવે છે. ભરુચી વૈષ્ણવો શ્રીગોકુલનાથજીને ગુરુ અને મહાપ્રભુજી માને છે, માટે તેમની બાબતમાં તેઓ પૂર્ણ પુરુષોત્તમ કહી શકાય.

શ્રીગોકુલનાથજીને પણ મગનભાઈ બહુજ માન આપતા અને શ્રીગોકુલનાથજી પાસે યમુનાષ્ટકની છેલ્લી પંક્તિઓની ટીકા શ્રીગુસાંઈજીએ કરાવેલી, તે ગર્વથી કહેતા. શ્રીસુબોધિનીજી પર એમની બહુજ આસક્તિ હતી, અને શ્રીમહાપ્રભુજી તરફ એમને અત્યંત માન હતું તે એમની સર્વોત્તમસ્તોત્રની ખંડી ટીકા તથા અન્ય ગ્રંથો પરથી સ્પષ્ટ છે એમ કહેતા, અને કહેતા કે શ્રીમહાપ્રભુજીનું અને શ્રીગુસાંઈજીનું હૃદય જેટલું શ્રીગોકુલનાથજી સમજ્યા છે તેટલું અન્ય બાળકો સમજ્યા નથી. વળી વર્ણાશ્રમધર્મની આવશ્યકતા પુષ્ટિમાર્ગમાં નથી તે શ્રીગોકુલનાથજી સારી રીતે સમજતા, જે એમની ભક્તિવર્ધિનીની ટીકામાંના શાસ્ત્રાર્થથી સ્પષ્ટ છે, એટલુંજ નહિ, પણ અત્યારમાં પણ વર્ણાશ્રમ ધર્મની અવગણના થાય તેની દરકાર કરતા નહિ. મોહનભાઈ વગેરે વૈશ્યોને (જનોઈ વગરના) બ્રહ્મસંબંધ આપવાનો અધિકાર એમણે આપ્યો હતો, એટલુંજ નહિ, પણ તેમની સાથે તેમજ બેહેનજીબા વગેરે અન્ય કૃપાપાત્ર વૈષ્ણવોની સાથે બહુ નિકટના, કાંઇ પણ ભેદભાવ વિનાના, સંબંધમાં આવતા.

મગનભાઈ પોતે વર્ણાશ્રમધર્મનો આચાર બનતા સુધી મુકતા નહિ, પણ એમના વિચારો તો એ બાબતમાં નિશ્ચિતજ હતા. પુષ્ટિમાર્ગના ગ્રંથોના અમારા અજ્ઞાનને લીધે અમે પણ ઘણા સમય સુધી એમના આ વિચારોને બહુજ આગળ પડતા–પ્રશંસનીય માનતા. એક સમયે તો વાડીલાલભાઇને ત્યાં રાત્રિની નિયમિત સુબોધિનીજીની કથાપ્રસંગે શ્રીગોકુલનાથજીની વાત નીકળતાં વર્ણાશ્રમધર્મની ચર્ચા થઈ; અમે સર્વેએ એમના વિચારોનો વિરોધ કર્યો. આથી એઓને બહુજ ક્રોધ ચઢયો, અને આવેશમાં જનોઇ કાઢી નાંખી, અને એમની આંખોમાંથી બળતા અંગારા ઝરવા લાગ્યા. મંડળીમાંથી કોઈની સાથે તે વખતે બોલાય તેમ નહતું. પાંચ દશ મિનિટ સુધી સર્વ મૌનજ રહ્યા. હાલ જ્યારે એ સમયનો વિચાર કરીએ છીએ, ત્યારે અમને અત્યંત પશ્ચાત્તાપ થાય છે, કે વગર સમજે અમે અમારા અજ્ઞાનને લીધે એમને વિના કારણે ઉશ્કેરી મુકયા હતા.

માત્ર વર્ણાશ્રમધર્મની બાબતમાંજ નહિ, પણ પ્રાયશ્ચિત્તની બાબતમાં પણ એમના વિચારો મક્કમ હતા. સ્મૃતિઓનાં પ્રાયશ્ચિત્ત ભક્તિમાર્ગમાં હોયજ નહિ, એ સ્પષ્ટ કહેતા, અને પોતે એ બાબતમાં સર્વ તૈયારી હાલના ચાલુ પ્રસંગને માટે કરી મુકી છે, એમ સૂચવતા. બ્રાહ્મણ્યાદિદેવતાવાદ તો અમારી આગળ ઘણાં વર્ષ પર એઓ વાંચી ગયા હતા. પુષ્ટિસંપ્રદાયમાં જે અજ્ઞાન છવાઇ રહ્યું છે તે બાબતમાં જેટલું દુઃખ એમને લાગતું તેટલું ભાગ્યેજ કોઇએ અનુભવ્યું હશે. પુષ્ટિમાર્ગનો પેંડો સર્વ બાબતમાં ન્યારો છે એમ એ ઘણી વાર કહેતા. **પુષ્ટિમાર્ગ ભૂતળના સર્વ જીવોને માટે છે,** એ વાત તો એમની જીભ પરથી ખસતીજ નહિ. આ સર્વ હોવા છતાં નાનપણથીજ પોતે ઘણા ગોસ્વામી બાલકોના પ્રસંગમાં આવેલા, સર્વ બાબતોમાં તેમનું માન રાખેલું, અને પોતાના વિચાર ગમે તેટલા જૂદા હોવા છતાં તેમની કોઈ પણ કારણસર બનતા સુધી અવગણના કરતા નહિ.

૯. જ્યારે જ્યારે સિદ્ધાન્ત વિષે પોતે કાંઇ સારૂં વાંચતા ત્યારે મને તે સંભળાવવાની ઇચ્છા દર્શાવતા અને એ રીતે ઘણી વખત જે જે એમને બહુજ સુંદર લાગતું તે એમના મુખથી મને સાંભળવાનો લાભ થતો. શ્રીગુસાંઇજી અને હરિરાયજીના સ્વતંત્ર લેખો તથા નાના નાના ગ્રંથો તથા શ્રીસુબોધિનીજીના સુંદર ભાગો તથા અણુભાષ્યના અને વિદ્વન્મંડનના લીલા-નિત્યતા વગેરે કેટલાક ભાગો એમણે પોતે અત્યંત આનંદથી મને સંભળાવ્યા હતા. રાસપંચાધ્યાયી, યુગલગીત, ભ્રમરગીત, ગોપિકાગીત અને વેણુગીત તો ઘણી વાર એમને મુખેથી મેં શ્રવણ કર્યાં હતાં. હમણાં જ્યારે પુષ્ટિમાર્ગમાં વર્ણાશ્રમધર્મ આવશ્યક છે કે નહિ તે ચર્ચા ઉભી થઈ ત્યારે તેઓ હસીને કહેતા કે **"હાલ તો લોકોએ પુષ્ટિસંપ્રદાયને બામણીયા બનાવી દીધો છે. ભક્તિમાર્ગમાંજ વર્ણાશ્રમધર્મ આવશ્યક નથી તો પુષ્ટિમાર્ગમાં તો ક્યાંથીજ હોય."** તે બાબતમાં જે જે શ્રીમહાપ્રભુજીનાં વાક્યો મેં ચર્ચામાં મુકયાં હતાં તે બધાં યોગ્ય છે એમ કહેતા અને यदा यमनुगृह्णाति ....स जहाति मतिं लोके वेदे च परिनिष्ठिताम् (भा. ४–२९–४६) અંતઃકરણથી ભાવના કરાયલા ભગવાન્ જેના પર કૃપા કરે છે, તે ભક્ત લોક અને વેદમાં નિષ્ઠા પામેલી મતિનો ત્યાગ કરે છે. એ વાક્ય તો એમણેજ મને લખી મોકલ્યું અને સ્મરણમાં આણ્યું હતું. એ બાબતની વધુ ચર્ચા થતાં આશ્રય મુખ્ય છે, અને નિરોધ ગૌણ છે, એમ પોતે કહેતા, અને તેના સમર્થનમાં દ્વિતીય સ્કન્ધનો દશમો અધ્યાય પ્રકાશસહિત વાંચવાને મને પોતાનાં ચિન્હ કરેલાં પુસ્તકો પુનાથી મોકલી આપ્યાં હતાં, અને મેં તે વાંચ્યાં પણ હતાં. મેં એમને ઉત્તરમાં લખ્યું કે તમારું કહેવું સત્ય હોવાનો મને લેશ માત્ર પણ શક નથી પણ મને જે

સમજ પડે તેજ મારું મન કબુલ કરી શકે. નિરોધલક્ષણમાં નિરોધને મુખ્ય માનીને "આનાથી બીજો કોઈ ઉંચો મંત્ર નથી, આનાથી બીજી કોઇ ઉંચી વિદ્યા નથી, આનાથી બીજું કોઈ ઉંચુ તીર્થ નથી" વગેરે શ્રીમહાપ્રભુજી સ્પષ્ટ આજ્ઞા કરે છે, માટે પુષ્ટિમાર્ગને નિરોધ સાથેજ મુખ્ય સંબંધ છે. એના ઉત્તરમાં એઓ કહેતા કે નિરોધલીલા પછી મુક્તિ અને આશ્રય લીલા આવે છે અને જે નિરોધમાં પ્રાપ્ત કર્યું હોય તે કાંઈ આશ્રયમાં જતું રહેતું રહેતું નથી અને બેવડો લાભ થાય છે. આ ચર્ચા આનંદથી આગળ ચાલી શકત અને મને છેલ્લા બે મહીનામાં ઘણીવાર એમણે આમંત્રણ કરીને એમના મુખથી એકાદેક લીલાના સાતે અર્થ શ્રવણ કરવાનો આગ્રહ કર્યો હતો. મારી અત્યંત શિથિલ પ્રકૃતિને લીધે મારાથી તે બની શક્યું નહિ એ મારું દુર્ભાગ્ય. એમના એકદમ જતા રહેવાથી મારા જીવનમાંનો એક મુખ્ય ભાગ જતો રહ્યો. ખાલી થઈ ગયો એમ લાગે એમાં શું નવાઇ ?

## "વિદ્વન્મણિ મગનલાલ"

(શાર્દૂલ.)

"જેણે વૈષ્ણવ સૃષ્ટિનાં અવનવાં, કાર્યો ઘણાંએ કર્યા,
સ્વોપાર્જિત લક્ષ્મી તણો વ્યય કર્યો, સાહિત્ય ઉદ્ધારમાં;
જેણે ગ્રન્થ વિશુદ્ધ મુદ્રિત કરી, ચરણે ધર્યો પુષ્ટિના,
એ "વિદ્વન્મણિ-મગ્નલાલ" પળતાં, હૈયું દુભાયે ઘણું."

"भक्तिप्रिय."

## "રસ–મગ્ન શ્રીગાણપત્ય"

(લેઃ–શ્રી. 'પરાગ.')

ગમ્ભીર નર્મદ તણો વહતો પ્રવાહ, ઉત્તાલ–વીચિ ઉછળે અતિ–દર્શનીય;
દીસે કબીર–વડ એક તટે પ્રસિદ્ધ, બીજી દને વિલસતું ભૃગુ કચ્છ ભવ્ય. ૧
ત્યાં જન્મીને થયા મગ્ન, વડિલનાં વચનામૃતે; ધર્યા પાછા હરીચ્છાએ,
શ્રીમગ્ન રસ–મગ્ન એ. ૨
ચારિત્ર્ય ઉજ્વળ હતું વદતા સુચારુ, આજેય ભાષણ તણા પડઘા સુણાય;
લેખો ગભીર લખતા રસ–પૂર્ણ સૌમ્ય એ ગાણપત્ય પરલોક ગયા હવે તો. ૩
વિદ્યાનાં દાન અર્પ્યા કે ઉદાર ઉરના હતા, બહુ કાર્ય કરી એવા રહ્યા
શ્રીપાદપંકજે. ૪

# નિવાપાંજલિ

( લેઃ શ્રી. મોહનલાલ નરોત્તમદાસ શાહ, બી. એ. અધ્યાપક મેલ. ટ્રે. કૉ. વડોદરા. )

[ મરાઠી સાખી. ]

" મગ્ન " સદા વલ્લભવાણીમાં, " લાલ " તણા હિત-વચને,
સેવક શ્રીમહાપ્રભુજી કેરા, નામ યથાર્થ જ ધારે
વિસરે ક્યમ સુજ્ઞો તે, સ્મરશે વૈષ્ણવ નિત્યે, વિસરે ક્યમ સુજ્ઞો તે. ૧

અડગ ટેક, વાણી વર્તનમાં, ચિન્તનમાં પદ ગતિમાં,
નીતરતી પ્રભુ પ્રીતિ સાથે, સ્પષ્ટ થતી પદપદમાં
નીડર પ્રતાપી યોદ્ધો, પુષ્ટિ તણો મળશે ક્યાં ? નીડર પ્રતાપી યોદ્ધો. ૨

ભવ્ય ભાલ તિલકથી દીપતું, તિલક ભક્ત-જ્ઞાનીના,
પ્રસન્ન મુખની પ્રચંડ વ્યક્તિ, ગૌરવ માર્ગ ભક્તિના
મૂર્તિ ધર્મ-જ્ઞાનની, કલિયુગ દુર્લભ નિરખી, મૂર્તિ ધર્મ જ્ઞાનની. ૩

સાદો વેશ અને પરિભાષા, આર્ય-સ્વદેશી દીપતી,
સાદી રહેણી-કરણી નિત્યે, વૈષ્ણવ પદ શોભવતી
વિનોદી સદા સ્વભાવે, સત્ય ન કદિ છુપાવે, વિનોદી સદા સ્વભાવે. ૪

કટુ સત્ય સિદ્ધાન્તરક્ષણે, વદતાં ના ખંચાતા,
શાસ્ત્ર-પ્રભુ-ગુરુ-વૈષ્ણવ-સ્વરૂપ, જાણી ના અંજાતા
પૃચ્છક હોય ભલે જે, નિર્ણય સ્પષ્ટ જણાવે, પૃચ્છક હોય ભલે જે. ૫

વ્યસની શાસ્ત્ર ને સુબોધિનીના, દુર્લભ માર્ગ વિષે તો,
વિદ્વજ્જન વૈષ્ણવ ગુરુ પ્રભુને, સ્મરતા કોઈ મિષે તો
બ્રહ્મનાં અંગ બધાંને, શુદ્ધાદ્વૈતી સમજે, બ્રહ્મનાં અંગ બધાંને. ૬

પત્ર પરિષદ્ માર્ગ તણાંના, પ્રેરક ને વળી દ્રષ્ટા,
અજબ જ્ઞાતા વ્યાસ-સૂત્રના, વક્તા સુબોધિનીના
ત્રાતા પુષ્ટિમાર્ગના, સિદ્ધાન્તો સાચાના, ત્રાતા પુષ્ટિમાર્ગના. ૭

સંગતિ વૈષ્ણવ વિદ્વજ્જનની, શાસ્ત્રજ્ઞોની કરતા,
ગુરુ ઘણા વલ્લભશિષ્યોના, શિષ્ય સ્વયં વલ્લભના
ચિરંજીવી જ્ઞાન વારસે, નિવાસી નિત્ય લીલાના, ચિરંજીવી જ્ઞાન વારસે. ૮

અધ્યાપક ઉંચી કક્ષાના, દ્રષ્ટા રાસલીલાના,
ભોક્તા બ્રહ્મ વિપશ્ચિત્ સહ તે, આમુષ્મિક ભોગોના
સ્મરશે શિષ્યો સાચા, નીતિ સાચવી નિજની. સ્મરશે શિષ્યો સાચા. ૯

# વિ ર હા ષ્ટ ક

(લેખકઃ—શ્રી. રણછોડલાલ કે. પરીખ, કડી.)

(શાર્દૂલવિક્રીડિત)

રૂડું ગૌર શરીર ને સરસ હા જેનીય મુખાકૃતિ,
ઓજસ્વી નયને રૂડી ઝળકતી દિસે પ્રભુની છબી;
હાસ્યેથી ભરિયેલ હા વદન એ છલકાવતું હાસ્યને,
ભાલે સુંદર રાજતા તિલકથી શોભા શી રૂડી બને. ૧

પામ્યા સુકુલથી સ્વધર્મ દૃઢતા સદ્ભક્તિ એ જન્મથી,
અભ્યાસે વળી પોપીનેય ખીલવી સેવા કરી ધર્મની;
ધર્મગ્રંથ તણાય અધ્યયનથી શાસ્ત્રે સુસંપન્નતા,
સેવા સુંદર પુષ્ટિમાર્ગની કરી પરલોક સીધાવીઆ. ૨

સારા શાસ્ત્ર જ્ઞાનથી ભરતમાં વિખ્યાતિને પામિયા,
પુષ્ટિમાર્ગ તણીય વિજયધ્વજા દિગંત ફરકાવતા;
આવ્યાં આક્રમણો પ્રતિ પણ સદા તૈયાર રે'તા હતા,
શાસ્ત્રોનાં સજી શસ્ત્રને તુરત એ ચૂરો કરી નાંખતા. ૩

સંપારંગત શાસ્ત્રમાં રતિ અતિ સેવા મહીં છે ભરી,
સ્પર્ધામાં ઉતરે કદીય નહિ એ હારે ન કોથી જરી;
જેનો નિર્ણય શ્રેષ્ઠ સૌ સમજી લે સત્સંપ્રદાયી જનો,
વિદ્વાને યશ વ્યાપીઓ અવનવો રૂડો અતિ ઊજળો. ૪

શુદ્ધાદ્વૈત સુરમ્ય છે જગતમાં સિદ્ધાન્ત જે વ્યાપક,
શ્રીમદ્વલ્લભરાજ છે ભૂતળમાં જેનાય સુસ્થાપક;
સ્થાપ્યો છે કરીને કૃપા જીવ પરે સૌ વિશ્વ ઉદ્ધારક,
પુષ્ટિમાર્ગ તણા વિશાળ ગગને તેજસ્વી એ તારક. ૫

ગાઢા ઘોર તિમિરમાં ભટકતાં સુઝે ન કાંઇ જરી,
આપ્યું જ્ઞાન માહાત્મ્યનું સરસ એ ચક્ષુથી રસ્તે ચડી;
આવે યાદ ઘડી ઘડી સમરતાં ભૂલાય ના એ કદી,
સ્થાપીને કઈ તારકો ગગનમાં એ તો ગયો આથમી. ૬

લીલા નિત્ય પ્રભુ તણી અવનવી આનંદ લેવા સદા,
છોડી આપ ગયા વળી સહજમાં સંસારની આપદા;
પામે જે કમનીય સ્થાન પ્રભુનું તેનો ન શોકે ઘટે,
ચાલે છે ઘટમાળ આ જગતમાં બેહાય અબ્ધિ તટે. ૭

શ્રીમદ્વલ્લભમાં અનન્ય અતિશે ભક્તિ બહુ ભાવની,
શ્રીસુબોધિની લેખમાં રતિ મતિ હમ્મેશ જેની હતી;
શ્રીમન્મન્ય મોહને કરી કૃપા કીર્તિ પ્રસારી ઘણી,
શાસ્ત્રી મગ્ન જ લાલને અરપું હું સ્નેહે પ્રણામાંજલી. ૮

# अनन्य भक्त.

( લેઃ—રા. રા. નાનુલાલ નારાયણદાસ ગાંધી, M. A. LL. B. )

સંવત્ ૧૯૬૨ માં હું ગુજરાત કોલેજમાં એમ. એ. નો અભ્યાસ કરતો હતો ત્યારે વડોદરામાં પહેલી વૈષ્ણવપરિષદ્ ભરાઈ. રા. પટવારી રણછોડલાલભાઈ પરિષત્‌માં ગએલા, તેમના દ્વારા વે. શા. સં. મગ્નલાલ ભાઈ નો મને પ્રથમ પરિચય થયો. એ પરિષત્‌માં મગ્નલાલભાઈએ જે ભાષણ કરેલું તેની અસર પટવારીજીના હૃદય ઉપર ઘણી થએલી. તેથી તે મગ્નલાલભાઇની પ્રશંસા કરતા. આ પ્રશંસા સાંભળેલી હોવાથી અને સાંપ્રદાયિક સાહિત્યનો અભ્યાસ કરવાની અભિલાષા હોવાથી સંવત્ ૧૯૬૩ માં મારે મુંબાઇ જવાનું થયું ત્યારે રા. પટવારીજીની નોટ મગ્નલાલભાઇ ઉપરની હું લઈ ગયો. ત્યાં એલ્ફીન્સ્ટન હાઈસ્કુલમાં તે સમયે તે સંસ્કૃતના શિક્ષક હતા. મેં તેમને હાઈસ્કુલમાં મળી નોટ આપી ત્યારે મારે મુંબાઇ આવવાનું પ્રયોજન પૂછી મારા કાર્યમાં ઉપયોગી થાય તેની કેટલીક સૂચનાઓ તેમણે કરેલી.

આ સમયે મગ્નલાલભાઇ "An examination of Samkar's refutation of the Sankhya theory" વિષય ઉપર નિબંધ લખતા હતા તે તેમણે મને દેખાડયો. આ નિબંધ તે લખતા તે દરમ્યાન તેમને ત્યાં હું જતો આવતો. ઉનાળાની રજા પડતી વખતે તેમણે સુવર્ણસુત્ર તથા હરિતોષિણી એ બે ટીકાઓ સહિત હસ્તલિખિત વિદ્વન્મંડન ગ્રંથ મને આપેલ તેનો મેં રજાઓમાં અભ્યાસ કરેલ.

સંવત્ ૧૯૬૪ માં મારી પણ એલ્ફીન્સ્ટન હાઇસ્કુલમાં શિક્ષક તરીકે યોજના થઈ. મગ્નલાલભાઈએ તેમનાજ ખખ્ખર બિલ્ડીંગના માળામાં મને ઓરડી અપાવી. આથી મને તેમનો પરિચય ઘણો વધ્યો.

સંવત ૧૯૬૫ માં શાંકરમતાનુયાયીઓએ પુષ્ટિમાર્ગ ઉપર આક્ષેપ કરેલા તેના પ્રત્યુત્તર શ્રૌત વૈષ્ણવ વાડીલાલ નગીનદાસ શાહે આપેલા. આ કાર્યમાં વાડીલાલભાઇને શાસ્ત્રીજી મગ્નલાલભાઈ તરફથી સંપૂર્ણ સાહાય્ય મળેલું હતું.

શાસ્ત્રીજી મગ્નલાલભાઈ સામાન્ય બ્રાહ્મણો પેઠે જરા પણ લોભી ન હતા. ધનની તેમને સ્પૃહાજ ન હતી. ઘણા વૈષ્ણવો પોતાના ગ્રંથો બીજાને આપતાં અચકાય છે તેમ પણ શાસ્ત્રીજી કદાપિ કરતા નહિ. તેમની પાસે જે ગ્રંથ હોય તે તેમના હરકોઇ મિત્રને અથવા સામાન્ય પરિચયવાળાને પણ જોઇએ ત્યારે ઉદાર મનથી આપતા.

શાસ્ત્રીજીનો પ્રેમલા વૈષ્ણવોમાં પણ સમાવેશ કરી શકાય નહિ. તે નિડર હતા. શ્રીમદાચાર્યચરણના વંશજો ઉપર ભાવ રાખતા પરંતુ તેમને ઘટતી શિખામણ આપતા, અને પુષ્ટિમાર્ગના સિદ્ધાંતો પ્રતિ તેમનું ધ્યાન ખેંચી તે પ્રમાણે વર્તન રાખવા કહેતા. સંવત્ ૧૯૬૫-૬૬ ના અરસામાં ગોસ્વામી શ્રીઅનિરુદ્ધલાલજી મહારાજને તે અણુભાષ્યનો પાઠ કરાવતા તે સમયે લૌકિક મોજશોખથી પર રહેવાનો ઉપદેશ તે પ્રસંગોપાત્ત આપતાજ.

શાસ્ત્રીજીની ભાષા લેખક અને વક્તા તરીકે તદ્દન જૂદા પ્રકારનીજ હતી. લેખક તરીકે પોતાના લેખોમાં તે સંસ્કૃત શબ્દો અને સમાસોનો પણ બહુ ઉપયોગ કરતા તેથી તેમના લેખો સામાન્ય વૈષ્ણવો અને થોડું ઘણું સંસ્કૃત ભણેલા વૈષ્ણવો પણ સમજી ન શકે તેવા છે. વક્તા તરીકે તેમની ભાષા ઘણીજ સરલ હતી. અભણમાં અભણ શ્રોતા પણ માર્ગનાં સૂક્ષ્મ તત્ત્વો પણ તેમના ભાષણથી સમજી શકે તેવી સરલ ભાષાનો તે ભાષણમાં ઉપયોગ કરતા, અને એવી છટાથી ભાષણ આપતા કે શ્રોતાઓ તેમનું ભાષણ પુરૂં થાય ત્યાં સુધી અથવા પોતાની મગજ શક્તિનો ક્ષય થાય ત્યાં સુધી ભાષણ એક ચિત્તથી સાંભળતા. તેમનાં ભાષણોમાં જે ભાષા તે વાપરતા તેવીજ ભાષામાં તેમના લેખો તેમણે લખ્યા હોત તો વૈષ્ણવોને ઘણો વિશેષ લાભ થાત.

સાંપ્રદાયિક તથા અન્ય સંસ્કૃત ગ્રંથોનો શાસ્ત્રીજીનો અભ્યાસ ઘણો ઉંડો હતો. શાસ્ત્રીજીના જ્ઞાન વિષે કોઇને શંકા હશેજ નહિ, તેથી તે વિષે લખવું નિરર્થક છે. આ સંપ્રદાયમાં મૂળ ગુરુ શંકર વિષ્ણુસ્વામી વગેરે હતા એવી ગુરુપરંપરા કોઇએ પ્રચલિત કરેલી તે ખોટી છે એવો શાસ્ત્રીજીનો દૃઢ મત હતો. વૈષ્ણવપરિષત્‌ના તે મુખ્ય નેતા હતા. દરેક પરિષત્‌માં તેમનું ભાષણ આકર્ષક થતું. સુબોધિની તે વાંચતા અને જે વૈષ્ણવો આવે તેમને શ્રવણ કરાવતા. મુંબાઇથી તેમની બદલી પુના થયા પછી પણ ઘણા સમય સુધી દર રવિવારે ભાષણ આપવા અથવા સુબોધિનીનું વાંચન કરવા તે પુનાથી મુંબાઈ આવતા.

પુષ્ટિમાર્ગ અને તેના સિદ્ધાંતો ઉપર શાસ્ત્રીજીને ઘણીજ રુચિ હતી. તેમનામાં અનન્યતા સારી હતી. શ્રીમદાચાર્યચરણના ચિત્રજીની સેવા તે કરતા. શ્રીકૃષ્ણ વિના બીજા દેવનો કદાપિ તે આશ્રય કરતા નહિ. અનન્યતા પુષ્ટિમાર્ગનો મુખ્ય સિદ્ધાંત છે અને તેનો કદાપિ ત્યાગ થવો ન જોઈએ એવો તેમનો દૃઢ મત હતો. ભરરુચિ વૈષ્ણવોમાં અનન્યતા જોવાથી તેમના પ્રતિ શાસ્ત્રીજીને પ્રેમ રહેતો. તેમણે ભગવત્પીઠિકાનું ભાષાંતર પુષ્ટિભક્તિસુધા વર્ષ બીજુ અંક પહેલામાં છપાવેલું તેમાં પણ પોતાની નીચે પ્રમાણે નોટ મૂકી છેઃ—

"ભગવત્પ્રાપ્તિને અર્થે પણ કાત્યાયનીવ્રત કરવામાં કુમારિકાને અન્યાશ્રયદોષ પ્રાપ્ત થયો અને તેઓનું અનન્ય વ્રત વિનષ્ટ થવાથી તેઓ મર્યાદા લેખાયાં, તેથી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોએ અન્યાશ્રયનો તો સર્વથા પરિત્યાગ જ કરવો......"

આવા અનન્ય ભક્તોની લૌકિકમાં આસક્તિ હોતીજ નથી. તેથીજ શાસ્ત્રીજીના એકજ પુત્રે અને સ્ત્રીએ ભગવચ્ચરણારવિંદની પ્રાપ્તિ કરી ત્યારે પણ શાસ્ત્રીજીને દુઃખ જણાયું નહિ. આવા અનન્ય ભક્તોનો ભગવાનના ચરણકમલમાંજ વાસ થાય છે. તેથી શોકમાં "મરનારના આત્માને પ્રભુ શાંતિ આપો" એવી ઇચ્છા પ્રકટ કરવાની સામાન્ય રીતિ છે તેવી રીતિનું ગ્રહણ અત્ર નિષ્પ્રયોજન છે.

# केटलांक स्मरणो·

(લેઃ શ્રી. પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ M. A. પ્રીન્સીપાલ, મહિલાપાઠશાળા.)

वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।
लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति ? भवभूतिः ।

Lives of great men all remind us
That we can make our lives sublime
And, departing, leave behind us
Foot-prints, on the sands of time,
Foot-prints, that perhaps another
Sailing O'er life's solemn main,
A forlorn and ship-wrecked brother,
Seeing shall take heart again.

*Longfellow.*

લગભગ ગયા જેઠ માસમાં કાર્યવશાત્ મારે પૂના જવાનું થયેલું. આથી બપોરની દાદરથી પૂનાં જતી ગાડીમાં બેસવાને પ્રીન્સીપાલ શ્રી. હિંમતલાલ અંજારીઆ અને હું સ્ટેશન પ્લેટફોર્મ ઉપર ગયા, ત્યાં તો બોરીબંદરથી ગાડી સ્ટેશને આવેલી અને તેના એક કંપાર્ટમેન્ટમાંથી શાસ્ત્રી વસંતરામે અમારા તરફ ડોકીયું કર્યું અને અમને બન્નેને તે કંપાર્ટમેન્ટમાં બેઠક લેવા બોલાવ્યા, અમે અંદર બેઠા અને ગાડી ચાલી. પછી અમે કેટલીક બીજી પ્રસંગને લગતી વાતચીત કરી. આ વખતે શાસ્ત્રી વસંતરામે મને ઉદ્દેશીને કહ્યું, તમને ખબર છે કે શાસ્ત્રીજી મગ્નલાલ તો નાથદ્વારા ગયા છે. અને હવે ત્યાં શ્રીગોવિંદરાયજીની પાસે રહેશે. મેં ઉત્તર આપ્યો. 'મને ખબર નથી. પણ જો તે સમાચાર સાચા હોય તો હું ઘણો આનંદિત થાવ છું. પ્રો. મગ્નલાલજી જેવાની વિદ્વત્તા અને સેવાનો લાભ સંપ્રદાયે જોઇએ તેવો લીધો નથી, તે નિઃસ્વાર્થવૃત્તિથી પોતાની સેવા આપવાને તૈયાર છે, પણ લેનારા કોણ છે? જ્યારથી પોતે નિવૃત્ત થયા ત્યારથીજ સંપ્રદાયે તેમને નાથદ્વારા જેવા સ્થાનમાં નિયુક્ત કરવા જોઇતા હતા. તેમના જેવા વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ તથા સાંપ્રદાયિક આચારવિચારથી સુપરિચિત વ્યક્તિના અભાવેજ નાથદ્વારાનું વહાણુ ડામાડોળ થઈ રહ્યું છે. નાથદ્વારાકમીટી કે જે કોઈ અત્યારે નાથદ્વારાના કારભાર માટે જવાબદાર છે તેણે વહેલી તકે શાસ્ત્રીજીની સેવાનો લાભ લેવો જોઇએ અને અત્યારે જે વિકટ પ્રશ્નો તેમને મુંઝવી રહ્યા છે તેનો નિકાલ તેમની સલાહ પ્રમાણે કરવો. તેઓ જે કોઈ અભિપ્રાય આપશે તે સંપ્રદાયના સિદ્ધાન્તની દૃષ્ટિએ અને સંપ્રદાયના હિતની દૃષ્ટિએ હશે.' આવો ઉત્તર મેં આપ્યો. આ વિષય ઉપર અમારે લંબાણુથી વાર્તાલાપ થયો. ભાઇ હિંમતલાલ પણ શાસ્ત્રીજીના એક વખતના પરિચિત ગૃહસ્થ તરીકે પણ આમાં રસ લેઈ રહ્યા હતા. છેવટે પૂનાનું સ્ટેશન આવ્યું અને શાસ્ત્રી વસંતરામ તથા અમે બે છુટા પડયા.

આ બનાવ પછી દોઢ માસને અંતરે મારા એક મિત્રનો પત્ર ભરૂચથી નીચેની મતલબનો આવ્યો. 'શાસ્ત્રીજી મગ્નલાલ કાલે ( તા. ૧૮—૭—૩૫ ) વડોદરેથી બપોરે આવેલા. સાંઝે બેઠક શયન સુધી બે કલાક રોકાયા હતા. સમગ્ર વૈષ્ણવોને વાતચિતનો આનંદ આપીને ઘેર ગયા પછી પાંચ મીનીટમાં શ્રીહરિશરણ થયા છે.' આ પત્ર અણધારી રીતે મળતાં મેં એવો સખ્ત આઘાત અનુભવ્યો કે થોડીક ક્ષણો સુધી અવાક બની ગયો. પત્રને બે ત્રણ વખત વાંચ્યો પ્રથમ તો તે પત્ર સાચો નથી એમ હૃદય કબૂલવા લાગ્યું. પણ તે પત્ર મારા એક સ્નેહી મિત્રનો હોવાથી તે અસત્ય સમાચાર કદી મોકલેજ નહિ, એમ મને કબૂલ કર્યું. બીજે દિવસે શાસ્ત્રીજીના જામાતા પ્રો. ગોવિંદલાલ ભટ્ટનો પત્ર મળ્યો. એટલે શાસ્ત્રીજીના હરિશરણ થવાના સમાચાર સત્ય છે એમ પાકે પાયે થયું. શાસ્ત્રીજીને પ્રભુકૃપાથી દેહનું સ્વાસ્થ્ય એવું અનુપમ હતું કે તેમના નખમાં પણ રોગ નહોતો એમ કહીએ તો ખોટું નથી. એમના અવસાનના સમાચાર ખરેખર અણધાર્યા હતા. પણ તે સત્યઘટના હતી. તેઓ નાથદ્વારા ગયેલા અને ત્યાંથી પાછા ફરતાં આ આ લૌકિક દેહનો ત્યાગ કર્યો. આ ઘટનાએ મને કેટલાક કલાકો સુધી વિચારમગ્ન બનાવ્યો. છેવટે 'નવરત્ન'નું सर्वेश्वरश्च सर्वात्मा निजेच्छातः करिष्यति એ વાક્ય સ્મૃતિમાં આવ્યું. આ સમસ્ત ઘટનાની પછવાડે પ્રભુની ઇચ્છા એજ નિયામિકા હોવી જોઇએ. જગતરૂપી નાટકના સૂત્રધાર પ્રભુજ છે. તેની ઇચ્છા પ્રમાણે સર્વ કંઇ બને છે. આ જગત્ તેણેજ નીર્મ્યું છે તેનું ક્રીડાભાણ્ડ છે. તેજ પ્રભુનીજ ઘટના આ છે, એમ આપણે અવશ્ય માનવું જોઇએ. શ્રીનાથજીપ્રભુએ તેમને પોતાની પાસે બોલાવ્યા, ત્યાંની વસ્તુસ્થિતિનો અભ્યાસ કરાવ્યો. ત્યાંનું ગુંચવાયેલું કોકડું કેમ ઉકેલવું તેની સુમતિનું દાન પણ કર્યું, પણ પછીજ શ્રીનાથજીની એવી ઇચ્છા થઈ કે અત્યારના સંજોગોમાં શાસ્ત્રીજીની સેવાની અહિંઆં જરૂર નથી. તેમનું સ્થાન હવે અલૌકિક ધામમાં છે सोऽश्नुते सर्वान्कामान्सह ब्रह्मणा विपश्चिता એ ભગવતી શ્રુતિએ નિર્દેશેલા સ્થાનમાંજ તેવા ભગવદીયે વિવિધ ક્રીડામાં ચતુર એવા પ્રભુની સાથે રમણનો આનંદ અનુભવવો જોઇએ. અત્યારે નાથદ્વારાનું વાતાવરણ બરાબર નથી. એવા વાતાવરણમાં એમના જેવા ભગવદીયનું સ્થાન નથી. માટે શ્રીનાથજીપ્રભુએ તેમને સ્વધામમાં બોલાવી લીધા. આવા વિચારથી મેં આશ્વાસન મેળવ્યું.

× × × ×

શાસ્ત્રીજીની સાથે મારો પ્રત્યક્ષ સંબંધ ઘણો ઓછો છે, છતાં મારા તેમની સાથેના પરોક્ષમાંથી પણ મેં મારા જીવનમાં ઘણું મેળવ્યું છે એમ હું કહું તો ખોટું નથી. હું જ્યારે જીવનના ઉમરે ઉભો હતો, અને દૂર સુદૂર ક્ષિતિજમાં અસ્પષ્ટ અને આછા જણાતા જીવનપંથને જ્યારે નિહાળતો હતો ત્યારે મને લાગ્યું. 'આ જીવનયાત્રા મારાથી શી રીતે થશે ? દરેક વ્યક્તિને માટે જીવનપંથની યાત્રા નિર્માયેલી તો છેજ. પણ તે યાત્રા ક્લેશશૂન્ય અને સરળ શી રીતે બને ? પક્ષીને પાંખો ફૂટે ત્યારે વિશાળ ગગનમાં ઉડવાના મનોરથો સેવે. પણ તોફાની પવનો તથા શિકારી પક્ષીઓથી સાવધાન રહેવાની તો તેને જરૂર ખરીજ. મને પાંખો ફૂટતી હતી અને ઉડું, ઉડું એમ ઇચ્છા કરતો હતો. પણ અંધકારથી ઘેરાયલી દિશાઓમાં અને પારાધિઓની જાળ જ્યાં પથરાયલી હોય તેવા માર્ગમાં થઇને ઉડતાં વિચાર તો કરવો જોઇએને. તે માટે પૂરતી શક્તિ મેળવવાની જરૂર છે. જ્યારે જીવનના ઉમરે ઉભો રહીને આવી મનોદશાને હું અનુભવતો હતો, ત્યારે મને તે યાત્રા કયા માર્ગે થઇને કરવી અને કેવી રીતે, તેનો બોધ આપનાર તે વખતે જો મને કોઈ મળ્યા હોય તો તે શાસ્ત્રીજી મગ્નલાલ છે. તેમને નજરે જોયેલા નહિ. વીસ વર્ષ પહેલાંની વાત છે જ્યારે હું કૉલેજમાં છેલ્લા વર્ષમાં હતો ત્યારની. તેમની

કીર્તિ સાંભળેલી અને તેથી તેમનાં કેટલાંક ભાષણો પુષ્ટિભક્તિસુધામાં વાંચેલાં, તે ભાષણોમાં શ્રીમદ્વલ્લભાધીશના સિદ્ધાન્તોના સારરૂપ જિજ્ઞાસુ આત્માઓને માટે ધર્મની સાત્વિક ગોળી તેમણે બનાવેલી, જે ગોળીના સેવનથી વ્યાધિભયથી મુક્ત થવાય તેવો તેમાં ગુણ હતો. મેં તે ગોળીનું જાણે અજાણે સેવન કર્યું અને તે સેવન કરવાથી માનસિક વ્યાધિમાંથી મુક્તિ મેળવવાનો અજબ કીમીઓ મેળવેલો. પ્રત્યેક વ્યક્તિને જીવનયાત્રા દરમ્યાન સાત્વિક અને પૌષ્ટિક જીવન પાથેય (ભાથું) ની જરૂર છે. પાથેય લીધા વગર યાત્રા કરનાર યાત્રીને અધવચ યાત્રા છોડવી પડે. પાથેય ઉદરમાં જતાં યાત્રા માટેની શક્તિ આવે છે, અને તે શક્તિના બળે યાત્રાનો પંથ ઘણો લાંબો હોય તો પણ કંટાળા કે થાક સિવાય તે પૂર્ણ કરી શકાય છે. જીવોના ઉપકારને માટે શ્રીમદ્વલ્લભાધીશે એવું 'પાથેય' તૈયાર કર્યું છે કે જે કદી જીર્ણ કે નીરસ, કે વાસી બને નહિ, હું જે સમયની વાત કરૂં છું તે વખતે આ જીવનપાથેય પરોક્ષ રીતે પૂજ્ય શાસ્ત્રીજી દ્વારા મને મળ્યું છે. તે ઋણ હું હજુ ચૂકવી શક્યો નથી, તેજ મારે માટે ખેદનો વિષય છે. આજે કંઈક અંશે તે ઋણમાંથી મુક્તિ મેળવી શકું તે આશાએ તેમનાં કેટલાંક સંભારણાં અહિંઆં રજુ કરૂં છું.

× × × ×

આજથી ૨૦ વર્ષ પહેલાં લગભગ ઈ. સ. ૧૯૧૫ ની સાલમાં હું અમદાવાદની ગુજરાત વૈશ્યસભાની સંસ્થામાં રહેતો હતો અને જુનીયર બી. એ. માં અભ્યાસ કરતો હતો, તે સમયે શાસ્ત્રીજીને પ્રત્યક્ષ જોવાનો મને લાભ મળ્યો. અમારી સંસ્થાના સુપરિન્ટેન્ડન્ટ અમૃતલાલ ગાંધી પુષ્ટિમાર્ગના ચુસ્ત અનુયાયી હતા. તેઓ સ્વ. લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ સજ્જનના સહવાસમાં ખૂબ હતા. અને તેમના થકી શાસ્ત્રીજીના પરિચયમાં આવેલા. તેમાં એક વખત પ્રો. મગનલાલ શાસ્ત્રીજીને અમારી સંસ્થા જોવા તેડી લાવ્યા. :શાસ્ત્રીજીની ઓળખાણ કરાવવાને વિદ્યાર્થીઓની એક સાધારણ સભા પણ બોલાવવામાં આવી હતી. આ સભામાં શાસ્ત્રીજીએ વિદ્યાર્થીઓને ઉદ્દેશીને કંઈક કહ્યું હતું. મુખ્ય વિષય ધાર્મિક જ્ઞાન અને તેમાંએ પુષ્ટિમાર્ગીય ગ્રન્થોનું વાચન વિદ્યાર્થીઓએ કરવું એવું તે વખતે જણાવ્યું. સભા પછી અમે ત્રણ ચાર વિદ્યાર્થીઓ તેમની પાસે ઉભા રહ્યા. આ વખતે મને તેમણે પૂછ્યું. તમે શું ભણો છો ? મેં કહ્યું 'હું જુનીઅર બી. એ માં છું.' 'તમારો ઐચ્છિક વિષય શો છે !' મેં કહ્યું 'અંગ્રેજી અને સંસ્કૃત ઓનર્સમાં સંસ્કૃત લીધું છે.' તેમણે કહ્યું 'તો તમારે રામાનુજભાષ્ય ચાલતું હશે' મેં કહ્યું હાજી, અમારા પ્રોફેસર આનંદશંકરે તે શરૂ કરી દીધું છે અને અવિદ્યાખણ્ડનનો ભાગ ચાલે છે. ત્યારે તેમણે પૂછ્યું કે 'તમે તે ખંડનવાળો ભાગ સમજ્યા છો ખરા ?' મેં કહ્યું 'નાજી, મારે તે આપની પાસે સમજવો છે,' તો આપ મને કૃપા કરીને સમજાવશો. આ પછી પુસ્તકની મદદ સિવાય બેઠાં બેઠાં તે આખો વિષય તેમની પાસે સમજવાને મેં 'અવિદ્યા' વિષેનો પૂર્વપક્ષ શરૂ કર્યો. તે પૂર્વપક્ષની તમામ દલીલોનો બહુજ ઝીણવટથી તેમણે નિરાસ કર્યો અને આખો સિદ્ધાન્ત મને હસ્તામલકવત્ સુપ્રાપ્ત કરી દીધો. તેમને સમય બહુજ થોડો હતો, પણ તે થોડા સમયમાં, આખો સિદ્ધાન્ત ઘણીજ સરસ રીતે મને સમજાવેલો. વળી મારી પરીક્ષા કરવાને તેમણે કેટલાક પ્રશ્નો પણ મને પૂછમાન્ઓલો તમે પ્રથમ સૂત્ર વાંચો છો તો અથનો અર્થ શો કરો છો ? બ્રહ્મજિજ્ઞાસા એટલે શું ? તેમાં કયી વિભક્તિનો સંબંધ છે વગેરે. મેં તો રામાનુજમત પ્રમાણે તે શબ્દોના અર્થ આપ્યા, કારણ કે રામાનુજ ભાષ્યજ મારે ભણવાનું હતું. શાસ્ત્રીજીએ ઉત્તર આપતાં કહ્યું કે 'તમે તમારા પુસ્તકમાંથી

ભણેલું બરોબર કર્યું છે પણ તે અર્થ બરાબર છે કે કેમ તેવું તમારા પ્રોફેસરને તમે પૂછયું છે ? જુઓ તે સૂત્રનો ખરો અર્થ શ્રીવલ્લભાચાર્ય શું કરે છે તે તમને સમજાવું. એમ કહીને આખું સૂત્ર તેમણે મને બરાબર સમજાવ્યું. આ તેમની સાથેનો પ્રથમ પ્રસંગ. તે જો કે અલ્પ પ્રસંગ હતો પણ क्षणमपि सज्जनसंगतिरेका भवति भवार्णवतरणे नौका એ સાચું નથી ? તે અલ્પ પરિચયે મારા જીવનમાં મોટું પરિવર્તન કર્યું. તેમણે જ્યારે શ્રીવલ્લભાચાર્યની દૃષ્ટિએ બ્રહ્મસૂત્રનું પ્રથમ સૂત્ર સમજાવ્યું ત્યારપછીજ શ્રીવલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈત સાહિત્ય તરફ મારૂં ચિત્ત આકર્ષાયું. તે આકર્ષણ હજુ પણ ચાલુ છે. ગમે તે પળે બીજને જમીન ઉપર વેરવામાં આવે તો સમય આવે તેમાંથી છોડ ઉત્પન્ન થાય છે. તેમ તે પળે શ્રીવલ્લભાચાર્યના સિદ્ધાન્તની તેમણે કરેલી ચર્ચારૂપી બીજે મારા હૃદયમાં શુદ્ધાદ્વૈતસાહિત્ય પ્રતિની અભિલાષારૂપી વેલને ઉત્પન્ન કરી છે. તે વેલીને જ્યારે હું અત્યારે ખીલતી જોઉં છું ત્યારે તે બીજ વાવનાર પ્રતિ મારૂં મસ્તક નમાવું છું.

આ પછી સાત વર્ષો વહી ગયાં. અમદાવાદ છોડીને હું નડીઆદમાં રહેતો હતો. તેજ વર્ષે હું એમ. એ. ની પરીક્ષામાં બેઠેલો. આ વખતે શાસ્ત્રીજી નડીઆદના શ્રીઅનિરુદ્ધલાલજીના મંદિરમાં આવેલા. મને ખબર મળતાં હું ત્યાં ગયો. તેમને મળતાં પ્રથમની મુલાકાતનો પ્રસંગ યાદ કર્યો. બીજી કેટલીક શાસ્ત્રીજી સાથે સમયોચિત વાતો કરી. એમ. એ. ની પરીક્ષામાં પાસ થયા પછી શું કરવું તે વિષે પણ મેં એમની સલાહ લીધી. આ સમયે પોતે જાણે કોઈ અતિથિનો સત્કાર કરવા ઇચ્છતા હોય તેમ મને પૂછયું 'જળ મંગાવું? મેં કહ્યું 'ના જી.' તેમણે પૂછયું 'શા માટે ના પાડો છો?' શ્રી મહારાજશ્રીના સ્થળમાં છે તેથી? જો તે કારણ હોય તો બરાબર નથી. કોઇ પણ મંદિર વૈષ્ણવોનું જ છે. તેમના વાક્યનો મર્મ હું સમજી ગયો. મેં પણ સમયસૂચકતા વાપરીને ઉત્તર દીધો 'ના જી, તે કારણ નથી' વાતો થઈ, તે પ્રકટ કરવાની જરૂર નથી. પણ તેમનાથી છૂટા પડતાં મને એમ લાગ્યું કે ખરેખર પુષ્ટિમાર્ગમાં પ્રખર વિદ્વાન્ તરીકે તેમનું સ્થાન અદ્વિતીય છે. વળી તે સ્પષ્ટવક્તા પણ છે. કોઇને ખુશ કરવાને સિદ્ધાન્તથી વિરુદ્ધ વચનો ઉચ્ચારવાનું તે પસંદ કરતા નથી. શ્રીવલ્લભાચાર્યનો સિદ્ધાન્ત એજ સાચો છે એવી દૃઢ પ્રતીતિ તેમણે અનુભવી છે, અને તે સિદ્ધાન્ત સમય આવે નિર્ભયતાથી પ્રકટ કરવાનું સામર્થ્ય પણ તેમનામાં છે. એવી છાપ મારા મન ઉપર તેમણે પાડેલી અને હજુ પણ તે છાપ કાયમ રહી છે. તે સમયે એ પણ હું સમજી શક્યો કે તેઓ વિદ્વાનો તરફ માનની દૃષ્ટિથી જોનાર છે.

ગોસ્વામી શ્રીઅનિરુદ્ધલાલજી તથા સુરતવાળા ગોસ્વામી શ્રીવ્રજરત્નલાલજીની વિદ્વત્તાની તે વખતે મુક્તકંઠે તેમણે પ્રશંસા કરેલી. તેઓશ્રીના પરિચયમાં તેઓ વધારે હશે.

× × × ×

આ પછી પ્રથમ વૈષ્ણવપરિષદ મુંબાઇને આંગણે ભરાયેલી, તે સમયે હું તેમના પરિચયમાં આવ્યો. સિદ્ધાન્તને માટે તેમનો ટેક હતો, અને કેટલી નિર્ભય સ્થિતિ તેમણે પ્રાપ્ત કરેલી એ વિષયવિચારિણી સમિતિ સમક્ષ રજુ થયેલા એક ચર્ચાસ્પદ પ્રશ્નપરત્વે તેમણે રજુ કરેલા અભિપ્રાય ઉપરથી હું જોઇ શક્યો. ખૂદ તિલકાયત અધ્યક્ષસ્થાને હતા, અને અનેક ગોસ્વામિબાલકો તથા સંપ્રદાયના ધુરંધુર પંડિતો તથા શાસ્ત્રીઓ પણ તે સમયે હાજર હતા. અંત્યજો વિષેનો પ્રશ્ન પ્રસ્તાવરૂપે લાવવો કે નહિ તેની ચર્ચા હતી. તે ચર્ચાથી વાતાવરણ ઘણુંજ ઉકેરાઇ ગયું હતું. પણ શાસ્ત્રીજીએ વિરોધ છતાં કહ્યું. શ્રીવલ્લભાચાર્યનો પુષ્ટિમાર્ગ એ વિશ્વધર્મ છે. તેને બધાઓએ બરાબર સમજવો જોઇએ. ઓછરોના ઉદ્ધારક શ્રીવલ્લભાચાર્યના

કીર્તિ સાંભળેલી અને તેથી તેમનાં કેટલાંક ભાષણો પુષ્ટિભક્તિસુધામાં વાંચેલાં, તે ભાષણોમાં શ્રીમદ્‌વલ્લભાધીશના સિદ્ધાન્તોના સારરૂપ જિજ્ઞાસુ આત્માઓને માટે ધર્મની સાત્ત્વિક ગોળી તેમણે બનાવેલી, જે ગોળીના સેવનથી વ્યાધિભયથી મુક્ત થવાય તેવો તેમાં ગુણ હતો. મેં તે ગોળીનું જાણે અજાણે સેવન કર્યું અને તે સેવન કરવાથી માનસિક વ્યાધિમાંથી મુક્તિ મેળવવાનો અજબ કીમીઓ મેળવેલો. પ્રત્યેક વ્યક્તિને જીવનયાત્રા દરમ્યાન સાત્વિક અને પૌષ્ટિક જીવન પાથેય (ભાથું) ની જરૂર છે. પાથેય લીધા વગર યાત્રા કરનાર યાત્રીને અધવચ યાત્રા છોડવી પડે. પાથેય ઉદરમાં જતાં યાત્રા માટેની શક્તિ આવે છે, અને તે શક્તિના બળે યાત્રાનો પંથ ઘણો લાંબો હોય તો પણ કંટાળા કે થાક સિવાય તે પૂર્ણ કરી શકાય છે. જીવોના ઉપકારને માટે શ્રીમદ્‌વલ્લભાધીશે એવું 'પાથેય' તૈયાર કર્યું છે કે જે કદી જીર્ણ કે નીરસ, કે વાસી બને નહિ, હું જે સમયની વાત કરૂં છું તે વખતે આ જીવનપાથેય પરોક્ષ રીતે પૂજ્ય શાસ્ત્રીજી દ્વારા મને મળ્યું છે. તે ઋણ હું હજુ ચૂકવી શકયો નથી, તેજ મારે માટે ખેદનો વિષય છે. આજે કંઈક અંશે તે ઋણમાંથી મુક્તિ મેળવી શકું તે આશાએ તેમનાં કેટલાંક સંભારણાં અહિંઆં રજુ કરૂં છું.

× × × ×

આજથી ૨૦ વર્ષ પહેલાં લગભગ ઈ. સ. ૧૯૧૫ ની સાલમાં હું અમદાવાદની ગુજરાત વૈશ્યસભાની સંસ્થામાં રહેતો હતો અને જુનીયર બી. એ. માં અભ્યાસ કરતો હતો, તે સમયે શાસ્ત્રીજીને પ્રત્યક્ષ જોવાનો મને લાભ મળ્યો. અમારી સંસ્થાના સુપરિન્ટેન્ડન્ટ અમૃતલાલ ગાંધી પુષ્ટિમાર્ગના ચુસ્ત અનુયાયી હતા. તેઓ સ્વ. લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ સજ્જનના સહવાસમાં ખૂબ હતા. અને તેમના થકી શાસ્ત્રીજીના પરિચયમાં આવેલા. તેમાં એક વખત પ્રો. મગનલાલ શાસ્ત્રીજીને અમારી સંસ્થા જોવા તેડી લાવ્યા. શાસ્ત્રીજીની ઓળખાણ કરાવવાને વિદ્યાર્થીઓની એક સાધારણ સભા પણ બોલાવવામાં આવી હતી. આ સભામાં શાસ્ત્રીજીએ વિદ્યાર્થીઓને ઉદ્દેશીને કંઈક કહ્યું હતું. મુખ્ય વિષય ધાર્મિક જ્ઞાન અને તેમાંએ પુષ્ટિમાર્ગીય ગ્રન્થોનું વાચન વિદ્યાર્થીઓએ કરવું એવું તે વખતે જણાવ્યું. સભા પછી અમે ત્રણ ચાર વિદ્યાર્થીઓ તેમની પાસે ઉભા રહ્યા. આ વખતે મને તેમણે પૂછ્યું. તમે શું ભણો છો? મેં કહ્યું 'હું જુનીઅર બી. એ માં છું.' 'તમારો ઐચ્છિક વિષય શો છે!' મેં કહ્યું 'અંગ્રેજી અને સંસ્કૃત ઓનર્સમાં સંસ્કૃત લીધું છે.' તેમણે કહ્યું 'તો તમારે રામાનુજભાષ્ય ચાલતું હશે' મેં કહ્યું હાજી, અમારા પ્રોફેસર આનંદશંકરે તે શરૂ કરી દીધું છે અને અવિદ્યાખણ્ડનનો ભાગ ચાલે છે. ત્યારે તેમણે પૂછ્યું કે 'તમે તે ખંડનવાળો ભાગ સમજ્યા છો ખરા?' મેં કહ્યું 'નાજી, મારે તે આપની પાસે સમજવો છે,' તો આપ મને કૃપા કરીને સમજાવશો. આ પછી પુસ્તકની મદદ સિવાય બેઠાં બેઠાં તે આખો વિષય તેમની પાસે સમજવાને મેં 'અવિદ્યા' વિષેનો પૂર્વપક્ષ શરૂ કર્યો. તે પૂર્વપક્ષની તમામ દલીલોનો બહુજ ઝીણવટથી તેમણે નિરાસ કર્યો અને આખો સિદ્ધાન્ત મને હસ્તામલકવત્ સુપ્રાપ્ત કરી દીધો. તેમને સમય બહુજ થોડો હતો, પણ તે થોડા સમયમાં, આખો સિદ્ધાન્ત ઘણોજ સરસ રીતે મને સમજાવેલો. વળી મારી પરીક્ષા કરવાને તેમણે કેટલાક પ્રશ્નો પણ મને પૂછ્યા—ઓહો તમે પ્રથમ સૂત્ર વાંચો છો તો અથનો અર્થ શો કરો છો? બ્રહ્મજિજ્ઞાસા એટલે શું? તેમાં કયી વિભક્તિનો સંબંધ છે વગેરે. મેં તો રામાનુજમત પ્રમાણે તે શબ્દોના અર્થ આપ્યા, કારણ કે રામાનુજ ભાષ્યજ મારે ભણવાનું હતું. શાસ્ત્રીજીએ ઉત્તર આપતાં કહ્યું કે 'તમે તમારા પુસ્તકમાંથી

ભણેલું બરાબર કહ્યું છે પણ તે અર્થ બરાબર છે કે કેમ તેનું તમારા પ્રોફેસરને તમે પૂછ્યું છે? જુઓ તે સૂત્રનો ખરો અર્થ શ્રીવલ્લભાચાર્ય શું કરે છે તે તમને સમજાવું. એમ કહીને આખું સૂત્ર તેમણે મને બરાબર સમજાવ્યું. આ તેમની સાથેનો પ્રથમ પ્રસંગ. તે જો કે અલ્પ પ્રસંગ હતો પણ क्षणमपि सज्जनसंगतिरेका भवति भवार्णवतरणे नौका એ સાચું નથી? તે અલ્પ પરિચયે મારા જીવનમાં મોટું પરિવર્તન કર્યું. તેમણે જ્યારે શ્રીવલ્લભાચાર્યની દૃષ્ટિએ બ્રહ્મસૂત્રનું પ્રથમ સૂત્ર સમજાવ્યું ત્યારપછીજ શ્રીવલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈત સાહિત્ય તરફ મારૂં ચિત્ત આકર્ષાયું. તે આકર્ષણ હજુ પણ ચાલુ છે. ગમે તે પળે બીજને જમીન ઉપર વેરવામાં આવે તો સમય આવે તેમાંથી છોડ ઉત્પન્ન થાય છે. તેમ તે પળે શ્રીવલ્લભાચાર્યના સિદ્ધાન્તની તેમણે કરેલી ચર્ચારૂપી બીજે મારા હૃદયમાં શુદ્ધાદ્વૈતસાહિત્ય પ્રતિની અભિલાષારૂપી વેલને ઉત્પન્ન કરી છે. તે વેલીને જ્યારે હું અત્યારે ખીલતી જોઉં છું ત્યારે તે બીજ વાવનાર પ્રતિ મારૂં મસ્તક નમાવું છું.

આ પછી સાત વર્ષો વહી ગયાં. અમદાવાદ છોડીને હું નડીઆદમાં રહેતો હતો. તેજ વર્ષે હું એમ. એ. ની પરીક્ષામાં બેઠેલો. આ વખતે શાસ્ત્રીજી નડીઆદના શ્રીઅનિરુદ્ધલાલજીના મંદિરમાં આવેલા. મને ખબર મળતાં હું ત્યાં ગયો. તેમને મળતાં પ્રથમની મુલાકાતનો પ્રસંગ યાદ કર્યો. બીજી કેટલીક શાસ્ત્રીજી સાથે સમયોચિત વાતો કરી. એમ. એ. ની પરીક્ષામાં પાસ થયા પછી શું કરવું તે વિષે પણ મેં એમની સલાહ લીધી. આ સમયે પોતે જાણે કોઈ અતિથિનો સત્કાર કરવા ઇચ્છતા હોય તેમ મને પૂછ્યું 'જળ મંગાવું? મેં કહ્યું 'ના જી.' તેમણે પૂછ્યું 'શા માટે ના પાડો છો?' શ્રી મહારાજશ્રીના સ્થળમાં છે તેથી? જો તે કારણ હોય તો બરાબર નથી. કોઇ પણ મંદિર વૈષ્ણવોનું જ છે. તેમના વાક્યનો મર્મ હું સમજી ગયો. મેં પણ સમયસૂચકતા વાપરીને ઉત્તર દીધો 'ના જી, તે કારણ નથી' વાતો થઈ, તે પ્રકટ કરવાની જરૂર નથી. પણ તેમનાથી છૂટા પડતાં મને એમ લાગ્યું કે ખરેખર પુષ્ટિમાર્ગમાં પ્રખર વિદ્વાન તરીકે તેમનું સ્થાન અદ્વિતીય છે. વળી તે સ્પષ્ટવક્તા પણ છે. કોઇને ખુશ કરવાને સિદ્ધાન્તથી વિરુદ્ધ વચનો ઉચ્ચારવાનું તે પસંદ કરતા નથી. શ્રીવલ્લભાચાર્યનો સિદ્ધાન્ત એજ સાચો છે એવી દૃઢ પ્રતીતિ તેમણે અનુભવી છે, અને તે સિદ્ધાન્ત સમય આવે નિર્ભયતાથી પ્રકટ કરવાનું સામર્થ્ય પણ તેમનામાં છે. એવી છાપ મારા મન ઉપર તેમણે પાડેલી અને હજુ પણ તે છાપ કાયમ રહી છે. તે સમયે એ પણ હું સમજી શક્યો કે તેઓ વિદ્વાનો તરફ માનની દૃષ્ટિથી જોનાર છે.

ગોસ્વામી શ્રીઅનિરુદ્ધલાલજી તથા સુરતવાળા ગોસ્વામી શ્રીવ્રજરત્નલાલજીની વિદ્વત્તાની તે વખતે મુક્તકંઠે તેમણે પ્રશંસા કરેલી. તેઓશ્રીના પરિચયમાં તેઓ વધારે હશે.

× × × ×

આ પછી પ્રથમ વૈષ્ણવપરિષદ મુંબાઇને આંગણે ભરાયેલી, તે સમયે હું તેમના પરિચયમાં આવ્યો. સિદ્ધાન્તને માટે તેમનો ટેક હતો, અને કેટલી નિર્ભય સ્થિતિ તેમણે પ્રાપ્ત કરેલી એ વિષયવિચારિણી સમિતિ સમક્ષ રજુ થયેલા એક ચર્ચાસ્પદ પ્રશ્નપરત્વે તેમણે રજુ કરેલા અભિપ્રાય ઉપરથી હું જોઈ શક્યો. ખૂદ તિલકાયત અધ્યક્ષસ્થાને હતા, અને અનેક ગોસ્વામિબાલકો તથા સંપ્રદાયના ધુરંધુર પંડિતો તથા શાસ્ત્રીઓ પણ તે સમયે હાજર હતા. અંત્યજો વિષેનો પ્રશ્ન પ્રસ્તાવરૂપે લાવવો કે નહિ તેની ચર્ચા હતી. તે ચર્ચાથી વાતાવરણ ઘણુંજ ઉશ્કેરાઇ ગયું હતું. પણ શાસ્ત્રીજીએ વિરોધ છતાં કહ્યું. શ્રીવલ્લભાચાર્યનો પુષ્ટિમાર્ગ એ વિશ્વધર્મ છે. તેને બધાઓએ બરાબર સમજવો જોઇએ. ઓશ્રતોના ઉદ્ધારક શ્રીવલ્લભાચાર્યના

ભક્તિમાર્ગમાંથી શૂદ્રોને દૂર કરવામાં આવ્યા નથી. આ પ્રેમમાર્ગ એ વિશ્વધર્મનો માર્ગ છે. શાસ્ત્રીજીના આવા સ્પષ્ટ ઉચ્ચારણથી સનાતનધર્મની દૃષ્ટિએ પુષ્ટિસિદ્ધાન્તને સમજનારાઓમાં ખળભળાટ થયેલો, પણ શાસ્ત્રીજી તો અડગ અને અચલ રહેલા.

નડિઆદની મુલાકાતમાં મેં તેમને અનુભવેલા, પણ આ સમયે તેમને પણ આ કઠોરતા તે દૂષણરૂપ નહિ પણ ભૂષણરૂપ હતી. તે અસત્યના તિરસ્કારમાંથી ઉત્પન્ન થએલી તેથી કવચિત્ righteous indignation નું રૂપ લેતી. લોકોત્તર પુરુષોમાં આવો ક્રોધ સામાન્ય હોય છે. તે ક્ષણિક અને નૈમિત્તિક હોવાથી તિરસ્કરણીય નથી. પ્રભુ જેમ વિરુદ્ધધર્માશ્રય છે તેમ મહાપુરુષોનાં ચિત્ત પણ ઉભય ( વિરુદ્ધ ) ધર્મોવાળા હોય તેમાં આશ્ચર્ય શું? તેમની આ ક્રોધયુક્તતા પણ મૃદુતાથી જ અંકિત હતી. તે રાગજન્ય નહોતી. તેથી રાજસી નહિ પણ સાત્વિક જ હતી.

मृदुः कुसुमादपि
वज्रादपि कठोरः

× × × ×

કાવ્યોત્પત્તિની મીમાંસા કરતાં કાર્લાઈલ કહે છે કે જેમ પ્રેમમાંથી કાવ્ય સર્જાય છે તેમ કવચિત્ ક્રોધમાંથી સર્જાય છે. પણ તે ક્રોધ વસ્તુતઃ પ્રેમ જ છે. તેને કાર્લાઈલ Inverted love કહે છે. The Indignation, which makes verses is properly speaking, an inverted love; the love of some right, some worth, some goodness belonging to ourselves or others, which has been injured and which this tempestuous feeling issues forth to defend and avenge. આ શબ્દોમાં ક્રોધને તે સદ્ગુણ અગર પ્રેમનું પ્રતીક જણાવે છે; મહાપુરુષોમાં તે હોય છેજ. જો તેમનામાં તે ન હોય તો સેવા કરી શકતા નથી. સેવાધર્મવાળાનું ચિત્ત वज्रादपि કઠોર જણાય.

× × × ×

ત્યાર પછી લગભગ સાત આઠ વર્ષને ગાળે, ઇન્ડીઅન વીમેન્સ યુનીવરસીટીની સીન્ડીકેટની સભા માટે મારે મુંબાઈ જવાનું થયેલું તે વખતે વાડીલાલભાઇને ત્યાં શાસ્ત્રીજીને મળવા હું ગયો હતો. ( આ પહેલાં વડોદરે પ્રો. ભટ્ટને ત્યાં એકાદ વખત મળેલો ). આ સમયે શાસ્ત્રીજી નિવૃત્તિ લેઇને મુંબઈમાં આવેલા. મુંબાઇમાં પણ તેમણે જીજ્ઞાસુઓને માટે પુષ્ટિમાર્ગીય ગ્રંથોનું વાચન ચાલુ રાખેલું. નિવૃત્તિ પહેલાં પણ ખાસ તે કામ માટે પૂનેથી દર શનિવારે મુંબાઇ જતા અને રહવાર અને સાંઝ શનિ રવિ સંસ્કૃત ગ્રથોનું વાચન નિઃસ્વાર્થ રીતે કરતા. નિવૃત્તિ લીધા પછીથી તો મિત્રોના આગ્રહને લીધે મુંબાઇમાં જ તેમણે નિવાસ કરેલો, અને સાહિત્યવાચન અને શોધનનું કામ તેમણે વિદ્યુદ્વેગે ચલાવેલું. આવી તેમની અડગ સાહિત્યભક્તિથી આકર્ષાઇને મને તેમને મળવા જવાની ઇચ્છા થતી. રહવારના સમયે વાડીલાલભાઇને ત્યાં હું ગયો. ત્યાં શાસ્ત્રીજીનાં દર્શન કર્યાં. તેમણે પ્રથમ વિવેકપૂર્વક મારૂં આતિથ્ય કર્યું. શ્રીની સેવામાંથી ફૂલની પ્રસાદી આપી. પછી પોતાની પ્રવૃત્તિઓ વિષે વાતચિત કરી. તેમનો પોતાનો પુસ્તકોનો સંગ્રહ જે કબાટોમાં હતો તે દેખાડ્યો. શ્રીમહાપ્રભુજીના અમુક ચિત્રજ તેમને જોઇએ છે, તે મોકલવા વિષે મને સૂચના કરી. મને જણાયું કે ખરેખર સંપ્રદાય શાસ્ત્રીજીને બરાબર ઓળખી શક્યો જ નથી. તેમની વિદ્વત્તા અને સેવાનો લાભ જોઇએ તેવો લેવાયો નથી. મારી ઇચ્છા થઇ કે જો મને અનુકૂળ સંજોગો આપ્યા હોત તો જરૂરથી હું તેમની વિદ્વત્તાનો લાભ લેત. 'પ્રસ્થાન રત્નાકર' જેવા આકર ગ્રંથો તેમની પાસેથી શીખી લેવાય તો કેવું સારૂં! શાસ્ત્રીજીને એ ઇચ્છા

મેં વ્યક્ત કરી. તેમણે ખુશીથી હા પાડી. પણ મારૂં કમભાગ્ય કે હું તે મનોરથ સિદ્ધ કરી શક્યો નહિ. આ સમયે એક વિદ્યાર્થીના પિતા શાસ્ત્રીજી પાસે આવેલો, શાસ્ત્રીજીએ પૂછ્યું કેમ ભાઇ, પરીક્ષામાં પાસ થયો કે નહિ? તે માણસે કહ્યું 'ના.' શાસ્ત્રીજીએ કહ્યું હશે, નપાસ થયો તેથી તમે એને નારાજ ન કરો. અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં તે વિદ્યાર્થી છે. એક વર્ષ ફરીથી રહેશે તો તેનો અભ્યાસ પાકો થશે. એમ તેના પિતાને આશ્વાસન આપતા હતા. શાસ્ત્રીજી ખરેખર મિથ્યાભિમાનરહિત શુદ્ધ પ્રેમની મૂર્તિ હતા. એનો પૂરેપૂરો ખ્યાલ મને તે વખતે થયો.

× × × ×

આજથી લગભગ ત્રણ વર્ષ પહેલાં મુંબાઇ છોડીને શાસ્ત્રીજી ભરુચ આવ્યા પછીથી ભરુચના વૈષ્ણવોને પોતાના જ્ઞાનનો લાભ આપવા માંડ્યો. આથી ત્યાંના વૈષ્ણવોએ જાહેરમાં તેમનો માનપત્રથી સત્કાર કર્યો. આ સમયે મારે ભરુચ જવાનું થયું. શાસ્ત્રીજીને પ્રથમ પત્ર મેં લખી જણાવ્યો હતો, એટલે જો કે તેઓ જાતે સ્ટેશન ઉપર આવ્યા નહોતા પણ તેમના વતી એક વૈષ્ણવ ભાઈને મોકલ્યા હતા. તેમની સાથે હું ગાડીમાં બેસીને શાસ્ત્રીજીના ઘર તરફ જતો હતો એટલામાંજ ફલીઆ આગળ શાસ્ત્રીજી આવ્યા, અને ગાડી ઉભી રખાવી અને કહ્યું ચાલો, જલદીથી પ્રથમ દર્શન કરી આવો! આથી હું દર્શન કરવા મંદિરે ગયો. દર્શન કર્યા બાદ શાસ્ત્રીજીને ઘેર હું ગયો. આ વખતે તેમના જામાતા પ્રો. ભટ્ટ સેવામાં હતા. તેઓ મારા મિત્ર છે તે શાસ્ત્રીજી જાણતા હતા, છતાં એમનામાં એટલો બધો વિવેક હશે તેનો પરિચય મેં તે વખતે કર્યો. ગોવિંદલાલને જણાવ્યું, પ્રો. ભટ્ટ, પ્રો. શાહ અમદાવાદથી આવી ગયા છે, અમને બન્નેને 'પ્રો.' શબ્દથી સંબોધતા. મને જરા વિચિત્ર તો લાગ્યું. ગોવિંદલાલ તો એમના ઘરનાજ ગણાય. વળી હું ગોવિંદલાલનો મિત્ર તથા શાસ્ત્રીજી આગળ તો વિદ્યાર્થી જેવો, છતાં આજે એમનો મહેમાન હોવાથી 'अतिथिदेवो भव'ની પ્રાચીન ભાવના તેઓ ભુલી ગયા નહોતા અને તેથીજ આટલો બધો વિવેક તેમની ભાષામાં હતો. તેમની વ્યવહારની ભાષા એટલે શુદ્ધ ચકચકિત સોનું. પછીથી હું શાસ્ત્રીજી સાથે નર્મદામાં સ્નાન કરવા ગયો. આ વખતે મુંબઇથી શાસ્ત્રી હરિકૃષ્ણ વીરજી પણ આવ્યા હતા. બપોરના લગભગ સાડાબારનો વખત હતો. નર્મદાઘાટ ઉપર નિદાઘ કાલના સૂર્યનો પ્રબલ તાપ ભૂમિને સંતાપ્ત કરતો હતો. મેં તો જતી વખતે પગના રક્ષણ માટે જોડા પહેરેલા હતાં પણ શાસ્ત્રીજીએ ન તો પગે જોડા પહેરેલા કે ન તો માથા ઉપર કંઈ પણ બાંધેલું. માત્ર એક ધોતીજ શરીરે પહેલી. સૂર્યનો તાપ પ્રખર હોવા છતાં પણ અમારી સાથે ભગવદ્વાર્તા કરતા કરતા નર્મદાતટ ઉપર તેઓ આવ્યા. આ વખતે જાણે તેઓ સૂર્યની મશ્કરી કરતા હોય એમ મને લાગ્યું, આવો તેમનો સાંપ્રદાયિક આચાર. તે દિવસે તેમને ત્યાં જંબુસર અને ડભોઇના કેટલાક વૈષ્ણવો આવેલા તે બધાંને પ્રસાદ લેવડાવવાનું કાર્ય શાસ્ત્રીજીએ જાતે કરેલું એ ચિત્ર તો હજી પણ હું ભુલી શકતો નથી. શ્રીવલ્લભાધીશની સેવામાં તેમની અનન્ય રતિ અને વૈષ્ણવો તરફનો સત્કાર બીજે કોઇ સ્થળે મેં એટલો બધો અનુભવ્યો નથી. આદર્શ વૈષ્ણવનાં જીવન કેવાં હોય તે બસોબાવન વૈષ્ણવની વાર્તા કે ચોરાસી વૈષ્ણવની વાર્તામાંથી વાંચેલું જાતે અનુભવ કરેલો નહિ. તે અહિંઆં મેં પ્રત્યક્ષ કર્યો. અહિંઆં બીજું પણ અનુભવ્યું, તે એ કે વૈષ્ણવનાં જીવન કલ્પવૃક્ષસમાન હોય છે. શાસ્ત્રીજીની પાસે સાક્ષર અને નિરક્ષર વિદ્વાનો અને અભણ સાંપ્રદાયિક જ્ઞાન માટે આવતા તે બધાઓને તેઓ પુરતો સંતોષ આપતા. જેઓ શાસ્ત્રીય બાબતો ન સમજી શકે તેવી ઘરડી ડોસીઓ પણ શાસ્ત્રીજીની પાસે આવી કલાક

ભગવત્કથા સાંભળે તો ઘણુજ તેઓ મેળવીને જતાં. આમ કલ્પવૃક્ષની માફક તમામ જીવાત્માઓને તે સંતોષતા.

શાસ્ત્રીજી જેટલા નામસેવામાં આસક્ત હતા, તેટલાજ રૂપસેવામાં આસક્ત હતા પોતાને. ત્યાં શ્રીમહાપ્રભુજીની સેવા બીરાજતી અને તે સેવા પોતે જાતેજ કરતા. સેવામાં ભાવ એ મુખ્ય વસ્તુ હોવાથી ભાવ પ્રમાણે સેવા કરતા અને તે સેવામાર્ગની પ્રણાલિકા પ્રમાણે. મંદિરમાં દર્શન કરવા જાય ત્યારે પણ તેઓ ખાસ જોતા કે સેવાની પ્રણાલિકા પ્રમાણે શ્રીઠાકોરજીને અલંકારાદિ ધરાવ્યાં છે કે નહિ? તેમાં જો કોઇ પણ ત્રુટિ જણાય તો તેમનું હૃદય એકદમ ખિન્ન થઇ જતું. એક વખતે અમદાવાદમાં શ્રીનટવરલાલ શ્યામલાલજીનાં દર્શન કરવાને તેઓ ખાસ ભરુચથી રાતની ગાડીએ અમદાવાદ સ્હવારના પાંચ વાગે આવેલા અને મંગળાનાં દર્શન કરીને તુર્તજ ૯–૩૦ ની ફાસ્ટમા પાછા ભરૂચ પાછા ફરેલા. સેવા, ભગવદ્ગુણગાન કથાવાચન અને સાહિત્યશોધન ઇત્યાદિ ભગવદ્વિષયક પ્રવૃત્તિમાંજ તેમનો બધો સમય જતો. લૌકિક વિવાહાદિક કાર્યપ્રસંગે પણ સાંપ્રદાયિક પ્રણાલી તેમણે છોડી નથી. પુષ્ટિભક્તિ એજ જીવનનું સર્વસ્વ છે, અને બીજું બધું ગૌણ છે, તે સિદ્ધાન્ત તેમના જીવનમાં વજ્રની માફક જડાયલો હતો. આથી જ્ઞાતિના કાર્યોમાં કે કુટુમ્બના કાર્યમાં કે બીજા કોઇ પણ પ્રસંગે જે કોઇ ફરજ તેમને માથે આવી પડે, તે 'ભક્તિ' થી અવિરુદ્ધ રીતે કુશળતાથી અદા કરતા.

શાસ્ત્રીજીના બહુજ પરિચયમાં હું આવેલો નથી પણ જે થોડા ઘણા પ્રસંગો મને તેમની સાથે પડેલા તે ઉપરથી મારા મન ઉપર તેમના વિષેની એક મહાવ્યક્તિ તરીકે એવી સચોટ છાપ પડી છે કે હજુ પણ દૂર થતી નથી. સંપ્રદાયમાં તો તેમની સમાન બીજી કોઇ પણ વ્યક્તિ નહોતી અને થશે નહિ એમ હું માનું છું. શાસ્ત્રીજી એટલે સંપ્રદાયનો પ્રકાશ સંપ્રદાયની શોભા, અરે સંપ્રદાયની કીર્તિ. સંપ્રદાય માટે તેમણે સમસ્ત જીવન ઘસી નાખ્યું એમ કહેવું ખોટું નથી. દધીચિએ પોતાનાં અસ્થિઓ વૃત્રને આપ્યાં, તેમ શાસ્ત્રીજીએ પોતાની આખી જીંદગી આપી દીધી. શાસ્ત્રીજીની ખોટ હમેશને માટે સાલશે પણ તે ખોટ આંસુઓથી પુરાશે નહિં. તેમના માર્ગે ચાલીને સાંપ્રદાયિક પ્રવૃત્તિમાં તત્પર રહેવું તેજ આપણે માટે અવશિષ્ટ છે. જો કે તેમની કાર્યશક્તિની અત્યારે મોટામાં મોટી ઉણપ છે. છતાં થોડીક ઘણી શક્તિ મેળવીને તેમના બતાવેલા માર્ગે આપણે જઇએ તો જરૂરથી શ્રીકૃષ્ણચંદ્ર આપણને ધ્યેય સ્થળે પહોંચાડશે. માટે શાસ્ત્રીજીના ગુણોનું સ્મરણ કરીને 'ધામ્ના સ્વેન નિરસ્તકુહકં' એવા પર સત્યને 'ધીમહિ' તેજ આપણું કર્તવ્ય છે.



# विशाल हृदय.

(લે. પ્રો. શ્રી. સાંકળચંદ જેઠાલાલ શાહ M. A; M. R. A. S. C. I.)

ગોલોકવાસી શાસ્ત્રી મગનલાલ ગણપતરામ સાથેનો મારો પરિચય ઘણો અલ્પ છે છતાં પ્રકાશકની ઘણી ઇચ્છા હતી કે મારો અનુભવ અલ્પ હોય તો પણ આ પત્રમાં આપવો તેથી હું આ લેખ લખવા પ્રેરાયો છું.

પત્રમાં લેખો તો વિવિધજાતીય વિદ્વાનોના, વિવિધ સંપ્રદાયવાળા ગૃહસ્થના પ્રસિદ્ધ થવાના છે તો મારા મનમાં એમ વિચાર આવ્યો કે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ બંધુ તરીકે મારે કંઇ પણ લખવું જોઇએ, એ મારી ફરજ સમજી હું લખું છું.

શાસ્ત્રી મગનલાલ ગણપતરામ ચુસ્ત પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ હતા એ સર્વ જાણે છે. એમણે અંગ્રેજી કેળવણી લીધી હતી. એમ. એ. ની ઉંચામાં ઉંચી ડિગ્રી પણ મેળવી હતી. આધુનિક કેળવણી લીધા છતાં તેમને ધર્મના સંસ્કાર બાલ્યાવસ્થામાંથી દૃઢ જામેલા હોવાથી અને સંસ્કૃતનો અભ્યાસ કરેલો હોવાથી તેમનો પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્તો તરફ તેમ પુષ્ટિમાર્ગીય વર્તન તરફ ઘણોજ આગ્રહ હતો. ગમે તેવી સ્થિતિમાં મૂકાયા હશે તો પણ શુદ્ધ આચાર પાળ્યા છે. આ લેખ લખું છું ત્યારે પણ તેમની મૂર્તિ મારા આગળ જાણે ઉભી છે એમ મને થાય છે. તેમનો સુબોધિની ગ્રંથનો અભ્યાસ ઘણો ઉંડો હતો અને તેમના પોતાના અભ્યાસનો લાભ તેઓ વૈષ્ણવોને વિનામૂલ્યે આપતા હતા. મુંબઇમાં તેમણે પોતાનું મંડળ જમાવ્યું હતું અને ગ્રેજ્યુએટોને આપણા શાસ્ત્રના સિદ્ધાંતનો અભ્યાસ કરતા કર્યાં હતા. તેઓ સાદો વેશ ધારણ કરતા હતા. તેમનામાં નિયમિતતાનો અદ્દ્ભુત ગુણ હતો. અંગ્રેજી કેળવણી લેઇને જો ખરેખરો ગુણ એમણે કેળવ્યો હોય તો તે નિયમિતતાનો હતો.

જ્યારે પોતે નવી ભાટીઆની વાડીમાં ગીતાનું પ્રવચન કરતા ત્યારે હું કોઈ કોઈ વખત ગએલો. તેઓ પોતે બે ટીકાઓનો આધાર લેઇ (એક શ્રીવલ્લભજીની અને બીજી અમૃત તરંગિણી) વિવેચન કરતા હતા. વિવેચન કરવાની તેમની ભાષા ઘણી સરળ હતી. લખવાની તેમની ભાષાથી ઘણા લોકોને કંટાળો આવતો હશે, પણ વિવેચન કરવાની તેમની શૈલી સરળ હતી.

તેમનું હૃદય કેટલું વિશાળ હતું તેનો એક દાખલો હું આપું છું. જ્યારે તેઓ ગીતાનું પ્રવચન કરવા પ્રારંભ કરતા હતા તે વખતે એક બીજા ધર્મની બાઇએ આવી તેમને પૂછ્યું કે મારે આપનું પ્રવચન સાંભળવું છે. આપની પરવાનગી હોય તો આવું. તેમણે તે બાઇને પ્રવચન સાંભળવા રજા આપી. આ તેમનું કૃત્ય કોઈ પણ ધર્મ પ્રત્યે તેમનું વિશાળ હૃદય બતાવે છે.

વૈષ્ણવ અને ગોસ્વામી બાલકો પ્રત્યે તેમને ઘણુંજ માન હતું. આંગ્લ સંસ્કૃત વિદ્વાનોને ગોસ્વામી બાલકો પાસે લેઈ આવતા અને તેમની સાથે આપણા પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્તો સંબંધી વાર્તાલાપ કરાવતા.

તેમણે પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતોનું સાહિત્ય પ્રાકૃત ગુજરાતી ભાષામાં ઉતારી બધી વૈષ્ણવ જનતા પર ઉપકાર કર્યો છે, કારણ કે તેમણે તે કામ અર્થપ્રાપ્તિને માટે કર્યું નથી. એમનામાં ખરા બ્રાહ્મણનાં લક્ષણ હતાં.

# एक आदर्श वैष्णव.

( લે. શ્રી. નાગરદાસ કાશીરામ શાસ્ત્રી. M. A. LL. B. )

आचार्यवर्याङ्घ्रिसरोजभक्तांस्तदेकसिद्धान्तविहारदक्षान् ।
समर्प्य तेभ्यः सकल विचिन्तान् श्रीमन्नलालान् प्रणतोस्मि नित्यम् ॥

મારૂં માનસ આ લખાણ લખતી વેળા એટલું વ્યગ્ર છે કે મારાથી શ્રીયુત શાસ્ત્રીજીના સમ્બન્ધમાં કંઈ પણ લખી શકાય તેમ નથી. ઉપરાંત અનેક દૃષ્ટિબિન્દુથી નિહાળતાં શ્રીયુત શાસ્ત્રીજી આદર્શ વૈષ્ણવ જણાય, અને આ અનેક દૃષ્ટિબિન્દુથી નિહાળવા મારામાં શક્તિયે નથી. મારે કંઇક લખવું જોઇયે એટલા માત્રથી હૂં લખવા પ્રેરાયેલો છું.

પ્રસ્તુત પર આવતાં, શાસ્ત્રીજી કેવા પરમ ભગવદીય હતા તે બાબતથી વાકેફ બની ભાવિક વૈષ્ણવો તેનૂં તન મન ધનથી અનુસરણ કરી આજ જીવનમાં અલૌકિક પુષ્ટિરસ ચાખે એ દૃષ્ટિએ આ લખાણ છે. શ્રીહરિરાયજી જન્મવૈફલ્યાષ્ટકની શરૂઆત

नाश्रितो वल्लभाधीशो न च दृष्टा सुबोधिनी ।
नाराधि राधिकानाथो वृथा तज्जन्म भूतले ॥

એ શ્લોકથી કરે છે. આનો અર્થ એ છે કે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવના જીવનસાફલ્ય માટે શ્રીવલ્લભાધીશના આશ્રયની પ્રથમ આવશ્યકતા છે. સુબોધિનીપરિચય તેની બીજી આવશ્યકતા છે; અને શ્રીરાધિકાનાથના આરાધનની ત્રીજી આવશ્યકતા છે. શાસ્ત્રીજીના જીવનમાં આ ત્રણેય વસ્તુ હતી. તેઓ અનન્યાશ્રયી હતા; સુબોધિનીજીમાં એક્કા હતા; અને પ્રભુમાં પરમ ભાવવાળા હતા.

અનન્યાશ્રય એવો જબરો કે અન્ય આચાર્યને એક લૌકિક દૃષ્ટિયે પણ માળા ધરાવવી એ અન્યાશ્રય. પોતાની પત્ની સાજી થાય તે નિમિત્ત માનતા કરવાની "ભલે કાલ મરતી હોય તો આજ મરે" એવા સાફ શબ્દોમાં ના કહેલી. ઉપરાંત એઓની નિર્ભયતા એનૂં કારણ પણ આ અડગ અનન્યાશ્રય.

સુબોધિનીના તો કોણ જાણે કેટલાંય આવર્તનો કરેલાં. સુબોધિની સંભળાની રાત્રે સૂવું એવો નિયમ. અને સુબોધિનીનાં મૂલ અને ભાષાન્તરરૂપે જે દર્શન થયાં તે માટે સમગ્ર સમ્પ્રદાય શાસ્ત્રીજીનો આભારી છે.

વળી પોતાને ત્યાં બિરાજતા શ્રીમદનમોહનજીના સ્વરૂપમાં અત્યન્ત ભાવ. એ ભાવ શબ્દોથી વર્ણવી ન શકાય. આ ભાવનો તો જોયેજ ખ્યાલ આવે. આ લેખક પર ખરેખર પ્રભુનો અનુગ્રહ કે તે ભાવના દર્શન કરવા સમર્થ થયેલ.

પ્રિય વાચક, આ પ્રમાણે શ્રીમહાપ્રભુજીનો આશરો રાખજે, સુબોધિનીનૂં પાન કરજે અને કરાવજે, તેમ શ્રીરાધિકાધીશમાં પરમ ભાવ રાખજે. આજ જીવનમાં તું કૃતાર્થ થઇશ. અને યાદ રાખજે કે यत्नेयं कठिनोपि श्रीकृष्णमक्तान् न याचते । એજ.

# प्रो. मगनलालशास्त्री अने आर्य संस्कृति.

( લેઃ—પ્રીન્સીપાલ પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ, M. A. )

શાસ્ત્રીજીએ આંગ્લભાષાનો અભ્યાસ કરેલો હોવા છતાં પણ પશ્ચિમની સંસ્કૃતિનો સ્પર્શ પણ તેમના ઉપર રહ્યો નહોતો. જળમાં કમળની માફક તેમનું જીવન આંગ્લભાષાના સંસ્કારો તથા પશ્ચિમની સંસ્કૃતિથી નિર્લેપ હતું. તેનાં મુખ્ય કારણોમાં તેમના પિતા તરફથી તેમને મળેલો સંસ્કાર વારસો તથા સંસ્કૃત ભાષા તરફની તેમની પ્રીતિ એ બેજ હોઇ શકે. Plain living and high thinking સાદું જીવન અને ઉચ્ચ વિચારો એ આર્ય સંસ્કૃતિનું મૂળ સૂત્ર છે. મનુષ્યે જેમ બને તેમ સાદામાં સાદી રીતે જીવવું. સાદું જીવન એટલે પવિત્ર જીવન, મન, વાણી અને કર્મની પવિત્રતા. दृष्टिपूतं न्यसेत् पादं, वस्त्रपूतं पिबेज्जलम्, शास्त्रपूतं वदेत् वाक्यं તેમ मनःपूतं समाचरेत् એ આર્ય નીતિની ભાવના શાસ્ત્રીજીના જીવનમાં યથાર્થ રીતે દેખાઇ આવતી હતી. તેમની સાદાઇ જોઇને ભલાભલાઓને તેમને માટે માન ઉત્પન્ન થતું. તેમણે કોટ કે પાટલુન પહેર્યાં હશે કે કેમ તે હું જાણતો નથી. મેં તો જ્યારે તેમને જોયા છે ત્યારે ધોતીયું અને કોલોવાળું અંગરખું, માથે પાઘડી અને ખભે ખેસ સહિત જોયા છે. કોલેજ રૂમમાં ભાષણ કરતા હોય ત્યારે કે મંદિરમાં દર્શન કરવા જતા હોય ત્યારે અગ્રગ્ર વિદ્વાનોની સભામાં હોય ત્યારે, દરેક વખતે તેમણે પોતાનો આ વેશ કદી પણ છોડયો નથી. અત્યારના અંગ્રેજી ભણેલા ઉપર મોટામાં મોટો આક્ષેપ કરવામાં આવે કે તેઓ પોતાના દેશનો વેષ ત્યજી દે છે. આ આક્ષેપ કેટલે અંશે સત્ય છે તેની ચર્ચા અહિંઆં અસ્થાને છે પણ શાસ્ત્રીજી એ આક્ષેપથી તદ્દન મુક્ત હતા. શેકસ્પીઅર ભલે એમ કહે કેApparel oft proclaimeth the man અગર વ્યવહારની નીતિનાં ખેરખાં ભલે એમ કહે;કે Dress and Address are an index to success પણ શાસ્ત્રીજીએ એવા આડંબરી નીતિસિદ્ધાન્તોને ખોટા ઠરાવ્યા છે. તેમણે જીવનમાં જે સફળતા મેળવી તે તેમના વસ્ત્રને લીધે નહોતી. તેમના મકાનમાં પણ ગાદી તકીઆ કે શેતરંજીનીજ બેઠક હોય, ખુરશી ટેબલોની નહિ.

આર્યોના જીવનની મુખ્ય ભાવના જેમ સરળતા અને સાદાઇ છે તેમ આપણે જેવા હોઇએ તેવા દેખાવું. ખોટો આડંબર ન કરવો. આ સૂત્રને પણ શાસ્ત્રીજીએ સંપૂર્ણ રીતે પાળ્યું છે. તેમનામાં કોઇ દિવસે આડંબરનો આભાસ સરખો દેખાયો નથી, પોતે જે કોઇ આચાર પાળતા, તે બીજાની ટીકાઓની દરકાર કર્યા વગર પોતાની મેળે પાળતા. તે આચારને કર્તવ્યબુદ્ધિથીજ અનુસરતા. તે રૂઢિ છે અગર બીજાઓ પાળે છે માટે પાળવો જોઇએ, એવી બુદ્ધિથી દેખાદેખીથી નહિ. એમના હૃદયની નિખાલસતા, સૌજન્ય અને સરળતા તથા આડંબર પ્રતિનો તિરસ્કાર તેમની મુખાકૃતિ ઉપરથીજ સૌ કોઇને જણાઈ આવતું હતું. તેમનું આત્માનું તેજ અને મનની ઉચ્ચ સંસ્કારિતા તેમના ભવ્ય અને દેદીપ્યમાન મુખપ્રદેશમાં પ્રતિબિમ્બિત થતાં. Face is an ideal of the mind તે એમની બાબતમાં તદ્દન સાચું હતું. જેવું તેમનું મુખ ભવ્ય અને સુંદર તેવો તેમનો આત્મા ભવ્ય અને સુંદર જણાતો.

શાસ્ત્રીજીનું ગૃહસ્થ તરીકેનું જીવન ખરા વૈષ્ણવોના આદર્શ પ્રમાણે હતું. જીવનનિર્વાહ માટેજ લૌકિક કાર્ય કરવું. બાકીના સમયે ભગવત્સેવા, કથા ગુણકીર્તન વગેરેમાં જીવનનો સમય વ્યતીત કરવો. એ વૈષ્ણવોનો જીવનપ્રકાર. વૈષ્ણવને માનમરતબો ન જોઇએ. એવી કીર્તિની અપેક્ષા ન હોય. તેને દુનિઆની માયાવી મોજશોખો ન જોઇએ. તેને વાડી, લાડી કે ગાડીની દરકાર ન હોય. લક્ષ્મી પણ તેને પ્રલોભી શકે નહિ. પ્રભુની સેવામાંજ ઇન્દ્રિયોનો નિરોધ કરવો ઇત્યાદિ વૈષ્ણવ જીવનનાં સૂત્રો તેમના જીવનમાં વણાઇ ગયાં હતાં, એ વૈષ્ણવ જીવનનાં આદર્શો જે શુદ્ધ આર્યસંસ્કૃતિના આદર્શો છે તે આદર્શને અનુકૂળ પોતાનું જીવન તેઓ ગાળતા. તેઓ સેવા કરતી વખતે, મંદિરે દર્શન કરવા જતી વખતે, કે સાંપ્રદાયિક કોઇ પણ આચારનું પાલન કરતી વખતે કદી પણ સંકોચાયા નથી તેમ તેમનું ચિત્ત કોઈ કુતર્કપંકથી ખરડાયું નહોતુ. તેમણે 'લોકજીવન' ગાળ્યુ નથી. લોકજીવન લૌકિકજીવનને અલૌકિક બનાવી શકતું નથી. પ્રભુના અંશરૂપ જીવ પોતાનુ મૂળ સ્વરૂપ ભૂલી જઇને સંસારમાં લેપાયો, તેને પરિણામે તેને આ લૌકિક દેહ મળ્યો, હવે તે આત્માને તેના મૂળ સ્વરૂપનું ભાન થાય અને તે પોતાની દિવ્યકાયા મેળવે, એ વિચારના ચિન્તનમાં તેમનું ચિત્ત સર્વદા પરોવાયલું હતું.

શાસ્ત્રીજીની આર્યસંસ્કૃતિ એટલે વેદ અને શ્રીમદ્‌ગીતા તથા ભાગવતાદિ પુરાણપ્રતિપાદિત સંસ્કૃતિ, મન્વાદિસ્મૃતિ કે ધર્મશાસ્ત્રપ્રતિપાદિતા નહિ.

વેદ, ગીતા અને ભાગવતનેજ મુખ્ય પ્રમાણ માનતા. તેનાથી અવિરુદ્ધ જેટલાં સ્મૃતિ વાક્યો તેને પણ પ્રમાણ ગણતા. એટલે ઉપર જણાવેલા વેદાદિથી અવિરુદ્ધ મન્વાદિ સ્મૃતિ-પ્રતિપાદિતા સંસ્કૃતિને અનુસરતા. અર્થાત્ તેઓ સુરત વાલભ હોવાથી, શ્રીવલ્લભાચાર્યે વેદાદિમાંથી આર્યસંસ્કૃતિના જે આદર્શો પોતાના ગ્રન્થોમાં રજુ કર્યાં છે તેનેજ અક્ષરશઃ પાળતા. તેમની આર્યસંસ્કૃતિની ભાવના વલ્લભસંસ્કૃતિમાંજ પરિણમતી.

અત્યારે પૂર્વ અને પશ્ચિમનું અન્તર દૂર કરવાના પ્રયત્નો થાય છે. પણ શાસ્ત્રીજી પોતે માનતા કે પૂર્વ તે પૂર્વ છે અને પશ્ચિમ તે પશ્ચિમ છે. એ બન્ને વચ્ચે ઉત્તર અને દક્ષિણ ધ્રુવ જેટલુ છેટું છે. પૂર્વ કદી પણ પશ્ચિમ સાથે તદ્રૂપ બને નહિં, અને પશ્ચિમ પૂર્વ સાથે ન બને. બન્ને પ્રદેશો જેમ ભાગોલિક રીતે ભિન્ન છે, તેમ તેમની સંસ્કૃતિઓ ભિન્ન છે. એટલે પૂર્વની સંસ્કૃતિ અને પશ્ચિમની સંસ્કૃતિ ગમે તેટલા ઉપાયો કરવા છતાં એક થઈ શકશે નહિ. એ ભેદ પ્રાકૃતિક છે. તેને એકરૂપ બનાવવાના પ્રયત્નો કૃત્રિમ છે, તેથી તે પ્રયત્નો નિષ્ફળજ નિવડવાના. પૂર્વનું દૃષ્ટિબિન્દુ નિવૃત્તિમય જીવન તરફ છે, પશ્ચિમનું પ્રવૃત્તિમય તરફ છે. પૂર્વજીવન રથની ગતિને ધર્મચક્રને આધીન માને છે, પશ્ચિમ તેને અર્થચક્રાધીન માને છે. પૂર્વ સંયમપ્રધાન છે, પશ્ચિમ ભોગપ્રધાન છે. આમ બન્ને વચ્ચે નૈસર્ગિક ભિન્નતા હોવાથી પૂર્વને માટે પશ્ચિમનું અનુકરણ હિતાવહ નથી.

શાસ્ત્રીજીની માન્યતા પ્રમાણે પૂર્વમાં જ્ઞાન છે, પણ તેમા શૈલી નથી. જ્યારે પશ્ચિમમાં શૈલી છે પણ જ્ઞાન નથી. The East has matter but no manner, the West has manner but no matter.

આ એમની દૃઢ માન્યતા હોવાથી તેમણે પોતાનું જીવન પૂર્વની સંસ્કૃતિ પ્રમાણેજ નિયમિત સંયમી અને સાદું બનાવ્યુ હતું.

# अगाध पाण्डित्य

( લેઃ—શ્રી.જગમોહનદાસ રણછોડદાસ શ્રોફ B. A. LL. B. )

પરમ માનનીય પ્રોફેસર મમલાલ શાસ્ત્રીજીના નામથી કોઇ વૈષ્ણવ ભાગ્યેજ અપરિચિત હશે શાસ્ત્રીજી સાથે મારો પરિચય ૧૯૨૩ માં થયો. ઈ. સ. ૧૯૨૪–૨૫ માં સંપ્રદાય ઉપર તેમજ શ્રીનાથજી તથા શ્રીમદ્વલ્લભાચાર્યજી ઉપર અનેક આક્ષેપો થવા લાગ્યા. આજ સમયમાં "શ્રીમદ્વલ્લભાચાર્યજીનું તત્ત્વજ્ઞાન" એ વિષય ઉપર સદ્ગત શ્રીયુત તેલીવાલાનું એક વ્યાખ્યાન હીરાબાગમાં ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષર શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતાના પ્રમુખસ્થાને રાખવામાં આવ્યું હતું.

લગભગ એજ સમયમાં મુંબાઇમાં શ્રૌતસ્માર્તપ્રતિપાદક વિદ્વત્પરિષદ્નું પ્રમુખસ્થાન પૂજ્યપાદ શ્રીમદ્ગોકુલનાથજી મહારાજને આપવામાં આવ્યું હતું તે પ્રત્યે દ્વેષની લાગણીથી આચાર્યશ્રી તેમજ સંપ્રદાય પર આક્ષેપયુક્ત લેખો "મુંબઇ સમાચાર" તેમજ અન્ય પત્રોમાં છપાયા હતા.

આ બધું વાતાવરણ એટલું ઉગ્ર બની ગયું હતું કે, પૂજ્ય ગોસ્વામિશ્રીકૃષ્ણજીવનજી બાવાસાહેબ સાથે વિચાર કરી શ્રીમદ્વલ્લભાચાર્યજીનો મહામહોત્સવ ખૂબ ધામધૂમથી ઉજવવાનો અને એ પ્રસંગે સાંપ્રદાયિક વિદ્વાનોના વ્યાખ્યાનો ગોઠવવાનો નિર્ણય કર્યો. આ પ્રસંગે શ્રીયુત તેલીવાલાએ મને સૂચના કરી કે શાસ્ત્રીજીનું વ્યાખ્યાન પણ આ પ્રસંગે રાખવું. તદનુસાર શાસ્ત્રીજી, મનમોહનદાસભાઇ, તથા ગુજરાતના મહાકવિ નાનાલાલનાં ખાસ વ્યાખ્યાનો ગોઠવાયાં. અને મોટા મંદિરમાં ત્રણ દિવસ વિશાલ સભાઓ થઇ.

આ સભામાં શાસ્ત્રીજીએ શ્રીમદ્વલ્લભાચાર્યજીની સાત પેઢીની શુદ્ધતા એવી સચોટ રીતે પુરવાર કરી આપી હતી કે શ્રોતાઓનાં મન પર ઘણીજ ઉંડી અસર થઇ હતી. શાસ્ત્રીજીની વિદ્વત્તાથી પરિચિત વૈષ્ણવો મુંબાઇમાં તે વખતે બહુ જ થોડા હતા એવો મારો નમ્ર મત છે. મુંબઇમાં એ વ્યાખ્યાનથી ઘણાએ યુવકોના મનમાંથી સંપ્રદાય વિષેના ભ્રમ દૂર થયા હતા. શાસ્ત્રીજીએ મુંબઇ છોડયું તે પછી શાસ્ત્રીજી ઘણા વર્ષોથી પુનામાં શાંત પ્રવૃત્તિ કરી રહ્યા હતા–એટલે મુંબઇની વૈષ્ણવ જનતાના મોટા ભાગને–એમાં પણ ખાસ કરીને યુવક વર્ગને શાસ્ત્રીજીના અગાધ પાંડિત્યનો પરિચય આ વ્યાખ્યાન પછી જ થયો હતો એમ હું માનું છું.

એ વ્યાખ્યાન પછી શાસ્ત્રીજીએ "અણુભાષ્યનું પ્રવચન" માધવબાગમાં આરંભ્યું. દર શનિવારે પોતાને ખર્ચે શાસ્ત્રીજી પુનાથી આવતા અને પ્રવચન કરતા– ત્યારથી શાસ્ત્રીજીની

વિદ્વત્તાનો પરિચય મુબઈની વૈષ્ણવેતર જનતાને પણ થવા લાગ્યો અને અન્ય સંપ્રદાયના વિદ્વાનો પણ શાસ્ત્રીજીનું પ્રવચન સાંભળવા આવવા લાગ્યા. હું પણ શાસ્ત્રીજીના સંબંધમાં વધારે આવવા લાગ્યો. વળી શાસ્ત્રીજી જ્યારે મુબઈ આવતા ત્યારે મારા ઘરની સામે જ વાડીલાલ ભાઈને ત્યાં તેઓ ઉતરતા હોવાથી, જ્યારે આવે ત્યારે એક બે કલાક વાતચીતનો પ્રસંગ પ્રાપ્ત થતો અને એ વાતચીતમાંથી કંઈક નવું જાણવાનું મળતું.

થોડોક સમય "માધવબાગ" માં પ્રદર્શન હોવાથી શાસ્ત્રીજીનું પ્રવચન મારે ત્યાં રાખવા મેં વિનંતિ કરી હતી. લગભગ દસ બાર દિવસ 'વેણુગીત' ઉપર શાસ્ત્રીજીએ પ્રવચન કર્યું શાસ્ત્રીજીના લેખની ભાષા કઠિન હતી. પરંતુ પ્રવચનની ભાષા અત્યંત સરલ હતી. એમની સમજાવવાની શૈલી અજોડ હતી. શાંકરભાષ્ય જેવા કઠિન ગ્રંથનું પણ અત્યંત સરલ અને સચોટ રીતે તેઓ અધ્યાપન કરાવતા.

શાસ્ત્રીજી જ્યારે કોલેજની નોકરીમાંથી નિવૃત્ત થયા ત્યારે એમને મુંબાઈમાં રહેવાની વિનંતિ અનેક જીજ્ઞાસુઓ તરફથી કરવામાં આવી હતી, અને તે તેમણે કંઈક અંશે સ્વીકારી હતી. પરંતુ જગતનો નિયમ છે કે જીવિત અવસ્થામાં કોઈક જ ભાગ્યશાળી વ્યક્તિની કદર થાય છે. આજે શાસ્ત્રીજી નથી ત્યારે લોકો તેમની વિદ્વત્તા સંભારી આંસૂ પાડે છે—અને એ વિદ્વત્તાનો લાભ જોઈએ તેવો ન લેવાયો એટલા માટે પોતાને ઉપાલંભ આપે છે.

છેલ્લામાં છેલ્લા શાસ્ત્રીજીને લાયબલ કેસમાં પ્રખ્યાત થએલા કહેવાતા સુધારક કરસનદાસની શતાબ્દી ઉજવવામાં આવી હતી, તેની સામે સાંપ્રદાયિકો તરફથી એક સપ્તાહ આયોજન કરવામાં આવ્યું હતું તે વખતે મુબઈ આવી વ્યાખ્યાન આપવા આમંત્રણ કરવામાં આવ્યું હતું. અને મુંબઈના ટાઉન હૉલમાં મુબઈની હાઈકોર્ટના ચીફ જસ્ટીસ સર જોન બૉમૉંટના પ્રમુખ-સ્થાન નીચે, મુબઈના અનેક સાંપ્રદાયિક તેમજ અન્ય સાક્ષરો અને મુંબઈની વિશાલ જનતા સમક્ષ, એ ભીષ્મપિતામહસમા વૃદ્ધ વિદ્વાને એક કલાક સુધી આંગ્લ ભાષામાં શ્રીમદ્વલ્લભા-ચાર્યજીના સિદ્ધાંતની જે ગર્જના કરી હતી એ ખરેખર કોઈ અભાગી જનેજ નહિ સાંભળી હોય!

શાસ્ત્રીજી ગૌલોકવાસ થવા પહેલા થોડા સમય પૂર્વેજ શ્રીનાથદ્વારા ગયા હતા. તે વખતે ગોસ્વામીશ્રી ૬ શ્રીદીક્ષિતજી બાવાસાહેબના આગ્રહથી શાસ્ત્રીજીએ 'तत्तु समन्वयात्' સૂત્ર પર શાંકર અને વાલ્લભ ભાષ્યનો તુલનાત્મક પરિચય કરાવ્યો હતો. તે શ્રવણ કરવાનું સૌભાગ્ય મને પણ પ્રાપ્ત થયું હતું. તે પછી શાસ્ત્રીજીને મેં શ્રીમદ્ભાગવતની એક શુદ્ધ પ્રતિ તૈયાર કરવા માટે માર્ગદર્શન કરાવવા વિનંતિ કરી હતી. તેમણે થોડીક વાતચીત કરી ટ્રેનનો સમય થતો હોવાથી તેઓ ઘેર ગયા. શાસ્ત્રીજીનું આગમન છેલ્લું હતું. એવો કોને ખ્યાલ હોય! પ્રભુ એમના આત્માને શાંતિ અર્પો એજ અભ્યર્થના!

# शास्त्रीजीनां पत्रो.

(લેખકઃ—રા. રા. ઉજમશી બાપુલાલ કાપડીઆ. B. A.)

દરેક મોટા પુરુષની ખોટ તેમની જીવનદશામાં સાલતી નથી એટલુંજ નહિ, પરંતુ તેમના મૃત્યુ પછી પણ ઘણો સમય તેમનાં જીવનવૃત્તને ન્યાય પણ મળતો નથી. કદાચ આ અનુભવના અપવાદરૂપે શાસ્ત્રીજીને તેમના મૃત્યુ પછી પણ તરત ન્યાય મળે ! અને તેમના સંસ્કારો કેટલા ઉચ્ચ હતા તે બાબતનું છેવટે પણ જ્ઞાન થતાં સત્તાવાન્ મહારાજશ્રીવર્ગ કેવળ સ્વાર્થ છોડી વિદ્વાન્ ભક્તનાં પગલે ચાલે તો પુષ્ટિમાર્ગનો ઉદ્ધાર થવાનો સંભવ છે. શારીરિક અને માનસિક કામનાઓ એવાં સૂક્ષ્મ રૂપો પકડે છે કે નજીવી બાબતોમાં બુદ્ધિ ઘેરાઈ જાય છે, અને સ્વાર્થી કામનાને વશ થઈ વારંવાર વર્તન કર્યા કરવાથી છેવટે હૃદય પણ બૂઠું થઈ જતાં સારાં નરસાંનો, સત્ય અસત્યનો, મહત્ત્વ બીન મહત્ત્વનો, કર્તવ્ય અકર્તવ્યનો, ઉપયોગી નિરુપયોગીનો કે સ્વાર્થી નિઃસ્વાર્થીનો નિર્ણય કરવાની શક્તિ નાશ પામે છે એજ ઈશ્વરે આપેલો દંડ.

શ્રીપુષ્ટિમાર્ગના અંકાયેલા ગુરુ કરતાં શાસ્ત્રીજીએ મારાં જીવન ઘડવાનો સારો પ્રયાસ કરેલો હોવાથી તેમને માટે મારે કાંઇ કહેવાનું નથી. માત્ર તેમનાં અનેક પત્રોમાંથી થોડાંક રજુ કરૂં છું. મને તેમનાં જીવનમાં પણ તેમનાં પત્રો પ્રકટ કરવાનો પરવાનગીજ હતી, તેથી ખાનગી હકીકત બહાર પાડવાની કૃતઘ્નતા કરૂં છું એવી ભીતિ નથીજ. તેમને ખાનગી કાંઇ હતું જ નહિ એમ હું જાણું છું.

(૧) ફા. શુ. ૧૦
19 th March 1924.

પ્રિયભાઈ,

×× આપના સદ્‌વિચારો પ્રાજ્ઞ છે. મારૂં નમ્ર મત આ છે. ધી, શ્રી, સત્તા એ ત્રણ વર્ગ આપણાંમાં છે. સત્તાવાનની સંતતિ શું ખાશે એ ચિન્તામાં તે વર્ગથી હવે કાંઇપણ થઈ શકતું નથી. વ્યય પુષ્કલ અને આય ન્યૂન તેથી સરૈયા (સેના) ચલાવવાનું પણ તેમને ભારે પડી ગયું છે. શ્રીમાન્ વર્ગ ધીમાનને નિયામ્ય ગણે છે. આથી મારે પ્રથમ અધ્યાય દશમ્ સ્કંન્ધ કરીને બંધ થવું પડયું. હવે રહ્યો ધીમાન્ વર્ગ. શાસ્ત્રી નામધારીનો રાફડો ફાટયો છે. તેમને પાશ્ચાત્યપદ્ધતિનો પરિચય નથી, ગ્રેજ્યુએટને પુરસ્ત્યનો પરિચય નથી; ઉભયના યોગ્ય સમન્વયની બહુ જ જરુર. આથી નૈરાશ્ય ન અવલંબવું, પરંતુ તામસ રાજસનો નિગ્રહ કરીને સાત્ત્વિકતાનો પ્રકાશ કરવાથી નિર્ગુણ સંપ્રદાયને વિજયાશા છે. હું જે પ્રકારની પરિષદ કરવા ધારૂં છું તે જ પ્રકારનું રૂપ પરમાત્માએ આપદ્વારા તેને અપાર્યું છે એમ માનીને હું વોદરે હાજર રહીશ. જો રા. વાડીલાલને નિમંત્રો તો સારું. ફંડના ફંદમાં નહિ પડશો, શીખો અને કાર્ય કરો. પૈસા આવી પડશે જ. ×× ભગવદ્‌વિદ્યા પ્રાપ્ત કરવાને મારાં દ્વાર સર્વને માટે સદૈવ ખુલ્લાંજ છે. માત્ર એકજ ખેદ કવચિત્ થાય છે કે ઉપદેષ્ટા વર્ગ બહુ જ થઈ ગયો. પ્રથમ અધ્યયન પછી ઉપદેશ એમાં પણ વ્યુત્ક્રમ થવા બેઠો છે. હરીચ્છા.

× × ×

(૨) ચૈત્ર. કૃ. ૧.
(22 nd April 1924.)

પ્રિયભાઇ,

જે ૫૦૦) રૂપીયાની વાર્તા લખે છે તે રકમ મને ખીમજીભાઇ કુંવરજી તરફથી બક્ષિસ આપવામાં આવી હતી. શ્રીસુબોધિનીજીનો દશમ પ્રથમાધ્યાય પ્રસિદ્ધ થતાં એક બ્રાહ્મણે તે વૈષ્ણવનાં કર્ણમાં વિષ સિંચીને અમને વેર ન કરાવ્યું હોત તો આજે પંદર વર્ષમાં કેટલાક અધ્યાય થઈ ગયા હોત. આ પ્રસંગ આપ રા....ને પૂછશો અને શ્રીસુબોધિનીજી માસિકના પ્રથમ વર્ષનો દ્વાદશાંક વાચશો. મેં તે કાર્ય છોડયું ત્યારે ગોકુલદાસે તે કાર્ય સ્વીકાર્યું. તેમની પ્રશંસાસમયે તત્કાલીન તંત્રીએ એ ૫૦૦) ની વાર્તા લખી છે, તેનો ઉપયોગ કરે છે. વસ્તુસ્થિતિ...સમજાવશે. ભરૂચીઓ તરફથી એક પાઇ પણ મને મલી નથી. મેં શ્રીસુબો. ૧૦ ના ૫૦૦ લીધા તેથી હું ભાડુતી અને તેવા "ભાડુતી બ્રાહ્મણનું શરણુ" ભરુચીઓને લેવું પડયું એમનો...આશય સ્પષ્ટ છે.

યજ્ઞોપવીત સંસ્કાર છે, ત્રૈવર્ણિકને તેનો અધિકાર છે. યજ્ઞોપવીત પ્રાપ્ત કરીને, સ્વાધ્યાયનું અધ્યયન કરીને, તદર્થ જાણીને, અનુષ્ઠાન આચરીને, અક્ષરબ્રહ્મદ્વારા "બ્રહ્મવિદાપ્નોતિ પરમ્" શ્રુત્યુક્ત ફલભોગ વરણથી સત્યાદિયુગમાં થતો. એ વૈદિકી મર્યાદા માયાવાદીએ ભ્રષ્ટ કરી તેથી અણુભાષ્યનું પ્રાકટ્ય. શાસ્ત્રાર્થનિબન્ધના પ્રારમ્ભના ૨૫ અને ભક્તિપ્રકરણના સમગ્ર શ્લોક વાચવાથી આપનો નિશ્ચય થશે કે વૈદિક માર્ગથી અવિરુદ્ધ ભગવન્માર્ગે જ હવે તો કલ્યાણ થઈ શકે, અને યાવન્માત્ર વૈદિક સાધન પણ માત્ર ભગવન્માર્ગમાં જ પર્યવસિત થાય છે, તેથી જ આપણા યુગમાં પ્રપત્તિમાર્ગ શ્રેયસ્કર कलौ भक्त्यादिमार्गा हि दुःसाध्या इति मे मतिः કથીને सर्वमार्गेषु नष्टेषु ઇત્યાદિએ જે શરણમાર્ગ ઉપદિશ્યો તે શરણમાર્ગ નિઃસાધનતાપ્રધાન હોવાથી મારા પૂને આવ્યા પછી...આ કંપનીએ નિઃસાધનતા=આલસ્ય કથીને મારા પર જે આક્ષેપ કર્યો છે તે "પુષ્ટિમાર્ગમાં સાધન હોય કે ?" એ શીર્ષકના બે લેખની સહીથી પુ. ભ. સુધાના ૬ ઠા વર્ષના અન્તિમ ભાગમાં પ્રસિદ્ધ થયા છે, જે વાચવાથી આપને આનન્દ થશે. પાછળથી તે...ની કંપનીમાં ભાગલા પડયા, તે પણ પતાકામાં જોયુંજ છે, મેં ખીમજીભાઇ પાસે રકમ યાચી નથી, ભાવ ઠેરવ્યો નથી, પણ મને કોઇ આપે તો તેનો ઉપયોગ કરતાં મને આવડે છે, તેથી મેં ૫૦૦ સ્વીકાર્યા. × ×

(૩) શ્રા. શુ. ૬
7 th August 1924

× × "ભાગવતપાઠ" વિષયની ચર્ચામાં તેલીવાલાને જે કહેવું યુક્ત લાગશે તે કહેશે જ. આપ હાલ મૌન રાખશો. મહારાજશ્રી ગોકુલનાથજીનો તાર અને શ્રીવ્રજરત્નલાલનાં પત્ર દેશકાલમાત્રને જ અનુસરે છે, જ્યારે શ્રીપુરુષોત્તમજીએ શૂગાધિકરણમાં શાસ્ત્રને અનુસરીને આજ્ઞા કરી છે, અને જે માર્ગમાં દૈન્યેજ સર્વકાર્યસિદ્ધિ તે માર્ગમાં કૃપાએ આજ્ઞાવિશેષનો લાભ લઇને શ્રીમદાચાર્યપ્રભૃતિની આજ્ઞાનો વિરોધ સર્વથા અકર્તવ્ય જ છે. × × બ્રહ્મવિદ્યામાં પછી તે ઔપનિષદ હોય કે શ્રીમદ્ભાગવતીય હોય તો એ અનુપનીતનો શાસ્ત્રતઃ તો અનધિકાર જ, જો કે વ્યવહારમાં તો અનુપનીત યવનમ્લેચ્છાદિ પણ ગાયત્રી પણ મુદ્રિત થઇ જવાથી વાચે છે જ, અને કોઇપણ વૈદિક ઉપનીત તેને રોધી શકતું નથી, કારણ સ્પષ્ટ છે. × × ×

(૪) પૂના, સોમ.
August 1924.

પ્રિયભાઇ,

આ પત્રને તાર જ માનજો. તારમાં પ્રભુના પૈસાનો મિથ્યા વ્યય ન કરવાની બુદ્ધિએ જ કર્યો નથી. × × જ્ઞાતિ મર્યાદા છે, સ્વયં પુષ્ટ છે, તેથી મારા નમ્ર વિચાર પ્રમાણે ભરૂચાઓએ મોડી વહેલી તે માર્યાદિક જ્ઞાતિને ત્યજવી જ પડશે, અને નિજ સ્વજાતીયની જ અવૈદિક જ્ઞાતિ બાંધવી પડશે, અને આ જેમ સત્વર થાય તેમ મને સંતોષ છે. જ્ઞાતિના દુષ્ટ નિયમો ભક્તિમાં સર્વને જ બાધક નથી ?*...ગમે તેટલું ગાલિપ્રદાન કરે તથાપિ વિના ગાલિપ્રદાન ઉત્તર આપવું એ જ આપણું ભૂષણ × × ભાટીયા કોમનું પુસ્તક મુમ્બાઇ મને મળ્યું હતું, વાડીલાલને ત્યાં રહી ગયું, તે તેલીવાલાના મિત્ર છે. આપે હાલ સમીક્ષા ન કરવી. માત્ર પહોંચ સ્વીકારવી. હવે મંત્રનું મંત્રત્વ ગાયત્રીવત્ જ. રા....ઝળકશે. આપ સાક્ષિવત્ જોયા કરો શું થાય છે ? અનુપનીત-ને બ્રહ્મવિદ્યામાં અધિકાર નથી તથાપિ જો મહદાજ્ઞાને ઉલ્લંઘીને શ્રીમદ્ભાગવત વાચવાનો અમને અધિકાર છે એમ જો તેઓ કહેવા નીકળે તો પુરુષોત્તમજીએ જે તેમને વિષે આજ્ઞા કરી છે તે જ ચીમનલાલ અનુવદે છે. ભક્તને દાસ્ય જ અપેક્ષિત છે, તેને દૈન્ય હોવાથી "હક" શોભતા નથી. 'મને હક છે' એમ દીન ભક્ત કહે ? જો કહે તો દૈન્યલોપ=મત્સર. બ્રાહ્મણત્વ વૈદિક છે, વૈષ્ણવત્વ આત્મધર્મ છે તે શ્રીગોકુલેશના ગ્રન્થથી સ્પષ્ટ થઇ જ જશે. પણ જ્યાં વર્ણભેદને જ ઉદ્દેશીને મીમાંસા ચાલતી હોય ત્યાં તે અનવકાશ છે. × ×

(૫) પૂના, રવિ.
9 th August 1925.

× × રામેશ્વરથી હૈદ્રાબાદ જઇને મુંબાઇથી ગઇ કાલે શ્રીતિલકાયિત નાથદ્વાર ગયા. જય જયશ્રીગોકુલેશના ભરુચી વૈષ્ણવોને આપ પુષ્ટિમાર્ગીય ગણો છો કે નહિ એમ તેમને તારથી મદ્રાસ મેં પ્રશ્ન કર્યો તેનું ઉત્તર નથી ? × ×

(૬) Poona, Wednesday.
(August 1926)

*Dear Ujamshibhai,*

Read the latest issue of "Gujarati," wherein the writer of the correspondence is suspected to be or same victim of. You need not–unless you consider it absolutely necessary–send your answer to that प्रवादिन्, ;but you should, I think, make your position clear at least to me or to the readers of your monthly. You may point out from भक्तिप्रकरण in निबन्ध (1) that भक्तिमार्ग-to say nothing about पुष्टि–is quite different from वैदिक मार्ग, (2) that after settling the meaning of वेद distorted by पूर्वमीमांसक and शाङ्कर etc. the आचार्य considering the times kept वेदमार्ग distinct and preached भक्तिमार्ग, (3) that the आचार्य has styled those who do not covet

* દા. શ્રીમદાચાર્યચરણને પણ એમ જ થયું હતું. લેખક કાપડીઆ.

(૨)

ચૈત્ર. કૃ. ૧.
(22 nd April 1924.)

પ્રિયભાઇ,

જે ૫૦૦) રૂપીયાની વાર્તા લખે છે તે રકમ મને ખીમજીભાઇ કુંવરજી તરફથી બક્ષિસ આપવામાં આવી હતી. શ્રીસુબોધિનીજીનો દશમ પ્રથમાધ્યાય પ્રસિદ્ધ થતાં એક બ્રાહ્મણે તે વૈષ્ણવનાં કર્ણમાં વિષ સિંચીને અમને વેર ન કરાવ્યું હોત તો આજે પંદર વર્ષમાં કેટલાક અધ્યાય થઈ ગયા હોત. આ પ્રસંગ આપ રા....ને પૂછશો અને શ્રીસુબોધિનીજી માસિકના પ્રથમ વર્ષનો દ્વાદશાંકું વાચશો. મેં તે કાર્ય છોડયું ત્યારે ગોકુલદાસે તે કાર્ય સ્વીકાર્યું. તેમની પ્રશંસાસમયે તત્કાલીન તંત્રીએ એ ૫૦૦) ની વાર્તા લખી છે, તેનો ઉપયોગ કરે છે. વસ્તુસ્થિતિ...સમજાવશે. ભરુચીઓ તરફથી એક પાઇ પણ મને મલી નથી. મેં શ્રીસુબો. ૧૦ ના ૫૦૦ લીધા તેથી હું ભાડુતી અને તેવા "ભાડુતી બ્રાહ્મણનું શરણ" ભરુચીઓને લેવું પડયું એમનો...આશય સ્પષ્ટ છે.

યજ્ઞોપવીત સંસ્કાર છે, ત્રૈવર્ણિકને તેનો અધિકાર છે. યજ્ઞોપવીત પ્રાપ્ત કરીને, સ્વાધ્યાયનું અધ્યયન કરીને, તદર્થ જાણીને, અનુષ્ઠાન આચરીને, અક્ષરબ્રહ્મદ્વારા "બ્રહ્મવિદાપ્નોતિ પરમ્" શ્રુત્યુક્ત ફલભોગ વરણથી સત્યાદિયુગમાં થતો. એ વૈદિકી મર્યાદા માયાવાદીએ ભ્રષ્ટ કરી તેથી અણુભાષ્યનું પ્રાકટ્ય. શાસ્ત્રાર્થનિબન્ધના પ્રારમ્ભના ૨૫ અને ભક્તિપ્રકરણના સપ્તમ શ્લોક વાચવાથી આપનો નિશ્ચય થશે કે વૈદિક માર્ગથી અવિરુદ્ધ ભગવન્માર્ગે જ હવે તો કલ્યાણ થઈ શકે, અને યાવન્માત્ર વૈદિક સાધન પણ માત્ર ભગવન્માર્ગમાં જ પર્યવસિત થાય છે, તેથી જ આપણા યુગમા પ્રપત્તિમાર્ગ શ્રેયસ્કર कलौ भक्त्यादिमार्गा हि दुःसाध्या इति मे मतिः કથીને સર્વમાર્ગેષુ નષ્ટેષુ ઇત્યાદિએ જે શરણમાર્ગ ઉપદિશ્યો તે શરણમાર્ગ નિઃસાધનતાપ્રધાન હોવાથી મારા પૂને આવ્યા પછી...આ કંપનીએ નિઃસાધનતા=આલસ્ય કથીને મારા પર જે આક્ષેપ કર્યો છે તે "પુષ્ટિમાર્ગમાં સાધન હોય કે?" એ શીર્ષકના બે લેખની સહીથી પુ. ભ. સુધાના ૬ ઠા વર્ષના અન્તિમ ભાગમાં પ્રસિદ્ધ થયા છે, જે વાચવાથી આપને આનન્દ થશે. પાછળથી તે...ની કંપનીમાં ભાગલા પડયા, તે પણ પતાકામાં જોયુંજ છે, મેં ખીમજીભાઇ પાસે રકમ માગી નથી, ભાવ ઠેરવ્યો નથી, પણ મને કોઇ આપે તો તેનો ઉપયોગ કરતાં મને આવડે છે, તેથી મેં ૫૦૦ સ્વીકાર્યા. × ×

(૩)

શ્રા. શુ. ૬
7 th August 1924

× × "ભાગવતપાઠ" વિષયની ચર્ચામાં તેલીવાલાને જે કહેવું યુક્ત લાગશે તે કહેશે જ. આપ હાલ મૌન ગખશો. મહારાજશ્રી ગોકુલનાથજીનો તાર અને ગીનજરત્નલાલનાં પત્ર દેશકાલમાત્રને જ અનુસરે છે, જ્યારે શ્રીપુરુષોત્તમજીએ શૂદ્રાધિકરણમાં શાસ્ત્રને અનુસરીને આજ્ઞા કરી છે, અને જે માર્ગમાં દૈન્યેજ સર્વકાર્યસિદ્ધિ તે માર્ગમાં કૃપાએ આજ્ઞાવિશેષનો લાભ લઇને શ્રીમદાચાર્યપ્રભૃતિની આજ્ઞાનો વિરોધ સર્વથા અકર્તવ્ય જ છે. × × બ્રહ્મવિદ્યામાં પછી તે ઔપનિષદ હોય કે શ્રીમદ્ભાગવતીય હોય તો એ અનુપનીતનો શાસ્વતઃ તો અનધિકાર જ, જો કે વ્યવહારમાં તો અનુપનીત યવનમ્લેચ્છાદિ પણ ગાયત્રી પણ મુદ્રિત થઇ જવાથી વાચે છે જ, અને કોઇપણ વૈદિક ઉપનીત તેને રોધી શકતું નથી, કારણ સ્પષ્ટ છે. × × ×

(૮)

× × આપણે કરકસરથીજ કાર્ય કરીએ છીએ એમ જાણે છે જ, અને કવચિત્ વિરુદ્ધ પણ જલ્પાય છે કે અતિશય કરકસરથી 'સમ્પ્રદાયની સેવામાં પાછળ પડયા. × × પ્રવેશ ભૂત ભૌતિકમાં નહિ થઇ શકવાથી મનોમય વેદનો અને વિજ્ઞાનમય જીવનો કાર્યત્વે ઉત્પાદ માની શકાતો નથી, કાર્ય તેને જ કથી શકાય જેનો પ્રવેશ ભૂતમાં વા ભૌતિકમાં પણ હોઈ શકે, વેદ તેમ જીવ પણ ભૂત-ભૌતિક નથી તેથી કાર્ય નથી, પરંતુ નિત્ય છે. વેદ પ્રભુનું મનોમય અને જીવ વિજ્ઞાનમય સ્વરૂપ છે, આનન્દમયમાંથી જીવાત્મનું અનુભવવા વિજ્ઞાનમય અને તદનન્તર તેનું શાબ્દરૂપ વેદ વા મનોમય. ઉત્પત્તિ અન્નમય પ્રાણમયની જ હોય, આન્તરત્રયની મનોમય-વિજ્ઞાનમયાનન્દમયની નહિ જ. આનન્દમયવિષયક પ્રશ્ન જ નથી તેથી ઉત્તર પણ નથી. અન્ય ટીકાકાર મનોમયશબ્દે મનોવિકારનું અને વિજ્ઞાનમયશબ્દે બુદ્ધિવિકારનું ગ્રહણ કરે છે તેમ આપણે કરતા નથી÷ × × ૨૫૦ લેવાની ભૂલ ગોવિન્દલાલે કરી હોય તો તેમને તેની પ્રતીતિ કરાવીને તે રકમ પાછી અપાવી દો. આપણે મહારાજના રૂપીઆ લેવા એ હું યોગ્ય જ માનતો નથી, પરંતુ ગોવિન્દલાલ તેમ માનતા હો તો હું નિરુપાયત્વે શાન્ત જ રહું. મહારાજનાં પુસ્તક લેવાય, પણ નાણાં ન જ લેવાય એમ મારો મત છે, પણ ગોવિન્દલાલનું મત તેમ નથી, અને અત્યારે જે દોષ આપણે ઈતર ઉપર મૂકીએ તે જ દોષનું પાત્ર આપણે થઇએ જ છીએ. અરે ! એમના સમ્બન્ધે દુષ્ટ તે દોષ મને પણ આરોપશે જ. મુમ્બાઈમાં મિ. તેલીવાલાએ લાલચ આપીને ગોવિન્દલાલને ફસાવ્યા એમ હું માનું છું. હજી પણ ભૂલ સુધારી શકાય છે. × × ×

રા. વાડીલાલ નગીનદાસ શાહને ત્યાં

(૯)

કા. વ. ૧.

20 th, March 1927.

આપના સુદૃઢ માનથી પુ. સુધાના જીવનવિષયક ભીતિ જણાય છે. ભાદ્રપદ પછી માસપટ્ટમાં એક પણ અંક ન પ્રસિદ્ધ થાય ત્યારે ઉપસંહાર જ અભીષ્ટ છે ? × × સંસારની પ્રવૃત્તિ દિનપ્રતિદિન વૃદ્ધિજ પામવાની, એનો રોધ ભગવત્કૃપા કરે એમ તીવ્ર આર્તિ રાખવી, જેથી "हरिणा ये विनिर्मुक्ताः" માં ગતિથી રક્ષાઇએ. × ×

ભિન્ન ભિન્ન વિષયો ઉપર શાસ્ત્રીજીનું મન શું હતું તે રજુ કર્યું છે. કેવલ મૂર્તિપૂજા કરવા કરતાં શાસ્ત્રી શું કહેવા માંગતા તે સમજીને તે પ્રમાણે આચરણ કરવાનો નિશ્ચય કરવાથી લાભ છે. પુષ્ટિમાર્ગમાં તો હવે કેવલ મૂર્તિપૂજા થતી ચાલી છે. શ્રીવલ્લભાચાર્યનાં ગુણો ગાવા, પણ આચરણ તો મનસ્વી જ કરવું એને હું શ્રીવલ્લભાચાર્યની મૂર્તિપૂજા કહું છું. बुद्धिप्रेरककृष्णस्य पादपद्मं प्रसीदतु ।



÷ અત્યારે પણ મને આ વિષયમાં બરાબર સમજણ પડતી નથી. કદાચ ગુરુના અભાવે મરણપર્યન્ત પણ સમજ ન પડું તો મને શી હાનિ છે એ કોઈ પુષ્ટિમાર્ગીય ભક્ત સમજાવશે ?

લેખક: ઉજમશી.




(લે. પરમભગવદીય મગનલાલ મોહનલાલ.)

શ્રીવલ્લભચરણનખચન્દ્રની છટાથી વિભૂષિત છે હૃદયારવિન્દ જેમનું એવા તથા શ્રીવલ્લભાધીશની અલૌકિક વાક્સુધાનું અત્યાસક્તિપૂર્વક પાન કરનારા તથા સ્વકીય ભાગ્યવાન વૈષ્ણવવૃન્દને તે પાન કરાવનારા મહાનુભાવી પરમ ભગવદીય શાસ્ત્રીજી મગનલાલ ગણપતિરામનાં સ્વરૂપને જીવબુદ્ધિથી સમજવું જેટલું દુર્ઘટ છે તેથી વિશેષ દુર્ઘટ તેને પ્રાકૃતવાણીથી બીજાને સમજાવવું એ છે. આકાશ અત્યન્ત વિશાલ હોય છે તથાપિ પક્ષી પોતાની શક્તિપર્યન્ત જ ઉડી શકે છે એવી અમારી પરિસ્થિતિ તેમનાં યશોગાનસમ્બન્ધે છે. એક વિદ્વાને ગાયું છે કે—

वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि । लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति ॥

અર્થ—શ્રેષ્ઠ પુરુષોનાં મન વજ્રથી પણ કઠોર અને કુસુમથી પણ મૃદુ હોય છે તેમને બરાબર સમજવાને કોણ યોગ્ય છે વારૂ?

આશય એ છે કે પરમ ભગવદીય મગનલાલ શાસ્ત્રીજી જેવા ભગવદીયના હૃદયને સમજવાને યોગ્યતા પ્રાકૃત મનુષ્યોમાં હોતી નથી એ સ્વાભાવિક છે. શ્રીકૃષ્ણચન્દ્ર પ્રતિ આદ્યમહિષીએ કહ્યું છે કે—

त्वत्पादपद्ममकरन्दजुषां मुनीनां वर्त्मास्फुटं नृपशुभिर्ननु दुर्विभाव्यम् ।
यस्मादलौकिकमिवेहितमीश्वरस्य भूमंस्तवेहितमथो अनु ये भवन्तम् ॥

ભા. દ. ઉ. અ. ૧૧ શ્લો૰ ૩૬.

અર્થ—આપનાં ચરણકમલના મકરન્દનું પાન કરનારા મુનિઓનો માર્ગ અસ્ફુટ હોય છે અને મનુષ્યપશુઓથી તે કળી શકાતો નથી, કારણકે જેમ ઈશ્વરનું ચેષ્ટિત અલૌકિક હોય છે તેમ હે ભૂમન! આપનું ચેષ્ટિત છે, જ્યારે આપના સેવકોનું તો કંઇક ઓર જ પ્રકારનું હોય છે. આનો ભાવ શ્રીમહાપ્રભુજીએ શ્રીસુબોધિનીજીમાં પ્રકટ કર્યો છે. તેમાં એક વાક્ય છે કે—

એટલે કે ભગવાનનું ચેષ્ટિત તો શાસ્ત્રમાં તેનો ભાવ વર્ણવેલો હોવાથી જાણી પણ શકાય છે પરન્તુ તદીયોનો અભિપ્રાય તો જાણવો અત્યન્ત અશક્ય છે.

भगवतस्त्वीहितं शास्त्रेषु भाववर्णनाज्ज्ञातुमपि शक्यम् । तदीयानां तु सुतरामेवाभिप्रायो न बुध्यत इति भिन्नप्रक्रमः ।

આમાં નિજજનનો આશય એ છે કે પરમ ભગવદીય વિદ્વદ્રત્ન મગનલાલજી ઉપર ઉપરથી જોતાં ભાગ્યહીન જનોને જેટલા કઠોર જણાયા તેટલાજ મૃદુ, ભાગ્યશાળી પુરુષોએ તેમના ગાઢ પરિચયથી તેમને અનુભવ્યા એટલુંજ નહિ, પણ તેમના પદરજપ્રતાપે પુષ્ટિમાર્ગની ઝાંખી પણ કરી, જે નૃપશુઓને સુદુર્લભ છે. ભગવત્કૃપા વિના પરમ ભગવદીયોના ગાઢ પરિચયમાં આવી શકાતું નથી માટે નિજજનને આ લાભ મળ્યો તે પણ ભગવત્કૃપા જ.

જે બીજે નથી મળતું તે વૈષ્ણવશિરોમણિ મગ્નલાલ શાસ્ત્રીજીમાં મળ્યું. જગતમાં બ્રાહ્મણત્વ તથા વૈષ્ણવત્વ એકત્રમિલિત કોઇએ જોયું છે ? તેમજ અગાધ પાણ્ડિત્ય તથા પરમ દૈન્ય એકત્રમિલિત કોઈએ અનુભવ્યું છે ? વિરુદ્ધધર્મોશ્રય પ્રભુની ઝાંખી તો પુષ્ટિમાર્ગમાં જ થાય છે અને તે શ્રીનવનીતપ્રિયાજીએ અનુગ્રહ કરી પોતાના આશ્રિતને ભક્તવર્ય શ્રીમગ્નલાલજીના સ્વરૂપમાં કંઇક કરાવી એમ જો માનીએ તો શ્રીવલ્લભચરણામ્બુજદ્વયાસક્ત મધુપ મગ્નલાલજીનું એકકાલાવચ્છિન્ન જગતમાં નૈદાઘ પ્રચણ્ડ ભાસ્કરસમ પ્રકાશિત થવું અને નિજ ભાગ્યવાન વૈષ્ણવવૃન્દ સમક્ષ મૃદુ શારદ ચન્દ્રસમ આહ્લાદક થઈ તેમને પુષ્ટિમહારસનું અત્યનુપમ પાન કરાવી કૃતાર્થ કરવા એ કાર્ય અદ્ભુતકર્મા શ્રીયશોદોત્સઙ્ગલાલિતનું અથવા એવા પ્રભુ જેમના હૃદયારવિન્દમાં બિરાજે છે એવા શ્રીઆચાર્યજી મહાપ્રભુજીનું નથી તો કોનું છે ? આમાં અતિશયોક્તિલેશ પણ નથી. એમના પરિચયમાં આવેલા સર્વને એ વાત વિદિત જ છે.

એમની નિજજન પર કૃપા અગાધ હતી. પ્રથમ વિશેષ પરિચય ન હતો ત્યારે મુંબઈમાં પુનેથી આવી વૈષ્ણવપરિષત્‌ને સ્થાને નિત્ય સ્વમાર્ગીય ગ્રન્થો એ વાચતા ત્યાં નિજજન ઉપસ્થિત થતો અને યથાધિકાર કથામૃતનું પાન કરતો. શાઙ્કરવલ્લભભાષ્યની તુલનાના તેમ જ ઇતર જાહેર વ્યાખ્યાનોમાં પણ ઉપસ્થિત થતો તેમ જ ગટુલાલજીની લાયબ્રેરીમાં પણ એમની પાસે શ્રવણાર્થ ઉપસ્થિત રહેતો. જેમ જેમ શ્રવણ થતું તેમ તેમ શ્રવણાર્થ આસક્તિ વધતી, અને અન્યાસક્તિ નિવૃત્ત થતી. એમની પાસેથી નિજજને વૈષ્ણવપરિષત્‌ને સ્થાને પ્રથમ સર્વનિર્ણયનિબન્ધ તૃતીયાધ્યાય અણુભાષ્ય તથા સસાહિત્ય ફલપ્રકરણ સુબોધિનીજીમાંથી કંઇક કંઇક શ્રવણ કર્યું. પછી વિશેષ પરિચય થતાં શ્રીનવનીતપ્રિયજીનાં દર્શનાર્થ સાયંકાલે એમના અઙ્ગભૂત સ્નેહી સાથે એ લાલબાવાના મન્દિરમાં આવતા ત્યારે નિજજનની પ્રાર્થના થતાં આરતીથી શયનપર્યન્ત તેના પર કૃપારસ વર્ષાવતા તેથી ભાગ્યવાન શ્રોતૃગણ પણ કૃતાર્થ થતો. એમની પાસેથી નિજજને બૃહત્સ્તોત્રસરિત્સાગરમાંથી શ્રીહરિરાયજીના ગ્રન્થો, શ્રીગુસાંઇજીના ભક્તિહંસ તથા ભક્તિહેતુનિર્ણય વિગેરેનું પાન કર્યું છે. તેમ જ રાત્રિએ એમને સ્થાને કાત્યાયનીવ્રતપ્રસઙ્ગના સુબોધિનીજી, સસાહિત્ય ભ્રમરગીતનાં સુબોધિનીજી, યોગિગોપેશ્વરજીના ભક્તિમાર્તણ્ડનો અમુક ભાગ, દ્વિતીયસ્કન્ધ સુબોધિનીજી પ્રકાશ સાથે, પુનઃ સસાહિત્ય ફલપ્રકરણ સુબોધિનીજી, પુનઃ નિજજનની પ્રાર્થનાથી સર્વનિર્ણયમાંનું ભક્તિપ્રકરણ, એકાદશસ્કન્ધ સુબોધિનીજીનો અમુક ભાગ વિગેરે અત્યલૌકિક પુષ્ટિવાક્સુધાનું પાન કર્યું છે એ એમની કૃપાથી જ થયું છે. આ ઉપરાંત નિજજન ઉપર બીજી કૃપા થયેલી છે તે એ કે એમણે પુષ્ટિમાર્ગના સંસ્કૃત સાહિત્યમુદ્રણના કાર્યમાં નિજજનનો વિનિયોગ એમની કરુણામયી દૃષ્ટિથી કર્યો છે. સંસ્કૃત ગ્રન્થોનાં પ્રુફો તપાસવા, શુદ્ધિપત્રકો તૈયાર કરાવવા, પરિશિષ્ટો તૈયાર કરાવવા, પ્રેસ કોપીઓ તૈયાર કરાવવી પ્રેસમાં જઇને શું શું કરવું તેની સૂચનાઓ નિજજનને કરવી પોતાના ખાનગી કામોમાં પણ નિજજનનો ઉપયોગ કરવો વિગેરે અનહદ કૃપા કરી છે. સાહિત્યના કાર્યમાં (નિજજને શોધી રાખેલી અશુદ્ધિઓ તરફ લક્ષ આપવું વિગેરે કાર્યમાં ) તેમજ ઇતર સમયે નિજજનને શાસ્ત્રીજી સાથે એકાન્ત થતું તે સમયના એમના હૃદયોદ્‌ગારોનો લાભ મળતો, તેમજ શાસ્ત્રીજી જેમને પોતાના દક્ષિણ તથા વામહસ્ત તરીકે માનતા એવા ભાગ્યવાન ભગવદીયો રા. રા. ધીરજલાલ મગનદાસ સાંકળીયા તથા રા. રા. વાડીલાલ નગીનદાસ શાહ સાથે સમ્પ્રદાયની સિદ્ધાન્તવિષયક ગૂઢ તથા ઇતર વાતો થતી તેવા પ્રસંગોનો પણ લાભ લેવા આ નિજજન ભાગ્યશાળી થયો છે. નિજજનને શાસ્ત્રીજી 'સાધુ' શબ્દથી કહેતા. 'આવ્યા સાધુ ! પ્રુફ તૈયાર છે કે ?' 'ક્યાં ગયો સાધુ !' વિગેરે વાક્યો આજે આ એમના 'સાધુ'ના કર્ણમાં માત્ર ભણકારારૂપજ છે. આ ઉપરાન્ત

એમના દક્ષિણ તથા વામહસ્તના પણ ગાઢ પરિચયમાં આવવાને આ એમનો સાધુ ભાગ્યશાળી થયો છે. આ બધો લાભ મળ્યો અને શાસ્ત્રીજીએ પોતાનો ગણ્યો એમાં કારણ મોટાઓની કૃપાજ છે એમ નિજજન માને છે. શ્રીમહાપ્રભુજીનું વાકય છે કેઃ—

'अत्र महापुरुषकृपैव कारणम्' श्रीसुबोधिनीजी १०–८–४८.

આ વાકયનો આશય એ છે કે **પુષ્ટિભક્તિ પોતાના શ્રવણાદિક કોઈપણ સાધનથી મળતી નથી પણ મહાપુરુષોની કૃપાથીજ** મળે છે, માટે સાધનસાધ્ય નથી પણ શાસ્ત્રીજીનાંજ વચનમાં કહું તો 'દાનતઃ' સાધ્ય છે.

વળી નિજજન એમ માને છે કે જેઓ શાસ્ત્રીજીના ગાઢ પરિચયમાં આવ્યા તેવા ભગવદીયોને પુષ્ટિમાર્ગનાં દર્શન થયાજ, એટલુંજ નહિ પણ તેવાઓને કોઈપણ જાતના સાધન કરવાની અપેક્ષા રહેતી નથી. તેઓ તો એમનાં દર્શન એમનો સત્સંગ એમની સેવા વિગેરેથીજ કૃતાર્થ છે એટલુંજ નહિ પણ તેઓની શુદ્ધિ હ્રતઃની શુદ્ધિ કરતાં વધારેજ છે. કહ્યું છે કેઃ—

केचित् केवलया भक्त्या वासुदेवपरायणाः । अघं धुन्वन्ति कार्त्स्न्येन नीहारमिव भास्करः ॥१५॥

न तथा ह्यघवान् राजन् पूयेत तपआदिभिः । यथा कृष्णार्पितप्राणस्तत्पूरुषनिषेवया ॥१६॥

અર્થ—કેટલાક કેવળ ભક્તિથી વાસુદેવમાં પરાયણ થઈને સૂર્ય જેમ ઝાકળનો નાશ કરે તેમ પાપનો સમ્પૂર્ણપણાથી નાશ કરે છે. ૧૫.

હે રાજન્! પાપી પુરુષ કૃષ્ણને પ્રાણ સોંપી દઈને કૃષ્ણના ભક્તની પુષ્કળ સેવા કરવાથી જેટલો પાવન થાય છે તેટલો તપ વિગેરેથી પાવન થતો નથી. ૧૬

વળી પણ વાકય છે કે—

शुद्धिर्नृणां न तु तथेड्य दुराशयानां विद्याश्रुताध्ययनदानतपःक्रियाभिः ॥
सत्त्वात्मनां ऋषभ ते यशसि प्रवृद्धसच्छ्रद्धया श्रवणसम्भृतया यथा स्यात् ॥

भा. ११–६–९.

અર્થ—હે પ્રશંસાયોગ્ય પ્રભો! હે દેવોમાં શ્રેષ્ઠ! દુષ્ટ હૃદયવાળા મનુષ્યોની શુદ્ધિ જેટલી આપના યશના શ્રવણથી એકઠી કરેલી આપના યશ વિષે અત્યન્ત વૃદ્ધિ પામેલી સતશ્રદ્ધાથી થાય છે, તેટલી વિદ્યાધ્યયન, વેદોનું શ્રવણ વેદોનુ અધ્યયન, દાન તપ વિગેરે ક્રિયાઓથી થતી નથી.

આ બધાનો સાર એ છે કે શાસ્ત્રીજી જેવા મહાન્ ભગવદીયાએ નિત્ય કરેલા ભગવદ્યશોગાનના નિત્ય શ્રવણાદિથી ભગવાનના યશમા અત્યન્ત વૃદ્ધિ પામેલી સતશ્રદ્ધાથીજ જીવ કૃતાર્થજ છે અને તેને કોઈપણ સાધનની અપેક્ષાજ નથી.

શાસ્ત્રીજીનો પુષ્ટિમાર્ગનો કેટલો ઉંડો અભ્યાસ હતો અને એમણે કેવો મર્મ જાણ્યો છે તેની સાક્ષી એમના નીચેના બે પત્રોજ પૂરે છેઃ—

શાસ્ત્રીજીએ પ ભ. ધીરજભાઈ પર સંવત ૧૯૯૧ ના વૈ. શુ. ૪ ને સોમ તા. ૬–૫–૩૫ દિવસે લખેલા પત્રની પ્રતિકૃતિ.

॥ શ્રીવલ્લભઃ ॥

ભરૂચ, સોમ

પુષ્ટિમાર્ગનું શ્રીગુસાંઈજીએ આપેલું લક્ષણ મારા હૃદયમાં આકીર્ણ થઈ જવાથી શાસ્ત્રીય જ્ઞાનભક્તિને હું પુષ્ટિમાર્ગીય માનતો નથી એ તમે સારી રીતિએ જાણો છો. તમારા જીવનમાં જે સત્ય નિશ્ચિત તમે કર્યું હોય તે પ્રકટ કરવાનો અલભ્ય લાભ તમને પ્રભુકૃપાએ મળ્યો તેથી હું રાજી છું પ્રચલિત સંપ્રદાયને હું 'બ્રાહ્મણીઓ' સમ્પ્રદાય વારંવાર કહું છું, એ પણ તમે

જાણો છો. તમારા સર્વ લેખ નહિ પરન્તુ બહુધા વાચ્યાં છે, સામા પક્ષનું કંઈપણ વાચ્યું નથી. યત્રપર્યન્ત ભગવાન્ સ્વયં પ્રકટ થઈને નિરોધદાન ન કરે તત્રપર્યન્ત તે નિરોધી પણ હું પુષ્ટિમાર્ગીય કહેતો નથી. નિરોધનું પ્રથમજ અંગ ભક્તના અસહ્ય અન્યાપ્રતીકાર્ય દુઃખે ભગવાનનું પૂર્ણ પ્રાકટ્ય છે, તત્પ્રાક્ જે કંઈ તે સર્વજ મર્યાદિક, વિહિત અર્થાત્ તમે જે શ્રવણાદિ માનો છો તે પણ ધર્મમાર્ગીયજ છે, નહિ કે ધર્મિમાર્ગીય, તે માર્ગમાં તો ભગવત્સંયોગ અને ભગવદ્વિરહ વિના ઇતર કાંઈજ નથી. શ્રવણાદિ ષટ્પ્રકારક ધર્મમાં ઉત્તમોત્તમજ છે. બ્રાહ્મણો અને પેટવારી એ ઉભયથી તમારૂં મન્તવ્ય અત્યન્ત શ્રેષ્ઠજ છે. અને તે શુકમાર્ગ છે. શ્રવણાદિમાં વર્ણાશ્રમત્યાગ કર્તવ્ય છેજ. પુષ્ટિમાં સર્વ દાનતઃ સિદ્ધ છે. નિબન્ધનો ભક્તિમાર્ગ પ્રાથમિક છે.

શ્રીસુબોધિનીજી દશમસ્કન્ધ પછીના પૂર્ણ મળતાં નથી, તથાપિ જો દ્વિતીયસ્કન્ધનો દશમાધ્યાય વાંચવાથી યદભિવિશન્તિ શ્રુતિનુંજ મર્મ દ્વાદશસ્કન્ધીય ક્રમ પ્રાપ્ત આશ્રય છે, અને ઉત્તમોત્તમ ફલ આશ્રયજ છે. જો કે કેટલાક આચાર્યોએ નિરોધને મહાફલ કહ્યોજ છે, એમ હું માનું છું. વસ્તુતઃ અન્વયથી પંચ અને વ્યતિરેકથી પંચ એમ એકંદરે દશ લીલા સર્વના મૂલમાં અને તે મૂલનીજ સર્વ પ્રતિકૃતિ માત્રમાં અનુભવાવવી એ શ્રીમહાપ્રભુજીનો આશય જણાય છે. અત્ર વિમર્શપ્રક્રિયા કાલે આરંભાશે. પુનઃ લખું છું કે અત્રજ આવો. મનમોહનદાસ સપરિકર અત્ર છે જો કે તે ભિન્નયૂથ છે. સર્વને ભગવત્સ્મરણ.

M. G. Shastri

પ. ભ. ધીરજભાઇ પર તા. ૨-૧૧-૩૪ લખેલો પત્ર.

॥ શ્રીવલ્લભઃ ॥

વડોદરા, શુદ.

અખણ્ડ બ્રહ્મવાદ શ્રીમહાપ્રભુજીએ અમુકજ પ્રસંગોમાં નિરૂપ્યો છે. ઉદાહરણ નિબંધમાં પ્રમેયપ્રકરણના અન્તમાં, આનન્દમયસૂત્ર ભાષ્યના અન્તમાં, શ્રીઉદ્ધવકૃત શ્રીનન્દોપદેશમાં, પ્રભુકૃત શ્રીવસુદેવોપદેશમાં, અને એકાદશમાં વારંવાર શ્રીઉદ્ધવજીને, આશ્રયનિરૂપણમાં દ્વાદશસ્કન્ધનો ઉપસંહાર કરતાંજ તે યથાર્થ નિરૂપાય, તેથી દ્વાદશસ્કન્ધીય વિવૃતિના અભાવમાં યત્ર યત્ર સૂચવ્યો છે તત્ર તત્રથી સંગ્રહ કરીનેજ નિર્વાહ કરવો પડે છે. દષ્ટિબિન્દુ અસ્ફુટ નથી. આધિદૈવિક વાદમાં પણ આધારાધેયત્વ નિયમ્ય નિયામકત્વ ચક્ષુશ્ચક્ષુઃ સદ્યુક્તપ્રકારે સ્વીકારતાં ઐચ્છિક દ્વૈતાદ્વૈતમાંજ પર્યવસાન થાય છે. તેથી શુદ્ધાદ્વૈતથી તે કક્ષા કિંચિન્માત્ર પણ અપકૃષ્ટ ખરીજ, યત્ર આધારાધેયત્વાદિ સર્વજ ઇદંત્વપ્રકાર પણ ન રહે અને જે છે તે એકજ અખંડ કૃષ્ણબ્રહ્મ છે એ અખંડરસનું ઉતરં છે. તત્ર કૃષ્ણથી લેશમાત્ર પણ ભિન્ન ધર્મલીલાદિની સ્ફૂર્તિ પણ રહે નહિ. જ્ઞાનમાર્ગમાં અહંબ્રહ્મોપાસનામાં પણ અહંત્વ રહે છે તેથી સર્વાત્મભાવવાન વિરહીનેજ એમાં અધિકાર છે, તાદૃશ વિરહમાં પ્રભુની પણ અપેક્ષા નથી ત્યાં લીલાદિની અપેક્ષા ક્યાંથી હોય! ઉત્કટ વિરહ કેવલ દાનસાધ્ય, તેથી શ્રીમહાપ્રભુજીના પણ કૃપાપાત્રમાં શ્રીદામોદરદાસજીનેજ એ દાન હતું અને તેથી તેમનું સ્વરૂપાદિ (ભિન્ન) કાંઈ પણ નહિજ. બ્રહ્મવિત્ બ્રહ્મ ભવતિ ઇત્યાદિશ્રુતિનો અર્થ શ્રીમહાપ્રભુજી કાંઇક એવોજ કરે છે. હાલ તો તેવાં સ્થલો વારંવાર વિચારો, સાધન નિઃસાધન જેવુંજ આ આધિદૈવિક નૈર્ગુણ્ય છે.

શાસ્ત્રીજીમાં નીચલા ગુણો સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છેઃ—

પોતાના પરિચયમાં આવનાર પ્રત્યેક વ્યક્તિના યથાર્થ સ્વરૂપને જાણે, સદોષનો ત્યાગ ન કરતાં દયા કરી અંગીકાર કરે, સર્વમાં ભગવાન્ બિરાજે છે એમ જાણી સર્વને માન આપે, કોઇના દોષ સાંભળવા રાજી નહિ, કોઈના દોષ ગાવા રાજી નહિ છતાં કોઈ મિત્ર ભુલ કરતો

હોય તો તેની આંખ ઉઘાડે, અંધાધુધી ચલાવ્યાજ કરવી એવા વિચારો નહિ, તેનો વિરોધ કરવા યત્ન ચાલુ, ગોસ્વામી બાલકોની સમીપમાં સવિનય સ્થિતિ તથા સંકટ પ્રસંગે સદા તેમની સેવામાં હાજર રહેવું, સર્વ સાથે મળતાવડો સ્વભાવ રાખવો, પોતાનું જીવન પરાર્થ છે એ વાત ભૂલવી નહિ, સર્વ પર દયા રાખી બનતી સહાય કરવી, પોતાને જે મળે તેમાં સન્તોષ માનવો, પોતાની તુચ્છતાનું નિરન્તર ભાન રહેવું, કેવલ આશ્રયથીજ પ્રભુ સર્વ સિદ્ધ કરશે એવો દૃઢ વિશ્વાસ, લોકવેદમાં બિલકુલ આસક્તિ નહિ, શ્રીમહાપ્રભુજીને પોતાનું સર્વસ્વ માની તેમના કાર્યમાં પોતાના તન મન અને ધનનો નિરન્તર ઉપયોગ, સદાએ સાદાઈમાં રહેવું અને સરળતા રાખવી, કોઈની પાસેથી કંઇ પણ વસ્તુની અપેક્ષા રાખ્યા વગર તેનું હિત કરવું, આવેલા અતિથિનો અવશ્ય સત્કાર ધનથી વચનથી વિનયથી ઓળખાણથી કરવો. જ્ઞાનની ઈચ્છાથી આવેલાનું સન્માન કરી વગર સ્વાર્થે જ્ઞાનદાન કરવું, સાચો સ્નેહ રાખવો, જેની સાથે સ્નેહ બાંધ્યો તેનો દોષ જાણ્યા છતાં તે દોષનું ગ્રહણ ન કરતા તેનો ત્યાગ ન કરતાં તેના હિતમાં મંડયા રહેવું, સાચી સલાહ આપવી. સામાના ગુણ જાણવા તથા દોષ પર લક્ષ ન આપવું, વિદ્વાનની કદર કરવી, વિદ્વાનને સારી મદદ કરવી, પ્રકાશનકાર્યમાં ખન્તથી પરાયણ રહેવું, અપેક્ષા નહિ છતાં અનાયાસે સિદ્ધ થાય તેમાં હું તો આ નહિ લઉં એવો દુરાગ્રહ નહિ, બ્રાહ્મણપણાનું અભિમાન નહિ, વૈષ્ણવપણાનું સુંદર અભિમાન, લોકમાં બુદ્ધિભેદ ઉત્પન્ન કરવો નહિ, કાપટયથી વર્ણાશ્રમ પાળવો, ભાષણોમાં ગપ્પાં નહિ કોઈની નિન્દા નહિ, મુદ્દાસર કથન, પુષ્ટિસિદ્ધાન્ત બરાબર સામાને ગ્રહણ થાય તેવી રીતે સમજાવવો, કથાશ્રવણમાં જિજ્ઞાસુને સન્તોષવો, બધું નિશ્ચિત કરેલું તે એટલે સુધી કે અત્યન્ત ગૂઢ પ્રશ્નોના એકાન્તમાં સંતોષકારક ઉત્તરો આપવા, સમ્પૂર્ણ નીડરતાથી સ્પષ્ટવક્તૃત્વ, સર્વ દ્રવ્ય પ્રભુનું છે માટે આવશ્યક અર્થે વાપરવું તથા ખોટો ખર્ચ નહિ, સદાએ નિજજનો પર અમીવૃષ્ટિ વર્ષાવ્યા કરવી વિગેરે વિગેરે.

આ લેખ તો માત્ર દિગ્દર્શન છે. એમનાં સ્વરૂપને સમજાવવા માટે પૂરતો નથી. એમનો સત્સંગ કરનાર એમનો નિજજન એમને નીચેના શ્લોકમાં કહેલા વક્તા તરીકે જાણે છેઃ—

*गुणातीततया शुद्धान् सच्चिदानन्दरूपिणः ।*
*सर्वानेव गुणान् विष्णोर्वर्णयन्ति विचक्षणाः ।*
*तेऽमृतोदाः समाख्यातास्तद्वाक्पानं सुदुर्लभम् ॥*

*અર્થ*—ચતુર પુરુષો સર્વ વ્યાપી ભગવાનના સર્વ ગુણોને ગુણાતીતરૂપે શુદ્ધરૂપે તેમજ સચ્ચિદાનન્દરૂપે એટલે કે ભગવાનના સર્વ ગુણોને ભગવદ્રૂપેજ વર્ણવે છે. તેઓને અમૃત રૂપ જલના મહાસાગર સુંદર રીતે કહ્યા છે. તેમની વાણીનું પાન અત્યન્ત દુર્લભ છે.

સાર એ કે ચન્દ્ર કૈરવચક્રવાલને વિકસિત કરે છેજ. તેમ પુષ્ટિમાર્ગની અન્ધકારમય રાત્રિમાં નિજજનોનાં હૃદયરૂપી કૈરવોને એમણે કૃપાથી સુધાસંવલિત વચનરૂપી કિરણોથી પુષ્ટિ-પ્રબોધથી પ્રફુલિત કર્યાંજ. ચકોર ચન્દ્રિકાનું પાન કરે છેજ. તેમ નિજજનનાં નેત્રરૂપી ચકોરે એમની પ્રભાવશાળી વૈષ્ણવાકૃતિનું પાન કર્યુંજ. વૈષ્ણવબન્ધો ! તું ચોક્કસ સમજજે કે વાગીશના પરમકૃપાપાત્ર મગલાલજી પરમભાગ્યવાન્ વૈષ્ણવ દામોદરદાસ હરસાણી કૃષ્ણદાસ મેઘન માધવ ભટ્ટ કાશ્મિરી પદ્મનાભદાસ કોટિમાં વિરલા રાણા વ્યાસ પદ્મારાવળ આદિ સ્વકીય યૂથની સાથેજ નિકુંજમાં નિત્ય શ્રીવલ્લભાધીશની અલૌકિક અધરસુધાનું પાન કરે છે અને તારા જેવા નિજજનને પણ કરાવે છે.



# प्रपत्तिमार्गनो आदर्श

(લે. શ્રી. હીરાલાલ પી. ભંડારી, નાજર તથા કલાર્ક ઓફ ધિ સબજજ્જ કોર્ટ, જંબુસર.)

નિત્યલીલામાં પ્રવિષ્ટ ભગવચ્છાસ્ત્રનિષ્ણાત શાસ્ત્રીજી મમલાલભાઇનું પઠન પાઠન અને સર્વ કઠિન ધાર્મિક સવાલો ઉપર તેમનો સપ્રમાણ નિચોડ, એ પુષ્ટિસંપ્રદાય આલમને તેમજ અન્ય શાસ્ત્રપ્રેમીઓને સુવિદિત છે.

શ્રીમદ્‌વલ્લભાધીશ્વરે વેદ, પુરાણ અને શ્રીમદ્‌ભાગવતમાંથી અતિગૂઢ રહેલા પુષ્ટિમાર્ગને પ્રકટ કર્યાને સાડી ચારસો વર્ષનો આંકડો પૂરો થયો અને ઉપરાંત જે સમય ચાલે છે તેમાં એ માર્ગ ઉપર અનેક પ્રહારો થવા છતાં આજે પણ એ ઉજ્જવળ રહ્યો છે તેમાં કંઇક રહસ્ય છે. સદ્‌ગત શાસ્ત્રીજી મમલાલભાઇ અનેક વખતે કહેતા કે આ માર્ગ એકલોજ એવો છે કે જે વિશ્વધર્મ થવાને લાયક છે. ગીતાજી અને ભાગવતધર્મજ આ સમયને અનુકૂલ છે. કારણ કે ત્રિવર્ણ ઉપરાંત સ્ત્રી-શૂદ્રોનો ઉદ્ધાર જેવો આ માર્ગમાં સુલભ છે તેવો ક્યાંયે નથી. એવો આ માર્ગ શરણમાર્ગ યાને પ્રપત્તિમાર્ગ તરીકે વિશ્વોદ્ધાર માટે શ્રીવલ્લભાધીશ્વરે બ્રહ્મસંબંધ પ્રથાથી શરૂ કર્યો: તેમાં વિપુલતા બહુ સારા પ્રમાણમાં પરમ દયાળુ શ્રીગુસાંઇજીએ અર્પી: શ્રીગોકુલનાથજી મહારાજે એવા પિતૃપ્રવર્તિત સંપ્રદાયને માયાવાદીઓ વગેરેથી રક્ષ્યો; શ્રીહરિરાયજીએ વિરહાનલનો પાઠ ભણાવ્યો અને સંયોગવિપ્રયોગનો રસમાર્ગની રીતે - પ્રપત્તિ માર્ગમાં આસ્વાદ કેમ થાય તે બતાવ્યું. ઉપરાંત પ્રપત્તિમાર્ગને જરૂરનું સ્વતંત્ર ઘણું સાહિત્ય લખી તે કાલની જરૂર પુરી પાડી; તે પછી તેજ અરસામાં શ્રીવલ્લભાધીશ્વરે શાસ્ત્રાર્થ કરે અને જરૂરી બીજું સાહિત્ય લખી બહાર પાડે અને વિરોધીઓને શાસ્ત્રાર્થથી શાંત કરી શકે તેવા પાંડિત્યપૂર્ણ શ્રીપુરુષોત્તમજી મહારાજને પૃથ્વી ઉપર મોકલી તેમની સેવા લીધી: તેવીજ રીતે આ માર્ગની ઉજ્જવળતા કાયમ રાખવામાં સહાયક શ્રીવલ્લભાધીશ્વરમાં અડગ પ્રેમ માટે આદર્શ, મહાન પંડિત, અને સંપ્રદાયના ગ્રંથો મુદ્રણ કરાવી અધિકાર દાવી આ માર્ગને વિશ્વોદ્ધારક માર્ગ જાહેર કરી ઉંચી ડોકે જવાબ દેનાર સદગત શાસ્ત્રીજી મમલાલભાઇની સેવા કોનાથી અજાણી છે?

શ્રીમહાપ્રભુજીના બલ ઉપર જ માત્ર શ્રદ્ધા રાખી, તેમના અને તેમના આત્મજોના ગ્રંથો તેમના પરોક્ષ ગુરુપણાં હેઠળ સ્વયં વિચારી-અભ્યાસ કરી-તુલના માટે અન્ય સર્વ માર્ગના પ્રાપ્ય ગ્રંથો મેળવી તેનો અભ્યાસ કરી સર્વ રીતે તૈયાર થઇ સંપ્રદાયની અપ્રતિમ સેવા જીવનની છેલ્લી ક્ષણ સુધી અર્પી, એ મહાન્ વ્યક્તિ ૧૯૯૧ ના અસાડ વદ ૨ તા. ૧૮-૭-૩૫ ના દિવસે સાંજે ૮ વાગ્યા સુધી ભરૂચની શ્રીવલ્લભાધીશજીની બેઠકે સાંપ્રદાયિક અનેક વાતો કરી સર્વને સૂચક જયશ્રીકૃષ્ણ કરી છુટા પડી પોતાના મકાને ગયા હતા; અને એકજ કલાક બાદ રાત્રે નવ વાગે દેહત્યાગના સમાચાર સખેદ ભરૂચનિવાસી મિત્રોને સાંભળતાં આશ્ચર્યનો પાર

રહ્યો નહતો. દેહત્યાગ પછી પણ છેલ્લાં દર્શન કરતાં એમનું તેજ એટલું બધું વધી પડેલું જણાયું હતું કે ઝીલવું ભારે પડતું. જેવું ઉજ્જવલ જીવન જીવી જાણ્યું તેવોજ પ્રભાવશાલી દેહત્યાગ એમનો વિરલ હતો.

સર્વ ધર્મનો અભ્યાસ તુલનાત્મક રીતિથી દરેક વિષય ઉપર કહેનાર પૃથ્વી ઉપર વિરલ હોય છે. દરેક મત-સંપ્રદાય-માર્ગનો અભ્યાસ કરી તે પ્રત્યેકના ગ્રંથો સંપાદન કરી વર્ગવાર તેની લાયબ્રેરી રાખનાર ધાર્મિક સાહિત્યપ્રેમી ઉત્તમ ચારિત્રવાલી આ વિરલ વ્યક્તિની સેવાની હજી ધર્મમાર્ગને બહુ જરૂર હતી. અખિલ હિંદમાં અગર બીજા દેશોમાં પણ આવાં દરેક ધર્મના ઉત્તમ પુસ્તકોની મોહોટી લાયબ્રેરી ધરાવનાર એક વ્યક્તિ ભાગ્યેજ જડશે. કદાચ સંગ્રહકર્તા જડશે પણ સચોટ અભ્યાસ કરી સંગ્રહ કરનાર તો મળવો દુર્લભ છે.

વાચસ્પતિ શ્રીમદ્‌વલ્લભાધીશજીની અપૂર્વ કૃપાથી વાણી ઉપરનો કાબુ મગનલાલભાઇનો જેણે જેણે અનુભવ્યો હશે તે સમજી શક્યા હશે.

દરેક પ્રશ્ન ઉપર સર્વમાર્ગીય વિચારો નિઃશંક, વિચારશાસ્ત્રીય રૂઢિપૂર્વક નીતિબદ્ધ રીતે મુકી વિચારોના બળનું માપ કાઢવાની શૈલીને લીધે તેમની કથાના શ્રોતાઓને કઠિન વસ્તુઓ સહેલાઇથી તે સમજાવી શકતા. અમુક પ્રશ્ન ઉપર સામાન્ય મત ધરાવનાર સંપ્રદાયો જેટલા હોય તે પ્રત્યેક માટે એક એક શ્રોતાને એક હારમાંથી કલ્પતા અને જુદા મતવાળા ધર્મો માટે તેવી રીતે બીજી હારમાં બેઠેલા પૈકીથી કલ્પતા અને પ્રત્યેક મત યા સંપ્રદાયનું કહેવું જે હોય તે યથાસ્થિત, કલ્પેલી તે ધર્મ-યા મતવાળી વ્યક્તિ તરફ આંગળી-દૃષ્ટિ રાખી કહી જતા, એમ દરેક મતનું કહી, વિષયનો પાકો અભ્યાસ કરાવી દઇ, તેના ઉપરનો અભિપ્રાય સાધારણ બુદ્ધિવાળા શ્રોતાઓ પણ સહજ બાંધી શકે એવી રીતથી કઠિન પ્રશ્નોનો ઉકેલ તેમના ાપણમાં થતો. કોલેજમાં સંસ્કૃતના પ્રોફેસર તરીકે જેટલી તૈયારીયો જતા હશે તેટલી તૈયારી . સવાર સાંજના પ્રવચનો માટે દરરોજ તે રાખતા. એટલું બળ આ વૃદ્ધ ઉમરે તેમનામાં ું. એમની કથા એટલે જે વિષય જે દહાડે કહેવાનો હોય તે ઉપર ધર્મશાસ્ત્ર-પુરાણો-સુબોધિનીજી-ઇતિહાસ અને અનુભવ એ સર્વ દૃષ્ટિથી તે વિષય ઉપરનો સંપૂર્ણ વિચાર, એમનાં સર્વ ભાષણ તદ્દન અનેરાં—ભક્તિભાવથી પૂર્ણ સંસારવિસ્મારક અને ભગવાન્ હરિની સાંનિધ્યતાસાધક અનુભવાયલાં છે. સંપ્રદાયના અને બહારના અનેક પંડિતોને સાંભળ્યા હશે, વાંચનાર! તમારો અનુભવ તમે જાણો પણ મારી તુલનાત્મશક્તિ મને છેતરતી નહોય તો હું નિઃશંક કહી શકું છું કે તેમનાં ભાષણો અને ખાસ કરીને ગીતાજી-સુબોધિનીજીની કથામાં જે તેમના મુખમાંથી નીકળતું તે સાધારણ જીવકોટિનું નહીં, પરંતુ કોઈ રસપૂર્ણ ભક્તિભાવનો આસ્વાદ તેઓ પોતે ઝીલતા હોય અને સાથે હાજર રહેલાનું પણ કલ્યાણ સાધતા હોય એમ લાગતું. ભગવદ્સેવાની વાત કરવી હોય તો સાધારણ ભક્તોના પ્રસંગ માફક વસ્ત્રો-સામગ્રી વગેરેની સાદી વાત નહોય. પરંતુ જ્યારે શાસ્ત્રીજી એ વાત ઉપર આવે ત્યારે સેવાને વૈદિક પ્રથમ બતાવી પૂર્ણ શ્રદ્ધા ઉત્પન્ન કરે; વેદના પૂર્વકાંડ ઉત્તરકાંડ અને અંગો સમજાવે. ઉપનિષદ્‌ને સેવાભાવ તરીકે પ્રતિપાદન કરે, જલતત્ત્વને ભક્તિરસની, પૃથ્વીતત્ત્વને ચર્ણામૃત-મહજની માટીની, આકાશતત્ત્વને મંદિરની, વાયુતત્ત્વને શંખધ્વનિ-કીર્તન-વાદન્ત, તેજતત્ત્વને નિઃસાધન જીવની ભાવનાથી વગેરે સેવાપ્રકારને લગતી દરેક ભાવના વૈદિક બતાવતા અને વૈજ્ઞાનિક પરિણામો જે દૃષ્ટિગોચર થાય છે તેનાથી તત્ત્વોની ભાવના અને વિચારની મેળવણી

અને અનુકૂળતા મગજમાં ઠસાવતા. દરેક શબ્દ-વસ્તુનું આધિદૈવિક સ્વરૂપ શોધવાની સતત્ ટેવ તેમને હોવાથી કઠિન જણાતા ભાવોને રસમયતાથી ગળે ઉતારી શકતા હતા.

રસિકતા શાસ્ત્રીજી મગનભાઈમાં ડગલે ડગલે દેખાતી. તાલ-સૂર-નૃત્યકળા-રસ વગેરે રસિક ભાવો કથામાં વચ્ચે આવે તો તે તાલના-સૂરના, નૃત્યકળાના પ્રકારો અને તેની જુદી જુદી અસર કહી સમજાવતા. ઉદ્દીપન-વિભાવ-અનુભાવ વગેરે રસશબ્દાર્થથી અને ઉદાહરણોથી સમજાવતા અને પ્રભુની રસિકતા અને મહત્તા આલેખવામાં સફળતા મેળવતા. રાસપ્રકરણમાં રાસનું મહાન સ્વરૂપ સમજાવવામાં આ સાંપ્રત ઋષિરાજનું અકામહતપણું અને રસમય ભાવ ભક્તિ સહજ જોવામાં આવતાં. જાણે સ્વયં એક મ્હોટું ઝાઝ હોય અને મુરીભર કથાઆસ્વાદી તેમની સાથે રસિક પ્રદેશમાં આનંદ અનુભવવા નીકળ્યા હોયની. ધન્ય છે તે ઘડીઓ જેમાં સ્વયં શ્રોતા સહિત સંસાર ભૂલી ભૂલાવી આવા દૈવી આનંદનું દાન કરી રહ્યા હતા. અકામહત થવા અને તે સારૂ રાસલીલાનું અવગાહન અનેકવાર શાંતિથી કરવા તેમની ભલામણ શ્રોતાને હતી. એ પ્રમાણે રાસલીલાના અવગાહન વગર આ કાલમાં અકામહત થવાતું નથી એમ શાસ્ત્રીજી સ્વાનુભવના પરિણામ તરીકે ભારસહિત આજ્ઞા કરતા: તેઓ કહેતા કે શ્રોત્રીય પણ જો અકામહત ન બન્યા હોય તો પ્રભુકૃપાની યોગ્યતા માટે જરૂરી શુદ્ધ સત્ત્વાવિર્ભાવ પ્રાપ્ત કરી શકતા નથી.

લીલાશબ્દ આજકાલ સુધરેલામાં ખપતા કટાક્ષથી વાપરે છે. પ્રભુનાં રૂપ-નામ-ગુણ અને ક્રિયા પ્રત્યેક નિત્ય-અનંત અને સ્વતંત્ર છે. અંતઃકરણની શુદ્ધિ માટે રૂપલીલાની સ્મૃતિઓ સાથે નામ-સ્મરણ જરૂર ફળે છે. દોષના ઢગલા હોય પણ પ્રભુની મૂલરૂપ લીલા, જગદ્રૂપ લીલા અને વેદરૂપ લીલાનાં સ્મરણો સહિત ગુણગાન કરવાથી પ્રભુ પોતે દોષ દૂર કરે છે. એવી અડગ શ્રદ્ધા આ પ્રપત્તિમાર્ગનો પાયો છે અને દોષ દૂર થયે અંતઃકરણની શુદ્ધિ થતાં, ભક્તિભાવનું ફળ-પ્રભુકૃપા, જરૂર અનુભવાય છે. માટે जीवैः कर्तव्यं शरणमेव। એવો સાધારણ ઉપદેશ જીજ્ઞાસુ દરેક વ્યક્તિને શાસ્ત્રીજી ટુંકમાં કહેતા. એમની કથામાં નિરોધ સ્વતઃસિદ્ધ દરેકને તેટલો વખત થતો એટલું મનોબળ અને પ્રભાવબળ શાસ્ત્રીજીનું હતું. વેધદીક્ષા કોઈક વિરલ પ્રસંગે સવારની કથામાં શ્રોતાને અનુભવાવતા.

શ્રીમદ્વલ્લભાચાર્યજીને ગુરુ અને સર્વસ્વ ગણતા અને તેમના વંશજોને ગુરુ-બાલક તરીકે માનપૂર્વક જોતા અને તેઓમાંથી જે વંશજો વિદ્વાન નિવડયા તેમના માટે મુક્તકંઠે ગુણગાન કરતા, એ રીતના સદ્ગત શાસ્ત્રીજીને હું સમજ્યો છું.

ગ્રંથનિરીક્ષણ શાસ્ત્રીજીનું એવું હતું કે ધ્યાન ખેંચવા જરૂર દેખું છું. મ્હોટો ગ્રંથ હોય તો કથાના બે વખતના ૩ કલાક બાદ કરતાં બાકીના વખતમાં વિચારી ત્રણચાર દિવસમાં નોટ સહિત પૂરો કરે; અને નાના નાના ગ્રંથો ભાગ્યેજ એક કલાક એમના હસ્તમાં ટકી શકે: સવારના પાંચથી આઠ સુધીમાં ઘણું જોઈ નાંખતા.

વાતો તરફ સહજ ઉદાસીન ભાવ શાસ્ત્રીજીને હતો. છતાં વ્યવહારમાં ઉગ્રપતા ન દેખાય તે સારૂ બહુજ ટુંકમાં સંસારની વાતોને આટોપી દેતા.

પાંડિત્યમાં પૂરા અને દેખીતા ક્રોધી જેવા ભારેખમ છતાં શાસ્ત્રીજીની અંતઃકરણની મૃદુતા નિર્દોષ શાંત બાલક જેવી હતી. દૂર રહેનારાને અને સંપ્રદાયવિરોધી સ્વાર્થ સાધુઓને તે ક્રોધી-બીહામણા કે અભિમાની લાગ્યા હોય તો સંભવિત છે પણ જે તેમની નિકટ આવ્યા તેમણે આ અસભ્ય વ્યક્તિમાંથી અલૌકિક ધન્ય લાભ ઉઠાવ્યો છે. સંસારમાં રહ્યા છતાં અંતર

દૃષ્ટિ માટે શાસ્ત્રીજીને પ્રયાસ કરવો પડતો નહિ, એટલે ઉંચે તે હતા. માર્ગમાં એક ઢાળ તરીકે તેમનો ઉપયોગ શ્રીમદ્‌વલ્લભાચાર્યના વંશજો કરતા એ શાસ્ત્રીજીની દૃષ્ટિ બ્હાર' નહોતું. એમ ધ્યેય માત્ર સ્વરૂપનિષ્ઠ રહી આ પ્રપત્તિમાર્ગ ભવિષ્યમાં એક વિશ્વધર્મ બને તેની સામગ્રી તૈયાર કરવામાં હતું. અનેક સંસ્કૃત પુસ્તકો આ સંપ્રદાયનાં અલભ્ય થયાં છે તે માટે તેમનો ખેદ અપાર હતો. સંપ્રદાયનાં જેટલાં સંસ્કૃત પુસ્તકો લભ્ય હોય તેનું મુદ્રણ કરાવવું અને તેનો તરજુમો કરાવી શ્રીવલ્લભાધીશ્વરનો શરણમાર્ગનો સંદેશો પૃથ્વી ઉપર સઘળે પહોંચતો કરવો એ એમ કર્તવ્ય હતું. તે કર્તવ્યના પંથે જેટલું કાર્ય બન્યું તેટલું શાસ્ત્રીજીએ કરીને માર્ગની અપ્રતિમ ચિરસ્થાયી સેવા કરી છે. બાકીનું કાર્ય આચાર્યશ્રીના ઉજ્જવળ શરણમાર્ગમાં પડેલા, સેવાભાવી પંડિતોને માટે રાખી, પોતે શ્રીમહાપ્રભુજીની ઘંટડી વાગતાં ક્ષેત્રનો ત્યાગ કરી તેમના ચરણમાં કૃતકૃત્ય, હસ્તે મુખડે, પહોંચી ગયા છે. અવશેષમાં તેમના ચારિત્ર્યવાન દૈવી જીવનની ઝાંખી બુલંદ પાંડિત્યપૂર્ણ સાંપ્રદાયિક ભાષણોના ભણકારા, સરલતા–વાત્સલ્યભાવ અને ધાર્મિક દૈન્યની ગદ્‌ગદ્‌તા, વાણી વિચાર ઉપર કાબુ અને પઠનપાઠનના ઉદાહરણો, નામસેવાનાં ફળો અને દૃઢ દીન ચરણ કેરો ભરોસો, ઇત્યાદિની યાદ, સર્વ ગોસ્વામી ગુરુ–બાળકો માટે, તેમ શાસ્ત્રીજીનાં મિત્રો–શિષ્યો અને સ્નેહી વર્ગ માટે મુકી ગયા છે.

---

## " સ્મરણાંજલિ "

( લેખકઃ–પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઈના પટ્ટશિષ્યનો પ્રપૌત્ર, જોષી જીવણલાલ છગનલાલ ડભોઈ. )

પ્રકટાવ્યા ભૃગુ કચ્છ નગરે, શુદ્ધાદ્વૈત જ્ઞાનીને;
પહોંચાડયા આનન્દમય દ્વારે, ભાવુક ભક્તને.
અનેકવિધ બળ યૌવને, વિદ્યાસંપન્ન બનીને;
વિચર્યા ભક્તિરસસાગરે, અઝુમતી જરાએ.
દીધાં દાન પ્રેમે શ્રોતાઓને, સુબોધિની રટને;
શુદ્ધ પ્રેમ ભક્તિ રસનાંરે, અનેક ભાષણથી રે.
એવાં દીધાં દાન પ્રેમે, અનેક સુગ્રન્થથી;
અજોડ રહ્યા વર્ણાશ્રમ ધર્મે, અનન્યતાના ભાવથી.
હજો પ્રણામ અનંત કોટિ, પુનિત પ્રેમીને;
નિત્ય લીલાના અધિકારીને, મહાપ્રભુ ભક્તને.
અર્પું હું સ્મરણાંજલિ, અશ્રુભીના નયને;
અરવિંદ યુગ્મ ચરણે, શાસ્ત્રીજી મગનલાલને.

# शास्त्रीजीना समागममां दश वर्ष.

(લે. ભગવદીય મોહનલાલ ગુલાબચંદ જરીવાળા.)

**શ્રીપુરૂષોત્તમમંડલની સ્થાપના**—પ્રો. મગનલાલ ગણપતિરામ શાસ્ત્રીજીનો પ્રથમ પરિચય મને સંવત ૧૯૮૧ ની સાલમાં થયો. મુંબાઈમાં તેઓ શ્રી. વાડીલાલ નગીનદાસ શાહ વકીલને ઘેર ઉતર્યા હતા, તે વખતે મારૂં રહેવાનું સ્થળ પણ તેમની સામે જ હતું, અગાસીમાં ઉભા હતા અને કોઈ પંડિત સાથે વાતો કરતા હતા ત્યારે પ્રથમ મેં તેમને જોયા અને નામ સાંભળ્યું ત્યાર પછી છાપામાં જાહેર ખબર વાંચી કે "આજે રાતે માધવબાગમાં શાસ્ત્રી મગનલાલ શ્રી અણુભાષ્ય ઉપર વ્યાખ્યાન કરશે." મને શ્રવણ કરવાની તીવ્ર ઇચ્છા થઈ જેથી તે સમયે હું શ્રવણ કરવા ગયો. શાસ્ત્રીજીએ વાચન કર્યું અને પ્રથમ સૂત્ર બહુ સારી રીતે સમજાવ્યું. આ અરસામાંજ શાસ્ત્રીજીએ "શ્રીપુરુષોત્તમમંડલ"સ્થાપ્યું હતું. તેના સભ્યોને સુરતવાળા શ્રીપુરુષોત્તમજીના આકર ગ્રંથોનો અભ્યાસ કરાવવો એ શાસ્ત્રીજીનો હેતુ હતો. એ ક્લાસમાં હું પણ નિયમપૂર્વક જતો અને શ્રવણ કરતો. અણુભાષ્ય, તત્ત્વાર્થદીપનિબંધ, પત્રાવલંબન, માંડૂક્યઉપનિષદ ઉપરની ગૌડપાદકારિકા, શ્રીસુબોધિનીજીનાં દ્વિતીય સ્કંધ તેમાં મુખ્યત્વે વ્રતચર્યા, વેણુગીત, યુગલગીત, રાસપંચાધ્યાયી, શ્રીઉદ્ધવસંદેશ અને ભ્રમરગીત, વિગેરે શ્રીપુરુષોત્તમજીના પ્રકાશ અને પ્રાપ્ય બીજા સાહિત્યો સાથેનું વાંચન થયું. ઉપરાંત શ્રીમદ્ભગવદ્ગીતા અને તેના ઉપર અમૃત તરંગિણી અને કલ્યાણભટ્ટજીની ટીકાઓનું વાંચન પણ થયું. ઉપરાંત શ્રીગુંસાઇજીના ટિપ્પણી શ્રીહરિરાયજીના પણ કેટલાક લઘુ ગ્રંથોનું પણ આ સમયમાં વાચન થયું. શાસ્ત્રીજી પુનામાં રહેતા અને ત્યાંની ડેક્કન કોલેજના પ્રોફેસર હતા. તેથી ત્યાંના રજાના દિવસોમાં દર અઠવાડીયે આવતા હતા. શનિવારે સાંજના આવતા. શનિ, રવિની રાત્રિએ વાંચન થતું. રવિવારે રાત્રિની બાર વાગાની ગાડીમાં પુના રવાના થઈ જતા, વેકેશનની અને બીજી રજાઓના દિવસો, પણ મુંબઈમાં ગાળતા અને ત્યારે સતત રાત્રિનું વાંચન થતું. આવી રીતે દર અઠવાડીયે પોતાને ખર્ચે આવતા. શ્રોતાઓને આવા ઉત્સાહથી શ્રવણ કરાવવાના શાસ્ત્રીજીના પ્રયાસો ખરેખર ધન્યવાદને પાત્રજ ગણાય. તે વખતે મેં પણ ગીતા ઉપનિષદો, પાતંજલયોગસૂત્રો વિગેરેનો સામાન્ય અભ્યાસ કરેલો એટલે એટલે શાસ્ત્રીજીના વ્યાખ્યાન શ્રવણ કરવામાં મને બહુજ આનંદ આવતો આ પ્રમાણે નિત્યના સહવાસથી શાસ્ત્રીજીની પણ મારા ઉપર અત્યંત કૃપા થઈ અને પોતે જે પુસ્તકો છપાવતા તેનાં પ્રૂફ તપાસવાનું કામ પણ મને કોઈ વખત સોંપતા. શ્રીસુબોધિનીજીના સંસ્કૃત કેટલાક અધ્યાયો ઉપરાંત શ્રીવેણુગીત, યુગલગીત, ગોપીગીતના ગુજરાતી અનુવાદના પ્રુફો શોધવાનું કાર્ય મને સોંપ્યું હતું. તે કાર્યથી તેઓ મારા ઉપર બહુ જ પ્રસન્ન થયા હતા. શ્રીઅણુભાષ્યનો ગુજરાતી અનુવાદ જે હજી અપ્રસિદ્ધ છે તે પણ મને તપાસવા તેમણે આપ્યો હતો. આવી તેમની મારા ઉપર કૃપા હતી. આટલા સામાન્ય પ્રસંગોનો ઉલ્લેખ કરી શાસ્ત્રીજી વિષે મને જે કંઈ અનુભવ થયો તે પ્રસંગોનું વર્ણન હવે કરીશ.

**શારીરિક પ્રકૃતિ**—શાસ્ત્રીજીનું શરીર સુદૃઢ ભરાવદાર હતું. મુખ પણ તેજસ્વી અને પ્રભાવશાલી હતું, આલસ્યનો અભાવ હતો, આહાર અને વિહારમાં તેઓ બહુજ નિયમથી રહેતા

એટલે કે ગીતાજીમાં ભગવાને જે છઠ્ઠા અધ્યાયમાં યોગીનાં લક્ષણ આપતાં જણાવ્યું છે ! *युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥* આ લક્ષણો શાસ્ત્રીજીમાં વિદ્યમાન હતા. દર અઠવાડીયે પુનાથી મુંબઈ અને મુંબઈથી પુના આવતા છતાં કંટાળતા નહિ અને પ્રસન્નચિત્તે દરેક કાર્ય કરતા.

વાણી—શાસ્ત્રીજીની વાણી ઘણીજ તેજસ્વી હતી, તેઓ સભામાં ભાષણ કરતા, ત્યારે બુલંદ અવાજે એક પણ ક્ષણ અટક્યા વિના કલાકો સુધી બોલી શકતા અને જે વિષય ગ્રહણ કર્યો હોય તે સંપૂર્ણ રીતે આખી સભાને સમજાવી શકતા, ગમે તેટલી સભા હોય તો પણ તેમને જરા પણ ક્ષોભ થતો નહિ.

સાદાઈ—શાસ્ત્રીજી પોતે એમ. એ. પ્રોફેસર હતા અને રોયલ એશિઆટિક સોસાયટીના સભ્ય હતા, છતાં તેઓમાં બહુજ સાદાઇ હતી. આજના ગ્રેજ્યુએટોની માફક હેટ, પાટલુન વિગેરે કોઈ પણ વખત પહેરતા નહિ. કોલેજમાં જતા ત્યારે જરીની લાલ પાઘડી કાયમ ધારણ કરતા, ધોતીયાં બંડી ઉપર કોટ પહેરતા, કોઈ પણ માણસ કંઈ પણ પુછવા જાય ત્યારે તેની સાથે બહુ જ સરળતાથી વાત કરતા.

ભાષ્યોના અભ્યાસ—શાસ્ત્રીજીનો દરેક ભાષ્યોનો અભ્યાસ અદ્વિતીય હતો. શાંકર, રામાનુજ, માધ્વ, નિમ્બાર્ક, નીલકંઠ, ભાસ્કર, વિજ્ઞાનભિક્ષુ વિગેરેના ભાષ્યોનો અભ્યાસ ઘણોજ ઉત્તમ પ્રકારનો હતો. તેઓ કોલેજમાં શાંકરભાષ્યના શિક્ષક હતા. તેમજ શ્રીભાષ્ય પણ વિદ્યાર્થીઓને ભણાવતા અને અણુભાષ્ય ઉપર તેમનો કાબુ એટલો બધો હતો કે એવો સરસ કાબુ ધરાવનાર અત્યારે કોઈ વિદ્વાન હશે કે કેમ તેની શંકાજ છે. જેણે તેમની “ શાંકર અને વાલ્લભ ભાષ્યની તુલના ” સાંભળી હશે તેને ખબર હશે કે એવું પાંડિત્ય અત્યારે દુર્લભ છે. ઉપરાંત શાસ્ત્રીજી ધર્મશાસ્ત્રોમાં પણ વિદ્વાન્ હતા મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ પારાશરસ્મૃતિ વિગેરે સ્મૃતિઓ ઉપરાંત ગૃહ્યસૂત્રોનો અભ્યાસ પણ સારો ધરાવતા. ધર્મશાસ્ત્રોના ગ્રંથો મોટા પ્રમાણમાં તેમની પાસે હતા. આ બાબતનો અનુભવ મને શ્રીનાથદ્વારા પ્રકરણને અંગે થયો.

શ્રીનાથદ્વારાપ્રકરણ—શ્રીનાથદ્વારામાં શ્રીદામોદરલાલજીના પ્રકરણથી સર્વત્ર ખળભળાટ થયો તે વખતે શ્રીદામોદરલાલજી શ્રીનાથદ્વારા છોડી જવાની તૈયારીમાં હતા ત્યારે શાસ્ત્રીજી ભરૂચમાં હતા. શાસ્ત્રીજીને કોઇ ગોસ્વામી બાલકે આ બાબતમાં ધર્મશાસ્ત્રોનો પ્રાયશ્ચિત્તનો નિર્ણય લખી મોકલવા જણાવ્યું. આ વખતે શાસ્ત્રીજીના ધર્મશાસ્ત્રના પુસ્તકો મુંબઇમાં હતા તેથી શાસ્ત્રીજીએ વાડીલાલભાઇને મુંબઈ કાગળ લખ્યો અને કોઈની સાથે ધર્મશાસ્ત્રોના પુસ્તકો મોકલી દેવા જણાવ્યું. વાડીલાલભાઇએ મંગળદાસને જણાવ્યું પણ મંગલદાસ લાલબાવાના મંદિરમાં ગાયની સેવા કરતા જેથી તે ન જઈ શકવાથી વાડીલાલભાઇએ મને જવાનું કહ્યું જેથી હું તેજ રાતની ગાડીમાં ધર્મશાસ્ત્રોના પુસ્તકોની ગાંસડી લઈ ભરૂચ ગયો. શાસ્ત્રીજીએ પુસ્તકો તપાસી લીધાં છે. પ્રાયશ્ચિત્તની બાબતમાં ધર્મશાસ્ત્રોમાં પ્રથમ પ્રકરણ “ પર્ષદ્ ” નું પ્રકરણ છે તેમાં એવો નિર્ણય છે કે ત્રણ અથવા તેથી વધારે ધર્મશાસ્ત્રોના જ્ઞાતા પંડિતોની પર્ષદ્ બોલાવી તેનો નિર્ણય લેવો જોઇએ, આ હકીકત તેમણે તે ગોસ્વામી મહારાજશ્રીને લખી જણાવી. ત્યાર બાદ પોતે નાથદ્વારા શ્રીદામોદરલાલજીને તાર કરી જણાવ્યું કે “ હું ત્યાં આવું ત્યાં સુધીમાં મહેરબાની કરી શ્રીનાથદ્વારા છોડશો નહિ.” શાસ્ત્રીજીને શ્રીદામોદરલાલજીને સમજાવી લેવાની ઘણીજ ઉમેદ હતી પરંતુ દામોદરલાલજી તે વખતમાંજ નાથદ્વારા છોડી ચાલ્યા ગયા. આથી શાસ્ત્રીજીને બહુજ આઘાત થયો હતો. શાસ્ત્રીજી કહેતા કે મને ખેદ એટલા માટે થાય છે કે અત્યારે

સંપ્રદાયમાં વિદ્વાન ગોસ્વામી બાલકોની સંખ્યા બહુજ થોડી છે તેમાં પણ શ્રીસુબોધિનીજીનું નિત્યનિયમપૂર્વક વાંચન કરી વૈષ્ણવોને શ્રવણ કરાવનાર અત્યારે કોઇ નથી. આવા સમયે સંપ્રદાયમાંથી આવા શ્રીસુબોધિનીજીના વિદ્વાન ચાલ્યા જાય એ સંપ્રદાયને મોટી હાનિ છે તેથી મને ખેદ થાય છે. પ્રભુની ઇચ્છા શું છે તે જાણી શકાતી નથી નહિતર આવી બુદ્ધિ શ્રીદામોદરલાલજીને કેમ સૂઝે.

**ગીતાવ્યાખ્યાન**—શાસ્ત્રીજીએ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ઉપર ભાટીયા મહાજનવાડીના નવા હોલમાં વ્યાખ્યાન કર્યો તે તો ખરેખર પાંડિત્યપૂર્ણજ હતાં. મે ગીતા ઉપર નથુરામ શર્માના, નરહરિ શાસ્ત્રીજીના તેમજ બીજાઓના વ્યાખ્યાનો સાંભળ્યા હતાં પરંતુ તે ગીતામાં ભગવાને શ્રીમુખે જણાવેલા સિદ્ધાંતોને અનુકૂલ ન હતાં, કારણ કે કોઇએ ભગવાન શ્રીકૃષ્ણને માયિક કહ્યા, કોઇએ સગુણ કહ્યા, કોઇએ જગતનું કારણ માયા કહ્યું, કોઇએ જીવના અજ્ઞાનથી કહ્યું, કોઇએ જગતને મિથ્યા કહ્યું, કોઇ હિતોપદેશની વાર્તાઓ કહી ગીતાના શ્લોકના અર્થ સમજાવી શ્રોતાઓના મનરંજન કરે, આથી મને સંતોષ થયો નહિ કારણ કે ગીતાના સિદ્ધાંતો ભગવાનના શ્રીમુખેથી અર્થની કાંઇ પણ ખેંચતાણ કર્યા વિના સમજી શકાય છે, કારણ કે ભગવાન પોતે કહે છે કે હું ક્ષરથી અને અક્ષરથી ઉત્તમ છું અને તેથી લોકવેદમાં "પુરુષોત્તમ" નામથી પ્રસિદ્ધ છું. જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લયનું કારણ હુંજ છું, સર્વનું બીજ હું છું. મારાથી પર બીજું કંઇજ નથી, જેઓ મારેજ શરણે આવે છે તે જ આ મારી દુસ્તર માયાને તરી જાય છે, મૂઢ લોકો મને સામાન્ય મનુષ્યદેહધારી સમજે છે, મારૂં પરાત્પર સ્વરૂપ તેઓ સમજી શકતા નથી, હે અર્જુન ! જે કંઇ કર તે મને અર્પણ કરીનેજ કર, સાત્વિક લોકો દેવ-દેવતાઓનું ભજન કરે છે. રાજસ લોકો યક્ષ વિગેરેને ભજે છે, તામસ લોકો ભૂત પ્રેત ગણને ભજે છે, પણ હે અર્જુન ! જે પુણ્યશાળી જીવના પાપનો ક્ષય થઇ ગયો હોય તેવા નિર્ગુણ ભક્તો દ્વંદ્વમોહથી નિર્મુક્ત થઇ મને શ્રીકૃષ્ણને જ અનન્ય ભાવથી ભજે છે તેઓનો હું ઉદ્ધાર કરૂં છું. અક્ષર મારૂં ધામ છે. સૂર્ય, ચન્દ્ર, અગ્નિ, વરણ યમ, ઇંદ્ર, વાયુ, રુદ્ર, આદિત્ય, વસુ, સાધ્ય, વિગેરે મારા વિરાટ શરીરમાં વસે છે તે હે અર્જુન ! બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી જ બ્રહ્મભૂત પ્રસન્નાત્માનેજ મારી પરાભક્તિનો લાભ થાય છે માટે તું સર્વ ધર્મો છોડી મને એકનેજ શરણે આવ. હું તારો સર્વ પાપમાંથી મોક્ષ કરીશ. આ સર્વોત્તમ સિદ્ધાંતોનું શ્રવણ શાસ્ત્રીજીએ ગીતા ઉપરની અમૃતતરંગિણી તથા કલ્યાણભટ્ટજીની સર્વ શ્રેષ્ઠ ટીકાઓ સાથે કરાવ્યું હતું.

**નિર્ભયતા**—શ્રીશુદ્ધાદ્વૈત પુષ્ટિસંપ્રદાયના સિદ્ધાંતો નિર્ભય રીતે કોઇએ જો સમજાવ્યા હોય તો શાસ્ત્રીજીએજ, તેઓ શ્રીમહાપ્રભુજીના શબ્દોથી અને વેદગીતાસૂત્ર ભાગવતના પ્રમાણથીજ વાત કરતા અને સંપ્રદાયનું રહસ્ય સમજાવવામાં જરા પણ સંકોચ રાખતા નહિ. એક વખત આઠ વર્ષ પર કેશવબાગમાં શ્રીદ્વારકેશલાલજી મહારાજ ચાંપાસેનીવાલાના અધ્યક્ષસ્થાને શાસ્ત્રીજી શાંકર અને વાલ્લભ ભાષ્યની તુલનાત્મક સમીક્ષા કરતા હતા. અગાઉ પણ આ પ્રકારના કેટલાંક વ્યાખ્યાનો થઇ ગયેલાં જેથી કેટલાક સ્માર્ત માયાવાદીઓ તે દિવસે કોલાહલ કરવાના ઉદ્દેશથી આવ્યા. સર્વથી પ્રથમ મનુભાઇ ચં. પંડ્યા સોલીસીટર શાસ્ત્રીજીના વ્યાખ્યાનમાં વિઘ્ન કરવા ઉભા થયા. શાસ્ત્રીજીએ બ્રહ્મનું સ્વરૂપ સમજાવતાં કહ્યું કે "બ્રહ્મ પોતે સચ્ચિદાનંદ પણ છે અને બ્રહ્મમાં સત્, ચિત્, આનંદ અને કર્તૃત્વાદિ ધર્મ પણ છે" આ વાત મનુભાઇ સહન ન કરી શક્યા અને બોલી ઉઠ્યા કે "બ્રહ્મમાં કર્તૃત્વાદિ ધર્મો છેજ નહિ" પછી શાસ્ત્રીજીએ તેમને जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात् । आनन्दमयोऽभ्यासात् । प्रकृतैतावत्त्वं हि प्रतिषेधति ततो ब्रवीति

च भूयः ઇત્યાદિ સૂત્રોથી અને स्वाभाविकी ज्ञानबलक्रिया च ઇત્યાદિ શ્રુતિથી સિદ્ધ કર્યું હતું કે બ્રહ્મમાં કર્તૃત્વાદિ ધર્મો છે અને તે સર્વે ધર્મો અપ્રાકૃત છે, જે સ્થળે ધર્મોનો નિષેધ કરેલ છે તે પ્રાકૃત ધર્મોનો નિષેધ છે માટે બ્રહ્મ ધર્મી પણ છે અને કર્તૃત્વાદિ અપ્રાકૃત ધર્મથી યુક્ત પણ છે એમ સૂત્રકારનો સિદ્ધાંત છે. ત્યારબાદ મનુભાઇ પંડ્યા સભા છોડી ચાલતા થયા હતા.

**ગોસ્વામિબાલકો પ્રત્યે સ્નેહભાવ**—શાસ્ત્રીજીને કોઈ કોઈ વખત પ્રસંગવશાત્ કોઈ ગો. બાલકો સાથે વિરોધ થયો હશે અને કોઇ વખત કટુ વચન કહેવાનો પ્રસંગ પણ ઉભો થયો હશે, પરંતુ તે સિદ્ધાંતપરત્વેજ, રાગદ્વેષથી નહિ, કારણ કે શાસ્ત્રીજીને પોતાને અંગત રાગદ્વેષ હતો જ નહિ. જ્યારે કોઇ ગો. મહારાજ તેમને બોલાવે ત્યારે પાછા તુરત સરળતાથી ત્યાં જતા. એક વખત શાસ્ત્રીજીએ ગો. શ્રી ૬ ગોકુલનાથજી મહારાજની પ્રશંસા કરી. તેનો પ્રસંગ એવો હતો કે શ્રીગોકુલનાથજી મહારાજ પુના પધાર્યા હતા, શાસ્ત્રીજી પણ તે વખતે પુનામાં હતા. ત્યાં શાસ્ત્રીજી પાસે કોઇ જર્મન પ્રોફેસર આવ્યા અને તે પ્રોફેસરને મહારાજશ્રીની મુલાકાત લેવાની ઇચ્છા થઇ. શાસ્ત્રીજી તે પ્રોફેસરને લઇ મહારાજશ્રી પાસે આવ્યા. તે પ્રોફેસરે મહારાજશ્રી સાથે બ્રહ્મના સ્વરૂપ વિષે સંસ્કૃતમાં ઘણી ચર્ચા કરી. પ્રોફેસરે જણાવ્યું કે બ્રહ્મ તો નિરાકાર છે તેને તમે પુરુષાકાર કેમ માનો છો? પછી મહારાજશ્રીએ શ્રુતિના પ્રમાણોથી બ્રહ્મની પુરુષાકૃતિ સિદ્ધ કરી આટલું જ નહિ પણ મહારાજશ્રીએ જણાવ્યું કે યોગશાસ્ત્રના કર્તા પંતજલિ પણ પોતાના સૂત્રમાં ઇશ્વરને પુરુષાકાર જણાવે છે એમ કહી મહારાજશ્રીએ તે સૂત્ર क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः સંભળાવ્યું ત્યારે તે જર્મન પ્રોફેસર ખુશ થઈ ગયો અને શાસ્ત્રીજીને મોઢે મહારાજશ્રીની પ્રશંસા કરી. તે વાત શાસ્ત્રીજીએ અમને કહી મહારાજશ્રીની પણ પ્રશંસા કરી હતી.

બીજો એક પ્રસંગ એવો છે કે શાસ્ત્રીજીને ઘણા વર્ષો અગાઉ કામવનવાલા ગો. શ્રી ૬ ગોપાલલાલજી મહારાજે બે ગરમ શાલો જરી કીનાર અને પાલવથી ભરેલી ઓરાઢી હતી, ઘણા વર્ષો થવાથી શાલોની અંદરનું લાલ ગરમ કાપડ ઉધઈ બેસી જવાથી ખવાઇ ગયું હતું, પરંતુ જરીની કીનારો અને પાલવો સારા રહ્યા હતા. શાસ્ત્રીજીને આ પ્રસાદી શાલો મહારાજશ્રીની યાદગીરીરૂપે કાયમ રહે તેવી તીવ્ર ઇચ્છા હતી. શાસ્ત્રીજીએ તે બંને શાલો મને સુધારવા આપી, મેં તે શાલોનું કપડું અંદરથી કાઢી નાખી તેને બદલે નવું લાલ ગરમ કાપડ તેની અંદર ગોઠવી ઉપરથી જરીના સાંધા જરીથી મેળવી દઇ બંનેને નવા જેવી બનાવી દીધી શાસ્ત્રીજી તે શાલોને જોઈ બહુજ પ્રસન્ન થયા, ત્યાર પછી મને કહ્યું કે આ શાલો મને કામવનવાલા મહારાજ તરફથી મળી છે તેની યાદગીરી જળવાઇ રહે માટે આ બંને શાલો ઉપર મહારાજશ્રીનું નામ મને જરીથી બનાવી આપો. પછી તે શાલો ઉપર જરીથી મહારાજશ્રીનું નામ "काम्यवनस्थ गोस्वामि श्रीद मद् गोपाललालजी" એમ લખાવ્યું ત્યારે પોતાને સંતોષ થયો, હવે શાલના ગરમ ટુકડા વધ્યા તે પોતે સાચવી રાખ્યા અને મને કહ્યું કે આ પ્રસાદી ટુકડાઓ છે માટે તેનો ગૌમુખી વગેરે બીજા કાર્યમાં ઉપયોગ થશે આવો તેમનો ઉત્તમ ભાવ હતો. પુનામાં ગો. બાલકો પધારતા ત્યારે શાસ્ત્રીજી પોતાને ઘેર પધરાવી ભેટ કરતા અને ગામમાં સાથે ચાલીને કરાવી આપતા.

શાસ્ત્રીજીએ પોતાની નાની પુત્રીના લગ્ન પ્રસંગે દરેક ગો. બાલકોને પધરાવી ભેટ વિશેષથી સન્માન કરી " આ મારા દેવો છે." એવા ઉદ્‌ગાર કાઢી પોતાનો ભાવ પ્રકટ કર્યો હતો. આ તો ગયા વરસની તાજી બીના છે. એ વખતે શાસ્ત્રીજીએ બ્રાહ્મણોને પણ બોલાવી વેદપાઠ

કરાવી દક્ષિણાથી તેમને સંતોષ્યા હતા. વળી જે સભાઓમાં પોતે ભાષણ કરવાના હોય તે સભાના અધ્યક્ષસ્થાને જો કોઈ ગોસ્વામી મહારાજ બિરાજમાન હોય તો પોતે ઉભા થઈ "શ્રીમદ્વલ્લભરાજકુમાર સભાપતિ મહોદય" થી સંબોધી પછી ભાષણ કરતા. આવી તેમની ભાવના હતી.

સેવાભાવના—ભરૂચમાં શાસ્ત્રીજીને ઘેર તેમની દાદીમાના વખતથી શ્રીઠાકોરજીનાં સેવ્ય સ્વરૂપ બિરાજે છે. શાસ્ત્રીજી કોલેજથી નિવૃત્ત થયા પછી ભરૂચમાંજ રહ્યા. પોતે પણ સેવામાં ન્હાઈ રાજભોગ ધરી પછી પ્રસાદ લેતા. ત્રણ વર્ષ પહેલાં શાસ્ત્રીજીને ઠાકોરજી માટે જન્માષ્ટમીના ઉત્સવ ઉપર જરીની પીછવાઇ ખંડપાટ ચોકી વગેરે બનાવવાની ઇચ્છા થઇ મને કાગળ લખ્યો તેમાં પીછવાઇ વગેરેના માપ લખી મોકલ્યાં અને જણાવ્યું કે આ સાજ મને શ્રાવણ વદી ૪ ને દિવસે મળી જાય તેવી રીતે મોકલજો કારણ કે શ્રાવણ વદી ૫ ને દિવસે મારે ઘેર ઠાકોરજીનો પાટોત્સવ છે. તેમાં પણ ધરી શકાય. આ પ્રમાણે બધો સાજ તૈયાર કરી શ્રાવણ વદી ૪ ને રાતે સાથે લઇ હું ભરૂચ ગયો. સવારમાં પહોંચ્યો. શાસ્ત્રીજી સાજ જોઇ બહુ પ્રસન્ન થયા અને પોતે સેવામાં ન્હાઇ પોતાને હાથેજ તે સાજ ધર્યો. હું તે વખતમાં ચાર દિવસ શાસ્ત્રીજીને ઘેર રહ્યો તે વખતનો શાસ્ત્રીજીનો કાર્યક્રમ નીચે પ્રમાણે હતો.

ભરૂચનો કાર્યક્રમ—સવારમાં પાંચ વાગ્યાને સુમારે શાસ્ત્રીજી ઉઠતા અને પ્રભુસ્મરણ અને શ્રીમહાપ્રભુજીનું સ્મરણ કરતા ત્યારબાદ દાતણપાણી કરી ચા પીતા, ત્યારબાદ શ્રીસુબોધિનીજીના પ્રૂફો તપાસતા. ત્યાં લગભગ દશ વાગી જતા પછી શૌચ જઈ સ્નાન કરી સેવામાં જે કોઇ ન્હાયું હોય તેને મદદ કરતા. ત્યારપછી ઠાકોરજીને રાજભોગ ધરી પોતે પ્રસાદ લેવા બેસતા, પ્રસાદ લઇ મુખવાસ લઈ પછી હિંચકા ઉપર આરામ કરતા. બપોરના ત્રણ વાગે ચા લેતા, ત્યારપછી ગામમાંથી કથા શ્રવણ કરવા વૈષ્ણવોનો સમૂહ આવતો. બેઠકનો હૉલ વૈષ્ણવ સ્ત્રીપુરુષોથી ચિકાર ભરાઇ જતો. એક પારસી ગૃહસ્થ ઉત્સુકતાથી શ્રીસુબોધિનીજીનું શ્રવણ કરવા આવતા, એક સંન્યાસી પણ શ્રવણ કરવા આવતા, ચારથી છ વાગતા, બે કલાક સુધી શ્રીસુબોધનીજીનું નિત્ય નિયમપૂર્વક વ્યાખ્યાન શાસ્ત્રીજી હિંચકા ઉપર બેસીને કરતા, શ્રોતાઓ વ્યાખ્યાનથી રસમાં તલ્લીન થઇ જતા, સાંજના છ વાગે હવેલીએ દર્શન કરી પછી શ્રીમહાપ્રભુજીની બેઠકે દર્શન કરવા જતા, ત્યાંથી દર્શન કરી ઘેર આવી જાય. ત્યાં ઠાકોરજીને શયનમાં ધરેલી પાતળ તૈયાર હોય તે પ્રસાદ લઇ લેતા એટલામાં રાતના નવ વાગી જતા. ત્યારબાદ આખા દિવસના ખર્ચનો હિસાબ માણસ પાસેથી તપાસી લખાવી લેતા. લગભગ દશને આશરે પ્રભુસ્મરણ કરતા સુઇ જતા. આ પ્રમાણે શાસ્ત્રીજીનું જીવન ભગવન્મય હતું.

સિંહગર્જના—શાસ્ત્રીજીનું પાંડિત્ય એટલું બધું અગાધ હતું કે કોઇ વાદી તેની સામે ટકી શકતો નહિં. ઈ. સ. ૧૯૨૬ ના આગસ્ટ મહીનામાં કેટલાક માયાવાદીઓએ ખટપટ ઉભી કરી પદ્મનાભ નામના કોઈ પંડિતને ઉભા કર્યો. તે પંડિતે એક હેન્ડબીલ પ્રકટ કર્યું અને તેમાં પોતે "શ્રીઅણુભાષ્ય" નું ખંડન કરવાની ચેલેંજ કરી. જો કે તે પંડિતને પોતાને તો કોઇ પણ ભાષ્યનો અભ્યાસજ નહતો છતાં તેણે ચેલેંજ ફેંકી. શ્રીમદ્વલ્લભાધીશ્વરના સિદ્ધાંત ઉપર કોઇ ચડી આવ્યો હોય ત્યારે શાસ્ત્રીજી કેમ શાંત બેસી રહે ? શાસ્ત્રીજીએ તે પદ્મનાભને ગર્જના કરી લેખિત પડકાર કર્યો કે આવો વાદ કરવા, તમો અણુભાષ્યમાં જેટલી અનુપપત્તિ દર્શાવશો તે સર્વનો સપ્રમાણ પરિહાર કરીને શ્રીમદ્ભાષ્યકાર શ્રીવલ્લભાચાર્યજીના ભાષ્યસ્થ સિદ્ધાન્તનું હું

वेदान्ततत्त्वं दययोपदिश्य योभून्मदीयोदयहेतुभूमिः ।
श्रीवल्लभाचार्यपदैकनिष्ठस्तं मगनलालं मनसा स्मरामि ॥

વળી સુરતવાલા ગો. શ્રીવ્રજરત્નલાલજી મહારાજનો સ્નેહ પણ અત્યંત હતો. શાસ્ત્રીજી પાસે બેસીને મહારાજશ્રી કોઇ વખત ભાષ્ય વિગેરે ગ્રંથનું વાંચન કરતા અને કઠિનતા લાગે ત્યાં શાસ્ત્રીજીને પુછતા, શાસ્ત્રીજીને સુરત પણ બોલાવતા અને કવચિત્ ટપાલથી પણ કંઇ પુછતા. શ્રીલાલબાવાના મંદિરવાલા ગો. શ્રીરણછોડલાલજી મહારાજનો પણ શાસ્ત્રીજી સાથે સારો સબંધ હતો અને મહારાજશ્રી તરફથી શાસ્ત્રીજીએ જન્મપ્રકરણના સુબોધિનીજી પ્રસિદ્ધ કર્યાં હતાં. મહારાજશ્રીની તબીયત નરમ થવાના ખબર સાંભળી શાસ્ત્રીજી ભરૂચથી મુંબઇ આવ્યા હતા અને થોડા દિવસ રોકાયા હતા. શ્રીનાથદ્વારાધીશ તિલકાયત ગો. શ્રીગોવર્ધનલાલજી મહારાજ મુંબઇ પધાર્યાં હતા ત્યારે લગભગ પાંચ વર્ષ અગાઉ મહારાજશ્રીનો મુકામ વાલકેશ્વરના બંગલામાં હતો. શ્રીનાથદ્વારામાં મહારાજશ્રી નિત્ય નિયમપૂર્વક રાત્રિના શ્રીસુબોધિનીજી શ્રવણ કરતા તેથી અહિં શ્રીસુબોધિનીજીનું શ્રવણ કરવા શાસ્ત્રીજીને બોલાવ્યા હતા. શાસ્ત્રીજીએ દશ બાર દિવસ સુધી વાલકેશ્વરના બંગલામાં રાત્રિના વખતે શ્રીસુબોધિનીજીનું સર્વસાહિત્ય સાથે વાચન કર્યું, મહારાજશ્રી વ્યાખ્યાન શ્રવણ કરી પ્રસન્ન થયા હતા. ચિ. ગો. શ્રીદીક્ષિતજી બાવાસાહબનો ભાવ શાસ્ત્રીજી ઉપર ઘણો સારો હતો. બાવાસાહબ કોઇ કોઇ વખતે પોતાના લખેલાં વ્યાખ્યાનો શાસ્ત્રીજીને વંચાવતા, બાવાસાહબની શાસ્ત્રીજી પાસે આકર ગ્રંથોનો અભ્યાસ કરવાની તીવ્ર ઇચ્છા હતી, પરંતુ દૈવેચ્છાએ એ અપૂર્ણ રહી. તો પણ છેવટના વખતમાં પણ આપશ્રીએ શાસ્ત્રીજીને ગયા વરસમાં મોટા મંદિરમાં બોલાવી તેમની પાસેથી તત્તુ સમન્વયાત્ એ સૂત્ર ઉપર વ્યાખ્યાન શ્રવણ કર્યું અને બહુજ પ્રસન્ન થયા. અન્ય ગોસ્વામિ બાલકોનો સ્નેહ પણ શાસ્ત્રીજી સારો ધરાવતા, તે શાસ્ત્રીજીને ત્યાં લગ્ન સમારંભમાં તે ગો. બાલકોએ પધારી પોતાનો સ્નેહ બતાવ્યો હતો અને મોટા મંદિરવાળા ગો. શ્રી ૧૦૮ શ્રીગોકુલનાથજી મહારાજનો શાસ્ત્રીજી ઉપર કેવો ભાવ હતો તે તો આપશ્રીએ શાસ્ત્રીજીની શોકસભામાં શાસ્ત્રીજી માટે પોતાના હૃદયના સુંદર ઉદ્દગારો જણાવ્યા છે તે ઉપરથી જાણી શકાય છે.

**માનપત્રો**—શાસ્ત્રીજીને સંવત ૧૯૯૨ ના ભાદરવા સુદી ૧૧ ને દિને માધવબાગમાં શ્રીપુરુષોત્તમમંડળના અધ્યેતાઓ તરફથી સન્માનપત્ર આપવામાં આવ્યું હતું. શાસ્ત્રીજી કોલેજમાંથી નિવૃત્ત થયા ત્યારે પુનામાં શાસ્ત્રીજીને માનપત્ર આપવામાં આવ્યું હતું અને તેમની જ્ઞાતિ તરફથી મુંબઇમાં સુખાનંદની વાડીના હોલમાં શાસ્ત્રીજીને માનપત્ર આપવામાં આવ્યું હતું.

**શ્રીમહાપ્રભુજીના સ્વરૂપમાં દૃઢાસક્તિ**—શાસ્ત્રીજીને શ્રીમહાપ્રભુજીના સ્વરૂપમાં અનન્ય નિષ્ઠા હતી, શાસ્ત્રીજી કોલેજમાં અભ્યાસ કરતા ત્યારથી શ્રીમહાપ્રભુજીની વસ્ત્રસેવા કરતા અને સમગ્ર જીવનપર્યંત શ્રીમહાપ્રભુજીની નામસેવા પણ કરી અને શ્રીમહાપ્રભુજીના ભાષ્ય સુબોધિની ષોડશગ્રંથો વિગેરેના ચિંતનમાંજ આયુષ્ય વ્યતીત કર્યું. શાસ્ત્રીજી ટપાલ લખતા ત્યારે પ્રથમજ "શ્રીવલ્લભ" લખી પછી શરૂઆત કરતા. શ્રીમહાપ્રભુજીની બેઠકે ભરૂચમાં નિત્ય દર્શન કરવા જતા. ચંપારણ્યની તથા બીજી કેટલીક બેઠકોની યાત્રા પણ કરી હતી. એક પ્રસંગ એવો બન્યો હતો કે ભરૂચમાં શ્રીમહાપ્રભુજીની બેઠકને રંગ લાગતો હતો અને ભીંત ઉપર શ્રીમહાપ્રભુજીનું ચિત્ર કાઢવાનું હતું. આ કાર્ય એક ચિત્રકારને સોંપવામાં આવ્યું હતું, તે વખતે હું શાસ્ત્રીજી પાસે ભરૂચમાં હતો. ચિત્રકારે શ્રીમહાપ્રભુજીનું ચિત્ર કાઢયું. અમે સાંજના બેઠકે દર્શન કરવા

ગયા, શાસ્ત્રીજીએ ચિત્ર જોયું પરંતુ તેમને પસંદ થયું નહિ, જેના હૃદયમાં શ્રીમહાપ્રભુનું અહર્નિશ ચિંતન હોય તેને સ્વરૂપમાં ફેરફારવાળું ચિત્ર કેમ ગમે ? શાસ્ત્રીજીએ તુરત ચિત્રકારને બોલાવ્યો અને શ્રીમહાપ્રભુજીના મુખારવિંદમાં તથા વર્ણમાં જે ફેરફાર કરવાનો હતો તેની તેને બરાબર સૂચના કરી અને ચિત્રમાં સુધારો કરાવ્યો. શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્ય ઉત્સવને દિવસે શાસ્ત્રીજી જરીકીનારનો કેસરી ઉપરણો ધારણ કરતા અને સભાઓમાં શ્રીમહાપ્રભુજીના ગુણગાન કરતા, આવા શ્રીમહાપ્રભુજીના અનન્ય સેવક આ જમાનામાં દુર્લભ છે.

**સમયસૂચકતા**—શાસ્ત્રીજી વ્યવહારમાં ઘણાજ સમયસૂચક હતા. શાસ્ત્રીજી કોલેજમાંથી નિવૃત્ત થયા ત્યારે શાસ્ત્રીજીને પેન્શન મળ્યું. કેળવણી ખાતામાં પેન્શનની પદ્ધતિ બે પ્રકારની છે. એક તો આયુષ્ય પર્યંત નિયત પેન્શન મળ્યા કરે, બીજી રીત પેન્શનના અર્ધા હિસાબે દશ વર્ષની રકમ રોકડી મળી જાય. શાસ્ત્રીજીને જાણે પોતાના આયુષ્યનું જ્ઞાન હોય તેમ શાસ્ત્રીજીએ બીજી રીત પસંદ કરી અને દશ વર્ષની રોકડ રકમ લઇ લીધી. આથી મોટી રકમનો લાભ થયો ગણાય. શાસ્ત્રીજીએ કોલેજમાંથી નિવૃત્ત થયા પછી પોતાના મકાનો જે નર્મદાજીના કીનારા ઉપર બહુજ રમણીય સ્થળમાં છે તેને મોટી રકમ ખર્ચી સુધરાવ્યાં. દરેકમાં લાદીઓ નખાવી દરેક વ્યવસ્થા પોતાને હાથેજ કરી ગયા કે જેથી પાછળથી કંઇ મુશ્કેલી ઉભી થાય નહિ. શાસ્ત્રીજીને છાતીમાં રાત્રિના દુઃખાવો થવા માંડયો ત્યારે પોતે જરાપણ ગભરામણ વિના ચોકો કરી તેમાં પોતાને સુવાડવાની આજ્ઞા આપી દીધી અને પોતે અંતિમ પ્રભુસ્મરણ કરવા મંડયા.

**કરુણા**—શાસ્ત્રીજીનું હૃદય કોમલ હતું. એક વખત લાડીલેશ નામના કોઇ વૈષ્ણવ પંડિત આવ્યા અને પોતાને કન્યાદાન માટે પૈસાની જરૂર જણાવી ત્યારે શાસ્ત્રીજીએ પોતે રૂ. ૫૧) આપી બીજાઓ પાસેથી પણ તેવી રકમો અપાવી રૂા. ૨૦૦) કરી આપ્યા. પુનામાં પોતે રહેતા ત્યારે કોઈ ભાટીયા ગૃહસ્થના ઘર સાથે શાસ્ત્રીજીને સારો સબંધ હતો. તે ગૃહસ્થ ગુજરી ગયા ત્યારે તેમની વિધવા સ્ત્રીને પૈસાની બહુ ખેંચ પડી, આ બાઇને શાસ્ત્રીજી પોતાની પુત્રીવત્ માનતા તેથી શાસ્ત્રીજીએ તે વખતમાં છુટક છુટક રૂા. ૧૦૦૦) એક હજારની લગભગ મદદ કરી તેની નોંધ પોતાની ડાયરીમાંથી શાસ્ત્રીજીએ મને વંચાવી હતી.

**સિદ્ધાંતમાં આગ્રહઃ**—શાસ્ત્રીજીએ પોતે જે સિદ્ધાંતો સત્ય માનતા હોય તેમાં તેમને બહુજ આગ્રહ રહેતો, આ બાબતમાં એક વખત મોટા મંદિરમાં રામનવમીના શ્રીગુસાંઇજીના નિર્ણય ગ્રંથ ઉપર બહુજ ચર્ચા ચાલી હતી, ત્યારે તેનો નિર્ણય કરવા ઘણા ગો. બાલકો અને પંડિતોની સભામાં હાજરી હતી. ઘણા વાદવિવાદને અંતે શાસ્ત્રીજી પોતે પોતાના સિદ્ધાંતમાં દૃઢ રહ્યા હતા. એક વખત શાસ્ત્રીજીને અમારા કલાસમાં પણ વાડીલાલભાઈ અને ધીરજભાઈ સાથે બ્રાહ્મણદેવતાવાદ પરત્વે અર્થમાં વિરોધ થયો હતો અને પોતે ગુસ્સે થઇ ગયા હતા અને તે બાબતની ટપાલ બીજે દિવસે શાસ્ત્રીજીએ વડોદરે પોતાના જમાઈ ગોવિંદલાલ ભટ્ટને લખી તેમાં શાસ્ત્રીજીએ જણાવ્યું હતું કે વાડીલાલ અને ધીરજલાલ શાસ્ત્રોના નિર્ણયમાં આપ્ટેની ડીક્ષનેરીથી અર્થ કરે તે કેમ ચાલે ? શાસ્ત્રોના અર્થનો નિર્ણય મીમાંસાથીજ થવો જોઇએ, આમ લખી તે કાગળ પોસ્ટમાં નાખવા મને આપ્યો હતો.

**પુષ્ટિસંપ્રદાયમાં જાગૃતિઃ**—સંપ્રદાયમાં જાગૃતિ લાવવામાં શાસ્ત્રીજીનો ઘણો મોટો હિસ્સો છે. તેમણે સદ્‌ગત મુલચંદ તેલીવાલાને સંપ્રદાયમાં આકર્ષ્યા અને ભાષ્યનો રસાસ્વાદ

લખી શકતા નથી. આપણા સંપ્રદાયના તે આધારસ્થંભ હતા, તદુપરાંત તેઓ બહુજ સ્પષ્ટવક્તા હતા. મોટા મોટા આચાર્યોને અને પંડિતોને તેમને જે યોગ્ય લાગતું તે સ્પષ્ટ સ્પષ્ટ કહી સંભળાવતા. અંગ્રેજી ઉચ્ચતમ જ્ઞાન હોવા છતાં તેમજ કોલેજમાં સંસ્કૃતના અધ્યાપક હોવા છતાં કેવળ સાદાઇમાં, તિલકમાલા ધારણ કરવામાં પોતાનું ગૌરવ સમજતા. આધુનિક થોડી ઘણી આંગ્લ વિદ્યા ભણનારાઓને તિલકમાલા ધારણ કરતાં જે શરમ લાગે છે તેમને માટે શાસ્ત્રીજીનું દૃષ્ટાંત શું અનુકરણીય નથી ? આડંબરથી તો તેઓ દૂરજ હતા.

મ્હારા પિતાશ્રી એક વખત સહકુટુંબ ભરૂચ ગયેલા અને શાસ્ત્રીજીને ત્યાં ઉતરેલા. પ્રસંગવશાત્ મ્હારા માતુશ્રી પ્રદોષ કરતા ને તે દિવસે પ્રદોષ આવતાં સાધારણ મ્હારા દાદીમાએ શાસ્ત્રીજીને શિવમંદિર સંબંધી દર્શનાર્થ જવા પુછયું પછી તો પુછવુંજ શું ? શાસ્ત્રીજીનો ઉપદેશ શરૂ થયો. અન્યાશ્રય માટે સખ્ત ટીકા કરી અને ગુસ્સાના આવેશમાં ખુબ કહ્યું પણ શા માટે ? એક પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ અન્યાશ્રય કરે તે દોષથી મુક્ત કરાવવા માટે. આ તેમનો રોષ નહિં, પણ માર્મિક વચનરૂપી મહાન સદુપદેશજ.

બીજો પ્રસંગ એવો હતો કે મ્હારા પિતાશ્રીએ હાલના વડોદરાનરેશ શ્રીમંત સયાજીરાવ મહારાજશ્રીને એક સમયે શ્રીશાસ્ત્રીજી સંબંધી બહુજ ઉચ્ચ કોટિના વિદ્વાન અને તત્ત્વવેત્તા તરીકે વાત કરેલી. શ્રીમંત મહારાજા સાહેબ કે જેમની કીર્તિ જ્ઞાની અને ગુણજ્ઞોમાં સર્વત્ર સુવિદિત છે તેમને શાસ્ત્રીજીનાં વ્યાખ્યાન સાંભળવા અભિલાષા થઈ. શાસ્ત્રીજીને પુનાથી એકદમ બોલાવી મંગાવવા સૂચના કરી. તેમનું વ્યાખ્યાન રાજમહેલમાં રાખવામાં આવ્યું. શ્રોતા વર્ગ એટલે વિદ્વત્સમાજ હતી. શાસ્ત્રીજીએ તો તેમની લાક્ષણિક શૈલીથી વ્યાખ્યાન કર્યું, અને એટલું સચોટ અને તુલનાત્મક દૃષ્ટિથી શ્રીવલ્લભાચાર્યજીના સિદ્ધાંતોનું પ્રતિપાદન કર્યું કે શ્રીમંત મહારાજા સાહેબ તેમના વ્યાખ્યાનથી ઘણાજ સંતુષ્ટ થયા. આ પછી એક બે દિવસ રાત્રિના સમયે પોતાની પાસે ખાનગીમાં પણ તેમની સાથે રસભરી ચર્ચાઓ થઈ. શાસ્ત્રીજીને માટે ઘણો આદર ઉદ્દભવ્યો અને તેમને અહીં કોલેજમાં અગર અન્ય યોગ્ય સ્થળે સારા વેતનથી નિયુક્ત કરી રાતના પોતાની પાસે થોડો સમય Philosophyસાંભળવા અને ચર્ચવા માટે અહીં બોલાવી સારી નોકરી આપવા મ્હારા પિતાશ્રી દ્વારા પુછાવ્યું. પણ શાસ્ત્રીજી સંયોગવશાત્ આવી શકવા અશક્ત હતા. આ વાત મ્હારા પિતાશ્રીએ શ્રીમંત મહારાજ સાહેબને નિવેદન કરી જે જાણી તેઓ પણ દીલગીર થયા, પણ નિરુપાય. આમ ના પાડવામાં પણ કાંઈ રહસ્ય હશે એમ સમજી મ્હારા પિતાશ્રીએ સંતોષ માન્યો.

શાસ્ત્રીજીના જીવનનો અન્ય એક મહત્ત્વનો પ્રસંગ વર્ણનીય છે. મનુષ્યમાં અગાધ જ્ઞાન હોય છતાં વાસુદેવપરાઙ્મુખ હોય તો તે જ્ઞાન દીપી નીકળતું નથી. જેમકે શ્રીમદ્દભાગવતમાં કહ્યું છે કે:—

नैष्कर्म्यमप्यच्युतभाववर्जितं न शोभते ज्ञानमलं निरञ्जनम् ।

જ્યારે તેજ જ્ઞાન જો ભક્તિસંપૃક્ત હોય તો ઘણુંજ ઝળહળી નીકળે છે. અને આ બન્ને હોવા છતાં જો ત્યાગની ભાવના નથી હોતી તો તે કેવળ શુષ્કજ્ઞાન શુષ્કભક્તિ કહી શકાય.

આ ત્રણેનો સમન્વય પરમ ભગવદીય શ્રીશાસ્ત્રીજીમાં હતો. એમના મ્હારા પિતાશ્રી

નિકટ સહવાસ હજુ સુધી મ્હારા સ્મરણમાં છે. ઉવટમાં, જ્યારે તેમનાં પત્ની ગોલોકવાસી થયાં ત્યારે તેમનો પત્ર આવેલો જેમાં શોકની છાયા જરા પણ ન હતી, ઉલટું લખેલું કે " હવે હું સંસારમાંથી મુક્ત થયો." આ ભાવના લખીને દેખાડવી સહેલી છે, પણ તેમણે તો અનુભવી બતાવી પણ હતી. સંસારમાં હોવા છતાં અનાસક્તિનું પણ સુંદર દૃષ્ટાંત રજુ કરે છે.

તેમણે સ્વમાર્ગનિર્દિષ્ટ રૂપસેવા અને નામસેવા પણ જીવનપર્યંત કરેલી છે. ઘરમાં બિરાજાવેલ શ્રીઠાકોરજીની સ્વરૂપસેવા અને ભગવત્સ્મરણરૂપી શ્રીમદ્ભાગવત અને શ્રીસુબોધિનીજીનું અધ્યયન અને પ્રવચનરૂપી નામસેવા એ તેમના જીવનનો અચુક કાર્યક્રમ હતો. શ્રીહરિરાયજીએ "જન્મવૈફલ્યનિરૂપણાષ્ટકમ્"માં કહ્યા પ્રમાણેઃ-પોતાનું જીવન સાર્થક કર્યું છે.

મ્હારા પિતાશ્રી સાથે મિત્ર તરીકેનો એમનો એટલે ગાઢ સંબંધ હતો કે જ્યારે મ્હારા પિતાશ્રી ગોલોકવાસી થયા ત્યાર પછી અમારે ત્યાં ઉતરતા નહિ. અમને ઘેર મળવા આવતા પણ મ્હારા પિતાશ્રીના અભાવે તેમને ઉતરવાનું અને રહેવાનું પ્રિય લાગતું નહીં, છતાં અમારા આખા આખા કુટુંબ ઉપર તેમનો છેવટ સુધી પ્રથમ જેવોજ સારો પ્રેમ હતો. તે મ્હારા પિતાશ્રીને પોતાના એક બન્ધુ તરીકેજ ગણતા હતા.

ટુંકામાં તેમનું સમસ્ત જીવન આપણા વૈષ્ણવ સમાજને અનુકરણીય છે અને તેઓએ જેમ મરણપર્યન્ત શ્રીમદ્વલ્લભાચાર્યસ્થાપિત પુષ્ટિમાર્ગની કાયા, વાચા અને મનસા જે સેવા કરી બતાવી તેવી આપણે પણ પ્રભુ કૃપાએ કંઈક સેવા કરવા સમર્થ નીવડીએ એવું ઇચ્છીશું. તેઓએ તો સ્વમાર્ગના સિદ્ધાંતો જાણ્યા, જણાવ્યા અને જીવનમાં પણ ઉતાર્યા. કેવળ, સિદ્ધાંતોનું જ્ઞાન હોવું તે તો નિષ્પ્રાણવત્ છે. નિર્જીવ પુસ્તકોમાં પણ આપણે ભણી ન શકીએ તેટલું જ્ઞાન સમાયેલું છે. તેનો શો ઉપયોગ ? તેથી શું સાર્થક્ય ? જ્યારે થોડું પણ જાણવા છતાં જીવનમાં જો તે જ્ઞાન ઉતારાય તોજ તેની મહત્તા, પરંતુ મનુષ્ય બધું સમજવા છતાં, ઘણું જાણવા છતાં શ્રીહરિકૃપા વિના અને શ્રીમહાપ્રભુજીની કૃપા વિના કાંઈ પણ કરવાને અસમર્થ છે. અત એવ તેમનોજ અનુગ્રહ મેળવવાને આપણે ભાગ્યશાળી થઇએ એજ આપણી યાચના અને એજ આપણી ગતિ.

છેવટમાં પરમકૃપાલુ પ્રભુ શ્રીકૃષ્ણ તથા શ્રીવલ્લભાધીશ શ્રીશાસ્ત્રીજીને તેમના નિકટમાં રાખી સ્વસેવારૂપી દાન અર્પે એજ તેમના જેવા માટે આપણી નમ્ર અભ્યર્થના શ્રીપ્રભુ પ્રત્યે હોઈ શકે. વધુમાં, સદ્ગત શ્રીશાસ્ત્રીજીના સન્માનાર્થે સમસ્ત વૈષ્ણવવર્ગ તેમજ શુભેચ્છકો તરફથી તેમનું યોગ્ય સ્મારક કરવા પ્રત્યે પ્રવૃત્તિ કરવામાં આવે તો તે ઘણું સ્તુત્ય લેખાશે, એ અભિલાષા સહ વિરમુ છું.





# सत्संग

(લે. શ્રી. શાસ્ત્રીજી નરોત્તમ મોતીરામ પુરાણી.)

पाश्चात्यसंस्कृतिशिरः स्वकरे गृहित्वा ब्राह्मण्यतासरलतामृतासिन्धुमग्नः ।
कालेऽधुना भगवता विषमे स्वकीयलीलासुखेऽप्यधिकृतः किल मगनलः ॥

શાસ્ત્રીય જ્ઞાન વેદ ઉપનિષદોનો અભ્યાસ એટલે વ્યવહારજ્ઞાન વિના એકમાંજ વસ્તુમાં રહેનારો સંસ્કૃતિ વિનાનો પરિશ્રમ. આ નવીન જમાનાની માન્યતા છે. અંગ્રેજી અભ્યાસ બી. એ. એમ. એ. ડીગ્રી સંપાદન એટલે વટલાયેલો—નાસ્તિક; ભારતના આર્યધર્મને ઉચ્છેદનારો, અંગ્રેજ જેવી રહેણીકરણીવાળો, પૂર્વ ઋષિમુનિના ચરિત્રને ભુલાવનારો દુઃસંગાત્મક પ્રસંગ. આ જુના માણસોના વિચાર છે, દલીલોથી કર્તવ્યશૂન્ય ઊહાપોહથી વાણીમાંજ બધું સમાવી બીજાને તેજમાં આંજી મહાન્ ગણાવવું એ પાશ્ચાત્ય સંસ્કૃતિ, વેદીયા ઢોર બની શ્રુતિ અને ગીતાના શ્લોકનું શિક્ષણ અને ન્યાય વ્યાકરણની લાંબી પંક્તિઓ મોઢે રાખી શબ્દ અને અર્થના નિર્ણયમાં કર્તવ્યને ભૂલવું એ પૌરસ્ત્ય શિક્ષણ.

ભાવિક એટલે જગતને દેશને નિરુપયોગી, દુનીયામાંથી ગયેલો, ભણેલો એટલે ભગવાનને ભૂલેલો, લૌકિકમાં મશગુલ પશુચારી. આવા વિરુદ્ધ સંચારમાં વિદેશી વિધર્મીવાળા પ્રાણીના સંઘ વચ્ચે વૈષ્ણવો અને હિન્દુઓમાં મેળ રચનાના અંકોડાની સાંકળોથી દુનીયાને બાંધવાના પ્રયાસો જમાનાઓથી થતા પણ નિષ્ફળ.

આ વિરોધાભાસને મટાડનાર અંગ્રેજી વિદ્યાનો સદુપયોગ દેખાડનાર શાસ્ત્રીયજ્ઞાનને વ્યવહાર ઉપયોગમાં જોડનાર તે મગનલાલ શાસ્ત્રી એમ સાંભળેલું હતું. એમની સાથે બોલવું, વાત કરવી, તેમની પાસેથી સાંભળવું કે પુછવું તે પણ કોરા બ્રાહ્મણને આકાશકુસુમ પ્રમાણે હતું. આવી ગડભાંગ વચ્ચે હાથી જેવા સાંભળ્યા છતાં સાતેક વર્ષ ઉપર કપડવંજ શ્રીબહેનજીરાજના ઉત્સવ પ્રસંગે અમદાવાદ ઔદિચ્ય સંમેલનમાંથી પાછા ફરતાં અહિં પધારેલા શાસ્ત્રીજીનું દર્શન થયું. ધાર્યું ન હતું તેવું સરળ પ્રતિભાવાળું હસ્તુ અને નાના બાળકને પણ અપરિચિત ન લાગે તેવું દર્શન થયું. પ્રોફેસર છતાં સાદાઇ સરળતાથી અત્રેના આખા વૈષ્ણવ સમાજ સાથે વિદ્વાનો પણ મંત્રમુગ્ધ બન્યા.

અંગ્રેજી ભણેલા બધાય ઓછાબોલા અને દાંભિક હોતા હશે આવી નક્કી કરેલી માન્યતા તૂટી પડી. ક્યાં એમનો હાસ્યપૂર્ણ વાર્તાલાપ? સાંભળનારને થાક લાગે તેવી સરળ હૃદયની વાર્તાશૈલી?

ઘણાને મોઢે સાંભળેલું કે તેઓ વર્ણાશ્રમને માનતા નથી. મહાપ્રસાદ લેતાં સ્નાનાદિકની જરૂર તેમને નથી પડતી. પરિચયથી જણાયું કે રેશમી મુગટો મંગાવી સ્નાન કરી, પહેરી, તિલક ચરણામૃત લઇ નિત્ય નિયમ પાઠાદિક પછી પ્રસાદ લીધો. પ્રસાદ લેતાં થયેલ થોડો વાર્તાલાપ તેમનીજ ભાષાથી લખું. સાંભળ્યા પ્રમાણેજ લખીશ.

ન્યાતના સમેલનમાં શંકરાચાર્યજીના ફોટાને માળા પહેરાવાની ના કહી. તમે માનો છો કે નહિ તેમ મેં પ્રશ્ન પૂછ્યો. તેનો ચોક્કસ જવાબ આપ્યો કે કૃષ્ણ પણ શ્રીવલ્લભચરણના સેવ્ય ન હોય તો હું ન માનું તો ઇતરને માનુંજ ક્યાંથી ? ન્યાતની કે તેના પ્રમુખસ્થાનની દરકાર કરીને શું ધર્મમાં દંભ કરવો ?

આવા કડવા અનુભવો બ્રાહ્મણોની ન્યાતના સંબંધવાળા (અને તે શાંકરમતાનુયાયી બ્રાહ્મણોના સમાજ વચ્ચે રહેનારા) દરેક બ્રાહ્મણને થાય છેજ.

આ તો તુલસીદાસને तुलसी मस्तक जब नमे धनुष्यबाण ले हाथ તેને પણ ભૂલાવે તેવો ટેક અને અપૂર્વ અનન્યતા.

કોટામાં (શ્રીમદનમોહનજીરાજના મંદિરે) શ્રીગોકુલેશજીના હસ્તાક્ષરવાળાં સુબોધિનીજી બિરાજે છે તેનાં દર્શન કર્યાં. પોતાનું ફલપ્રકરણ સુબોધિનીનું પંચાધ્યાયીનું વૈષ્ણવ હરિદાસ ઝવેરદાસવાળું પુસ્તક મને આપી તેના પાઠ સરખાવવા સૂચના કરી. દોઢ શ્લોક તે સુબોધિનીજીમાં નહતો. (यान्यधिक्रमसानि पदानि वहतो वधूम् । गोप्यः पश्यत कृष्णस्य भाराक्रान्तस्य कामिनः । अत्रावरोपिता कान्ता पुष्पहेतोर्महात्मना) ૧૦-૩૦—શ્લોક ૩૧ પછી.

આ પ્રસંગ ક્ષેપક બતાવ્યો કારણ કે શ્રીકોટાના સુબોધિનીજી જે સંવત્ ૧૬૪૬ સાલનાં લખેલાં છે તેમાં નહતો. શાસ્ત્રીજીએ તે પ્રસંગે મનનીય સૂચન કર્યું. આથી તેમનું જ્ઞાન લક્ષ્યમાં લેતાં વિદ્વાનો આશ્ચર્ય પામે તેમ હતું.

कृष्णरामायिते द्वे तु गोपायन्त्यथ काश्चन । वत्सायतीं हन्ति चान्या तत्रैका तु बकायतीम्

આ શ્લોકમાં हन्ति પાઠને બદલે લેખિત સુબોધિનીજીમાં घ्नती પાઠ હતો. આ પાઠ શ્રીમહાપ્રભુજીને સંમત છે તે માટે વ્યાકરણસૂત્રથી પોતે જણાવ્યું હતું જે हन्ति પદ પ્રયોગથી અર્થવિચારમાં દોષ આવે છે. આવા પ્રસંગોથી તેમની અગાધ વિદ્વત્તા તેમજ દરેક શાસ્ત્રનું મનન વિદ્વાનોને આશ્ચર્યચકિત કરે તેવાં હતાં.

બીજાં પુસ્તકોનાં સંશોધનોમાં શ્રીકલ્યાણભટ્ટજીના કલ્લોલના મુદ્રણની આતુરતા બતાવી. અહીંના વૈષ્ણવ સમાજે વ્યાખ્યાન આપવાનું વિજ્ઞાપન કરતાં જણાવ્યું જે બરાડા પાડી સભા ગજાવતાં સરસ આવડે છે પણ જો લેવું હોય તો એકાદ શ્લોક શ્રીસુબોધિનીજી સાંભળી શ્રીમહાપ્રભુજીની વાક્સુધાનું પાન કરો. તો પણ જનરુચિને વશ થઈ ત્રણ કલાક વ્યાખ્યાન અત્રેના મંદિરમાં આપ્યું. શાંકરમતાનુયાયી પણ અનેક ઘણા માણસો અને વિદ્વાનો હતા તે પ્રસંગે રા. નાનુભાઇ નારણદાસ ગાંધી એમ. એ. એલ. એલ. બી. પણ અહિ હતા. શાસ્ત્રીજીનું વ્યાખ્યાન એટલે કઠોરશબ્દની પરંપરા લોમવલ્લી પાન પ્રમાણે જીરવી શકાય તેજ બેસે. મેં સૂચવ્યું કે, શાસ્ત્રીજી, આ અન્યમતાનુયાયીને મીઠી ભાષામાં કહો. જવાબ દીધો કે સત્યને અને શરમને બનતું નથી. આપણને સત્ય લાગે તે સ્પષ્ટ શબ્દોમાં કહેવુંજ જોઇએ. એક મેજનું દૃષ્ટાંત આપી તે સમયે જણાવ્યું હતું કે જેમ આ મેજને ચાર પાયા છે છતાં મેજ એકજ છે અને તેમાંથી એક પાયો ખાલી થાય તો તે લથડે છે તેમ શ્રીકૃષ્ણ, શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગોકુલનાથજી એ ચાર પાયા છે. સમાનાકારે તેમનાં સેવાસ્મરણથી કૃતાર્થતા છે. મેં સહજ સૂચનવૃત્તિએ કહ્યું કે જેમ ભૂમિ વિના મેજ રહિ શકતો નથી, તેમ આ ચારે અપ્રત્યક્ષને કોનું રૂપક આપીએ ? માટે ગુરુદેવને ભૂમિસ્થાને ગણી ઉપર આ ચાર પાયા સ્થિર ગણવામાં શો દોષ ? આ વાત મારી કબુલ રાખી તેના ઉપર શાસ્ત્રીજીએ વિવેચન કર્યું હતું. આ તો આપણુજ કરી જાણે કથા કહેતાં

બ્રાહ્મણની રીતે ન આવડે આવી માન્યતા તો નજ તૂટી. બીજે દિન મંદિરમાં વૈષ્ણવોના આગ્રહથી જન્માદ્યસ્ય એ પ્રથમ શ્લોકનાં સુબોધિનીજીનું વ્યાખ્યાન કથા કરી. એકજ ઉપરણો ઓઢીને. વેદસૂત્રોના જાણકાર વૈદિક બ્રાહ્મણને ભૂલાવે તેવી તેમની તે દિવસની કથામાં આશ્ચર્ય થયું. તેથી વિશેષ તો જ્યારે સર જોન બોમોન્ટ જેવા વિદ્વાન્ ના. જજ અને મેજીસ્ટ્રેટો રૂબરૂ અંગ્રેજી ભાષામાં તેમના ટાઉન હોલના વ્યાખ્યાનની વાત જાણી ત્યારે થયું. તે દિવસની કથા અને આ વ્યાખ્યાનકાર બન્ને મૂર્તિઓને મનમાં કલ્પી સરખામણી કરવા માંડી ત્યારે અપૂર્વતા અવગત થઇ. શ્રીપ્રભુ સર્વસત્તાધીશ સ્વતંત્ર છે. ગમે તેટલી આપણા મનની જરૂરીયાત પણ તેમની ઇચ્છા હોય તોજ ફળે છે. શ્રીપ્રભુએ એમનો નિજ લીલામાં વિનિયોગ કર્યો. એમની ન ખોટ પૂરાય તેવી છે.

સરકારે પેન્શન આપ્યું ત્યારે વૈષ્ણવોએ તેમનો ઉપયોગ શરૂ કર્યો. હવે શ્રીપ્રભુએ તેમને નિજધામમાં કાયમનું પેન્શન આપ્યું. ત્યારે આપણે શ્રીની ઇચ્છાનુસાર વિનવીએ કે તેમની આ લોકની ખોટ તેમની તાલીમથી ઉછરેલા તત્સદૃશ શ્રીયુત પ્રો. ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ એમ. એ. પૂરી પાડે તેવું સામર્થ્ય શ્રીપ્રભુ તેમને આપે.




( લેઃ—રા. રા. રમણલાલ જયેષ્ઠારામ શાસ્ત્રી, ડભોઇ. )

પૂ. શાસ્ત્રીજી મન્નલાલ એટલે સમ્પ્રદાયનો અદ્વિતીય સ્તંભ. પૂર્વ પશ્ચિમ બન્ને સંસ્કૃતિનો સંગમ.

લેખનશક્તિ, પ્રવચન—વાચનશક્તિ અને વ્યાખ્યાનશક્તિ ત્રણેયનો ત્રિવેણીસંગમ.

એમના જીવનમાં એવા કેટલાય પ્રસંગો આવ્યા હશે જેમાં આબાલવૃદ્ધ સામાન્ય શિક્ષિત તથા સુશિક્ષિત સર્વ જનસમાજને તેઓએ સારી રીતે સંતોષ્યા હશે. પુષ્ટિસમ્પ્રદાયમાં અનેક વિદ્વાનો થઇ ગયા અને હાલ હશે, પરન્તુ શાસ્ત્રીજીની સરખામણીમાં ભાગ્યેજ કોઇને સરખાવી શકાય. શ્રીવલ્લભાધીશમાં તેઓનો જેટલો અનન્ય આશ્રય હતો તેવોજ હાર્દિક અનન્ય આશ્રય ભાગ્યેજ બીજા વિદ્વાનોએ જીવનમાં ઉતાર્યો હશે એમ કહેવામાં અતિશયોક્તિ હું સમજી છું ત્યાં સુધી ન ગણાય.

પ્રાચીન અને અર્વાચીન બન્ને વર્ગને બની શકે તે રીતે સંતોષવા તેઓની લેખિનીદ્વારા જેટલું સાહિત્ય પ્રકાશ્યું છે તેટલું ભાગ્યેજ કોઇ વિરલ વિદ્વાનથી હશે !

આ રીતે મારો બીજા વિદ્વાનોને ઉતારી પાડવાનો જરાય આશય નથીજ પરન્તુ શાસ્ત્રીજીમાં જે વિશેષતા છે તે નમ્રભાવે જણાવું છું.

સમ્પ્રદાયની વાડી વિકસાવવા તેઓએ જે અથાગ પરિશ્રમ ઉઠાવ્યો છે તેવો ભાગ્યેજ બીજાઓએ કર્યો હશે અને ભવિષ્યમાં પણ કદાચિત્ થઇ શકશે.

પુષ્ટિમાર્ગના વિદ્વાનોમાં તેઓનું સ્થાન અનેરૂં હતું. ગ્રન્થોના મર્મજ્ઞ આપ ૪૦ વર્ષ જેટલા લાંબા સમયના અભ્યાસી હતા. શ્રીવલ્લભાધીશ્વરના સ્વરૂપ અને ગ્રન્થોને સમજવા તથા સમજાવવા તેઓએ જે કાર્યસેવા કરી છે તેની જોડ મારી અલ્પબુદ્ધિ મુજબ ભાગ્યેજ હશે.

સદગતનાં પ્રત્યક્ષ દર્શન કરવા હું ભાગ્યશાળી થઇ શક્યો નથી, પરન્તુ ગ્રન્થદર્શન તથા અલ્પ અભ્યાસના અનુભવથી જરૂર કહું કે તેઓના ગ્રન્થને સમજવા એ સામાન્ય-પલ્લવગ્રાહી વિદ્વાનોની શક્તિ બહાર ગણી શકાય.

વાદવિવાદમાં શાસ્ત્રીજી અપૂર્વ વિજેતા નિવડતા. આવા અપૂર્વ, અજોડ વિદ્વાન્ માટે સમ્પ્રદાય, પૂજ્યપાદ આચાર્યચરણો, વિદ્વાનો અને વૈષ્ણવો જરૂર ઋણી છે. જે કાંઇ સ્મારક કાર્ય યોજે તે ઓછું છે.

ઇગ્લેન્ડમાં કવિ શેકસપીઅર વગેરેનાં વ્યવસ્થિત યાદગાર સ્મારકો આજે મોજુદ છે, જ્યારે આપણામાં એ તરફ વધુ દુર્લક્ષ્ય છે એમ કહેવાથી ખોટું નહિ ગણાય.

અંગત વિચારોના મતભેદ અને સામાન્ય જીવનની ઉત્કૃષ્ટતા એ જુદી બાબત છે જેથી તે દિશાએ દૃષ્ટિબિન્દુ ફેંકવાનો આ પ્રસંગ નથી.

આજની આ સભા અને આ પ્રસંગ બીજી કોઈપણ સભા અને વ્યાખ્યાન પ્રસંગથી નિરાળો છે.

પૂ. શાસ્ત્રીજીની સાદાઈ, તેઓનો વિદ્યાપ્રેમ, સામ્પ્રદાયિક પ્રવૃત્તિ ખરેખર પ્રશંસનીયજ હતી.

કોઇપણ મહાન્ વ્યક્તિ જેની પાછળ આવી શોકસભાઓ થાય તેવાની જરૂર ગામ, જ્ઞાતિ અને સમ્પ્રદાયે જીવતાં યોગ્ય કદર કરવીજ જોઇએ. પૂ. શાસ્ત્રીજી સંબંધી કેટલેક અંશે તેમ બન્યું છે.

ગામે (ભરૂચે) ગતવર્ષેજ સન્માનપૂર્વક માનપત્ર અર્પ્યું, જ્ઞાતિએ અધિવેશન ભરી પ્રમુખપદે શોભાવ્યા, વૈષ્ણવ સમ્પ્રદાયે અનેક સભાઓના સભાપતિ તરીકે લાભ લીધો. સદગતની વિશેષતા એ હતી કે, પૂજ્યપાદ ગોસ્વામી શ્રી ૬ શ્રીગોકુલનાથજી તથા અન્ય વિદ્વાન્ આચાર્યો શાસ્ત્રીજીના અધ્યક્ષપદે થતી સભાઓમાં વિરાજતા, અને વ્યાખ્યાનો આપતા.

પાશ્ચાત્ય કેળવાયેલ વર્ગ એક વખત તેઓના પ્રત્યક્ષ સમાગમમાં આવ્યા બાદ હૃદયથી ચાહતો અને શિર ઝુકાવતો. વિદ્યાવૈભવ આગળ કોણ ન નમે ?

આજે એ અનુભવ લીધેલ ડભોઈના ભાગ્યશાળી વૈષ્ણવજનોને જરૂર એ પ્રસંગ યાદ આવતો હશે. તેઓની ભવ્ય આકૃતિ, અપૂર્વ વિદ્વતા, આબાલવૃદ્ધ સમજી શકે તેવી પ્રવચન શૈલી હૃદય પાસે તરી આવતાં હશે.

શ્રીવલ્લભાધીશ્વરના અનન્ય ઉપાસક શાસ્ત્રીજીના આત્માને પ્રભુ શાન્તિ પ્રદાન કરે અને રા. રા. પ્રો. ગોવિન્દલાલ ભટ્ટ એમ. એ. જેવા યોગ્ય વિદ્વાન્ જામાતાને શ્વસુરવિયોગદુઃખ સહવા ધૈર્ય અર્પે એ પ્રાર્થનાએ વિરમું છું.



# નિવાપાંજલિ.

(લેખકઃ—પાદરાવાસી રા. રા. ફુલચંદ ગોવર્ધનદાસ શાહ.)

ભૃગૂપુરવાસી ઔદીચ્ય ટોળકીયા વિપ્ર,
રુચિ પ્રભુપદમાં જન્મથી રે વિશેષ. ૧.
ચરણકમલનું ધ્યાન અહર્નિશ ધરતા,
નિત્ય હરિલીલાનાં ગાન શુદ્ધ પ્રેમે ઉચ્ચરતા. ૨.
વાણી શુદ્ધ ચરિત્ર જીવનમાં રે શોભી,
સીમા સદગુણોની રહી અલંકૃત ઓપી. ૩.
મગ્ન રહેતા અખંડ નામ પ્રમાણે ગુણ,
ગર્વને ન કિંચિત સ્થાન દીનતામાં પ્રવણ. ૪.
ન નડે અંતરાય પ્રભુ કૃપા શિર ઉતરી,
લાગી લગની દિનરાત પુષ્ટિની વૃષ્ટિ વરસી. ૫.
લક્ષ્મી વિષે ન પ્યાર, સુબોધિની એજ સર્વસ્વ,
ગમગીની સદા આતુર ઉલટ હરિ દર્શન. ૬.
ણુ અનન્યભાવ પુષ્ટિ વિષે વિખ્યાતા,
પરિષદ સ્થાપી વેઠી શ્રમ, શ્રીકૃષ્ણપ્રેમમાં મદમાતા. ૭.
તીવ્ર જીજ્ઞાસા ભરપૂર સદા પ્રસન્ન વદન,
રાજ્ય અન્ય સ્થળે અતિ માન કામ કીધો દહન. ૮.
મતિ સંસ્કારી ઉત્તમ પ્રભુ પર દૃઢ પ્રીતિ,
શાસ્ત્રોમાં પારંગત અન્યથા નહિ કોઇ રીતિ. ૯.
શ્રી પહોંચ્યાં લીલામાંહ્ય, સેવા,સ્મરણ ગૃહ વિષે,
નોબત ગજાવી વિશેષ પુષ્ટિ પ્રણાલિકા રીતે. ૧૦.
ગોવિપ્ર સ્રીને શુદ્ર ઉદ્ધારનો અર્થ છે સાર,
લોભ તેનો સેવી દિનરાત પંથ પ્રવેશ તદાકાર. ૧૧.
કરે સદા સ્વરૂપસેવા આત્મસમર્પણ સત્ય,
વાસ વસો નિકુંજને દ્વાર આજ્ઞા ઉઠાવો નિત્ય નિત્ય. ૧૨.
સખી સ્વરૂપે રહી તત્પર શ્રીજી સુખનો વિચાર,
ચંદ હૃદયે વસો એ ભાવ સેવા શ્રીનંદકુમાર. ૧૩.

# मर्यादामग्न पुष्टिना पृथक्कर्ता

( લે. શ્રી. સુંદરલાલ વીરભાનુ, અધ્યાપક ઈંગ્લીશ સ્કૂલ, નગરઠઠ્ઠા. )

પ્રિય વાંચક વર્ગ ! સમગ્ર વિશ્વ મર્યાદામાં બંધાયલું છે. અસાધારણ શક્તિસમ્પન્ન બ્રહ્માદિ સમગ્ર દેવતાઓ, ઋષિ–મહર્ષિઓ સૂર્ય–ચંદ્રાદિ તત્ત્વો પણ મર્યાદાને તોડી શકતાં નથી, તો બિચારા વેદવાદી પંડિતો, સાક્ષરો, પુરાણીઓ અને બિચારા મર્યાદામાર્ગીય આચાર્યોની શી શક્તિ કે તેઓ મર્યાદાની શૃંખલાઓને તોડી તેની ( મર્યાદાની ) પેલી પાર કૃષ્ણાનુગ્રહાત્મક સુધાસાગરના અલભ્ય સુખનો સ્પર્શ પણ કરી શકે અને બીજાઓને એવા દુર્લભ કૃષ્ણપ્રેમામૃતનું દિવ્ય પાન કરાવી શકે ? અરે ! એ સ્વતંત્ર રસ શ્રીવ્યાસ, શેષ, નારદ અને મૈત્રેયજી વગેરે મુનિઓને પણ દુર્લભ છે. એવા અનુગ્રહાત્મક પુષ્ટિતત્ત્વના વિલાસી શ્રીવ્રજગોપિકાઓ શ્રીમદ્ વલ્લભાધીશ્વર, શ્રીમદ્વિઠ્ઠલેશ્વર, તદ્વંશ અને તેઓશ્રીના અંતરંગતમ નિજજનો જ છે.

જ્યાં સુધી વૈશ્વાનર, વાક્પતિ શ્રીમદ્વલ્લભાધીશ્વરના હૃદયંગમ સિદ્ધાંતોથી ગુંથાયલાં શ્રીસુબોધિનીસાહિત્યનું અધ્યયન અને તેના રહસ્યનું સેવન અને વિલાસ ચાલુ હતો ત્યાં સુધી પુષ્ટિમાર્ગમાં અનેક આદર્શ ભક્તજનો, કવીશ્વરો, અને માર્ગીય સાહિત્યકારો પાકતા, પરંતુ જ્યારથી તેનું અધ્યયન, સેવન અને વિલાસ બંધ થયાં ત્યારથી પુષ્ટિમાર્ગીય દૈવી જીવો પણ મર્યાદા માર્ગમાં ધસડાવા માંડ્યા; વૈષ્ણવો તો શું પણ ખુદ ગો. સ્વામિબાલકો પણ મર્યાદામાર્ગીય પંડિતો રાખી વૈષ્ણવોને તેઓની પાસેથી ઉપદેશ અપાવવા લાગ્યા, અને સ્વયં પોતે તેઓનાજ સંસર્ગમાં દિવસો વ્યતીત કરતા. શું આપ કહી શકશો કે એ મર્યાદિક પંડિતો અમને અમારા સર્વોચ્ચ ધ્યેયનું દર્શન કરાવવા શક્તિ ધરાવે છે ? બિલ્કુલ નહિ. તેઓ પોતે પણ મર્યાદાની જંજીરોથી જકડાયલા છે, તો બિચારા બીજાઓને શું પ્રમાણાતીત અને સર્વેન્દ્રિયોને આપ્યાયન કરનાર અનુપમ પ્રમેય તત્ત્વામૃતનું ઉપદેશદાન કરશે ! મર્યાદામાર્ગમાં નિમગ્ન થઈ ગયલા પુષ્ટિમાર્ગને તેવા સમયમાં તો પુષ્ટિમાર્ગના અનન્યાશ્રયી, શ્રીમદ્વલ્લભાધીશ્વરના અનુગ્રહ પ્રતાપ વડે તેઓશ્રીના નિગૂઢ હૃદયમાં પ્રવિષ્ટ શ્રીગોપિકાઓની રંગભૂમિકા ઉપર આરૂઢ થયલા પુષ્ટિમાર્ગના આદિ અનુયાયી મહાનુભાવી શ્રીદામોદરદાસ હરસાની જેવા મહાભગવદીયની આ ભૂતળ ઉપર પ્રકટ થવાની ખાસ જરૂર હતી. એવા કટોકટીનાં સમયમાં જે વખતે ભારતવર્ષના આધુનિક કેળવાયલા સાક્ષરો પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોનો અભ્યાસ કર્યા વિના આવા પરમ રમણીય ધર્મો માર્ગને નિંદવા લાગ્યા, તે વખતે જ તેઓના અજ્ઞાન અને મિથ્યા મોહને દૂર કરવા સારૂ અને એક વખતે ફરીથી આ અપૂર્વ પુષ્ટિમાર્ગને મર્યાદામાર્ગથી પૃથક્કરી બનાવવા સારૂ કરુણાસાગર દૈવજીવાસક્ત શ્રીમદ્વલ્લભાધીશ્વરે કૃપા કરી મહાનુભાવી પરમ ભગવદીય શાસ્ત્રીજી શ્રી મગનલાલજીને ભૂતળ ઉપર જન્મ આપ્યું. એવી શાસ્ત્રીજીના સહવાસથી મ્હને સંપૂર્ણ પરિપૂર્ણ ખાતરી થયેલ છે.

" શ્રીવૈષ્ણવપરિષદ્ " સંસ્થાનું નામ સૌ કોઈ જાણે છે. તેના જન્મદાતા શાસ્ત્રીજી મગનલાલ પોતે હતા. આ પરિષદનો એક એવો નિયમ શાસ્ત્રીજીએ દીર્ઘ દૃષ્ટિથી ઘડી રાખેલો કે જે દેશમાં પરિષદ

ભરાય ત્યાં પરિષદ્‌નો વ્યાવહારિક પ્રમુખ કોઈ મહાનુભાવી વૈષ્ણવજ થઈ શકે અને સઘળા ગોસ્વામિબાળકો અલૌકિક અધ્યક્ષતાના સ્થાન ઉપર બિરાજે; એવા કાયદાને અનુસરી કેટલીક પરિષદો ભરાઈ ગઈ હતી. પણ જ્યારે સિંધ નગરઠઠ્ઠામાં પરિષદ ભરવાનું નક્કી થયું તે વખતે સિંધ નગરઠઠ્ઠાના મુંબઈમાં વસતા કેટલાક શ્રીમંત ભાવુક વૈષ્ણવોએ પરિષદ કમીટીને પૂછયા વગરજ પૂજ્યપાદ ગોસ્વામી શ્રી ૬ ગોકુલનાથજી મહારાજને પરિષદના પ્રમુખસ્થાનને અલંકૃત કરવા સારૂ વિનતિ કીધી. આપશ્રીએ કૃપા કરી પોતાનું કર્તવ્ય સમજી વૈષ્ણવોની આગ્રહભરી વિનંતિ તો સ્વીકારી લીધી, પણ પરિષદના નિયમને આ વાત અનુકૂળ ન હતી. જેથી પરિષદની વ્યવસ્થાપક કમિટીના સંચાલકોમાં મતભેદ ઉત્પન્ન થઇ ગયો. ઉપર્યુક્ત કારણને લીધે બે ચાર વર્ષ પરિષત્કાર્ય બંધ થઈ ગયું. જેથી અહીંઆના વૈષ્ણવોના મ્હારા ઉપર પત્રો આવવા લાગ્યા કે." અમારા પરિષત્કાર્ય માટે ભરેલા નાણાં અમને પાછા આપો. કાં તો પરિષદ ભરો." તેથી મેં ગોંડળ સ્ટેટનાં પહેલાંના દિવાન ભગવદીય શ્રીયુત રણછોડદાસ પટવારીજી સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. કારણકે તેઓ પણ પરિષદના સંચાલકોમાનાં એક હતા. શ્રીયુત પટવારીજીએ આ પરિષત્કાર્ય સિદ્ધ કરવા સારૂ મ્હને સાથ આપ્યો. પરિષદતંત્ર આખું શાસ્ત્રીજીનાં હાથમાં હતું. શાસ્ત્રીજીનો પટવારીજી સાથે મતભેદ હતો. માટે સંચાલકોનો મતભેદ દૂર કરવા સારૂ મારે ગોંડળ થઈ મુંબઈ જવું પડયું. શ્રીયુત પટવારીજી મુંબઈમાં સર્વ રાજાઓની કોન્ફરન્સમાં રવાના થઈ ગયા હતા, તેથી તરત ગોંડળ છોડી હું મુંબઇ ગયો. પ્રભુકૃપાપ્રતાપથી શાસ્ત્રી મગનલાલજી પણ ત્યાં આવી ગયા હતા. પહેલાં તો શાસ્ત્રી મગનલાલ અને શ્રીયુત પટવારીજીનું પરસ્પર મેળાપ કરાવવાનું કાર્ય પણ મ્હને મુસ્કેલ લાગ્યું. આખર ટેલીફોનથી વાટાઘાટ કરી. રાત્રિનો કોઇ પણ સમય મુકરર કરવામાં આવ્યો. ઘણા દિવસથી વિખૂટા પડેલા બેઉ આત્માઓએ મનોદમન વડે વૈમનસ્યને દૂર કરી પરસ્પર સંભાષણ શરૂ કર્યું.

પછી ઘણોજ ઊહાપોહ કર્યા બાદ શાસ્ત્રીજીએ એકજ ચોકસ ઉત્તર આપ્યો કે હું પરિષદમાં બિલ્કુલ ભાગ લઇશ નહિ. પરિષદ ભરવા માટે પણ પહેલાં મંજુરી આપતા ન હતા, પણ અમારા લોકોના અત્યાગ્રહથી તેમણે મંજુરી આપી; અને પટવારીજીએ પોતાની ઉપર જવાબદારી લઇ લીધી. શ્રીયુત પટવારીજી જો અમોને મદદ ન કરત તો અમારો મનોરથ સિદ્ધ ન થાત. શાસ્ત્રીજીએ મંજુરી તો આપી પણ એના પક્ષવાળા સભ્યોએ પરિષદમાં ભાગ લીધો નહિ. પરિષદના સેક્રેટરી શા. વાડીલાલે પણ રાજીનામું આપી દીધું. શ્રીયુત પટવારીજી અને ભગવદીય મૂલચંદ તેલીવાલાએ પરિષત્કાર્ય ઉપાડી લીધું. પણ **શાસ્ત્રીજી એકના બે થયા નહિ. એજ એઓનો ફુલાત્મક તામસભાવ.** 'કિં કર્મ કિમકર્મેતિ કવયોપ્યત્ર મોહિતાઃ' એજ ન્યાય નિશ્ચય સમજવો.

નગરઠઠ્ઠામાં પરિષદ્ ભરવાનું કામ ધમધોકાર ચાલ્યું. તારીખો મુકરર થઈ ગઈ. રંગમંડપ બંધાવવા લાગ્યો. આમન્ત્રણો વ્યાપક થઈ ગયાં. સઘળા ગોસ્વામિબાળકોને પત્રો અને વિદ્યુત-સંદેશાથી આગ્રહભરી વિજ્ઞપ્તિઓ કરવામાં આવી. ટાઇમ બાકી ૧૦ થી ૧૨ દિવસનો રહ્યો તો પણ કોઈપણ ગોસ્વામિબાળકનાં પધારવાનો તાર કે પત્ર મળેજ નહિ, અને વૈષ્ણવોનાં તો હજારો પત્રો તાર વગેરે દિન પ્રતિદિન આવતાજ રહેતાં. તેથી પૂજ્યપાદ ગોસ્વામિ શ્રી ૬ શ્રીગોકુળનાથજી મહારાજને તે વખતે અનેક વિદ્યુતસન્દેશ મોકલ્યા, પણ આપશ્રી પણ પધારવાની આનાકાની કરવા લાગ્યા. ગોસ્વામિબાળકો વિના પરિષદ બેઠક સૂની ને સૂનીજ લાગે. તેથી અમે ઘણીજ કફોડી સ્થિતિમાં આવી પડયા. મ્હને ઘણીજ ચિંતા થઇ અને વૈષ્ણવો

નિરાશ થવા લાગ્યા. તેથી હું તરત નડીયાદ ગયો. ત્યાં પણ શ્રીઅનિરૂદ્ધલાલ બાવાએ નિરાશ કીધો. પછી સુરત શ્રીવ્રજરત્નલાલબાવા પાસે ગયો. તો ત્યાં પણ શાસ્ત્રીજી મગ્નલાલ હાજર. શાસ્ત્રીજી મગ્નલાલ, બાવાસાહેબને શ્રીસુબોધિનીનું અધ્યયન કરાવવા આવ્યા હતા. મેં પોતાનાં દુઃખનું નિવેદન શ્રી વ્રજરત્નલાલ બાવાને કીધું. આપશ્રીએ ઉત્તર આપ્યું કે મારા ગૃહમાં પ્રસૂતિસમય છે, તેથી જો બીજા કોઈપણ બાળક ત્યાં નહિ પધારે તો હું ત્યાં પધારી તમારો મનોરથ પૂર્ણ કરીશ. જો બીજા કોઈ બાળક પધારશે તો તમારૂં કાર્ય થશે; અને હું આ મારા કાર્યને લીધે નહિ પધારૂં. સંપ્રદાય અમારો છે. તમો લોકોને તો ધન્યવાદ ઘટે છે, કે વૈષ્ણવ ધર્મ પર એટલી મમતા રાખો છો. શાસ્ત્રી મગ્નલાલજી ત્યાં બેઠા હતા, તે વખતે બાવાસાહબનો આવો ઉત્તર સાંભળીને પોતાના સ્વભાવાધીન થઇ શ્રીવ્રજરત્નલાલજી બાવાને પરિષદમાં ન પધારવા માટે પ્રબલ અનુરોધ કરવા લાગ્યા. અને કહ્યું કે હું હમણાંજ ચાલ્યો જાઉં છું. આપશ્રીના સુબોધિનીના અભ્યાસની પ્રતિશ્રી સમજજો. પ્રિય વાંચક વર્ગ! તે વખતે મ્હને પણ તામસ આવી ગયું. કારણ કે તે વખતે મ્હને એમ લાગ્યું કે જો કદી નગરઠ્ઠાની પરિષદમાં કોઈપણ ગોસ્વામિબાળક નહિ પધારશે તો અમારો સમગ્ર પ્રયાસ વિફળ થવાનો. મેં શાસ્ત્રીજીને કહ્યું કે—"સિંધના હજારો વૈષ્ણવોને તમે નિરાશ કરો છો તેમાં દોષભાગી તમે છો." અમે કાર્યારંભ કરી દીધો છે. કેટલો ખર્ચ થઈ ગયો છે. વૈષ્ણવો ત્યાં બાળકોનાં દર્શન માટે ચકોરવત્ રાહ જોઈ બેઠા છે. આપ જેવા મહાન ભગવદીયોના સત્સંગ માટે તલસે છે, અને આપ પરિષદ વિરુદ્ધ આંદોલન કરી રહ્યા છો એ હું સારી રીતે જાણું છું. પરંતુ આપ જેવા મુકુટમણિ ભગવદીયને એમ કરવું ન ઘટે. હું આપને સાષ્ટાંગ દંડવત કરૂં છું અને આપ કૃપા કરી પરિષદને અલંકૃત કરો અને બાવાસાહબને રોકશો નહિ. આ શબ્દો ઉપર શાસ્ત્રીજીને મૌન ધારણ કરવું પડયું.

શાસ્ત્રીજીના નિશ્ચયબળ ઉપર મ્હને તે વખતે અસાધારણ દબાણ કરવું પડયું હતું. જેનો મ્હને અને બાવાસાહબને સારો અનુભવ છે. પછી તો તેજ વખતે આપશ્રીના પધારવાના નિશ્ચયનો નગરઠ્ઠે તાર કીધો, ત્યારે નગરઠ્ઠાના વૈષ્ણવોમાં પ્રાણસંચાર થયો. પછી અમારા સત્યાગ્રહને લીધે પૂજ્યપાદ ગોસ્વામિશ્રીગોકુલનાથજીને પણ દયા આવી ગઈ, અને પોરબંદરવાળા શ્રીરણછોડલાલ બાવાનાં પધારવાના પણ મંગલ સમાચાર આવી ગયા. જેથી વૈષ્ણવોનાં હૃદયોમાં અપાર હર્ષ ઉત્પન્ન થયો.

શાસ્ત્રીજીનો એવો મત હતો કે વૈષ્ણવપરિષદમાં વ્યાવહારિક પ્રમુખસ્થાન કોઈ વૈષ્ણવનેજ સોંપવું. ગોસ્વામિબાળકો અલૌકિક અધ્યક્ષતાપદે બિરાજે. સભાને નિયમમાં રાખવાનું કાર્ય બ્હદનું છે અને શ્રીપુરુષોત્તમનું કાર્ય વચનસુધા સિંચન કરવાનું છે, અને તે દુર્લભ ઉપદેશ તો વાગધીશવંશધરાજ થઇ શકે. તે સિવાય પ્રમુખસ્થાને જો કોઈ બીજા સાક્ષર બાળકને આપવામાં આવે તો ગાદીપતિ ટીકાયતો પરિષદમાં નજ પધારે. આપણી દૃષ્ટિમાં તો શ્રીવલ્લભવંશ સમાનજ છે. પ્રમુખને કોઇ વખત ફોજદારીમાં પણ જવું પડે. જો બાળકોને તે ન્યૂનપદ અપાય તો તેઓશ્રીઓ તે કાર્ય કરવા સમર્થ છે અને ધર્મરક્ષા ખાતર કોર્ટમાં પણ જવા પૂરતું બળ ધરાવે છે અને તૈયાર છે પણ તેઓશ્રીઓને એટલે ભગવત્સેવાવ્યસનશીલ આપણા ગુરુચરણોને ભગવત્સેવા વિયોગ થાય એ અમારાથી સહન ન કરી શકાય એજ દૃષ્ટિબિંદુથી કોઇ અનુભવી વૈષ્ણવને પરિષદમાં વ્યાવહારિક પ્રમુખપદ આપવાનો નિયમ ચાલુ રાખ્યો છે.

પ્રિય વાચક વર્ગ! શ્રીકૃષ્ણમુખામ્બુજમકરંદપાનાસક્ત શાસ્ત્રીજીએ રાખેલા નિયમ અનુસાર પરિષદની કાર્યવાહી ન થવાથી નગરઠઠ્ઠાની પરિષદમાં એક ભયંકર વિઘ્ન આવી પડ્યું. અધ્યક્ષસ્થાને ગો. શ્રીરણછોડલાલ બાવા બિરાજ્યા. ત્રણ દિવસની બેઠકમાં બે દિવસ નિર્વિઘ્ને સંતોષ રીતે પસાર થયા, પણ ત્રીજે દિવસે કાર્યારંભ થતાંજ મંડપની બાહેર કોઈ પરિષદના વાલન્ટીઅરે રોહરી શહેરનાં એક માજીસ્ટ્રેટ ઉપર કોઈ નજીવી ગેરસમજુતીથી લાઠીમાર ચલાવ્યો. તેના મસ્તકમાંથી પુષ્કળ લોહી નીકલ્યું, અને બાહેર ભયંકર મારામારી શરૂ થઇ ચૂકી અને કેટલાક લોકો તથા વોલન્ટીઅરો મંડપમાં ઘુસી સુલેહભંગ કરવા લાગ્યા અને સ્ત્રીઓને ઉઠાવવા લાગ્યા. તે વખતે પૂજ્યપાદ ગોસ્વામિ શ્રી૬ ગોકુલનાથજી મહારાજે તે દિવસની બેઠકની કાર્યવાહી સમયસૂચકતા વાપરી બંધ કરી દીધી. ત્યાં હાહાકાર વર્તી ગયો. માજીસ્ટ્રેટ ભલો ભગવદીય હતો. તેણે પરિષદ પર ફર્યાદી ન માંડી. પરિષદકીર્તિરક્ષા માટે અને સુલેહ જાળવવા માટે આખી રાત્રિ કાર્ય સુધારવા માટે પ્રયત્ન થયા. ગુનાહગાર વાલન્ટીઅરને પકડી તે માજીસ્ટ્રેટ આગળ લાવવામાં આવ્યો. તેણે માફી માગી અને તેનો રૂ. ૧૦૧) દંડ કરવામાં આવ્યો. પછી ચોથે દિવસે ત્રીજી બેઠક થઈ તેમાં અપૂર્વ આનંદ અને રસાવેશ થયો.

ચોથે દિવસે ત્રીજી બેઠકની કાર્યવાહી શરૂ થતાં પટવારીજીએ કહ્યું કે અમે સિંધના વૈષ્ણવોના ભગવદ્ધર્મની પ્રશંસા સાંભળતા હતા, પણ તેઓના દૈવી લક્ષણોનાં દર્શન હવે અમે પોતાની નજરોનજર જોયાં. અમારા ગુજરાત દેશમાં કોઈ એવા ઓફીસર વગર દોષે એવો અત્યાચાર થાય તો આવી એક પરિષદની બે પરિષદો કરી બતાવે. પ્રિય વાચક વર્ગ! તેજ વખતે મ્હને શાસ્ત્રી મગ્નલાલજીના આવા તામસ સ્વભાવ સંબંધી જે શંકા હતી તે નિવૃત્ત થઇ ગઇ. શ્રીમહાપ્રભુજીએ અનુગ્રહથી પરિષત્કાર્ય પણ ફળીભૂત કીધું અને સ્વભક્તવાક્યની પણ પરિપાલના કરી બતાવી. અને મ્હને પરિપૂર્ણ ખાતરી થઇ કે શાસ્ત્રીજીમાં એ લૌકિક તામસ ભાવ નથી પણ શ્રીગોપિકાઓનો ફલાત્મક પારિભાષિક તામસભાવ છે.

જે વખતે શાસ્ત્રીજી રીટાયર્ડ થઇ ભરૂચમાં શ્રીનર્મદાતટ ઉપર પોતાના બંગલામાં નિવાસ માટે આવ્યા હતા તે વખતે હું પણ મે વેકેશનમાં શ્રીસુબોધિની શ્રવણાર્થ ભરૂચ ગયો. શાસ્ત્રીજીના બંગલામાં જ જઇને હું રહ્યો હતો પણ પાણીની તંગીને લીધે ત્યાં મ્હને ફાવ્યું નહિ, તેથી શાસ્ત્રીજીએ શ્રીમહાપ્રભુજીની બેઠકવાળા મકાનમાં મને મ્હારા મનોનુકૂલ સગવડ કરી આપી. એક દિવસે પરિષદના બનાવની તેમની પાસે મેં વાત કીધી તે સાંભળી માત્ર હસ્યા, પણ લૌકિક જીવો માફક અહંવાદમાં ન પડયા. જ્યારે સાંજે શ્રીસુબોધિનીજીની કથા રમણપ્રસંગ ઉપર રસથી કરતા તે શ્રોતાઓને એવું ભાન થતું કે અમે અનન્યાશ્રયના મહારસોદધિમાં પડયા છીએ. શાસ્ત્રીજીના મુખારવિંદમાંથી અનન્યાશ્રયના એવા તો અદ્ભુત આંદોલનો વ્યક્ત થતાં કે શ્રોતાઓનાં અન્યાશ્રયોના આવરણોને ભેદી નાંખતા અને એવું ભાન થતું હતું કે બીજા કોઇના મુખથી શ્રીમદ્ભાગવત સાંભળવું જ નહિ. બેશક, શાસ્ત્રીજીએ અણુભાષ્યની કથાવડે, શ્રીસુબોધિનીજીના પ્રવચન વડે, જાહેર વ્યાખ્યાનો વડે માર્ગીય ગ્રંથોના હૃદયભેદી અનુવાદો વડે સમાચારપત્રોમાં પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતોથી વિરુદ્ધ વર્તનપરાયણ વૈષ્ણવો, બાલકો ઉપર હિતવર્ધક કડવી ટીકાઓ વડે પુષ્ટિમાર્ગના અનન્યાશ્રયનો ઘંટ વગાડી મર્યાદામાર્ગમાં મગ્ન થઇ ગયલા પુષ્ટિમાર્ગને પૃથક્ કરી બતાવ્યા છે.

હું એક વખત મુંબઈમાં હતો તે વખતે શાસ્ત્રીજીએ શ્રીગુસાંઇજીકૃત ન્યાસાદેશ ઉપર હિંદીમાં અનુવાદ જોયો. શાસ્ત્રી રમાનાથજીએ તે વખતે અનુવાદ પ્રગટ કર્યો હતો. શાસ્ત્રીજીએ તે

અનુવાદનું પુસ્તક જોતાં વેંત મ્હને કહ્યું સુંદરદાસ! ક્યાં ગોપિકાઓનો અદ્ભુત રસસંન્યાસ અને ક્યાં ગોપિકાઓના તે સંન્યાસદર્શક ન્યાસાદેશ ગ્રંથના અનુવાદકનો અધિકાર! ન્યાસાદેશ ગ્રંથમાં શ્રીગોપિકાઓના અનુપમ સંન્યાસનું વિવરણ શ્રીગુસાંઇજીએ કીધું છે, તો તેટલી પાત્રતા પ્રાપ્ત કર્યા વિના આવા ગ્રંથનો અનુવાદ કરવો ઉચિત ન ગણાય. ગોપિકાઓની દશાવાળા જ એ ગ્રંથને આપી શકે. આજકાલ તો થોડું સંસ્કૃત જ્ઞાન ધરાવનારા ઉપાધિ પ્રાપ્ત કરી શ્રીમહાપ્રભુજી શ્રીગુસાંઇજીનાં ગહન ગ્રંથોનો નિરંકુશપણે અનુવાદ કરવા મંડી પડ્યા છે એથી સંપ્રદાયને હાનિ પહોંચવાનો સંભવ છે. ખરેખર સંપ્રદાયમાં જેને જેમ ફાવે છે તેમ કરી રહ્યા છે. પુષ્ટિમાર્ગીય સાહિત્યનાં અનુવાદો અને ઉપદેશકો માટે પ્રામાણિક વ્યવસ્થાની ઘણીજ ખોટ જોવામાં આવે છે. ખરેખર, મને એ કહેવું અક્ષરશઃ સત્ય લાગ્યું. શાસ્ત્રી મગ્નલાલજીએ જે અનુવાદો પ્રગટ કર્યા છે તેના જેવો એક પણ અનુવાદ દૃષ્ટિપથ થતો નથી. હાં–માત્ર શાસ્ત્રી છગનલાલજીના ષોડશગ્રંથો ઉપર પ્રામાણિક અનુવાદો નજરે પડે છે.

શાસ્ત્રીજીએ શ્રીભાગવતસુબોધિનીજી ઉપર ગુજરાતી ભાષામાં જે થોડો પણ અનુવાદ લખ્યો છે તે એવો તો સરસ હૃદયસ્પર્શી છે કે માનો તે માત્ર અનુવાદ કરતા નથી, પણ વિદ્યાર્થીને ઉત્તમ પ્રકારનું અધ્યયન કરાવતા હોય એવું ભાન થાય છે. શાસ્ત્રીજીના વેણુગીત, યુગલગીત, ગોપીગીત અને પુષ્ટિશિખરના લેખો એવા તો અદ્વિતીય છે કે જે વાંચનારને સારસ્વતકલ્પની સ્મૃતિ કરાવે છે. શાસ્ત્રીજીએ મ્હને કહ્યું હતું કે ભ્રમરગીતનો અનુવાદ મેં તૈયાર કીધો છે, તે થોડા વખતમાં છપાશે. પણ ઘણીજ દિલગીરીની વાત છે કે તે હજી કેમ છપાયો નથી?

-શાસ્ત્રીજીના તિરોધાનથી પુષ્ટિસૃષ્ટિને અસહ્ય નુકશાન પહોંચ્યું છે. એમના જીવનનો લાભ જેટલા પ્રમાણમાં જોઇએ તેટલા પ્રમાણમાં આચાર્યવર્ગે કે શ્રીમંત વૈષ્ણવવર્ગે લીધો નથી. શાસ્ત્રીજી અમને દશમ સ્કંધની સમગ્ર સુબોધિની અને અણુભાષ્યનો અનુવાદ જો આપી ગયા હોત તોજ એમના જીવનનું લક્ષ્ય પરિપૂર્ણ થયું હોત, અને પુષ્ટિસૃષ્ટિ લાંબા સમય સુધી કલ્લોલ કરત. પ્રભુ ઇચ્છા!

કેટલાક વૈષ્ણવો વગર વિચારે કહેતા કે શાસ્ત્રીજીની ગોસ્વામી બાળકોમાં નિષ્ઠા ન હતી; એ પણ તદ્દન જુઠી પાયા વગરની વાત છે. એ વાતનો મેં એમને ઠપકો આપ્યો હતો. એક વખતે જે શબ્દો મને શાસ્ત્રીજીએ કહ્યા તે નીચે પ્રમાણે છે. "હું બાળકોનો ઋણી છું. એક પાંચ વરસનું બાળક મ્હને મધ્યરાત્રિએ બોલાવે તો હું તેજ વખતે જઈ તેઓશ્રીના ચરણકમળોમાં હાજર રહું. હું બાળકોના ચરણસ્પર્શ કરું છું અને ઘેર પધરામણી કરું છું. જ્યારે કોઈ બાળક ભરૂચમાં પધારે છે ત્યારે હુંજ તેઓશ્રીની સેવામાં હાજર રહું છું. એમની કન્યાના લગ્નસમય કેટલાક ગોસ્વામી બાળકોની પુનામાં પધરામણી કરી હતી એ લોકપ્રસિદ્ધ વાત છે. માટે શાસ્ત્રીજીએ માત્ર વાગ્વિસર્ગથી જ પુષ્ટિમાર્ગ મર્યાદામાર્ગથી પૃથક કરી બતાવ્યો છે એમ નહિ, પણ પોતાના અનુકરણીય આચરણવડે પુષ્ટિજગત ઉપર છાપ પાડી ગયા છે.

# पुष्टिभक्त शास्त्रीजी

( લે૦—રા. રા. ચીમનલાલ મગનલાલ વૈદ્ય, મોડાસા. )

બિહાર ધરતીકંપથી અખિલભારત ચમકી ઉઠયું હતું. વર્તમાનપત્રો દ્વારા બિહાર દિન તરિકે અનેક રીતે નિરાધાર માનવીઓને સહાય અપાઇ રહી હતી. તેવા સમયમાં પ્રો. મગનલાલ શાસ્ત્રી તથા એડવોકેટ વાડીલાલ શાહનું નામ પાટણ ફત્તેહસિંહરાવ પુસ્તકાલયમાં આવતા સુપ્રસિદ્ધ સાપ્તાહિક સયાજી વિજયમાં વાંચવામાં આવ્યું. તેઓ બે મહાનુભાવો ધરતીકંપના ફાળા માટેની સભામાં મદદનીશ તરિકે હાજર હતા.

ચિરસ્મરણીય શાસ્ત્રીજીના નામથી તો કયારનોયે મને પરિચય હતો. સંપ્રદાયની અનેકવિધ પ્રવૃત્તિજનક શાસ્ત્રીજીની નામસેવા સમ્પ્રદાયના ઈતિહાસમાં ચિરસ્મરણીય છે. તેમનું નામ સાંભળતાં મારા હૃદયમાં સ્વાભાવિક ઊર્મિ આવી. તેજ સાંજે હું શાસ્ત્રીજીને મળવા પુષ્ટિભક્તિ-સુધાના તંત્રી શ્રી. વાડીભાઈ શાહને ત્યાં ગયો. તે વખતનો મારા હૃદયનો આનંદ અવર્ણનીય હતો. એક સુંદર નાના ભવ્ય ખંડમાં શાસ્ત્રીજી ગાદી પર બિરાજેલા હતા. સામેનું એક કબાટ, ધાર્મિક પુસ્તકોથી વિભૂષિત હતું; ને ચારે બાજુ દિવાલો ઉપર પુષ્ટિસમ્પ્રદાયની ભાવનાનુસાર ચિત્રજીથી તે ખંડની શોભા અધિક ઉજ્જવળ તથા દીપ્તિમાન થતી હતી. પાસે નાનીશી ભગવદ્-મંડલી બેઠેલી હતી. ને શાસ્ત્રીજી સાથે સંપ્રદાયમાં સુપ્રસિદ્ધ અત્યંત વિદ્વાન લાડિલેશજી શાસ્ત્રીજી શ્રીનાથદ્વારાવાળા તથા સામા જાણીતા સાહિત્યકાર ઈતિહાસપુરાતત્ત્વવેત્તા રામલાલ મોદી પણ અનેકવિદ્યાચિંતનમય આસનસ્થ હતા. સ્વચ્છ ને ભરાવદાર દેહ, તિલકરાજીત વિશાળ ને તેજસ્વી લલાટ, ઉજ્જવળ ને પવિત્ર નયન, નિર્મલ સ્મિતયુક્ત વદનકમલ, દાડિમકણસમ શ્વેતદ્વિજ, અરવિંદગર્ભસમ રક્ત અધર, અંગે બંડી તથા એક ધોતી પરિધાનયુક્ત શાસ્ત્રીજી બધામાંથી સહેલાઇથી ઓળખી શકાય તેમ હતા.

'જયશ્રીકૃષ્ણ' કહેતાં જ હું ત્યાં બેઠો. શાસ્ત્રીજીએ પણ જયશ્રીકૃષ્ણ ઉચ્ચાર્યા મને વધાવી લીધો. શાસ્ત્રીજી જોડે મારો આ પ્રથમ સામાન્ય પરિચય હતો. શાસ્ત્રીજી અનેકવિધ દૃષ્ટિથી વાતોમાં વિહરતા હતા પણ તેમનું ધ્યેય પુષ્ટિસમ્પ્રદાયની સેવા સિવાય અન્ય ન હતું. એ પહેલા પરિચયે હું અનુભવી શકયો. તેમની વાતમાં મુખ્યત્વે એ વાત તરી આવતી, કે તેઓ સમ્પ્રદાયના સમર્થ વિદ્વાન છતાં અતિસરલ ભક્ત છે, ને કોઈની પણ યત્કિંચિત વાતે સમ્પ્રદાયના ઇતિહાસ કે પ્રણાલિકાભંગની હોય તો ત્યાં તેઓ જરૂર સૂચન કર્યા વગર રહે નહિ. જ્યારે તેમણે મને સમ્પ્રદાયની ઉન્નતિ માટે પોતાનો વૃત્તાંત કહેવા માંડયો ત્યારે તેમના રસિક જીવનમાં અનેક વિચિત્ર કથન સાંભળી આપણને ગ્લાનિ સાથે પ્રભુનું લીલાવૈચિત્ર્ય જરૂર યાદ આવ્યા વિના રહેતું નથી.

કનકાભિષેક વિષે મારે શાસ્ત્રીજી જોડે વાત થયેલી. શાસ્ત્રીજીએ તુરતજ નિકટ આસનસ્થ રા. રામલાલ મોદીને તે માટે ઐતિહાસિક સત્ય તારવવા સૂચના કરેલી ને તેના ખર્ચ માટે

બધી બંદોબસ્ત સ્વચિરે સેવા કર્યુંહતું. આ વાત વખતે તેમની મુખમુદ્રા નિહાળનાં સ્વાભાવિક તેમનું હૃદય સમ્પ્રદાયની ઉજ્જવળ કીર્તિ નિહાળવા વિરહી હતું તે સહજમાં મેં અનુભવ્યું. એમણે વાત શરૂ કરતાં કહ્યું કે જ્યારે અમે વૈષ્ણવપરિષદ સ્થાપી તેમજ સમ્પ્રદાયમાં ચેતન લાવવા માટે પુષ્ટિભક્તસુધા નામનું પત્ર કાઢ્યું ત્યારે બહુ નિરાશા ન હતી પણ આખરે અમારી પ્રવૃત્તિને બહુ ટેકો ન મળ્યો. તદુપરાંત કેટલાક ગો. બાલકો તરફથી અંદર વિરોધ થવા લાગ્યો. વળી આગળ બોલતાં તેમણે કહેલું કે પુનાથી દર અઠવાડીયે મુંબાઈ હું પ્રવચન કરવા આવું છું તેનો લાભ સમ્પ્રદાયના મહાનુભાવોયે નહિ જેવો લીધો છે. વૈષ્ણવ સમાજની ઉન્નતિ વિષે કહેલું કે વૈષ્ણવ યુવાનોયે હવે પોતાનું મંડળ સ્થાપી તેમાંથી તેમણે ધાર્મિક શિક્ષણ લેવું જોઇએ ને સમ્પ્રદાયમાં જ્યાં અધર્મમૂલક પ્રવૃત્તિ લાગે ત્યાં આગળ તેમણે વિરોધ કરવો જોઇએ. જો તેમનું (યુવાનોનું) સંગઠન થાય તો આ કાર્ય સ્હેલાઇથી પાર પડશે નહિતર એકાકી વ્યક્તિ હાલની પરિસ્થિતિને ભાગ્યે જ સુધારી શકશે. તેમનો શ્રીગોકુલેશ પ્રત્યેનો પ્રેમ અનહદ હતો. શ્રીગોકુલેશ નામ સાંભળતાં તેમના શરીરમાં રોમાંચ થતો. તથા મુખ ઉપર પ્રેમોર્મિ આવી જતી.

શાસ્ત્રીજીનું હૃદય ભાવુક સરલ ને કંઇક ભોળું હતું. તેઓ જે કંઇ બોલતા તે દૃઢ નિશ્ચય સાથે બોલતા ને તેમના વાક્યમાં ઐતિહાસિક કે સિદ્ધાંતની ભૂલ પ્રવેશી શકતી નહિ. સિદ્ધાંત ને પ્રણાલિકા પ્રચાર (શ્રીમહાપ્રભુજીની રચનાનુસાર) માટે તેઓ આગ્રહી હતા એટલું જ નહિ પણ તેની વિરુદ્ધ જે લોકો હોય તેમની સામે તેઓ કડક દલીલો પણ કરતા. છતાં તેમના હૃદયમાં તે લોકો માટે જરા પણ અણગમો નહતો, પણ ઉલટી તેમની તરફ સ્નેહભરી દૃષ્ટિ રાખતા.

શાસ્ત્રીજીનું હૃદય સ્વરૂપસેવામાં પણ નામસેવા જેટલું જ આસક્ત હતું. તેમનો અષ્ટસખાના પદોનો અભ્યાસ અતિ ઝીણો તથા તલસ્પર્શી હતો. તેમનું જીવન પ્રભુસેવામાં અત્યંત તલ્લીન રહેતું. તેમને મન તેથી અધિક સેવા બીજી કંઈ ન હતી.

સંપ્રદાયની પ્રણાલિકા મુજબ જે નામસેવા ને સ્વરૂપસેવા કરી જાણે તે સાચો પુષ્ટિભક્ત કહેવાય. પ્રો. શાસ્ત્રીજી પણ તેવી જ કોટિના એક ભગવદીય હતા. તેમનું મન સદા શ્રીપ્રભુ સેવા તથા શ્રીસુબોધિનીજી વિષે આસક્ત હતું. તેઓ કહેતા કે અમારે બે કાર્ય કરવાનાં છે. એક તો પ્રભુની રાસલીલાના અર્થ શ્રીમહાપ્રભુજીની વાણીદ્વારા વૈષ્ણવોમાં ફેલાવવા ને બીજું પ્રભુની રાસલીલા વિષેનો ખોટો ખ્યાલ સામાન્ય લોકપ્રવાહમાંથી ટાળવો.

શાસ્ત્રીજીને આબાલવૃદ્ધ સર્વ ચાહતા હતા ને તેમનો પ્રભાવ પણ બધાં ઉપર સારી રીતે રહેતો. એક બ્હેન પુનાથી પોતાના વતન પાટણમાં આવેલાં. તેઓ સુતિકોન્માદથી (Puerperal insanity encitable tye) પીડાતાં હતાં. પણ શાસ્ત્રીજી જ્યારે તેમની પાસે જતા ને પિતા તુલ્ય પ્રેમથી વાત કરતા ત્યારે તે બ્હેન એકદમ સ્વાસ્થ્ય પામતી. કહેવાનો અર્થ એ છે કે શાસ્ત્રીજીનો પ્રેમ અથવા પ્રભાવ સર્વને મુગ્ધ કરતો. તેમના નિકટ વસવાથી મન સ્વાસ્થ્ય ભોગવતું તથા આત્મા પ્રભુવિષેનો આનંદ ભોગવતો તેવો અનુભવ કંઇક મને થયો છે. તેથી જ મારે મન શાસ્ત્રીજી સાચા જીવંત પુષ્ટિભક્ત છે.

પ્રો. શાસ્ત્રીજીની પુણ્ય મદદથી ગોલોકવાસી મૂલચંદ તેલીવાલા ટુંક જીવનમાં સમ્પ્રદાયની ઉચ્ચી કક્ષાની સાહિત્યસેવા કરી શક્યા. રા. ધીરજભાઈ એડવોકેટ સમ્પ્રદાયને વર્ણાશ્રમ વિષેનો સાચો સિદ્ધાંત હાલ ચર્ચે છે. તથા પુષ્ટિભક્તિસુધાદ્વારા રા. વાડીભાઇ પણ વૈષ્ણવ સમ્પ્રદાયમાં જ્ઞાનપ્રચાર કરી શક્યા છે. શાસ્ત્રીજીના શિષ્યોની સંખ્યા બહુ છે. તેઓ તેમનું સાચું સ્મારક ઉભું કરવા કટિબદ્ધ થાય તેવી વિનંતિ છે.

શાસ્ત્રીજી આંગ્લવિદ્યાથી પૂરા વિભૂષિત તથા ડેક્કન કૉલેજમાં સંસ્કૃત પ્રોફેસર છતાં તેમનામાં લૌકિક ગર્વ હતો જ નહિ. તેમની સેવાઓ બહુવિધ છે. તેમનું યથાર્થ સ્મારક કરવું હોય તો ફક્ત તેમના જેટલી ધગશથી પુષ્ટિસમ્પ્રદાયની સેવા તનમન ને ધનથી દીન હૃદયના ભક્ત થઇને કરવી જોઇએ.

શાસ્ત્રીજીનાં ભાષણો વૈષ્ણવ ધર્મના સિદ્ધાંત માટે અત્યંત રમણીય તથા ઉપયોગી છે તેનો સંગ્રહ કરી પ્રકટ કરવાનું કામ તેમના કોઈ નિકટવાસી ભગવદીય મિત્રે ઉપાડી લેવું જોઈએ તથા તેમના જીવન પ્રવાહ વિષે પણ તેમના મિત્ર તથા સંબંધી વર્ગે કંઈક સ્મરણ સંજીવની સમાજ આગળ મુકવી જોઈએ.

સમ્પ્રદાયની નીચેની સેવામાં ભગવદીય શાસ્ત્રીજીની સેવા આવી જાય છે. (૧) વૈષ્ણવ પરિષદનું જાગૃતિભર્યું પુનરુત્થાન. (૨) ઉચ્ચ કોટિનું સામ્પ્રદાયિક પત્ર. (૩) સમ્પ્રદાયસાહિત્ય પ્રવૃત્તિ. (૪) પાઠશાળાઓ ખોલવી, કીર્તનસેવા તથા સ્વરૂપસેવા વિષેની પ્રવૃત્તિ કરવી. (૫) શ્રીમહાપ્રભુજી તથા બીજા આચાર્યો, ભક્તો, કવિઓ વિગેરેના યથાસ્થિત ઐતિહાસિક દૃષ્ટિએ જીવન પ્રગટ કરવાં. (૬) મંદિરોમાં જ્યાં જરૂર હોય ત્યાં સુધારો કરવો. આટલું કાર્ય યથાશક્ય થાય તો સમ્પ્રદાયે શાસ્ત્રીજીનું સ્મારક યથાર્થ કર્યું કહેવાય.

---

## ભગવત્શાસ્ત્રનિષ્ણાત શાસ્ત્રીજી.

( લેખકઃ—રા. " રશ્મિ " નવસારી. )

ભગવદિચ્છા અગમ્ય છે. જેની સુધાજ્યોતે અનેક જ્ઞાનદીપકો પ્રકટાવ્યા છે, એવો પુષ્ટિ ગગનનો એક અત્યંત તેજસ્વી તારો ખરી પડયો છે. ભગવત્શાસ્ત્રનિષ્ણાત પરમ ભગવદીય શ્રીમગ્નલાલ શાસ્ત્રીજીએ અર્ધશતાબ્દિ પર્યંત સંપ્રદાયની અખંડ સાહિત્યસેવા—નામસેવા કરી આ લોકનો ત્યાગ કર્યો છે.

શ્રીમહાપ્રભુજી ઉપર શ્રીહરિરાયજીવત્ શાસ્ત્રીજીની અનન્યતા અને આસક્તિ અત્યંત સુદૃઢ હતી, તેમજ ગો. બાળકો તરફ પૂજ્યતાની ભાવના તેમજ કટુ છતાં સત્ય જાહેર કરવાની કર્તવ્ય-નિષ્ઠા આદરણીય હતી. શાસ્ત્રીજી પ્રાચીન ભગવત્શાસ્ત્રો, શ્રીસુબોધિનીજી, ષોડશગ્રંથ, અણુભાષ્ય, નિબંધ તથા સાંપ્રદાયિક સર્વ ગ્રંથોના પ્રત્યેક વાક્યના મર્મજ્ઞ તેમજ સવિસ્તૃત સુરમ્ય ભાષામાં વિવેચનકાર પણ હતા. સ્વદેશમાં તેમજ પરદેશમાં સાંપ્રદાયિક સાહિત્યનો પ્રચાર કરવામાં તેમજ મનુષ્યમાત્રની ભગવદ્ધર્મ તરફ અભિરુચિ થાય તે માટે તેઓ હંમેશા પ્રયત્નશીલ તેમજ ઉદાર મતવાદી હતા. શાસ્ત્રીજીની પ્રતિભા અન્યમાર્ગીઓ તેમજ સંપ્રદાયના વિરોધીઓમાં પણ સારી પડતી. 'પુષ્ટિભક્તિસુધા' વગેરેમાં શાસ્ત્રીજીએ અને તેમના વિદ્વાન મિત્રમંડળે પીરસેલી સુધાનો આસ્વાદ લેતાં આજે પણ અનેરો આનન્દ અનુભવાય છે.

ગો. બાળકો, ગ્રેજ્યુએટ, વૈષ્ણવો, શાસ્ત્રીઓ, વૈષ્ણવ યુવકો, ભગવદીયો તેમજ અન્ય પંડિતો, પ્રોફેસરો સાથે શાસ્ત્રીજીનો પરિચય ઘણોજ સન્માનિત હતો. તેમના કુટુંબીજનો સ્નેહી મંડળ વગેરે તેમને ઘણાજ સ્નેહથી ચહાતાં.

આખો સંપ્રદાય શાસ્ત્રીજીનો ઋણી છે. તેમની ખોટ પુરે તેવો સંપ્રદાયમાં આજે એક પણ વિદ્વાન નથી. શાસ્ત્રીજી તો અત્યારે ભગવલ્લીલામાં નિમગ્ન થયા છે, પરંતુ તેમના અમર આત્માની સુવાસ સર્વત્ર પ્રસરે અને શાસ્ત્રીજીએ સેવાયજ્ઞમાં પોતાનું જીવનસર્વસ્વ આત્મસમર્પણ જેમ કર્યું છે તે પ્રમાણે નિવેદનનું સ્મરણ રાખી સર્વ વૈષ્ણવોમાં એવી ભાવના સ્ફુરે એ અભ્યર્થના.




( લેઃ—પ્રો. શ્રી. જેઠાલાલ ગો. શાહ. M. A. )

પ્રો. મગનલાલ શાસ્ત્રી ઉચ્ચ પ્રકારના સાક્ષર હતા. પોતે યુનીવર્સીટીની એમ. એ. ની પરીક્ષા સંસ્કૃત વિષય લેઈને પાસ કરી હતી એટલુંજ નહિ પણ સંસ્કૃત ભાષાના ગ્રન્થોના મર્મજ્ઞ અને રસિક વાચક હતા. તેમની સ્વભાષા ગુજરાતી હતી, અને વિદ્યાર્થી જીવન દરમ્યાન આંગ્લ ભાષા શીખેલા, તથા એક કોલેજના પ્રોફેસર તરીકે તે ભાષામાં પોતાનું અધ્યાપન કાર્ય તેમને કરવું પડતું હતું. છતાં સંસ્કૃત ભાષા પ્રતિનો તેમનો પ્રેમ બિલ્કુલ ઓછો થયો હતો નહિ. ઉલટું તેમની બાબતમાં એવું જણાતું હતું કે સંસ્કૃત ભાષાએ અન્ય ભાષાઓ કરતાં તેમના ઉપર અપૂર્વ વિજય મેળવેલો. તેમની (ગ્રંથસ્થ) ગુજરાતી ભાષા સંસ્કૃત કરતાં પણ વધારે કઠિન જણાતી તેનું કારણ માત્ર એ છે કે સંસ્કૃત ભાષાની પ્રખર અસર નીચે તેઓ હતા. તેમનાં અંગ્રેજી લખાણોમાં પણ સંસ્કૃત ભાષાનાં ખાસ કરીને વૈદિક સંસ્કૃત, શ્રીમદ્ભાગવત અને શ્રીવલ્લભાચાર્યના ગ્રન્થોનાં વાક્યો બહુજ છૂટથી વપરાતાં. એટલે તેમનું અંગ્રેજી એટલે સંસ્કૃત મિશ્રિત અંગ્રેજી એમ કહીએ તો ખોટું નથી. તેમની ગુજરાતી ભાષા એ અતિસંસ્કૃતભાષા હતી. કેવલ શુદ્ધ સંસ્કૃત લેખન તેમણે બહુજ થોડું કર્યું છે. પોતે પ્રકટ કરેલા ગ્રંથોની પ્રસ્તાવનારૂપે તેમનાં સંસ્કૃત લખાણો લખાયલાં છે. પણ તે થોડા ઘણાં લખાણો ઉપરથી એક ઉચ્ચ કોટિના વિદ્વાનને શોભે એવો સંસ્કૃત ભાષા ઉપરનો તેમનો કાબૂ હતો તે આપણે જોઇ શકીએ છીએ. અધ્યાપક તરીકે તેઓ એલ્ફીન્સ્ટન હાઇસ્કૂલમાં સંસ્કૃતજ શીખવાડતા. પછીથી જ્યારે પૂનામાં ડેક્કન કોલેજમાં ગયા ત્યારે પણ સંસ્કૃતનોજ વિષય તેઓ શીખવાડતા. તેમની સંસ્કૃત ભાષા તરફની પ્રીતિ જોઇને મુંબાઈ યુનીવરસીટીએ કેટલાંએ વર્ષો સુધી તેમને મેટ્રીકની તથા કોલેજની બીજી ઉચ્ચ પરીક્ષાઓમાં મુખ્ય પરીક્ષક તરીકે નીમેલા.

જેમ તેઓ સંસ્કૃતભાષાના વિશારદ હતા તેમ એક સાક્ષર પણ હતા. સાક્ષર હમેશાં પોતાની જ્ઞાનની સમૃદ્ધિને આજીવન વધારતા જાય છે, તેમ તેમણે પણ યાવત્પ્રાય તેમના પ્રિય વિષયના ગ્રન્થોમાંથી જ્ઞાન મેળવ્યું હતું. આથીજ તેમનામાં બહુશ્રુતતા આવેલી હતી. જો કે તત્વજ્ઞાન અને તેમાંએ ખાસ કરીને શુદ્ધાદ્વૈત તત્વજ્ઞાન એ એમનો પ્રિય વિષય હતો, છતાં ઇતર તત્વજ્ઞાનની તેમણે ઉપેક્ષા કરી નથી. શાંકર કે રામાનુજ કે અન્ય ભારતવર્ષીય તત્વજ્ઞાનના ગ્રન્થોનો બહુજ ઉંડી રીતે અભ્યાસ કરેલો. ધર્મશાસ્ત્ર, વ્યાકરણ, કાવ્યશાસ્ત્ર, ન્યાય સંગીત વગેરે વિષયોને લગતાં પુસ્તકોનું ખૂબ વાચન કરેલું તેમણે જણાય છે. શ્રીવલ્લભાચાર્યના અગર તેમના સંપ્રદાયના આકર ગ્રન્થોનો સૂક્ષ્મદષ્ટિથી અભ્યાસ કરનારને સાર્વદેશીય જ્ઞાન મેળવવાની જરૂર છે. આથીજ પોતાના પ્રિયવિષય 'શુદ્ધાદ્વૈત' ને યથાર્થ રીતે સમજવાને અગર તેને યથાર્થ સ્વરૂપમાં વિદ્વાનો સમક્ષ મૂકવાને માટે ઉપર જણાવેલા તમામ વિષયોનું વાચન તેમણે કરેલું. તે વાચન અખણ્ડિત રીતે જીવનપર્યન્ત ચાલતું હતું. ભાગ્યેજ એવો પ્રસંગ હોય કે તે સમયે તેમની પાસે ગ્રંથ પણ પુસ્તક હોય નહિ. જોકે તેમનું વાચન એક દષ્ટિએ મર્યાદિત હતું. ગુજરાતી

ભાષાનાં પુસ્તકો બહુજ થોડાંક વાંચતા. નરસિંહ અખો કે દયારામ જેવા કવિઓને પણ તેમણે ઉપર ઉપરથી વાંચેલા. અંગ્રેજી સાહિત્યનું પણ વાચન ઓછું, પ્રવાહી પત્રો, સામયિકો કે માસિકોને તે કવચિત્ જ વાંચતા. સામાન્ય રીતે નહિ. આમ તેમનું વાચન મર્યાદિત ખરૂં, પણ બીજી રીતે તેમણે પોતાના જીવનનું જે ધ્યેય નક્કી કરેલું તે ધ્યેયની સિદ્ધિ માટે તેમને તેમ કરવાની જરૂર હતી. આથી જ બીજી દૃષ્ટિએ તેમનું વાચન અતિવિશાલ, વેધક, વિપુલ અને ઉંડુ તથા તલસ્પર્શી હતું.

હવે આપણે તેમની સાહિત્યસેવાનો વિચાર કરીએ. સાહિત્યસેવકો ત્રણ પ્રકારના હોય છે. ૧ સાહિત્યના સર્જકો, ૨ સાહિત્યના વિવેચકો, ૩ સાહિત્યના સંશોધકો. કવિઓ, નવલકથાકારો, નાટકલેખકો આ બધા સાહિત્યના સર્જકો છે. નિબંધોના લેખકો પણ આ કોટિમાં આવે છે સાહિત્યના વિવેચકો પોતે સ્વતંત્ર રીતે કંઈ લખતા નથી. પણ બીજા કોઈ સારા લેખક લખેલા ગ્રંથનું રહસ્ય તથા તેની ખૂબીનું વિવેચન જનતાની સમક્ષ રજુ કરે છે. ભાષાન્તરકારોને પણ આપણે આ કોટિમાં મૂકી શકીએ. ત્રીજા સાહિત્યસેવકો જાતે લખતા નથી, તેમ તેની ઉપર વિવેચન કરતા નથી. પણ ધૂળધોયાની માફક લુપ્તપ્રાય થયેલી અગર અજ્ઞાત રહેલી ભૂતકાળની ઉત્તમ સાહિત્ય કૃતિઓને શોધી કાઢીને પ્રકાશમાં લાવે છે. પ્રો. મગ્નલાલે તેમના જીવન દરમ્યાન વાંચ્યું ઘણું હતું તેમ લખ્યું પણ ઘણું હતું. તેમની લેખિત પ્રવૃત્તિઓની હારમાળા એટલી બધી લાંબી છે કે તે બધાનો ઉલ્લેખ એક ન્હાનકડા લેખમાં કરી શકાય નહિ. આ બધું લેખન તેમણે સ્વતંત્ર રીતે સાહિત્યસર્જક તરીકે કર્યું નહિ. તે સાહિત્યસર્જક નથી પણ સાહિત્યવિવેચક છે તથા સાહિત્યસંશોધક છે. તેમના જીવનની મહદિચ્છા સાહિત્યસર્જક તરીકે કીર્તિ મેળવવાની ન્હોતી. તેમણે જો તેવી ઇચ્છા કરી હોત તો તેઓ અઢળક સાહિત્ય ગુજરાતને અને ભારતવર્ષને આપત. પણ પ્રભુ તેમના દ્વારા પુષ્ટિસંપ્રદાયના સાહિત્યની સેવા કરાવવા ઇચ્છતા હતા. તેથી તે સંપ્રદાયની જ સાહિત્યસેવા વિવેચક અને સંશોધક તરીકે તેમની પાસે કરાવી છે. તેમના જીવનનું મુખ્ય ધ્યેય શ્રીવલ્લભાચાર્યના પુષ્ટિમાર્ગના ગ્રન્થો જે સંપ્રદાયના સરસ્વતી ભંડારમાં પડી રહ્યા હતા, તે સ્થિતિમાં તેને પ્રકાશમાં લાવવાનો હતો. તેમણે જોયું કે સંપ્રદાયમાં અનેક ગ્રન્થરત્નો છતાં સંપ્રદાયમાં જડતા અને અજ્ઞાનતા બેસુમાર છે. આને લીધે નથી સાંપ્રદાયિકો સ્વસિદ્ધાન્ત જાણી શકતા તેમ નથી ઇતિરજનો જાણી શકતા. મહારાજ લાયબલ કેસે સંપ્રદાયને ઘોર અન્યાય કર્યો છે, પણ તેને માટે સુધારકો કરતાં પણ જવાબદાર સાંપ્રદાયિકો છે. તેમણે પોતાના ધર્મનું રહસ્ય સમજવાનો પ્રયત્ન કર્યો નથી, તેમ તદનુસાર પોતાનું જીવન બનાવ્યું નથી આથીજ તે જગતની બત્રીશીએ ચઢયો છે, અને શિષ્ટ પુરુષોમાં પણ અવગણનાને પાત્ર બન્યો છે, આવી એમની કંઈક માન્યતા હોવાથી સાંપ્રદાયિક ગ્રન્થોનું સંશોધન કરીને, તેમને મૂળ સ્વરૂપે પ્રકટ કરીને તથા તેનું રહસ્ય ભાષાન્તર રૂપે, સ્વતંત્ર લેખ રૂપે અગર વ્યાખ્યાન દ્વારા વૈષ્ણવોને સ્ફુટ કરીને, સંપ્રદાયમાંથી અજ્ઞાન અને જાડયને દૂર કરવાના શુભ આશયથી તેઓ આજીવન સાહિત્યસેવામાં અભિરત રહ્યા. પોતે જાતેજ આ કાર્ય કરવાને કટિબદ્ધ થયા એટલુંજ નહિ પણ જેમ પ્રેમાનંદે ગુર્જરભાષાની સેવા કરવાને શિષ્યમંડળ ઉભું કર્યું તેમ શાસ્ત્રીજીએ પણ શિષ્યમંડળ ઉભું કર્યું તે શિષ્યમંડળને શ્રીવલ્લભાચાર્યના ગ્રન્થો સમજાવ્યા અને તે ગ્રંથોને પ્રકાશમાં લાવવાનું કાર્ય વ્યક્તિગત ઉપાડી લે તે માટે તેમને પ્રેર્યાં.

તેમના અનેક લેખોમાં સૌથી જૂનો ગ્રન્થલેખ સંવત ૧૯૫૯ માં ગોસ્વામિશ્રીનૃસિંહલાલજી મહારાજની આજ્ઞાથી સુબોધિની સભાએ પ્રકટ કરેલા સંસ્કૃત શુદ્ધાદ્વૈતમાર્તણ્ડ નામના ગ્રન્થની

પ્રસ્તાવનાવાળો ભાગ છે. આ લેખ પ્રસ્તાવનાનાં ૮૮ પૃષ્ઠો રોકે છે. આ લેખ શ્રીગિરિધરજીના શુદ્ધાદ્વૈતમાર્તણ્ડને આધારે લખાએલો છે, છતાં તે તદ્દન મૌલિક જેવો દેખાય છે. આ શાસ્ત્રીજીના લેખે તે વખતના ગુજરાતના સાક્ષરોનું પણ ધ્યાન ખેંચ્યું હતું. કારણ કે સ્વ. ગોવર્ધનરામે ત્યારપછી લખેલા દયારામભાઈના અક્ષરજીવન નામના પુસ્તકમાં શાસ્ત્રીજીના આ લેખમાંથી સ્થળે સ્થળે ઉતારા લીધા છે. ગોવર્ધનરામભાઈ શાસ્ત્રીજીના આ લેખને વાંચ્યા પછીથીજ પુષ્ટિમાર્ગને તથા શુદ્ધાદ્વૈતને કંઇક અંશે સમજવાને સમર્થ થયા હતા. ગોવર્ધનરામભાઈએ શાસ્ત્રીજીના લેખનો આ રીતે ઉપયોગ કર્યો ત્યારથીજ ગુજરાતના સાક્ષરોનો પુષ્ટિમાર્ગ તરફનો દૃષ્ટિકોણ બદલાયો છે એમ આપણે કહીએ તો ખોટું નથી. આ માટે પુષ્ટિમાર્ગ શાસ્ત્રીજીનો ખાસ આભારી છે. ત્યાર પછી એમણે ઘણા નાના મોટા ગ્રન્થોનું મુદ્રણ કર્યું છે તથા તેનાં ભાષાન્તરો બહાર પાડયાં છે. તેમાંના કેટલાકનો અલ્પ ઉલ્લેખ માત્ર અહિંઆં કરીશું.

૧ શ્રીમદ્‌ગાયત્રીભાષ્ય—આ મૂળ ગ્રન્થ શ્રીવલ્લભાચાર્યનો છે. તેમાં ગાયત્રીમંત્રનું રહસ્ય સમજાવેલું છે. ગાયત્રીમંત્રનું રહસ્ય ભૌતિક સૂર્યની ઉપાસનામાં નથી પણ વિવિધક્રીડાચતુર શ્રીકૃષ્ણચંદ્રની સર્વોત્તમવિપ્રયોગભાવાત્મક ભક્તિ અને તજ્જન્ય આનંદના અનુભવમાં છે. આ રહસ્ય શ્રીવલ્લભાધીશે ગાયત્રીભાષ્યમાં જણાવ્યું છે. શાસ્ત્રીજીએ આ લઘુગ્રન્થને શ્રીવિઠ્ઠલેશજીની 'વ્યાખ્યા' તથા 'ગાયત્ર્યર્થ' સહિત સંસ્કૃતમાં પ્રકટ કર્યું અને તેની ઉપર સરળ ગુજરાતીમાં સમજાય એવી દ્વિજરાજસુધા નામની ટીકા પોતાની લખેલી છપાવી.

૨. 'પ્રસ્થાનરત્નાકર' આ ગ્રંથ શ્રીપુરુષોત્તમજીનો રચેલો છે. ન્યાયશાસ્ત્રોમાં મૂર્ધન્ય સ્થાને બિરાજે તેવો ગ્રંથ છે. સંપ્રદાયના આકર ગ્રન્થોમાંનો એક છે. વિચારદષ્ટિએ ગ્રન્થ કઠિન અને દુષ્કર છે. શાસ્ત્રીજીએ ભગીરથ પ્રયાસ કરીને આ ગ્રન્થ મુદ્રિત કર્યો છે.

૩. 'તત્ત્વદીપિકા' આ નામની શ્રીવલ્લભજીની રચેલી ગીતા ઉપરની ટીકા છે. આ ટીકાને શાસ્ત્રીજીએ સંશોધન કરીને પ્રકટ કરી છે.

૪. શ્રીઅણુભાષ્ય-પ્રદીપ શ્રીવલ્લભાચાર્યના અણુભાષ્ય ઉપર ઇચ્છારામ ભટ્ટજીએ લખેલી પ્રદીપ નામની ટીકા શાસ્ત્રીજીએ ત્રણ સ્તબકોમાં સંશોધન કરીને પ્રકટ કરી છે.

૪. 'શ્રીવેણુગીત' શ્રીમદ્‌ભાગવતના ૧૦ મા સ્કંધનું આ ગીત છે. તેના ઉપર શ્રીવલ્લભાધીશની રચેલી શ્રીસુબોધિની ટીકા તથા ટિપ્પણી તેમજ પ્રકાશસહિત શાસ્ત્રીજીએ વૈષ્ણવપરિષદ તરફથી પ્રકટ કરી, વૈષ્ણવો ગુજરાતીમાં સમજી શકે માટે ઘણું જ સુંદર પ્રાસાદિક ભાષાન્તર ગુજરાતીમાં છપાવ્યું છે. આ ગ્રન્થોના મુદ્રણનો ખર્ચ આમરણના સોની રણછોડભાઈ લીલાધરે આપ્યો હતો

૫. 'શ્રીવેદસ્તુતિ' આ મૂળ શ્રીમદ્‌ભાગવતના ૧૧ માં સ્કંધમાં આવે છે. તેની ઉપરની શ્રીવલ્લભાચાર્યે સૂક્ષ્મટીકા સંસ્કૃતમાં લખેલી છે. તથા શ્રુતિગીતા કારિકા પણ રચેલી છે. તે ગ્રંથ મૂળ સંસ્કૃતમાં તથા તેના ગુજરાતી અનુવાદમાં શાસ્ત્રીજીએ પ્રસિદ્ધ કર્યો છે. આ પુસ્તકની પ્રસ્તાવનામાં સૂક્ષ્મ ટીકા શ્રીવલ્લભાચાર્યની જ રચેલી કે શ્રીગિરિધરજીની છે તે વિષેનો પ્રશ્ન ચર્ચ્યો છે. જો કે તેનો છેવટનો નિર્ણય પોતે કરી શકયા નથી.

શ્રીયુગલગીત તથા શ્રીગોપીગીત. આ બન્ને મૂલ ગ્રન્થ અને ગુજરાતી ભાષાન્તરો શાસ્ત્રીજીએ છપાવ્યાં હતાં.

આ ઉપરાંત 'પાઠભેદસહિતબ્રહ્મસૂત્ર' જૈમિનિસૂત્ર ભાવાર્થપાદભાષ્ય તથા વિવરણ' 'પત્રાવલંબન' શ્રીવલ્લભાષ્ટકટીકા, શ્રીસર્વોત્તમસ્તોત્રટીકા, તથા શ્રીસુબોધિનીના જુદા જુદા

ભાગો સંસ્કૃત ભાષામાં સ્વતંત્ર ગ્રંથરૂપે પ્રકટ કરેલા. નીચેના સંસ્કૃત ગ્રંથો પુષ્ટિભક્તિસુધામાં જુદા જુદા સમયે પ્રકટ થયેલા. પ્રપંચવાદ બ્રહ્મોપનિષદર્થસંગ્રહ, પ્રતિબિંબવાદ વાદકથા, ભક્તિરસવાદ, વિગ્રહવાદ, સ્વરૂપનિર્ણય, પ્રપંચસંસારભેદ, સ્વવૃત્તિવાદ, મુક્તિતારતમ્ય, ભક્તિજીવન વગેરે.

પુષ્ટિભક્તિસુધા, વેણુગીત અને પુષ્ટિસુધામાં પોતે અવરનવર લેખો લખતા હતા. પુષ્ટિભક્તિસુધાની ફાઇલમાં નીચેના તેમના લેખો જોવામાં આવે છે. નિઃસાધનતા, ગીતાતાત્પર્ય, બ્રહ્મસૂત્રનો અક્ષરાર્થ, ભગવત્પીઠિકાનું ભાષાન્તર, અધિકરણસંગ્રહાનુવાદ, હરિપ્રિયા અને 'આર્દ્ર અને આર્ત'. પુષ્ટિસુધામાં પ્રકટ થયેલા લેખોમાં 'મુખ્ય ભક્તિમાર્ગમાં પ્રથમ શરણ કે લોકાદિત્યાગ? પુષ્ટિમાર્ગ અને શ્રાદ્ધ. અને ભગવત્કથાનું શ્રવણ કોણે કરવું? એ લેખો ખાસ ધ્યાન ખેંચે છે.

પૂનાની ઓરિએન્ટલ કોન્ફરન્સ માટે પણ સંસ્કૃત ભાષામાં સ્મૃત્યર્થ ઉપર નિબંધ વાંચ્યો હતો. વળી ૧૯૦૭ માં મુંબાઇ યુનીવરસીટી માટે એક પારિતોષિક નિબંધની હરિફાઇને અન્વયે 'An examination of Sankaris Refutation of the Sankhya Theory' નામનો ૧૧૪ પૃષ્ઠનો લાંબો નિબંધ લખ્યો હતો. આ વિષય યુનીવરસીટીએ નક્કી કર્યો હતો. એકંદરે ત્રણ નિબંધો આવેલા તેમાંથી આ નિબંધ બીજા નંબરનો સ્વીકારવામાં આવ્યો હતો. શાસ્ત્રીજીએ પારિતોષિકની લાલચે નિબંધ લખ્યો નહોતો, તેમને તો પરીક્ષકોની જાણ ઉપર લાવવું હતું કે બ્રહ્મસૂત્રોના યથાર્થ અર્થ શંકરાચાર્યે કર્યો છે કે શ્રીવલ્લભાચાર્યે? તે હેતુ આમાંથી સિદ્ધ થયો હતો. પ્રસ્તાવનામાં તેમણે જણાવ્યું છે કે બે પરીક્ષકોમાંથી એકને વલ્લભાચાર્યના સિદ્ધાન્તનું જ્ઞાન જ નહોતું. બીજાને જ્ઞાન હતું પણ તે ચુસ્ત શાંકર હોવાથી શ્રીવલ્લભાચાર્યના સિદ્ધાન્તોને નિબંધમાં સહન કરી શકતા નહોતા. શાસ્ત્રીજીએ આ આખો નિબંધ પુષ્ટિભક્તિ સુધામાં કકડે કકડે છપાવ્યો હતો. વળી પુસ્તકાકારે પણ તેને પાછળથી પ્રકટ કર્યો છે. વળી જ્યારે પોલ પત્ર તરફથી સંપ્રદાય ઉપર આક્ષેપો થતા તે વખતે વૈષ્ણવપરિષદની સૂચનાથી 'સિદ્ધાન્તરહસ્ય' નામના ગ્રન્થ ઉપરની શ્રીગોકુલેશજીની ટીકાનું ભાષાન્તર કરીને પુસ્તક છપાવ્યું હતું. આ ઉપરાંત તેમણે શ્રીવલ્લભાચાર્ય, શ્રીવિઠ્ઠલેશજી, શ્રીહરિરાયજી તથા શ્રીપુરુષોત્તમજી વગેરેની જયન્તી પ્રસંગે ઘણાંએ ભાષણો આપેલાં. તે ભાષણો સાંભળવાને ઘણા વૈષ્ણવો આકર્ષાતા. તે ઉપરછલ્લાં નહિ, પણ સિદ્ધાન્તથી પૂર્ણ હતાં. થોડા સમય પહેલાં તેમણે મુંબાઇના ટાઉન હૉલમાં જસ્ટીસ બોમન્ટના પ્રમુખપણા નીચે એક સુંદર વ્યાખ્યાન આપ્યું હતું. વળી ખુદ શ્રીમન્ત મહારાજા ગાયકવાડે તેમને ભાષણ કરવાને નિમંત્ર્યા હતા. તેમનું વક્તૃત્વ અખણ્ડિત અને અસ્ખલિત પ્રવાહે વહેતું અને પ્રત્યેક શ્રોતા તેથી મુગ્ધ થયા વગર રહેતો નહિ.

તેમની સાહિત્યપ્રવૃત્તિ વિવેચક તરીકેની તથા સંશોધક તરીકેની છે. બન્ને ક્લેશજન્ય છે. સ્વયં સ્ફુરિત નથી. વિવેચકે મૂળગ્રંથનો વેધક દૃષ્ટિએ અભ્યાસ કરવો જોઇએ અને પછી તેને સુંદર અને પ્રાસાદિક શૈલીમાં તે ગ્રંથનું રહસ્ય પ્રકટ કરવું જોઇએ. તોજ જનતા મૂળ ગ્રંથકર્તાનો સંદેશ ઝીલી શકે. આ દૃષ્ટિએ મૂલસર્જક કરતાં પણ વિવેચકનું કાર્ય અતિકઠિન છે, અને સંશોધકનું કાર્ય તો એથીએ વિશેષ કઠિન છે. તેને તો ધૂળધોયાની માફક બહુ જ બારીક નજરથી અને સાવધાનતાથી મૂલ કૃતિને તપાસવાની છે અને પ્રકાશમાં લાવવાની છે. તેમાં સહજ પણ અનવધાનતા ચાલે નહિ. આ કાર્ય પણ શાસ્ત્રીજીએ કુશળતાથી સંપાદન કર્યું છે.




( લે૦—શ્રીયુત કીસનદાસ પુરુષોત્તમદાસ સુગંધી, પૂના. )

શાસ્ત્રીજીની શ્રીમન્મહાપ્રભુજી પ્રત્યે આત્યંતિક સુદૃઢ પ્રેમ અને ભક્તિ હતી. તેઓ હંમેશાં પોતાના લોકવ્યવહારિક કાર્યોના સમય પછી શ્રીમન્મહાપ્રભુજીના ગ્રંથોનું પઠનપાઠન, શોધન-લેખન, ગ્રંથપ્રકાશન આદિ કાર્યોમાં અહર્નિશનિમગ્ન રહેતા. એમનો એક પણ દિવસ એવો ગયો નહિ હોય કે જે દિવસે શાસ્ત્રીજીએ શ્રીઆચાર્યગ્રંથનું પઠનપાઠન કર્યું નહિ હોય. એમની એ હંમેશની શ્રીઆચાર્યગ્રંથો પ્રત્યેની આસક્તિ હતી. પઠનપાઠનના સહવાસથી આચાર્યશ્રીના કોઈ પણ પ્રમાણ, પ્રમેય, સાધન, ફલાદિ ગ્રંથોનું મર્મ શુદ્ધ સ્વરૂપમાં કોઈ પણ જાતની તાણ-ખેંચ વિના આચાર્યશ્રીના શબ્દોમાં સાંભળનારાઓના હૃદયમાં એવી રીતે ઉતારી દેતા કે તેજ વિષય જો બીજા સાંપ્રદાયિક શાસ્ત્રીઓ પાસે સાંભળવામાં આવે તો બીજા શાસ્ત્રીઓનું વક્તવ્ય એકદમ ફીકું અને અરુચિકર લાગતું. તેમજ શાસ્ત્રીજી સાંપ્રદાયિક ગ્રંથો ઉપર વિવેચન અથવા વ્યાખ્યાનો કરતા હતા ત્યારે જે વિષયપરત્વે વિસ્તૃત રૂપમાં વિવેચન કરતા હતા, તેજ વિષય પર તે વિષયનો આશય ભંગ થયા વગર બરોબર સંકલના કરી થોડાકમાં સમજાવી શકતા હતા. કોઈ વ્યક્તિ કહે કે આપે જે વ્યાખ્યાન અથવા વિવેચન કર્યું હોય; તે શબ્દે શબ્દ ઉતારી આપો, તો તે વ્યાખ્યાન અથવા વિવેચન એક શબ્દની પણ વિસ્મૃતિ કર્યા વગર બરાબર લખાવી આપતા. એવી રીતે શાસ્ત્રીજીની સ્મરણશક્તિ સતેજ અને દૃઢ હતી. કોઇ પણ ગ્રંથ શાસ્ત્રીજી એક વખત વાંચી જતા તો તે ગ્રંથ શાસ્ત્રીજીના સ્મૃતિપટ પર કાયમનો રહેતો હતો. વિસ્મૃતિ થતી નહિ. શાસ્ત્રીજી હંમેશા કહેતા હતા કે શ્રીઆચાર્યજીના અને તેમના સ્થાપિત સિદ્ધાંતપ્રણાલિકા અને તેમના સિદ્ધાંતગ્રંથો પ્રત્યેના કાર્યોમાં જેમને મારા પાસેથી સેવા લેવી હોય તેમને; જેવી રીતે દેવકાર્યો માટે દધીચિ ઋષિએ ઇંદ્રને પોતાનાં અસ્થિનું કવચ બાણ કરવા માટે પોતાના શરીરસર્વસ્વનો ભોગ આપ્યો હતો, તેવી જ રીતે મારા શરીર બુદ્ધિ કાયિક વાચિક માનસિક શક્તિનો સર્વ પ્રકારે ભોગ આપવા તૈયાર છું! મારે આચાર્યશ્રીના સિદ્ધાંત પ્રચાર માટે કોઇ પણ જાતની માનપાન આદિની અપેક્ષા કે ઇચ્છા છે જ નહિ. ફક્ત કોઈ પણ રીતે સાંપ્રદાયિકસિદ્ધાંત પ્રચાર થઈ સંપ્રદાયનો ઉત્કર્ષ થાય એજ ઇચ્છા.

આ સદ્હેતુ અને ઇચ્છા શાસ્ત્રીજીના હૃદયમાં હરહંમેશાં હોવાથી જ અને તે ઇચ્છાથી પ્રેરાઇને જ શાસ્ત્રીજી હંમેશાં શ્રીઆચાર્ય વંશજોને પણ સ્પષ્ટ કહી દેતા. જ્યારે જ્યારે જે જે ઠેકાણે તેમના સંસર્ગમાં આવતા અને વાર્તાલાપાદિ થતો ત્યારે સ્નેહપૂર્વક વિનતિ રૂપે અથવા શ્રીઆચાર્યવંશજોના કર્તવ્યબુદ્ધિના વિચારરૂપે પણ, ગ્રંથોનું પાનપાઠન પરિશીલન અને પ્રાચીન પ્રણાલિકાનાં પરિપાલન માટે હૃદયથી તેમને કહેતા હતા. શાસ્ત્રીજીની હંમેશની એવી ખાસ આકાંક્ષા રહેતી કે દરેક આચાર્યવંશજે સાંપ્રદાયિક પ્રમાણ, પ્રમેય આકર ગ્રંથોનું અનુકૂલ નકલ કાઢીને અધ્યયન કરવું જોઈ. તે નિમિત્તે શ્રીઆચાર્યવંશજોને લાગણીવશનાના

કારણે જ હંમેશા શાસ્ત્રીજી ટકોર કરીને કહેતા કે આપના પૂર્વજોના ગ્રંથોનું અધ્યયન કરો પરિશીલન કરી તે મુજબ કૃતિમાં મૂકો, પછી બોલો, વાતો કરો.

તે શુદ્ધ આશય અને શુભ નિષ્ઠાથી જ શાસ્ત્રીજીએ મુંબાઇમાં શ્રીમદ્વૈષ્ણવપરિષદની વિષયવિચારિણી સમિતિની બેઠકમાં તે બેઠકના પ્રમુખ શ્રીનાથદ્વારાધીશ અને અન્ય શ્રીવંશજોને સંબોધીને સ્પષ્ટ કહ્યું હતું. ત્યારે અને તે પછી પણ આચાર્યવંશજોને બહુ ખરાબ ખોટું લાગ્યું હતું અને શાસ્ત્રીજી પ્રત્યે સખ્ત અણગમો થયો. પરંતુ તે વખતે શ્રીઆચાર્યવંશજોને શાસ્ત્રીજીની સદ્બુદ્ધિ અને શુભ નિષ્ઠાના તે શબ્દો રુચ્યા નહિ અને કેટલાક શ્રીઆચાર્યવંશજોએ ખાનગી મન્ત્રણા કરી કે શાસ્ત્રીજીનું સાંભળવું જ નહિ, પરંતુ તે શાસ્ત્રીજીનાં તે શબ્દો શુદ્ધ કનકસમાન શુભ કલ્યાણના દૃષ્ટિબિંદુના હતા. તેમાં શાસ્ત્રીજીનો કોઇ પણ જાતનો સ્વાર્થ કે ખરાબ હેતુ કે દુષ્ટ બુદ્ધિ હતી જ નહિ.

એકદમ બારીક અને સંપ્રદાયના કટોકટીના સમયમાં પણ શાસ્ત્રીજી પોતાના તનમન ધનથી પણ સાંપ્રદાયિક સેવાકાર્યોમાં આચાર્યવંશજોના પડખે ઉભા રહેતા હતા. શાસ્ત્રીજીના હૃદયમાં હમેશ એવી ભાવના રહેલી કે શ્રીઆચાર્યવંશજોએ આચાર્યશ્રીની માફક સર્વશાસ્ત્રવિશારદ થઇને આચાર્યશ્રીની આજ્ઞા મુજબ 'કૃષ્ણસેવાપરં વીક્ષ્ય દંભાદિરહિતં નરં ' એ શ્લોકોક્તિ પ્રમાણે પોતાની જીવનદોરીની રૂપરેખા યોજીને જ ચાલવું જોઇએ. તે આશયથી જ શાસ્ત્રીજી આચાર્યવંશજોને હમેશ રોકટોક કરતા હતા.

શ્રીમદ્વૈષ્ણવપરિષદ જેવી સંસ્થાના અધ્યક્ષપદ માટે આચાર્યવંશજોના અધ્યક્ષપણાના માન માટે પણ શાસ્ત્રીજી એવા વિચારના હતા કે એવી પબ્લીક જાહેર સભામાં કોઇ મૂર્ખ માણસ અથવા વિરોધી મતના શાસ્ત્રી પંડિતો આવી ઇદંતૃતીયં જેવા પ્રશ્નો કરી બેસે તો સાંપ્રદાયિક વિદ્વાનોની શું સ્થિતિ થાય ? આચાર્યવંશજોના મોભાને અને માનને કેટલો ધોકો પોહોચે ? માટે જ શાસ્ત્રીજી હમેશાં શ્રીમદ્વૈષ્ણવપરિષદના અધ્યક્ષપદે સાધારણ વ્યવહારચતુર વૈષ્ણવની યોજના કરતા હતા. શ્રીઆચાર્યવંશજોને તો તેથીએ ઉપર બેસાડી વૈષ્ણવોપદેશ રૂપી વ્યાખ્યાનો, વચનામૃતો તેમના દ્વારા કરાવીને શ્રીઆચાર્યવંશજોનો અને શ્રીમદ્વૈષ્ણવપરિષદનો બન્નેનો મોભો જાળવતા હતા.

શ્રીમદ્વૈષ્ણવપરિષદની શરૂઆતથી અહેવાલ શું છે અને કેવા સંજોગોમાં, કારણોમાં કેમ કેમ તેની બેઠકો ભરવામાં આવી તેનો અભ્યાસ મને નથી. તે વિષે હું બહુ અજ્ઞાત છું. છતાં પુના મુકામે તે ભરાઇ ત્યારે તે વિષયમાં શાસ્ત્રીજીનાં સાંનિધ્યમાં તથા પત્રવ્યવહારથી પણ ઊહાપોહ કરવામાં આવ્યો હતો. શાસ્ત્રીજી પરિષદનો મૂલ હેતુ લક્ષ્યમાં રાખીને જવાબો આપતા હતા. તેથી દેખાઇ આવે છે કે વૈષ્ણવપરિષદનું સંચાલકત્વ શરૂઆતથી શાસ્ત્રીજી પાસે જ હતું, અને તેની મૂલ વિચારશ્રેણીને અનુકૂલતાથી જ અનુસરવામાં આવતું હતું.

શાસ્ત્રીજીના ઉચ્ચ અને ગૂઢ શાસ્ત્રીય જ્ઞાનથી અને તે સમયની સાંપ્રદાયિક સ્થિતિ ઉપરથી શાસ્ત્રીજીના હૃદયને એવી ચોટ લાગી હોવી જોઇએ કે આ નવીનતમ નવયુગના જમાનામાં નવી ઢબથી લોક આકર્ષાય છે. આપણા પ્રાચીન શૈલીના શ્રીઆચાર્યવંશજો અને શાસ્ત્રીઓ મૂલ શ્રીઆચાર્યવર્ય અને વિદ્વાન્ શ્રીઆચાર્યવંશજોના હેતુને અન્ય લોકો સમક્ષ મૂકતા નથી, તેનો પ્રચાર પણ કરતા નથી, તેથી કરીને આપણા સાંપ્રદાયિક લોકો તથા અન્ય લોકો આપણા

સિદ્ધાંતથી અજાણ રહે છે, અને ઓડી રીતે લોકઆક્ષેપને પાત્ર થાય છે. માટે તે લોકઆક્ષેપ નિવારણાર્થે અને શ્રીમદ્વલ્લભાચાર્યજીના શુદ્ધ સિદ્ધાંતો નિર્ભીકતાથી વિના સંકોચે જાહેરમાં મુકવા માટે શ્રીમદ્વૈષ્ણવપરિષદ જેવી નવીન પદ્ધતિની સંસ્થા કાઢીને તે દ્વારા સાંપ્રદાયિક શુદ્ધ સિદ્ધાંતોનો પ્રચાર, ગ્રંથોનું સંશોધન મુદ્રણ અને વ્યાખ્યાનો કરીને નવીન ઉછરતા ગ્રેજ્યુએટો અને અન્ય આંગ્લપદ્ધતિનું અનુસરણ કરનારા વૈષ્ણવ યુવકોને આપણા સિદ્ધાંતોનું ભાન કરાવવું એવી એમની ખાસ આકાંક્ષાથી પ્રેરાઇને જ પરિષદની ઉત્પત્તિ શાસ્ત્રીજીદ્વારા થઈ હોવી જોઇએ. એમ મારૂં અનુમાન છે. કારણ કે આપણે સારી રીતે જોઈ શકીએ છીએ કે પરિષદના ગ્રંથશોધન મુદ્રણ આદિ કાર્યોમાં અને શ્રીમદ્વૈષ્ણવપરિષદના મુખપત્ર, પુષ્ટિભક્તિસુધા નામક માસિકમાં વિવિધ વિદ્વાન ગ્રેજ્યુએટો અને અન્ય વિદ્વાન લેખકોના લેખન શોધનકાર્યના ઉત્સાહપૂર્વક કાર્યોથી જોઇ શકાય છે કે કેટલું સારૂં અને શુદ્ધ સાંપ્રદાયિક કાર્ય થાય છે? તે શાસ્ત્રીજીના શુભ અને શુદ્ધ હેતુના પરિણામે જ તેને અનુસરીને જ સદ્ગત વિદ્વાન્ તેલીવાલા અને હાલમાં હયાત વિદ્વાન્ ધીરજભાઇ સાંકળીયા આ બન્ને યુગ્મ જોડીના સંપૂર્ણ ઉત્સાહ મહેનતથી જે ગ્રંથશોધન મુદ્રણ અને પ્રચારકાર્ય વિના દ્રવ્ય અને કોઇના સહાય વિના થયું છે, અને થયે જ જાય છે, તે કાર્ય શિથિલતમ જમાનામાં આપણા શ્રીઆચાર્યવંશજોથી અને પ્રાચીન શૈલીના વિદ્વાનોથી પચાસ વર્ષમાં પણ આના કરતાં કેટલાયગણા દ્રવ્યવ્યયથી થતે કે નહીં તે કહી શકાય નહિ. તે કાર્યને પ્રોત્સાહનરૂપ આપણે શ્રીમદ્વૈષ્ણવપરિષદનો અને તેના મૂળ સંચાલક શાસ્ત્રીજીનો મુખ્ય આભાર માનીશું, માટે એટલું તો ખાસ કહેવું જોઇએ કે શાસ્ત્રીજીના પુષ્ટિભક્તિસુધા માસિકના અંગેના લેખો અને અન્ય તેમણે લખેલા ગ્રંથો અને ભાષાંતરો અને છપાવેલાં વ્યાખ્યાનો, એટલાં તો સાંપ્રદાયિક સિદ્ધાંતથી ઓતપ્રોત નિમગ્ન ભરેલાં છે કે તેટલી સીમાપર્યંતના સિદ્ધાંતપૂર્ણ બીજા કોઇના હશે કે નહિ તે શંકા જ છે. જો કે શાસ્ત્રીજીની ભાષા કઠિન સંસ્કૃતમય બહુ રહેતી, તે સાધારણ મારા જેવા અલ્પજ્ઞને સમજવી જ કઠણ હતી, પરંતુ વિદ્વાનોને બહુ સુંદર અને સુગમ હતી. મારે તો એટલું કહેવું જોઇએ કે હાલમાં સર્વપ્રાપ્ય સાહિત્યમાં પુષ્ટિભક્તિસુધા માસિકની આખી ફાઇલ અને શાસ્ત્રીજીનાં વ્યાખ્યાનો અને લેખો સંપ્રદાયમાં પ્રથમ પંક્તિમાં મુકવા જેવાં છે. નવીનતમ કોઈ પણ માણસને સાંપ્રદાયિક શુદ્ધ રૂપરેખા જાણવી હોય તો પુષ્ટિભક્તિસુધાની સંપૂર્ણ ફાઇલ અને શાસ્ત્રીજીના સર્વે લેખો વ્યાખ્યાનો ભાષાંતરોનું અનુસંધાન કરવાથી સાંપ્રદાયિક રૂપરેખા ખબર પડી જાય તેમ છે.

શ્રીમદ્વૈષ્ણવપરિષદનો હેતુ એટલે શ્રીમદાચાર્યસિદ્ધાંત પ્રચાર કરવો, તેમાં વ્યક્તિનો પ્રચાર કરવાનો ન હતો. શ્રીઆચાર્યવંશજોએ અને પુષ્ટિમાર્ગીય દરેક વૈષ્ણવ બંધુ ભગિનીઓએ શ્રીઆચાર્યસિદ્ધાંતનું વાચનમનન નિદિધ્યાસન તે પ્રમાણે તેનું પરિપાલન અનુસરણ કરવું જ જોઇએ. તોજ વૈષ્ણવ કહેવાય. શ્રીમદાચાર્યજીની પ્રમાણ પ્રમેય પ્રણાલિકાનું અનુસંધાન આચરણ કરી વૈષ્ણવોને તદનુગામી કરે તેજ આચાર્ય, આ વાત પરિષદ્દ્વારા શાસ્ત્રીજીએ સમજાવી છે.

# तारो खर्यो

( લે. રા. રા. અમૃતલાલ હરિજીવનદાસ પારેખ. )

જગતના ઇતિહાસમાં નહિ બનેલા બનાવો, "ધરતીકંપ" ની કરુણાત્મક દશા, "જળપ્રલય" અને "અગ્નિપ્રકોપ" ના ભીષણુ તાણ્ડવનૃત્યથી "બચાવો બચાવો" ના આર્તનાદપૂર્વક માનવબાળોના કરુણસ્વર કર્ણપટે અથડાયા, અને પ્રભુના ક્રીડાભાંડ પ્રપંચના મહાલીલાવૈચિત્ર્યસ્વરૂપનાં દર્શન કર્યાં. આમ છેલ્લા બે વર્ષથી ભગવાન શ્રીનિકુંજ—નાયક પૃથ્વીના પડ ઉપર અનેકવિધ લીલા ખેલી રહ્યા છે. શ્રીમદ્વલ્લભાધીશ્વરપ્રકટિત પુષ્ટિભક્તિમાર્ગમાં પણુ પ્રભુની મહાલીલા વૈષ્ણવોને આશ્ચર્યમુગ્ધ બનાવી રહી છે, એટલુંજ નહી, પણુ એવા બનાવો બની રહ્યા છે કે વૈષ્ણવોના હૃદય હચમચી રહ્યાં છે. સીમલાના અસ્તાચલસમા ગિરિશૃંગોમાં અસ્તાચલને પંથે "भक्तिमार्गाब्जमार्तण्ड" અદશ્ય થયો. શીતળ પ્રદેશના શીત વાયુએ જળહળી રહેલા "દીપક" ને બુઝાવી દીધો, હવે રહ્યું પુષ્ટિવ્યોમમંડળનું તારામંડળ, તેમાં અતિતેજસ્વી નવરત્નસમા તારાઓમાં, ૫૦–૫૦ વર્ષથી દિવ્યતેજયુક્ત ચમકતો એક તારો, અડગ અને નિશ્ચયપણે પોતાની પ્રકાશપ્રભા વિદ્વન્મંડળ ઉપર ફેંકી રહ્યો હતો. તે લાગતો હતો "ધ્રુવ" જેવો, બે કરોડ ચક્ષુઓ વૈષ્ણવોનાં ચાલુ મામલા પરત્વે તે તેજસ્વી તારલા સામે અનિમેષ મીટ માંડી જોઈ રહ્યા હતા. તેવામાં તા. ૧૮–૭–૧૯૩૫ ના ગુરુવારની રાત્રિના નવ વાગતા એકાએક તે તારલો, પુષ્ટિવ્યોમમંડળમાંથી પોતાની દિવ્યપ્રકાશયુક્ત વિદ્યુત્તેજપ્રભા ફેલાવતો નિકુંજધામ શ્રીનાથદ્વારામાં શ્રીદેવદમન, શ્રીકાંકરોલી શ્રીદ્વારકાધીશ, શ્રીવડોદરામાં ઇન્દ્રદમન, અને શ્રીકલ્યાણપ્રભુના, યુગ્મચરણોમાં પોતાનું શિર ઝુકાવતો પસાર થઈ ભૃગુપુરમાં નમદાતટપર બિરાજીત શ્રીભગવદ્વદનાનલાવતાર શ્રીમદ્-વલ્લભાધીશ્વર પ્રભુના સન્મુખ શ્રીયુગલસ્વરૂપના સાન્નિધ્યમાં સ્થિત થયો, અને સ્થૂળદેહ તો તા. ૧૯ મીએ પ્રભાતના પ્હોરમાં "વૈશ્વાનર" શરણાગત થઇ, જગતના વાતાવરણમાં અણુપરમાણુના રૂપમાં મળી જઈ સદાને માટે અદશ્ય થયો.

"ધરતીકંપ" અને "હૃદયકંપ"—ઉપર જણાવ્યા મુજબ તારામંડળના તેજસ્વી તારાનું આમ અચાનક અદશ્ય સ્વરૂપ થતાં, તા. ૨૦ મીના રોજ ગુજરાતભરમાં આ દુઃખદ સમાચાર વિદ્યુતવેગે પ્રસરી ગયા. તે વખતે એક આશ્ચર્યકારક બનાવ એ બનવા પામ્યો કે એ મહાન જ્યોતિર્ધરના દેહવિલયથી જાણે પોતાનો વ્હાલો ભક્તપુત્ર, ભારતજનનીને શોકસાગરમાં ડુબાવી દઈ ચાલી નીકળ્યો ન હોય ! તે ભારતીય જનનીને પોતાની ગોદ સુની જોતાં તીવ્ર ખેદયુક્ત થયાં હોય તે માફક ૧–૨૦ મીનિટ ધણુણુણુ.........ના ખેદાદ્દગારી અવાજ સાથે "ધરતીકંપ" થયો. અને વૈષ્ણવોને તો ધરતીકંપના આંચકા લાગતા હતા. પ્રિય પાઠકગણુ ! આવો મહાપુરુષ કોણુ તેની ઓળખ માટે જીજ્ઞાસા થતી હશે ? તો સાંભળ ! સાડાચારસો વર્ષની સામ્પ્રદાયિક સાહિત્યની તવારિખમાં જેની કીર્તિપ્રભા અનેરી ઝળકી રહી હતી, તેવા સાહિત્ય જ્યોતિર્ધર ભગવચ્છાસ્ત્રનિષ્ણાત પ્રો. મગનલાલજી ગણપતિરામ શાસ્ત્રી એમ. એ.

પ્રો. મગનલાલ શાસ્ત્રીનો જન્મ ગુજરાતમાં થયો હતો. તે ગુજરાતનું યશ ગણાય. સાહિત્ય તો તેઓનો જીવનમંત્ર હતો, તેમની સેવા અરધી સદી પર્યન્ત અવિરલ અને અવિશ્રાન્ત સાહિત્ય નિકુંજમાં બિરાજીત શ્રીયુગલસ્વરૂપના તન, મન, ધનની હતી. સંપ્રદાયના સાહિત્યની સજીવ મૂર્તિસમા હતા. આત્મનિવેદનનો સિદ્ધાન્ત સાચા સ્વરૂપમાં તેઓએ રજુ કર્યો છે. સંપ્રદાયના સ્વરૂપોની ભાવના તેના જીગરમાં ઓતપ્રોત હતી. શ્રીમદ્‌વલ્લભાધીશ્વર મહાપ્રભુજીના સ્વરૂપ ઉપર અનહદ આસક્તિ હતી.

તેની "કીર્તિપ્રભા" વિદ્વન્મંડળ ઉપર અનેરી હતી. સંપ્રદાયનું સાહિત્ય તો પોતાનું સર્વસ્વ સમાન હતું. "જગતગુરુ શ્રીમદ્‌વલ્લભાધીશ્વરે શ્રીયમુનાજીના કિનારેથી રસમંજરી સમાં સુબોધિનીજીની રસછોળો ઉછાળી. તેનો પ્રવાહ શ્રીયુત શાસ્ત્રીજી મગનલાલજીએ "સુબોધિનીજી" માસિકદ્વારા ગુજરાતના વૈષ્ણવોના હૃદયમાં રેલાવ્યો, અરે ! એ દિવ્ય રસછોળોના રસામૃતના પાન કરાવ્યાં. "અણુભાષ્ય" જેવા આકરગ્રન્થોના મર્મજ્ઞ વિદ્વાન હતા. સંપ્રદાય ઉપર હુમલો લઇ આવનાર સુધારકો કે વિવાદગ્રસ્તો સામે પોતે વાક્‌બાણથી સુસજ્જિત રહેતા. તે તેમની સ્વરૂપાકૃતિથી સૂચન થતું હતું. તેમનું વ્યાખ્યાન વખતનું ચિત્ર (ફોટોગ્રાફ) બતાવી આપે છે કે નિરભિમાનીની માફક માત્ર ઉપરણો ઓઢી, હાથમાં અસલ સુબોધિનીજી કે કોઈ બીજા ગ્રન્થની પ્રત રાખી, અંગુષ્ઠને પ્રથમ અંગુલી અડકાડીને વિવાદગ્રસ્તોની દલીલોને તોડી નાખતા હોય તેમ લાગતું હતું. અને "શુદ્ધાદ્વૈતબ્રહ્મવાદ" નું પ્રતિપાદન કરતા હોય તેવી પ્રતિકૃતિ અન્યત્ર પ્રસિદ્ધ છે. તેમની વાદશક્તિ શ્રીપુરુષોત્તમજીની વાદશૈલી અનુસાર હતી. આંગ્લવિદ્યા અને પૌર્વાત્ય વિદ્યાનો સંગમ કરી જે તત્ત્વરહસ્ય પ્રકટ કરતા હતા તેવું તત્ત્વરહસ્ય આજના આદ્વાદીએ આદ્વાદીએ માત્ર ગીતાનું વાંચન કરનારા શાસ્ત્રીઓ ભાગ્યેજ કરી શકતા. તેની દિવ્યપ્રભા એવી હતી કે નામ સાંભળતા માત્રથી માયાવાદીઓ સાહિત્યના રણક્ષેત્રમાંથી બહાદુરીથી પાછા હઠતા હતા. તેનું દૃષ્ટાંત ચાર-પાંચ વર્ષ પૂર્વેજ બન્યું હતું. આવા અદ્વિતીય વિદ્વદ્‌રત્નના ગોલોકવાસથી મોટી ખોટ પડી છે.

શ્રીયુગલસ્વરૂપના યુગલચરણારવિંદમાં તેઓશ્રીના દિવ્ય-આત્માને ચિરસ્થાન પ્રાપ્ત થયું જ છે. એટલે આપણે બીજું શું પ્રાર્થીએ ?



# अलौकिक आभूषण.

( લેખકઃ—રા. રા. રણછોડલાલ કે. પરીખ. કડી. )

સંપ્રદાયની સેવાની શરૂઆત જીવનવ્યવહારની શરૂઆતની સાથેજ જેમણે આદરેલી એ શ્રીયુત શાસ્ત્રીજીની સેવાની ગણના કેટલી કરવી ? આજથી ત્રીસ વર્ષ પ્હેલાંની વાત છે. વડોદરામાં શ્રીવલ્લભીયસભાની સ્થાપના અને તેને અંગે વૈષ્ણવપરિષદનું પ્રથમ સમ્મેલન. સંપ્રદાય ઉપર ચારે તરફથી જે વખતે આક્ષેપો જ થતા ને સંપ્રદાયનાં અનાભ્યાસીઓનું મંતવ્ય તો એવુંજ કે પુષ્ટિમાર્ગ એટલે ખાવાપીવાનો માર્ગ. મહારાજ લાયબલ કેસ વખતે સંપ્રદાયના સિદ્ધાંતને સમજાવી ન શકવાથી કોર્ટની માન્યતાઓ પણ સંભ્રમવાળી થઇ રહે એવું વાતાવરણ. એની અસર પણ મગજમાંથી ન ભૂલાય તેવા સમયે સિદ્ધાન્તોનો પ્રચાર કરનારી સંસ્થાઓ તો હોવીજ જોઈએ. મુંબાઈમાં શ્રીમન્નૃસિંહલાલજી મહારાજની કે ભારતમાર્તણ્ડ પંડિત ગટ્ટુલાલજીની સંસ્થા કામ કરે, છતાંએ ભારતવર્ષના અને જગતના જીજ્ઞાસુઓને પુષ્ટિમાર્ગના શ્રીમદ્દવલ્લભાચાર્યજીના વિશ્વોદ્ધારક સિદ્ધાન્તની જાણ કરવાની પરિષદદ્વારા પ્રચાર કરવાની ખાસ જરૂર હતી. શ્રીમગ્નલાલ શાસ્ત્રીજીએ પરિષદદ્વારા સંપ્રદાય બહારના અને સંપ્રદાયમાં ડગુમગુ ટકી રહેલાઓનાં દીલ આકર્ષ્યા.

વડોદરાની વૈષ્ણવપરિષદના એમના ભાષણોએ પુષ્ટિમાર્ગમાં અદ્વિતીય અને અનુપમ સાહિત્ય છે એમ વિદ્દદ્વર્ગની ખાત્રી કરી આપીને સંપ્રદાયના ઉજ્જવળ ને તેજસ્વી સાહિત્ય તરફ જનતાનું આકર્ષણ કીધું. ગુજરાતના કવિઓ વિષેના નિબન્ધમાં શ્રી. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીએ સંપ્રદાયની નિન્દા કરી કવિશ્રી દયારામભાઇને ક્ષુદ્ર કવિ તરિકે ચિતર્યાં. એજ સદ્દગત ત્રિપાઠીએ શ્રીમાન્ શાસ્ત્રીજીના **શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તપ્રદીપ**ના વાચન પછી **દયારામનો** અક્ષર દેહ લખ્યો, અને થયલા અન્યાયનું પ્રાયશ્ચિત્ત કર્યું.

શ્રી. લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ પારેખ જેવા વ્યવસાયીનું આકર્ષણ કર્યું, અને ૫-૭ વર્ષના ઉત્તર જીવનમાં તેમણે વલ્લભચરિત્ર, તત્ત્વદીપનિબંધ, શ્રીકૃષ્ણલીલામૃત અને બીજા ૧૦-૧૨ ગ્રંથો જગત આગળ રજુ કર્યા. માધવતીર્થજીનો ઝંઝાવાત તે વખતે ઉપડેલો. દ્વિતીય પરિષદ પાટણમાં મળી સંપ્રદાયના સિદ્ધાન્તનો પ્રચાર કરવાની પરિષદ તરફથી યોજના થઇ. નંદુરબારમાં ઝગડો જગાવેલો તેજ સ્થળે પરિષદનું તૃતીય અધિવેશન મેળવી વિરોધીઓનાં માનમર્દન કરે તેવું વાતાવરણ ઉપસ્થિત કર્યું. એ બધા સંયોગોમાં શાસ્ત્રીજીનું કાર્ય દીપી નિકળ્યું અને એમના પ્રબળ કાર્યનો પડઘો સારા ગુજરાતમાં અને ભારતવર્ષમાં પડયો. વિદ્વાન ગ્રેજ્યુએટોને માર્ગ તરફ આકર્ષી તેમના દ્વારા હિન્દુસ્થાન બહાર પણ શ્રીમહાપ્રભુજીનો ઉજ્જવળ સિદ્ધાન્ત વિદ્વાનોના હૃદયમાં સ્થાપ્યો. ચતુર્થ પરિષદ સુરતમાં મળી ત્યારે તો શ્રૌત વૈષ્ણવ તરિકે પ્રખ્યાતિ પામેલા પરિષદના સેક્રેટરી શ્રી. વાડીલાલભાઇએ રિપોર્ટમાં જાહેર રીતે શ્રી. શાસ્ત્રીજી જેવા પ્રખર વિદ્વાને શું કર્યું ? તેનો જવાબ આપતાં જણાવ્યું હતું કે:—

"રા. શાસ્ત્રીએ જે શ્રમ લઇને શ્રીઅનિરુદ્ધલાલજીને સામ્પ્રદાયિક બ્રહ્મવિદ્યાનું પ્રદાન કર્યું છે તેના ફળનો આસ્વાદ આપ સર્વને પ્રાપ્ત થયો છે. રા. શાસ્ત્રીએ પરિષદ વાસ્તે શું કર્યું એનો

સહજ ઉત્તર એજ કે એક ગોસ્વામી બાળકને પ્રખર પંડિત તરીકે ભારતભૂમિમાં પ્રસિદ્ધ કર્યો અને અન્ય ગોસ્વામી બાળકને પણ સામ્પ્રદાયિક બ્રહ્મવિદ્યા તરફ આકર્ષ્યા. આ ઉપરાંત શાસ્ત્રીએ મિ. તેલીવાલા અને મિ. વાડીલાલને બ્રહ્મવિદ્યાનું અધ્યયન કરાવ્યું. મિ. વાડીલાલને શ્રૌતવૈષ્ણવ તરીકે સર્વદેશી પરદેશી જાણે છે અને મિ. તેલીવાલાનો પણ આજના ભાષણથી આપ સર્વને પરિચય થશે."

સંપ્રદાયનું સાહિત્ય મૂળસ્વરૂપે પણ પ્રકટ થઈ જાય એ પ્રબળ ઇચ્છાથી ગોસ્વામિબાળકોને પણ અનેક વખત વિનતિઓ કરી તે પ્રકટાવવામાં પ્રયત્ન કર્યો અને ગો. શ્રી ૬ શ્રીજીવનલાલજી મહારાજની મદદથી પ્રસ્થાનરત્નાકર જેવો ગ્રંથ પ્રસિદ્ધ કરાવી તેની નકલો વિદેશી વિદ્વાનોને પણ પહોંચાડી. સત્ય પ્રકટ કરવામાં જરાએ પ્રમાદ ન સેવવાથી ઘણાઓને રુચની વાત ન હોય એટલે ન ગમતું છતાં હૃદય ખરૂં હોવાથી કબુલ કરતું એટલે તેમના સામે થવામાં કોઈ ફાવી શકતું નહિ.

ગીતા તત્ત્વદીપિકા અને પછી તો અનેક સંસ્કૃત ગ્રંથો પ્રસિદ્ધ કરી કરાવીને સંપ્રદાયના અણુભાષ્ય જેવા મહાન ગ્રંથને પ્રસિદ્ધ કરવાની યોજના કરી. તેમના મિત્ર શ્રી. ધીરજલાલશાહ અને યુવાન ગ્રેજ્યુએટ તેલીવાલાએ તે કામ રશ્મિ અને પ્રકાશ જેવી મહાન્ ટીકાઓ સાથે પ્રસિદ્ધ કરવાનું શરૂ કર્યું. શ્રી. તેલીવાલાને યુવાવસ્થામાં પ્રભુએ નિજચરણમાં બોલાવી લીધા. શા. ધીરજલાલશાહ વૃદ્ધાવસ્થામાં આ કાર્ય પાર પાડવા મચી રહ્યા; અને તે ઉપરાંત શ્રી. શાસ્ત્રીજીનું અધૂરૂં કાર્ય પણ ઉપાડવા કટિબદ્ધ થાય છે.

એમની વ્યાખ્યાન શૈલી માટે તો કોઈને કહેવાનું રહ્યું જ નથી. ગમે તેવો કઠણ વિષય તે ગમે તેવા હૃદયમાં ઠસાવી શકતા અને અધ્યાપન શક્તિ પણ તેવીજ સુન્દર હતી એમ તો સહુ કોઈ કબુલ કરે એજ. ભાષાની કઠિનતા માટેનો આક્ષેપ શાસ્ત્રીજી ઉપર કેટલાક તરફથી કરવામાં આવે છે. વિષયની કઠિનતા, ગહનવિચાર અને ભાષાશુદ્ધિ તરફ ધ્યાન આપવામાં આવે તો તેટલીજ ગંભીર ભાષા હોય એ સ્વાભાવિક છે. ગહનવિચાર અને કઠિન વિષય લખનાર સદ્‌ગત મણિલાલ નભુભાઈની ભાષા વાંચનારને તેમાં સામ્ય જણાયા વિના નહિજ રહે. અને તેમ છતાં એ વિદ્વદ્‌ભોગ્ય સાહિત્યસર્જન તરફ એઓનું વધુ લક્ષ હોય તો તૈયાર થએલા વિદ્વાનો આમવર્ગને માટે પથ્ય સાહિત્ય સર્જાવી શકશે એટલે એથી પણ આપણને લાભ જ મળ્યો છે એ નિર્વિવાદ છે. આચાર્યપરંપરાની બાબતમાં પણ કેટલોક વખત ચાલેલી અસંગતતા દૂર કરી. અણુભાષ્યને યુનિવર્સિટીમાં દાખલ કરવા વિદ્યાર્થી તરીકે શ્રી. ગોવિન્દલાલ ભટ્ટને તૈયાર કર્યા.

અનન્યતાની બાબતમાં તો ઉંચામાં ઉંચી કોટિનું તેમનું જીવન કુંદન માફક ઝળકી રહ્યું છે. અનેક શંકરમતાનુયાયી તેમના જ્ઞાતિબન્ધુઓએ ટોળક પરિષદનું પ્રમુખસ્થાન સ્વીકારેલું તે વખતે આદરેલી પરીક્ષામાં તે સંપૂર્ણ ફત્તેહમંદ નિવડયા હતા. તેમજ એમનાં મોટી પુત્રી શ્રી. શકુન્તલા (ગોકુલકુમારિકા) બ્હેનનાં લગ્ન શ્રીમહાપ્રભુજીના જન્મમહોત્સવને દિને કરી મંગલ પ્રસંગમાં પૂનાગરો પરિષદ ભરી ભારતવર્ષના વૈષ્ણવોને નિમંત્રી અનુપમ અનન્યતા દર્શાવી છે.

સેવાની બાબતમાં પુષ્ટિભક્તિસુધામાં નિરસાધનની સહીથી લખાતો હરિપ્રિયા નામનો લેખ વાંચનાર તેમના પોતાના ઘરની સેવાની રીતભાત સહજે જાણી શકે છે. અને ખરેખરૂં આત્મનિવેદન કરી સર્વ વસ્તુનો વિનિયોગ પ્રભુમાં કર્યો છે. તે પ્રમાણે જાણી શકીએ છીએ.

શ્રીહરિ, ગુરુ, વૈષ્ણવમાં અભેદ નિહાળવા માટેનો ઉપદેશ લક્ષ્યમાં રાખનાર વૈષ્ણવ જાણી શકશે કે શ્રીશાસ્ત્રીજીના હૃદયમાં શ્રીઠાકોરજીનું સદૈવ ચિન્તન હતું શ્રીગુરુદેવ-શ્રીમદ્વલ્લભાચાર્યજી-શ્રીઆચાર્યજી મહાપ્રભુજીમાં એકનિષ્ઠતા હતી. અને "નૈનનમેં ઝળકે ગિરધારી" એવું અદ્ભુત દર્શન એમને જોનારને થતું. એઓનાં સમસ્ત વ્યાખ્યાનો શાસ્ત્રોના નિષ્કર્ષરૂપ અને બ્રહ્મવાદને પ્રતિપાદન કરનારાં તેમજ આકર્ષક નિવડયાં છે. 'શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તપ્રદીપ' શુદ્ધાદ્વૈત માર્તંડના ઉપોદ્ઘાતરૂપે લખાએલો એકજ ગ્રંથ મનનપૂર્વક વાંચનારના હૃદયમાં બ્રહ્મવાદનું યથાસ્થિતસ્વરૂપ હૃદયારૂઢ થઇ ગયા વિના રહે નહિ એવો ઉજ્જવળ, તેજસ્વી દીપક પ્રકટાવીને સુન્દર પ્રકાશ ફેલાવ્યો છે કે જ્યાં જ્યાં એ દીપક વિરાજે ત્યાં તિમિરનો નાશ અવશ્ય થાય. હૃદયમાં રહેલા તિમિરનો નાશ કરવા માટે એ દીપક ઘરમાં પધરાવવો જ જોઇએ. શ્રીમહાપ્રભુજીનો સિદ્ધાન્ત જગપ્રસિદ્ધ કરવાનો સફલ પ્રયત્ન કરનાર શાસ્ત્રીજીની કદર કરવાની ફરજ પ્રત્યેક ગૌરવાભિમાળક પ્રત્યેક વૈષ્ણવ અને પ્રત્યેક વખાણનારની છે. તેમના સ્મારક માટે સારૂં ફંડ કરી તે માટેની વ્યવસ્થા કરવા સારૂં યોગ્ય પ્રબંધ રચવો જોઇએ એમ મારૂં નમ્ર મન્તવ્ય છે.



## बे बोल

(લે૦—પરમભગવદીય વેલજીભાઈ નથુભાઇ.)

નિયમ છે કે સ્વબુદ્ધિને વિચારસ્થાન પ્રાપ્ત થાય તો સર્વાનુમતે નિર્ણય પર વિશ્વાસ રખાય છે. વળી વસ્તુની શક્તિ સિવાય વિશ્વાસ પેદા થતો નથી. સ્વબળની નિષ્ફલતાએ બુદ્ધિ ઉપર કોઈ પર પદાર્થના અંકુશનું અનુમાન થઇ શકે છે. અને એજ પ્રભુનું વિચિત્ર નાટ્ય છે કે પૃથક્ વ્યક્તિએ જુદા જુદા વિચારોનું પરિવર્તન થાય જ છે, અને યોગ્ય અધિકારના કારણે ઉચ્ચ-અવચ કાર્યે જીવનું અનુસરણ થયા કરે છે. જેમ આકાશનાં વાદળાં ક્યાં જશે તે કલ્પનાથી બહાર છે, તેમ શક્તિમાનની શક્તિની કલ્પના કોઇથી કરી શકાતી નથી. પ્રભુની માયા આશ્ચર્યજનક છે. તેથી થતા ભૌતિક પદાર્થોનો તફાવત મોહના કારણરૂપ છે, પરંતુ પ્રભુની શક્તિ જ્યાં વિશેષ પ્રમાણમાં જણાય; ત્યાં ભક્તિ પેદા થાય છે. પરંતુ જ્યાં સુધી પ્રભુની પ્રપંચરૂપ માયા-લીલામાં પ્રભુકૃત આવિર્ભાવ ન જણાય તત્ર પર્યંત ભૌતિકમાં ભક્તિ દોષાવહ છે. જો કે દરેક અહંકારરૂપે ચૈતન્યના આધારે છે, પણ એ ચેતન યંત્રવત પ્રત્યક્ષ છે, અટકીને ઉભું થઇ રહે છે, એકાદ તત્ત્વની ન્યૂનતા ગતિને અટકાવી દે છે, તેમ સર્વશક્તિના નિયંતાની શક્તિનું થતું નથી, પ્રત્યક્ષ છે કે એ જીવ બલશક્તિ, ચેતનમાં અચેતન પેદા કરે છે, ને સર્વશક્તિમાનની શક્તિ જડાદિમાં ચૈતન્યનો આવિર્ભાવ કરે છે. આટલી વાત ઉપોદ્ઘાતરૂપે નિવેદીને મુખ્ય કથન ઉપર આવું છું. આ પુષ્ટિમાર્ગ એક અલૌકિક ભવ્ય ઇમારત છે. જેનો પાયો શ્રીજગદ્ગુરુ શ્રીવલ્લભાચાર્યજીના સ્વહસ્તે સુદૃઢ સ્થાપેલ છે, કે જે ઇમારતને કોઇ પ્રતિબંધ કરી ગીરાવી દેવા મથતા હોય તો તે કેવળ હાસ્યાસ્પદ જ છે. જે ઇમારતમાં શ્રીવલ્લભકુલનો સદા વિલાસ છે, જેને ચોતરફ સુદૃઢ વિદ્દ્વર્ગ અને ભગવદ્ભક્તોના સ્તંભો લાગેલા છે, જે સ્તંભમાંથી નૃસિંહ પ્રગટ

થઈ હિરણ્યકશિપુનો નાશ કર્યો હતો, એ સ્તંભો પુષ્ટિમાર્ગમાં જ્ઞાનશક્તિરૂપ છે, જેમાં પ્રભુનું અગાધ ચૈતન્ય તેમના પ્રતિરોમમાં સ્થાપેલું છે. જેનો ઉપયોગ માર્ગપ્રતિબંધનિવૃત્તિ અને સ્થિતિના કારણરૂપે છે. તેનેજ માટે તે વ્યક્તિઓ પ્રાદુર્ભવે છે.

શ્રીયુત શાસ્ત્રીજી મગ્નલાલભાઇ સદ્દગત થયા; તે સમ્બન્ધે રાજકોટમાં શોકસભા ભરવામાં આવી હતી, અને રા. રા. પટવારી સાહેબે દીલગીરી સાથે તેમના સ્વરૂપનો પરિચય આપ્યો હતો. મને તેમનો વિશેષ પરિચય નહિ. પરંતુ તેમનું સાહિત્ય તેમના ખરા સ્વરૂપનો અનુભવ આપે છે. આગળ ઉપર મોટા સમર્થ વિદ્વાન થયા છે, જેમણે ઘણાએ સમ્પાદન કરેલા, પરંતુ મારી કલ્પના પ્રમાણે શુદ્ધ પુષ્ટિમાર્ગનાં તત્વબિંદુની કાંઇ અંશે ન્યૂનતા રહી હોય એવું મારૂં કલ્પે છે. પણ આ લીલાસ્થ ભગવદીય મગ્નલાલભાઇને આધુનિક સમયમાં કોટિવિરલ કહીએ તો અતિશયોક્તિ તો નજ કહી શકાય. કારણકે (તાહીકે શિર નાઇએ જો શ્રીવલ્લભસુતપદરજરતિ હોય) એમ એમનાં રોમ રોમ શ્રીમહાપ્રભુજીની સ્તુતિ કરતાં એ પ્રત્યક્ષ હતું. એમની મુખમુદ્રા ઉપર પુષ્ટિમાર્ગના સ્વરૂપાનંદનું તેજ ઝલકી રહ્યું હતું. વસ્તુતઃ હું તો પ્રભુની કારૂણિકતા માનું છું. કોઈ વખત એમના માર્ગશિક્ષાના ઉદ્દગારો પૂજ્ય વર્ગ સમક્ષ પણ નીકળતા હતા. તેને લહીને કોઈ કોઇ એમની કાંઈ અંશે સ્વબુદ્ધિએ ન્યૂનતા કલ્પતા, પરંતુ તે મહાનુભાવનું લક્ષ્યબિંદુ કાંઇ જુદુંજ હશે, એમ હું માની શકું છું. વળી તેમનો વિશેષ ગ્રંથપારચય મને નહિ, પણ શ્રીગોપીગીત, શ્રીયુગલગીત, શ્રીવેણુગીતનાં શ્રીસુબોધિનીજીમાં એમણે કારિકા પ્રકાશ સ્વતંત્ર લેખોની યોજના કરીને કોઈ અનેરો પ્રકાશ પાડયો છે કે જેનું સ્મરણ હૃદયને અલૌકિક રસ અર્પે છે. પ્રકટ દશામાં સ્વરૂપનો અનુભવ અગમ્ય હોય છે. અદષ્ટજ ખરૂં સ્વરૂપ અનુભવમાં આવે છે. શાસ્ત્રીજીની ખોટ પુષ્ટિમાર્ગમાં પુરેપુરી ગણાય. હવે પ્રભુ તેના આવિર્ભાવનું દાન વસંતરામભાઈ જેવાને અર્પે અને માર્ગના સ્મરૂપ સિદ્ધાંતોને ચર્ચે છે તેથી અધિક ચર્ચે. અસ્તુ.

---

# अनन्यताना आदर्श

(લે૦—રા. રા. જીવણલાલ છગનલાલ જોષી, ડભોઈ.)

લખતાં દીનવદન દયાર્દ્ર દીસે છે, કરને અસીમ કંપારી છૂટે છે, હૃદય કંપે છે—ઊંડાણે ઉંડેરો ઘાવ ભભુકી રહ્યો છે સળગતે હૃદયે, કચવાતે મને, દુન્યવી દષ્ટિએ લાલચની મધલાળમાં લપટાઈ લખવા લલચાયો છું. હૃદયનો શોકપ્રરત ઉભરો ખાલી કરવા પ્રેરાયો છું. પ્રેરણામાં એ પ્રભુકૃતિનું અસ્તિત્વ દષ્ટિએ દીસી આવે છે.

લખવાનું ફક્ત સૌમ્ય-ઓજસ્વિન-પ્રતિભાશાળી-ભક્તિમકરન્દમાં મ્હેકતા ભાવુક ભક્તના તિરોધાનને લીધે. શુદ્ધાદ્વૈતજ્ઞાનીના ગોલોકવાસથી સમસ્ત ગોસ્વામી બાલકોને-વૈષ્ણવવૃંદને અસીમ શોકનો પ્રજ્વલિત ઘૂંટ પચાવવો પડયો હશે. પડતાં ન જીરવાતાં દીનવદને પ્રેમ ભીની આંખલડીમાંથી કંઇક અનેરાં શોકાર્ત અશ્રુબિન્દુઓ કપોલ ચૂમી હૃદયે વાસો કરી રહ્યાં હશે. પરીકમર રોવરાવી પણ રહ્યાં હશે!

સૌમ્ય-ઓજસ્વિન-પ્રતિભાશાળી ભાવુકભક્ત કોઇ નહિ પણ આપણા "પ્રોફેસર મગ્નલાલ શાસ્ત્રીજી M. A." પોતે ન્હોતો સ્વીકાર્યો પુષ્ટિમાર્ગ દેહનાં પોષણને માટે, બાહ્યાડંબર વાસ્તે, લોકાચાર કાજે,—પણ પાળ્યો હતો, દેહાધ્યાસના પતન થતાં સુધી આત્માના હૃદયરાજ્યની તરિકે કહો કે પુષ્ટિમાર્ગ હૃદયે ઓતપ્રોત થઈ મંજુલસ્વરે ટહુકી રહ્યો હતો. એ ટહુકતો ટહુકાર ઘણીએ કોકિલાઓને વસમો પડતો હતો. પુષ્ટિમાર્ગીય સાહિત્યની જે પોતે હાંડખેર સેવા બજાવી છે તે

સદાએ સ્તુત્ય છે. અમૂલ્ય છે. આત્મીય ઓજસ્ , ઓજસ્‌નાં રમ્યરશ્મિ, રશ્મિથી પ્રકટતી અપરિમિત રોશની એટલી બધી તીવ્ર દીઠે દીસતી કે કેટલીક વખ્ત ઝીલવાની પણ મુશ્કેલી આવી પડતી.

સમયપરત્વે એક પ્રસંગ આલેખીએ તો અસ્થાને નહિંજ ગણાય. સમય હતો "સમસ્ત ઉદીચ્ય ટોળક શુભેચ્છક સુવર્ણમહોત્સવ" નો પોતે પ્રમુખ હતા, સભામાં આવતા પહેલાં પોતાના દૃઢાશ્રયની પરીક્ષા કરવા કહો કે પ્રતિભાશક્તિના પ્રલોભનમાં પડવાથી પ્રકટેલા દ્વેષને લીધે કહો—જે કહો તે પણ એવી ઈચ્છાને બર લાવવાને કેટલાક વિઘ્નતોષી જ્ઞાતિલાઓએ મધ્યે શ્રીકૃષ્ણચન્દ્રની પ્રતિમા પધરાવી આજુબાજુ શ્રીઆદ્યશંકરાચાર્યજીની પ્રતિમાઓ પધરાવી હતી. સભાના નિયત સમયે પોતે આવ્યા. આવતાં પુષ્પહાર આપવામાં આવતાં શ્રીકૃષ્ણચન્દ્રની પ્રતિમાને પહેરાવ્યો. જ્ઞાતિલાઓએ ખળભળાટ મચાવી શોરબકોર કરી મૂકયો. લઢાઇનું જેમ પણ જમાવવા માંડયું ઘણાઓએ શાસ્ત્રીજીને જ્ઞાતિની માફી માગવા વિનતિ કરી, કહો કે ભૂલ થઇ ગઇ. પોતે ઉભા થઇ સચોટ જવાબ આપ્યો કે, "એક વરી ગોપીજનવલ્લભ નહિ સ્વામી બીજો..." सर्वधर्मान परित्यज्य......"; એમના સિવાય બીજા કોઈની સ્પૃહા રાખતો નથી—માફી માગવા લેશભાર પણ પરવા રાખતો નથી.

વૈષ્ણવો !, આ પ્રસંગ કંઈ અમસ્તો ટાંકતો નથી. આવા પ્રસંગો તો વિરલ પુરુષોના આકસ્મિક જીવનના "મણિ" રૂપ નીવડે છે. એવા પુરુષો તો હરહમેશ સંસારની સળગતી વેદીમાં તપ્યાજ કરે છે. તપી શુદ્ધ સુવર્ણ જેવા નિરાળા બને છે. કૃપાનો સંચાર થતાં આનન્દમય ધામે વાસો કરવા વિચરે છે. અન્તરંગ લીલાના અધીકારી બને છે. દુન્યવી જીવન ઝટપટ આટોપી લે છે. પોતે તુલસીમાલાને શિરસાવંદ્ય ગણી નિરસાટાની માનતા હતા. કોઇક વખ્ત શ્રીસુબોધિનીજીનું રહસ્ય સમજાવતાં ભાષણ આપતાં સાક્ષે મનોહર રેખાચિત્ર શ્રોતૃવૃન્દ સમક્ષ ખડું કરી દેતા હતા. એમાં લખવાનું વધારે શું હોય ? લખવા બેસીએ તો પાનાનાં પાનાં ભરાઈ જાય. હૃદયે, અવનવા ઘાવ ઉપજાવે, ઘડીકભર રડી પડીએ. અન્તે મીટ માંડીને બેસવું પડે. ભાષણનો અદ્વિતીય લાભ તો ગયો જ. સ્પર્શમણિના ગુણાનુવાદ ન ગાઇએ તેટલા ઓછા. એટલું તો છાતી ઠોકીને કહેવું જ પડશે કે સાંપ્રત કાળમાં કૃપામાર્ગને એ સ્પર્શમણિની ઘણીજ ખોટ પડી છે. કોણ જાણે આનન્દમય ધામે—નિત્યલીલામાં એમનું શું કામ હશે ! ! ! કોઇ ખોટ પૂરનાર નીકળશે ?

બ્હોળું જ્ઞાન, કૃપામાર્ગપ્રતિ અપ્રતિમ પ્રેમ, કમનીય મનોબળ, દૃઢભક્તિ, સમદૃષ્ટિ, સાચો ટેક, દીનમણિ દીનતા—આ બધાંએ લાક્ષણિક લક્ષણો એક "વિરલતાદર્શી" જનના જેવા દીઠે દીસતા હતા. અનુભવે અનુભવી શકાતા હતા. ભક્ત તો ભક્તિસ્વરૂપ છે. માયા લેશમાત્ર પણ પીડતી નથી; હંમેશ ભક્તિરસમાં મગ્ન હોય છે. નામે પણ "મગનલાલ" ભક્તિરસમાં મગ્ન થનારા ભગવદ્દભક્તોના લાડીલા. પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઇ ભક્તિપોષણમાં કહે છે કે, "શ્રીહરિ શ્રીગુરુ ભગવદી એ ત્રણે એક સ્વરૂપ, ત્રય ધારા જ્યમ સુરસરી તેમાં ભેદ નહિ તદ્રૂપ."...ઉપર્યુક્ત પંક્ત્યનુસાર વૈષ્ણવોને જરાએ રડવાનું ન હોય. હૃદયે ઉંડેરા ઘાવ પાડવાનું એ ન હોય. જીવસ્વભાવને પણ સાંત્વન આપવાનું હોય. "निजेच्छातः करिष्यति" નો પાઠ પઢાવવો એજ યુક્ત હોય.

એઓના અદ્વિતીય ગુણોનું અનુકરણ કરવા, સર્જેલ ગ્રંથોનું વાંચન કરી અનુકરણમાં મૂકવા વિભુ પ્રત્યે પ્રાર્થના કરી, કૃપાકટાક્ષે સાચી દીનતા લઇ એ ભગવદ્દભક્તની પ્રતિમાના અહર્નિશ દર્શન કરી કૃતાર્થ થવું એજ અંતિમ અભિલાષા હોઇ શકે.

એજ ભાવભીની અંતિમ ક્લેશોન્મુખ ભાવના હોવી જોઇએ. હજો અમ અનેકશઃ ભાવભીના દંડવત્ કોટિ પ્રણામ એ અન્તરંગ લીલાના અધિકારીને.

# Days spent with Shastri Bapa in Poona

BY: N. K. Bambhania, M. A., LL. B.

It was in the end of June 1931 that I first came into contact with Shastri Bapa. Thanks to the Almighty that I failed to secure my first class in the B. A. examination. Otherwise it would have been impossible for me to serve his holy feet. Finding that I had no chance of becoming a Fellow in the Baroda College, I immediately decided to study the अणुभाष्य under him in Poona. First I went to Baroda. Thence with Govindlalbhai, my beloved Professor of Sanskrit and Shastriji's worthy son-in-law, I went to Broach to get myself introduced to him. There for the first time I had the दर्शन of that दिव्यमूर्ति. After the introduction I let him know of my intention to study the अणुभाष्य under him. And from that moment he began to love me as his own son. (The wonder of all wonders is that his two worthy daughters, Kikiben and Nanduben, have regarded me as their own brother ever since.) He was to come to Poona after some time; nevertheless, he asked me to proceed to Poona at once and to stay in his house. Accordingly, I went to Poona. After some days he too came.

And what a new light and life now filled the house! Evening after evening the devout वैष्णवs flocked there to partake of the divine रस showered by Shastriji. He daily read श्रीसुबोधिनीजी. I, however, was unfortunate. Like a fool I used to snore at that divine hour. Ah! what a great loss to me!

After some time he started delivering post-graduate lectures on the अणुभाष्य. He was to be in Poona for only one term, since after that he was to retire. It was hardly possible to finish the अणुभाष्य in so short a time. But it did not matter to him. He resolved to finish it. And his was the iron resolution. For hours together he used to teach us. And I wonder neither he nor we felt the least disgust. So very entertaining and absorbingly inter-

esting were his lectures that we were hardly conscious of how time passed. His knowledge was both intensive and extensive. He constantly laid stress on षाड्गुण्यज्ञान and पदकृत्य. At the same time, he had read very carefully the other वेदान्तभाष्यs too, and he never failed to compare and contrast the views of श्रीवल्लभाचार्य with those of the other वेदान्ताचार्यs. He was very bold. Whatever he believed he gave out frankly without the least fear of any criticism. Once upon a time he related to us a very fine episode of his life. He had been to उडुपी, the great centre of मध्व-philosophy. There he had a शास्त्रार्थ with the माध्व पण्डितs. They said to him, " If you say that everything is ब्रह्मन्, then विष्णुरपि ब्रह्म and विडपि ब्रह्म (i. e., विष्णु is also ब्रह्मन् and excrement is also ब्रह्मन्)." Shastriji calmly replied, " That is exactly so." Then they said, " Would God like to be excrement ?" Shastriji said, " Who can control Master's wish ?" The पण्डितs were highly pleased at the very decisive and curt replies of Shastriji, and they wished to honour him. Shastriji only asked for the works of श्रीमध्वाचार्य. They gave them to him and also presented him a shawl. He possessed a wonderful knack of explaining doctrines which were otherwise very difficult to understand. A शुद्धपुष्टिभक्त constantly thinks of the comforts of the Lord. To illustrate this doctrine he related the story of श्रीगुसाँइजी. When श्रीगुसाँइजी had to go out preaching, he got emaciated owing to separation from his Lord श्रीनाथजी. Now when it was time to return, he thought that if श्रीनाथजी were to see him reduced in body, He was sure to feel anxious about his health. He did not like that. So he took nourishing food for some days. And it was only after getting all right that he returned to श्रीनाथजी. This is शुद्धपुष्टिभक्ति par excellence. By relating such stories he sweetly drove home the truth of various doctrines. A supreme master of his profession no doubt!

Now imperceptibly but suddenly stole on that time of trial. Shastriji's term of office was over. He had to retire. And with his retirement he had to leave Poona also. But the वैष्णवs of Poona did not like it. They pressed him, requested him, and even prayed to him to stay for some time at least. Then we had very interesting programmes. He was requested to give his final reading of श्रीसुबोधिनीजी. He gave it. The स्कन्ध was the स्तुति of

श्रीगोपीजनः by उद्धवजी. Now for the first time I heard him. So inspired a preacher I had never heard. Wonderfully simple and clear in exposition like him none have I seen. I heard some two stanzas. But that was sufficient to ignite the fire in me. A spirit requires the touch of a Master Spirit, says Carlyle. And I had that touch of a Master Spirit. Ever since I have loved श्रीसुबोधिनीजी. And if I have any प्रवेश in so difficult a book, it is solely due to the grace of my Master. So wonderful was his exposition of श्रीसुबोधिनीजी that even श्रीदामोदरलालजी महाराज aspired to have it. So great was his love for श्रीसुबोधिनीजी that he had read it some six times. One of his hearers had related to me how he first read it. He would just start reading it before his audience. If he found any passage difficult, he would at once start reciting श्रीसर्वोत्तमस्तोत्र. And one recitation was sufficient to clear up the meaning. So devout a soul is no doubt कोटिष्वपि सुदुर्लभः।

Then we had another very interesting programme. He was requested by the वैष्णवs to explain to them the meaning of the ब्रह्मसम्बन्धमन्त्र. We all assembled in the temple of श्रीविट्ठलनाथजी; and after taking our bath we heard him explain the meaning of the मन्त्र. He read the commentary of श्रीगोकुलनाथजी and also that of some other. We sat for some two hours. We learnt the wonderful lessons of दैन्य, अनन्याश्रय, and other things. The occasion was unique. Roaring like a lion he explained how fearless a पुष्टिमार्गीय ought to be. Everything at that time was simply grand.

He was also given a public address. श्रीगोकुलनाथजी महाराज, of Bombay was the President. The place was overflowing with men. They were not वैष्णवs only. All the admirers of Shastriji had also assembled there. This showed how very loved by all he was. We had then a सहभोजन. It was very delightful. We had a group-photo too. We remember all this and painfully cry: "ते हि नो दिवसा गताः।"

Now drew nigh that real hour of trial. A definite date was now announced when Shastriji was to leave Poona. Shastriji was a very practical man. He had the habit of being present on the platform an hour before the train arrived. Accordingly at mid-day we all started. He was to leave Poona by 3 P.M. train.




( સંગ્રાહકઃ—રા. રા. ચુનીલાલ પરીખ. )

પરમ ભગવદીય પુષ્ટિમાર્ગના નિડર અદ્વિતીય વિદ્વાન શાસ્ત્રીજીનો સત્સંગ છેલ્લા દશકામાં જ મને થયો છતાં તે જુજ સમયમાં તેમણે જે જે સદુપદેશો આપી અલભ્ય લાભો આપ્યા છે તે અવિસ્મરણીય છે. તેમના વિયોગની વ્યથા તો મારા જેવા વિયોગી અવશ્ય જાણે છેજ તેથી તે માટે વધુ લંબાણ નહિ કરતાં તેમણે જે જે પ્રસંગોમાં સંપ્રદાયની સેવા બજાવી છે, તે પ્રકટ થયેલા માસિકો, ગ્રંથો વગેરેમાંથી તારવી અહીં રજુ કરૂં છું.

પ્રસંગ ૧—સન ૧૯૧૦ માં તેમણે પુષ્ટિભક્તિસુધા માસિક કઢાવી સંપ્રદાયની યોગ્ય સેવા બજાવી છે. મર્હુમ શં. માધવતીર્થ તથા સ્માર્તો તરફથી સંપ્રદાય અવૈદિક છે વગેરે થતા હુમલાઓમાં બરાબર સેવા અર્પણ કરેલી છે, અને શ્રીવલ્લભાધીશનો પુષ્ટિમાર્ગજ વૈદિક છે, અને સ્માર્તમાર્ગ અવૈદિક છે એમ ડિમડિમ ઘોષથી જાહેર સાબીત કરેલું હતું.

પ્રસંગ ૨—જ્યારે એક વખત એવો હતો કે સંપ્રદાયનું મૂલ શોધવા બધા નીકળી પડયા હતા. તે વખતે જેને જેમ ફાવે તેમ વાકયો શોધી કહાડી તેની પરંપરા બતાવવી શરૂ કરી હતી. તે વખતે પં. ગટ્ટુલાલજી વિદ્વાન હતા, પણ તેમણે સંપ્રદાયના મૂલ ગ્રંથો અને તેમાં દર્શાવેલ સિદ્ધાન્તો (સર્વ ગ્રંથો તેઓ મેળવી શકયા નહિ હોય તેના અભાવે)ની ઉપેક્ષા કરી વિષ્ણુસ્વામી પરંપરા આ સંપ્રદાયની છે અને શિવજી આચાર્ય છે, એમનો મત વૈષ્ણવોમાં ફેલાવવા માંડેલો દેખાય છે. તે સમયે વિદ્યાનુરાગી પુષ્ટિમાર્ગના વિદ્વાનો તથા શ્રીગો.સ્વામિબાલકોએ તેનો વિરોધ કરેલો હતો. એ ચર્ચા કેટલાંક વર્ષ પછી ફરી ફાટી નીકળતાં શાસ્ત્રીજીએ સન ૧૯૧૨ માં 'ગુજરાતી' પત્રમાં સિદ્ધાન્તો જાહેર કરેલા હતા.

આ સ્થળે તેમનાં આહ્વાન સ્વીકારેલા શબ્દો—'ગુજરાતી' પત્રમાં મેં મારા વિચાર પ્રસિદ્ધ કર્યા છે તે શ્રીમદ્‌વલ્લભાચાર્યજી અને શ્રીમદગ્નિકુમાર શ્રીવિઠ્ઠલનાથજીના ગ્રંથોથી વિરૂદ્ધ છે એમ મિ. ભટ્ટે (બલભદ્રલાલજીએ) તેજ ગ્રંથોના અને તદનુકૂલ સંપ્રદાયિક ગ્રંથોના પ્રમાણ આપી પૂર્વપક્ષ કરવો પડશે. જે પૂર્વપક્ષનું ઉત્તર હું ઉક્ત ગ્રંથોના પ્રમાણથી આપીને મારા વિચારોનું સમર્થન કરીશ" તા. ૮–૨–૧૯૧૨ (પુષ્ટિભક્તિસુધા).

"વિષ્ણુસ્વામીને શ્રીવલ્લભાચાર્યના ગુરુ માનવામાં ન આવે તેટલા માત્રથી શ્રીવલ્લભાચાર્યજી (નગુરા) થઈ જતા નથી, કારણ કે શ્રીમદ્‌વલ્લભાધીશ્વરના નિત્ય ગુરુ શ્રીકૃષ્ણ છે જ. જનોઇ દઇને વિદ્યાભ્યાસ પણ શ્રીવલ્લભાચાર્યજીને તેમના પિતા શ્રીલક્ષ્મણભટ્ટજીએ કરાવ્યો હતો તેથી તે અંશમાં શ્રીલક્ષ્મણભટ્ટજી પણ શ્રીવલ્લભાચાર્યના ગુરુ છે. વિષ્ણુસ્વામીના વાસ્તવ ભેદાત્મક તામસ ભક્તિમાર્ગથી શ્રીવલ્લભાચાર્યજીનો નિર્ગુણભક્તિમાર્ગ અત્યંત જુદો છે. વગેરે.

પ્રસંગ ૩—આજકાલ વૈષ્ણવોમાં જરાક કોઈ સિદ્ધાન્ત માટે મતભેદ પડે તો તરતજ તે તે વ્યક્તિઓ માટે ગુસ્સે થાય છે, પણ શ્રીમહાપ્રભુજીનું ધ્યેય કેવું હતું તે શાસ્ત્રીજી તેમના એક ભાષણમાં દર્શાવે છે "બાઆવાક્યં પ્રમાણં" જ્યારે અમે કહીએ છીએ તેજ માનો એવું કોઈપણ સ્થલે શ્રીમદ્વલ્લભાચાર્યજીએ કહ્યું નથી. પોતાના ગ્રંથોમાં હંમેશાં પોતે ચાર પ્રકરણ પાડે છે, અને તેમાં પ્રથમ પ્રકરણમાં પ્રમાણનો યથાયોગ્ય નિર્ણય થઇ રહ્યા પછી પ્રમેય સાધન અને ફલનું વર્ણન કરે છે.

પ્રસંગ ૪—એક ભાષણમાં તેમણે વૈષ્ણવોના હક વિષે સુન્દર ખ્યાલ આપ્યો છે તે અહીં દર્શાવું છું. વૈષ્ણવોના હક–"હવે એટલુંજ કહેવાનું છે કે આપણે આચાર્યોના ગુલામો નથી, આચાર્યો પ્રતિ આપણા પણ કેટલાક હક્ક છે. આચાર્યોના યોગ્ય ધાર્મિક ખરચમાં આપણે એમને મદદ કરવી, પરન્તુ આચાર્યો પાસે સદુપદેશ માગવાનો આપણો હક્ક છે એ આપણે ભુલવાનું નથી. આચાર્યોનું કામ પારકે પૈસે રમવા ખેલવાનું નથી. આપણા સંપ્રદાયમાં એક ગાથા છે કે એક વખત શ્રીગુસાંઇજી ખેલતા હતા ત્યારે શ્રીદામોદરદાસજીએ વિનયથી જણાવ્યું હતું કે આપણો સંપ્રદાય હાંસમશ્કરીનો નથી પણ પ્રભુપ્રાપ્તિવાસ્તે તાપક્લેશ કરવાનો છે. ગુરુઓને પણ યોગ્ય સમયે વિનયથી સૂચના કરવાનો હક્ક વૈષ્ણવોને છે.

પ્રસંગ ૫—મર્યાદામાર્ગનું અને પુષ્ટિમાર્ગનું તારતમ્ય–જેમ પ્રાવાહિક કામી વિષયમાર્ગથી ભગવત્સ્નેહાત્મક પુષ્ટિમાર્ગ ભિન્ન છે તેમજ મર્યાદામાર્ગથી પણ તે વિભિન્ન છે. પ્રભુનાં વચનદ્વારા જે માર્ગ પ્રકટ થાય તે માર્ગ "મર્યાદા" કહેવાય, અને પ્રભુના સાક્ષાત્ આનન્દાત્મક સ્વરૂપમાંથી જે માર્ગ પ્રકટ થાય તે માર્ગ 'સ્વતંત્ર પુષ્ટિમાર્ગ' કહેવાય છે. મર્યાદામાર્ગનાં પ્રમાણ પ્રમેય સાધન અને ફલથી અત્યંત વિભિન્ન છે. પુષ્ટિમાર્ગીય સંન્યાસ પણ પૃથક્ છે. પુષ્ટિમાર્ગીય ભક્તિ પણ વિચિત્ર છે. પુષ્ટિમાર્ગીય સેવ્ય શ્રીપુરુષોત્તમ અને તેમના શ્રીમદ્ગોકુલાદિ ધામનો વ્યાપિવૈકુંઠાદિથી પણ ઉત્કર્ષ नानि परे तथा ह्याह સૂત્રમાં શ્રીમદાચાર્યે પ્રતિપાદિત કર્યો છે. આપણા ગ્રંથોમાં વિહિતમાર્ગ, વૈદિકમાર્ગ, આર્યમાર્ગ, સાધનમાર્ગ, પ્રમાણમાર્ગ ઇત્યાદિ નામ મર્યાદામાર્ગને આપેલાં છે. વૈદિક આર્ય સનાતન માર્ગ માયાવાદાદિકથી કલુષિત થઇ ગયો હતો, તે કાલુષ્ય નિવારણ કરીને, તેને શુદ્ધ કરીને પ્રકટ કર્યો તેથી શ્રીમદ્વલ્લભાચાર્યજી મર્યાદામાર્ગના પણ આચાર્ય છે. અવિહિતમાર્ગ, સ્વતંત્રમાર્ગ, ભજનાનન્દ કૃપામાર્ગ, નિઃસાધનમાર્ગ, ફલમાર્ગ, પ્રમેયમાર્ગ, નિરુપાધિસ્નેહમાર્ગ ઇત્યાદિ સંજ્ઞા પુષ્ટિમાર્ગની છે. જેમ લૌકિકમાં સર્વ વ્યવહાર લૌકિક પદાર્થથી થાય છે. જેમ વૈદિકમાં વૈદિક પદાર્થથી થાય છે તેમ પુષ્ટિસૃષ્ટિમાં સર્વ વ્યવહાર સાક્ષાત્ અવિકૃત, અદ્વિતીય, નિર્લેપ, નિર્દોષ પૂર્ણગુણ, રસરૂપ ભગવદ્રૂપ પદાર્થથી થાય છે.

પ્રસંગ ૬—વૈષ્ણવોને અકર્તવ્ય તથા કર્તવ્ય વિષય ઉપરના તેમના વિચારો ઘણાજ અગત્યના છે "સર્વમાં મુખ્ય અકર્તવ્ય કામ છે. શ્રીમદાચાર્યચરણ સંન્યાસનિર્ણયમાં આજ્ઞા કરે છે કે "જેમનાં દેહપ્રાણાદિ વિષયથી આક્રાન્ત થઇ ચુક્યાં છે તેમનામાં દુઃખહરણશીલ હરિનો આવેશ સર્વથા થતો નથી." શ્રીહરિરાયજી કામાખ્યદોષવિવરણ નામના ગ્રંથમાં સ્પષ્ટ આજ્ઞા કરે છે કે 'સર્વદોષમાં કામ મુખ્ય છે. × × × જીવમાં એ કામદોષ ઉત્પન્ન થાય છે તે જીવનો એ કામ સર્વથા નાશક છે. કામ વિષયાવેશનો હેતુ છે, કામથી ચિત્ત વિષયમાં આવિષ્ટ થાય છે, તેથી ચિત્તનું પ્રભુસેવામાં પ્રવણ થવું જોઇએ તે ન થતાં વિક્ષેપ ઉત્પન્ન થાય છે. એ કામ રજોગુણમાંથી પ્રકટ થયલો હોવાથી મુખમાં રજ (ધૂલ) નંખાવે છે, કામીના મુખમાં ધૂલ પડે છે. × × વિષય અને પુષ્ટિનો સંભ્રમ કરીને પુષ્ટિને નામે વિષયાસક્તિનો આદર કરવો અત્યંત અયોગ્ય છે. એક અર્ધ શ્લોકમાં શ્રીવલ્લભાચાર્યજીએ અકર્તવ્યનું નિરૂપણ કર્યું છે. "वृथालापक्रियाध्यानं सर्वथैव परित्यजेत्। મિથ્યા આલાપ મિથ્યાક્રિયા અને મિથ્યાધ્યાનનો સર્વથા પરિત્યાગ કરવો" વાણીવડે મિથ્યા આલાપ ન કરવો, શરીરવડે મિથ્યા ક્રિયા ન કરવી, મનવડે મિથ્યાધ્યાન ન કરવું. અર્થાત્ મિથ્યામાર્ગમાંથી વૃત્તિઓનો કાયિક વાચિક અને માનસિક નિરોધ કરી દેવો એ દોષની નિવૃત્તિ પણ જીવકૃત સાધનથી સર્વાંશે અશક્ય છે, શરણદ્વારા ભગવદાશ્રય સિદ્ધ થતાં શરીર, વાણી અને મનમાં પૂર્ણ ભગવત્પ્રવેશ થાય ત્યારેજ સર્વ દોષની સંપૂર્ણ નિવૃત્તિ થાય છે એ સિદ્ધાન્તનું વિસ્મરણ થવું જોઇએ નહિ.

# पुष्टिमार्गीय जनतानी फरज

(લે. રા. રા. ચુનીલાલ પરીખ, ઑ. સે. વૈષ્ણવસેવામંડળ.)

દરેક ભગવદીયોના આત્મા પ્રભુની ઈચ્છા થતાં આ ભૂતલ પર પંચમહાભૂત શરીર ધરે છે, અને આવા ભગવદીય આત્માઓ ફક્ત લોકસંગ્રહાર્થ–લોકકલ્યાણાર્થ જ સ્થિતિ કરે છે, અને તેઓનો સર્વ વ્યવહાર ઇશ્વરેચ્છાને આધીન હોય છે, તેમજ તેમનું કાર્ય નિઃસ્વાર્થ હોવાથી હાર્દિક અને મુક્તપણે કરાતું જોવામાં આવે છે. જેથી તેમના કાર્યની કદર તેમની હયાતીમાં ભાગ્યે જ થતી જોવામાં આવે છે. ઉલટા તેઓના સ્પષ્ટવક્તાપણાંના સ્વભાવને લીધે કેટલાક સ્વાર્થીઓ વિરોધી સૂરો કહાડવાને પણ ચૂકતા નથી. પણ જ્યારે તે વ્યક્તિની ખોટ પૂરી શકાતી નથી ત્યારે જ સત્યપણાંનું ભાન સર્વેને થાય છે.

શ્રીપુષ્ટિસંપ્રદાયમાં પણ ચારસો વર્ષનો હાલ પ્રસાર થતાં તેનો સ્થૂલ વિસ્તાર તો સારી પેઠે વધ્યો, પણ મૂલભૂત સિદ્ધાન્તોના પ્રચારકાર્યના અભાવે સંપ્રદાયના સ્તંભરૂપ સિદ્ધાન્તો ભૂલાઇ ગયા. તેમજ કેટલાક સ્વાર્થી વર્ગ તરફથી અન્યમાર્ગીય સિદ્ધાન્તો પણ સમય જોઇ ઘુસાડી દેવામાં આવ્યા અને તે પણ સંપ્રદાયના સિદ્ધાન્ત તરીકે જ ગણાવા લાગ્યા. વિશેષ સંપ્રદાયનું સમર્થન મૂલભૂતરૂપ વિદ્વત્તાભર્યા સિદ્ધાન્તોથી જ થવું જોઇએ તેને બદલે અજ્ઞાનતાથી તાર્કિક વિચારોથી કરવાનાં ફાંફાં મારવામાં આવ્યાં અને તેને લઈને પચાસ વર્ષ પહેલાં એવી પરિસ્થિતિ ઉભી થઇ કે ‘પુષ્ટિમાર્ગમાં મૂલભૂત સિદ્ધાન્તો કાંઇ જ નથી, તે તો નવીન માર્ગ છે, ફક્ત ચારસો વર્ષનો જ છે’ એમ સર્વત્ર વાતાવરણ ફેલાઇ રહ્યું. આવા અંધકારમય વાતાવરણમાં પ્રભુએ આ આત્માને બ્રાહ્મણતનુ ધારણ કરાવી, શ્રીમહાપ્રભુજીએ કૃપા કરી તેને ભગવદીય બનાવી, અને કોઈ વ્યક્તિ માર્ગદર્શક નહિ હોવાથી પોતાના પ્રમેયબલથી જ પુષ્ટિમાર્ગના મૂલ સિદ્ધાન્તોને ફરીથી જનસમૂહ સમક્ષ રજુ કરવા આજ્ઞા કરી, જે તેમણે શિર સાટે પાર પાડી. તેમના પ્રસંગમાં આવનાર સારી રીતે જાણે છે કે તેમણે પોતાની જ્ઞાતિની સભામાં પણ શ્રી વલ્લભાધીશ્વર તેમજ શ્રીકૃષ્ણ સિવાય અન્યને જરા પણ માન આપવા સ્વીકાર્યું નહિ, અર્થાત્ શ્રીશંકરાચાર્યજીનાં ચિત્રજીને પુષ્પમાળા ધરાવવાનું કહેતાં પોતે સ્પષ્ટ ના કહી અને અન્યાશ્રય કર્યો નહિ. હાલમાં આધુનિક શંકરાચાર્યજીને હાથે અમુક પદવી ધારણ કરતા આપણે કોઇને જોઈએ છીએ, ત્યારે શાસ્ત્રીજીનું આ દૃષ્ટાન્ત આપણને બહુ જ ઉપયોગી થઇ પડે છે. ખેદની વાત તો એ છે કે સંપ્રદાયના મૂલ સિદ્ધાન્તોના આ પ્રચારકને પણ કેટલાક નેતાઓ તરફથી સહકાર ન મળી શક્યો, છતાં તેની દરકાર નહિ કરતાં તેમણે પોતાના ખરચે સેવા તથા પ્રભુ પ્રીત્યર્થે જેમ શ્રીકૃષ્ણે વૈકુંઠ છોડી ગોવાળીઆઓના સમક્ષ ગોવાળ જેવા થઇને તે અજ્ઞાન ગોવાળોનો નિરોધ કર્યો તેમ તેઓએ અંગ્રેજી જ્ઞાન પ્રાપ્ત કરેલ. M. A. ની પદવી મેળવેલ અને વૃદ્ધાવસ્થા હોવા છતાં અને સરકાર તરફથી માસિક સાડી ચારસો રૂપીઆ મળતા હોવા છતાં પણ તેમણે તેનું તલમાત્ર પણ બંધનપણું નહિ ગણકારતાં આળસને તજી નિયમિત દર શનિવારે પૂનાથી મુંબાઇ પધારી ત્રણ દિવસ સુધી વૈષ્ણવોને શ્રીવલ્લભવાક્સુધાનું પાન કરાવી,

પાછા સોમવારે પૂના નોકરી કરવા જતા અને આ તો પુષ્ટિમાર્ગ એટલે સેવા જ મુખ્ય, તેમ માનનાર એવા તે એક પાઈ પણ ખર્ચની લેવાની આશા રાખતા નહિ, અને પોતાના જ ખર્ચે આવતા જતા. આવી તેમની સંપ્રદાયના સિદ્ધાન્તપ્રચાર કરવાની હાર્દિક ધગશ હતી.

આ અદ્વિતીય પરમ ભગવદીય અને વિદ્વાનને તેમના સ્મારક તરીકે શું પ્રિય હોય ? તે સર્વે વૈષ્ણવ જનતાએ વિચારવું જોઇએ. તેમના તરફથી કિંચિત પણ જ્ઞાન પ્રાપ્ત કરનારની શી ફરજ હોવી જોઈ એ ? જે વ્યક્તિએ પોતાનું સર્વસ્વ શ્રીસુબોધિનીજી, અણુભાષ્ય, નિબંધ વગેરેને માનીને શ્રીવલ્લભાધીશની વાણીનોજ પ્રચાર કરવો એ જ ધ્યેય રાખેલ, અને તેમના તે તે ગ્રંથોના પ્રવચનસમયે શ્રોતાઓને જાણે કે શ્રીવલ્લભાધીશ જ તેમના હૃદયમાં બિરાજી ઉપદેશ આપતા હોય તેવા રસાનંદ આપનારને શું પ્રિય હોય ? તેમના પ્રત્યેનું ઋણ આપણે કેવી રીતે અદા કરી શકીયે ? તે તો તેમને પગલે ચાલીને જ, તેમના વિચારોને અમલમાં મૂકીને જ અદા કરી શકીએ તે વિચારીયે.

૧. સંપ્રદાયના મૂલ સિદ્ધાંતગ્રંથો ભણવા અને ભણાવવાની યોજના કરીને.

૨. સંપ્રદાયને તેના મૂલ સિદ્ધાન્તોથી જ વિભૂષિત કરીને, તાર્કિક સિદ્ધાન્તો ઉપજાવી કહાડયા સિવાય સંપ્રદાયના રહસ્યને સમજાવીને અને પુષ્ટિમાર્ગની વિરુદ્ધ મતો જે પોતાના હૃદયમાં ઘુસી ગયા હોય તે તરતજ કહાડી નાખીને.

૩. તેઓ પુષ્ટિમાર્ગની બન્ને સેવા ( નામ અને રૂપ ) મુખ્ય માનતા અને તે બન્નેનો અન્યોન્યસંબંધ હોવાથી નામસેવાના તેમના અતિમાનીતા કાર્યને તથા અધુરા રહેલ સંસ્કૃત ગ્રંથો છપાવવાની, છપાયલાનાં ભાષાંતર કરાવી પ્રકટ કરાવવાની યોજનાઓ રચીને.

૪. તેઓએ જેમ નિઃસ્વાર્થ જુજ સમયમાં ઘણાઓને પુષ્ટિમાર્ગનું તત્ત્વ સમજાવ્યું તેમ દરેક વિદ્વાનો આળસ તજીને મોટાઇપણાના મદને તિલાંજલિ આપી જનસમૂહ સાથે ભેગાય મૂલભૂત એવા ગ્રંથોનું શ્રવણ કરાવવું, મનન કરાવવું અને તે શ્રવણ મનન કીર્તન કાયમ રહે તેમ પ્રબંધ કરીને.

૫. આ ઉપરાંત ખાસ એટલું તો અવશ્ય કરવું જ જોઈએ, જે તેમણે વખતોવખત સભાઓમાં આપેલાં ભાષણો અને જુદા જુદા પત્રોમાં જે જે લેખોમાં સિદ્ધાન્તના ઉપદેશો આપેલા છે તે સંગ્રહ કરીને એક ગ્રંથરૂપે તેમના ટુંક જીવનચરિત્ર સહિત પ્રકટ કરવા જોઇએ. જેથી તે વાંચતાં સર્વને તેમનાં સ્મરણો કાયમ રહે અને આપણને અમૂલ્ય લાભ થાય.

આ રીતે આપણે તેમનું યોગ્ય સ્મારક કરી શકીએ અને તે માટે પૂજ્યપાદ ગોસ્વામી શ્રીગોકુલનાથજી મહારાજશ્રીએ પણ માધવબાગની સભામાં તેમનું સ્મારક જળવાઈ રહે તેવી યોજના કરવા આજ્ઞા કરી છે તો હવે, વૈષ્ણવો તે આજ્ઞાનો અમલ જેમ બને તેમ જલ્દી કરવાને પોતાની ફરજ ચૂકશે નહિ એમ આશા રાખું છું.

સંસારરૂપી ભવસાગરમાંથી તરવાને પુષ્ટિમાર્ગરૂપી નૌકા બતાવનાર અને અસંખ્ય દોષોથી ભરપૂર એવાને શ્રીપુષ્ટિમાર્ગીય શ્રીકૃષ્ણચંદ્રનું સ્વરૂપજ્ઞાન આપી તેમની ચરણભક્તિનું તેમજ મુખારવિંદ ભક્તિનું સ્વરૂપ સમજાવી પુષ્ટિમાર્ગીય લીલાસૃષ્ટિ પર્યન્તનું શુદ્ધ જ્ઞાન આપી મર્યાદામાર્ગમાં પડતો બચાવી પ્રભુના અનુગ્રહને મેળવવા યોગ્ય કરનાર એવા પરમ પૂજ્ય શાસ્ત્રીજી મહારાવ ગણપતિરામને સાષ્ટાંગ પ્રણામ કરતો અત્ર વિરમું છું.

# प्रो. मन्नलाल शास्त्रीनो गोलोकवास

( અંજલી અર્પનારઃ શ્રી. ધીરજલાલ સાંકળીયા બી. એ. એલ.એલ. બી. )

સકલશાસ્ત્રસંપન્ન પરમ ભગવદીય શાસ્ત્રી મન્નલાલ ભૃગુકચ્છમાં સંવત ૧૯૩૦ ના માર્ગશીર્ષમાં કૃષ્ણ ચતુર્થીએ જન્મ્યા હતા, એમના કુટુમ્બનો પુષ્ટિમાર્ગ સાથે પ્રથમથીજ સંબંધ હતો અને ભરૂચમાં પુરાણી તરીકે એ કુટુંબ પ્રસિદ્ધ હતું. મંદિરમાં શ્રીમદ્‌ભાગવત શિક્ષાપત્ર વગેરે એમના પિતા ઘણા વખતથી વાંચતા હતા. નાનપણમાંજ ઋગ્વેદનું અધ્યયન એમણે કર્યું હતું. શ્રીગોકુલનાથજીના વૈષ્ણવોનો એમના ગૃહ સાથે પ્રથમથી સંબંધ હોવાને લીધે તેમની અનન્યતા વગેરે સદ્‌ગુણો અને પુષ્ટિમાર્ગનો આગ્રહ એમને જન્મથીજ હતો. ગોસ્વામી બાળકોના પ્રસંગમાં પ્રથમથીજ બહુ આવેલા અને સંપ્રદાયની પ્રાચીન પ્રણાલિકાનું એમનું જ્ઞાન અદ્વિતીય હતું, અને સંપ્રદાયના શ્રીસુબોધિની અણુભાષ્ય, પ્રસ્થાનરત્નાકર વગેરે સર્વે આકર ગ્રંથો એમને હસ્તામલકવત્ હતા. આજે એમની ખોટ પૂરનાર વિદ્વાન સંપ્રદાયમાં એક પણ નથી.

**અભ્યાસ**—ઈ. સ. ૧૮૯૧ માં સાલમાં વડોદરા કોલેજમાં પ્રીવીયસ કલાસમાં એઓ હતા ત્યારે, એમની સાથે મારો વિશેષ સંબંધ થયો. ધર્મસંબંધી મારે એમની સાથે ચર્ચા થતી, અને પુષ્ટિમાર્ગના રહસ્યનું જ્ઞાન એમનાદ્વારાજ મને પ્રાપ્ત થયું. એમની સાથે શૃંગારરસમંડન વાંચ્યું અને ત્યાર પછી અણુભાષ્યના આનંદમયાધિકરણ, લિંગભૂયસ્ત્વાધિકરણ અને ચતુર્થાધ્યાય વાંચ્યા. અને વિદ્વન્મંડનમાંથી નિત્યલીલાવાદ વાંચ્યો. ઇ. સ. ૧૮૯૭માં એમને અંગ્રેજીની ફેલોશીપ વડોદરા કોલેજમાં મળી અને પછી કલકત્તા યુનિવર્સિટીની એમ. એ. ની પરીક્ષા પાસ કરી. કલકત્તાના બાબુ દામોદરદાસ સાથે એઓ બહુ સારા સંબંધમાં આવેલા. દુકાલ વખતે તેઓ સ્પેશ્યલ ઓફીસર નીમાયા હતા. તે વખતે ઘણુંજ સુંદર કામ કરવાથી ઉપરી સાહેબોના બહુ સારાં સર્ટીફીકેટો મળ્યાં હતાં.

**શિક્ષણની સરળતા**—સ્કુલમાં વિદ્યાર્થીઓને સંસ્કૃત બહુજ સરલ પદ્ધતિથી શીખવતા હતા, અને કેટલીક વખત પોતાને ગૃહે તેમને સર્વેને બોલાવી અભ્યાસમાં બહુજ સહાય કરતા—તેમના પર પુત્ર જેવોજ ભાવ રાખતા. સોલીસીટર ત્રિભુવનદાસ માલવીના પુત્ર ચિ. શાંતિલાલને પણ ઘણોજ શ્રમ લઈ કોલેજનું શિક્ષણ આપતા, અને મર્હુમ હાઈકોર્ટ જજ સર લલ્લુભાઇ આશારામ શાહને ત્રણ ચાર માસમાં સંસ્કૃત શીખવી હિંદુ લૉ જાતે સ્મૃતિઓમાંથી વાંચી શકે એટલું જ્ઞાન ટુંક સમયમાં એમને કરાવ્યું હતું. ડીરેકટર ઓફ પબ્લીક ઈન્સ્ટ્રકશન સાથે ટકરાણ લઇ પોતાને સરકારી નોકરીમાંથી પ્રમોશનમાં અન્યાય થયો છે એમ સિદ્ધ કરી આપવાથી તેમણે એમને ડક્કન કોલેજમાં સંસ્કૃતના પ્રોફેસર તરીકે મોકલ્યા હતા. ત્યાં પોતાના ઉત્તમ જ્ઞાનથી અને સારી શીખવવાની પદ્ધતિથી પ્રોફેસરો તથા વિદ્યાર્થીઓની બહુ સારી પ્રીતિ સંપાદન કરી હતી, અને જ્યારે સરકારી નોકરીમાંથી રીટાયર્ડ થયા ત્યારે એમને બહુજ સારૂં માનપત્ર પુનામાં આપવામાં આવ્યું હતું. ગરીબ વિદ્યાર્થીઓને તથા કન્યા–વિદ્યાર્થિનીઓને પણ પોતે બહુજ મદદ કરતા અને પુસ્તકો તથા અન્ય સહાય પણ ઘણી આપતા. વિદ્યાપ્રિય એટલા બધા હતા કે નિઃસ્પૃહ સંન્યાસીને શાંકરભાષ્ય પણ પોતે એ કદર શાંકર હોય તેમ ભણાવતા.

**ધાર્મિક પ્રવૃત્તિ**—પુનામાં પોતે સુરતવાળા ગોસ્વામીશ્રીવ્રજરત્નલાલજીના મંદિરમાંજ ભાડે રહેતા, અને પુનાના વૈષ્ણવોની બહુ સારી પ્રીતિ સંપાદન કરી હતી. પોતે જ્યાં હોય ત્યાં કથાવાર્તા તો નિત્ય થાયજ. પોતે ડેક્કન કૉલેજના પ્રોફેસર હતા, તે સમયે દર અઠવાડીએ પોતાને ખરચે પૂનેથી મુંબઈ આવી ભાટિયા મહાજન વાડીમાં ગીતાનું પ્રવચન કરતા, અને સંપ્રદાયની ઉન્નતિને માટે અત્યંત પ્રયાસ કરતા. "પત્રાવલંબે પંડિત જીત્યા" એ શ્રી વલ્લભાચાર્યના પત્રાવલંબન ગ્રંથ પર માધવબાગમાં આઠ દિવસ સુધી લાગલાગત ભાષણો આપ્યાં હતાં, અને ગુજરાતી પણ જે ન સમજી શકે તેને અત્યંત સરળતાથી આ ક્લિષ્ટગ્રંથ સમજાવી વૈષ્ણવનાં ચિત્ત પ્રસન્ન કર્યાં હતાં. પ્રિન્સેસ સ્ટ્રીટ તથા નરનારાયણના મંદિરમાં શાંકર તથા વાલ્લભ વેદાંતની સરખામણીના કેટલાંક ભાષણો કરી તેને છપાવ્યાં પણ હતાં.

એમના પ્રથમ પત્ની ઉત્તમ વૈષ્ણવ કુટુંબના હતાં, તે નાનપણમાંજ ભગવદ્ચરણ પ્રાપ્ત થયા હતાં. ત્યાર પછી અમદાવાદના એક સ્ટેટ કારભારી કુટુંબની કન્યાની સાથે એઓના લગ્ન થયાં હતાં, તેમનાથી એમને બે પુત્રીઓ થઇ. તેમાંની એકના લગ્ન પ્રો. ગોવિંદલાલ ભટ્ટ સાથે છે, અને બીજીનાં લગ્ન હાલજ કર્યાં છે. પુત્ર તો નાનપણમાંજ હરિશરણ થયો હતો, અને એમનાં પત્ની પણ થોડા વર્ષ પર હરિશરણ થયાં હતાં. એમના પ્રયાસથી ઘણા વર્ષ પર વૈષ્ણવ પરિષદ શરૂ થઇ હતી, પણ પાછળથી કેટલાક વિરોધને લીધે તે બંધ પડી છે.

**પુષ્ટિમાર્ગનો પ્રકાશ**—જ્યાં જ્યાં મગ્નલાલ શાસ્ત્રી હોય ત્યાં પુષ્ટિમાર્ગનો પ્રકાશ ઝળકી રહેતો. કરસનદાસ જયંતિ વખતે પુષ્ટિમાર્ગના વિરોધીઓને ઉત્તર હાઇકોર્ટના વડા જજના પ્રમુખપણાં નીચે ટાઉન હૉલની ભવ્ય સભામાં એવી સુંદર અને આકર્ષક રીતે આપ્યો હતો કે વડા જજે પણ એમના બહુ વખાણ કર્યાં હતાં. વડોદરાના મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડે એમને ખાસ બોલાવી પુષ્ટિમાર્ગ વિષે પોતાની સમક્ષ બે ત્રણ ભાષણો કરાવ્યાં હતાં. ગોસ્વામી શ્રીઅનિરુદ્ધલાલજીને અણુભાષ્યના બે અધ્યાયનો બહુજ સુંદર અભ્યાસ, અત્યંત શ્રમ લઇ એમણે કરાવ્યો હતો, અને સુરતના ગોસ્વામી શ્રીવ્રજરત્નલાલજીને પણ પોતે અભ્યાસમાં સહાય કરતા. એમના રીટાયર્ડ થયા પછી કોઈ પણ ગોસ્વામી બાળકે એમને પોતાના પુત્રોના શિક્ષણ માટે રાખ્યા નહિ, એમના મનને તો એ ઉત્તમોત્તમ સંપ્રદાયની સેવા હતી, અને પોતે અતિ આનંદથી વિના શુલ્ક કરત. છેલ્લે છેલ્લે થોડા દિવસ પર ચિ. શ્રીદીક્ષિતજીને અણુભાષ્યમાંથી તત્તુ સમન્વયાત્ સૂત્ર પરના શાંકર અને વાલ્લભ ભાષ્યનો પરિચય કરાવ્યો હતો.

પુષ્ટિમાર્ગની બધી તરફથી પડતી તો આવી છેજ. અજ્ઞાનથી, ટુંકી નજરની વર્તણુકથી વિદ્વાન વૈષ્ણવો તરફ બતાવાતી બેદરકારીથી એવા ઘણાં કારણોને લીધે સંપ્રદાય હાલહવાલ સ્થિતિમાં આવી ગયો છે. એવે સમયે આવા એક અત્યંત વિદ્વાન અને પુષ્ટિમાર્ગમાં પૂર્ણ નિષ્ઠાવાળા અદ્વિતીય વૈષ્ણવના અચાનક, સ્વપ્નમાં પણ અસંભવિત, એકાએક જતા રહેવાથી પુષ્ટિમાર્ગને જે ખોટ ગઈ છે તે પુરાય એવી નથીજ. ('વિશ્વદર્શન' તા. ૨૨-૭-૩૫)



# जीवनचरित्र

( શ્રે. વે. શા. સં. ચીમનલાલ હ. શાસ્ત્રી, સુરત. )

શાસ્ત્રીજી મગનલાલ પુષ્ટિસંપ્રદાયના અગ્રગણ્ય વિદ્વાન્ અને એક કરોડ વૈષ્ણવના બાહોશ નેતા હતા. ભારતમાં સાક્ષરોની ગણનામાં તેમનું નામ મૌલિક હતું. શાસ્ત્રીજીનો આશરે ૬૨ વર્ષની વયે ગોલોકવાસ તા. ૧૮-૭-૩૫ ને ગુરુવારે ભરૂચમાં અચાનક હૃદય બંધ પડી જવાથી થયો છે, અને તેથી તદ્વિયોગજન્ય શોકની ભારી છાયા ફેલાઈ ગઈ છે. શાસ્ત્રીજીએ સંપ્રદાયની અમૌલિ સેવા બજાવી છે. તેમના પિતા ભરૂચના વતની હોવા છતાં સુરતના આચાર્યો સાથે ગાઢો સંબંધ હતો. શાસ્ત્રીજીનામાં સાંપ્રદાયિક સંસ્કારોને જાગૃત કરનારા તેમના પિતાજ હતા.

**સંપ્રદાયની સેવા**—આરંભમાં શાસ્ત્રીજી મગનલાલે ગો. શ્રી-૬ શ્રીનૃસિંહલાલજી મહારાજશ્રીની આજ્ઞાથી શુદ્ધાદ્વૈતમાર્તંડનો ઉપોદ્ઘાત લખ્યો અને તેમાં પોતાની વિદ્વત્તાનું ઓજસ્ અન્ય મતોનું તુલનાત્મક પ્રદર્શન કરીને પ્રકટ કર્યું. ઉપોદ્ઘાતમાં ભાષ્ય, સુબોધિનીજી આદિ આકર ગ્રંથોનો સાર દર્શાવવાથી ગો. શ્રીનૃસિંહલાલજી ઘણાજ પ્રસન્ન થયા. આ વખતે શાસ્ત્રીજી વડોદરા કોલેજમાં ફેલો તરીકે નિમાયા હતા. તત્ત્વદીપિકા ટીકા સાથે ગીતા શ્રીઘનશ્યામલાલજીના સંબંધથી પ્રસિદ્ધ કરી તેમાં સંસ્કૃત ઉપોદ્ઘાત લખ્યો છે.

શાસ્ત્રીજી મુંબઇ આવ્યા બાદ ખખ્ખર બિલ્ડીંગમાં રહેતા હતા; અને મુંબઇમાં એલ્ફીન્સ્ટન હાઇસ્કૂલમાં જોડાયા. બાદ આખા સંપ્રદાયનું નેતૃત્વ અલ્પ સમયમાં તેમના હાથમાં આવી ગયું હતું, તેમાં મુખ્ય ત્રણ કારણો હતાં. "પુષ્ટિભક્તિસુધા" માસિક પ્રકટ કર્યું અને તેમાં સારા ઉત્તમ લેખો ઉપરાંત સંપ્રદાયના સુધારક તરીકે અને સંપ્રદાયને શું જોઇએ છે, તેવા માર્ગદર્શક લેખો લખી સાંપ્રદાયિકોને જાગૃત કર્યા. બીજું સંપ્રદાયમાં સાહિત્યની જે ઉણપ હતી, તે પ્રાચીન સાહિત્યસમૂહ પ્રકટ કરી, અનુવાદ કરી, જનતા સમક્ષ મૂકયો, તેથી લોકો સાહિત્યપ્રેમી બન્યા.

આ કારણોનો લાભ લઇ તેમણે વૈષ્ણવપરિષદ પ્રકટ કરી અને ભારતના જુદા જુદા સ્થળોમાં તેનાં અધિવેશન ભરી આખા ભારતના વૈષ્ણવોમાં તેને લોકપ્રિય સંસ્થા બનાવી. આ કાર્યમાં ગો. આચાર્યો અને વિદ્વાનો તેમજ સંભાવિત ગૃહસ્થોએ સહાય આપી; જેમાં ગો. શ્રીજીવનલાલજી મહારાજ પોરબંદર, ગો. શ્રીઅનિરૂદ્ધલાલજી નડિઆદ, ગો. શ્રીવ્રજરત્નલાલજી મહારાજ સુરત, ગો. શ્રીગોકુલનાથજી મહારાજ મુંબઇ અને ગો. શ્રીગોપાલલાલજી મહારાજ મથુરા વિગેરે હતા. વિદ્વાનોમાં શ્રી. મૂળચંદ તેલીવાળા, રા. સાંકલીઆ, રા. વાડીલાલ અને શાસ્ત્રીમંડળી હતું, આ પ્રકારે સંપ્રદાયમાં જાગૃતિ આણવાનું માન તેમનેજ ઘટે છે.

શાસ્ત્રીજી પાસે કેટલાક ગો. બાલકોએ અને આંગ્લભાષાશિક્ષિત તેલીવાળા પ્રભૃતિએ અને કેટલાક શાસ્ત્રીઓએ અભ્યાસ કરેલો છે, કે જેઓ હજુ સુધી પણ તેમનાં મુક્તકંઠે ગુણગાન ગાય છે. શાસ્ત્રીજીએ અણુભાષ્યપ્રદીપ, સુબોધિનીજી તથા બીજા અનેક અપ્રસિદ્ધ ગ્રંથો અનુવાદ સાથે પ્રસિદ્ધ કર્યા છે. તેઓની બદલી જ્યારે પુના ડેક્કન કોલેજના પ્રોફેસર તરીકે થઇ ત્યારે માસિક વિગેરે કાર્યનો ભાર તેમના સન્મિત્રોને શિરે આવ્યો, અને પરિણામે માસિકમાં તેમના સન્મિત્રો પૈકી એક મિત્રે ( રા. ધીરજલાલ સાંકલીયાએ ) સાધનતા નિઃસાધનતાની-ચર્ચા

શાસ્ત્રીજીની સામે શરૂ કરી અને ત્યારથી તેમનો મિત્રો સાથે સિદ્ધાંત વિષે મતભેદ પડયો. અંતે શાસ્ત્રીજીએ માસિકનું તંત્રીપદ હાથમાં લઈ સાધનવાદનો સચોટ જવાબ આપ્યો. તેઓ નિવૃત્ત થયા પછીથી તો કેવળ સાંપ્રદાયિક સેવામાં જ પોતાનું જીવન વ્યતીત કરતા હતા.

**વક્તૃત્વ તથા લેખન**—શાસ્ત્રી એક પ્રખર વક્તા હતા. તેમનું ભાષણ ઘણું સ્પષ્ટ, સરળ અને આકર વિષયને પણ ઘણી સરળતાથી સમજાવે એવું હતું. પરંતુ લખાણ તેટલુંજ કઠિન, ગૂઢભાષી અને ઉચ્ચતમ ભાષામાં લખતા હતા. તેઓ કહેતા હતા કે હું વિદ્દ્ભોગ્ય લેખો લખીશ. મારી પાછળ તેને સરળ કરનાર ઘણા થશે. તેમનાં સુબોધિની ઉપરનાં પ્રવચનો પુના, મુંબઇ, વડોદરા, સુરત, મથુરા, કાશી, ભરૂચ, વિગેરે અનેક સ્થળોએ થએલાં છે અને પુનેથી પોતાને ખર્ચે અઠવાડીઆમાં બે વાર મુંબઇ મહાજનવાડીમાં પ્રવચન કરવા આવતા હતા.

**સ્વભાવ**—તેઓ સ્વભાવે સત્યવક્તા હોવાથી ઉગ્ર લાગતા હતા, પણ તેટલાજ પ્રેમાળ હતા. ગોસ્વામી આચાર્યોને પૂજ્ય માનવા છતાં પણ સત્ય વદવામાં જરાએ અચકાતા નહોતા, સ્વાગત અને આતિથ્ય તેમનો સહજ સ્વભાવ હતો, પ્રતિવાદી પ્રતિ પ્રતિવાદિભિયંકર જ હતા. "મહાપુરુષોનાં હૃદય કુસુમથી કોમળ અને વજ્રથી પણ કઠિન હોય છે" એ ભવભૂતિના કથન મુજબ એમનામાં હતું.

**અનુકરણીય ગુણો**—તેમની પાસે ખરી શિખવા લાયક વસ્તુ અનન્યતા હતી. તેમણે કદિ પણ અન્યાશ્રય કર્યો નથી એટલુંજ નહીં પણ શ્રીમહાપ્રભુજીમાં અચળ વિશ્વાસ હતો અને હરિરાયજીવત્ શ્રીમહાપ્રભુજીનેજ પોતાનું સર્વસ્વ માનતા હતા. પ્રોફેસર હોવા છતાં કોલેજ કે કોલેજના મેળાવડા વિગેરેમાં ભવ્ય તિલક કરીને જ જતા હતા. તેઓનો પહેરવેશ સાદો, આકૃતિ તેજસ્વી અને નિરોગી, ગૌર શરીર, શુકનાસિકાવાળી સહાસ્ય મુખાકૃતિ, કંઠ પાનગો અને તીવ્ર. એમ ભગવદીય સ્વરૂપથી શ્રીમહાપ્રભુજીનો તેમના હૃદયમાં જરૂર અંશાવેશ બીરાજતો હતો. તેમની પાછળ બે પુત્રી સિવાય કોઇ પણ પુત્રસંતતિ નથી. તેમના જમાઈ વડોદરા કોલેજના પ્રોફેસર ગોવિંદલાલ ભટ્ટને અમારી નમ્ર વિનંતિ છે કે તેઓ શાસ્ત્રીજીના આશય ફલીભૂત કરશે; અને સારૂં સ્મારક તેમની પાછળ સ્થિર કરે, કે જે વાઙ્મય હોય—એજ.

## શ્રી. મ. શાસ્ત્રીની નામસેવા

શ્રી. મગનલાલ ગણપતિરામ શાસ્ત્રીના રચેલા, સંપાદિત કરેલા સંપ્રદાયના ગ્રંથોની યાદી.

(૧) ગાયત્રીભાષ્યાદિ; સાત ટીકા અને ગુજરાતી ભાષાનુવાદસહિત (સં-ગુ). (૨) શ્રીમદ્ભગવદ્ગીતા, તત્ત્વદીપિકાદિ સહિત (સં). (૩) પાઠભેદ અને મતમતાંતર સહિત બ્રહ્મસૂત્ર (સં), (૪) બ્રહ્મસૂત્ર-અણુભાષ્ય-ઇચ્છારામભટ્ટકૃત પ્રદીપ ટીકા સાથે (સં), (૫) જૈમિનીસૂત્ર ભાવાર્થપાદ ભાષ્ય (સં), (૬) „ „ „ „ વિવરણ (સં), (૭) શ્રીમદ્ભાગવત સૂક્ષ્મ ટીકા પ્રથમ શ્લોકત્રય (સં), (૮) શ્રીમદ્ભાગવત દશમ સ્કંધ સુબોધિની જન્મપ્રકરણ પહેલા ચાર અધ્યાય સર્વસામગ્રીસહિત, (૯) શ્રીમદ્ભાગવત દશમસ્કંધ સુબોધિની પ્રથમાધ્યાયનો ગુજરાતી અનુવાદ, (૧૦) શ્રીમદ્ ભાગવત સુબોધિની તામસ પ્રમાણ પ્રકરણ (અ. ૫. ૧૧) (સં), (૧૧) શ્રીમદ્ભાગવત સુબોધિની તામસ પ્રમાણ પ્રકરણ પ્રકાશ (સં), (૧૨) વેણુગીત સુબોધિની સર્વસામગ્રીસહિત, (૧૩) વેણુગીત સુબોધિની ગુજરાતી ભાષાંતર, (૧૪) શ્રીગોપિકાગીત સુબોધિની અનુવાદ (ગુ), (૧૫) વેદસ્તુતિસૂક્ષ્મ ટીકા, અનુવાદ સાથે (સં-ગુ.) (૧૬) પત્રાવલમ્બન, (સં), (૧૭) શ્રીવલ્લભાષ્ટકટીકા (સં), (૧૮) શ્રીસર્વોત્તમસ્તોત્રટીકા (સં) (૧૯) પ્રસ્થાનરત્નાકર (સં), (૨૦) શુદ્ધાદ્વૈતસિદ્ધાંતપ્રદીપ (સં), (૨૧) સ્મૃત્યર્થ (સં), (૨૨) અધિ-

કરણસંગ્રહ નિર્ભયરામ ભટ્ટ વિરચિત (૨૩) શાંડિલ્યભક્તિસૂત્ર-ભાષ્ય-મુરલીદાસનું રચેલું. અનુવાદ સાથે, (૨૪) શ્રીભાગવત-દશમ-તામસપ્રમેયપ્રકરણ સુબોધિની (૨૫) શ્રીભાગવત દશમ—તામસ પ્રમેય પ્રકરણ સુબોધિની પ્રકાશ. (૨૬) શ્રીભાગવત તામસ સાધન પ્રકરણ, સુબોધિની શ્રીયુગલગીત સુબોધિની અનુવાદ સહિત; (૨૮) શ્રીયુગલગીત એકલો ગુજરાતી અનુવાદ (૨૯) શ્રીભ્રમરગીત સુબોધિની ગુજરાતી અનુવાદ સાથે (૩૦) શ્રીભાગવત દશમ સ્કંધ પ્રથમ જન્મ પ્ર. અને દ્વિતીય તામસ પ્રકરણ સુબોધિનીની કારિકા, (૩૧) એજ કારિકાનો અર્થ, (૩૨) ષોડશ ગ્રંથ, (૩૩) ષોડશ ગ્રન્થો. કારિકા સાથે રાસ પંચાધ્યાયી, વેણુ-ગોપિકા યુગલ ભ્રમરગીતના સુબોધિની, (૩૪) પુષ્ટિપ્રવાહમર્યાદાભેદ, શ્રીગોકુલેશવિરચિત વિવૃતિ સહિત ગુજરાતી ભાષાંતર સાથે, (૩૫) મુરલીધરદાસ વિરચિત શ્રીવલ્લભાચાર્યચરિત્ર ગુજરાતી અનુવાદ સાથે, (૩૬) An Examination of Samakara's Rofutation of the Samkhya System.

### "પુષ્ટિભક્તિસુધા" માં પ્રસિદ્ધ કરેલા સંસ્કૃત ગ્રન્થો

(૧) શ્રીબ્રહ્મોપનિષદર્થસંગ્રહ, (૨) પ્રપંચવાદ, (૩) પ્રતિબિમ્બવાદ, (૪) સ્વરૂપસિદ્ધિવાદ, (૫) વાદકથા, (૬) ભક્તિરસવાદ, (૭) વિપ્રવાદ, (૮) પ્રપંચસંસારભેદ, (૯) ભેદાભેદસ્વરૂપનિર્ણય (૧૦–૧૨) ખ્યાલાપનવિધ્વંસવાદ, (૧૩) મુક્તિ રહસ્ય, (૧૪) કૃષ્ણાશ્રયચતુઃશ્લોકી, (૧૫) શ્રી ગુસાંઈજીનાં પત્રો, (૧૬) ચતુર્ભુજસ્વરૂપવિયોગ, (૧૭) ભક્તિજીવન, (૧૮) શ્રીગુસાંઈજીના સેવા શ્લોક, (૧૯) શ્રીહરિરાયજીકૃત શ્રીગોકુલેશાષ્ટક, (૨૦) શ્રીગિરિધરાષ્ટક, (૨૧) શ્રીમુકુન્દરાયાષ્ટક, (૨૨) કાશીવાલા શ્રીજીવનલાલજી કૃત શ્રીયમુનાષ્ટક, (૨૩) ચૌરગ્લનસ્તોત્ર (૨૪) શ્રીમદ્વલ્લભાચાર્યનું ધ્યાન.

### પુષ્ટિસુધામાં છપાયલા લેખો ઈત્યાદિ

(૧) મારૂં પત્ર, (૨) શાસ્ત્રાન્તર, (૩) મોતીલાલભાઈને મારૂં પત્ર, (૪) વસન્તરામને ઉત્તર, (૫) શ્રીવ્રજરત્નલાલની આજ્ઞાવિષયક પત્ર, (૬) ભક્તિમાર્ગનાં પ્રથમ શરણ કે લોકાદિત્યાગ (૭) અમતલ વક્તા કોણ ? (૮) પાવડીઆ શબ્દની મીમાંસા. (૯) પુષ્ટિમાર્ગ અને શ્રાદ્ધ, (૧૦) શ્રીહરિરાયજી અને શ્રાદ્ધ,(૧૧) પુષ્ટિમાર્ગ અને યજ્ઞોપવીત, (૧૨) ભગવત્કથાનું શ્રવણ કોણે કરવું ? (૧૩) નિરસાધનતા, (૧૪) વસન્તપ્રપંચ, (૧૫) શ્રીમત્પ્રભુપ્રાકટ્યહેતુનિર્ણય, (૧૬) શ્રુતિગીતાતાત્પર્યપરિચય.

### પુષ્ટિભક્તિસુધાના ગુજરાતી લેખો વગેરે

(૧) શ્રીસ્વામિનીપ્રાર્થના, (૨) રાધાપ્રાર્થના, (૩) ભક્તિમાર્ગમાં પુષ્ટિમાર્ગપર્ણ, (૪) ભૂમિકા સાથે અણુભાષ્યના અનુવાદનો આદર્શ, (૫) બ્રહ્મસૂત્રનો અક્ષરાર્થ, (૬) અધિકરણ સંગ્રહનો અનુવાદ, (૭) પૂર્વમીમાંસાકારિકા, (૮) ગીતાતાત્પર્ય, (૯) પુષ્ટિમાર્ગીય ચાર ચતુઃશ્લોકીઓ, (૧૦) ભાગવતશાસ્ત્રતાત્પર્ય, (૧૧) ભગવત્પીઠિકા, (૧૨) ભગવત્પીઠિકાપૂર્વપ્રકરણ, (૧૩) વિદ્ગાવલોકન, (૧૫) પરસુરણ વ્યાખ્યાનો, (૧૬) હરિપ્રિયા, (૧૭) આર્દ્ર અને આર્ત.

### જયકૃષ્ણદાસ ગ્રંથમાળા

(૧) ન્યાયાદેશ, (૨) સિદ્ધાંતરહસ્યપરિચાયક, (૩) વેદસ્તુતિ, (૪) શ્રીહરિરાયજીનો પ્રાકટ્યોત્સવ, (૫) શ્રીપુરુષોત્તમજીનો પ્રાકટ્યોત્સવ.

### છપાતા ગ્રંથો

(૧) શ્રીમદ્ભાગવતદશમસ્કંધ રાજસ પ્રમાણ પ્રકરણ લેખ સાથે. (૨) દશમસ્કંધનું ધર્મપ્રકરણ, (૩) દશમસ્કંધની યોજના, (૪) દશમસ્કંધકારિકાર્થ, (૬) તામસફલપ્રકરણનો ગુજરાતી અનુવાદ (૭) શ્રીટિપ્પણીજીનો અનુવાદ, (૮) એકાદશ સ્કંધનો પ્રકાશ, (૯) અણુભાષ્યનો શબ્દાર્થ, (૧૦) ભાગવતના દરેક પાદની સૂચિ "ગુજરાતી" તા. ૪-૮-૩૫

# स्मरणांजलि

( લે. શ્રી. રામપ્રસાદ શિવશંકર વ્યાસ B. A. મામલતદાર અને ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ. )

સને ૧૯૧૯ માં બ્રિટિશ લશ્કરના હિસાબી ખાતામાં પુના ખાતે મારી નીમણુંક થઇ હતી. તે વખતે સદ્દગત મગ્નલાલ શાસ્ત્રીજીના સમાગમમાં આવવાનો અવસર મને પ્રાપ્ત થયો હતો તે વખતે હું તાજેજ ગ્રેજ્યુએટ થયો હતો અને પુનાથી તદ્દન અપરિચિત હતો અને તેથી તેઓ તરફથી મને વારવાર જે સલાહ તથા મદદ મળતી તે અમૂલ્ય હતી. શાસ્ત્રીજી તે વખતે પુનાની ડેક્કન કોલેજમાં સંસ્કૃતના આસી. પ્રોફેસર હતા. પરંતુ મેં જોયું કે તેઓશ્રી નિરભિમાની ભગવદ્ધર્મપરાયણ, શાન્ત અને સાદું જીવન ગાળતા હતા. ત્યારબાદ કેટલાંક વરસો પછી તેઓ અમદાવાદમાં મળેલી ટોળક મહાસભાના પ્રમુખ તરીકે નીમાયા હતા. મહાસભાનું અધિવેશન પ્રેમાભાઈ હોલમાં ભરાયું હતું તે વખતે હું પણ હાજર હતો. જ્ઞાતિસુધારણાના ગૂઢ અને વિકટ પ્રશ્નો ત્યાં ચર્ચાયા હતા. આવા સંમેલનોમાં હંમેશાં વિરોધી વાતાવરણ જોવામાં આવે છે. પરંતુ આ સભામાં તેવું કાંઈ હતું નહીં. ઉલટું શાસ્ત્રીજીની ગંભીરતા તથા કુનેહથી જ્ઞાતિના કેટલાક મહાન પ્રશ્નોનો સહેલથી ઉકેલ થઇ શકયો હતો. ટોળક મહાસભાની આવી સુંદર મીટીંગ પ્રથમ કોઇ વખત મેં જોઇ નહોતી. અમારી જ્ઞાતિમાં અત્યાર સુધીમાં મેં ફક્ત બેજ વિદ્વાનો જોયા છે. એક વડોદરાના વિદ્યમાન શ્રી છોટાલાલ નરભેરામ ભટ્ટ જેઓ ગુજરાતી ભાષાના સાક્ષર, તથા વિદ્વાન તરીકે શ્રીમાન્ શાસ્ત્રીજી હતા. બી એ. માં મારો વિષય સંસ્કૃત હતો અને મેં યથાશકિત ધર્મ તથા તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો છે. શ્રીમાન્ શાસ્ત્રીજી સાથેના સમાગમમાં મારા જોવામાં આવ્યું કે તેમનું ધર્મવિષયનું જ્ઞાન ઉચ્ચ અને અદ્વિતીય હતું. તેઓ જે વિષય ઉપર પ્રવચન કરતા તે ઘણી ટુંકાણમાં તથા સરળ રીતિથી કહેતા. આથી તેઓ જે કાંઈ કહેતા તેને હું તો "સૂત્ર" રૂપેજ માનતો. નિવૃત્તિ પછી પણ તેઓશ્રી આડંબર વિનાનું અને ધર્મ પરાયણ જીવન ગાળતા કે જે તેમની જીંદગીનું મુખ્ય લક્ષ્યબિન્દુ હતું. આ પ્રમાણે તેમનું જીવન જ્ઞાતિબંધુઓને તથા બીજાઓને અનુકરણીય હતુ. તેમના અવસાનથી ટોળક જ્ઞાતિએ એક મહાન રત્ન ગુમાવ્યુ છે કેની ખોટ ઘણા વરસો સુધી પુરી પાડી શકે એમ નથી.

ગોધરા હાઈસ્કુલના અધ્યાપક શ્રી. જયંતીલાલ કવિ B. A. લખે છે કેઃ–" પૃ. શાસ્ત્રીજીના ઓચિંતા અવસાને વૈષ્ણવ સમાજે એક પ્રખર અને સમર્થ સ્વધર્મપરાયણ વિદ્વાન ગુમાવ્યા છે. ટોળક સમાજે આવા વિદ્વદ્રત્નનો સ્વલ્પ પણ લાભ ન લીધો એ મહાખેદનો વિષય છે."

અમદાવાદથી શ્રી. ગોકુલભાઇ ભટ્ટ લખે છે કે, " આપણી જ્ઞાતિ કઈ રીતે આગળ વધે અને તેની ઉન્નતિ થાય તેવા પ્રયાસો કરવામાં ચુક્યા નથી. એવા જ્ઞાતિના સૂર્યરૂપ દીપક શાસ્ત્રીજી મગનલાલભાઈના અવસાનથી જ્ઞાતિનો એક મહાન્ દીપક બુઝાઇ ગયો.

## મહાગુજરાતના સાક્ષરોના ઉદ્ગારો

અમદાવાદથી દિ. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ B. A. લખે છે કેઃ—" ભક્તિભરિત હૃદય અને એમની ધર્મપરાયણતાની મને જે પ્રતીતિ થઇ છે તે હજુ પણ તાજી છે."

કવિસમ્રાટ્ શ્રી. ન્હાનાલાલભાઈ M. A. લખે છે કેઃ—" ગુજરાતને અને ગુજરાતના વૈષ્ણવ સમાજને શાસ્ત્રીજીની જરૂર હતી. સનાતનના થાંભલાઓ પડે છે એમ નથી લાગતું ! દૈવયોગ એ હશે."

કાશીથી હિન્દુ યુનીવર્સિટીના પ્રો. વાઇસચેન્સલર ડૉ. આનંદશંકર ધ્રુવ M. A. LL. B. લખે છે કેઃ—" એથી આપણને સહુને એમની ખોટ પડી છે. એમનો મને ન્યાયમૂર્તિ લલ્લુભાઇને ત્યાં એ આવતા હતા ત્યારનો બલ્કે એથી પણ કાંઈક પૂર્વનો પરિચય હતો."

મુંબાઈથી એડવોકેટ રા. રા. કનૈયાલાલ મુનશી લખે છે કેઃ—" અવસાનના સમાચાર જાણી ખેદ થયો. તેમના કુટુંબીઓને મારા તરફથી આશ્વાસન આપશો."

મુંબાઈથી રાવસાહેબ શ્રી. મગનલાલ ખખ્ખર લખે છે કેઃ—" પોતે વૈષ્ણવ સંપ્રદાયના સ્તંભ તરીકે ઘણી સારી ખ્યાતિ મેળવેલી."

પૂનાની એન્જીનીઅરીંગ કૉલેજના માજી પ્રોફેસર શ્રી. ભાનુશંકર ધનજીભાઈ M. A. લખે છે કેઃ—" સમસ્ત ગુજરાતને એક પ્રભાવશાલી પંડિત, વૈષ્ણવ ધર્મના ઉદ્ધારક તથા વિશાલ હૃદયના મહાનુભાવની ખોટ પડી છે."

સુરતથી શ્રી. મોહનલાલ પાર્વતીશંકર દવે M. A. LL. B. (સંસ્કૃત પ્રોફેસર) લખે છે કેઃ—" આ બનાવથી માત્ર પંડિતવર્ગને જ નહિ, પણ સમગ્ર જનતાને ભારે ખોટ પડશે. એમના જેવા પ્રખર વિદ્વાન, શુદ્ધ સનાતની અને ચુસ્ત વૈષ્ણવ મળવા દુર્લભ છે."

સુરતથી શ્રી. કમળાશંકર પ્રા. ત્રિવેદી B. A. સંસ્કૃત પ્રોફેસર લખે છે કેઃ—" એમના અવસાનથી સમસ્ત ગુજરાતને એક મોટા વિદ્વાનની ખોટ પડી છે.

ભાવનગરથી કૉલેજના તત્ત્વજ્ઞાનના પ્રોફેસર શ્રી ચન્દ્રકાંત ત્રિવેદી લખે છે કેઃ—" સ્વર્ગસ્થનું વિદ્યાવ્યાસંગી જીવન અને મિલનસાર સ્વભાવને લીધે તેઓ અમને એક સ્વજનજેવા જ લાગતા. એમની ખોટ ગુજરાતને સાલશે."

ભાવનગરથી ડૉ. પ્રતાપરાય મોદી M. A. PH. D. લખે છે કેઃ—" શાસ્ત્રીજીની સાંપ્રદાયિક વિદ્વત્તા અદ્વિતીય હતી."

દેવગઢ બારીઆથી હાઇસ્કૂલના હેડમાસ્તર શ્રી ગજેન્દ્રશંકર પંડ્યા, M. A. B. T. લખે છે કેઃ—" શાસ્ત્રીજી વૈષ્ણવ સમાજનું, સંસ્કૃતભાષાક્ષેત્રનું નાક હતા "

જુનાગઢથી શ્રી. શંકરલાલ શાસ્ત્રી M. A. LL. B. સંસ્કૃત પ્રોફેસર લખે છે કેઃ—" પુષ્ટિમાર્ગે એક ચુસ્ત આસ્થાશીલ ભક્ત ગુમાવ્યો છે, ગુજરાતની સંસ્કૃત વિદ્વત્તાએ એક સ્વાધ્યાયશીલ અભ્યાસી ગુમાવ્યો છે, અને સનાતનધર્મે એક પ્રખર અને ઉત્સાહી કાર્યકર્તા ગુમાવ્યો છે."

અમદાવાદથી શ્રી. હાકોરલાલ ભગત B. A. LL. B. લખે છે કેઃ—" મારા તો તેઓ એક વખત ગુરુ હતા. તેઓ શ્રીવલ્લભાચાર્યજીના પુષ્ટિસંપ્રદાયના મુકુટમણિ હતા."

અમદાવાદથી શ્રી. મૂળચંદ આશારામ શાહ B. A. LL. B. એડવોકેટ લખે છે કેઃ—"શાસ્ત્રીજી એક ગુજરાતના ભૂષણ હતા, તેના સ્વર્ગવાસથી ગુજરાતને એક પ્રખર વિદ્વાનની ખોટ પડી છે."

પાટણથી પુરાતત્ત્વવેત્તા શ્રી. રામલાલ મોદી લખે છે કે કેઃ—" તેમની ખોટ નજીકના ભવિષ્યમાં પૂરાય એમ લાગતું નથી."

કઠોરથી હેડમાસ્તર નરહરિશંકર શાસ્ત્રી B. A. લખે છે કેઃ—" ચાલુ જમાનામાં એમના જેવા સરલ, શાંત, અને ધર્મનિષ્ઠ પુરુષો નથી અને ભવિષ્યમાં પણ નીકળશે નહિ."

દેવગઢ બારીઆથી શ્રી. ચીમનલાલ નાણાવટી B. A. LL. B. પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ લખે છે કેઃ—" વૈષ્ણવ સંપ્રદાયે એક મહાન્ પંડિત ભક્ત તથા મહારથિ ગુમાવ્યો છે. ગીતાજી ભાષા હાલ તો પાંગરી છે, તે વધુ પાંગરી બનશે "

પાટણથી શ્રી. નરભેરામ પંડ્યા લખે છે કેઃ—" આવી સુશીલ, નિરભિમાન અને તત્ત્વજ્ઞાની અને સન્માનનીય વ્યક્તિઓનો લોપ થવાથી જે ખોટ પડે છે એ ગુજરાતનાં પાપનું ફલ છે."

# निवापांजलि

( અર્પનારઃ—મ. મ. શાસ્ત્રી જયેષ્ઠારામ હરિજીવન જોશી, શુદ્ધાદ્વૈતપાઠશાળા-પેટલાદ ).

શાસ્ત્રીજી મગનલાલભાઇનો જન્મ સંવત્ ૧૯૩૦ ના માર્ગશીર્ષ કૃષ્ણ ૪ ના રોજ ઔદીચ્ય ટોળકીયા વિપ્ર જ્ઞાતિના વૈષ્ણવ કુટુંબમાં થયો હતો. વૈષ્ણવતાનો વારસો તેમના પિતૃચરણથીજ તેમને પ્રાપ્ત થયો હતો. તેઓ સ્વરૂપે સૌન્દર્યવાન્ અને દિવ્ય પ્રતિભાશાલી હતા, શ્રીમહાપ્રભુજીની કૃપાબળનું અપ્રતિમ તેજ તેમના મુખ ઉપર ઝલકતું હતું. તેઓ કલકત્તા યુનિવર્સીટીના એમ. એ. હતા તથાપિ આંગ્લ વિદ્યાનો પ્રભાવ તેમના પર પડયો નહોતો. તેઓ સ્વભાવે મીલનસાર અને સાદા પોષાકમાં રહેતા. તેમણે વિદેશી વસ્ત્રોની વાનરનકલ કદિ કરી નથી. તેઓ પ્રથમ મુંબઇ એલ્ફીન્સ્ટન સ્કુલમાં અને પછી લગભગ ૧૬ વર્ષ સુધી પૂના ડેક્કન કોલેજમાં પ્રોફેસર તરીકેના ઉચ્ચ હોદ્દા ઉપર હોવા છતાં તેઓ સ્વધર્મપાલનમાં એટલા બધા દૃઢ હતા કે કોલેજ યા સભાઓમાં જતાં પણ નિઃશંક રીતે તિલક ધારણ કરીને જ જતા હતા. તેઓ હમેશાં આંગ્લભાષાના વિદ્વાનોમાં રહેવા છતાં સ્વધર્મમાં દૃઢતાનો પરિચય કરાવી ગયા છે.

શાસ્ત્રીજીએ આંગ્લવિદ્યાના અભ્યાસ ઉપરાંત વ્યાકરણ, સાહિત્ય, વેદાંત અને મીમાંસાદિ શાસ્ત્રોનો અભ્યાસ પણ શાસ્ત્રીય પદ્ધતિથી કર્યો હતો, અને શાંકર, રામાનુજ, મધ્વ, નિંબાર્ક અને વલ્લભ સામ્પ્રદાયિક ભાષ્યોનું પણ ઘણીજ નિપુણતાથી અવલોકન કર્યું હતું અને અદ્વિતીય પાણ્ડિત્યથી પ્રકાણ્ડ વિદ્વાન્ તરીકે ગણાતા હતા.

પ્રો. શાસ્ત્રીજી શુદ્ધાદ્વૈત વેદાન્તના પ્રખર અભ્યાસી હતા, તેમની પાસેથી ગોસ્વામી બાલકોએ, વિદ્વાનોએ અને સામ્પ્રદાયિક સાહિત્યોદ્ધારક તેલીવાળા વગેરે ગ્રેજ્યુએટોએ સાંપ્રદાયિક વિદ્યાભ્યાસનો લાભ મેળવ્યો હતો, તેમની અભ્યાસ કરાવવાની શૈલી એવી સુંદર હતી કે સરળતાથી તે વિષય તુરતજ હૃદયંગમ બની જતા હતા. તેઓ સમ્પ્રદાયના સ્તમ્ભરૂપ હતા, એટલુંજ નહિ પણ એક અમૂલ્ય અને અદ્વિતીય રત્નરૂપ હતા.

પ્રો. શાસ્ત્રીજીની વ્યાખ્યાનશૈલી ઘણીજ અસરકારક અને પ્રભાવશાલી હતી, તેમનું વક્તૃત્વ સચોટ અને અસરકારક શ્રોતાઓને મુગ્ધ કરે તેવું હતું, તેઓ અઠવાડિયામાં બે વખત પોતાને ખરચે મુંબઈ આવી માધવબાગ પ્રભૃતિ સ્થળોમાં શ્રીસુબોધિનીજી, ગીતા, અણુભાષ્ય, વગેરે વિષયોપર પ્રવચન કરી શ્રોતાઓને મુગ્ધ બનાવતા હતા, શાંકર અને વલ્લભભાષ્યની આલોચના કરવાની તુલનાત્મક તેમની દૃષ્ટિ માન ઉપજાવે તેવી હતી. તેઓ એક સત્યના ભક્ત હોવાથી શાંકર ફીલોસોફી યા કોઇપણ વિષયપર વાદના પ્રસંગ સમયે ધર્મના ઝનુનને લીધે નૃસિંહ સ્વરૂપનો સાક્ષાત્કાર કરાવતા પરંતુ ચિત્તના ઘણાજ સરળ અને શાંત હતા. તેઓનાં પ્રભાવશાળી વ્યાખ્યાનો મુંબઇ, પૂના, સુરત, નંદુરબાર, પાટણ અને ભરૂચ વગેરે સ્થળોએ જ્યાં જ્યાં થયાં હતાં ત્યાં ત્યાં અમલદાર વર્ગ, વિદ્વદ્વર્ગ, ગ્રેજ્યુએટવર્ગ અને વૈષ્ણવવર્ગ તેમના તરફ આકર્ષાયો હતો, અર્થાત્ પુષ્ટિસમ્પ્રદાયમાં તેઓ એક પ્રખર અદ્વિતીય વક્તા હતા.

પ્રો. શાસ્ત્રીજી પુષ્ટિસમ્પ્રદાયના એક કરોડ વૈષ્ણવોના અગ્રગણ્ય ધર્મવીરનેતા હતા, તેઓનામાં શ્રીમહાપ્રભુજીનું અપૂર્વ કૃપાબળ હતું, અને તેની દિવ્યતા તેમના ભવ્ય લલાટ ઉપર અનેરી પ્રકાશી રહી હતી, તેમની સુલલિત આકૃતિ જોતાંજ જોનાર ઉપર તેમની દિવ્ય પ્રતિભા પાડતી હતી. "અભય" એ દૈવી સૃષ્ટિનું પ્રથમ લક્ષણ હોવાથી તેઓ ખરેખર એક નીડર ધર્મવીર યોદ્ધા હતા. જ્યારે જ્યારે સંપ્રદાયપર તેમના જીવન સમયમાં પ્રતિસ્પર્ધીઓ તરફથી આક્રમણો થયાં છે ત્યારે ત્યારે તેમણે નિઃસ્વાર્થ રીતે સમ્પ્રદાયની અમોઘી સેવા બજાવી છે.

હું સંવત્ ૧૯૬૭ ની સાલમાં જ્યારે પાટણમાં પુષ્ટિસામ્પ્રદાયિક સંસ્કૃત પાઠશાલામાં અધ્યાપક હતો તે સમયમાં મારા તરફથી "વૈષ્ણવમાર્તંડ" નામે માસિક પ્રકટ થતું હતું, તે સમયે શારદામઠાધીશ્વર શ્રીમન્માધવતીર્થસ્વામીજી મહારાજ તરફથી પુષ્ટિસમ્પ્રદાય સામે આક્ષેપ રૂપે "આમ્નાયતત્ત્વતરંગિણી" પ્રકટ થઇ હતી. તેના ખંડનરૂપે મારા માસિકમાં "દુર્મતધ્વાન્તભાસ્કર" નામે લેખ લખાયેલો, જેને અઢી વર્ષ થઇ ગયા બાદ શારદામઠાધીશ્વરની સ્વારી પાટણ આવતાંજ કલહનું કડવું બીજ રોપાયું, અને મારા ઉપર તા. ૧૫ સપ્ટેમ્બર સને ૧૯૧૧ ની લખેલી રજીષ્ટર નોટિસ આવી, મેં તુરતજ જવાબ આપ્યો કે–"હું પોતે જે પ્રમાણે શાસ્ત્રદૃષ્ટિથી ધર્મસિદ્ધાંત માનુ છું અને જે હું સિદ્ધ કરવાને મારી બુદ્ધિ અનુસાર સમર્થ છું તે સિદ્ધાંતાનુસાર શારદાપીઠાધીશ્વરની સ્વારીમાં મારાથી આવી શકાય નહિ. શાસ્ત્રાર્થ કરવો હોય તો મધ્યસ્થ નીમી જે વિષય ઉપર શાસ્ત્રાર્થ કરવો હોય તો તે પ્રથમ નક્કી કરી બન્ને તરફના વક્તા નક્કી કરી બન્નેને અનુકૂલ સ્થાન. તથા દિવસ, અને સમય નક્કી કરો." વગેરે પ્રત્યુત્તર આપ્યો એમ સામાસામી લખાણો ચાલતાં પૂજ્યપ્રવર વિદ્વાન્ આચાર્યવર્યોને મેં તારે અને રજીષ્ટર પત્રોદ્વારા સહાયતા માટે સવિનય વિનતિ કરી, પરંતુ જણાવતાં ઘણોજ ખેદ થાય છે કે પૂજ્યપાદ ગુરુવર્ય શ્રીમદ્દેવકીનંદનાચાર્યજી મહારાજ સિવાય અન્ય કોઇ આચાર્યો તરફથી કોઇ પણ પ્રકારે સહાયતા નજ મળી. ફક્ત મારા ગુરુવર્યે આશીર્વાદાત્મક પત્ર દ્વારા આજ્ઞા કરી કે–"તિલકાયત પ્રભૃતિ બાલક પધારે તો હમ આનેકો તૈયાર હૈ, કિન્તુ હમે આશા હૈ કિ માધવતીર્થજી કભી શાસ્ત્રાર્થમેં ઉતરેંગે નહિં ઔર કભી ઉતરેંગે તો ઉનકે લિયે તુમહિ બસ હો." આ પત્રને મેં શિરોધાર્ય માની લીધો. અને ત્યાર બાદ શાસ્ત્રીજીને તાર કર્યો, તાર મળતાંજ શાસ્ત્રીજી તા. ૧–૧૦–૧૯૧૧ ના રોજ સવારમાં સપરિકર પોતાને ખર્ચે પાટણ આવી પહોંચ્યા. તેમની સાથે વે. શા. સં. શાસ્ત્રીજી વસંતરામભાઇ, શ્રીયુત પ. ભ. તેલીવાળા, શ્રીયુત વાડીલાલ નગીનદાસ વકીલ, અને શ્રીમાન્ લક્ષ્મીદાસ નાગરદાસ શ્રોફ વગેરે આવી પહોંચ્યા. આ ધર્મવીર યોદ્ધા પ્રો. શાસ્ત્રીજી મગ્નલાલભાઇ ત. શાસ્ત્રીજી વસંતરામભાઇ વગેરેના શુભાગમનથી મને સહાયતા મળી અને ભગવત્કૃપાબળનું અલૌકિક નવચેતન મને પ્રાપ્ત થયું. મેં તરતજ સ્થળનો પ્રબંધ કરી સાંજના ૫ વાગે શારદાપીઠાધીશ્વરને શાસ્ત્રાર્થ કરવા નિમંત્રણ મોકલ્યું, પરંતુ તેઓ આ ધર્મવીર યોદ્ધાને આવેલા જાણી શાસ્ત્રાર્થ કરવા નજ પધાર્યા અને દ્રવ્યસંચયાર્થે પલાયન કરી ગયા, અને સત્તાધિકારી મારફતે ખાનગી તજવીજ કરી સભા પણ બંધ કરાવી. જેથી પ્રો. શાસ્ત્રીજી સપરિકર પાછા નિરુપાયે ચાલ્યા ગયા. ધન્ય છે એ સદ્‌ગતની ધર્મવીરતાને!!

પુનઃ મુંબઇમાં અણુભાષ્યના ખંડન માટે પદ્મનાભ શાસ્ત્રીજી તૈયાર થયા હતા તે સમયે પણ આ ધર્મવીર પ્રો. શાસ્ત્રીજીએજ તેમને પડકાર કર્યો હતો કે તેઓ તુરતજ પલાયન કરી ગયા હતા.

પ્રો. શાસ્ત્રીજીનાં વ્યાખ્યાનો કેવળ વાણીના વિલાસરૂપજ નહોતાં પરંતુ તેઓએ સદાચરણમાં મૂકી વૈષ્ણવ સૃષ્ટિને પ્રત્યક્ષ કરી બતાવ્યાં હતાં. શાસ્ત્રીજી હમેશાં ભગવત્સેવાપરાયણ રહી અવકાશમાં સત્સંગનો લાભ આપતા અને નામસેવાપરાયણ સ્વજીવન વ્યતીત કરતા. તેમનું નિવેદન કથનમાત્ર નહોતું પરંતુ સર્વસ્વ પ્રભુનુંજ માની પ્રભુનેજ વિનિયોગ કરતા, તેઓ દંભથી ધરાતા જુઠાં મોતી વિગેરેના શૃંગારથી વિરૂદ્ધ હતા અને સાક્ષાત્ પ્રભુના શૃંગારો તો શું પરંતુ પાત્રાદિક પણ પ્રભુ માટે સુવર્ણનાં વાપરતા હતા. તેમની ભક્તિ અને ભગવદ્‌ભાવ સંપ્રદાયમાં અજોડ છે. તેમનું લખાણ ઘણુંજ કઠિન, ગૂઢ અને ઉચ્ચતમ ભાષામય હતું એટલુંજ નહિં પણ વિદ્વદ્‌ભોગ્ય હતું. સમ્પ્રદાયમાં નામસેવાનું પ્રથમ માન પૂજ્ય પંડિતશ્રી રત્નગોપાલભટ્ટજીને છે અને તે પછી સ્વરૂપસેવા સાથે નામસેવાદ્વારા સંપ્રદાયનું અપ્રકટિત સાહિત્ય શુદ્ધ રીતે મુદ્રણ કરાવી જાહેરમાં મૂકી વિદ્વાનો અને ગ્રેજ્યુએટોને આકર્ષી મહારાજા લાયબલ કેસ પછીથી આ સમ્પ્રદાય તરફ ઘૃણાદૃષ્ટિથી જોનાર સાક્ષર વર્ગને બ્રહ્મવાદનું ભાન કરાવી સમ્પ્રદાય તરફ માનની દૃષ્ટિથી જોતા કરવાનું માન શાસ્ત્રીજીનેજ છે. પ્રો. શાસ્ત્રીજીની તેમજ પ. ભ. તેલીવાળાની સાહિત્યસેવા સંપ્રદાયમાં ચિરસ્મરણીય રહેશે. પ્રો. શાસ્ત્રીજીએ સમ્પ્રદાયની સાહિત્યસેવામાં શ્રીસુબોધિનીજી, પ્રપ્રદીપ અણુભાષ્ય, ગાયત્રીભાષ્યવિવરણ, શુદ્ધાદ્વૈતપ્રદીપ, અને શ્રીસુબોધિનીજી માસિક દ્વારા શ્રીસુબોધિનીજીનું ગુર્જરગિરામાં ભાષાંતર વગેરે દ્વારા તેઓ પુષ્ટિમાર્ગમાં પોતાનું નામ અમર કરી ગયા છે.

જગદ્‌ગુરુ શ્રીમદ્‌વલ્લભાધીશ્વરના ચરણે જેમણે સ્વજીવન સમર્પ્યું, જેમણે સ્વરૂપસેવા અને નામસેવાનો આદર્શ વૈષ્ણવ સૃષ્ટિ સમક્ષ આબેહુબ ખડો કર્યો, ભગવદીય પદ્મનાભદાસજી જેવા વિરલ વૈષ્ણવનું જ્વલંત જીવન જેમણે પ્રદર્શિત કર્યું, વિશ્વધર્મ પુષ્ટિમાર્ગ માટે જેમણે મહર્ષિ દધીચિ સમાન સ્વદેહ સમર્પ્યો, પ્રતિસ્પર્ધી આક્ષેપકોના સામે જેમણે ધર્મવીર યોદ્ધા તરીકે ભગવત્કૃપાથી પ્રબળ પડકાર કર્યો, તેવા પ્રો. શાસ્ત્રીજી મગનલાલભાઇએ સંવત્ ૧૯૯૧ ના આષાઢ કૃષ્ણ ૨ તા. ૧૮-૭-૩૫ ના રોજ રાત્રે ૯ વાગે આ લૌકિક પાંચભૌતિક નશ્વર દેહને ત્યજી શ્રીહરિની નિત્યલીલામાં મહારસનો, અમંદ આનંદનો અનુભવ કરવા પ્રવેશ કર્યો. અને પુષ્ટિમાર્ગના કીર્તિસંભરૂપ તેમની નામસેવારૂપ વૈષ્ણવ સૃષ્ટિને દિવ્ય વારસો અર્પણ કરી ગયા અને સદાને માટે તેઓ અમર બની ગયા.

ધન્ય છે એ ધર્મવીર ભગવદીય નરરત્નને! એ દિવ્ય વિભૂતિને શતશઃ મારા વંદન હો!! વંદન હો!!!



# ભિન્ન ભિન્ન ઉદ્‌ગારો

અધ્યક્ષપદેથી ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીગોકુલનાથજી મહારાજે સદ્‌ગતના ગોલોકવાસ માટે શોક પ્રદર્શિત કરતાં જણાવ્યું હતું કેઃ—સદ્‌ગતે હૃદયની વિકૃતિ પ્રેરનારી આંગ્લ કેળવણી લીધેલી. પણ તેઓ સંગ-દોષમાંથી મુક્ત રહેલા. એમના હૃદયમાં ભક્તિનું બીજ હતું અને તે નવાંકુરિત ને નવપલ્લવિત બન્યું હતું. નવીન યુગની વિકૃતિનો સંગદોષ એમને ન લાગ્યો અને શ્રીમદ્-આચાર્યચરણમાં એમની ભક્તિ વધતીજ ચાલી. અંગ્રેજી ભણતર શું શિખવે છે? અવિવેક... અવિનય...એમને મન માબાપ કોઇ ચીજ નથી, ગુરુ કોઇ ચીજ નથી ને ધર્મશાસ્ત્રોને એક પ્રકારનું તૂત છે! શાસ્ત્રીજીનાં મનોભાવ નિર્મળ હતા. વિદેશી કેળવણીનાં વિષ એમને નહોતાં ચઢ્યાં. કેટલાય બી. એ થયા અને એમ. એ. થયા પણ આજે તો આપણે શાસ્ત્રીજીના ગુણને સંભારીએ છીએ. કોણ કહે છે કે શાસ્ત્રીજી મૃત્યુ પામ્યા છે! હું તો કહું છું કેઃ શાસ્ત્રીજી જીવતા છેઃ જગત ઉપર જેની કીર્તિ છે એ કોઇ કાળે મરતો નથી. જગત ઉપર જીવે છે છતાં જે કલંકિત છે તે જીવતાં મુએલો છે. એનું જીવતર શા કામનું? શાસ્ત્રીજીના ગુણ તો જીવતાં ગવાયા, મરતાં ગવાય છે અને ભવિષ્યમાં પણ ગવાશે. એમનો પાંચભૌતિક દેહ ચાલ્યો ગયો પણ એમનો કીર્તિદેહ અમરજ રહેવાનો. એમનું અવસાન પણ કેવું થયું? જરાયે દુઃખ નહિ... ભગવાનનું નામ લેતાં લેતાં...શ્રીનાથજીની મૂર્ત્તિ હૃદયમાં પધરાવીને. એમને માટે શોક શો! જેની ભક્તિ ભગવદ્‌ચરણમાં હોય એને માટે શોક હોયજ નહિ. જીર્ણદેહ ભગવત્સેવાને લાયક ન રહે એટલે નવો દેહ ધારણ કરી તે ભગવદ્‌સેવામાં પ્રવૃત્ત થાય છે. શાસ્ત્રીજીને મૃત્યુનો ભય નહોતો. એમના જીવનનો પ્રધાન ઉદ્દેશ હતો ભગવદ્‌શાસ્ત્રનું પ્રસરણઃ એ કાજેજ એમણે જીવન સમર્પણ કર્યું હતું. હું ઇચ્છું છું કે વૈષ્ણવો એમનું સ્મારક ઉભું કરે. મારી એ યોજનાને સક્રિય સહાનુભૂતિ છે. એમના જીવનકાળમાં જેવી ભગવત્કૃપા એમના પર હતી તેવીજ એમના હરિ-શરણમાં પણ હજો એવી મારી શ્રીહરિને પ્રાર્થના છે.

કચ્છ માંડવીવાળા ગો. શ્રી શ્રીદ્વારકેશલાલજી મહારાજે જણાવ્યું હતું કે સદ્‌ગત શાસ્ત્રી-જીનો જન્મ સુરત વૈષ્ણવ કુટુંબમાં પરમ વૈષ્ણવ માતાપિતાને ત્યાં સં. ૧૯૩૦ ના માર્ગશીર્ષ કૃષ્ણ ૪ નાં દિને ભૃગુકચ્છમાં થયો હતો. તેમનામાં વૈષ્ણવત્વ તેમના પૂર્વજોથી પ્રાપ્ત હતું. તેઓ સંપ્રદાયના એક જબર સ્તંભસમા હતા. તેમની ભાષણશૈલી પ્રશંસનીય હતી. તેમણે સંપ્રદાયની આજીવન નિઃસ્વાર્થ સેવા બજાવી છે જેને સંપ્રદાય કદી પણ ભુલી શકશે નહી. તેઓ શ્રીમદ્‌વલ્લભઆચાર્યજીના અનન્યાશ્રયી ભક્ત હતા અને તેમને તેઓ પૂર્ણપુરુષોત્તમ તરીકે માનતા. તેમના અવસાનથી પુષ્ટિસંપ્રદાયે એક અમૂલ્ય રત્ન ગુમાવ્યું છે. બૃહદ્‌ગુજરાતે એક જબર તત્ત્વવેત્તા વેદાંતી અને મનનશીલ સાક્ષર ગુમાવ્યો છે.

ગો. શ્રીવ્રજનાથલાલજી વિ. મહારાજે જણાવ્યું કે આજે આપણે ગમગીનીમાં બેઠા થયા છીયે. પ્રો. શાસ્ત્રીજીની પુષ્ટિમાર્ગની સેવા અનેક છે. જ્યારે સંપ્રદાયમાં અંધકાર એટલે અજ્ઞાન પ્રવર્તી રહ્યું હતું તેવા સમયમાં તેમણે સંપ્રદાયનો ઉત્કર્ષ કરવા સાહિત્યમુદ્રણ વ્યાખ્યાન પ્રભૃતિ રચનાત્મક કાર્ય ઉપાડી લીધું હતું. ગોલોકવાસી પ્રો. શાસ્ત્રીજીનું પાંડિત્ય અપૂર્વ હોવા

છતાં તેમનામાં સાદાઈ નમ્રતા ઘણી હતી. અંગરખી, દક્ષણી પાઘડી, ધોતી અને ઉપરણો એજ એમનો સાદો પોશાક હતો. તેમણે પ્રથમ મુંબઈની એલ્ફીન્સ્ટન સ્કુલમાં અને પછી પુનાની ડેક્કન કોલેજના સંસ્કૃતના પ્રોફેસર તરીકે પ્રશંસનીય કાર્ય કર્યું હતું. નગ્ન સત્યને કહેતા તેઓ જરાયે અચકાતા નહી. પુષ્ટિમાર્ગના અનુયાયી સમાજમાં ચાલતા સડાઓ અને કુપ્રથાઓના તેઓ કટ્ટર વિરોધી હતા અને તેનો નાશ કરવા માટે સદા પ્રયત્નશીલ રહેતા. અમારા લોકોને પણ તેઓ કહેતા કે તમે ભણો અને વિદ્વાન થાઓ તોજ જગત પુજશે. તેઓનું ચારિત્ર્ય ઘણું ઉજળું હતું, તેમનું જીવન પણ નિર્મલ હતું. શ્રીસુબોધિનીજીમાં તેઓની અત્યંત આસક્તિ હતી. સંપ્રદાયના સાહિત્યમુદ્રણમાં તેઓએ લગભગ દસ હજાર રૂપીયા આપ્યા છે. એજ એમની સાંપ્રદાયિક સાહિત્યપ્રચાર પરત્વેની ધગશ દેખાડી આપે છે.

ગો. ચિ. શ્રી ૬ શ્રીકૃષ્ણજીવનજી બાવાસાહેબે જણાવ્યું કે; શાસ્ત્રીજીનો પરિચય મને એક વ્યાખ્યાનમાળા પ્રસંગે થયેલો. શાંકરભાષ્ય અને વલ્લભભાષ્યની આલોચના પર તેઓ વ્યાખ્યાનો કરતા હતા. મધ્યના એક વ્યાખ્યાનમાં અધ્યક્ષપદે હતો, બન્ને ભાષ્યોની આલોચના કરવાની એમની તુલનાત્મક દૃષ્ટિ માન ઉપજાવે તેવી હતી. વિદેશી કેળવણી ધર્મ ઉપરથી, સંપ્રદાય ઉપરથી શ્રદ્ધા ઉઠાડતી જાય છે. તે જમાનામાં અંગ્રેજી કેળવણી લીધેલાઓને સંપ્રદાય તરફ ખેંચનાર કોઈ હોય તો તે શાસ્ત્રીજી. તેલીવાળા જેવા વિદ્વાનોનો સંપ્રદાય પ્રતિ આદર વધેલો તે શાસ્ત્રીજીનાજ પ્રયત્ને. શ્રીમદ્વલ્લભાચાર્યના નામ ઉપર ગરદન પણ કપાવવા તત્પર અને એવી તો શાસ્ત્રીજીની સંપ્રદાય અને આચાર્યશ્રી પ્રત્યેની મમતા.

ચિ. ગો. શ્રી ૬ દીક્ષિતજીએ જણાવ્યું કે લૌકિક દૃષ્ટિએ એમનો વિયોગ અસહ્ય છે. એમનું પાંડિત્ય અગાધ હતું. અંગ્રેજીના વિદ્વાનોમાં સંસ્કૃત પાંડિત્ય અને તેમ પ્રાચીન પરિપાટીનું પાંડિત્ય ભાગ્યેજ હોય છે. પ્રાચીન પરિપાટીના સંસ્કૃતના વિદ્વાનોમાં મોખરાનું સ્થાન લે એવા સદ્‌ગત પાંડિત્યપૂર્ણ હતા, સંપ્રદાયને એમની ખોટ ન પૂરાય તેવી છે.

શેઠ દેવીદાસ માધવજી ઠાકરશી જે. પી. એ જણાવ્યું હતું કે જે દુઃખદ પ્રસંગે આપણે એકઠા થયા છીએ તે પ્રસંગ એટલો હૃદયવિદારક છે કે પુષ્ટિસંપ્રદાયના વૈષ્ણવ જગતના હૃદયમાં એથી સખ્ત આઘાત થયો છે. સદ્‌ગત મમલાલ શાસ્ત્રીજી પુષ્ટિસંપ્રદાયનું એક રત્ન હતા. એમનો અકાલીન ગોલોકવાસ એ પુષ્ટિસંપ્રદાયને મોટામાં મોટી ખોટ છે.

મુંબાઈ હાઈકોર્ટના માજી ન્યાયમૂર્તિ દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ સદ્‌ગતને અંજલિ આપતાં જણાવ્યું હતું કે સદ્‌ગત ભરૂચના હતા અને હું પણ ભરૂચનો છું. હું એમનો પાડોશી છું. સદ્‌ગતના કુટુંબને ને મ્હારા કુટુંબને બબ્બે પેઢીનો સંબંધ છે. એટલે હું એમના ગાઢ પરિચયમાં આવ્યો છું. સદ્‌ગતનું અવસાન થયું તેજ અરસામાં હું ભરૂચ ગયેલો—સ્ટેશને ઉતરતાંજ મેં સમાચાર સાંભળ્યા અને મને એના તથ્યમાં શંકા ઉપજી. મેં માન્યું નહિ. પણ વાત સાચી હતી. એ જાણતાંજ મારા હૃદયમાં આઘાત થયો. હું ભરૂચ જ્યારે જ્યારે જાઉં ત્યારે ત્યારે તે સદ્‌ગતનો મને દિવસમાં એક વાર તો ભેટો થાયજ થાય. સાંજના એ લેડી દર્શને જતા હોય અને હું ફરવા નીકળતો હોઉં. મોટે ભાગે આજ અમારો મળવાનો સમય, પોતે પુનામાં પ્રોફેસર હતા ત્યારે મુંબાઈ આવતા, તે સમયે પણ અમારી મુલાકાત થતી. એ રીતે અમારો સ્નેહ અને પરિચય ગાઢ થતો ગયેલો. એમની વિદ્વત્તા માટે મને માન હતું. સંસ્કૃત ભાષાના એ પ્રકાંડ વિદ્વાન હતા. વેદવેદાંતની ફિલોસોફી ઉપર એમનો અદ્ભુત કાબુ

હતો. વૈષ્ણવ સંપ્રદાયનાં ધર્મતત્ત્વો શોધવા અર્થે એમણે જીવન અર્પ્યું હતું. તે ઉપરાંત સંસ્કૃત સાહિત્ય, ફીલોસોફી, શાંકરવેદાંત આદિમાં પણ એ પારંગત હતા. જે ફિલોસોફીની વિચારસરણી એજ એમની વિચારસરણી. આ એમની એક મહાન ખૂબી હતી. શાંકરભાષ્યના વિચાર વખતે શાંકરભાષ્યનેજ અનુરૂપ વિચારસરણી અને વલ્લભભાષ્યનો વિચાર કરે ત્યારે તેને અનુરૂપ વિચારસરણી. એક ફિલોસોફી સાથે બીજી ફીલોસોફીના વિચારોની ભેળસેળ એ કદિયે ન કરતા. જેનો વિચાર કરે તેનાંજ મૂળતત્ત્વો વિચારે, અન્યથી અલિપ્તજ રહે.

આજે તો જેમ જેમ કાળ વહ્યો જાય છે તેમ તેમ ધર્મતત્ત્વો પર આવરણ પર આવરણ આવતાં જાય છે. આંખે ફરી વળેલાં એ અંધકાર પડળ ધર્મતત્ત્વો પર વિસ્મૃતિનો પટ ઓરાઢી દે છે. આચારો અનાચારોનું રૂપ લે છે. વલ્લભસંપ્રદાયનાં ધર્મતત્ત્વો પરનાં એ આવરણ ભેદવાં એ શાસ્ત્રીજીનું જીવન ધ્યેય હતું. સદ્‌ગત સ્પષ્ટવક્તા હતા. આકળા સ્વભાવના પણ ખરા. પણ એથી કોઇને ખોટું ન લાગતું; કારણ કે સૌ કોઇ જાણતું કે તેઓ લાગણીથીજ એમ કરતા. તેમના અવસાનથી ગુજરાતે તો શું પણ ભારતવર્ષે એક મહાન વિદ્વાન્ ગુમાવ્યો છે.

મહાગુજરાતના અગ્રેડ પત્રકાર રા. મણિલાલ છગ્છારામ દેસાઇએ એમનાં સંસ્મરણો સંભારતાં જણાવ્યું કે એક દિવસ સદ્‌ગત શાસ્ત્રીજી સદ્‌ગત હીરાલાલ શ્રોફ સાથે વાદે ચડયા. એક વલ્લભ ફિલોસોફીના ભક્ત. બીજા શાંકર ફિલોસોફીના ભક્ત. એક બ્રહ્મ સત્ય અને જગત સત્યમાં માનનારા, બીજા બ્રહ્મ સત્ય અને જગત મિથ્યામાં માનનારા. સિદ્ધાંતયુદ્ધમાં બન્ને કેસરી સમા કોઇ કોઇથી ગાંજ્યા ન જાય એવા. ચર્ચા એવી ગરમાગરમ ચાલી કે, મને તો કેમ ફરી એઓ મળશે કે એનોજ ભય લાગ્યો. પરંતુ બીજેજ દિવસે મેં બંનેને આનંદપૂર્વક વાત કરતા જોયા, એવા એ સ્વભાવના સરળ હતા. સિદ્ધાંતચર્ચાનો વિરોધ એ કદિયે જીવનમાં ન ઉતરવા દેતા. એમના ગોલોકવાસથી સંપ્રદાયે એક મહાન વિદ્વાન્ ગુમાવ્યો છે. એમનો ગોલોકવાસ એ હિંદની મોટામાં મોટી ખોટ છે. સંપ્રદાયને તો ન પૂરાય તેવી ખોટ છે.

શ્રી. હરિકૃષ્ણ વીરજીભાઇ શાસ્ત્રીએ સદ્‌ગતને અંજલિ અર્પતાં કહ્યું કે હું શાસ્ત્રીજીને સંપ્રદાયના અનન્ય ઉપાસક ગણું છું. શાસ્ત્રીજી તો માનતા કે, સંપ્રદાય સમજવાનું પહેલું પગથીયું તો આચાર્યશ્રીની કૃપા છે. તેના વિના ગમે તેવો પંડિત યથાવત તેનું રહસ્ય ન સમજી શકે. ઠાકોરજીની સેવા એ સુવર્ણ-પાત્રોથીજ કરતા. તેમણે હું એકવાર ભરૂચ ગયેલો ત્યારે મને કહેલુ કે, આ સર્વ નિધિ મને ઠાકોરજીએ આપી છે અને તેનો ઉપયોગ હું ઠાકોરજીની સેવામાં કરૂં છું. ઠાકોરજીને ખોટી માળાઓ ધરાવાય તેનો હું વિરોધી છું, પોતે શ્રીમદ્‌વલ્લભાચાર્યજીની સેવા કરવાનેજ જન્મ્યા છે એમ માનતા. તેઓ તો કોઇ પણ વ્યાખ્યાનપીઠેથી જણાવતા કે શ્રીમદ્‌વલ્લભાચાર્યજી જેવા કોઇ આચાર્ય નથી અને બ્રહ્મવાદ જેવો વાદ નથી. ખોટી હાયે હા કરનારા એ નહોતા. પોતાનું મંતવ્ય સ્પષ્ટ જણાવતા. એમની સિંહગર્જનાથી માધવબાગ અને મુંબાઇ ગરજી ઉઠતાં. ગાયત્રીભાષ્ય પર એમના પ્રવચને કાશીમાં પણ છાપ પાડેલી.

શોક સભાઓ—મુંબાઇ, અમદાવાદ, દાહોદ, નડિયાદ, કચ્છ માંડવી, દેલવાડા, સુરત, વડોદરા, ડભોઇ, જંબુસર, કડી, રાજકોટ, ભરૂચ, ટંકારા, દેવગઢ બારીઆ, વઢવાણ ચીખલી, કપડવંજ, સિંધ હૈદરાબાદ વગેરે સ્થળે થઇ હતી. સેંકડો, તાર, પત્રો તથા ઠરાવો વગેરે મળ્યાં છે. તેમાંથી થોડાંકજ આ સ્મારકાંકમાં પ્રકટ કર્યા છે.

---

# केटलांक पत्रो

શાસ્ત્રીજીને સમ્પ્રદાયની વિદ્યાનો પ્રચાર કરવાની કેટલી ઉત્કંઠા છે તે નીચેના તારીખ ૪–૩–૧૯૩૩ ને દિવસે ભરૂચથી એમના મિત્ર પ. ભ. ધીરજલાલ વ્રજદાસ સાંકળીઆ પર લખેલા એમના પત્રપરથી જાણી શકાય છેઃ—

॥ શ્રીવલ્લભઃ ॥

ભાઈ, ભરૂચ, શનિ.

તમારી પ્રકૃતિ હવે ધીરે ધીરે સુધરતી હશે. જો અન્યત્ર ન જવું હોય તો આ તમારૂંજ ઘર છે એમ મારે આપને લખવાનું પણ ન હોય. ચિ. બચુનો અંગ્રેજીમાં આર્ટિકલ (સ્લિપ) જો તે મને અત્ર ન મોકલી શકે તો અંગ્રેજી કયા કયા પેપરમાં કયી કયી તારિખે તે પ્રસિદ્ધ થયો હતો તેટલું પણ જણાવવાથી હું તે સ્લીપ પ્રાપ્ત કરી શકીશ. કીકી વગેરે અત્ર ચૈત્રમાં આવશે. અત્ર રમણ અને તેની વહુ પ્રસન્નતાથી સેવા કરે છે.

ગઇ કાલે રાત્રિએ અલ્હાબાદ યુનિ. ના એમ. એ. એલએલ. બી. ટેન્ડન ગુરુપ્રસાદ આપને મળવાના ઉદ્દેશથી અત્ર ચાર દિવસ રહીને મુંબઇ આવવા નીકલી ચુકયા છે, તે યુનિ. તરફથી રિસર્ચ સ્કૉલર છે ને પુષ્ટિમાર્ગ એ તેમની થીસિસનો વિષય છે. એ વિષય એ સારી રીતિએ લખીને સત્ય પ્રકાશ કરે એ વિચારે આપણે એને સર્વ સાહિત્ય આપવુંજ જોઇએ, અને જેટલી ઇતર પણ મદદ વિદ્યાવિષયિણી આપી અને અપાવી શકાય તે પણ આપવી અપાવવી જોઇએ. રશ્મિ વગેરે જે કાંઇ એને અપેક્ષ્ય હોય તે સર્વ આપજો. ગટ્ટુલાલજીના ગ્રન્થોનું પણ નિરીક્ષણ કરવા દેજો. હીરજીભાઇ વગેરે મંડલીનો પણ સુપરિચય કરાવશો. શ્રીનાથજી થઇને આ તરફ આવે છે તેથી રમાનાથ શાસ્ત્રી દ્વારા શ્રીગોકુલનાથજીને પણ તે મળશેજ અને કાંઇ સહાય તે આપવાના હોય તે આપે કે ન આપે. આપણે જે ઇતિકર્તવ્યતા માની છે તેમાં આપણો ઉત્સાહ અચલ રહેવો જોઇએ. વાડીલાલને પણ એમનીજ ડાયરીમાં લખી આપ્યું છે, તે વંચાવીને તે ભાઇની પાસે તત્ર મલતા ગ્રન્થાદિ પણ તે લેશે. આ કાર્ડ લખવાનો ઉદ્દેશજ આ છે. હવે ચિ. બચુ કૉલેજના સંભ્રમથી મુક્ત થયો હશે, તેથી હવે નવી ટર્મ આરંભાય તત્ર પર્યન્ત શું કરવા ઇચ્છે છે ? સમ્પ્રદાયમાં યુવકોએ–ચિ. બચુ જેવા વિદ્વાન્ યુવકોએ–બહુજ કરવાનું છે, આઠ માસ ઇતર પ્રવૃત્તિ ભલે તે વર્ગ કરે, પરન્તુ રજાના ચાર માસ તો અવશ્ય સમ્પ્રદાય પ્રતિ દૃષ્ટિ કરવી જોઇએ. જેમ શ્રીમહાપ્રભુજીએ પત્રાવલંબનમાં આજ્ઞા કરી કે તે हि सन्मार्गरक्षकाः તેમ હું પણ તેજ વાક્યનો પુનરુચ્ચાર કરું છું કે यूयं सन्मार्गरक्षकाः । સન્માર્ગનું રક્ષણ કદાપિ અસત્ કરશે ખરા ? કશું પણ ન બને તો બચુભાઇએ પંદર દિવસમાં નિબંધનો શાસ્ત્રાર્થવિભાગ બૉમ્બે એડિશનમાંથી વાંચીને મને જણાવવું જોઇએ કે એ વિભાગ મેં વાંચ્યો અને મારે શું વાંચવું ? ભક્તિપ્રકરણ તો એજ એડિશનમાંથી તેથી પણ પહેલાં વાંચી શુદ્ધ નૈર્ગુણ્યથી જે કાંઈ સિદ્ધાન્ત પ્રદાય તે અહીંને તેનો પ્રકાશ અભયથી કરવો. આપણે અવૈદિક વેદનિન્દક નથી, પરન્તુ વેદ પણ જેના નિઃશ્વાસ છે એવા શ્રીકૃષ્ણે આત્મ ભક્તિ-માર્ગમાં છીએ અને વેદના યથાર્થ વ્યાખ્યાતા શ્રીવલ્લભાધીશના બુદ્ધિપૂર્વક અનુયાયી છીએ.

સર્વને ભગવત્સ્મરણ. બંને બાલકોને રમાડશો, તેમની બાને અને માને સવિનય ભગવત્સ્મરણ.

M. O. S.

ભાઈ મંગલદાસભાઈ, માતર.

"આપણી સર્વ પ્રવૃત્તિ ભગવદધીન છે. ભગવાન આપણી વિજ્ઞપ્તિનું શ્રવણ કરીને પ્રેરશે કે ? વસ્તુ તો સિદ્ધ જ છે. વૈષ્ણવોએ આર્તિ રક્ષવી, જે આર્તિને વિવશ પ્રભુ ફલદાન નિશ્ચય કરશે જ. પ્રભુ પ્રમાણની આવશ્યકતા માને છે ત્યારે પ્રમાણ, અને પ્રમેયની આવશ્યકતા માને છે ત્યારે પ્રમેય પણ સ્થાપે છે. કર્તાં કારયિતા પ્રભુજ છે. જે કાલે જે દર્શન કરાવે તે દર્શન કરીને વૈષ્ણવો પ્રમુદિતજ રહે છે. કદાપિ સ્વેચ્છાનુસાર દર્શન પણ થાય. તથાપિ તાદશ દર્શન પણ નિજ પ્રતિ કરાવશે. એમ વિશ્વાસ રક્ષીને તદેકતાન સદા સર્વદાસ્થિતિ ભગવદીય કરે છે.

M. G. Shastri.

સંવત ૧૯૮૪ પૌષ વદી ૧૪ પરી. મંગલદાસ ખીમચંદ કરેલા "પ્રસાદ" અને "પ્રમાદ" વિષેના પ્રશ્નનો ઉત્તર.

"પ્રસાદ અને પ્રમાદ ભિન્ન છે. પ્રમાદ તામસ છે દૈવી સંપત્તિ નથી, પ્રત્યુત આસુર સંપત્તિ છે જીવધર્મ છે, અરે પ્રકૃતિધર્મ છે જ્યારે પ્રસાદ ગુણાતીત છે. દૈવી સંપત્તી પણ સંપત છે. કેવળ ભગવદ્ધર્મમાત્ર છે. નિઃસાધનતા આલસ્ય આદિ નથી, પરન્તુ (મન્નિષ્ઠં નિર્ગુણં સ્મૃતમ્) ભગવન્નિષ્ઠ નૈર્ગુણ્ય છે. શ્રવણ, દર્શન, ધ્યાન, ભાવાનુકીર્તનથી પણ અત્યંત અતીત સ્વરૂપમાત્રપરતા, ધર્મિનિષ્ઠતા પ્રસાદ છે. યત્ર પર્યન્ત શ્રીમદાચાર્યચરણમાં આચાર્યત્વ બુદ્ધિ–સાધનથી છે, યત્ર પર્યન્ત શ્રીમદાચાર્યચરણ ફલરૂપ છે એમ નિશ્ચય નથી તત્ર પર્યન્ત એ પ્રસાદ સ્વપ્રેપણ નથી. અરે અત્ર એ પ્રસાદ છે, તત્ર શ્રીમદાચાર્યચરણમાં ફલબુદ્ધિ છે. શ્રીમહાપ્રભુજી ફલાત્મક છે એમ પ્રતીત થાય ત્યારેજ તે પ્રસાદ સ્વરૂપે દર્શન કરાવે છે. કારણ કે કૃપા એ તદીય સ્વરૂપ છે. શ્રીમદાચાર્યસ્વરૂપભૂત, સામર્થ્યભૂત, પ્રસાદ વા કૃપા પ્રમાદ નહિજ. ક્વચિત તત્ર સૌભાગ્યમદ તદીયધર્મત્વે પ્રકટ પણ થાય. તથાપિ તે પણ ફલરૂપ જ છે. પરન્તુ નિઃસાધનતા આલસ્યાદિ પ્રમાદ ગણવામાં આવે તો, તત્ર Duty કર્તવ્યબુદ્ધિ જ ઉદ્‌ગત છે, તદધિક કંઇ પણ નથી.

M. G. Shastri.

[ ગ્રામ્યોદ્યોગના ઉદ્ધારની વાતો આજે થાય છે, પણ સદ્‌ગત શાસ્ત્રીજી તો વર્ષો પૂર્વે આવો પ્રયત્ન કરતા હતા. ]

॥ શ્રીવલ્લભઃ ॥

શ્રીહરિરાયોત્સવ, પૂના સીટી.

આયુષ્માન્ વસંતરામ,

આ પત્ર લાવનાર રા. છગનલાલ ત્રિકમલાલ માસ્તર સંખેડાના નિવાસી છે. ગાયકવાડી રાજ્યમાં શાળામાં શાળાના શિક્ષકનું કાર્ય એમણે ૩૨ વર્ષ કર્યું છે, અને હાલ એ પેન્શનપર છે. શાળાના શિક્ષકોમાં કેટલાક નિજ કાર્યોમાં રત રહીને પણ અમુક ઐચ્છિક વિષયમાં વિશિષ્ટ લક્ષ અર્પીને કેટલીક નવ્ય શોધ કરે છે. રા. છગનલાલ આ વર્ગમાં છે. સંખેડા સમીપ ગિરિ છે અને તેમાં કેટલાક ખનિજો ઉપર પ્રયોગ કરીને તેમણે રંગ બનાવ્યા છે, જે ગાયકવાડને તેમજ આપણા નામદાર સરકારને પણ રુચતા આવે છે. માત્ર પાંચ રૂપીઆના શિક્ષક આવો શોધ કરી શકે છે એ આપણા દેશનું ગૌરવ છે. ગાયકવાડ અમુક કારણોથી સહાય આપતા નથી, અને આપણા સરકારમાં એમના વિષયમાં અદ્યાપિ પત્રવ્યવહાર ચાલે છે. આ પત્રવ્યવ-

હારને લીધે એ મુંબાઈ આવ્યા પણ તે અમલદાર રજા ઉપર હોવાથી નાસિક પંઢરપુર થઈને એ ભાઈ અત્ર આવ્યા છે. આપને જો એમનું વૃત્ત વાંચીને અને સાંભળીને એમને માટે કાંઈક કર્તવ્ય સ્ફુરે તો મારે આપને જણાવવાનું તે એજ કે શેઠ પરાગજી સરજીનો એમને પરિચય કરાવવો અને બની શકે તો રા. જમનાદાસભાઈ દ્વારકાદાસનો પણ પરિચય કરાવવો, અને તેમની સલાહથી એ ભાઈને એવી કર્તવ્યદિશા દર્શાવવી કે જેથી રંગકલાનો આપણાં સમીપમાં ઉદય થવાના પ્રસંગનો આપણો દેશ પ્રથમ લાભ લઈ શકે. ઉક્ત એ ભાટીઆ વૈષ્ણવો ઉપરાંત અન્ય પણ એ કાર્યમાં એમને સલાહ આપે એવા કોઈ પણ ગૃહસ્થોનો આપ એમને પરિચય કરાવશો તો એ સજ્જનનેજ નહિ પરંતુ દેશને લાભ છે. મ. ગ. શાસ્ત્રીના ભગવત્સ્મરણ

## દિલાસો તથા સિદ્ધાંતચર્ચા

॥ શ્રીવલ્લભઃ ॥

પૂના. મંગળ

આયુષ્માન્ વસન્તરામ,

રવિવારે હું મુંબાઈ અમુકકાર્યાર્થ ઉપસ્થિત થયો હતો. ત્યાં વૃત્તાન્ત કર્ણગોચર થયું તેથી આ પત્ર.

આપના જ્યેષ્ઠ ભ્રાતા શ્રીહરિપદને પ્રાપ્ત થઈ ગયા અને આપને શોકસાગરમાં નિમગ્ન કરી દીધા. જ્યેષ્ઠ ભ્રાતા આપણા આર્યસંસારક્રમમાં પિતૃસ્થાનાપન્ન છે. પ્રથમ માતા અનન્તર પિતા, અને તદનન્તર પિતૃસ્થાનાપન્ન જ્યેષ્ઠ ભ્રાતા પણ પરલોકપ્રયાણી થઈ જવાથી સંસારભાર આપના શીર્ષ વૃદ્ધિને પ્રાપ્ત થયો. મનમાં ચિન્તા ન જ થાય એવા નિશ્ચિન્ત મનનું તો પરમ ભાગ્યવાન શુદ્ધ પુષ્ટિમાર્ગીયોને જ દાન હોય છે. પુષ્ટિમર્યાદાસ્થ અર્જુનસમ ભક્તનાં ચિત્તમાં વૈરાગ્ય થાય છે, તથાપિ ભગવદ્વચનસુધાવર્ષાથી તે વૈષમ્યાગ્નિ શમી જાય છે. આપણે તો પ્રવાહપતિત છીએ, નથી શ્રીગોપીજનની યોગ્યતા વા નથી અર્જુનોદ્ધવાદિની પણ યોગ્યતા, તથાપિ શ્રીમદાચાર્યચરણને શરણે આવવાની આપણી બુદ્ધિ થાય છે, તેથી તેમના આશ્રયમાત્રથી ચિન્તાસન્તાનનો વધ થઈ ગયા વિના નહિ જ રહે એમ દુઃખમાં પણ પ્રપત્તિ ન તજવી. આ પણ કથનમાત્ર છે, કારણ કે પ્રપત્તિના ધર્મ ક્યાં અને આપણે ક્યાં ? કથન–ઉપદેશ–સરલ છે, પણ વર્તન તો કૃપાધીન જ. તેથી દુઃખમાં વા સુખમાં કૃપાયાચક જ આપણે થવાનું રહ્યું. પ્રભુ તેમના–જ્યેષ્ઠ ભ્રાતાના–આત્માને શાંતિ, અને આપને સહનનું દાન કરો.

આપને મારાથી દયારામભાઈના વિચારો અધિક ગ્રાહ્ય હોય, આપને પત્રકારનું અમુક અહંમમત્વ હોય, ભેદની–મતભેદની ચર્ચા કરવાની આપની બુદ્ધિ હોય, તે શોધવાનો આ પત્રનો આશય નથી. યદ્યપિ આપ પત્રકારના માની છો, તથાપિ બાલ હોવાથી યથાર્થ ગ્રહણ કરી શકતા નથી. જે શ્રદ્ધાલુ વર્ગ શ્રીમદાચાર્યચરણના વંશને સાક્ષાત પુરુષોત્તમ માને છે તેમની શ્રદ્ધાની પ્રશંસા સર્વે જ કરે છે. તેમજ જે તેને "ગુરુદ્વાર" માને છે તે વર્ગ પણ દ્વાર માનીને પણ તે દ્વારદ્વારા જ શ્રીમદાચાર્યચરણની કૃપા પ્રાપ્ત થવાની એમ તે સ્વીકારે જ છે. તેથી શ્રીમહાપ્રભુજીના બાલકો તેમનામાં સદ્ભાવ જ રક્ષે છે. વિચક્ષણનું તો એ કાર્ય છે કે બાલકો અને આ ઉભયે વર્ગ એમ ત્રણેનું હિત થાય અને આપણી અપ્રતિમ સમ્પ્રદાયની "પતાકા" દશદિગન્તમાં દગ્ગોચર થાય એવું વર્તન રાખવું. દુઃખ ભગવત્પ્રાદુર્ભાવહેતુ છે, અને તે તો દુઃખ ભગવાન વિના અન્યથી નિવાર્ય ન હોય તો તે દુઃખ સુખકારણ છે. આવી યોગ્ય બુદ્ધિથી મેં આપને આપના દુઃખમાં આ પત્ર લખ્યું છે કે સત્યનાં કિરણ આપના હૃદયકમલમાં પડીને

તેને વિકસિત કરે. સાંપ્રત સ્થિતિમાં પંડિતો અને ગ્રેન્યુએટોનો મહાન્ વિરોધ પડવાનો અને પરિષદ્ પડી ભાંગવાની. જેઓ આત્માને સમ્પ્રદાયના નેતા માનતા હોય તેમને આ પરિસ્થિતિ પ્રભુ જણાવે. હું કોઇપણ ઇતર અવતારનું ભજન કરતો નથી. કેવલ અવતારી અવતારમૂલ અને તેથી સર્વાવતાર શ્રીકૃષ્ણનો સેવારસ સ્પૃહું છું. તે દાન કરવાનું સામર્થ્ય કેવલ શ્રીમદાચાર્યચરણનું છે, અને તે સામર્થ્યનો વિકાસ આપણા હૃદયમાં તેમના દ્વારભૂત શુદ્ધ વંશ્યથી જ થાય છે, તેથી શ્રીમદાચાર્યચરણના શુદ્ધવંશ્ય દ્વારભૂત શ્રીગોસ્વામી બાલકોથી આપણે સર્વ અષ્ટાક્ષર પંચાક્ષરનું દાન પ્રાપ્ત કરીએ છીએ, જેમાં પ્રભુ દાન છે, શ્રીમદાચાર્યચરણ દાતા છે, અને તેમનો વિશુદ્ધવંશ દ્વારભૂત છે. તે દ્વાર જ ન હોય તો આપણને કૃપાનું દ્વારાન્તર જ નથી. આથી તેમના ચરણ-સ્પર્શાદિ હું કરું છું. શ્રીમદાચાર્યચરણનું, શ્રીગુંસાઈજીનું અને મારા ગુરુદેવ શ્રીકલ્યાણરાયજીનું એકત્ર ઉચ્છિષ્ટદાન મને મારા ગુરુદેવે બ્રહ્મસંબંધદિને બેઠકજીમાં મનોરથ કરીને કર્યું તદનંતર જ મારી બુદ્ધિનો આ માર્ગમાં વિકાસ થયો. હું પુષ્ટિમાર્ગીય ગ્રન્થો મારા પિત્રાદિ પાસે ભણ્યો નથી, પરન્તુ ગુરદ્વારતઃ મને શ્રીવલ્લભાધીશ્વરે દાન કર્યું છે. એમ આપ અને સર્વ બાલકો સારી રીતિએ જાણે છે. હું તેમના પ્રતિ જે શુદ્ધદ્વારતઃ કુમારભાવ રાખું છું, તેથી તેઓ સર્વની મારા પ્રતિ કૃપા નિત્ય છે. નહિ તો શ્રીગોકુલનાથજી મારી પ્રાર્થનાથી છાત્રાલયાર્થે અત્ર આગમન કરીને મને કેમ ઉપકૃત કરે? ઇન્દાપુર પ્રતિ ગમનપ્રસંગે અને આગમનપ્રસંગે ઉભયપ્રસંગે મારે ત્યાં તેઓશ્રીએ સ્થિતિ કરી તે અન્યથા કેમ કરે? તેઓ સમસ્ત સારી રીતિએ જાણે છે કે જેમ કોઇ તેમને પુરુષોત્તમ માને છે, તેમ કોઇક તેમને દ્વારતઃ કુમાર પણ માને છે, અને એ ઉભયવૃન્દમાં તેમને રસવિશેષ ભોગ થવાથી તે સમસ્ત વર્ગ સુરક્ષિત રહે છે. આ વિકરાલ કલિમાં આંગ્લભાષા ભણીને કેટલો વર્ગ ભ્રષ્ટ થઇ ગયો છે તે આજ અવલોકો ત્યારે તેના કેવલ પ્રવાહપતિત ઉપાધિપ્રાપ્ત ગ્રેન્યુએટથી અંતરિત અને બાલકોને "દ્વારભૂત" માનનાર ગ્રેન્યુએટો પણ પ્રભુના કૃપાપાત્ર છે એમ આપનો નિશ્ચય થયા વિના રહેશે નહિ. પત્રકારનો અભિમાન અને વૃથા ભ્રમ ત્યજો—ભગવાન આપને તે સમજાવે—અને આ ક્ષણે સમ્પ્રદાયનો અને પરિષદ્નો જે ભંગ થાય છે તેનો પ્રભુ રોધ કરો. મારે પરિષદ્માં ઉપસ્થિત થવું નથી પરંતુ ૧૯૬૦ પછી પરસ્પર વૈમનસ્યને લીધે પરિષદ્નું મિલન થાય એમ કોઇને પણ આમન્ત્રણ આપ્યું નહિ. ડાકોરમાં નિમન્ત્રણ સ્વીકારાય અને ત્યાં સમાજીઓનો પરાજય થાય તેથી તત્પ્રાક્ એક પરિષદ્ બોલાવવી મને ઉચિત લાગી, પૂનામાં પ્રભુકૃપાથી તે મલી, ડાકોરમાં પણ તે મલી, હવે જો અન્યત્ર તે બોલાવાય એમ મનીષા હોય તો કુશબ્દોનો પ્રયોગ રોધો, અને વૈષ્ણવભૂષણ સારસ્ય સ્વીકારો. જેથી શાન્તિથી સામ્પ્રદાયિક કાર્ય થતાં ભંગ અને તજ્જ ઉપહાસ આપણે ન અનુભવીએ. ભ્રમ ન થાય તેથી પુનઃ કહું છું, મેં આપનો વૃત્તિચ્છેદ કર્યો નથી જેમને સ્તમ્ભમાં બ્રહ્મભાવ હોય છે તે જ્ઞાની પણ પ્રશસ્ય છે. તો શ્રીમહાપ્રભુજીના શુદ્ધદ્વારભૂત વંશમાં બ્રહ્મભાવ રાખે તેવા શ્રદ્ધાલુ વર્ગની પ્રશંસા સર્વજ્ઞ કરે. તથાપિ સ્વમાર્ગીય સિદ્ધાન્ત તો તદવસ્થ જ રહે છે કે સર્વાવતારમૂલ અવતારી શ્રીકૃષ્ણાવતાર સારસ્વતકલ્પમાં પ્રાદુર્ભૂત પુષ્ટિપુરુષોત્તમ જ પુષ્ટિ-માર્ગમાં સેવ્ય છે, તદતિરિક્ત અવતારાન્તર કે અવતારવંશ્ય સર્વથા સેવ્ય નથી. પુષ્ટિપુરુષોત્તમ સ્વરૂપ દાન છે, શ્રીમહાપ્રભુજી જ તેના દાતા છે. દાનથી પણ દાતા અધિક છે, તેથી પુષ્ટિ-શ્રીગોકુલેશસ્વરૂપ શ્રીમદ્વલ્લભાચાર્યચરણને સેવે છે. વિપ્રયોગભાવાત્મક મુખારવિન્દભક્તિરસ આપણને તેમના દ્વારભૂત વંશદ્વારતઃ જ પ્રાપ્ત થાય છે. તેથી દ્વારભૂત શુદ્ધવંશ્ય પ્રતિ પણ સદ્ભાવ રાખવો, તેઓ આપણને શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત કરાવીને તેમનું પ્રાકટ્ય અને આપવું

આગમન એમ ઉભય કૃતકૃત્ય કરે. તેમના ચરણસ્પર્શાદિ કરવાથી પૂર્વોક્ત સિદ્ધાન્તનો ભંગ થતો નથી, પરન્તુ શ્રીમદાચાર્યચરણનું જ તેમનાદ્વારા અર્હણ થયા કરે છે. જેમ આ પ્રકારે વંશ પણ આદરણીય છે તેજ પ્રકારે ૮૪ નિર્ગુણ અને ૨૫૨ સગુણ ( પારિભાષિક ) પણ વન્દનીય જ છે, એટલું જ નહિ પરન્તુ શ્રીગોકુલાધીશ્વરે અમુક ગ્રામના કૃપાપાત્રને પત્રદ્વારા પણ બ્રહ્મસંબંધની આજ્ઞા કરી હોય અને તેથી તે પ્રણાલીએ ભગવત્સંબંધ પ્રાપ્ત કરીને શ્રીમદ્‌-વૃન્દાવનેન્દુનિષ્ઠ જ પુષ્ટિરસનું પાન પ્રકારાન્તરે કરતા હોય તો તે પણ એક ભાવ વિશેષ છે એમ નિશ્ચિત કરીને તેમનો પણ અનાદર ન કરવો, કારણ કે તે પણ પુષ્ટિસૃષ્ટિ છે. **પ્રપત્તિ અને આત્મનિવેદન એ બે તત્ત્વ સમ્પ્રદાયમાં એવાં તો બલિષ્ઠ છે કે તે દ્વયીથી આપણો સમ્પ્રદાય રાષ્ટ્રધર્મ તો શું પરન્તુ વિશ્વધર્મ થઇ શકે.** પરન્તુ આપણા માર્ગના પ્રવર્તકાચાર્યવંશ્ય, પંડિતો, ગ્રેજ્યુએટ વૈષ્ણવો, અને અન્ય પણ સામ્પ્રદાયિક વૈષ્ણવોનું તેમજ ભટ્ટ વર્ગનું પણ સર્વથા ઐક્ય અપેક્ષિત છે. આપના પત્રકાર થયા પછી આપે આ ઐક્ય પ્રાપ્ત કરવાને શું કર્યું, એ આપ શાન્તિથી અવલોકો એટલે સત્ય પરિસ્થિતિનું પરિજ્ઞાન થશે.

આ પત્ર વિસ્તૃત થઇ ગયું તેથી પરબીડીયામાં મોકલવું પડ્યું પરન્તુ તેથી આ ગુપ્ત હોવાથી પ્રકાશનીય નથી એમ ભીતિ રાખશો મા. પ્રભુની હું તે કૃપા માનું છું કે જેથી શ્રીમદાચાર્ય સમાન કોઈ નથી એ બુદ્ધિ સ્થિર રહે, અનન્યતા દૃઢ રહે, અને સમ્પ્રદાયનો હ્રાસ થતો રુદ્ધ થાય. કોઇપણ બુદ્ધિમાન ગોસ્વામી એમ સ્વીકારે છે કે "અમારાથી શ્રીમહાપ્રભુજી અધિક નથી?" તેમનાથી વંશ, વંશથી શ્રીમદાચાર્ય નહિ, તેથી સેવ્ય તો કેવલ શ્રીમદાચાર્યચરણ જ ઇતર કોઈપણ, નહિ નહિ નહિ.

લી. મ. ગ. શાસ્ત્રીના ભગવત્સ્મરણ

## *ભાટિયા હાઇસ્કૂલને પત્ર

ભરૂચ, તા. ૨૬-૭-૧૬.

(૧)

ભગવત્સ્મરણપૂર્વક વિનતિ કે—આપની સ્કૂલની એક્ઝિક્યુટિવ કમિટિના સેક્રેટરી સાહેબો તરફથી અત્ર પત્ર આવ્યું છે. તેના ઉત્તરમાં નીચે પ્રકારે યોજના રજુ કરવાની રજા લઉ છું.

સરકારી હાઇસ્કૂલોમાં ચોથા ધોરણથી સાતમા ધોરણ સુધી સંસ્કૃત શીખવાય છે, તેમાં ચોથામાં ભાણ્ડારકરના પ્રથમ પુસ્તકના પાઠ ૧-૨૮, પાંચમા ધોરણમાં પ્રથમ પુસ્તક સમાપ્ત અને દ્વિતીય પુસ્તકના પાઠ ૧-૧૨, છઠ્ઠા ધોરણમાં પાઠ ૧૩-૨૦ અને સાતમા ધોરણમાં દ્વિતીય પુસ્તક સમાપ્ત કરીને યુનિવર્સિટીની માગણી પ્રમાણે કેટલુંક સાહિત્ય વંચાય છે. આ ક્રમમાં કેટલીક ન્યૂનતા સ્પષ્ટ છે, તે સુધારવાના ઉદ્દેશથી કેળવણી ખાતાના ૩૦ વર્ષના અનુભવી રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીએ ગુજરાતીમાં "સંસ્કૃતશિક્ષિકા" અને ઇંગ્લિશમાં sanskrit teacher નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું. આ પુસ્તકને મારા તરફથી મુંબાઈની એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલમાં ઉત્તેજન આપવામાં આવતું, અને એ આવૃત્તિની કેટલીક ન્યૂનતા જણાવી આપવામાં આવી હતી. હાલ આ ગ્રન્થની તૃતીય આવૃત્તિ થઇ સંભળાય છે. મનુષ્યનાં સર્વ કાર્યમાં ન્યૂનતા સ્વાભાવિક રીતિએજ રહે છે. માત્ર ભાંડારકરના ગ્રન્થ કરતાં આ ગ્રન્થ વિશેષ

* મુંબાઈમાં શેઠ મથુરાદાસ કરસનદાસ નાથા ભાટિયા હાઈસ્કૂલની સ્થાપના વખતે સદ્દગતની સલાહ લેવામાં આવતાં આ મનનીય પત્ર સદ્દગતે લખ્યો હતો. તંત્રી.

રસિક અને સરળ હોવાથી લોકોપયોગી છે. સંસ્કૃતમાં અભિરુચિ પ્રકટ કરે છે. આ ગ્રન્થમાં દોષજ નથી એમ ન સમજવું. કોઇ કોઇ વખતે મારે પોતાને બન્ને ગ્રંથોની ન્યૂનતા ભાસતી.

આ ઉપોદ્દ્ઘાત લક્ષમાં આવવાથી કેટલાક ફેરફાર સહિત યોજના મુકું છું તે આપના લક્ષમાં આવશે એમ આશા રાખુ છું. જો બની શકે તો સંસ્કૃત ત્રીજા ધોરણથી આરંભવું, જેથી સાતમા ધોરણમાં સંસ્કૃત સાહિત્ય વાચવાનો અવકાશ પુષ્કળ મળે. સંસ્કૃત અને ગુજરાતી એ બે ભાષા વચ્ચે સંબંધ અત્યંત નિકટનો હોવાથી હું ચોથા પાંચમા અને છઠ્ઠા ધોરણમાં ગુજરાતી દ્વારા સંસ્કૃત શીખવતો. આથી છોકરાઓને સંસ્કૃતમાં રસ આવતો. સાતમામાં તો અંગ્રેજીનો ઉપયોગ કર્યા વિના ચાલે નહિ, કારણ કે યુનિવર્સિટિમાં તેવી વ્યવસ્થા નથી. જો કે ડિપાર્ટમેન્ટલ સ્કૂલ ફાઇનલમાં તો તે પણ વ્યવસ્થા છે. **માતૃભાષાનેજ પ્રથમ ભાષા ગણીને તેના મૂળ તરીકે સંસ્કૃત માનીને** બીજી ભાષા તરીકે અંગ્રેજી વ્યવહારાર્થ **ભણવું જોઈએ એમ મારું નમ્ર મત છે.**

કાર્યક્રમ—ત્રીજુ ધોરણ—ભાંડારકરનું પ્રથમ પુસ્તક પાઠ ૧–૧૫ ષોડશ ગ્રંથનો મુખપાઠ (સરળ શ્લોકોના ભાષાંતર સાથે)

ચોથું ધોરણ—ભાંડારકરનું પ્રથમ પુસ્તક સમાપ્ત શ્રીમદ્ભગવદ્ગીતા સાર્થ અધ્યાય ૫–૬

પાંચમું ધોરણ—રાવબહાદુર કમલાશંકરની સંસ્કૃતશિક્ષિકા પાઠ ૧–૩૧ શ્રીગીતાજી સાર્થ અધ્યાય ૭–૧૨ હિતોપદેશ પત્ર. ૨૦.

છઠ્ઠું ધોરણ—સંસ્કૃતશિક્ષિકા સમાપ્ત. શ્રીગીતાજી અધ્યાય ૧૩–૧૮ પંચતંત્ર પત્ર ૩૦

સાતમું ધોરણ—વ્યાકરણ-છઠ્ઠાં ધોરણ સુધીમાં હતું તેની આવૃત્તિ સાહિત્ય. ગદ્ય-કાદંબરી અથવા દશકુમારચરિત અથવા હર્ષચરિત પત્ર ૪૦. પદ્ય-રામાયણ બાલકાંડ અને મહાભારત નલ અને સાવિત્ર્યુપાખ્યાન અથવા નીતિવૈરાગ્યશતક અને મેઘદૂત અથવા રઘુવંશ સર્ગ ૧–૨–૫, અને કુમારસંભવ સર્ગ ૪–૫, નાટક—ભાસ, કાલીદાસ, ભવભૂતિ, કે શ્રીહર્ષના કોઈપણ નાટકના બે ત્રણ અંક. ઉદાહરણ—સ્વપ્નવાસવદત્તા, શાકુન્તલ, ઉત્તરરામચરિત, રત્નાવલી.

સાતમા ધોરણમાં ગદ્યપદ્ય નાટકનો સમુચ્ચય હોય એવા તૈયાર Reader પણ વાંચી શકાય. ગયે વર્ષે કમળાશંકરભાઇએ પણ એક એવું Selection બહાર પાડયું છે, પરંતુ હું કોલેજમાં ગયો, તેથી તે મારાથી શીખવાયું નહિ. પૂનાના શેઠે શાસ્ત્રીનાં Selection ના બે ગ્રંથ પણ સારા છે. સંસ્કૃતને જેમ બને તેમ વિશેષ ઉત્તેજન આપવું. હું એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલમાં પ્રથમ આવ્યો ત્યારે સંસ્કૃતનાં ત્રણ, પર્શ્યનના ત્રણ અને ફ્રેંચના ત્રણ શિક્ષકો હતા, બાર વર્ષ હું ત્યાં રહ્યો, તેનું પરિણામ એ આવ્યું કે સંસ્કૃતના પાંચ, પર્શ્યનનો માત્ર એક અને ફ્રેંચના બે શિક્ષકો થઈ ગયા. આપનામાંથી કેટલાક યુરોપ જશે જ, માટે વ્યાપારોપયોગી ફ્રેંચ સંસ્કૃતથી બીજે નંબરે આવવું જોઇએ. હું જાતે સ્વતંત્ર સ્કૂલ કાઢનો હોઉં અને જે પ્રકારે સંસ્કૃત શીખવું તે પ્રકાર આપના આગળ રજુ કર્યો છે. આમા કોઇપણ વિવેચનની અપેક્ષા હોય તો અવશ્ય પુછવું. શિક્ષકે બે વાતો લક્ષમાં રાખવાની છે પ્રથમ સાહિત્ય પછી વ્યાકરણ પછી સંસ્કૃતમાં ગુજરાતી કે અંગ્રેજીમાંથી ભાષાંતર આમ ક્રમ રાખવો, જ્યારે જ્યારે સંસ્કૃત ધાતુનો પરિચય કરાવવામાં આવે ત્યારે ત્યારે આપણી માતૃભાષામાં તે ધાતુ રૂપાન્તરે વિદ્યમાન છેજ એમ ભાન કરાવવું. બન્ને ભાષાનો સંબંધ દૃઢ કરવો task classમાં સંસ્કૃતને માટે કોઇને પણ જવું ન પડે, અને કદાચિત્ જવું પડે તો સ્વચ્છ સ્પષ્ટ અક્ષરથી તે કાર્ય લિખ્યું કર્યું છે એમ શિક્ષકે અવશ્ય ખાતરી કરી લેવી જોઈએ.

નીતિ—નીતિનાં પુસ્તકો ગાયકવાડ સરકાર તૈયાર કરાવે છે, તેનો લાભ લેવો એટલું જ નહિ પણ વિદુરનીતિ, શુક્રનીતિ, ચાણક્યનીતિ એવા ગ્રંથોનો પણ ઉપયોગ કરાવીને સત્ય, વિવેક, આસ્તિક્ય ઇત્યાદિ નૈતિક સદ્ગુણ વૃદ્ધિ પામે તેમ ઉપાય યોજવા, એકાદ વાર અઠવાડીયામાં હોલમાં સર્વને ભેગા કરીને પણ નીતિનું શિક્ષણ આપી શકાય છે.

ધર્મ—આ વિષે હું અન્ય પત્ર આપને મોકલીશ.

M. G. Shastri.

## હાઇસ્કૂલમાં ધાર્મિક શિક્ષણ

ભગવત્સ્મરણપૂર્વક વિનતિ કે આપે રા. ઠાકુરદાસભાઇ સાથે મોકલાવેલું 'ગુજરાતી' મળ્યું. મેં વસંતરામનો આર્ટિકલ વાંચ્યો. ધર્મશિક્ષણ માટે મારી યોજના નીચે પ્રમાણે છે.

ધર્મના બે મુખ્ય અંગ છે, ૧. સ્તુતિ, ૨. બોધ અથવા જ્ઞાન, સ્તુતિને માટે જેમ મિશનરી સ્કૂલમાં Prayer Book હોય છે તેવી પ્રાર્થનાપોથી તૈયાર કરાવવી જોઇએ. ઋગ્વેદનાં સૂક્ત સ્વતઃ આ સ્તુતિમયજ છે. ગીતામાં એકાદશાધ્યાયમાં સ્તુતિ છે, વિષ્ણુપુરાણમાં સ્તુતિ અનેક સ્થાને આવે છે, અને શ્રીમદ્ભાગવતમાં તેનો પારજ નથી. હાલ તાત્કાલિક શ્રીમદ્ભાગવતના દશમ અને એકાદશમાં જેટલી શ્રીકૃષ્ણની સ્તુતિ હોય તે એકત્ર કરી એક પૃષ્ઠ પર સંસ્કૃત અને તેના સામા પૃષ્ઠ પર તેનું સુવાચ્ય ગુર્જર ભાષાંતર આપવું. ભાષાંતર અતિશય Free નહોતાં જેમ તેમ literal હોવું જોઇએ, જેથી સ્તોત્રના અમુક શબ્દોનો અમુક પર્યાય છે, એમ બાળકોને સત્વર સમજ પડે. આવાં શ્રીમદ્ભાગવતનાં સ્તોત્રનું ભાષાન્તર શ્રીસુબોધિનીજી અને શ્રીબાલપ્રબોધિનીજી બે સામ્પ્રદાયિક ટીકાનુસાર કરાવવાં. રા. પટવારી તરફથી પ્રયત્ને યતો હતો, તે ક્યાં પર્યંત આવ્યો તેથી હું અજાણ્યો છું.

જો આપની શાળામાં વૈષ્ણવનોજ વર્ગ ચાલવાનો હોય તો આ સ્તોત્રો ઉપરાંત બૃહત્સ્તોત્રસરિત્સાગર દ્વિતીય ભાગમાંથી શ્રીમદ્વલ્લભાચાર્યથી પ્રારંભીને અદ્યાપિ પર્યંતના કૃષ્ણસ્તોત્રના ભાષાંતર પણ ઉપયુક્ત થાય એમ મારી ધારણા હોવાથી જ્યારે બોરસદના મુખ્યાજી બાઇલાલભાઈ છગનલાલ પુને મને મળવા આવ્યા હતા, ત્યારે મેં તેમને આ સ્તોત્રસરિત્સાગરમાંથી શ્રીકૃષ્ણસ્તોત્રોનું પૃથક્કરણ કરી તેનો અનુવાદ પ્રસિદ્ધ કરવાનું સૂચવ્યું હતું, અને હું માનું છું કે આ ભાગ તે આપણને પૂરો પાડશે, આ કાર્ય કરનાર કોઇ પણ માણસને અર્થહાનિનો સંભવ નથી. કારણ કે ઉક્ત સ્તોત્રસાગર મુદ્રિત થયા ને ૨૫ વર્ષ થઇ ગયાં, તથાપિ તેનું ભાષાંતર થયેલું ન હોવાથી વૈષ્ણવો તરફથી પણ તેની યાચના થાય છે, અર્થાત્ શ્રીકૃષ્ણસ્તોત્રનું ભાષાંતર એમાંથી પ્રસિદ્ધ થાય તે માત્ર આપણનેજ ઉપયુક્ત થાય એમ નથી પણ સામાન્ય રીતિએ સર્વ વૈષ્ણવોને તે આદરણીય થશે, તથાપિ જો એમાં અંશસાદાંગ્ય અપેક્ષ હોય તો તે અવશ્ય કરવું. આ પ્રકારે સ્તુતિના મેં ભાગ બે માન્યા છે. એક Pre-Vallabhacharya અને એક Post Vallabhacharya.

આવાં બે પુસ્તકો જો આપણને થોડા વખતમાં મળી જાય તો અમેજી પ્રથમ ધોરણથી જ સ્તુતિ તો આરંભાવવી. કલ્પિત સ્તુતિ રચાવવી, તે કરતાં સર્વમાન્ય પ્રાકૃત ગ્રંથોમાંથી અને આપણા સમ્પ્રદાયના પ્રાચીન ગુરુઓએ કરેલી સ્તુતિ વિશિષ્ટ છે એમ સર્વને માનવું પડશે. શ્રીમદ્ભાગવતનો સ્તુતિ ભાગ કઠિન છે અને પ્રાયઃ સપ્તાહમાં પૌરાણિકો તે ભાગના દોહમાં જ

કરી જાય છે. સ્ત્રી શ્રોતાને ઐતિહાસિક વાર્તાની મોહિની વિશેષ હોય છે તેથી અર્થાત્ પૂર્વોક્ત બે સામ્પ્રદાયિક ટીકાઓને અનુસરીને સ્તોત્રનો આશય શ્રીમદ્ભાગવતમાંથી સ્પષ્ટ કરી શકે એવા સામ્પ્રદાયિક પાસે ભાષાન્તર કાર્ય કરાવીને બોધાત્મક ગ્રંથમાં વેદ, તેના શાખા વિભાગ, બ્રાહ્મણ, ઉપનિષત્, ગીતા, ષડ્દર્શન ષષ્ઠ દર્શનના શાંકર આદિ ભેદ, શુદ્ધાદ્વૈત, સ્મૃતિ, પુરાણ, ભાગવતોત્કર્ષ, સાંખ્ય, યોગ, તપ, વૈરાગ્ય, ભક્તિ, નવધા ભક્તિ, પ્રેમ આસક્તિ, વ્યસન, મર્યાદા, પુષ્ટિ, સર્વાત્મભાવ, શરણ, આત્મનિવેદન સેવા તદનુકૂલ સદાચાર, વિવેક, ધૈર્ય, આશ્રય, ઇત્યાદિનું સ્વરૂપ નિર્ભયતાથી શીખવવું જોઇએ. અદ્યાપિ પ્રસિદ્ધ સનાતનગ્રંથમાળા કરતાં આનું દષ્ટિબિન્દુ અત્યુચ્ચ વૈષ્ણવોપયોગી હોવું જોઇએ. નીતિનો સમાવેશ ધર્મમાં થતો નથી. કારણ કે નીતિ લૌકિક વ્યવહારોપયોગી હોવાથી અર્થશાસ્ત્રનો વિષય છે, અને ધર્મનું લક્ષ્ય Trascond ontal પરમાત્મા છે. ધર્મ મોક્ષશાસ્ત્રનો વિષય છે. સત્ય, દયા, દાન ઇત્યાદિ શિક્ષણ નીતિમાં આવી જાય છે. તેથી ધર્મમાં તેનું પિષ્ટ પેષણ ન થવું જોઇએ. હું કોણ? ક્યાંથી? આ જગત્ શું? શા માટે ઇત્યાદિ પ્રશ્નોના સરળ ઉત્તરદ્વારા પરમાત્મામાં ચિત્ત પ્રવણ કરાવવું એ ધર્મનું દષ્ટિબિન્દુ છે. પરમાત્મા શ્રીકૃષ્ણનું માહાત્મ્યજ્ઞાનપૂર્વક ભજન અને તદ્દ્વારા સંસારતરણ એ ધર્મનો ઉદ્દેશ છે. બોધાત્મક Text-Book તૈયાર કરનાર પૂર્વોક્ત Prayer-Book તૈયાર કરનાર કરતાં પણ વિશેષ ભગવાનની સમીપનો હોવો જોઇએ.

આવી Text-book તૈયાર કરાવવી ને આજથી દશ વર્ષ પર પરિષદ્ તરફથી પ્રયત્ન થયેલો. પરંતુ આપણા સમ્પ્રદાયમાં સત્તા (મહારાજ) શ્રી (વૈષ્ણવો) અને ધી (વિદ્વાન) એ ત્રણના સમન્વયના અભાવે તે મનોરથમાત્ર જ રહ્યો. આ પ્રથમ અંક સમાપ્ત થયા પછી રા. રા. ત્રિકમલાલ રણછોડદાસ દેસાઇ તરફથી એકાદ text book તૈયાર થાય એમ માગણી આવી હતી. ઉક્ત કારણથી તે માગણી પણ લક્ષ અપાયું નથી. દ્વિતીય અંકના જ એક પાત્ર રા. વસંતરામ છે. એમનો પરિચય અત્ર ઉપયુક્ત થશે. અમદાવાદના રામકૃષ્ણ શાસ્ત્રી પાસે વ્યાકરણ અને તર્કસંગ્રહાદિનું અધ્યયન કરીને વડોદરે ત્રણ ઇયત્તામાંથી એક ઇયત્તા એમણે પસાર કરી છે. સુરતની પરિષદ્ પછી એમને મારો પરિચય થયો. મને દ્રવ્યની આકાંક્ષા જ નથી, મને જ્ઞાન સંપાદન કરવું છે, એમ મારા આગળ પ્રતિજ્ઞા કર્યાથી શુદ્ધાદ્વૈતવેદાન્તની વડોદરે થતી ત્રણ ઇયત્તાની પરીક્ષામાંથી પ્રથમ ઇયત્તામાં પાસ થયા. એ પરીક્ષકોમાં હું ત્યાં એક હોઉં છું. દ્વિતીય ઇયત્તામાં અણુભાષ્ય હોય છે. તેમનો અક્ષરાર્થ એમને થઇ ગયો છે. પરંતુ એમના પિતાને મુંબાઇ મોટા મંદિરમાં લાવવામાં આવ્યા, ત્યારથી તેમનું મારી પાસેનું અધ્યયન પૂર્ણ થઇ ગયું. હાલ મેં એમને જસ્ટિસ શાહને ત્યાં મારે સ્થાને યોજ્યા છે. મિતાક્ષરાના ઘણા ભાગની આવૃત્તિ ત્યાં કરાવે છે. પરાગજી સુરજી શેઠને ત્યાં એમનો સારો પ્રવેશ છે. સામ્પ્રદાયિક અભ્યાસ વધારવો તે કરતાં પણ સાંપ્રદાયિક ગ્રંથોના મુદ્રણ તરફ એમનું ચિત્ત વિશેષ છે. મોટા મંદિરના મહારાજશ્રીના કૃપાપાત્ર છે. વૈષ્ણવોમાં પણ પગ છે, અને એ ત્રણ વર્ગની મારી પ્રકૃતિની તાલિમ છે. ચર્ચાપત્ર આપવામાં ખાસ હેતુ નહિ, પણ જો text book લખવાનું કામ સોંપવામાં આવે તો તો તે કરવાની તેમની આંતર પ્રસન્નતા છે. એમ મેં પત્રવ્યવહારથી જાણ્યું છે. મલભદ્રશ્રી પંડિતને જો આપે એ કામ સોંપ્યુંજ હોય તો તેને અપ્રસન્ન કરીને તે કામ લેવાને પ્રસન્ન નથી. આ સ્થળે એક આપણ કહેવાનું યોગ્ય છે. જો આપની સૂચનામાં રા. સૂરચંદ તુલસીદાસ તેલીવાળા બી. એ. એલએલ. બી. અને વે. શા. સં. વસંતરામભાઇ એ

બેની યોગ્ય શરતે યોજના થઇ શકતી હોય તો ધર્મ નીતિ અને સંસ્કૃત એ ત્રણને માટે આજના મંડળને નિશ્ચિંતતા રહેશે. આ બન્ને નિસ્પૃહ છે એક હાઇકોર્ટમાં વકીલાત કરે છે. અને બીજાને જસ્ટિસ શાહ પરાગજીભાઈ શેઠ ઈત્યાદિ તરફથી માસિક ૫૦–૬૦ ની આવક છે. જો તેલીવાળાને ફર્સ્ટ એસિસ્ટન્ટ કરવામાં આવે અને વસંતરામને સંસ્કૃત શિક્ષક કરવામાં આવે તો તે શક્ય છે કે કેમ તે જોવું એ આપનું કામ છે. બન્ને ઉત્સાહી બુદ્ધિમાન્ પ્રામાણિક યુવાન છે, અને જો બને તે સામ્પ્રદાયિક સેવા કરવા કટિબદ્ધ છે.

Text book હું તૈયાર કરવાને રાજી છું કે કેમ? આ આપના પ્રશ્નનું ઉત્તર બહુધા આપ્યું છે. જો બલભદ્રશર્મા તે કાર્ય કરતા હોય તો તેમને અપ્રસન્ન કરવાની મારી ઇચ્છા નથી. જો કે તેમના કરતાં રા. તેલીવાળા અને વસંતરામ તે કાર્ય વિશેષ સંતોષકારક કરશે. આ બંને મારાજ શિષ્ય છે, અને જો એઓ એ કાર્ય કરતા હોય તો તે મેંજ કર્યું એમ માનીશ. મારું વય ૪૦–૪૨ થયું તેથી મારું કાર્ય ધીમે ધીમે થાય છે. જો આ બે શિષ્ય પણ ન કરે તોજ હું તેમને પ્રસન્ન રાખીને તે કાર્ય કરીશ, તોએ ધીમે ધીમે. પરાગજીભાઇને જણાવવાથી વસંતરામને આપ જોઇ શકશો. તેલીવાળા બખ્ખર બિલ્ડિંગમાં ત્રીજે માળે પ્રથમ રૂમમાં રહે છે.

Text Book તૈયાર કરાવવામાં સ્કૂલનું બંધારણ કેવું થાય છે તે પણ જરા જોવાથી અનુભવ મળશે. અર્થાત્ જો તે કાર્ય વિલંબ–સાધ્ય લાગે તો હજી તાત્કાલિક શ્રીમદ્ભગવદ્ગીતાનું દલાલ વિઠ્ઠલદાસભાઇ રાજારામનું ભાષાંતર કેટલાક સુધારાવધારા સાથે ઉપયોગમાં લઈ શકાશે. આ ઉપરાંત પુષ્ટિમાર્ગીય બૃહત્સ્તોત્રસરિત્સાગર દ્વિતીય ભાગમાંથી બોધાત્મક ગ્રંથો જૂદા કરીને તેનું ભાષાંતર આપવામાં આવશે તો તેથી પણ બહુ અંશે બોધકાર્ય થઇ શકશે. ટુંકામાં હાલ તાત્કાલિક.

૧ પ્રાર્થનાબોધ Pre-Vallabhacharyan (કરાવવાની)

૨ પ્રાર્થનાપોથી Post Vallabhacharyan (ભાઇલાલ કરે છે)

૩ બોધગ્રંથ બૃહત્સ્તોત્રસરિત્સાગર દ્વિતીય ભાગમાંથી .સિદ્ધાંતબોધક ગ્રંથોનું સુવાચ્ય ભાષાંતર. (વસંતરામ પાસે કરાવવો)

આ ગ્રંથો શાળા ઉપરાંત સામાન્ય વૈષ્ણવોને પણ ગ્રાહ્ય થશે. શાળાનો અનુભવ મળતાં 'ટેક્સ બુક' ખાસ તૈયાર કરાવાશે.

લી. સ્નેહાધીન મ. ગ. શાસ્ત્રીના સપ્રેમ ભગવત્સ્મરણ.

તા. ક.—રા. તેલીવાળાને શાળામાં ન યોજવા હોય તો પણ 'ટેકસબુક' વિષે તેમજ સામાન્ય ધર્મશિક્ષણ માટે તે ઉપયોગી થઈ પડશે. નીતિને માટે ત્રણેક વર્ષ પર ખાસ સરકારે બે ગ્રંથો રૂ. ૧॥। ની કીંમતે બહાર પાડ્યા છે. તેનો અનાદર ન કરવો. ગ્રંથકાર સેક્રેટરીએટમાં સેક્રેટરી છે. મને નામ યાદ નથી.

M. G. S.

# લાયબલ કેસ.

ધર્મપ્રધાન આર્યાવર્તનો એક એવો પણ વખત હતો કે તેની આર્યસંસ્કૃતિ જગતને મુગ્ધ બનાવતી હતી, તેમજ પ્રજાની ધર્મભાવના મહારાજા વેન હિરણ્યકશિપુ, મથુરાનરેશ કંસરાય વગેરેને કમ્પાવતી હતી, એટલુંજ નહિ, પણ તે ધર્મપ્રાણ જનતાએ ધર્મની ખાતર તે સંસ્કૃતિભ્રષ્ટ પતિતોને કારમી સજાને પાત્ર બનાવી, ઇતિહાસની તવારીખમાં પોતાની ભાવનાને અમરત્વ અર્પ્યું છે. અરે તેજ હિંદુસંસ્કૃતિના માટે શિવાજીએ ધર્માંધ મુસ્લીમ બાદશાહ સામે રણજંગ ખેલ્યો ! ધર્મને વાસ્તે મહારાણા પ્રતાપે કેસરીયાં કર્યાં, પણ ભગવાનની કૃપાથી ઔરંગઝેબ જેવો ઝનુની, કીન્નાખોર બાદશાહ મહાત્ થયો અને આર્યસંસ્કૃતિનો વિજયધ્વજ વિશ્વના શિખર ઉપર ફરકાવ્યો. તેની ગવાહ ઇતિહાસ આપે છે. ત્યારબાદ સંભાજી મહારાજને બાદશાહે હિંદુધર્મ છોડવાની ફરજ પાડેલી, તેમણે કબુલ નહી કરતાં મૃત્યુને પ્રસન્ન કર્યું, અને બન્યું પણ તેમજ. બાળક સંભાજીને બાદશાહે જીવતા પછીત (ભીંત)માં ઈંટો ચુનાના ચણતરમાં ચણી દીધા ! ગુરુ ગોવિંદસિંહે પણ તેવીજ કુરબાની ધર્મ માટે આપેલી હતી. તેજ ભારતવર્ષના બાળકો ક્રિશ્ચીયન પાદરીઓના પંજામાં સપડાઇને ધર્મથી પતિત થઈ, તે એટલે સુધી કે સ્વધર્મને મૂળમાંથી ઉખેડી ફેંકી દેવાની ચેષ્ટા કરે. તે સ્વ. કરસનદાસ મૂળજી કે જેમાં અન્ય ધર્મ સામે આંગળી ચીંધવાની તાકાત નહતી, મુસ્લીમ બીરાદરોના પયગમ્બર કે મઝહબ સામે પોતે "સત્ય" પ્રકાશ કર્યો હતે તો તેની જીંદગીને મુસ્લીમો યાદ કરાવી દેતે, અગર તો તેમનો જહન્નમનો સીધો રસ્તો સાફ થઇ જાત. અગર શીખ, ઇસાઇ વિરુદ્ધ જો લખવામાં આવે તો તેની ખો ભુલાવી દેત. પોતાના બાપા દાદાનો ધર્મ કે જે આદર્શના પાયા ઉપર રચાયેલો હતો, જેની સંસ્કૃતિ તથા સિદ્ધાન્તની પ્રતિભા ભારતના પ્રત્યેક ખુણામાં ચમકી રહી હતી, તેવા વિશ્વધર્મ પુષ્ટિમાર્ગના અનુયાયીઓના છિદ્રાન્વેષણ કરી, "સત્યપ્રકાશ"માં અસભ્ય ટીકા કરી. એટલુંજ નહી, આર્ય લલનાઓ કે જેની પવિત્રતા પૃથ્વીના પડ ઉપર પ્રસરી રહી છે, જેના અસ્મતના રક્ષણઅર્થે રાજામહારાજાઓ તેમજ સમાજના નવ યુવાનોએ પોતાના મોંઘેરાં માથાના બલિદાન આપ્યાં છે, તેવી ભારતભૂમિની પ્રતિનિધિસ્વરૂપ પોતાની મા-બેન બેટીની પાતિવ્રત્યભ્રષ્ટતા આલેખી, તેમણે નજરે જોયું નહતું, પણ પાશ્ચાત્ય કેળવણીના પ્રભાવે એ પવિત્ર મૂર્તિઓની આબરૂ ઉપર હાથ નાખ્યો, અર્થાત્ તેઓ ચારિત્ર્યભ્રષ્ટ બને છે તેવો આરોપ મુકી પોતાના પેપરના પાનાં ખરડવા લાગ્યા.

ભારતીય સ્ત્રીત્વની રક્ષા કરવાની તાકાત તો સુધારકોએ ગુમાવી દીધી હતી, જેથી પરદેશી ધર્માંધ વીલ્સન જેવા તેમનો જમણો હાથ બને, તેમાં જરા પણ શંકા નથી. તે વિધર્મીઓને તો જોઈતું હતું તે વેચે કર્યું. કુહાડાનો હાથો કરસનદાસ બન્યો. કવિ નર્મદ તેની પીઠ થાબડનાર થયો. અને વાત ઉપાડી વિધવાવિવાહની, કારણ કે વિધવા બ્હેનોનું શીયળ રક્ષવાની હીંમતનું દેવાળું કહાડ્યું હતું. એટલુંજ નહિ પણ વિધવાવિવાહના હિમાયતીઓ જ્યાં પોતેજ વાસનાના ગુલામ બની ગયા હોય, તેનું પરિતૃપ્તિનું આ સાધન બનાવવા અર્થેજ કહો કે વિધવાવિવાહનો પ્રશ્ન ઉપસ્થિત કર્યો. આથી કાશીના પંડિતોએ ધર્મન્યાય આપ્યો હતો. છતાં કોઇ ધર્માચાર્ય પાસે જઇ તેમનો અભિપ્રાય માંગવાના આશયથી વૈષ્ણવધર્માચાર્ય શ્રીયદુનાથજી મહારાજ પાસે ગયા. "વિધવાવિવાહ બાબત ચર્ચા ચલાવી. મહારાજશ્રીએ મચક ન આપી. આથી "સત્યપ્રકાશ"માં સાંપ્રદાયિક સિદ્ધાન્તો સામે અણછાજતી ટીકાઓ કરી. શ્રીમાનથી સહન ન

થયું. જેથી "બદનક્ષી"ની ફરીયાદી કરી. વિરોધીઓએ સામ્પ્રદાયિક વિદ્વાનોના અભાવે બનાવટી પુસ્તકો રજુ કરી, જુઠા સાહેદીઓ પાસે ખોટી જુબાની અપાવી. વિદ્વાન જજ્જોએ ન્યાયતુલામાં એકતરફીજ પુરાવાઓના આધારે, પોતાનું સંસ્કૃત, વ્રજભાષાનું અજ્ઞાન હોવાના કારણથી એક મહાન કહેવાતા ધર્મના સિદ્ધાન્તો સામે જજમેન્ટ આપ્યું અને કરસનદાસની કહેવાતી ફત્તેહ થઈ. આ ફત્તેહથી તે બહાદુરો ફુલાઈ ગયા. ડૉ. વીલ્સન તથા અંગ્રેજ પાદરીઓ પોતાની સંસ્કૃતિના પાયા નાખતા હતા. મંગળાચરણમાંજ હોળીનું નાળીયેર ભારતપુત્રને બનાવી, મૂછમાં હસવા લાગ્યા. ત્યારથી આર્યાવર્તની પડતી આવી. અર્થાત્ હીન્દના ગળામાં, હાથમાં અને પગમાં ગુલામીના જંઝીર પડી, અને તેના આદર્શપુત્રો તે પરદેશી સંસ્કૃતિના ભક્ત ગુલામ બન્યા. તે ગુલામના બેટાઓ હવે સ્વાતંત્ર્યની વાતો કરે છે. આજ ગુલામી દશામાં સ્વતંત્ર હિન્દને કોઈ ધકેલનાર હોય તો તે ધર્મ અને તેમના નિર્મળ સિન્દ્રાન્તોની અસ્મત લુંટનાર હીંદવાસી સુધારકો છે. "મહારાજ લાયબલ કેસ" અંતરનો અવાજ કાઢીને તે વાતની સાક્ષી પૂરે છે.

આજથી બાર વર્ષ ઉપર અમદાવાદના એક સદ્‌ગૃહસ્થ એક મોટા હોદ્દાની સર્વીસ લઈ છાપરીઆળી આવેલા, તે જાતે જૈન હતા. એક વખત મહુવામાં આવેલા ત્યારે મેળાપ થયો. તે વખતે સદ્‌ગત તેલીવાલા પ્રકાશિત શ્રીસુબોધિની મારી પાસે હતાં. તેની નજર તેની ઉપર જતાં તેમને ચોક્કસ થયું કે આ વૈષ્ણવ છે તેથી મને "નેટીવ લાયબ્રેરી" માંથી "મહારાજ લાયબલ કેસ" વાંચવાની ભલામણ કરી. મેં મ્હારા મિત્ર માર્ફત મંગાવી વાંચવાની શરૂઆત કરી, એક વખત વાંચ્યુ, બીજી અને ત્રીજી વખતે રસ પડયો. ચાર પાંચ વાર વાંચી કહાડ્યું. તે વખતે ધાર્મિક સિદ્ધાન્તો શું તે હું સમજતો નહતો, અને સાંપ્રદાયિક પાઠશાળાના અભાવે સમજવાની કોશીષ પણ ન કરી શકયો. પરંતુ તે મહારાજ લાયબલ કેસના બાહ્ય સ્વરૂપમાં છુપાએલ દ્વેષાગ્નિની ચીનગારીઓ દશ્યમાન થઈ. આ કારણથી મેં સાંપ્રદાયિક વાંચનનો શોખ વધાર્યો. મેં તે વખતે અમદાવાદમાંથી પ્રકટ થતી "વૈષ્ણવધર્મપતાકા" મંગાવવી શરૂ કરી, તેમજ, શાસ્ત્રીજી વસંતરામભાઈના પુસ્તકો મંગાવી વાંચતો થયો. તેમાંથી સિદ્ધાન્ત જાણ્યા, અને સાંપ્રદાયિક અભ્યાસ કર્યો. એટલુંજ નહિ પણ હૃદયની તમામ શંકાઓનું નિવારણ કરી પુષ્ટિમાર્ગની ભવ્યતાના દર્શન કીધાં

વિશ્વધર્મના સિદ્ધાન્તોનો જાણકાર "મહારાજ લાયબલ" કેસ પાછળ રહેલા દોરી સંચારકોને જરુર ઓળખી શકે છે. "કરસનદાસશતાબ્દી" પ્રસંગે જ એવો દાખલો બન્યો. સુધારકોની સભા ગાયકવાડ નરેશના પ્રમુખસ્થાને એકઠી થવાની તે વખતે વૈષ્ણવોના આંદોલને એવી અસર કરી કે ગાયકવાડ નરેશ સભામાં આવી શકયા નહી. મી. તેરસી અને મિ. કન્હૈયાલાલ મુનશીના મોઢામાં ડુચા પેદા જેથી સિદ્ધાન્તવિરુદ્ધ કહી શકયા નહિ. આ વખતે ૭૦ વર્ષ પર સુધારકોએ મહારાજ લાયબલ કેસમાં જે દ્વેષાગ્નિ પ્રગટાવેલો તેનું બ્યાન મહાગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષર શ્રી. મણિલાલભાઈ ઇ. દેસાઈ B. A. "નવી રોશની" તા. ૧ લી એપ્રીલ ૮ માં નીચે પ્રમાણે રજુ કરેલું છેઃ—

ન્યાયાસન પર બેસી મેથ્યુસોસ અને આર્નોલ્ડે જે વાત કહી છે તે સદંતર ખોટી છે. કરસનદાસ મૂળજીએ તેથીજ કહી શકાશે કે સુધારકનું નહિં, પણ સ્વધર્મનિંદકનું કામ કર્યું છે. કરસનદાસ મૂળજીએ મહારાજ બદનક્ષીની લડવાની બહાદુરી બતાવી એમ કહેવાય છે. આ એક વધુ અક્કલ વિનાની વાતો છે. કવિ નર્મદાશંકર સુધારક હતા. તેણે કરસનદાસ મૂળજી

મારે આજે નહિ પણ આજથી સિત્તેર વર્ષ પર સ્પષ્ટ લખ્યું છે કે કરસનદાસ મૂળજી રેવરન્ડ વિલ્સનના દાસ હતા. પાદરીઓ અને ખ્રિસ્તીઓ અને બીજાઓ હિન્દુ ધર્મને વૈષ્ણવ ધર્મને હલકો પાડવાને મથતા હતા. અને કરસનદાસ મૂળજી તેમના હાથમાં સાધનરૂપ હતા. કરસનદાસ મૂળજીને તેના ઇનામ તરીકે સરકારમાં નોકરી અપાવી હતી. એટલે કે કરસનદાસ મૂળજીમાં સુધારક બનવાને જોઇતી સ્વતંત્રતા પણ નહોતી. કરસનદાસ મૂળજી જો સુધારક હોત તો જરૂર મંદિરોમાં જઈને અને મંદિરના બહાર એઠું જૂઠું બાહારવામાં સામેલ થતે. ગાળાગાળ કરતે નહિ, પણ સત્ય શું છે તે સમજાવવાનો પ્રયાસ કરતે. આર્ય ધર્મમાં અને વાલ્લભી વૈષ્ણવ ધર્મમાં સત્ય શું છે તે કોર્ટમાં રજુ કરતે અને કયાં ધૂડ કચરો છે તેટલુંજ જણાવતે. પણ તેને પોતાને સ્વધર્મમાં શું છે તેનીજ ખબર નહિ એટલે જે સિદ્ધાન્તો નહિ તે પર ભાર મૂકયો હતો અને તે કોની સહાયથી? વિધર્મીઓની સહાયથી, કે જે વિધર્મીઓનો હેતુ તો આર્ય ધર્મને જગતની નજરમાં હલકો પાડવાનોજ હોય. અને તેટલા માટે આજે પણ તેઓ શું કહે છે? કહે છે કે કરસનદાસ મૂળજી મહારાજ લાયબલ કેસ લડયો હતો, જીત્યો હતો અને તેથી તે સુધારક હતો! મેથ્યુસોસ અને આનોલ્ડનાં લાઇબલ કેસના નિર્ણયે સુધારા–ધાર્મિક અને સાંસારિક કે સામાજીક સુધારાની ચર્ચા કરવાની નજરે નકામા છે. તેમના ચુકાદા કંઇ સિદ્ધાન્તો નથી. હિન્દીઓની ભાષા, ધર્મ, રીતિ આચાર આદિથી અજ્ઞાત પરદેશીઓ પાસે ચુકાદા લેવામાં લોકોને કેટલી તકલીફ થાય છે તે જગપ્રસિદ્ધ છે. સ્વભાષામાં નહિ પણ પરભાષામાં સમજાવવાની માથાકુટ અને પરદેશીઓ પોતાના દૃષ્ટિબિન્દુએ નિર્ણય આપે......!

અમૃતલાલ હ. પારેખ.

---

## जगतनो प्रवाह

ગોલોકવાસી પ્રોફેસર મગલાલ. ગ. શાસ્ત્રીની કીર્તિકૌમુદીની ઉજ્જ્વલતાએ મહમહા પાશ્ચાત્ય વિદ્વાનોને આકર્ષ્યા, એટલુંજ નહિ, પરંતુ પોતાના સંસ્કૃત પાંડિત્યથી તેઓને આશ્ચર્યમુગ્ધ બનાવી દીધા. આજ જો શુદ્ધાદ્વૈત તત્ત્વજ્ઞાનનો મોટે ભાગે ફેલાવો થયો હોય તો તે પ્રોફેસર શાસ્ત્રીજીને આભારી છે. તેમજ તેલીવાળા જેવા વિદ્વાન નર સંપ્રદાયને આપનાર પણ તેઓજ હતા. તેમનું જીવન મહર્ષિ જેવું હતું. માયાવાદીઓની સ્હામે કેસરી સિંહની માફક ગર્જતા હતા. જ્યાં સુધી તેમની હયાતી હતી ત્યાં સુધી પુષ્ટિમાર્ગની સામે આંગળી ચીંધતાં નાસ્તિકો ખંચાતા હતા. અર્ધદગ્ધ શાંકરમતો તો મુંબાઈના કોઈ ખુણામાંજ લપાઇ પેસતો હતો. શ્રીમગ્ગલાલજીની સામે 'જગદ્‌ગુરુ'ની ચર્ચા કરી હતે તો તેને ખબર પડતે પરંતુ કાળો અક્ષર કુટી મારનાર માયાવાદી તેની સામે મીટ માંડી શકતો નહિ.

પ્રો. શાસ્ત્રીની ગુરુભક્તિ અજબ હતી. શ્રીકૃષ્ણની સેવા અને સ્મરણ તો તેઓનાં હૃદયમાં વસી રહ્યાં હતાં. कलौ केशवकीर्तनात् નું જ્વલંત દૃષ્ટાંત પોતાના જીવનમાં આદરપૂર્વક બતાવી આપ્યું હતું. આશરે વર્ષમાં આવા પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્તયુક્ત વૈષ્ણવ શાસ્ત્રી મગનલાલજી વિરલોમાંના હતા. તેમની ગુરુગૃહસેવા શ્રીદામોદરદાસજીનો પ્રત્યક્ષાનુભવ કરાવતી હતી. તેમનામાં અભિમાન લેશમાત્ર હતું નહિ. એવા એ વિવેકધૈર્યાશ્રયનો મુક્તાહાર પહેરનાર સારા પુષ્ટિમાર્ગના સ્તંભ હતા.

• • • •

'એની લડાઈમાં ત્રીજો ફાવે' આ કહેવતને પ્રચ્છન્નબૌદ્ધ માયાવાદી શાસ્ત્રી રેવાશંકરે સજીવન કરી સાચી ઠેરવી છે. વાત એવી છે કે 'જગદ્‌ગુરુ' તો માત્ર એકલાજ શંકરાચાર્ય છે એવી બાંગ પોકારનાર શ્રી. રેવાશંકર મગનજીને ઓરો મૂકીનેજ લખવા બેઠા હોય તેની માફક 'મુંબાઈ સમાચારમાં' 'શિવલિંગપૂજન કરતા કરોડો સનાતનીઓ અનાર્યો છે'? નો હલ્કો લેખ છપાવ્યો તેમાં મહામાં

મહેશ્વર મહાદેવનું શિવલિંગ ઝમઝમ નામના કુવામાં હોવાથી તોપ મારી દીધી. આ ગપગોળાની તોપના ધડાકાથી મુસ્લીમ બિરાદરો ખડભળી ઉઠ્યા. ઉના–દેલવાડાના શાસ્ત્રીના તો હાંજા ગગડી ગયા. ગુલાબવાડીમાં રહેવું ભારે થઇ પડશે એવું લાગ્યું. તરતજ 'મુસલમાનભાઈઓની બિનશરતે માફી માગી લીધી. મી. રેવાશંકરને ભાન આવ્યું કે ભાંગધતુરાનું પાન કરી, મદમસ્ત રહેનાર શિવજીના ભક્તને પણ પેત ચડતાં છેવટે આમજ થતું હશે! જ્યારે મી. રેવાશંકરે મુસ્લીમોની માફી માગી ત્યારે વાચક જનતાએજ તેમના પ્રસિદ્ધ થએલા લેખોને બુદ્ધિની કસોટીએ ચઢાવી કસવા રહ્યાં. એટલે માલુમ પડશે કે તેમનો એકએક લેખના અક્ષરો પરસ્પર પોતાના લખાણવિરુદ્ધ હોઇને માત્ર ચર્ચાને બહાને વિતંડાવાદ ઉભો કરી શાંતિપ્રિય વૈષ્ણવોના હૃદયને સખ્ત આઘાત પહોંચાડનારા છે એ નિર્વિવાદ સત્ય છે. મુસ્લીમ બિરાદરોના ગુસ્સાથી રેવાશંકરે રડી પડીને નાક ઘસીને જે દીલગીરી જાહેર કરી તે ઉપરથી સ્પષ્ટ માલુમ પડે છે કે કહેવાતા સનાતની શાસ્ત્રી રેવાશંકરના 'જગદ્ગુરુ' શંકરાચાર્યનું 'જગદ્ગુરુ' પદ લુંટવાઈ ગયું. કારણકે સારા હિન્દુસ્તાનના મુસ્લીમો શંકરાચાર્યનો 'જગદ્ગુરુ' તરીકે સ્વીકાર કરતાજ નથી. તો પછી રેવાશંકરની અક્કલ કયા બકરાના ટોળા સાથે ગીરના જંગલમાં ચરવા ગઇ છે કે હજુ મમતા રાખી મિથ્યા જગતના જગદ્ગુરુને સાચા ઠરાવવા પ્રયાસ કરે છે?

• • • •

"મને માફી મંગાવવાનો પરવાનો ગો. શ્રીગોકુલનાથજી મહારાજે એકલા વસંતરામ શાસ્ત્રીને આપ્યો છે?" આ પ્રશ્ન કરનાર લલ્લુભાઇ હજુ કેટલા સ્વાર્થી પ્રપંચમાં રમે છે, તે વાત જાણવાની આવશ્યકતા નથી. શ્રીગોકુલનાથજી મહારાજે તિલકકંઠીયુક્ત સારા વૈષ્ણવસમાજને પરવાનો આપ્યો છે તે વર્તમાન પેપરોમાં પણ પ્રસિદ્ધ છે. ડભોઇ વગેરે ગુજરાતના અને કાઠિયાવાડના વૈષ્ણવોએ બહિષ્કાર કર્યો છે. છતાં સ્વાર્થમાં અંધ બની ઉપરના ઉદ્ગાર કાઢનાર બુકસેલર એ શબ્દોમાં શાસ્ત્રીજી પરત્વેનો દ્વેષ નથી બતાવતા તેમ સિદ્ધ કરવા તૈયાર છે.? ગો. શ્રીગોકુલનાથજી મહારાજે કરેલો પુસ્તકબહિષ્કારનો ઠરાવ ધીરે ધીરે મૂર્ત સ્વરૂપમાં આવતો જાય છે. વેપારી લલ્લુભાઈની આંખ ખુલ્યા વિના રહેવાની નથી.

"હું પોરબંદર ધ્વજમનોરથમાં ગયો હતો ત્યારે શ્રીમાન્ શ્રીદ્વારકેશલાલજી મહારાજે મને 'નામનિવેદન મંત્રનિરૂપણ' છપાવવાની સલામણ કરી હતી" નું જુઠાણું ફેલાવનાર લલ્લુભાઈ પોતાની સ્વાર્થબાજી ખેલવા માટે કેવી યુક્તિ પ્રયુક્તિ કરી વૈષ્ણવસમાજને આંધળો બનાવી ઉંધા પાટા બાંધવાની મનોદશા સેવી રહ્યા છે, તે તો અમદાવાદમાં મહારાજશ્રીના ખુશ ખબર લેવા ગો. શ્રીદ્વારકેશલાલજી પધાર્યા ત્યારેજ લલ્લુભાઇની રૂબરૂમાં આપશ્રીને વિનંતિ કરવામાં આવેલી, ત્યારે તે વૈષ્ણવ કહેવાતું પંચમહાભૂતતત્ત્વ શરમાઈ ગયું, એક અક્ષર ન બોલી શક્યા. પાસે બેઠેલા વૈષ્ણવો તે સ્વાર્થના પૂતળાને પિછાણી ગયા. છતાં પણ દિનઉગે નવો સ્વાંગ ભજવવાની કુદરતી બક્ષીસ મેળવનાર દેસાઇ હવે તો મહારાજશ્રીના વચનોને માનતા નથી. આજે શ્રીમાન ગો. બાળકોના નામે ઉંધુ ચતું સમજાવીને પોતાનો વ્યાપાર ચાલુ રાખે, સભાઓમાં જાય, નીચું ઘાલીને બેસી રહે ત્યારે એક પ્રશ્ન થાય છે કે તમો પોતે કહો છો કે હું વૈષ્ણવ નથી, એક વેપારી છું ત્યારે જાહેર સભામાં હાજરી આપવાનો અર્થ શું?

• • • •

નડીયાદીઓએ રા. કેશવરામ શાસ્ત્રીના કામની કદર કરી 'સુવર્ણચંદ્રક' એનાયત કર્યો, એ એક સાહિત્યના ઇતિહાસમાં સાક્ષર વિદ્વાનની કદર કરવાનો ઐતિહાસિક પ્રસંગ યાદગાર રહેશે. પણ તે નડીયાદના વૈષ્ણવોએ એક ગંભીર ભુલ કરી હોય એમ મારું માનવું છે! રા. લલ્લુભાઈ દેસાઈ આજ પચીસ પચીસ વર્ષથી સાહિત્યસેવા (!) કરી રહ્યા છે. તેઓજ પોતાને, મોઢે કહે છે કે મહારાજ લાયબલ કેસ વખતે સમ્પ્રદાયમાં એક પણ પુસ્તક નહતું. મેં આજ પચીશ વર્ષથી ઉત્તમમાં ઉત્તમ સાહિત્ય પ્રગટ કર્યું ત્યારે બેકદર વૈષ્ણવસમાજ મારી કદર કરતો નથી. મારો તો જે ઉપકાર માને તો તે પણ ઓછો છે. આજ નહી તો કાલ, લોકોને માનવુંજ પડશે કે રા. લલ્લુભાઇએ સાહિત્ય પ્રગટ કરી 'ઉપકારકાર્ય' કર્યું છે. તે દિવસે મને સોનાના ચાંદા, માનપત્ર, વગેરે મળશે. અને સાંપ્રદાયિક ઇતિહાસમાં એક યાદગીરી રહેશે. અને મારા ફોટોગ્રાફના ચિત્રો છપાશે એટલે અત્યારે નહિ પણ ભવિષ્યની

પ્રજા જાણશે કે રા. લલ્લુભાઈએ પણ સારી સાહિત્યસેવા કીધી હતી. આવો માન અકરામનો મોહ હજુ પણ લલ્લુભાઇનો પીછો મુકતો નથી. આનું નામ તે 'ધર્મમાં પણ સ્વાર્થબુદ્ધિ' નડીઆદ વાસીઓ લલ્લુભાઈ નો રોપ્ય નહિં અને સુવર્ણ પણ નહિ, પણ હીરક મહોત્સવ જરૂર ઉજવે કારણ કે હીરો ઘોઘે જઈ આવ્યો.

રા. લલ્લુભાઈ દેસાઇ સાહિત્યના રણસંગ્રામમાં લડવા માટે એક છાપું કાઢવાના છે. તે સ્વધર્મ-પ્રચારાર્થે કાઢે તેવી આશા તો તે વેપારી બનેલા સ્વાર્થાંધ પાસેથી રાખવી એ આકાશકુસુમવત છે. કારણકે ગત માર્ગશીર્ષ માસમાં શ્રીમાન ગોકુલનાથજી મહારાજે જાહેર સભામાં પુસ્તક બહિષ્કાર ઠરાવ કરેલો તેની સામે મોરચો મંડવા માટે પારસી માલીકીના છાપામાં સેંકડો રૂપીઆ આપી ચેલેન્જરૂપ જાહેર ખબર પ્રસિદ્ધ કરી અમદાવાદીઓને ચેલેન્જ આપતા 'સંદેશ'માં જાહેરાત થાય છે. હવે વૈષ્ણવોને ઉંધા પાટા બંધાવવા ફક્ત છાપાંની યોજના હાથ લીધી છે. વિદ્વાન તંત્રીની શોધમાં છે. તે સ્વાર્થની નીતીવાળા પાસે સેવાભાવીનું કામજ ન હોય. તેમના સ્વાર્થને બાજુએ મુકીને તેના સકંજામાં નહિ ફસાતાં પોતાના વિચારસ્વાતંત્ર્યના હક્ક રાખીનેજ વિદ્વાન તો તંત્રીનું કામ કરી શકે.

અમૃતલાલ હરજીવનદાસ પારેખ.

## चर्चापत्र

શ્રીયુત તંત્રી, "શુદ્ધાદ્વૈત", સવિનય ભગવત્સ્મરણ સાથ વિનંતિ કે, નીચેની હકીકતને આપના સુપ્રસિદ્ધ માસિકમાં સ્થાન આપી આભારી કરશોજી.

આપણા સમ્પ્રદાયમાં "શ્રીમહાપ્રભુજી" ના વખતથી "સ્વદેશી" ને મહત્વ અપાય છે. અને "શ્રી" ની સેવામાં ઉપયોગી પ્રત્યેક વસ્તુ "સ્વદેશી"જ વપરાય છે. સામ્પ્રત સમયમાં "શ્રીગોકુલ-નાથજી મહારાજ," "શ્રીવ્રજરત્નલાલજી મહારાજ" અને "શ્રીવ્રજનાથલાલજી મહારાજ" વિગેરે ગોસ્વામી બાલકો પણ વૈષ્ણવોને "સ્વદેશી" વસ્તુ વાપરવાનો ખાસ આગ્રહ કરે છે, એ પુષ્ટિમાર્ગના ગૌરવ અને આનન્દનો વિષય છે.

પરંતુ હમણાં કેટલેક સ્થળે મંદિરોમાં સામગ્રી માટે "કાનપુરી ખાંડ" જે વિદેશી બનાવટ મોરસના જેવી મોટે હાથે આવે છે, તે-વપરાય છે. વળી કેટલેક સ્થળે મોરસમાંથી જ બનાવેલી "સાકર" વપરાય છે. આ "ખાંડ-સાકર" માટે ઘણા વૈષ્ણવોમાં મતભેદ છે. કોઇ વૈષ્ણવ આને શુદ્ધ માની તેનો છુટથી ઉપયોગ કરે છે, અને કેટલાક તેને વિદેશીના જેમ ભ્રષ્ટ ગણી, સ્પર્શ પણ કરતા નથી

તો ઉપર્યુક્ત "ખાંડ-સાકર" શ્રી " ને અંગીકાર કરાવાય તેવી શુદ્ધ છે? તેમાં વિદેશી મોરસની બનાવટ પ્રમાણે ભ્રષ્ટ તત્વો નથી આવતાં? ગોસ્વામી બાલકોના ઘરમાં આ વપરાય છે?" આ પ્રશ્નોનો ખુલાસો આપના માસિકમાં આપશો, અને સાથે "શુદ્ધ સ્વદેશી" "ખાંડ-સાકર" કઈ આવે છે, તેનો પણ ખુલાસો આપશો, તો વૈષ્ણવ સૃષ્ટિ આપની આભારી થશે. એજ વિનંતિ.

પ્રેમશાલાના સદૈન્ય ભગવત્સ્મરણ.

## समाचारादिक

જામનગર-તા. ૧૬-૯-૩૩ ની રાત્રિ "જામનગર સાહિત્ય સભા" અને "શ્રીપુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત પ્રચાર સમિતિ" તરફથી ગો. શ્રીવ્રજનાથલાલજી મહારાજના અધ્યક્ષપણા હેઠળ દ્વારિકાવિજયી શ્રીપુરૂષોત્તમજી મહારાજનો પ્રાકટ્ય મહોત્સવ અને ભક્ત કવિશ્રમાર્ક શ્રીદયારામભાઇની જન્મ જયંતિ નિમિત્તે એક ભવ્ય સમ્મેલન યોજવામાં આવેલું હતું. તેમાં ચિ. આયુષ્માન ગો. શ્રીમુરલીધરલાલજી બાવા-સાહેબે "આત્મનિવેદન" પર વ્યાખ્યાન આપ્યું હતું તેમજ ચિ. ગો. શ્રીરણછોડલાલજી મહોદયે પ્રવચન કર્યું હતું. ત્યારબાદ અન્ય વક્તા રા. રા. હીરાલાલ. લા. સરૈયા, B. A. LL. B. શ્રીયુત વામનરાવભાઇ તથા પં. ગોકુલદાસ શાસ્ત્રીએ વિવેચન કર્યા બાદ સભાપતિશ્રીએ "પુષ્ટિમાર્ગના મહાન અનુયાર વિદ્વદ્વાસરી શ્રીપુરૂષોત્તમજી અને કવિ દયારામભાઇ" એ વિષય ઉપર અસરકારક સુંદર વ્યાખ્યાન આપ્યું

વ્રજયાત્રા-વિદ્યાવિલાસી. ગો. શ્રીવ્રજરત્નલાલજી મહારાજશ્રીની 'વ્રજપરિક્રમા'નો મુકામ જતીપુરા થતાં શ્રીગિરિરાજપૂજન કરવા ગો. શ્રીવ્રજરત્નલાલજી મહારાજ, ચતુર્થપંચમપીઠાધીશ્વર ગો. શ્રીરણછોડ-

ચાર્યજી મહારાજ, તૃતીયપીઠાધીશ્વર ગો. શ્રીવ્રજભૂષણલાલજી મહારાજ તથા ગો. શ્રીવિઠ્ઠલનાથજી, ગો. શ્રીગોવિંદરાયજી, ગો. શ્રીમધુસૂદનલાલજી અને કુટુમ્બી વર્ગ સહિત ધામધુમથી પધાર્યાં હતા. શ્રીગિરિરાજજીને દુધ, દહીંથી પૂજન કરવામાં આવ્યું હતું. સેંકડો મણ દુધથી સ્નાન કરાવ્યા પછી શ્રીમુખારવિંદને અંગવસ્ત્રાદિ થઈ શૃંગાર થયા હતા. ત્યારબાદ વિવિધ પ્રકારની દુધઘરની સામગ્રી અન્નસખડી પ્રભુને ધરવામાં આવી હતી. ત્યારબાદ છપ્પનભોગ કરવામાં આવેલો હતો.

**વૈષ્ણવસમ્મેલન**—તા. ૨૯ સપ્ટેમ્બરની પૂર્ણાહુતિની જાહેર સભામાં ચતુર્થપંચમપીઠાધીશ્વર પૂજ્યપાદ ગો. શ્રીવલ્લભાચાર્યજી મહારાજશ્રીએ, શ્રીવ્રજરત્નલાલજી મહારાજશ્રીનો આભાર માનતાં જણાવ્યું કે અમે આપનું અને વ્રજયાત્રાનું શું સ્વાગત કરી જાણીએ ? આપ તો શહેરના રહેવાવાળા છો. અમે વ્રજવાસીઓ તો ગામડીઆ ગણાઈએ, અમે તો "ટેટીકા શાક" ઔર "બેજરકી રોટી" ખાનેવાલે આપ લોકો કા કયા સ્વાગત કરે ? (તાળીઓ) આપે વ્રજના રત્ન તરીકે વ્રજયાત્રા કઢાવી, વ્રજના ભૂષણ વ્રજનાથજી પધાર્યાં, છપ્પનભોગ મહાયજ્ઞ કર્યો. શુદ્ધાદ્વૈત સંમેલન ભર્યું અને વ્રજવાસીઓને પ્રવચન દ્વારા અમૃતરસનું પાન કરાવ્યું. જે માટે વ્રજવાસીઓ આપનો આભાર માને છે. આપના સ્વાગત તરીકે અમે આપને દહી દેગડી ધરીશું. દહીમાંથી નવનીત કહાડવું તે આપશ્રીનું કામ છે. (જોસભેર તાળીઓ) ત્યારબાદ વિદ્યાવિલાસી ગો. શ્રીવ્રજરત્નલાલજી મહારાજશ્રીએ પોતાના બુલંદ અવાજથી જણાવ્યું કે કુનવારાથી લઇ છપ્પન્ન ભોગ મહાયજ્ઞ પર્યંતના મહાન મનોરથોમાં મહારાજશ્રીએ જે પ્રબંધ કરી આપ્યો, અને અમોને પ્રતિક્ષણે પ્રોત્સાહન આપી ઉત્તેજીત કર્યાં છે તે માટે જો કોઇ પણ ધન્યવાદને પાત્ર હોય તો કામ્યવનસ્થ ગો. શ્રીવલ્લભાચાર્યજી મહારાજ છે (જોશભેર તાળીઓ)...... મહારાજશ્રીના શ્રીઅંગને અસ્વસ્થતા હોવા છતાં રાત્રિભર ખુલ્લા મેદાનમાં શ્રમ લઇ અમોને કીંમતી મદદ આપી છે તે જીંદગીભર ભુલી શકાય એવી નથી. તેઓશ્રીનો હું હાર્દિક આભાર માનું છું.

**અમદાવાદ**—શ્રીવામનજયંતિ, તથા મહાગુજરાતના કવિશિરોમણિ શ્રીદયારામભાઈના જન્મ દિવસે રા. રા. શ્રી. વસંતરામભાઈ શાસ્ત્રીજીએ વ્યાખ્યાન આપતાં 'સામ્રાજ્યવાદ' નું સ્વરૂપ સમજાવી ભગવાન વામનજીના પ્રાકટ્યનું રહસ્ય દૃષ્ટાન્તપૂર્વક સમજ્યું હતું. ત્યારબાદ કવિશ્રી દયારામભાઈના પદો હારમોનીયમ સુર સાથે આલાપ ધ્વનિ મીલાવી ગાયાં હતાં અને તેનું સ્પષ્ટ વિવેચન કરી શ્રોતાજનોને આશ્ચર્યમુગ્ધ આનંદમાં ગરકાવ કરી દીધા હતા.

**નડીયાદ**—શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય તરફથી ભાદરવા વદી ૫ ના શ્રીહરિરાયમહાપ્રભુના પ્રાકટ્ય મહોત્સવ દિને રા. રા. કેશવરામ કા. શાસ્ત્રી માંગરોળવાળાને 'સુવર્ણચંદ્રક અને માનપત્ર' આપવાની જાહેર સભા પ્રોફેસર સાંકળચંદ જેઠાલાલ શાહ M. A. (અમદાવાદ) ના પ્રમુખપણા નીચે મળી હતી. તેમાં પ્રમુખે સુન્દર વ્યાખ્યાન કરી રા. કેશવરામ શાસ્ત્રીને માનપત્ર તથા સુવર્ણચંદ્રક એનાયત કર્યો. તે વખતે રા. નાગરદાસ બામ્ભણીઆ એમ. એ. તથા રા. વસંતરામભાઈ શાસ્ત્રીજીના વ્યાખ્યાનો થયાં હતાં અને પુસ્તકાલયની નિઃસ્પૃહતા પૂર્વકની રા. કેશવરામ શાસ્ત્રીએ સાહિત્યસેવા કીધા બદલ નડીઆદના વૈષ્ણવોએ કદર કરી એક સાક્ષર અને વિદ્વાન્ શાસ્ત્રીને સનમાન્યા છે. રા. કેશવરામ શાસ્ત્રીની પ્રસિદ્ધિ સાક્ષર તરીકેની છે. વળી સામ્પ્રદાયિક સાહિત્યના જ્ઞાતા છે. 'હરિરાયવાઙ્મુક્તાવલી' જેવું અત્યુત્તમ સાહિત્ય આજ ચાર ચાર ગણી કીંમત રાખનારની સામે રૂ. ૧-૦-૦ માં આપી સસ્તું સાહિત્ય આપવાની પહેલ પુસ્તકાલયે જો કરી હોય તો તે શાસ્ત્રી કેશવરામની નિઃસ્પૃહ મદદથી કરી છે.

ભગવદ્ધર્મપરાયણ,

## શ્રીયુત શાસ્ત્રી કેશવરામ કાશીરામ

માંગરોલ (હાલ રાજનગર)

શ્રીમદાચાર્યપ્રતિપાદિત સિદ્ધાન્તોનું દૃઢ મનથી મનન કરીને, પુષ્ટિધર્મનાં ગૂઢ રહસ્યોમાં આપે સમ્પૂર્ણ અવગાહન કર્યું છે.

આપનો જન્મ પરંપરાગત શ્રીવલ્લભાશ્રિત વૈષ્ણવી કુટુમ્બમાં હોવાથી, આપનો સાંપ્રદાયિક અભ્યાસ દૃઢતર બન્યો છે.

તે સિદ્ધાન્તોને સમજીને, તેનો પ્રચાર પુષ્ટિ સંપ્રદાયમાં થાય તે ધ્યેયને અનુસરી, પ્રચારાર્થે તત્પર રહી, આપ પુષ્ટિસૃષ્ટિને નવપલ્લવિત કરવાને ઉદ્યત રહ્યા છો અને રહેશોજ.

તાજેતરમાંજ આપના દ્વારા પ્રકટ થયેલાં તેમજ થતાં કેટલાંક સાંપ્રદાયિક પુસ્તકોજ આપની સાંપ્રદાયિક પ્રવૃત્તિનું સમર્થન સરસ રીતે કરે છે.

પિતૃદત્ત ભગવત્સેવા અને ભગવદ્ધર્મની અભિરુચિએજ આપે હમણાંજ નડીઆદની શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય તરફથી પ્રકાશિત થતી શ્રીઅનિરુદ્ધ અનુવાદ ગ્રંથમાળાને અંગે, દૈન્યના મૂર્તસ્વરૂપ શ્રીહરિરાય મહાપ્રભુના નાના મોટા પ્રકટિત તેમજ અપ્રકટિત સર્વ ગ્રંથોનો સરલ અનુવાદ સેવાભાવે કેવલ સાંપ્રદાયિક પ્રચારનેજ દૃષ્ટિબિન્દુ બનાવીને કરી આપવાનું મહાભારત કામ હાથમાં લીધું છે.

આંગળીને વેઢે ગણી શકાય તેટલા સાંપ્રદાયિક વિદ્વાનોમાં આપની સરલતા, નિર્ગમતા, કાર્ય કરવાની ધગશ, સર્વ કોઈને સહજ આકર્ષે છે, અને અમને પણ તેજ ગુણોએ આપના તરફ આકર્ષ્યા છે.

અમારો આપના પ્રત્યેનો સદ્ભાવ પ્રદર્શિત કરવા માટે અમે આપને આ માનપત્ર તથા સુવર્ણપદકથી સન્માનીએ છીએ.

ભવિષ્યમાં પણ આવાજ સાંપ્રદાયિક કાર્યોમાં આપની સક્રિય રચનાત્મક સેવાની પુષ્ટિસૃષ્ટિ અપેક્ષા રાખે છે.

શ્રીબાલકૃષ્ણ પ્રભુ તમને આવાં શુભ સાંપ્રદાયિક કાર્યો કરવા માટે સામર્થ્ય, બુદ્ધિ, અને દીર્ઘાયુષ્ય અર્પે, અને પુષ્ટિસૃષ્ટિ નવકુસુમિત બની, તેનાં ફાલ્યાં ફળોનો આસ્વાદ જનતાને લેવરાવે તેજ તેઓશ્રીના ચરણમાં વિજ્ઞાપના કરી વિરમીએ છીએ.

લી. આપના શુભેચ્છકો.

**૧. મગનલાલ ભાઈજીભાઈ શાહ** **૨. મોહનલાલ સાંકળચંદ પરીખ**

વ્યવસ્થાપકો:—શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય.—નડીઆદ.

શ્રીહરિરાયપ્રાદુર્ભાવમહોત્સવ.

ભાદ્રપદ કૃષ્ણ પંચમી; ૧૯૯૩. પ્રમુખ—શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય; નડીઆદ.

**પાદરામાં પહેલી વખત દયારામજયંતિ**—તા. ૧૬-૯-૩૭ ના રોજ ભક્ત કવિરત્ન શ્રી દયારામભાઈનો ૧૬૧ મો જયંતિ મહોત્સવ હોવાથી અત્રે પુષ્ટિમાર્ગીય પાઠશાળાના મકાનમાં વેદરાજ નારણદાસ ભગવાનદાસના પ્રમુખપણા નીચે બાલક બાલિકાઓના સંવાદો સ્તોત્રો ગરબીઓ તથા કવિશ્રીના જીવનચરિત્ર વિષે વક્તા ગોરધનદાસ માણેકલાલ તથા તેમના કાવ્યોમાં રહેલી ચમત્કૃતિ ઉપર મંત્રી ફુલચંદ શાહે તેમજ પુરાણીજી, અચરતલાલ શાહ, બાપાલાલ શાહ, ડૉક્ટર જયંતીલાલ અને ગિરધરલાલ માણેકલાલ શાહ તરફથી પાઠશાળાને મદદ આપવા વિષે તથા આભારની લાગણી દર્શાવ્યા બાદ પુષ્ટિમાર્ગીય પાઠશાળાનો તેમજ પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયનો હિસાબ વંચાયા પછી બાલાઓનું વિદાયગીત—"પધારજો પુનઃ પ્યારા પધારજો" ગવાયા બાદ માનવમેદની વિસર્જન થઈ હતી.

**વઢવાણ શહેર** તા. ૧૭-૯-૩૭ ભાદરવા સુદી ૧૨ વામનદ્વાદશીના રોજ અત્રેની શ્રીમદનમોહન લાલજીની હવેલીમાં પૂ. પાદ ગો. શ્રી. ૧૦૮ શ્રીઅનિરુદ્ધાચાર્યજી મહારાજશ્રીની ૪૮ મી જન્મજયંતિ ઉજવાતા વૈષ્ણવોમાં સારે ઉત્સાહ ફેલાયો હતો. ઉત્સવના દિને રા. રા. શ્રીકેસરીયા મંડળી તથા ભગવત રામજીભાઈના મકાનને તથા શ્રી હવેલીને આસોપાલવ તથા ધ્વજપતાકાઓથી શણગારવામાં આવ્યાં હતાં. તદુપરાંત અત્રેની શ્રીપુ. માર્ગીય વૈષ્ણવ મહાસભા તરફથી રાત્રિનાં નવ વાગ્યે શ્રીકેસરીયા મંડળીના મકાનમાં વૈષ્ણવોની જાહેરસભા એકત્ર મળી હતી. શરૂઆતમાં મંડળીનાં ભાવવાહી કીર્તનકારોએ સમાજ કીર્તન કર્યાં હતાં ત્યારપછી વિદ્યાર્થીઓએ "ગુરુભક્તિ" વિષે "સંવાદ" ભજવી બતાવ્યો હતો. ત્યારપછી સંસ્થાના મંત્રી મથુરદાસે સભા બોલાવવાનું રહસ્ય સમજાવ્યા બાદ અત્રેના વયોવૃદ્ધ અગ્રણીય મણિશંકર મોહનરામભાઈએ જણાવ્યું હતું, કે ભાઈઓ આ મનુષ્યાવતાર પુનઃ પુનઃ પ્રાપ્ત થતો નથી માટે ગુરુદ્વારા ભાવ છે એમ દર્શાવ્યા બાદ સંસ્થાના માજી મંત્રી શ્રીયુત ગોપાલદાસે ટુંકું પણ રહસ્યપૂર્વક ભાષણ આપ્યા બાદ આજનાં ઉત્સવપતિ શ્રીઅનિરુદ્ધાચાર્યજી મહારાજની જય પોકાર સાથ સભા વિસર્જન હતી. ત્યારપછી પ. ભ. ભગવંતભાઈને ત્યાં દીપકમાળ વગેરે આનંદ થયો હતો.

ઉદ્ધાર માટે રચ્યા નથી. તેથી પુષ્ટિમાર્ગના અનુયાયી તરીકે આપણી ખાસ ફરજ એ છે કે જે ગ્રન્થો પ્રકટ થયા ન હોય તે પ્રકટ કરાવવા, પ્રકટ થયેલ ગ્રન્થોને ઘરમાં પધરાવવા અને બીજું કંઈ ન થઈ શકે તો ભાવથી તેવા ગ્રન્થોના દર્શન કરવા. આટલું કરવાથી પણ ભાવનું પોષણ થાય.

ભગવાન શ્રીકૃષ્ણ નિર્ગુણ છે, તે પરમતત્ત્વ છે. ગીતાના સાતમા અધ્યાયમાં તે સિદ્ધાન્તનું પ્રતિપાદન કર્યું છે. એ નિર્ગુણ ભગવાનની અનન્ય ભક્તિ કરવાથી નિર્ગુણ થવાય છે. જુઓ ગીતાજીનો તેરમો અધ્યાય. અનન્યત્વ અને નિષ્કામત્વ શુદ્ધપુષ્ટિભક્તિના બે લક્ષણો છે. અર્જુનને અને ઉદ્ધવને ઉપદેશ આપતાં ભગવાને આ બે લક્ષણો ઉપર પુનઃ પુનઃ ભાર મૂક્યો છે.

મનુષ્યમાત્રનો ઉદ્ધાર થાય તેવા પ્રકારનો માર્ગ બતાવનારને હું જગદ્ગુરુ કહી શકું. ભગવાન શ્રીકૃષ્ણે તેવા માર્ગનું નિરૂપણ કરેલું છે. શ્રીમદ્વાદિના પણ તે ઉદ્ધારક છે. આ માર્ગ ભક્તિમાર્ગ.

શાસ્ત્રોમાં અનેક ધર્મોનું નિરૂપણ છે. જે ધર્મનું સેવન કરવાથી ભગવાનમાં અહૈતુકી અને અપ્રતિહતા ભક્તિ થાય તે પર-મુખ્ય ધર્મ છે. બીજા ધર્મો ગૌણ છે. ભાગવત ધર્મ તે મુખ્ય ધર્મ છે. તેનું સેવન કરવાની શ્રીવલ્લભાધીશે અને તેઓશ્રીના વંશજોએ આજ્ઞા કરી છે. તેથી મારી ભાવના પ્રમાણે આવા આચાર્યશ્રીઓને જગદ્ગુરુ કહી શકાય. આ જ જન્મમાં જે માર્ગનું સેવન કરવાથી જન્મમરણરૂપી સંસારમાંથી મુક્ત થવાય. તેજ માર્ગ ઉત્તમ છે. તેજ માર્ગ સરલ અને નિષ્કંટક છે. ભગવાનમાં પ્રેમ લુંટવાનો સૌને અધિકાર છે.

સામ્પ્રદાયિક અનેક ગ્રન્થોમાં પ્રકટ થયા છે. હજુ ઘણા ગ્રન્થો પ્રકટ થયા નથી, શ્રીમહાપ્રભુજીનું અંગ્રેજી ભાષામાં વિસ્તૃત જીવનચરિત્ર પણ લખાયું નથી આ સ્થિતિ શોચનીય છે. સમ્પ્રદાયના ધાર્મિક અનુયાયીઓ હજારો રૂપીયાઓનો ખર્ચ કરે છે પણ સાંપ્રદાયિક ગ્રન્થો પ્રકટ કરાવવાનો સ્વધર્મ હોવાનું ઘણાં થોડા માને છે. આવા ગ્રન્થો પ્રકટ કરવા ટ્રસ્ટફંડ કરવાની જરૂર છે. તેલીવાળાના સમયમાં એવું ટ્રસ્ટફંડ હોત તો તેઓ ૩૮ ગ્રંથોને બદલે તેથી બમણા ગ્રન્થો પ્રકટ કરી સમ્પ્રદાયની વિશેષ સેવા કરી શકત. સમ્પ્રદાયમાં હાલ અનેક બ્રાહ્મણ વિદ્વાનો છે. સાક્ષરો પણ છે. તેઓ જે યથાશક્તિ સેવા કરે તેનો લાભ લઈ ગ્રન્થો પ્રકટ કરાવો, ઘરમાં પધરાવો અને ભાવનું પોષણ કરો.

તે પછી શ્રીયુત કેશવરામ કાશીરામ શાસ્ત્રીજીએ વિવેચન કરતાં જણાવ્યું હતું કે પ્રમાણમાર્ગની દૃષ્ટિએ શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઈજી પછી તરતજ શ્રીપુરુષોત્તમજી આવે છે. બેશક પ્રમેયમાર્ગની દૃષ્ટિએ જોતાં શ્રીમહાપ્રભુ, શ્રીગુસાંઇજી, શ્રીગોકુલનાથજી અને શ્રીહરિરાયજી આવે છે. અત્યારના વિકટ કાળમાં પ્રમેયમાર્ગનો અધિકાર બહુ સ્વલ્પ છે અને તેથીજ શ્રીપુરુષોત્તમજીનું મહત્ત્વ છે. શ્રીમહાપ્રભુજીનો એક પણ ગ્રન્થ એવો બાકી નથી કે જેના ઉપર શ્રીપુરુષોત્તમજીએ કંઇ પણ ન લખ્યું હોય. શ્રીમહાપ્રભુજીએ પૂર્વ અને ઉત્તર મીમાંસાના ભાષ્ય રચ્યાનો ઉલ્લેખ તત્ત્વાર્થદીપનિબન્ધના શાસ્ત્રાર્થપ્રકરણમાં આવે છે. કમભાગ્યે પૂર્વમીમાંસામાંથી માત્ર ભાવાર્થપાદભાષ્યજ ઉપલબ્ધ છે તેના ઉપર પણ શ્રીપુરુષોત્તમજીએ સ્વતંત્ર ટીકા લખી શ્રીમહાપ્રભુજીનો પૂર્વમીમાંસા ઉપર જે અભિપ્રાય હતો તેની સમજુતી આપવા સંપૂર્ણ પ્રયત્ન કર્યો છે. પરંતુ દીલગીરીની વાત છે કે, સમ્પ્રદાયમાં અનેક ગ્રન્થસંગ્રહો હોવા છતાં તેની વ્યવસ્થિત યાદી નથી થઈ. ઓફેક્ટ જેવાઓ દુનિયાભરની સંસ્કૃત પુસ્તકોની યાદી મેળવી તે ઉપરથી ગ્રન્થસંગ્રહોનો પરિચય આપે ત્યારે આપણે, આપણે ત્યાં પુસ્તકો હોવા છતાં પણ કંઈ કરી શકતા નથી. છેવટમાં શાસ્ત્રીજીએ પુસ્તકપ્રસિદ્ધિ માટે અનામત ફંડની આવશ્યકતા ઉપર ભાર મૂક્યો હતો.

### કુમારી નિર્મળા સંઘવીનું વક્તવ્ય.

ત્યારબાદ શ્રીયુત જમનાદાસ હરખજી સંઘવી જે. પી. ની પુત્રી કુમારી નિર્મળા સંઘવીએ સંસ્કૃતમાં બોલતાં જણાવ્યું હતું કે મળેલું મનુષ્યશરીર વ્યર્થ જવા ન દેવું. મહાનાયાસે મળેલો આ દેહ છે. અન્નાદિનો બનેલો છે છતાં તે શરીરેજ આત્મજ્ઞાન થાય છે. સ્વસ્વરૂપજ્ઞાનથી મનુષ્યજન્મની સાર્થકતા. આત્માને મેળવવા માટે પ્રયત્ન કરવો જોઇએ. આગળ બોલતાં જણાવ્યું હતું કે બાલિકાઓને અભ્યાસ કરાવવો જોઈએ તે સિવાય ભારતવર્ષની ઉન્નતિ નહિ થાય તે બાબતમાં ગાર્ગી, મૈત્રેયી તથા શંકરાચાર્ય સરસ્વતી સંવાદ વગેરેના દૃષ્ટાન્તો આપી સ્ત્રીઓને ધાર્મિક શિક્ષણયુક્ત શિક્ષણ આપવાની આવશ્યક્તા જણાવી હતી.

## શ્રીયુત વાડીલાલ શાહનું વ્યાખ્યાન.

શ્રીયુત વાડીલાલ શાહે વ્યાખ્યાન આપતાં જણાવ્યું હતું કે શ્રીપુરૂષોત્તમજી સર્વોદ્ધારપ્રયત્નાત્મા હતા અને તેથી સર્વાંશે જગદ્ગુરુ પદને યોગ્ય હતા. એ વિષય પર હું કંઇક કહીશ.

અત્યારના સમયમાં જ્યારે આસ્તિક હિન્દુઓમાં પરસ્પર સંગઠન અને ઐક્યની અપેક્ષા છે, ત્યારે જગદ્ગુરુ કોણ? અમુકજ આચાર્ય જગદ્ગુરુ કહી શકાય અને અમુક ન કહી શકાય તેવી ચર્ચા વર્તમાનપત્રોમાં ઉપસ્થિત કરવી અયોગ્ય છતાં જ્યારે એ ચર્ચા ઉપસ્થિત કરવામાં આવી છે તો શ્રીમદ્ વલ્લભાચાર્યજીજ જગદ્ગુરુપદને યોગ્ય છે એમ સિદ્ધ કરવાની સાથે શ્રીપુરૂષોત્તમજી પણ જગદ્ગુરુપદને યોગ્ય હતા. એ વાતનું પણ સમર્થન કરીશ. ચર્ચા ઉત્પન્ન કરનાર તરફથી કહેવામાં આવે છે, યુરોપ, આફ્રિકા; અમેરીકા આદિ ખંડોમાં અર્થાત સમગ્ર જગતમાં પરિભ્રમણ કરી સર્વ દેશોના ધર્મગુરુ પર જે વિજય મેળવે તે જગદ્ગુરૂપદને યોગ્ય છે. તે લક્ષણ તો તેઓ જેમને જગદ્ગુરૂ માને છે તે શ્રીકૃષ્ણમાં કે શંકરાચાર્યમાં કે અદ્યાવધિ થયેલ કોઈ પણ આચાર્યોમાં ઘટી શકતું નથી, અર્થાત તે લક્ષણની કસોટીએ કસીએ તો અદ્યાવધિ કોઇ પણ જગદ્ગુરૂપદને યોગ્ય આચાર્ય યા ગુરૂ થયા છે તેમ કહેવાયેજ નહિ. ત્યારે જગદ્ગુરૂ થવાને યોગ્ય કોણ કહેવાય? સર્વનો સમગ્ર જગતનો ઉદ્ધાર કરવાને માટે જેનો પ્રયત્ન છે, જે સકલજીવોનો ઉદ્ધાર કરવાને સમર્થ છે. કેવલ ત્રૈવર્ણિકનોજ નહિ, તે જગદ્ગુરુ, અખંડભૂમંડલાચાર્ય ઇત્યાદિપદને યોગ્ય કહેવાય. વેદાદિ શાસ્ત્ર કેવલ ત્રૈવર્ણિકનો ક્રમશઃ ઉદ્ધાર કરે છે. પરંતુ સર્વનો સાક્ષાત ઉદ્ધાર કરવાને શ્રીકૃષ્ણનું પ્રાકટ્ય થયું. સ્વરૂપ વડે સકલજીવનો ઉદ્ધાર શ્રીકૃષ્ણે નિજ પ્રાકટ્ય દશામાં કર્યો અને ભૂતલ ઉપરથી આપ પધાર્યા ત્યારે નામવડે ઉદ્ધાર કરવાની વ્યાસજીને આજ્ઞા કરી શ્રીભાગવત પ્રકટ કરાવ્યું. અર્થાત શ્રીકૃષ્ણ સર્વોદ્ધારપ્રયત્નાત્મા છે. જગદ્ગુરુપદને યોગ્ય છે. વસ્તુતઃ શ્રીકૃષ્ણ સ્વયં ભગવાન્ પરમાત્મા, પુરૂષોત્તમ છે. શ્રીભાગવત પણ સર્વોદ્ધારક છે. તેનું સર્વોદ્ધારકત્વ સિદ્ધ રહે તેને માટે શ્રીકૃષ્ણસ્વરૂપ વાગીશ વૈશ્વાનરાગ્નિ શ્રીમદ્વલ્લભાચાર્યે તત્ત્વાર્થદીપનિબન્ધ પ્રકટ કર્યો અને તેમાં શ્રીમદ્ભાગવતના ચાર અર્થ પ્રકટ કર્યા. તે નિબન્ધનું સર્વોદ્ધારકત્વ બની રહે તેને માટે તે પર સ્વયં પ્રકાશ નામની ટીકા પ્રકટ કરી એટલે શ્રીમદ્વલ્લભાચાર્ય પણ પરમકૃપાલુ અને સર્વોદ્ધારપ્રયત્નાત્મા છે. આ વાતની સ્પષ્ટ આજ્ઞા શ્રીમદ્વલ્લભાચાર્યજી સ્વયં નિબન્ધગ્રન્થના આરંભમાં કરે છે.

"સર્વોદ્ધારપ્રયત્નાત્મા કૃષ્ણઃ પ્રાદુર્બભૂવ હ, તથાત્વં યેન સંક્ષિપ્યેન્ તદર્થં વ્યાસ ઉક્તવાન ॥ ૧ ॥ શ્રીભાગવતમત્યન્તં સર્વેષાં સુખદાયકમ્ । તથાપિ તત્ત્વં યેનૈવ સિધ્યેદિતિ વિચાર્યં હિ ॥ ૨ ॥ અમિ પ્રકાર તત્ત્વાર્થદીપં ભાગવતે મહત્ । તસ્યાપિ યેન સંક્ષિપ્યેન્ વ્યાખ્યાનં તન્નિરૂપ્યતે ॥ ૩ ॥ સર્વેએ નિજાચાર્યના ગુરૂચરણના વાક્યો પ્રમાણ માનવાજ જોઈએ ચર્ચા ઉત્પન્ન કરનાર નિજગુરૂના વાક્યોને પ્રમાણત્વે આગળ ધરે છે. તો વેષ્ણવો નિજાચાર્યોના વાક્યોને શા માટે પ્રમાણ ન માને? આથી સિદ્ધ થાય છે કે શ્રીકૃષ્ણ સર્વોદ્ધારને માટે પ્રકટ થયા અને સર્વોદ્ધારપ્રયત્નાત્મા હતા. તેમજ શ્રીમદ્ભાગવત પણ સર્વોદ્ધારક છે. અને શ્રીમદાચાર્યચરણ પણ સર્વોદ્ધારક છે તે સર્વોદ્ધારકત્વ સિદ્ધ રહે તેને માટે શ્રીપુરૂષોત્તમજીએ શ્રીમદાચાર્યચરણના સર્વ ગ્રન્થો ઉપર ટીકાઓ લખી છે તેથી શ્રીપુરૂષોત્તમજી પણ સર્વોદ્ધારપ્રયત્નાત્મા છે તેથી તેઓ પણ સર્વાંશે જગદ્ગુરુપદને યોગ્ય છે. જે જે ઉપરોક્ત સર્વોદ્ધારપ્રયત્નાત્મા હોય તે તે જગદ્ગુરુપદને યોગ્ય છે. ત્યારબાદ શેઠ જમનાદાસ હરખજી શાસ્ત્રીએ પ્રાસંગિક વિવેચન કર્યું હતું.

## શ્રીમાન સભાપતિશ્રીનાં વચનામૃત.

તે પછી વિદ્યાનુરાગી ગો. શ્રી દીક્ષિતજી મહોદયે અધ્યક્ષપદેથી વચનામૃત કરતાં જણાવ્યું હતું કે "આજના ચરિત્રનાયકનું વૈશિષ્ટ્ય આ કારણથી સિદ્ધ થયું કે એમની ઉપાસના જુદા જુદા વક્તાઓએ જુદા જુદા ગુણથી કરી. જેમ ભગવાનની ઉપાસના વિભિન્ન વિભિન્ન પ્રકારથી થાય છે. પ્રમાણે તરીકે છાન્દોગ્યના તૃતીયાધ્યાયના ગુણોપસંહાર પાદના અન્દર બ્રહ્મની વિભિન્ન વિભિન્ન ગુણોદ્વારા ઉપાસનાપ્રકરણ અનેક અધિકરણો છે. મનુષ્યનાં જ્ઞાતિઃ નૂનં તરવાઃ એ શ્લોકની અંદર ભગવત્સ્વરૂપની જુદી જુદી વ્યક્તિઓએ ભિન્ન ભિન્ન ગુણોદ્વારા ઉપાસના કરી છે. કોઈ એ જગદ્ગુરૂ તરીકે; કોઈ એ સર્વોદ્ધારક તરીકે કે પણ

શ્રીનાથદ્વારામાં મુનીન્દ્રસિંહની સ્થાપના—માટે સિંધના વૈષ્ણવોના પ્રયાસથી શ્રીમાન ઉદેપુર નરેશ મહારાણાને સારા હીન્દુસ્તાનના વૈષ્ણવોની સહીવાળી અરજપત્રિકા મોકલવા છપાવેલા ફોર્મ તૈયાર કરેલ છે. તે મુનીન્દ્રસિંહીના શુભ પ્રયાસમાં નગરઠઠ્ઠાવાળા સુપ્રસિદ્ધ ભગવદીય સુન્દરદાસ વીરમાનુએ (અધ્યાપક હાઈસ્કુલ) આગેવાની લીધી છે. તો વૈષ્ણવોએ તે અરજીના ફોર્મ મંગાવી લેવાં અને તે ફોર્મ રા. સુંદરદાસ વીરમાનુ, માસ્તર હાઈસ્કુલ મુ. ઠઠ્ઠા (સીંધ) તથા "શુદ્ધાદ્વૈત" કાર્યાલય-અમદાવાદ. સહી કરી-કરાવી મોકલી આપવાં.

વૈષ્ણવો સાવધાન! કીશનગઢના શ્રીમદનમોહનજીના મંદિરમાં તથા શ્રીઝાલાવાડ નરેશે શ્રીદ્વારકાનાથજીના તથા શ્રીનવનીતપ્રિયજીના મંદિરમાં પવિત્ર જન્માષ્ટમી જેવા મહામહોત્સવ પ્રસંગે અંત્યજપ્રવેશ કરાવી, અનુચિત હસ્તક્ષેપ રાજકર્મચારીયો તરફથી કરવામાં આવેલો, તે સંબંધી સારા વૈષ્ણવ સમાજની લાગણી દુખાઇ છે. શ્રીકૃષ્ણગઢ નરેશ ચુસ્ત વૈષ્ણવ છે, અને તેના રાજ્યશાસન તલે પોતાની પ્રથમપીઠ નીચેના મંદિરમાં કર્મચારીઓએ જે ખોટી રીતે કબજો મેળવ્યો છે, તેની સામે તેમજ ઝાલરાપાટનમાં ઉપર દર્શાવેલા મંદિરોમાં જે અંત્યજ પ્રવેશ કરાવી શ્રીમહાપ્રભુજી સંસ્થાપિત મેંડ-મર્યાદાનો ભંગ કરવામાં આવેલો છે, તેનો વિરોધ ગામેગામના વૈષ્ણવોએ ઠરાવીને શ્રીકૃષ્ણગઢ નરેશ-કીશનગઢ (અજમેર) અને શ્રીઝાલાવાડ નરેશ (ઝાલરાપાટનને) મોકલાવી આપવો. શ્રીનાથદ્વારાની કમીટીના સભ્ય રણછોડદાસ પટવારી આ બાબતમાં કેમ ચૂપ છે?



શ્રીડભોઇની પુષ્ટિમાર્ગીય પાઠશાળા, શ્રીસુરતવાળા મહારાજશ્રી સાહેબ, અને કાર્યકર્તા ગૃહસ્થો.



શ્રીસુખસંચારક કં. મથુરાના સ્થાપક
માલીક અનેક સાહસિક મહાન ઉદ્યમી નર
**શ્રી ક્ષેત્રપાલજી શર્મા.**

ફોટો સરૈયા આર્ટ પ્રિન્ટરીમાં છાપ્યા ખાડિયા, અમદાવાદ.



ગોરાગામ (જી. કોલાબા)ના વૈષ્ણવોના સમૂહ વચ્ચે શ્રીચતુર્થપંચમ પીઠાધીશ્વર.

॥ श्रीविभुवदनानलाचार्या विजयन्तेतमाम् ॥

વર્ષ ૧૨. | કાર્તિક, | સં. ૧૯૯૪.

અંક ૮ | શ્રીવલ્લભાબ્દ ૪૫૯.

# શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ

## प्राकट्यमंगल.

(श्रीतृतीयपीठाधीश्वरके यहां आश्विन सुद ८ के दिन पुत्रजन्म भयो, ताको वर्णन

हर्ष के प्रकर्ष का प्रकाश फैल फैल गया, सुख के समुद्र की हिलोर उठी चारों ओर ॥
भव्य भावना का दिव्य शीतल समीर बहा, कामना-लताएँ फल फूल उठी चारों ओर ॥
'देशिकेन्द्र' देवताधिदेव की दया की घटा, अतुल छटा से घिरी दीख उठी चारों ओर ॥
श्रीव्रजभूषण के जब सुत जन्म होते, तोप की तडाक ध्वनि गूंज उठी चारों ओर ॥



द्वार द्वार शोभित रसाल दल तोरन हैं, विमल वितान धाम सरसाये हैं ॥
कुंभ कदली के संग यत्र तत्र राजमान, ठौर ठौर प्रबल पताका फहराये हैं ॥
'देशिकेन्द्र' विविध मनोज्ञ सुख बाजे बजे, भूषा वेश साज नर नारी दौड आये हैं ॥
आज व्रजभूषण के लाल पालनें के बीच, मङ्गल प्रमोद भरे स्वजन झुलाये हैं ।२।



कैधौं पूर्व पितृपुण्य पुञ्ज लतिका में लग्यो, सुफल रसाल मोद धाम सरसायो है ॥
कैधौं भव्य नव्य लोक भाग्य-सिंधु मध्य इन्दु, दर्शनीय रूपतें अनूप दरसायो है ॥
कैधौं द्वारिकाधिनाथ युग चरणारविन्द, सेवा को सुभाव मेवा मधुर सुहायो है ॥
मेरे जान 'देशिकेन्द्र' आस नर मोद नव, बाल रूप धार ये समोद गोद आयो है ।३।

पो. मणिशर्मा 'देशिकेन्द्र'—कांकरोली.



जित तित दान वारि-धार को प्रवाह बह्यो, देख कल्प कामधेनु दान पाठ सीख्यो है ॥
द्वारकेश धाम यहां कहिये महोत्सव को— अच्छ लखि रूप वास वासव को फीक्यो है ॥
भव्य दिव्य नव्य अभिजात शिशु सौंदर्य को, नेकुक निहारि सुकुमार मार सीख्यो है ॥
राज व्रजभूषण अदूषन तिहारे राज, आज अभिलाष को नवीन रूप दीख्यो है ॥



गाने दो गुमान भरे गीत गुण–गौरव के, आने दो अनन्त भेंट, सुख सरसाने दो ॥
लाने दो ललाम पारितोषक, प्रकाम धन, पाने दो प्रमोद, हर्ष वर्ष बरसाने दो ॥
जाने दो न खाली हाथ विप्र भाट वन्दी कवि, सुजस सुराग भरी कविता सुनाने दो ॥
भाने दो महोत्सव बजाने दो मनोज्ञ वाद्य, धाम व्रजभूषण के मंगल मनाने दो ॥



कीर्तिमान पूर्वजों का प्रकट हुआ है पुण्य किम्वा द्वारकेश सेवा फलितानुराग है ।
सुहृद सुबन्धु सिन्धु उदित सुधांशु है कि मातृ मन मानस का दीपित चिराग है ॥
नवल 'नरेन्द्र' व्रजभूषण निकेतन में 'पुत्र–जन्म' किम्वा पुरवासियों का भाग है ।
धर्म सत्त्व का महत्त्व महनीय हुआ किम्वा दम्पती का स्नेह कमल पराग है ॥

नरेन्द्र वर्मा—कांकरोली.

---

## नूतनवर्षाभिनंदनम्

नवनीरदवपुश्यामो, नवधाभक्तजनानामभिरामः । नवपीताम्बरधारी नववर्षे शं करोतु नवमाली ॥१॥
मंगलमयनववर्षे मंगलमय सुप्रभातसाफल्ये । मंगलमयकार्याणि कुर्वन्त्विति प्रार्थयामीशम् ॥२॥

અનુસારી બનો જન આપતણા, ધનધાન્ય સરસ્વતી સાથ વિષે;
કરપલ્લવ દેશ સુકાન ગ્રહી, ઉદધિ સમ ઉન્નતિ ભવ્ય ગ્રીષે.

નિહાળું નેત્રાથી ગૃહગૃહ રૂડા દીપક ઝગે, અનેરા સ્વસ્તિકે પ્રતિગૃહતણાં પ્રાંગણ દીપે;
પ્રકાશીની મધ્યે ઝળહળિત એ અબ્દ નિસરે, છટા ન્યારી દીસે જન સકળ શું આદર દીએ.
જુનું જાયે, આવે. નવિન હસતું વર્ષ ભૂમિએ, પ્રફુલ્લે પ્રાચીએ, સ્મિત મુખી ઉષા રક્ત વદને;
પ્રતાપી દીસંતો, ગગન સવિતા મંગલમુખી, ખરે ! જેવી આજે, અતિશય રીઝે સૌ જન સુખી.
પ્રકાશો સા કાયે, સુખમય બનો નૂતન દિને, પરાર્થી સૌ થાઓ, દ્યુતિમય સદા એ રવિ સમા;
બળી પ્રીતે પોતે તમહરણ એ દીપક બને, જીવે જે અન્યાર્થે, ગુણીજન જ તેને સહુ ગણે.
પરાર્થી સંકલ્પો, સુભગ ગ્રહજો મંગલ દિને, સુખી હો આનંદે, શિશુગણતણાં રમ્ય વચને.

પં. મંગલજી ઉદ્ધવજી શાસ્ત્રી સંપાદક "વિશ્વમંગલ".

( ૨ )

"તૈલંગી કુળમાં મહામણિ સમુ, વિશ્વે રૂડું રાજતું, પાંડિત્યે પ્રપૂર્ણ ગંભીર ગુણે, સેવા-વિષે શાયતું;
ભૂલેલા જનને "હરિશરણ" દૈ, સન્માર્ગમાં વાળતું, એ "શ્રીવલ્લભકુળ" રહો તમ પરે, આશિષ વર્ષાવતું."

( ૩ )

"એ આ વિશ્વનું કાર્ય–કારણ અને, વેદાંતનું તત્વ છે,
જે છે દુર્લભ, યોગિ-જ્ઞાનિ જનને, ને સ્નેહનું સત્વ છે,
જેને પ્રાપ્ત કર્યા વિના મન સહુ, વાણી વિરામી રહે,
તેને માખન-મિશ્રી માટ નચવે, ગોપાંગના આંગણે.
એ ગોપીપતિના રૂડા પ્રણયના, સહભાગી થાજો અને—
એ નિત્યે તમ ઉર આંગણ રમો, યાચું નવા વર્ષમાં." "ભક્તિપ્રિય.

# महाकविना सन्मान.

કવિકુલકવીન્દ્ર શ્રી. ન્હાનાલાલ દ. કવિ. પોતાના મણિમહોત્સવ પછી માંદગીમાં સપડાયા હતા તેમાંથી સ્વાસ્થ્ય પ્રાપ્ત કરી પ્રથમ મુંબઈ આવેલા હોવાથી તેઓનો સત્કાર કરવા પુષ્ટિમાર્ગીય યુવક પરિષદ, શ્રીપુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત પ્રચાર સમિતિ, શ્રીવૈષ્ણવ છાત્ર પરિષદ (મુંબઈ) અને શ્રીઘાટકોપર વૈષ્ણવ સમાજ તરફથી સત્કાર સમારંભનો એક જાહેર મેળાવડો બુધવાર તા. ૨૬-૧૦-૩૩ ના દિવસે સાંજના ૭ વાગે સ્થાનીય માધવબાગના ચોગાનમાં શ્રીમદ્ ગો૦ ચિ૦ શ્રીકૃષ્ણજીવનજી મહોદયના અધ્યક્ષપદે થયો હતો.

નિયત સમયે સભાપતિ અને કવિસમ્રાટ પધારતા શ્રી પુ. યુ. પરિષદના માનદમંત્રી શ્રી. ગિરિધરલાલ જગજીવનદાસ શાહે આમંત્રણ-પત્રિકા વાંચ્યા બાદ શ્રીમદ્ ગો૦ શ્રીવ્રજનાથલાલજી મહોદય (જામનગર) વસન્તરામ શાસ્ત્રી ( અમદાવાદ ), શ્રી. કેશવલાલ વી. શાસ્ત્રી ( અમદાવાદ ) શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલય (નડીઆદ), શ્રી. રમણલાલ શાસ્ત્રી (ડભોઈ) અને શ્રીઘાટકોપર વૈષ્ણવ સમાજના પ્રમુખ મં. સ્વ. મંજુબહેન ચત્રભુજ જીવણદાસ (ઘાટકોપર) વગેરેના આવેલા સહાનુભૂતિના સદ્ભાવપ્રદર્શક સન્દેશાઓ વાંચી સંભળાવ્યા હતા.

ત્યાર બા. પ્રો. શ્રી. સાકલચન્દ એ. શાહ અને સાક્ષર અમ્બાલાલ જાનીએ કવિશ્રીના વિવિધ તેમ વિશિષ્ટ સાહિત્ય સેવા પ્રદર્શક પ્રાસંગિક વિવેચન કર્યું હતું.

॥ विजयते श्रीबालकृष्ण प्रभुः ॥

साहित्य-पायोनिधिमन्थनोत्थं ।

कर्णामृतं रक्षत हे कवीन्द्राः ॥

| | |
|---|---|
| શ્રી પુષ્ટિમાર્ગીય યુવક પરિષદ | શ્રી વૈષ્ણવ છાત્ર પરિષદ |
| શ્રી પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત પ્રચારસમિતિ | શ્રી ઘાટકોપર વૈષ્ણવ સમાજ......તરફથી |

કવિકુલકવીન્દ્ર

## શ્રી ન્હાનાલાલ દલપતરામ કવિને

## સન્માનપત્ર

જય હો, જેમના વદનથી અમરવી સરસ્વતી નિત્ય પ્રકાશવન્તી રહે છે અને જેમના વદન દ્વારા વીણાના સંવાદી સૂર છેડાય છે એવા કવિકુલકવીન્દ્રનો જય હો !

ગુજરાત બૃહદ્ ગુજરાતના સન્માનનીય કવીશ્વર, આપની અર્ધશતાબ્દી ઉજવીને ગુજરાત-બૃહદ્ ગુજરાત કૃતકૃત્ય થયાં હતાં; તેમ મણિમહોત્સવનો શુભઅવસર પણ પુનઃ પ્રાપ્ત થતાં એ ધન્ય પ્રસંગને ગુજરાત-બૃહદ્ ગુજરાતે અનેરા ઉમંગથી વધાવી લીધો છે. એ પ્રસંગ પછી તરતજ આપની પ્રકૃતિ અસ્વસ્થ બની; અને આપે મુંબાઈ પધારી પુનઃ સ્વાસ્થ્ય પ્રાપ્ત કર્યું એનો લાભ લઈ આપને આ સન્માનપત્ર અર્પણ કરતાં અમને હર્ષ થાય છે.

કાવ્યશાસ્ત્ર અને ઉપનિષદ્‌ની कविर्मनीषी परिभूः स्वयंभूः એ વાણીને નિરખંતી-કવિ એટલે વ્રતધારી કવિ એટલે મુનિ અને ઋષિ એમ જે કહે છે તેને આપનાં કવનોથી આપ સિદ્ધ કરો છો. તેમજ ચતુર્વર્ગની ફલપ્રાપ્તિ કરાવનાર કાવ્ય એ જ સત્કાવ્ય છે એ સૂક્તિને આપ આપનાં કાવ્યો દ્વારા યથાર્થ કરો છો. કવિત્વ એ સુદુર્લભ દૈવી શક્તિ છે એ પુરાણોક્તિને પણ આપ ચરિતાર્થ કરી રહ્યા છો.

સર્વગ્રાહી ઇતિહાસદ્રષ્ટા, જગતના અને મુખ્યત્વે ભારતવર્ષના ભૂત અને વર્તમાન ઇતિહાસનાં રસસમૃદ્ધ અને અવિકૃત દર્શનો કરવાની આપની કલા અને શક્તિ અપૂર્વ અને અમૃતમયી છે. ઇતિહાસ અને ભૂગોળના મર્મો આપે અલૌકિક રીતે શોધી ઇતિહાસરસિક જનતાને ઇતિહાસાર્થનાં સાચાં ભાન કરાવ્યાં છે. ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં ઇતિહાસદ્રષ્ટા તરીકે આપનું સ્થાન અનોખું અને સન્માનનીય છે.

આપની ઇતિહાસદૃષ્ટિ નિર્મળ, દૂરદર્શી અને સર્વગ્રાહી છે; તેમ જ આપની ધર્મદૃષ્ટિ પણ સર્વદેશીય, પારદર્શી અને મર્મગ્રાહી છે ધર્મનાં રહસ્યોના આપના વિવેકશીલ ઉકેલ સર્વ ધર્મીઓના હૃદયમાં આપના પ્રત્યે મમતા અને આદર ઉત્પન્ન કરે છે.

ભાગવતધર્મ પ્રત્યેનો આપનો આદર સુવિખ્યાત છે. શ્રીમદ્ જગદ્‌ગુરુ શ્રીવલ્લભાચાર્યજી પ્રણીત ષોડશગ્રંથો, શ્રી ભગવદ્‌ગીતા ને ઉપનિષદોનાં રહસ્યદર્શનોથી તેમજ વિવિધ ધાર્મિક વ્યાખ્યાનો દ્વારા આપે વૈષ્ણવ સંપ્રદાયની અનુપમ સેવા કરી છે, કવીશ્વર દલપતરામથી પરંપરાએ શ્રીસ્વામીનારાયણ સંપ્રદાયની પણ આપે પ્રશસ્ય ધર્મસેવા કરી આપે વૈષ્ણવોનો અનુરાગ સંપ્રાપ્ત કર્યો છે જે સમયે પ્રાચીન વૈદિક–વૈષ્ણવ ધર્મ ઉપર કટુ આક્ષેપો થઇ રહ્યા છે તે સમયે આપે આપના નિર્ભીક ધર્મમર્મદર્શનોથી સાચી ધર્મસેવા બજાવી છે વૈદિક ધર્મ અને વૈદિક સંસ્કૃતિનાં સંરક્ષણમાં પણ આપે અણમોલ ફાળો આપ્યો છે. વૈદિક ધર્મી જનતા આપની એ સદ્ધર્મસેવા માટે આપની અત્યંત ઋણી છે. આપની અપ્રતિમ સાહિત્યકૃતિઓએ જનસમાજને સત્ય ધર્મ અને સન્નીતિના માર્ગે પ્રેરી છે. સાહિત્યમાં વાસ્તવિકતાને નામે વૈદિક અને પૌરાણિક સત્પાત્રોમાં અનીતિ અને અધર્મ્ય વ્યવહારોના થતા બીભત્સ રોપણો સામે આપે સતત અને મર્મઘાતી પ્રહારો કરી સત્સાહિત્યસેવા કરી છે તે ચિરસ્મરણીય રહેશે.

આપને આપના સતત શારદોપાસનામાં યથાર્થ સહધર્મચારિણી સૌ માણેકબ્હેનનો સુયોગ થયો છે એવો કોઇકજ વિરલા સાહિત્યસ્વામીને થયો હશે. આ ભગવદ્‌કૃપાનું સત્ફળ અને સદ્‌ભાગ્ય આપને પ્રાપ્ત થયું છે તે જોઈ અમને પરમ આનંદ થાય છે.

આપનું આ સદ્‌ભાગ્ય ચિરસ્થાયી રહો ને શ્રુતિપ્રોક્ત શત વર્ષનું આયુષ્ય આપને પ્રાપ્ત થાય અને વૈદિક ધર્મ તેમજ સાહિત્યની સેવા કરવાનું સામર્થ્ય આપનું સુસ્થિર રહો એવી શ્રીયશોદોત્સંગ-લાલિત શ્રીબાલકૃષ્ણ પ્રભુ પ્રત્યે અમારી અંતરની અભ્યર્થના છે.

| | |
|---|---|
| માધવબાગ-મુંબઇ, ૪ | લિ૰ શ્રેયાભિલાષી; |
| સંવત્ ૧૯૯૩, આશ્વિન કૃષ્ણ પ્રતિપદા, બુધવાર | શ્રી પુષ્ટિમાર્ગીય યુવક પરિષદ |
| તારીખઃ | શ્રી પુષ્ટિમાર્ગીય સિદ્ધાન્ત પ્રચારસમિતિ |
| | શ્રી વૈષ્ણવ છાત્ર પરિષદ |
| ૨૦ મી, ઓક્ટોબર, ૧૯૩૭ | શ્રી ઘાટકોપર વૈષ્ણવ સમાજ...ના |
| | કાર્યવાહકો |

સભાપતિશ્રી પૂજ્યપાદ ગોસ્વામી શ્રી ૧૦૮ કૃષ્ણજીવનજી મહોદયના વરદ હસ્તે સમર્પિત.

શ્રીયુત જમમોહનદાસ ર ઓફ એડવોકેટ કવિને આપવાનું આર્ટ પ્લેટ પર છાપેલું સન્માનપત્ર વાંચી સંભળાવ્યા બાદ મજકુર માનપત્ર સીલ્વરના કૅસ્કેટમાં પૂજ્ય સભાપતિશ્રીના વરદ હસ્તે કવિશ્રીને આપવામાં આવ્યું હતું.

## સભાપતિશ્રીનું મનનીય વ્યાખ્યાન.

અધ્યક્ષપદેથી ગો૰ શ્રીકૃષ્ણજીવનજી મહોદયે વ્યાખ્યાન કરતાં જણાવ્યું હતુંઃ—

આજે આપણે કવિવરના મણિમહોત્સવ ઉજવી રહ્યા છીયે. કવિવર એ વિધાતાની સૃષ્ટિનું અપૂર્વ સર્જન છે. વિધાતા જગતને સર્જે છે. મહાકવિઓ પણ અનેરી સૃષ્ટિના સર્જનહારો હોય છે અને તેમ વિધાતાનાં સાધનોથી નહિ પણ તે અમૂર્ત સાધનો દ્વારા.

અમૂર્તને મૂર્ત બનાવી જનતાને તેનો પરિચય કરાવતાં તે મહાકવિ એવા કવિવરનો, મહાકવિનો મણિમહોત્સવ ઉજવતા કોને હર્ષ ન થાય! એવું સદ્‌ભાગ્ય ક્યાંથી! જનતા એમ રખે સમજે કે અમે કવિની કદર કરીયે છીયે. કવિવરનો મણિમહોત્સવ ઉજવીને જનતા પોતાની કદર કરે છે. કવિના કદર કરનાર તો ઈશ્વરજ છે. એ જે કાંઈ કવે છે તે લોકિકટાના પ્રદેશમાંથી પ્રેરણા મેળવીને-એનું કવન તો પ્રભુપ્રીત્યર્થ હોય છે. सत्यम् ब्रूयात् न प्रियम् એ બે તત્વ એના જીવનને તાણે વાણે વણાઇ ચૂક્યું હોય છે.

એટલો પક્ષપાત છે તેથી વધારે મને આપશ્રી પ્રત્યે પૂજ્યભાવ છે આપશ્રી ગુરુબાળક છો આપ આપના પૂજ્ય પિતાશ્રીના પ્રતિનિધિ તરીકે જે બોલે છે તે મારી પ્રત્યેના સદ્ભાવથી બોલે છે મારામાં એવું કંઇ છે નહિ.

વ્યાસજીએ અઢાર પુરાણો લખ્યા પણ એમના આત્માને શાન્તિ ન થઇ એટલે એમણે શ્રીમદ્ ભાગવત રચ્યુ અને શ્રીમદ્ ભાગવત રચ્યા પછીજ તેમના આત્માને શાન્તિ મળી. શ્રીમદ્ ભાગવતની ભાષા એટલે સમાધિ ભાષા એવી ભાષા હોય તે મહાકવિ બાકી તો બધા ઠીકઠીક એ ભાષા સિદ્ધ ન થાય ત્યાં સુધી કવિનુ કવિત્વ લૌકિક અલૌકિક નહિ આજથી પાંચ છ વર્ષ ઉપર વૈષ્ણવને એક વચન કહ્યુ. હતું આજે તેનો પુનરુચ્ચાર કરૂં છું વૈષ્ણવમાં વિદ્યા છે, વિદ્વાનો પણ છે ભલભલા શાસ્ત્રીઓને પણ પણ ટક્કર ખવડાવે એવી વિદ્યા છે. વૈષ્ણવી વિદ્યા હવે અન્ધારામાં નથી. વૈષ્ણવી વિદ્યા એટલે શુદ્ધ કાંચન અને જે શુદ્ધ છે તેને સંતાડવાનું શું ? વૈષ્ણવોએ હવે અજવાળામાં આવવાનીજ જરૂર છે. હું તો કહું છું કે હવે અજવાળામાં આવો બહાર આવો દર્શને મંદિરમાં જઈએ પણ સભાઓ તો જાહેરમાં ભરો માયાવાદમાં આપણે વૈષ્ણવો માનતા નથી આપણો સિદ્ધાન્ત તો સો ટચનું સોનું છે. આપણે શા માટે સંકોચ રાખવો હું તો ફરી ફરીને એજ કહું છું કે વૈષ્ણવજન અજવાળામાં આવો બહાર આવો જાહેરમાં આવો.

આટલું બોલ્યા પછી કવિશ્રીએ આ પ્રસંગને માટે ખાસ તૈયાર કરેલું ' વૈષ્ણવ સુધા એકાદશી ' એ મનનીય વ્યાખ્યાન વાંચ્યું હતું.

છેવટમાં શ્રીયુત જનાર્દન ભાઈએ સભાપતિશ્રી, કવિશ્રીના વક્તાઓ, માધવબાગના ટ્રસ્ટીઓ અને હાજર રહેલા સભાસદોનો યોગ્ય શબ્દોમાં આભાર માન્યા બાદ શ્રીબાલકૃષ્ણલાલજીના જયઘોષ વચ્ચે સૌ વિખરાયા હતા.

# जगद्गुरु कोण थई शके ?

( લેઃ—શાસ્ત્રી જયેષ્ઠારામ હરિજીવનજોશી, લાડવાડા, મુ. પેટલાદ. )

( શાસ્ત્રીજી રેવાશંકર મેઘજી દેલવાડાકરને પ્રત્યુત્તર. )

( 'ગુજરાતી' ના પુષ્ટિમાર્ગદ્રોહી તંત્રીએ આ લેખ છાપ્યો નહિ, તેથી અહીં છાપ્યો છે. )

" ગુજરાતી " પત્રના શ્રીમાન્ તંત્રીજી યોગ્ય,

તા. ૨૩ માહે મે સને ૧૯૩૭ " ગુજરાતી " માં " જગદ્ગુરુ કોણ થઇ શકે ? " એવા હેડીંગથી શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિતે એક લેખ છપાવ્યો છે, તેનો પ્રત્યુત્તર શાસ્ત્રીજી કેશવરામ કાશીરામભાઇએ તા. ૩૦ મે ૧૯૩૭ ના અંકમાં તથા શાસ્ત્રીજી ગોકુલદાસ કેશવજી ભાઇએ તા. ૬ જુન ૧૯૩૭ ના અંકમાં તથા માજી દિવાન પટવારીજીએ તા. ૬–૭–૧૯૩૭ ના " મુંબઇ સમાચાર " માં આપેલો છે. પરંતુ તા. ૬ જુન ૧૯૩૭ ના ગુજરાતીમાં શાસ્ત્રીજી રેવાશંકરભાઇ અંક (૩) લખી કેશવરામ શાસ્ત્રીજીના લેખનો પ્રત્યુત્તર આપતાં જણાવે છે કે– " વિદ્વાન્ શાસ્ત્રી કેશવરામ મ્હારા લેખના ઉત્તરમાં દાખલા દલીલ સહિત ખંડન કરવા લાયક કંઇપણ લખી શક્યા નથી. જ્યાં સુધી મ્હારા લેખનું યોગ્ય ખંડન થાય નહિ ત્યાં સુધી હું કંઈ જવાબ આપવા ઉચિત ધારતો નથી. " એમ જણાવેલું છે, જેથી આ લેખ લખવાની ફરજ પડી છે, માટે આ લેખને આપના સુપ્રસિદ્ધ પત્રમાં સ્થાન આપી આભારી કરશોજી.

શાસ્ત્રીજી લખે છે કે—" આજકાલ જગદ્ગુ અને આચાર્ય થવાનો અને લખવા લખાવવાનો મોહ હિંદુ સંપ્રદાયોમાં ઘણાને લાગ્યો છે, અને જેને તે દ્વારા પ્રસિદ્ધિની ઇચ્છા હોય છે તેઓ વ. સ્વ. સંઘ અને એવીજ બીજી ધાર્મિક સંસ્થાઓમાં દાખલ થઇ પોતે તે પદવી લખે લખાવે છે " વગેરે.

ઉપર્યુક્ત લખાણ શાસ્ત્રીજી એ કેવળ પૂજ્યપાદ શ્રીગોકુલનાથજી મહારાજના દ્વેષમૂલક તેમને ઉદ્દેશીનેજ લખ્યું છે એમ ત્રીજા કોલમના " કહેવાય છે " ઇત્યાદિ પેરેગ્રાફ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. પરંતુ " અખિલ ભારતવર્ષીય વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘ " જેવી સંસ્થામાં દાખલ થવું અને તેમા અગ્રગણ્ય (પ્રમુખ) પદ ભોગવવું એ કાંઈ સામાન્ય વિદ્વાનનું કામ નથી કેમકે એ સંસ્થા ભારતવર્ષના ધર્મપ્રાણ મ. મ. લક્ષ્મણશાસ્ત્રીજી, મ. મ. તર્કરત્ન શ્રી પંચાનન ભટ્ટાચાર્ય, મ. મ. અનન્તકૃષ્ણશાસ્ત્રી, પંડિતરાજ શ્રીરાજેશ્વર શાસ્ત્રીજી. શ્રીતારાચરણ ભટ્ટાચાર્ય, શ્રીજીવન્યાયતીર્થ એમ. એ. વગેરે માનનીય દિગ્ગજ પંડિતોની સ્થાપેલી છે. અને તેમાં શાંકર, રામાનુજાદિ સમ્પ્રદાયોના સમર્થ ધર્માચાર્યો હાલના સમયમાં એક સાથે બેસી ધર્મનાશક સુધારકોના પ્રયત્નોને સમૂલોન્મૂલન કરી ધર્મ રક્ષણાર્થે કટિબદ્ધ થઈ ધર્મ સંરક્ષણ કરી રહેલા છે, તેવા સમયમાં શાસ્ત્રીજીએ આ જલમંથનવત્ ચર્ચા ઉપસ્થિત કરી પરસ્પર વૈમનસ્ય ધારનાર શાંકર અને વૈષ્ણવો વચ્ચે જે કલેશનું કડવું બીજ રોપ્યું છે તેનું ફલ હું કોઇ રીતે ઉત્તમ નીવડે એ સંભવિત જોતો નથી.

પુનિત ભારત વર્ષમાં જ્યારે જ્યારે અધર્મનું ઉત્થાન થયું છે ત્યારે ત્યારે કોઈને કોઇ રૂપમાં પરબ્રહ્મ શ્રીહરિને સ્વયં વા અંશવિભૂતિરૂપે પણ પ્રકટ થઇ સનાતન ધર્મનું સંરક્ષણ કરવું પડયું છે. અને ગીતાવાક્યનું પાલન કર્યું છે.

જે જે સમયે જેવા સિદ્ધાન્તપ્રચારની આવશ્યકતા જણાઈ તે તે પ્રમાણે આ ભારતમાં પ્રભુએ દૈવી વિભૂતિઓને પ્રકટાવી અને તે શ્રીશંકરાચાર્ય, શ્રીરામાનુજાચાર્ય, શ્રીમધ્વાચાર્ય,

શ્રીનિંબાર્કાચાર્ય અને શ્રીવલ્લભાચાર્ય એવા નામે પૃથ્વીમાં પ્રકટ થઈ અને ભારતવર્ષની જનતાને તેમણે ઉપદેશસુધાનું પાન કરાવી પોતાના તરફ આકર્ષી, તેથી ભારતીય જનતાએ તેમને પ્રેમ પુષ્પથી વધાવી લીધી. અને તેમના ગૌરવને જોઈ "જગદ્ગુરુ" ની માનનીય પદવીથી તે તે વિભૂતિયોને વિભૂષિત કરી.

અતએવ ભારતીય જનતા તે તે વિભૂતિયોને યા તદ્વંશજોને યા શિષ્યોને મુખ્ય વિભૂતિયોને અનુસરીને ધર્મસંરક્ષક તરીકે જોતાં તેમના મુખથી ધર્મામૃતનું પાન કરતાં ધર્મપ્રચારક તરીકે વધાવી લેઇ "જગદ્ગુરુ"ની પદવીથી વિભૂષિત કરે અને પોતાની હાર્દિક કૃતજ્ઞતા પ્રકટ કરે તો તેથી ક્ષતિ શું ? તે કંઈ સમજાતું નથી.

"જગદ્ગુરુ" એટલે જગતના અજ્ઞાનાંધકારનો નાશ કરનાર, જગતમાં શ્રેષ્ઠ યા પૂજ્ય, યા ગૌરવાન્વિત. તો શું ભારતવર્ષમાં ઉપદેશામૃત પાન કરાવી ધર્મસંરક્ષણ કરનાર મહાન્ વિભૂતિયો શું પૂજ્ય નથી ? માટે ખરી રીતે તો આ ચર્ચાજ અસ્થાને છે.

શાસ્ત્રીજી ! આચાર્ય બનવાનો તો આપને પણ અભખરો થયો હશે, પરંતુ

शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ।

શ્રીમાન્ પવિત્ર પુરુષોનાં ઘરમાં યોગભ્રષ્ટ થયેલાઓનો જન્મ થાય છે. માટે આપ યોગ સાધો ! અને તેમ કરતાં ભ્રષ્ટ થશો તો કદાચિત્ ભગવત્કૃપા હોય તો તેમ બને. યા શાંકર પીઠના સંન્યાસીથી સંન્યસ્ત ગ્રહણ કરો ! બાકી ઈર્ષા કરે આપનું કંઈ વળે તેમ નથી.

## જગદ્ગુરુ કોણ ?

આપે લખ્યું છે કે—" પૂર્વે તો માત્ર શંકરાચાર્ય માટેજ જગદ્ગુરુ શબ્દ વપરાતો " ઉપયુક્ત લખાણનો વિચાર કરીશું તો સ્પષ્ટ સમજાશે કે, પૂર્વે એટલે પ્રથમ, શ્રીશંકરાચાર્યજી સર્વ વિભૂતિઓ પ્રકટ થઇ તેમાં પ્રથમ પૂર્વે પ્રકટ થઇ, ઉદયના ચાર્યાદિએ જે બૌદ્ધોનો નાશ કરવા પ્રયત્ન કર્યો હતો તે પ્રયત્નને સફલ કરી બૌદ્ધધર્મીઓનો પરાજય કરી સનાતનધર્મનું રક્ષણ કર્યું જેથી તેઓનેજ માત્ર "જગદ્ગુરુ" શબ્દ વપરાય એ સ્પષ્ટ છે. કેમકે તે સમયમાં શ્રીરામાનુજાચાર્યાદિનું પ્રાકટ્યજ નહોતું. એટલે તેને માટે જગદ્ગુ એ શબ્દ શી રીતે પૂર્વે વપરાય ?

પરંતુ શાસ્ત્રીજી ! શ્રીશંકરાચાર્યજીએ તો " ब्रह्म सत्यं जगन्मिथ्या " એ સિદ્ધાન્ત પ્રવર્તાવ્યો છે, તો મિથ્યા જગતના ગુરુ સત્ય શી રીતે સંભવે ? માટે જગતને મિથ્યા માનનાર આચાર્યને "જગતગુરુ" બનાવવા એ શું હાંસીપાત્ર નથી ?

હવે હું આપને પૂછું છું કે—જગતગુરુમાં જગતશબ્દ અસંકુચિતવૃત્તિથી ગ્રહણ કર્યો છે કે સંકુચિતવૃત્તિથી ? પ્રથમ પક્ષ સંભવિતજ નથી કારણ કે અસંકુચિત વૃત્તિથી જો જગત્ લેવામાં આવે તો તેની અંદર આવેલા યવન, ક્રિશ્ચિયન, વગેરે સર્વ આવી જાય છે. પણ તેઓના ગુરુ શ્રી શંકરાચાર્ય હોવા ન જોઇએ એમ આપને પણ માનવું પડશે. માટે સંકુચિતવૃત્તિથીજ જગત લેવું જોઇએ, તો પછી તેમના અનુયાયીઓનાજ ગુરુ હોવા જોઇએ, નહિ કે આખા જગતના. છતાં આખા જગતના ગુરુ જો માનતા હોતો તે ભૂલ ભરેલું છે.

શાસ્ત્રીજી ! આપે લખ્યું છે કે—"દશ ઉપનિષદ્, ભગવદ્ગીતા, અને બ્રહ્મસૂત્ર એ પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્ય કરનારાનેજ આચાર્યપદ મળતું."

"બ્રાહ્મણોના ગુરુ સંન્યાસી (ઉચ્ચ આશ્રમને લીધે) ગણાય છે. અને સંન્યાસીના ગુરુઓજ જગદ્‌ગુરુ લખાય તો તે યોગ્ય કહેવાય."

શાસ્ત્રીજી! ઉચ્ચ આશ્રમને લીધે બ્રાહ્મણો સંન્યાસીને શિક્ષાદ્વારા સન્માને તો તે યોગ્ય કહેવાય પરંતુ ગુરુ તો નજ કહેવાય, કારણ કે બ્રાહ્મણો સંન્યસ્ત લેવાની ઇચ્છા દર્શાવી સંન્યાસ દીક્ષા ગ્રહણ કરે ત્યારેજ સંન્યાસી બ્રાહ્મણોના ગુરુ થઇ શકે છે. તેમજ આપે સંન્યાસીઓના ગુરુ લખ્યા તે સંબંધમાં લખવાનું કે કાશીમાં અખિલભારતવર્ષીય બ્રાહ્મણ મહાસંમેલન ભરાયું તે સમયે આપની ધ્યાનમાં હશે કે–શારદાપીઠાધીશ્વરનું ઉચ્ચાસન સંન્યાસીઓના તરફ હતું અને તે સમયે ત્યાંજ તે ઉચ્ચાસન માટે મહાન્ કોલાહલ થયો હતો અને તેના પરિણામેજ ઉચ્ચાસનમાં કંઇક ફેરફાર થયો હતો શું તે વાર્તા આપ ભૂલી ગયા! કર્ણોપકર્ણે સાંભળ્યા મુજબ જો આ વાર્તા સત્યજ હોય તો હું પૂછું છું કે જ્યારે સંન્યાસીઓના તે ગુરુ હોય તો આ કોલાહલ થવાનું કારણ શું? અને સંન્યાસીઓજ જ્યારે તેમને ગુરુ તરીકે ન માને તો પછી તે જગદ્‌ગુરૂ **શી રીતે ગણી શકાય?** સંન્યાસીઓને તથા તેમના ગુરુઓને સભાઓરી વક્તાપણાનું કામ કરવાનો તથા મઠ બાંધવા વગેરેની ખટપટો કરવાનો સ્પષ્ટ નિષેધ છે. જુઓ ભાગવત સ્કં. ૭ અ. ૧૩ શ્લો. ૮ તો તે પછી જગદ્‌ગુરુ લખાવાને યોગ્ય શી રીતે કહેવાય! કારણ કે તેમનામાં ધર્મશાસ્ત્રાનુસાર સંન્યાસીના પણ ધર્મ ન જણાય તો પછી તેમના ગુરુ શી રીતે બની શકે? કેમકે તેઓ સંન્યાસધર્મ વિરુદ્ધ દ્રવ્યાદિસંચય કરી મઠાદિની ખટપટો કરે છે તો તે શું ધર્મશાસ્ત્ર પ્રમાણે શ્રુતિસ્મૃતિરૂપ શ્રીહરિની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા ન ગણાય?

(અપૂર્ણ)

---

# चित्र परिचय

## ( પરમ ભગવદીય પરમાનંદદાસ )

### ( ૧ )

પરમ ભગવદીય પરમાનંદદાસ મોનજી સંઘવીનો જન્મ સંવત ૧૯૨૩ ના પોષ માસમાં લાઠી મુકામે કપોળ જ્ઞાતિના સંઘવી કુટુમ્બમાં થયો હતો. તેમના માતા-પિતા અનન્ય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ હોવાથી તેમના દિવ્ય સંસ્કાર પરમાણુંદદાસના બાલ્યકાળમાં સીંચેલા હતા. જેથી અનન્યતાના બીજ ન્હાની ઉમરમાં રોપાએલા હતા, તેથી તેના અંકુરોની ભાવના પુષ્ટ વયે ખીલી નીકળી હતી. તેમનો અભ્યાસ ગુજરાતીના ધોરણો પુરાં કરી અંગ્રેજી ચાર ધોરણ સુધીનો હતો. ત્યારે તેર વર્ષની ઉમર હતી. તેવામાં તેમના પિતાશ્રી અચાનક પરલોકવાસી થવાથી કુટુમ્બ નિર્વાહનો તમામ ભાર પરમાણુંદદાસ ઉપર આવી પડેલો. હવે આગળ અભ્યાસ ચલાવી શકાય તેવી પરિસ્થિતિ ન હતી, જેથી સ્કુલ છોડી લાઠી સ્ટેટમાં રેવન્યુ ઓફીસમાં કારકુનની જગ્યા પર નિમણુંક થઇ. આમ નિખાલસ રીતથી નોકરી કરવામાં આવતી હોવાથી ઉપરી અધિકારી વર્ગ તેમના ઉપર રાજી રહેતો. એટલું જ નહિ પણ તેની હુંશીઆરી જોઇ તેમને આગળ વધારતા ગયા. તેમાં તેઓ એક સારા હોદ્દા ઉપર આવ્યા. સ્ટેટના ભાણદાર તરીકેનું સારૂં કાર્ય બજાવી શીરસ્તેદારનું કાર્ય હાથમાં આવ્યું, ત્યારબાદ ઉત્તરોત્તર ટ્રેઝરી ઓફીસર તરીકે નિમણુંક થઈ આ રાજકીય કાર્યોમાં કુશળતા પૂર્વક કામ કરવા બદલ ઉપરી, અધિકારી અમલદારો અને મે. દિવાન સાહેબ પાસેથી સારાં સર્ટીફીકેટ મેળવેલા હતા. લાઠીના ઠાકોર સાહેબ શ્રી સુરસિંહજી નામદારે પોતાના ખાનગી સેક્રેટરી તરીકે રા. પરમાણુંદદાસની ગોઠવણ કરી હતી. પછી તો રાજકીય પ્રવૃત્તિમાં તેમની સલાહ વગર ઠાકોર સાહેબ આગળ પગલું ભરતા નહી. આ લાઠી નરેશ તે સાહીત્યની દુનીયાનો અજોડ સાક્ષર 'કલાપી' તેમનો આલેખિત 'કેકારવ' નું સુંદર સ્વચ્છ અક્ષરથી લખાણ રા. પરમાણુંદદાસ સંઘવી પાસે કરાવેલું હતું. કારણ કે તેમના હસ્તાક્ષર સ્વચ્છ હતા. આ નોકરી દરમીયાન તેઓ લાઠીની હવેલીમાં કાયમ દર્શન કરવા આવતા હતા. અને પુષ્ટિમાર્ગીય ગ્રંથોનું અવગાહન કરતા તેમજ અહર્નિશ પ્રભુ સ્મરણ કરતા હતા. એક વખતે કોઈ મહોત્સવનો પ્રસંગ હતો. તે વખતે હવેલીમાં રા. પરમાણુંદદાસ દર્શન કરવા ગએલા અને શ્રી...ને પરિશ્રમ પડતો જોઈ, આંખમાંથી અશ્રુધારા ચાલી, ત્યારથી પોતે શ્રી...ને પડતાં પરિશ્રમ બદલ વિરહમાં રહેતા. અને વિરહતાપ કલેશાનંદનો દિવ્ય અનુભવ કરતા. આ કારણથી મંદિરે જતા નહિ જેથી કોઈ વખતે મંદિરમાં શ્રીના સ્વરૂપની ઝાંખી કરવાની ઈચ્છા થાય ત્યારે તેઓ શીતળ જાયને દર્શન કરી આવતા. પરમાનંદદાસ સંઘવીએ સ્ટેટમાં પચ્ચીશ વર્ષ ગાળ્યા, પછી તેમને અચાનક પોતાના કુટુમ્બ સાથે મુંબાઈ આવવાનું થયું. તે વખતે ગોરીવલી મલાડ, વગેરે સ્થળે રહેવાનું સૂચન થયું હતું. પરન્તુ પોતાનો વિચાર ભગવદ્ મંદિર પાસે હોય અને ભગવદ્વાર્તાનો લાભ લઈ શકાય તે માટે ઘાટકોપર આવી શેઠ [illegible] કપોળ નિવાસમાં શ્રી નવનીતલાલજીના મંદિરની બાજુમાં પાંચ વર્ષથી રહેતા. અહીંયાં હરરોજ સવાર શ્રીનવનીત પ્રભુના દર્શન કરવા, આવો તેમનો નિયમ હતો. વળી પોતે ભગવદ્ અનુગ્રહથી શીઘ્ર કવિત્વ શક્તિ ધરાવતા હોવાથી અનુભવ પૂર્ણ પદો બનાવતા અને ગાતા. આથી વૈષ્ણવોના ચિત્ત તેમના તરફ આકર્ષાતા હતા. એવી તેમની સંગીત પદ્ધતિ હતી. વળી એક એક પદની કડીઓનો વિસ્તારપૂર્વક અર્થ પણ સમજાવતા હતા. જેથી તેમની પ્રત્યે વૈષ્ણવ હૃદયોનો આદરભાવ વધ્યો હતો. એટલું જ નહિ પણ રા. મણિલાલ કાનજી પોતે ભગવદ્ વાર્તા કરવા બોલાવી જતા હતા. અને તે નિયમ તેમની છેલ્લી પર્યન્ત અખંડપણે પાળ્યો હતો. તેઓએ શ્રી નવનીત પ્રભુની કીર્તન સેવા ૯૧૮ સુધી ચાલુ રાખેલી હતી. અને પોતે બનાવેલ લલિતપદું પદકૃતિઓની અતિ ઉત્તમ સામગ્રી અંગીકાર કરાવતા. પુષ્ટિમાર્ગીય સાહિત્ય વાચનનો શોખ, બુદ્ધિગમ્ય અનુભવ, આ બધા કારણોએ તેમને 'કવિ' બનાવેલા હતા. સં. ૨૨૧૫ એન મણિબ્હેનના તરફથી ઘાટકોપરમાં થએલા [illegible] મહોત્સવ પ્રસંગે જે કેક બાંધીને સેવા કરી છે તે એક અવર્ણનીય છે. અને ભગવન્નામનું સ્મરણ તો ચાલુ જ હતું. એવા એક એ મહાનુભાવ ભગવદ્ ભક્ત શ્રી પરમાણુંદદાસ સંઘવી સં. ૧૯૯૩ ના જેઠ વદી ૦)) ના સવારે સાત વાગતા ભગવાન શ્રી રાધા-કૃષ્ણના યુગલ સ્વરૂપ સ્વરૂપનો દિવ્યધામ ગૌલોક પ્રત્યે ગયા.

(૨)

(મહાનુભાવી ભ. દેવરામભાઈ.)

મહાનુભાવી પરમભગવદીય દેવરામભાઈનો જન્મ સં. ૧૯૨૫ ની સાલમાં થયો હતો. એમના પિતાશ્રી જીણાભાઈ ઉપર ગો. શ્રીમગનલાલજી મહારાજની દિવ્ય કૃપા હતી અને શ્રીલાડીલેશપ્રભુ એમને સાનુભાવ હતા, તેની હકીકત ગો. શ્રીગોવર્ધનલાલજી મહારાજના વચનામૃત ચોપડામાં છે. તેઓએ આજીવનપર્યંત શ્રીની સેવા કરી છે. તેમના પીતાશ્રી ગોવિંદજી શ્રીગોકુલનાથજી (ધોંડાવાળા) ના પરમ કૃપાપાત્ર હતા. શ્રીગોકુલનાથજી મહારાજે ઘણા ભાવપૂર્ણ કીર્તનો–પદો બનાવ્યા છે. તેમાં 'સરસ રંગ' ની છાપ મુકી છે. જ્યારે આપશ્રી સંગીત પદ્ધતિએ કીર્તન કરતા ત્યારે ગોવીંદજીકાકા મૃદંગ બજાવતા, (આ બાબત વધારે હકીકત શ્રીગોવર્ધનલાલજીના ૨ જા વચનામૃતમાં છે.) આવા પરમ વૈષ્ણવ કુટુમ્બમાં મહાનુભાવી દેવરામભાઇનો જન્મ થએલો, બચપણમાં ગો. શ્રીનરસિંહલાલજી મહારાજશ્રી સાથે રહી સામ્પ્રદાયિક અનુભવજ્ઞાન મેળવ્યું. ત્યાર પછી એમને શ્રીવેરાવળની હવેલીમાં મોકલ્યા. શ્રીલલિતત્રિભંગરાયજીને શ્રીગોવર્ધનલાલજી મહારાજશ્રીએ મુંબાઈ પધરાવવા કોટા તરફ પ્રસ્થાન કરેલું ત્યારે ભગવદીય દેવરામ બાપા સાથે હતા. ત્યાર બાદ સં. ૧૯૭૧ ની સાલમાં શ્રીવેરાવળમાં નવું મંદિર કરી શ્રીને આનંદથી પધરાવ્યા. સં. ૧૯૭૩ થી સાલમાં શ્રીગોવર્ધનલાલજી મહારાજ વ્રજપરિક્રમા કરવા પધાર્યાં ત્યારે કૃપાપાત્ર દેવરામભાઇને સાથે રાખ્યા હતા. અને એ દિવ્ય લીલાસ્થળોના મહાત્મ્યજ્ઞાનયુક્ત અદ્વિતીય દિવ્યાનંદ પ્રાપ્ત કરાવ્યો હતો. હાલમાં પ્રભાસપાટણમાં આવેલ શ્રીમહાપ્રભુજીની બેઠકનું સ્થળ જીર્ણ થઈ જવાથી દેવરામભાઇએ કાળજીપૂર્વક નવેસરથી મંદિર તિબારી વગેરે સિદ્ધ કરાવી અશાડ સુદ ૯ ના દિવસે શ્રી. ને ગો. શ્રીમગનલાલજી મહારાજશ્રીની આજ્ઞાથી નવા મંદિરમાં પધરાવ્યા. તે વખતનો આનંદ ઓર હતો. અને દેશપરદેશના વૈષ્ણવોએ પણ તે આનંદમાં ભાગ લીધો હતો. ત્યાર બાદ શ્રાવણ માસમાં શ્રીલલિતત્રિભંગલાલના દર્શન કરવાની ઉત્સુકતા થતા ભગવદીય દેવરામભાઈ મુંબાઇ ગયા, અને વેરાવળ આવતા પોતાની પ્રકૃતિ અસ્વસ્થ જણાઇ. ત્યાર બાદ શ્રીની કૃપાથી પ્રકૃતિ સુધરી ગયા પછી સરદપુનમના દિવસે શ્રીલાડીલેશજી પ્રભુના દર્શન કરી સજળ નેત્રે પોતાની વિદાયગીરીની આજ્ઞા ન માગતા હોય! તે માફક દર્શનાતુર હૃદય વ્યથાનો ભાવ મોઢાં ઉપર વ્યક્ત થતો હતો. વળતે દિવસે એટલે આશ્વિન વદી ૧ ના બપોરના મુખથી ભગવદ્નામ લેતા લેતા ભગવદ્ચરણારવિંદને પ્રાપ્ત થયા. આવા મહાનુભાવી પરમભગવદીયનું લીલાસ્થાન પ્રત્યેનું મમત આજના વેરાવળનાં વૈષ્ણવોના હૃદયમાં હરઘડી યાદ આવે છે કારણ કે તેમનો કીર્તનોનો શોખ, અને સત્સંગમાં દિવ્ય આનંદ હજુ પણ સ્મૃતિમાં આવે છે. એજ કિં બહુના.

(૩)

(શેઠ ભીખારીદાસ હરકીસનદાસ.)

શેઠ ભીખારીદાસ હરકીશનદાસનો જન્મ વલસાડમાં સં. ૧૯૧૧ ના ભાદરવા વદી ૧૩ ના રોજ થએલો. તેઓ એક સારા વૈષ્ણવ ગૃહસ્થ હતા. સં. ૧૯૩૨ માં શ્રીનાથદ્વારામાં તેઓ પોતાના પુત્ર રામદાસને લઈ ગએલા. શ્રીજીના દિવ્ય સ્વરૂપની અનુપમ ઝાંખી થતાં તેમના હૃદયમાં દિવ્ય પ્રેમના અંકુરો ફુટયા, અને ઘેર આવી સેવામાં ચિત્તવૃત્તિ સ્થિત કરી તેમજ ભગવદ્મંડળીમાં જઇ સત્સંગમાં લાભ લેવા માંડયો. આવા અલૌકિક સત્સંગના પ્રભાવે પોતાને મરજાદ લેવાનું મન થયું. ચીખલીવાળા જમનાદાસ મરજાદી ડોળના ઉત્સવ પ્રસંગે આવેલા ત્યારે મરજાદ લેવાની ઈચ્છા જણાવી આથી મરજાદી જમનાદાસ તેમને મુંબાઈ સાથે લઈ ગયા અને ત્યાં શ્રીગોકુલાધીશજીના મંદિરમાં બિરાજમાન ગો. શ્રી નૃસિંહલાલજી મહારાજની આજ્ઞા લઈ મરજાદ પાળવા માંડી, ત્યારબાદ સુરત જઈ ઇચ્છાભાઈ (નાણાવટમાં) ને ત્યાં મનોરથ કરી મરજાદીઓ સાથે સખડી વ્યવહાર કર્યો. અને વલસાડમાં (વકીલવાળા) માકુભાઇ મરજાદીને ત્યાં સખડી વ્યવહાર કર્યો. ત્યાર પછી શેઠ ભીખારીદાસે પોતાના ધર્મપત્નીને સુરતમાં શ્રીમગનલાલજી મહારાજની આજ્ઞાથી મરજાદ લેવડાવી અને મરજાદી વૈષ્ણવો સાથેનો સખડી વ્યવહાર (વકીલવાળા) માકુભાઇને ત્યાં મનોરથ કરીને ચાલુ કર્યો. સં. ૧૯૩૫ ના વૈશાખ સુદ ૫ થી વસ્ત્ર સેવા, રાજ, જગજીવનદાસવાળી માકુભાઈ મરજાદીને ત્યાંથી પધરાવી ઘરમાં અપરસમાં સેવા ટહેલ કરવાથી પ્રભુએ કૃપા કરી, અને શ્રીગુરૂદેવની પણ કૃપા થતાં શ્રીમુંબાઈવાળા ગો-

શ્રી. ચીમનલાલજી મહારાજના મંદિરની વ્યાસમંડળીના શ્રી......ના સ્વરૂપને પધરાવી આપ્યા. અને તે સ્વરૂપનું નામ શ્રીબાળગોપાળજી થયું. અને વલસાડમાં પધરાવતી વખતે એક મનોરથ કર્યો હતો. આ સ્વરૂપની સેવા હાલ પણ તેમના પુત્ર ભાઈ રામદાસ તન, મન, ધનથી કરાવી રહ્યા છે.

સુચના—પં. ક્ષેત્રપાલજીનું ચરિત્ર સ્થાનાભાવથી આવતા અંકે છપાશે.

# समाचारादिक

પ્રચાર—પેટલાદના શાસ્ત્રીજી મંગાશંકરજીએ પંચમહાલમાં સાંપ્રદાયિક વ્યાખ્યાનો કરી ખૂબ જાગૃતિ આણી છે.

ઉપકાર—નૂતન વર્ષ નિમિત્તે અમારા હિતચિંતક ભગવદીયોએ અનેક અભિનંદનો આપ્યાં છે, તે બદલ તેમનો અંતઃકરણથી આભાર માનું છું:—રા. રા. મોહનલાલ લલ્લુભાઈ શાહ, નડીયાદ, રા. રા. હરિલાલ જે. શેઠ M. A. મુંબાઈ, પરી. મન્નાલાલ માણેકલાલ, રા. રા. ગોપાળદાસ નારાયણદાસ, શેઠ દાહ્યાભાઈ રા. રા. ધરમસી કે. મરચન્ટ, રા. રા. પુરુષોત્તમદાસ જેઠાદાસ, રા. રા. ઘનશ્યામદાસ, રા. રા. મોહનલાલ રવચંદ ગાંધી, રા. રા. હરગોવન ગુલાબચંદ શાહ, રા. રા. પ્રાણજીભાઈ નાનજીભાઈ.

સોલાપુર—શ્રીમદ્વલ્લભાચાર્ય જયન્તી ઉત્સવ મંડળની અધ્યક્ષતા હેઠળ મળેલી સભામાં તા. ૧૮-૧૦-૩૩ ની રાત્રિના સાડા આઠ વાગે પંડિત શ્રી. ત્રિકમલાલ મૂળશંકર "શુદ્ધાદ્વૈત વિશારદ" શાસ્ત્રીએ શ્રીવલ્લભ સમ્પ્રદાયાનુસાર વિદ્વત્તા યુક્ત ભાષણ કરતાં જણાવ્યું હતું કે જડજગત અને જીવાત્મક જગત બ્રહ્માંશ હોવાથી સત્ય અને બ્રહ્મથી અભિન્ન છે. આ સિદ્ધાન્તનું પ્રતિપાદન શ્રુતિ, સ્મૃતિ, સૂત્ર અને યુક્તિ પ્રયુક્તિ પૂર્વકના દૃષ્ટાન્ત સાથે સારી રીતે કરતા હતા. આથી મંડળના કાર્ય કર્તા બહુ ખુશી થયા હતા. અને તેનો પ્રભાવ શ્રોતા વર્ગ ઉપર સારો પડ્યો હતો. ત્યારબાદ તા. ૨૦-૧૦-૩૩ ની રાત્રીએ કાર્તિક વદી ૧ ના રોજ શ્રીવિઠ્ઠલેશજીના જુના મંદિરમાં પણ પ્રવચન કરી શ્રોતૃ વૃન્દને આનંદ આપ્યો હતો.

મોવિયા—[ગોંડલ] અત્રે એક નિષ્કંચન બ્રાહ્મણ વિધવા બાઈ તરફથી આસો વદ ૪-૫ ના રોજ "સુક્ષ્મ મનોરથ" હતો. આજુબાજુનાં ગામોના વૈષ્ણવોએ મનોરથમાં પધારી, આનંદમાં વૃદ્ધિ કરી હતી. "દાણી લીલા" નો આરોગ ઉત્તમ હતો. જેતપુરના મુખ્યાજી વલ્લભદાસ હાજર થયા હતા, અને ગોંડલવાળા સોની દામોદરદાસ દાણી થયા હતા. જ્યાં વલ્લભદાસ મુખ્યાજી હાજર હોય, ત્યાં તો આનંદ આનંદ જ હોય ! પરંતુ આ આનંદમાં ચિત્તલવાળા શ્રીનાથજીના વયોવૃદ્ધ ભેટિયાજી વચ્ચે વચ્ચે પોતાની વૈખરી વાણીમાં "હાસી પ્રસંગો" ચલાવી વિઘ્ન કરતા હતા, એ દર્શનાર્થે આવેલા વૈષ્ણવોમાં જરા ચર્ચાસ્પદ બની ગયું હતું. એ પ્રસંગ વધારે લંબાય તે પહેલાં એક બે સમજુ વૈષ્ણવોએ ભેટિયાજીને પોતાની ચતુરાઈથી બોલતા બંધ કરી દીધા હતા, એટલે પાછું "દાણી લીલા"ને "દીપદાનલીલા"નું ગાન શરૂ થયું હતું. હાસી પ્રસંગોમાં ગામને કેટલી હાની સહન કરવી પડે છે, તે હાસી પ્રસંગોના રસિયાઓ સમજશે ?

ગોંડલ—મહારાજશ્રીના કુંવરનું અકસ્માત મરણ થવાથી તેના શોકમાં "અન્નકુટ" નો ઉત્સવ રાજ્યનાં તમામ ગામનાં મંદિરોમાં કા. સુ. ૧૫ નો મનાશે.

સિદ્ધપુરમાં મેળાવડો—શ્રી ગોપાલકૃષ્ણ સનાતન બ્રહ્મચર્યાશ્રમના નવિન વિદ્યાલયના ઉદ્ઘાટન પ્રસંગે તા. ૧-૧૧-૩૩ તારીખે સાંજે પાંચ વાગે જંગી જાહેર સભા મળી હતી, અનેક પ્રકારના તોરણ, પતાકા અને અશોક પલ્લવથી વિદ્યાલયને ભવ્ય બનાવવામાં આવ્યું હતું. સભાનું પ્રમુખસ્થાન સંસ્થાના મંત્રીજી ઉમાશંકરજીના પ્રસ્તાવથી અને રા. રા. ગિરજાશંકરભાઈ માસ્તરના અનુમોદનથી સ્થાનિક ભગવદીય શેઠ ચમનલાલ વિઠ્ઠલદાસે સ્વીકાર્યું હતું. સભામાં મે. રા. રા. વહીવટદાર સાહેબ તથા મે. રા. રા. હેડમાસ્તર સાહેબ એમ. એ. તથા મે. રા. રા. ડોક્ટર સાહેબ, શ્રીમાન શાસ્ત્રીજી સુંદરરામ શ્રીમાન શ્રીધર શાસ્ત્રીજી તથા ડોક્ટર કેશવલાલ દાદાભાઈ વિગેરે આમંત્રિત ગૃહસ્થો તથા સદ્ગૃહસ્થોએ સારી હાજરી આપી હતી.

ત્યાર બાદ, સભાનું કાર્ય શરૂ થતાં બ્રહ્મચારીઓએ સુંદર કંઠથી વેદધ્વનિ અને મંગલાચરણ કર્યું હતું. ત્યારબાદ સિદ્ધપુર અન્ય પાઠશાળાઓમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની સારી ઉપસ્થિતિમાં નિમંત્રણ પત્રિકામાં સૂચના મુજબ વ્યાકરણમાં બહુવચને શબ્દોના સૂત્રમાં. શાસ્ત્રોક્ત વિષય ઉપર એ વિષયમાં

દામોદર, ડા. વલ્લભદાસ કાનજીભાઈ, રા. રા. જેઠાભાઇ કાનજીભાઇ, રા. વનમાળીદાસ લક્ષ્મીદાસ, રા. ચાંપશી કલ્યાણજી, શેઠ દામોદર હરિદાસ, શેઠ પદમશી ભાણજીભાઈ, બાઇ માણેકબાઇ મંગળદાસ જમનાદાસ, રા. ઓચ્છવલાલ ગોપાળદાસ, શેઠ ઓધવજી કેશવજી, શેઠ ધરમશી રતનશી, શેઠ મોહનલાલ એન્ડ કું, શેઠ હરિદાસ ધરમશી, શેઠ હરિદાસ વલ્લભદાસ, રા. રા. ચત્રભુજ દેવકરણ, રા. રા. હરિદાસ દયાળદાસ, શેઠ હરિદાસ વલ્લભદાસ હીરજી, પરી ચીમનલાલ કોદરલાલ, રા. કેશવજીભાઇ રણછોડ ભટ્ટ, શેઠ કલ્યાણજી જીવરાજ, શેઠ પુરુષોત્તમ લાલજી ત્રીકમજી, ડા. વલ્લભદાસ માવજીભાઈ, રા. ગોરધનદાસ વીરચંદ, રા. વ્રજલાલ પુંજારામ, રા. અમૃતલાલ બળદેવદાસ, શેઠ રામદાસ રણછોડદાસ, રા. જમનાદાસ કાનજીભાઈ, શેઠ કેશવજી નાનજી, રા. જેઠાલાલ લાલજીભાઈ, રા. ધનસુખલાલ એચ. પારેખ, શેઠ દેવરામ અખાઇ, રા. કરસનદાસ મુળજીભાઈ, શેઠ વલ્લભદાસ ચતુર્ભુજ શીવજી, રાવસાહેબ શેઠ હરજીવન વાલજીભાઈ, નગરશેઠ વિશ્રામભાઇ ભગવાનદાસ, શેઠ જમનાદાસ પુંજા વેલજીભાઇ, ડા. લક્ષ્મીદાસ શ્યામજીભાઇ, શેઠ હીરજીભાઇ દામોદરદાસ, શેઠ ગોવીંદરામ દ્વારકાદાસ, શેઠ પદમશી દામોદર ગોવિંદજી, ડા. પુરુષોત્તમ લક્ષ્મીદાસ, રા. વલ્લભદાસ કાળીદાસ, શેઠ વાલજીભાઈ સુંદરજી, રા. જમનાદાસ દેવીદાસ, શેઠ મણિલાલ અમરચંદ માધવજી, શા. ધરમદાસ શામળદાસ કોઠારી, શેઠ ઇશ્વરદાસ વેણીલાલ વ્રજભૂખણદાસ, વ્યાસ કાનજીભાઇ નારણજી, રા. મુરારજી કાનજીભાઈ, શેઠ ખુશાલભાઇ ગોરધનદાસ લાલજી, રા. રા. માધવદાસ લક્ષ્મીદાસ, શેઠ દયાળદાસ ઓધવજી, મુળજી જેઠાવાળા શેઠ કીસનદાસ ધરમશી, શેઠ સુંદરદાસ હરજીવનદાસ, શેઠ વલ્લભદાસ કરસનદાસ નાથા, ડા. રેવજીભાઇ ભાણજીભાઇ, રા. રા. જેઠમલ નારણદાસ ટોપરાણી, શેઠ હરિદાસ દ્વારકાદાસ, શેઠ વલ્લભદાસ કેશવજી ઠક્કર, રા. જગજીવનદાસ મગનલાલ, શેઠ ગોવર્ધનદાસ સુંદરજી ચતરભોજ, રા. હરીરામ રામજી, શેઠ ખીમજી મોરારજી, રા. રા. શામજીભાઇ વીશરામ, શેઠ મુળજી લધા ઇંદરજીભાઇ, શેઠ ગોકુલદાસ જીવરાજ, શેઠ ત્રીકમદાસ લક્ષ્મીદાસ, શેઠ હરિદાસ ધનજી મૂળજી, શેઠ મૂળજીભાઈ ગોકુળદાસ, શેઠ વીસનજી ગોપાળદાસ, રા. ગોરધનદાસ લાલજીભાઇ, શેઠ કેશવજી રામજી લક્ષ્મીદાસ, શેઠ પોપટલાલ ઘેલાભાઇ ગંજીફરાકવાળા, ડા. જમનાદાસ ચરદાસ ઘીવાળા, રા. રા. નારાયણદાસ કેશવદાસ, શેઠ તુલસીદાસ ગોવીંદજી, શેઠ કેશવલાલ વલ્લભજી શાહ, રા. રા. ગોરધનદાસ મથુરાદાસ, રા. રા. કાનજીભાઇ ખોડીદાસ, રા. પુરુષોત્તમ મૂળજી વકીલ, રા. રા. પાનાચંદ ભીખાભાઇ, રૂ. ૨) ૧૭૨ ડા. પુરુષોત્તમ ગોવીંદજીભાઇ, શા. ચુનીલાલ અમથાલાલ રા. નાથાલાલ સુંદરજી, રૂ. ૪), રા. જમનાદાસ નરસીદાસ રૂ. ૩) ડા. રવજી પ્રેમજી રૂ. ૭ તથા લાલજી પુરુષોત્તમ રૂ. ૧), રા. જમનાદાસ નારણજી કારાવડ રૂ. ૨) કુલ એકંદર ૨૦૦) નો ચેક મળ્યો.

ડભોઈના ગ્રાહકોના રા. રમણલાલ શાસ્ત્રી હસ્તક લવાજમ વસુલ થયા તેના—

વરસ ૧૧ માના—શા. કેશવલાલ પીતાંબરદાસ ભગતવાળા, શા. ચુનીલાલ દલસુખભાઈ, શા. મગનલાલ જમનાદાસ ભગતવાળા, વકીલ મગનલાલ ગિરધરલાલ, શેઠ અંબાલાલ મોતીલાલ, પારેખ પુંજાલાલ હરગોવનદાસ, રા. હીંમતલાલ વ્રજલાલ શાહ ખંટડીવાળા, પંડ્યા મનસુખરામ રણછોડજી રૂ. ૨), મુખ્યાજી મણિલાલ ગણપતરામ રૂ. ૧), ઓચ્છવલાલ જમનાદાસ મહીપાવ.ળા રૂ. ૨)

વર્ષ ૧૨ માના લવાજમો—શેઠ વિઠ્ઠલદાસ હિમતલાલ, શા. જેઠાલાલ ભાઇજીભાઇ ઠમરેઠ રૂ. ૨), શેઠ હરિદાસ મણીલાલ વિદ્યાર્થી રૂ. ૧) રૂ. ૨૪) મનીઓર્ડરથી મળ્યા.



પરમભગવદીય ગોલોકવાસી

**શ્રી. ભીખારીદાસ હરિકીસનદાસ.**





પરમભગવદીય ગોલોકવાસી

**શ્રી. પરમાનંદદાસ મોનજી સંઘવી.**



પરમભગવદીય ગોલોકવાસી કીર્તનીયાજી અને અધિકારીજી
શ્રીદેવરામભાઈ ઝીણાભાઈ.

# शास्त्रीजी

( લે. શ્રી. ગોકુલદાસ મથુરાદાસ શાહ. B. A. LL. B. )

ઓગણીસમા સૈકાની વાત છે. આજ તો તેને ૪૦ વર્ષ થયાં છે. ઈ. સ. ૧૮૯૭ માં વડોદરા કોલેજમાં ૩૦૦ છોકરાઓ ભણતા હતા. 'લેડી-સ્ટુડન્ટ' ની તો કલ્પના થાય એમ ન હતું. પ્રોફેસરો ફક્ત ૯ હતા. તેમાંના ૨ યુરોપીયન, ૨ પારસી ને ૫ હિંદુ હતા. યુરોપીયન સિવાય કોઈ કોલર-નેકટાઈ પહેરતું નહીં. હિંદુઓમાંનો મોટો ભાગ પણ ધોતીયાં, લાંબો કોટ કે અંગરખું ને દેશી જોડામાં સજ્જ થઈ આવતો. છોકરાઓમાં પારસી, મુસલમાન સિવાય ભાગ્યેજ કોઈ પાટલુન પહેરેલા દેખાતા. થોડા તો ઉઘાડે પગે પણ આવે ને એક બે તો લાકડાની પાવડીઓ પણ ખખડાવે. આ સાદા ચિત્ર સાથે હાલના વિદ્યાર્થીઓની પરિસ્થિતિની સરખામણી કરવામાં સમય ગાળવાની જરૂર નથી. તે વખતે માત્ર એક હોસ્ટેલ હતી ને ૮૮ છોકરાઓનો તેમાં સમાવેશ થતો. 'સ્કવૅર બ્લૉક' નામથી ઓળખાતી હોસ્ટેલમાં શાસ્ત્રી મગનલાલ ગણપતરામ નામના વિદ્યાર્થી રહેતા અને તે તમામ વિદ્યાર્થીઓની દૃષ્ટિનું કેન્દ્ર બની રહ્યા હતા.

પાશ્ચાત્ય વિદ્યાના પ્રસારને પ્રભાવે, ભૌતિક વિદ્યાની શોધને પ્રભાવે ઉગતા વિદ્યાર્થીઓના મનમાંથી 'સનાતન ધર્મ' ની ભાવના, નિત્યનૈમિત્તિક કર્મની આવશ્યકતા, વર્ણ સુચવનારાં લિંગો ( જેવાં કે ઉપવીત, કંઠી, ગંધ, તિલક )-આદિનો લોપ સપાટાબંધ થઈ રહ્યો હોય તેવે સમયે સફાઇદાર પાટલીવાળું ધોતીયું, લાંબો કોટ, દક્ષિણી જોડા, ગૌર કપાળમાં વાળ સુધી પહોંચે એવું જાડું ને પહોળું તિલક, ઉપવીત સાથે કંઠી ધારણ કરનાર, જગન્નાથપુરીની માફક વર્ણનો ભેદ ન રાખનારી હોસ્ટેલમાં જમનાર, બ્રહ્મસૂત્રના શાંકરભાષ્યનો અભ્યાસ કરનાર, જડવાદી-નાસ્તિક સમવયસ્ક મિત્રોની વચમાં આનંદથી રહેનાર મગનલાલ શાસ્ત્રીને જ્યારે સાંજે બરાબર પાંચ વાગે હોસ્ટેલમાંથી નીકળી સરકારી તીજોરીની પાછળ આવેલા શ્રીજી-લાલ કલ્યાણરાયજી-ના મંદિરમાં દર્શન કરવા સારૂ નિયમિત રીતે હોસ્ટેલવાસીઓ જોતા ત્યારે ઘણાને આશ્ચર્ય થતું ને ઘણાને વિનોદ પણ થતો. મને અત્યારે પણ એ દૃશ્યનો સાક્ષાત્કાર થાય છે ત્યારે આનંદ આવે છે.

૧૮૯૬ માં તેઓ જુનીઅર બી. એ. માં હતા. તેમની મિત્રમંડળીમાં રા. જગજીવન વલ્લભજી શાહ ( પાછળથી પ્રોફેસર થયેલા ), રા. પાઠક, રા. ભોગીલાલ શાહ, રા. હરિલાલ કોઠારી આદિ હતા. તેમાંનો મોટો ભાગ વિજ્ઞાન ઉપર ભાર મૂકી જડવાદનો આશ્રય લેનારો હતો. તેમની 'રૂમ' માં સાહિત્ય, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, સમાજ, રાજતંત્ર એવા અનેક વિષયોની ચર્ચા સંધ્યાકાળે જામી રહ્યા પછી બાર બાર વાગતા સુધી થતી પણ તેમણે કદાપિ સંતોષ થયેલો જણાવ્યો નથી, તેમ તેમની અચલ શ્રદ્ધામાં કાંઈ ન્યૂનતા આવી ન હતી.

શાસ્ત્રી ૧૮૯૭ માં સીનીયર બી. એ. માં આવ્યા ત્યારે ભાષા ( અંગ્રેજી અને સંસ્કૃત ) લેનારા સીનીયર જુનીયર મળી એકંદર ૫ વિદ્યાર્થીઓ હતા, જે પૈકી હાલ રા. હીમતલાલ ગણેશજી અંજારીઆ ને હું વિદ્યમાન છીએ. તે વખતમાં કોલેજમાં શાંકરભાષ્યનેજ મહત્ત્વ અપાતું.

શ્રીભાષ્ય ને અણુભાષ્ય કૉલેજના અભ્યાસક્રમમાં પાછીથી-બહુ મોડાં-દાખલ થયેલાં. ઐચ્છિક વિષયમાં શાંકરભાષ્ય ભણતી વખતે બહુ વાદવિવાદ થતો, કારણ કે અમારા પ્રો. આર્તેનું વલણ શંકર તરફ વધારે ને અમારા બીજા ગુરુ શાસ્ત્રી વ્યંકટાચાર્ય દ્વૈતવાદી મધ્વના ચૂસ્ત અનુયાયી હતા. વિદ્યાર્થીઓ પૈકી મગનલાલજી શુદ્ધાદ્વૈતના હીમાયતી એટલે એમને પ્રો. આર્તે ને શાસ્ત્રી વ્યંકટાચાર્ય સાથે તડાતડી થતી અને અમે બાકીના ત્રણ તો પરીક્ષા માટે શાંકરભાષ્ય ભણવાનું તેનેજ પ્રાધાન્ય આપતા હોવાથી તે પૂરેપૂરૂં ન સમજવાથી આ તડાતડી પ્રેક્ષક માફક જોઇ રહેતા.

મગનલાલ ૧૮૯૮ માં કૉલેજમાં 'ફેલો' નીમાયા ત્યારે હું તેમની 'રૂમ' માંજ રહેતો એટલે એમનો પ્રસંગ મને ગાઢ થતો. પ્રાતઃકાળ થતાંજ શ્રીકૃષ્ણની છબી જોયા વિના કોઈનું મ્હોં નહીં જોવાનો એમનો નિશ્ચય હોવાથી ટેબલ ઉપરથી સૂતાં સૂતાં લેવાય એવી રીતે તે છબી તેઓ રાખી મૂકતા. હું નાસ્તિક હોવાથી મને હસવું આવે ને કોઈ કોઈ વાર એમને ચીડવવા સારૂ એ છબી હું વહેલો ઉઠી ખસેડી બીજી વસ્તુ ત્યાં મૂકી દેતો ત્યારે તે છેવટે અકળાઇ આંખો ઉઘાડતા ને નારાજ થતા, પણ એમણે મને કડવો શુકન કોઈ દિવસ કહ્યો નથી. ગમે તેવા વિરોધી વાતાવરણમાં એમની અડગ શ્રદ્ધા ડગી નથી. એમની દૃઢ માન્યતા હતી કે જો કોઈ પણ આચાર્ય બ્રહ્મસૂત્રનો ખરો અર્થ કરવામાં સમર્થ ને સફળ થયા હોય તો તે માત્ર શ્રીમદ્ વલ્લભાચાર્યજી છે. મને શાંકરભાષ્યમાં મુશ્કેલીઓ પડે ત્યારે એમને હું પૂછું ત્યારે મુશ્કેલીઓ દૂર કરતાં કરતાં પણ શંકર તરફનો તેમનો કટાક્ષ જણાઈ આવ્યા વિના રહેતો નહીં. લાંબા સહવાસ પછી ને વધારે વાંચન થયા પછી મને એમ પ્રતીતિ થયેલી કે એમનો શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તનો અભ્યાસ બહુજ ઉંડો હતો ને શુદ્ધાદ્વૈતના આચાર્યોને પણ કાન પકડાવે એવા હતા. તેમ તેમની 'ઠાકોરજી' પ્રત્યેની ભક્તિ તે ખરેખરી જેને 'પ્રેમલક્ષણા' કહે છે તેવીજ હોવી જોઈએ. હજી પણ મને એમ લાગે છે કે એમના 'નિજ-મંડળી' ના પ્રવેશથી શુદ્ધાદ્વૈત સંપ્રદાયને ભારે ખોટ ગઇ છે, જે પૂરાવી કઠણ છે.

શાસ્ત્રીને એમ. એ. થવું હતું પણ એમને અંગ્રેજી વિષય ઉપર ભાવ ઓછો ને તે વખતે ભાષા લઈ એમ. એ. થનારને અંગ્રેજી ફરજીયાત લેવું પડતું. તેથી તેમણે કલકત્તા યુનીવર્સીટીના એમ. એ. થવાની તૈયારી કરી કારણ કે ત્યાં એકલા સંસ્કૃતથી એમ. એ. થવાતું હતું. છેવટે તેઓ તેમાં સફળ થયા. મારો સહવાસ તો માત્ર બેજ વર્ષનો હતો છતાં તેમના હૃદયની વિશાળતા ને પ્રેમની વિશુદ્ધતાની છાપ મારા મન ઉપર સજ્જડ બેઠેલી. અમે તેમને ઘેર ભરૂચ ગયેલા ત્યારે પણ અમારૂં આતિથ્ય સ્વભાવસિદ્ધ ઉદારતાથી એમણે કરેલું. દૂર રહ્યાં રહ્યાં પણ અમારા જેવા 'આસુરી' જીવોની ખબર તેઓ રાખતા. તેઓ ખરેખર 'દૈવી' જીવજ હતા. તેમની સાદાઇ, સ્વચ્છતા, વિનય, પ્રેમ, અભ્યાસ, ભક્તિ વગેરે ગુણો જોવા જેવા હતા. એમના પ્રસંગમાં આવવું એ પણ એક ભાગ્ય ગણાય એમ કહું તો અતિશયોક્તિ કરતો નથી. તે તો હવે રોજ 'રાસલીલા' નાં દર્શન કરતા હશે એટલે આપણે એ દૈવી જીવ માટે કશો સંતાપ કરવાની જરૂર નથી.

છેવટે એટલી આશા હું રાખું છું કે વલ્લભસિદ્ધાંતના ગ્રંથોનો પ્રસાર વધારે બહોળો થાય ને હાલના નવીન વર્ગને શ્રીવલ્લભાચાર્યની પ્રતિભાનો અંશતઃ પણ ખ્યાલ આવે એવા પ્રયત્નો વૈષ્ણવો ને ગુરુઓ તરફથી થાય તો 'શાસ્ત્રીજી' ના પ્રયત્નો પૂરેપૂરા સફળ થાય.

---

# A Lecture by Prof. Shastri*

[ Pro. A. B. Gajendragadkar in proposing Sir John Beaumont to the chair said:— We have assembled here this evening to celebrate the birth-festival of one of the most profound thinkers and philosophers of ancient India. Four hundred and fifty years ago, Shrimad Vallabhacharya descended on this earth for the purpose of leading people on to light. From very ancient times three paths have been laid down for the attainment of final salvation. They are the paths of Jnana (knowledge), Karma (action) and Bhakti (devotion). Of these, the last, namely, the path of devotion, is perhaps the most ancient because we find that this path of devotion has its place in the earliest documents of the Hindu race, namely the Rigveda. To follow the path of knowledge you require a series of preparation. But the path of devotion is open to all. We have to surrender ourselves completely to the deity. It is this path of devotion that was made popular by Vallabhacharya right from the time of his teachings. Vallabhacharya found that the path he had preached, had been the solace of hundreds of our countrymen. On such an occasion we reqire a *President; and I thank the organisers for inviting* Sir John Beaumont to accept the chair. As President of the Bombay Branch of the Royal Asiatic Society, Sir John is sure to take a keen interest in the subject-matter of this evening's lecture. By attending to-day's meeting, Sir John is establishing a tradition that he is taking part in the intellectual life of this city.

* This lecture was delivered by Prof. M. G. Shastri in the town-hall meeting of Bombay held under the presidentship of Chief Justice, Sir Beaumont of Bombay High Court on 9-4-31 when a large number of the Vaishnavas and and the non-Vaishnavas attended the meeting. The lecture was highly appreciated by all. J.

Sir John Beaunont in winding up the proceedings, said:—" I made it quite clear when I was invited to preside on this occasion that I was coming to learn from Mr. Shastri and not attempting to instruct. I have made it a rule to make no speeches on subjects of which I know nothing. In this country where there are so many teachings and religions, it is difficult to express an opinion on them. If the judges are to take part in the intellectual life of the city, they should avoid controversial subjects.

" To-day's was an extra-ordinarily interesting lecture. I wish to express my admiration for Mr. Shastri's achievement in having spoken for more than an hour in English, which after all, is not his mother-tongue. Not only has he been most eloquent, he has adhered to the time schedule. I thank you for asking me to preside on this occasion. "

Mr. I. N. Mehta proposed a vote of thanks to the President and said:—" Before we disperse, I have two pleasant duties to perform. First I have to thank Mr. Shastri on behalf of you all for the very eloquent and lucid lecture on Vallabhacharya and the Pushti Marga. He has also explained to us that the Pushti Marga is not what its critics make it out to be. As the lecturer has rightly pointed out, one should understand the true implications of the teachings of Vallabhacharya either by studying Sanskrit and carefully analysing his writings or by taking the assistance of some of the learned men and get a correct version of the original writings before passing a hasty judgement. The second part of my duty is to thank Sir John Beaumont for accepting the invitation to preside on this occasion. I understand that Sir John presided over one of the meetings in connection with the centenary of the great reformer Karsandas Mulji. He has now presided over this meeting of Vaishnavas and I am sure that he will weigh the two views in the scales of justice.

Mr. Mehta then garlanded Sir John. ]

Mr. M. G. Shastri in the course of his address said:—

" President and friends,-To day's subject is ' Vallabhacharya and his principles. ' Before proceeding to Vallabhacharya's principles I shall make a brief survey of Shrimad Vallabhacharya's life.

Shrimad Vallabhacharya was born in Champakaranya in Raipar in Vikram Samvant 1535 and according to another view in 1529 I do not want to enter into his ancestry. His family is renowned. They were very great sacrificers. Vallabhacharya's ancestors were, therefore, very proficient in Jnana and Bhakti Margas. His father, Lakshman Bhatta, seems to have given the sacred thread to Vallabhacharya at Benares and educated him on true Hindu Shastraic lines. He lost his father at the very early age of 11 and seems to have proceeded to Deccan where Bhatta schools were satisfactorily proceeding. It seems that at Vidyanagar two schools of thought decided the truth of Upanishadas. One followed Shankaracharya and the other Vaishnavas. Tradition says that when Vallabhacharya went to Vidyanagar, the Shankarites were on the point of winning the game but Vallabhacharya's arrival turned the balance. Krishnadeo Raja of Vidyanagar and Vallbhacharya showed that the Shankarite interpretation of the Upanishads was not as it should be. Vaishnavas came off victorious. They all assembled and made a particular ceremony which goes by the name of Kanakabhishek, the hightest honour that can be conferred on an Acharya. This done, he seems to have visited the whole of India three times; and he says that practically the whole Indian tradition is going to perish. He saw that Karma Marga was not understood as it should be. Jnana and Bhakti Margas were not satisfactory. Karma Marga was guided in those times by the Bhatta School or the Prabhakar School; the Gnana Marga was in the sway of Shankarites; and Bhakti Marga was equally so. It had changed into Upasana Marga. It was in the government of Shridhar and such other Acharyas.

Now, after taking this experience, he married at Benares at the age of 30 and had two sons who are also illustrious, Gopinath and Vithalesh. After his marriage, he decided to settle at holy Prayag or as it is now called Allahabad, and in the quiet of Prayag, he wrote out all that he had to say. In 1567 Gopinath was born; in 1572 Vithalesh. In 1587 he went to Benares and accepted the final Ashrama of renunciation or Vaishnava *Tridandaka* Sannyasa. He expired in the same year. He has given us a number of valuable books.

I now proceed to describe his temperament. He was dissatisfied because true Karma Marga was failing and true Jnana Marga was being ruined. Bhakti had not made its appearance. Philosophically speaking, keeping aloof for some time the minor thinkers, there were two schools of philosophy-those who accepted that everything is matter and those who accepted that everything is spirit-materialists and spiritualists. Even among spiritualists there were two schools of thought, the absolutists and the purists. The absolutists taught that everything that we observe is a phantom, that there is only one all-pervading Atman or Brahman and that everything else is nothing but a phantom or fiction. Vallabhacharya had to oppose this view and had to teach pure spiritualism. What he wanted to say was that everything that we witness is not a dream or phantom but it is only a form of spirit or Atman or Brahman. He teaches that the Universe is nothing but the Brahman or Atman, nothing but the Supreme Being.

We take up this purist school of Vedanta system that everything is Brahman. How then to account for a difference? Vallabhacharya answers that Brahman has innate power in him and by this power of involution and evolution he gives Ananda complete in itself and involved in us. To be more exact, we are not merely believers in spirit but in one Sachhidananda Brahman. This Ananda is involved in the soul. It is not patent but latent in the soul.

Every soul is working to bring out this Ananda which is concealed in him. So also with the material universe which has not only life in it but Ananda also. When the Supreme Being passes his grace, the whole Universe may develop Ananda again and everything will be Sachhidanada. This is Vallabhacharya's truth in a nutshell. To him Karma, Jnana and Bhakti theory is but a little transformed.

Vallabhacharya wrote an independent Bhashya of Purva Mimamsa. Only a fiftieth part of this is available. Forty-nine parts out of the fifty are lost to us; and even this fiftieth part is just enough to show Vallabhacharya's views on Purva Mimamsa.

॥ श्रीराधादामोदरौ जयति ॥



ભગવદ્ધર્મપરાયણ મહોદય,

ભગવત્સ્મરણપૂર્વક લખવાનું કે જ્યેષ્ઠ પુત્રી ચિ. **જયમંગલા**નાં શુભ લગ્ન સંવત ૧૯૯૪ ના માર્ગશીર્ષ સુદ ૮ શનિવાર તા. ૧૧-૧૨-૩૭ ના રોજ નિર્ધાર્યાં છે. એ સુમંગલ અવસરે આપ સકુટુંબ સપરિવાર પધારીને આ પ્રથમ પ્રસ્તાવને અલંકૃત કરશો. એજ વિનતિ.

માર્ગશીર્ષ સુદ ૨<br>સં. ૧૯૯૪<br>ઠે. ગોકળીશેરી,<br>જામનગર.

વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રીના<br>શ્રીસ્મરણપૂર્વક યથોચિત

શ્રી ગુજરાત પ્રા. પ્રેસ–અમદાવાદ.

The Vedas teach us the Leela by Supreme Being, Sachhidananda in its Kriya or Karma aspect. The whole Purva Kanda and Purva Mimamsa deal with it. So also Brahma Mimamsa is a little bit transformed. While, according to Vallabhacharya's teachings, the Brahman is not only an efficient and instrumental cause of the Universe but also its material cause. As a gold ornament is made of nothing but gold, so also the Universe, the soul and the Supreme Being are essentially quantitatively and qualitatively only one. We take the positive view. Vallabhacharya has taught us that everything is nothing but Brahman. Why then are we miserable ? We have forgotten the Supreme Being. Once we see that the Supreme Being is full of grace, we are not the supplicants of his grace. It is this weakness of the soul that makes him happy.

Vallabhacharya tells us that we are unhappy because we do not seek to shelter our faith in true divine love. God is all grace. He passes it on to us. Then we begin to drink of the ecstasy of which Sachhidananda is all full. This is Brahmavada theory. It does not condemn Karma or Jnana Marga.

Vallabhacharya has written a commenatary on the Purva Mimamsa and on the Brahma Mimamsa. He seems to have believed that in the very Gayatri Mantra the word "Varenya" is derived from Vrin 'to choose or woo'-the Supreme Being. This Varana aspect is emphasised by Vallabhacharya who teaches that divine love is almost achieved through the common love that we notice between a loving couple. He wants to show that Bhakti Marga has its root in Varan in the Gayatri and that this idea has been later expounded even in the Upanishads. You find that the Supreme Being chooses that soul which seeks a shelter in it. Vallabhacharya says that Gayatri brings out a relationship between Gayatri, the Vedas and Bhagavata which is the ripe fruit of a tree of Vedas, the seed of which is in the Gayatri Mantra which teaches choice marriage with the Supreme Being. Until the soul brings out the choice marriage with the Supreme Being there is no hope of emancipation from Samsara. This idea he found very well developed in Bhagavata, especially in Ras Leela. When Vallabhacharya uses the word Krishna, he does not use it

in the ordinary sense. In the word Krishna, he does not use it in the ordinary sense. In the word Krishna there are two words Krish and Na. Krish means 'Bhoo or existence' and Na means 'Bliss or delight'. This combination of Sachhidananda and Ananda therefore makes Krishna nothing but an embodiment of the Supreme Being. We also use the word Shri Krishna. Shri Krishna is Shriya Yuktah Krishna. Brahman is mascule, feminine and neutral, he is all-embracing and can be what he chooses. We have Chit but we want Ananda also which is possible by choice marriage with Krishna. This teaching has *excellently* been brought out in Ras Leela and therefore Vallabhacharya has taught us Ras Leela. He has given us four books and also a commentary viz, Prakasha. He has, besides, written a number of small books.

I shall now tell you the truth about the Ras Leela. Ras Leela seems to have played a very great mischief in this world in this two centuries. People have believed Krishna to be an ordinary mortal and Gopis to be ordinary shepherdesses. No Vaishnava system has looked upon Krishna as a man. Krishna is the embodiment of the Supreme Being-Sachhidananda and the Gopis are the souls that are all ardently eager to embrace the ecstasy of the Supreme Being. Ras Leela is nothing but a sacred meeting of the ardent Bhaktas with the Sachhidananda Para Brahma. The Gopis are extremely ardent, prepared to give up everything in the world and anxious to meet the Supreme Being. This truth has been sung by Veda Vyasa and commented upon by Vallabhacharya.

All the Acharyas, Bopdeo, Shridhar, Vijayadhwaja and Veeraraghava have all explained the real truth of Ras Leela and that Krishna is not a human mortal but an embodiment of God. Vallabhacharya laid a very great stress on the Ras Leela aspect. He called it the highest truth that the soul could aspire to attain. We cannot practise all the Vedanta formalilities. Even Bhagavat Gita says that one who seeks after knowledge attains it only after a series of births, after acquiring Janna. 'Those that take my shelter will pass over this Maya of jugglery of Samsara.' So, Vallabhacharya teaches: 'Give up everything and seek the shelter of Krisha-Shri Gopijana-Vallabha. Take shelter in him'

who has ever helped the helpless and devote yourselves whole heartedly to him; give up your whole case to him and just look on what marvels follow.'

Bhagavad-Gita has said: 'Put your mind into me; become my devotees; worship me; offer your salutations to me; if you do only this you are sure to come to me.' To Arjun, Krishna said: 'I tell you the truth and even if you acquire a promise I give it. I never abandon a soul that seeks shelter in me. I shall release you from every evil and sin.' Arjun replies, 'My infatuation is gone, I have come to realise myself and I have regained my memory through your grace and favour. I shall obey your order. I find out my mistake and I am your obedient servant. I shall do exactly what you have directed me to do.' This is a brief summary of the Bhagavad-Gita of which Bhagavata is an enlargement according to Vallabhacharya. We thus see that unless and until the soul embraces wholeheartedly this loving and lovable Krishna, there is no hope. This truth Vallabhacharya calls "pushti" and his path is called "Pushtimarga." People laughed at the word "pushti" which they thought, meant physical development. Never has a wise man thought so. If you care to read the Vedas you will find the word 'pushti' occuring in several places. In the mantra "Sugandhim pushti-vardhanam", referring to Agni. The meaning is: Agni encourages pushti. Vallabhacharya openly says *that he is an incarnation* of Agni. His mission is to consume all evils philosophically and to spread only light and true love. He has mentioned this truth in many of his works. The word Pushti is not philosophically 'enrichment' but is the 'grace of God.' If you care to read Bhagavata, you will find that the whole of the sixth canto goes by the name of Pushti Skandha.

*Shri Bopdeo,* has *defined it as follows*:—Even if a sin has been committed, the soul does not fall but it rises up through the grace or favour of Krishna who is full of mercy. He says 'Come unto me, I shall consume sin and emancipate the worst sinner.' There are other commentators as well, who define *Pushti just* as Bopdeo has done.

Shridhar says Bhaktas are always steady. When the Universe is created with the four Purusharthas properly adjusted and God's grace passed on to His devotees, it is called Pushti or Poshana.

Veeraraghava, a commentator of Shri Ramanuj, says that God has not only to create, divide and adjust but has also to show his favour. In this he offers protection without which the Universe cannot go on.

Vijayadhwaja says that Poshana is a technical grace in the form of compunction of Vaikuntha or God. Other commentators of Bhagavata have explained Pushti to mean nothing but the grace of God.

Vithaleshwar explains Pushti in a very wonderful way. In 3,3.29 of Brahma Sutra Bhasya, the scriptures, he says, teach us the means in the form of knowledge and devotion that can be worked out by the efforts of the soul. The emancipation that the soul gets from this knowledge and devotion, wrought out by the efforts of the soul is not Pushti, it is maryada the limitation To the soul that has no means, knowledge or Bhakti, God himself appears personally and passes His grace on him. The soul is thus emancipated and this is called Pushti. The same idea has been brought out by Vithaleshwar in several other places. According to Brahma Sutra Bhashya, when you give the soul a series of ordeals, you have to pass through these ordeals, This is Maryada-it is the ordinary righteous path. But the method or the procedure of Pushti Marga is that God does not expect you to do anything. The procedure of Pushti Marga is as Krishna says: 'Do not be afraid, I am for you. I shall grant you emancipation.'

When you understand Pushti you understand Pushti Marga also. We believe in the grace of the Almighty and emancipation results from the grace of God.

Brahma Sutra says, "Pass through these ordeals and I shall save you." Varana is two two-fold. Maryada and special grace. Pushti does not expect anything from any one. She is herself able to bring out emancipation. Vishwanath Chakravarti defines Pushti as follows:—Even when the Bhakta transgresses righteousness,

God does not forsake him. Vallabhacharya has preached Pushti Marga because he saw that the whole righteous path is gone. He has travelled over India three times and being a keen observer he saw that the right Karma, Juana and Bhakti were gone. What the Bhakti Margis called refuge was the only way. When the *Universe is full of hypocrisy,* if one wants to gain emancipation he should seek shelter in Shri Krishna, then only he has a chance of emancipation. I have given you a succinct idea of what Pushti is. I have now to make one request to you.

Vallabhacharya was not a writer in Gujerati, English or Marathi. His writings are in Sanskrit. *If* you want to pass any criticism on Vallabhacharya, study Sanskrit or take the assistance of the professors and request them to teach you the real doctrine of Vallabhacharya till you have studied his teachings properly.

From 1897 when I was a student of the B. A. class, I have been reading books written by Europeans about Indian religion. I am sorry to find that all have written that Vallabhacharya has *taught immorality. I request you to be a little slow in passing judgement* on or abusing him and the system he has preached. Find out the true meaning of Pushti. Vallabhacharya has given a solution to the burning questions of this century. If any one cares to read his works, I venture and make bold to express that *you will find the solutions of the most* burning social, political and religious questions in his grand works.

I now want to say only one more thing about Vallabhacharya. He was full of tyaga, full of renunciation and had nothing to do with sensuality. He says, therefore, that the soul which hopes to go and embrace *this* path of Krishna, *must in the first* place dissociate himself from the world and wholeheartedly concentrate his mind on Krishna. Which Krishna? That Krishna who resides or dwells in ecstasy in the midst of Atman himself. Krishna is within you. You can witness him and have communion with him when you dissociate from the world and wholeheartedly devote yourself to him.

The dedication of our persons, of our senses to Krishna have been misunderstood and mis-explained and mis-interpreted even

in the court of law. It has been said that in Brahma Mimamsa, Vallabhacharya has taught us immorality. But that is not true. The Guru of whom there is mention in Pushti Marga, is not Krishna. Therefore, if any Guru is profligate, he alone is to be blamed and not the system. Krishna consumes sin and emancipates the soul and Vallabhacharya just like Christ, undertakes this reponsibility on him. If you fall at his feet, then Vallabhacharya's Agni will take your soul and direct it to God. These things have been misunderstood and misinterpreted. Several books were printed in the middle of the nineteenth century. I have read all these books and I see that it is not the Pushti Marga that is at fault but its ignorance. About 200 books have been published within these thirty years and I hope in a few years right translations will appear and darkness will disappear. Either study Vallabhacharya direct or read the right translation. Weigh both sides judiciously and then judge in your own way.

---

BIJAPUR, 7-7-1937.

Dear Sir,

I hope you have not forgotton your pupil Mr. K. R. Deshpande; who was once your student in B. A. and M. A. classes is Sanskrit.

Taking advantage of your teaching of धर्मशास्त्र at M. A., I appeared for LL. M. examination of Bombay University and I am glad to inform you that I have passed the examination this year. I owe this success mostly to your teaching me Sanskrit as I had to read all original texts for my LL. M. Examination.

I am now a practising pleader at Bijapur.

I beg to remain,
Sir,
Your ever obedient pupil.
**K. R. Deshpande,**
B. A., LL., B. Pleader,-BIJAPUR.

# Some Testimonials.

Hindi Department,
UNIVERSITY OF ALLAHABAD,
ALLAHABAD, the 1st April, 1933.

Dear Sir,

On behalf of the University I beg to thank you for the valuable help which you were pleased to give to Mr. Guru Prasad Tandon, M. A., University Research Scholar, who approached you in connection with his important work on '*Pushti Marga* and Hindi Literature.'

I hope you will similarly be pleased to extend your helping hand in future in the cause of researches carried on in connection with our ancient culture.

Thanking you once more I am

Yours truly,
**D. Varma,**
Head of the Hindi Department,
Allahabad University.

To,

Prof. Magan Lalji Shastri, M. A.
Bhutnath ki Khirki,
Broach.

I certify with pleasure that Mr. Maganlal G. Shastri, M. A. was engaged by me as a Shastri to teach me Sanskrit from May 1913 to December 1914. During that time I uniformly found him to be an enthusiastic, honest and efficient teacher. I feel indebted to him for the satisfactory manner, in which he has initiated me into the study of Sanskrit. I am really sorry to have to part with him on account of his transfer from here to Poona.

Pedler Board, Bombay,
7th January, 1915.

**L. A. Shah.**

Mr. Maganlal G. Shastri is a very good Sanskrit scholar and a man of intelligence. I believe a visit to Europe and acquaintace with European scholars will do him good. He is in a condition to pick up readily whatever is valuable in the methods of working followed by these.

Sangamashram, 19th December, 1915. } Sd/- **R. G. Bhandarkar.**

* * * *

I have alredy given a certificate to Mr. Maganlal G. Shastri M. A. on the 7th Jauary last. I desire to supplement it by adding that during the period, when he taught me Sanskrit, I read important parts of Mitakshara, which is a commentary on Yajnavalkya Smriti aud Vyavahara Mayukha. At the time I had many opportunities of observing his deep study of the Hindu Dharma Shastras and his capacity to deal with and explain obscure and difficult passages in a clear and methodical manner. I was much impressed with his knowledge of this branch of the Sanskrit literature. I am still sorry that I could not keep him on as my Sastri as he had to leave Bombay.

Peddor Road, Bombay, 15th December, 1915. } **L. A. Shah.**

* * * *

A Chronogical set of 16 select testimonials.

The College,
BARODA.

Mr. Maganlal G. Shastri was a student of this College and passed his B. A. in 1837. He is intelligent and possesses a good knowledge of Sanskrit. He missed the Sanskrit prize at the B. A. Examination by only two marks. His conduct throughout his college course was exemplary and he was very diligent in his studies.

12th September, 1898 } **Sd/-Bhasker R. Arte,**
Professor of Sanskrit
Baroda College.

* * * *

I have much pleasure in giving this certificate to Mr. Shastri Maganlal Ganpatram. This student joined the Baroda College in 1895 and after passing the Intermediate Examination continued his studies for B. A., which degree he successfully obtained in 1197. He was thereupon appointed a fellow of the College and assigned certain lectures in English. His career throughout was excellent and his conduct very good.

I have moreover formed a high opinion of his ability not only from his work as a student but also from the admirable way in which he discharged his duties as a fellow.

In addition I may say that his manners are pleasant and gentlemanly, and I think he would never be found wanting of tact on politeness.

Baroda College, 6th January, 1899 } Sd/- **T. S. Tait,** Principal.

* * * *

I know Mr. Maganlal G. Shastri. He has passed the M. A. Examination of the Calcutta University in Sanskrit. He was one of my best students and passed his B. A. Examination from the Baroda College. He has kept up his studies and has made Aryan Philosophy his special branch. He will do credit to the chair of Sanskrit in any institution he may be employed in. He is intelgent and hard-working.

Baroda, 11-1-1905. } Sd/- **Bhaskar R. Arte,** Professor of Sanskrit, Baroda College.

* * * *

I have known Mr. M. G. Shastri, M. A. (Calcutta) for many years. He is a good Sanskrit scholar, especially in the branches of Dharma and Vedanta and enjoys the reputation of being a specialist in Vallabhacharya's Theology. The reputation is fully justified by his many publications on the latter subject, which are all marked by wide reading and rare accuracy of expression and clearness of thought. He is, besides, a capable and energetic teacher a fact of which I have personal knowledge from the manner in which he acquitted himself as a reader in Sanskrit to my friend the Hon. Mr. Justice Shah. I have no doubt he will make a good professor of Sanskrit.

Gujarat College, Ahmedabad, February 1st, 1937 } Sd/- **A. B. Dhruva,** Professor of Sanskrit, Gujarat College.

## સ્વજ્ઞાતિ તરફનું માનપત્ર.

વિદ્વદ્રત્ન શ્રી. પ્રૉફેસર મગનલાલ ગણપતિરામ શાસ્ત્રી એમ. એ

विद्याप्रीतिः शास्त्रसद्धर्मसेवा तत्त्वज्ञाने चिन्तनं सत्समीक्षा ।
चित्ते स्वास्थ्यं निर्मलो वाक्प्रवाहो यस्मिन्नेते सद्गुणास्तं नमामः ॥
टोळकानां समुद्धारं कुर्वन्तः सर्वतो हितं ।
जीवन्तु शतवर्षाणि मगनलालमहोदयाः ॥

વેદશાસ્ત્રસંપન્ન શાસ્ત્રીજી !

દીર્ઘકાળ પર્યંત સંસ્કૃત વિદ્યાની લ્હાણીદ્વારા સમાજની સેવા બજાવી મુંબઈ યુનિવર્સિટીમાં ઉજ્જવળ કીર્તિ સંપાદન કરી રાજસેવાથી આપ નિવૃત્ત થાઓ છો તેવા આ શુભ પ્રસંગે અમે આપના જ્ઞાતિબંધુઓ આપના વ્યક્તિત્વને જ્ઞાતિ માટે ગૌરવરૂપ ગણી આપને સસ્નેહ સન્માનવા પ્રેરાઇએ એ સર્વથા સ્વાભાવિક છે.

બાલ્યકાળથી જ સુવિદ્યાનાં સંસ્કારબીજોને સતત અભ્યાસામૃતના સિંચને અંકુરિત કરી વિદ્વત્તાની પ્રફુલ્લ વેલીઓ જે આપે પથરાવી છે તે અત્યારે આખાએ ગુજરાતને-તેના વિવિધવર્ણીય સમાજને શીતલ છાયા અર્પી રહી છે. નિવૃત્તિના લાભથી આપ એને વિશેષ પ્રફુલ્લ બનાવશો એટલે એની છાયા વિશેષ વિસ્તૃત પ્રદેશોમાં પ્રસરી વધારે જનસમૂહને શાન્તિ આપશે. ધર્મસેવા અને ધર્મચિંતન એજ માનવીમાત્રનું અંતિમ ધ્યેય છે એ લક્ષમાં રાખી આપે પોતાના જીવનનું નિર્વહન કર્યું છે એટલે આપની પવિત્રતા અને જીવનપ્રણાલી કાલપ્રેરિત દૂષણોથી અસ્પૃષ્ટ રહી છે.

પૂનામાં રહીને આપે જે અધ્યાપન અને સંશોધનનું કાર્ય કર્યું છે તેથી વૈષ્ણવ ધર્મને અદ્વિતીય લાભ થયો છે એટલુંજ નહિ પણ સંસ્કૃત ભાષા અને સાહિત્યના પ્રચારને પણ અસામાન્ય લાભ થયો છે. આ સેવાથી આપની જે કીર્તિ અત્રત્ય તથા વિદેશીય વિદ્વાનોમાં વિસ્તરેલી છે તથા સંસ્કૃત ભાષાના વિદ્વાનોમાં આપને જે પ્રશસ્ય સ્થાન મળ્યું છે તેમાં અમે આપના ટોળક બંધુઓ અમારૂં ગૌરવ માનીએ છીએ.

જ્ઞાતિના શ્રેયશ્ચિંતન પ્રસંગે પણ આપે જે વિચારઔચિત્ય અને કાર્યોત્સાહ દાખવ્યાં છે તે અમે કેમ ભૂલીશું? જ્ઞાતિવરા, સ્ત્રીકેળવણી અને સ્ત્રીસ્વાતંત્ર્ય, લગ્ન અને ધર્મ ઇત્યાદિ અતિ મહત્ત્વના તેમજ ઉપકારક વિષયો વિષે જે ઉન્નત અને ઉદાર વિચારો આપે સમાજના સુવર્ણ-મહોત્સવ સમયે પ્રમુખપદેથી દાખવ્યા છે તેની સિદ્ધિ આપણા સમાજમાં સત્વર થાય

# सन्मानपत्रम् ।

श्रीकृष्णाय नमः ।

श्रीगोपीजनवल्लभाय नमः ।

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः ।

दशदिगन्तविजयिश्रीमद्गोस्वामिश्रीमत्पुरुषोत्तमचरणा विजयन्ते ।

भगवच्छास्त्रनिष्णातविद्वद्वरमगनलालशास्त्रिणः ।

श्रीमतां वैदुष्यं न कस्यचिदाश्रयजन्यं वा सम्बन्धजन्यं वा, किन्तु श्रीमदाचार्यचरणानां निरतिशयकृपापरिपूर्णकटाक्षेण प्राप्तं वर्तते, तल्लाभो भवद्भिः सांप्रदायिकेभ्यो गतचत्वारिंशद्वर्षेषु निःशुल्कं दत्तः । श्रीमत्पुरुषोत्तममण्डलस्य प्राकट्यं श्रीमतामेव प्रयासेन जातम् । 'संप्रदाये निवृत्ते' सांप्रदायिकाकरग्रन्थानामध्ययनं लुप्तप्रायं यदासीत्, तस्मिन् समये व्यावहारिकान् दैहान् आर्थिकान् प्रतिबन्धान् विपह्य श्रीमदणुभाष्यादीनां श्रीमत्पुरुषोत्तमग्रन्थानां चाध्यापनमस्माकं कारितम्, तदर्थं वयं श्रीमतां सर्वथा ऋणिनः । संप्रदायरक्षार्थं श्रीमदाचार्यचरणाः श्रीमतो बहुवर्षान् रक्षेयुरिति तान् प्रार्थयामहे इति ।

मोहमयी
भाद्रपद शुक्ल ११ सं. १९८२

निवेदकाः श्रीपुरुषोत्तममण्डलाध्येतारः ।

## માનપત્ર.

વે. શા. સં. મગનલાલ ગણપતિરામ શાસ્ત્રી, એમ. એ.
પ્રોફેસર, ડેક્કન કૉલેજ, પુના.

પરમમાન્ય ભગવચ્છાસ્ત્રનિષ્ણાત શાસ્ત્રીજી,

આપ સરકારી નોકરીના નિમિત્તે અહિં વિ. સં. ૧૯૭૨ માં આવ્યા અને સોળ વર્ષ રહી નોકરીમાંથી નિવૃત્ત થતાં પૂના છોડી જન્મભૂમિ તરફ જવાનો પ્રસંગ હાલમાં આવ્યો. સોળ વર્ષના આપના સમાગમથી અમને જેટલો આનન્દ થયો છે તેના કરતાં અધિક ખેદ આપના પૂના છોડવાથી આજે થાય છે. આ પ્રસંગે આપના પ્રતિ પ્રેમ આદર અને આભારની અમારી ભાવનાઓ આ માનપત્રદ્વારા અમે દર્શાવીએ છીએ.

આપના આટલા વર્ષોના સત્સંગથી અમને બહુ લાભ મળ્યો છે. આપનાં વ્યાખ્યાનો શ્રવણ કર્યાં છે, આપની પાસેથી નિત્ય શ્રીસુબોધિનીજીના કથારસનું પાન કર્યું છે, શુદ્ધપુષ્ટિમાર્ગનું યથાર્થ લોકવેદનિરપેક્ષ સ્વરૂપ જાણ્યું છે, આપની જ્યેષ્ઠ પુત્રીના વિવાહોત્સવમાં અનન્યાશ્રયનો સાક્ષાત્કાર કર્યો છે એટલુંજ નહિ પરન્તુ આપનેજ લીધે વૈષ્ણવપારાયણની પંચમ બેઠક પૂનામાં ભરી શક્યા છીએ, અને આપની અત્ર સ્થિતિને લીધેજ પરમપૂજ્ય ગોસ્વામિમહારાજોનાં અલભ્ય દર્શનનો અને તેઓશ્રીનાં સુમધુર વચનામૃતના શ્રવણનો લાભ અમે પ્રાપ્ત કરી શક્યા છીએ. સામ્પ્રદાયિક વિદ્વાનોનો અને અનન્ય ભક્તોનો સમાગમ પણ અત્ર થયો જાય છે તે પણ આપની પૂનામાં સ્થિતિનેજ લીધે.

આપના સહવાસથી જ્ઞાન ભક્તિ અને ચારિત્ર્યનો વિરલ પણ અત્યાવશ્યક સુભગ સુયોગ અમે જોયો છે. બાલકના જેવી સરલતા, સાધુજનની સાદાઈ, સજ્જનિકની સત્યપ્રિયતા અને નિઃસ્પૃહતા આપનામાં સહજ દશ્ય થાય છે. આપની અનન્ય આચાર્યભક્તિ તો સમગ્ર સમ્પ્રદાયમાં સુપ્રસિદ્ધ છે.

શાસ્ત્રીજી, ગયા બે શતકનો આપણા સમ્પ્રદાયનો અજ્ઞાનાન્ધકાર દૂર કરવામાં આપનો પરિશ્રમ અવર્ણનીય છે. આ શતકના પ્રારમ્ભમાંજ સામ્પ્રદાયિક સાહિત્ય પ્રસિદ્ધ કરવાની સત્પ્રવૃત્તિ આદરીને વિશ્વધર્મોમાં આપણા ધર્મનું ઉચ્ચતમ સ્થાન છે એ આપે સિદ્ધ કરી આપ્યું છે. મુંબઈ યુનિવર્સિટિમાં પણ એમ. એ. ના અભ્યાસક્રમમાં અણુભાષ્યને સ્થાન આપવામાં આપનો સ્તુત્ય પ્રયાસ હતો. પૂનામાં સ્થિતિ કરીને આપની પાસેથી અણુભાષ્યાદિ સામ્પ્રદાયિક ગ્રંથોનું અધ્યયન કરીને શાસ્ત્રિપદને તેમજ પ્રોફેસરપદને અનેક વિદ્વાનો આજે અલંકૃત કરી રહ્યા છે. આપનો વર્ણ શ્રીગુસાંઇજીનું અને આપની પ્રપત્તિ દામોદરદાસજીનું સ્મરણ કરાવે છે. સમ્પ્રદાયના હિતાર્થે આપે આપનું જીવનજ અર્પણ કર્યું છે એ કોને વિદિત નથી !

આપ પૂનામાં આવ્યા તે પહેલાં ગાયત્રીભાષ્ય પ્રસ્થાનરત્નાકર, ઈત્યાદિ અપ્રસિદ્ધ ગ્રન્થોની પ્રસિદ્ધિ આપેજ કરી હતી. શ્રીસુબોધિનીજી માસિકના તો આપ આત્માજ હતા. પુષ્ટિભક્તિસુધા માસિકના પ્રેરક પણ આપ હતા, તથાપિ આપના અત્ર આવ્યા પછીજ સંપ્રદાયની ખરેખરી સેવા કરવાનો અવકાશ આપને પૂનામાં મલવાથી સપ્રદીપ અણુભાષ્ય દશમસ્કંધ શ્રીસુબોધિનીજીનાં અનેક પ્રકરણો ઇત્યાદિ ઇત્યાદિ મહાન્ ગ્રન્થો પ્રસિદ્ધ કરીને આપણા સંપ્રદાયનું ગૌરવ આપ વધારી શક્યા છો. અમારૂં તો સૌભાગ્ય એ છે કે અમારા પૂનાના શેઠ હકમચન્દ ઇશ્વરદાસના તરફથી ફલપ્રકરણીય શ્રીસુબોધિનીજીનો અને શેઠ મગનલાલ સાંકલચન્દ તરફથી શ્રીપ્રભુચરણકૃત શ્રીટિપ્પણીજીનો પણ અનુવાદ સ્વલ્પ સમયમાં પ્રસિદ્ધ કરવાનું કબુલીને સામ્પ્રદાયિક નામસેવાનો સુંદર માર્ગ આપે અમને દાખવ્યો છે. અત્રેનું શ્રીબાલકૃષ્ણ પુસ્તકાલય પણ આપની સંગતિનું ફલ છે.

સમ્પ્રદાયમાં હજી નામસેવા બહુજ કરવાની છે, અણુભાષ્યનો તત્ત્વદીપનિબંધનો અને શ્રીસુબોધિનીજીનો માતૃભાષામાંજ નહિ પરન્તુ ઈતર પણ ભાષામાં અનુવાદ કર્તવ્ય છે. સાંપ્રદાયિક પ્રાચીન અપ્રસિદ્ધ મૂલગ્રન્થો સાહિત્ય સાથે પ્રસિદ્ધ કરવાના હજી બહુજ બાકી છે. છાત્રોને સ્વમાર્ગીય આકર ગ્રન્થોનું પાંક્ત જ્ઞાન કરાવવાનું છે. પ્રાચીન શોધખોળ કાર્યમાં તો આપણું કર્તવ્ય આથી પણ અધિક છે. નિજ વ્યયે પ્રતિસપ્તાહ આપ મુંબઇમાં શ્રીગીતાજીનું પ્રવચન અને શ્રીસુબોધિનીજીની સરસ કથા તો કરોજ છો તથાપિ અન્ય પ્રાંતો પણ તે અલભ્ય લાભ પ્રાપ્ત કરવાની ઉત્કટ અભિલાષા રાખે છે. શ્રીવલ્લભાચાર્યજી આપને સુદીર્ઘ આયુષ્યનું દાન કરો અને આપ આ ઉત્તમોત્તમ સેવા કરીને કૃતાર્થ થાઓ એજ અમારી અન્તઃકરણપૂર્વક અભિલાષા છે. પૂના, આશ્વિનકૃષ્ણપ્રતિપદા.

અમે છીએ, આપના ગુણાનુરાગી પ્રેમાકાંક્ષી—

| | | |
|---|---|---|
| શાહ હરગોવિન્દદાસ ઉગરચન્દ | શાહ કિસનદાસ મનમોહનદાસ | શાહ રામદાસ ગોવર્ધનદાસ |
| શાહ કૃષ્ણદાસ ગોવર્ધનદાસ માઢીવાલા | શાહ હરિદાસ વિઠ્ઠલદાસ | શાહ વલ્લભદાસ ચુનીલાલ |
| | શાહ પુરુષોત્તમદાસ ગોકુલદાસ | શાહ કેશવલાલ ખુશાખીદાસ |
| શાહ લલ્લુભાઇ દામોદરદાસ | શાહ શામદાસ લક્ષ્મણદાસ | શાહ ચિમનલાલ વિઠ્ઠલદાસ |
| શાહ ચીમનલાલ કિસનદાસ | શાહ કિસનદાસ ત્રીકમદાસ | શાહ હરિદાસ વલ્લભદાસ |
| શાહ મગનલાલ સાંકલચન્દ | શાહ પ્રહ્લાદજી ગોવર્ધનદાસ | શાહ કનૈયાલાલ રામચન્દ્રદાસ |
| શાહ ધનજીભાઈ હાથીભાઇ | શાહ વ્રજલાલ સેવકરામ | પટેલ અંબાલાલ હેમાજી |
| શાહ દામોદરદાસ ભૂખણદાસ | શાહ મનમોહનદાસ સામલદાસ | દગડુરામ શંકરલાલ |
| દોશી ગોકલદાસ નારાયણદાસ | શાહ વિઠ્ઠલદાસ સાંકલચન્દ | પ્રોફેસર વર્મા |
| શાહ સાંકલચન્દ છગનલાલ | શાહ જીવણદાસ મોહનદાસ | શાહ ગોકુલદાસ તુલસીદાસ વગેરે વગેરે |
| શાહ વિઠ્ઠલદાસ ભગવાનદાસ | શાહ માણેકલાલ શંકરલાલ | |

શાસ્ત્રીજી, ગયા એ શતકનો આપણા સમ્પ્રદાયનો અજ્ઞાનાન્ધકાર દૂર કરવામાં આપનો પરિશ્રમ અવર્ણનીય છે. આ શતકના પ્રારમ્ભમાંજ સામ્પ્રદાયિક સાહિત્ય પ્રસિદ્ધ કરવાની સત્પ્રવૃત્તિ આદરીને વિશ્વધર્મોમાં આપણા ધર્મનું ઉચ્ચતમ સ્થાન છે એ આપે સિદ્ધ કરી આપ્યું છે. મુંબઈ યુનિવર્સિટિમાં પણ એમ. એ. ના અભ્યાસક્રમમાં અણુભાષ્યને સ્થાન આપવામાં આપનો સ્તુત્ય પ્રયાસ હતો. પૂનામાં સ્થિતિ કરીને આપની પાસેથી અણુભાષ્યાદિ સામ્પ્રદાયિક ગ્રંથોનું અધ્યયન કરીને શાસ્ત્રિપદને તેમજ પ્રોફેસરપદને અનેક વિદ્વાનો આજે અલંકૃત કરી રહ્યા છે. આપનો વર્ણ શ્રીગુસાંઇજીનું અને આપની પ્રપત્તિ દામોદરદાસજીનું સ્મરણ કરાવે છે. સમ્પ્રદાયના હિતાર્થે આપે આપનું જીવનજ અર્પણ કર્યું છે એ કોને વિદિત નથી ?

આપ પૂનામાં આવ્યા તે પહેલાં ગાયત્રીભાષ્ય પ્રસ્થાનરત્નાકર, ઈત્યાદિ અપ્રસિદ્ધ ગ્રન્થોની પ્રસિદ્ધિ આપેજ કરી હતી. શ્રીસુબોધિનીજી માસિકના તો આપ આત્માજ હતા. પુષ્ટિભક્તિસુધા માસિકના પ્રેરક પણ આપ હતા, તથાપિ આપના અત્રે આવ્યો પછીજ સંપ્રદાયની ખરેખરી સેવા કરવાનો અવકાશ આપને પૂનામાં મલવાથી સપ્રદીપ અણુભાષ્ય દશમસ્કંધ શ્રીસુબોધિનીજીનાં અનેક પ્રકરણો ઇત્યાદિ ઇત્યાદિ મહાન્ ગ્રન્થો પ્રસિદ્ધ કરીને આપણા સંપ્રદાયનું ગૌરવ આપ વધારી શક્યા છો. અમારૂં તો સૌભાગ્ય એ છે કે અમારા પૂનાના શેઠ હકમચન્દ ઇશ્વરદાસના તરફથી ફલપ્રકરણીય શ્રીસુબોધિનીજીનો અને શેઠ મગનલાલ સાંકલચંદ તરફથી શ્રીપ્રભુચરણકૃત શ્રીટિપ્પણીજીનો પણ અનુવાદ સ્વલ્પ સમયમાં પ્રસિદ્ધ કરવાનું કબુલીને સામ્પ્રદાયિક નામસેવાનો સુંદર માર્ગ આપે અમને દાખવ્યો છે. અત્રેનું શ્રીબાલકૃષ્ણ પુસ્તકાલય પણ આપની સંગતિનું ફલ છે.

સમ્પ્રદાયમાં હજી નામસેવા બહુજ કરવાની છે, અણુભાષ્યનો તત્ત્વદીપનિબંધનો અને શ્રીસુબોધિનીજીનો માતૃભાષામાંજ નહિ પરન્તુ ઇતર પણ ભાષામાં અનુવાદ કર્તવ્ય છે. સાંપ્રદાયિક પ્રાચીન અપ્રસિદ્ધ મૂલગ્રન્થો સાહિત્ય સાથે પ્રસિદ્ધ કરવાના હજી બહુજ બાકી છે. છાત્રોને સ્વમાર્ગીય આકર ગ્રન્થોનુ પાંક્ત જ્ઞાન કરાવવાનું છે. પ્રાચીન શોધખોળ કાર્યમાં તો આપણું કર્તવ્ય આથી પણ અધિક છે. નિજ વ્યયે પ્રતિસપ્તાહ આપ મુંબઇમાં શ્રીગીતાજીનું પ્રવચન અને શ્રીસુબોધિનીજીની સરસ કથા તો કરોજ છો તથાપિ અન્ય પ્રાંતો પણ તે અલભ્ય લાભ પ્રાપ્ત કરવાની ઉત્કટ અભિલાષા રાખે છે. શ્રીવલ્લભાચાર્યજી આપને સુદીર્ઘ આયુષ્યનું દાન કરો અને આપ આ ઉત્તમોત્તમ સેવા કરીને કૃતાર્થ થાઓ એજ અમારી અન્તઃકરણપૂર્વક અભિલાષા છે. પૂના, આશ્વિનકૃષ્ણપ્રતિપદા.

અમે છીએ, આપના ગુણાનુરાગી પ્રેમાકાંક્ષી—

| | | |
|---|---|---|
| શાહ હરગોવિન્દદાસ ઉગરચન્દ | શાહ કિસનદાસ મનમોહનદાસ | શાહ રામદાસ ગોવર્ધનદાસ |
| શાહ કૃષ્ણદાસ ગોવર્ધનદાસ | શાહ હરિદાસ વિઠ્ઠલદાસ | શાહ વલ્લભદાસ ચુનીલાલ |
| માડીવાલા | શાહ પુરુષોત્તમદાસ ગોકુલદાસ | શાહ કેશવલાલ ખુશાલદાસ |
| શાહ લલ્લુભાઇ દામોદરદાસ | શાહ શામદાસ લક્ષ્મણદાસ | શાહ ચિમનલાલ વિઠ્ઠલદાસ |
| શાહ ચીમનલાલ કિસનદાસ | શાહ કિસનદાસ ત્રીકમદાસ | શાહ હરિદાસ વલ્લભદાસ |
| શાહ મગનલાલ સાંકલચન્દ | શાહ પ્રલ્હાદજી ગોવર્ધનદાસ | શાહ કનૈયાલાલ રામચન્દ્રદાસ |
| શાહ ધનજીભાઈ હાથીભાઇ | શાહ વ્રજલાલ સેવકરામ | પટેલ અંબાલાલ હેમાજી |
| શાહ દામોદરદાસ જીખણદાસ | શાહ મનમોહનદાસ સામલદાસ | દગડુરામ શંકરલાલ |
| દોશી ગોકલદાસ નારાયણદાસ | શાહ વિઠ્ઠલદાસ સાંકલચન્દ | પ્રોફેસર વર્મા |
| શાહ સાંકલચન્દ છગનલાલ | શાહ જીવણદાસ મોહનદાસ | શાહ ગોકુલદાસ તુલસીદાસ |
| શાહ વિઠ્ઠલદાસ ભગવાનદાસ | શાહ માણેકલાલ શંકરલાલ | વગેરે વગેરે |

શ્રીસુબોધિન્યાદિ ગ્રન્થોનું દર્શન અને શ્રીરાધિકાનાથનું આરાધન કરીને આપે વૈષ્ણવી સૃષ્ટિને બતાવી આપ્યું છે કે મનુષ્ય જીવન કેવી રીતે સફલ થઇ શકે છે? ગોસ્વામિકુલના મહારાજશ્રીઓને કડુ પણ સત્ય અને હિતકારક વચનો કહેવાના જે પ્રસંગો આપને પ્રાપ્ત થાય છે તે શ્રીમદાચાર્યચરણમાં રહેલો આપનો દૃઢ ભાવજ સિદ્ધ કરે છે. આ પ્રમાણે આપ સમ્પ્રદાયની જ્ઞાનમંજૂષા છો. સમ્પ્રદાયના ભાવના ઉદધિ છો.

આપ શાન્ત અને સુખિ દીર્ઘાયુ ભોગવો અને સમ્પ્રદાયની પૂર્વવત્ સેવા કરો એજ અમારી ભગવાન પ્રતિ પ્રાર્થના છે.

અમો છીએ,

મિતિ સં. ૧૯૮૯ ના જ્યેષ્ઠ શુક્લ ૧૧ ભરૂચ | આપના ઋણી અને ગુણાનુરાગી ભરૂચના સ્નેહી વૈષ્ણવો.

## શ્રીવલ્લભકુલના સમાધાનપત્રો.

**શ્રીકાંકરોલીનરેશ** પૂજ્યપાદ તૃતીયપીઠાધીશ્વર ગોસ્વામી શ્રી ૬ શ્રીવ્રજભૂષણલાલજી મહારાજ લખે છે કે:–' સંપ્રદાયમેં એક બડે ઔર મુખ્ય વિદ્વાન્ હતે ઔર ધર્મચુસ્ત અટલ હતે. ઉનકી સંપ્રદાયમેં બહુતહી ખામી પડી.'

**કચ્છ માંડવીવાળા** ગો. શ્રી ૬ શ્રીદ્વારકેશલાલજી મહારાજ લખે છે કે:–' શાસ્ત્રીજીના અવસાનથી ભારતવર્ષે એક જબર વેદાંતી ગુમાવ્યો છે. આપણા સંપ્રદાયના તો એક સ્તંભ હતા. તેમના જેવું અગાધ અને તલસ્પર્શી શ્રીવલ્લભાધીશવાક્સુધાનું જ્ઞાન વિરલાઓનેજ છે.'

ગોસ્વામી શ્રી ૬ શ્રીવ્રજનાથલાલજી બાવાસાહેબ લખે છે કે:–" પોતાનું આયુષ્ય અને જ્ઞાન પુષ્ટિમાર્ગના અનુયાયીઓનાં શ્રેય માટે જ સમર્પ્યું હતું. આજે તેમનું સ્થાન સંભાળે તેવી કોઈ વ્યક્તિ નથી."

મથુરાથી ગોસ્વામિની શ્રીલાવણ્યવતી વહૂજી મહારાજ (શ્રીગોપાલલાલજી મહારાજનાં વહૂજી) લખે છે કે:–" પુષ્ટિમાર્ગ કે ધર્મ કે ખંભ હતે ઐસે વૈષ્ણવ હોને બહુત કઠિન હૈં."

## સાંપ્રદાયિક વિદ્વાનોના પત્રો.

કોટાથી વિદ્યાસુધાકર પંડિત શ્રીગોકુલદાસજી લખે છે કે:–" શાસ્ત્રીજીને યહાં તા. ૩૧–૫–૩૧ કે રોજ એક મહતી સભામેં વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાન કિયા થા. વેદવાક્યોદ્વારા શુદ્ધાદ્વૈત સિદ્ધાંત તથા પુષ્ટિમાર્ગકા અત્યંત ઉત્તમ પ્રકારસે પ્રતિપાદન કિયા. શાસ્ત્રીજીકો 'શુદ્ધાદ્વૈતવેદાંતદિવાકર' પદવીસે વિભૂષિત કિયે ગયે."

માંગરોલથી શ્રીયુત શાસ્ત્રીજી કાશીરામભાઈ લખે છે કે:–" સંપ્રદાયના અજોડ વિદ્વાન્ અને નિડર વક્તા શાસ્ત્રીજીના પ્રયાણથી સંપ્રદાયે એક મહાન્ નિઃશુલ્ક અસાધારણ કાર્યકર્તાને ગુમાવ્યો છે. આજ અધોગતિને પહોંચતા જમાનામાં 'જરે પર લોન લગાયે જેવું થયું છે."

'શુદ્ધાદ્વૈત' ના તંત્રી રા. વસંતરામ શાસ્ત્રી લખે છે કે:–" જે સમયમાં એમની અહીં હાજરી અત્યાવશ્યક હતી તેજ સમયે શ્રીનાથજીએ તેમને બોલાવી લીધા! સંપ્રદાયની દશા કેવી કરવી છે અને નિજજનોને દેખાડવી છે તેનો આ એક પ્રત્યક્ષ અનુભવ પ્રભુએ કરાવ્યો છે. 'પૂજ્ય શાસ્ત્રીજીએ તો જીવી જાણ્યું અને યોગિવત્ દેહ ત્યજી જાણ્યો."

**ખંભાતથી** શ્રી. ભદ્રશંકર શાસ્ત્રી લખે છે કેઃ–" શુદ્ધાદ્વૈત સંપ્રદાયના ઓજ્જવલિત સૂર્યનો અસ્ત થયો છે."

**જુનાગઢથી** રા. રા. જટાશંકર શાસ્ત્રીજી લખે છે કેઃ-" અત્યારે પુષ્ટિમાર્ગનાં કાંઈ દૌર્ભાગ્ય છે કે આવા અસાધારણુ તલસ્પર્શી વિદ્વાનને ગુમાવ્યા છે. અત્યારે સાંપ્રદાયિક અધ્યયન અધ્યાપનનો યુગ સમાપ્ત થાય છે."

**નડિયાદથી** શાસ્ત્રી દયાશંકર લખે છે કેઃ–" સંપ્રદાયના યથાર્થ તત્ત્વને જાણનાર એક નરરત્નની સંપ્રદાયને ખોટ પડી છે. સંપ્રદાયનો સૂર્ય અસ્ત થયો છે."

**ભારતમાર્તંડ** સંસ્થામાંથી સુપ્રસિદ્ધ સાહિત્યપ્રકાશકો શ્રી. હીરાલાલ મૂળજી, શાસ્ત્રીજી કલ્યાણજીભાઈ, રા. રા. જમનાદાસભાઈ B. A. તથા રા. રા. પુરુષોત્તમ કાનજી B. A. લખે છે કેઃ–" આપણે તેમનો લાભ ન લઇ શકયા એ આપણી ભાગ્યહીનતા સમજાય છે. પુષ્ટિસૃષ્ટિને ખરા સ્વરૂપમાં લાવવાની ઇશ્વરેચ્છા નથી એવું શાસ્ત્રીજીના જવાથી સ્પષ્ટ થાય છે."

**જામનગરથી** રા. હરિશંકર ઓંકારજી શાસ્ત્રી લખે છે કેઃ-" સંપ્રદાય માટે શાસ્ત્રીજીએ આજન્મ જે જે પ્રકારનાં કષ્ટો સહન કર્યાં છે, તેવાં ઇતર ભાગ્યેજ સહન કરવા સમર્થ થાય. એમનું સ્થાન ઇતર કોઇથી લઈ શકાય તેમ નથી."

**કપડવંજથી** શાસ્ત્રી કેશવલાલ ગોવર્ધનદાસ લખે છે કેઃ–" શાસ્ત્રીજીના ગુણાનુવાદ ગાવાનું સામર્થ્ય નથી."

## વૈષ્ણવ ગ્રેજ્યુએટ વિદ્વાનોનો સમભાવ.

**રાજકોટથી** રા. રા. નાનુભાઇ ગાંધી M. A. LL. B. લખે છે કેઃ-" શાસ્ત્રીજી પુષ્ટિમાર્ગના અદ્વિતીય વિદ્વાન્ હતા, છતાં સદા વૈષ્ણવો મધ્યેના આંતરકલહને શાંત કરવાની વૃત્તિવાળા હતા. સર્વ ઉપર ઉપકાર કરવો એ તેમનો સ્વભાવ હતો. બીજાના દોષો તરફ તે જોતા જ નહિ."

**કડીથી** હાઇસ્કુલના હેડમાસ્તર રા. રા. હરિલાલ ગ. શાહ B. A. લખે છે કેઃ-" સારોએ વૈષ્ણવસમાજ ઉંઘતો હતો. જનતા સંપ્રદાયને ઓળખતી ન હતી. ત્યારે સંપ્રદાય માટે છડેચોક બોલનાર એ પૂજ્ય વિભૂતિ હતી. સંપ્રદાયે તો પોતાનો કોહીનૂર ગુમાવ્યો છે."

**વડોદરાથી** શ્રી. પુરુષોત્તમ નાથાભાઈ B. A. LL. B. અને હાઇકોર્ટના રજીસ્ટ્રાર લખે છે કેઃ–" આખા સંપ્રદાયને તેમની નહિ પૂરાય તેવી ખોટ પડી છે."

**વડોદરાથી** સરકારી વકીલ રા. રા. ગિરધરલાલ ડોસાભાઈ B. A. LL. B. લખે છે કેઃ-" વૈષ્ણવ જનતાએ એક ધર્મપરાયણ અને વિદ્વાન્ નર ગુમાવ્યો છે. પુષ્ટિમાર્ગમાં તેમના જેવા પ્રખર વિદ્વાન ભાગ્યે જ નજરે પડશે."

**ધંધુકાથી** નિવૃત્ત ડે. એ. ઇન્સ્પેક્ટર રા. રા. ગોપાલદાસભાઇ બી. એ. લખે છે કેઃ- "એવા ભગવદીયોનો સત્સંગ ઘણો જ દુર્લભ છે."

**અમરેલીથી** રા. રા. વિનોદરાય મજમુદાર B. A. LL. B. લખે છે કેઃ–" સં. ૧૯૫૦ માં વડોદરા કોલેજમાં હુ ફેલો હતો ત્યારે સદ્ગત શાસ્ત્રીજી અને ધીરજલાલ સાંકળીઆ વિદ્યાર્થી હતા. તે વખતે પણ સદ્ગતની ધીર ગંભીર મુખમુદ્રા, ઊંડો અભ્યાસ, સંસ્કૃતભાષાનિપુણતા, ઠરેલ સ્વભાવ, દૃઢતાયુક્ત વર્તનથી તેમના સહાધ્યાયીઓથી જુદા તરી આવતા હતા. તેમના ગોલોકવાસથી ન પૂરી શકાય તેવી ખોટ આપણને પડી છે."

## સદ્‌ગૃહસ્થોના દિલાસા.

મુંબાઈની વૈષ્ણવપરિષદ્‌ની બેઠકના સ્વાગતપ્રમુખ અને અગ્રગણ્ય સનાતની વ્યાપારી નેતા શેઠ શ્રી. દેવીદાસ માધવજી ઠાકરશી જે. પી. લખે છે કેઃ–"તેઓ પુષ્ટિસંપ્રદાયના ભૂષણરૂપ અને એક અગ્રગણ્ય શાસ્ત્રીજી હોવાથી આખા સંપ્રદાયને અને પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને તેમની મહાન ખોટ પડી છે."

અમદાવાદના સુપ્રસિદ્ધ અગ્રણી અને મીલઓનર્સ એસોસીએશનના માજી પ્રમુખ શેઠ શ્રી. ચમનલાલ ગિરિધરલાલ પારેખ લખે છે કેઃ–"બહુ દીલગીર થયો છું. વૈષ્ણવ સંપ્રદાયને તેથી એક ખોટ પડી છે. તેમની વિદ્વત્તાનો લાભ સંપ્રદાયને સારો મળ્યો છે."

નડિયાદના મથહૂર સરદાર ગોપાલદાસ વિહારીદાસ લખે છે કેઃ–"તેઓ મને બહુ પ્રેમી અને નિરભિમાની જણાયા હતા. તેઓની સંપ્રદાયના સિદ્ધાંતો સમજાવવાની અને તેનું વિવરણ કરવાની શક્તિ ઉચ્ચ પ્રકારની હતી."

કોટાના એકાઉન્ટન્ટ જનરલ રા. ચુનીલાલ શુકલ લખે છે કેઃ–એઓ પોતે પુષ્ટિમાર્ગના સ્તંભ હતા. એમનો ત્યાગ અને સાથે વિનય અલૌકિક હતા."

પેટલાદથી નિવૃત્ત સરકારી પેન્શનર શ્રીયુત વલ્લભદાસ નરોત્તમદાસ શાહ લખે છે કેઃ– "વૈષ્ણવ સૃષ્ટિને તેમના જવાથી ભારે ખોટ પડી છે. અને તે ક્યારે પૂરાશે એ તો પ્રભુ જાણે."

દાહોદથી એડવોકેટ રા. નટવરલાલ ગિ. પરીખ લખે છે કેઃ–"મેં મારા એક પિતા ગુમાવ્યા છે એમ કહી શકું. શ્રીમદ્‌વલ્લભાચાર્યના શુદ્ધ તત્ત્વને બરોબર રીતે સમજેલા પુરુષોમાં તેમનું સ્થાન ઉચ્ચ છે."

અમદાવાદથી સાંપ્રદાયિક પુસ્તકોના મોટા વિક્રેતા વ્યાપારી શેઠ લલ્લુભાઇ દેસાઈ લખે છે કેઃ–"એમની કૃપાથી લાખો વૈષ્ણવો શ્રીસુબોધનીજીનું પાન કરી રહ્યા છે. સંપ્રદાયનો એક મહાન્ તારો અસ્ત થઇ ગયો. આ કારી ઘા કોઈ રીતે રૂઝાય તેમ નથી.

મુંબાઈથી માધવબાગવાળા શેઠ શ્રી. મનોહરદાસભાઈ લખે છે કેઃ–"તેમના અવસાનથી સનાતન ધર્મને મોટી ખોટ પડી છે. એટલું જ નહિ, પણ તેઓ વેદાંતના મોટા અભ્યાસી હતા."

શ્રી. ચુનીલાલ શેલત B. A. લખે છે કેઃ–"આ વીસમી સદીમાં East અને West નો સમન્વય કરતા શુદ્ધ બ્રાહ્મણ જેવા લાગતા."

ડભોઇથી રા. દ. હીંમતલાલ માસ્તર લખે છે કેઃ–"શાસ્ત્રીજી સમા અદ્વિતીય સ્તંભ જવાથી સંપ્રદાયને ન પૂરી શકાય તેવી ખોટ પડી છે."

વડોદરાના વૈષ્ણવ યુવકનેતા રા. શાંતિલાલ હીરાલાલ પરીખ લખે છે કેઃ–"એઓશ્રીના ગોલોકગમનથી ખાસ કરીને પુષ્ટિમાર્ગને અને તેમાંએ ખાસ કરીને યુવકવર્ગને ન પૂરાય તેવી ખોટ પડી છે."

મુંબાઈથી વૈષ્ણવ યુવકસંસ્થાના મંત્રી રા. ગિરિધરલાલ જ. શાહ લખે છે કેઃ–"અત્યારે જ્યારે કટોકટીના સમયમાં શ્રીમાન્ શાસ્ત્રીજી સમાન અનુભવી વિદ્વાન તથા સંપ્રદાયના હિતેચ્છુની આવશ્યકતા છે ત્યારે શ્રીએ તેમને સ્વસાંનિધ્યમાં બોલાવી લીધા. એટલાં કમભાગ્ય."

## ભાવુક વૈષ્ણવોના પત્રો.

**જતીપુરા** શ્રીગિરિરાજથી પ. ભ. ત્રિભુવનદાસ પીતાંબરદાસ શાહ, માસ્તર વલ્લભદાસ ચંદ્રસરોવરવાળા વૈ. ભગવાનદાસ વગેરે લખે છે કેઃ"–શુદ્ધાદ્વૈત સંપ્રદાયનો સૂર્ય અસ્ત થઇ ગયો. સંપ્રદાયને મહાહાનિ થઈ છે."

**એડાથી** પ. ભ. *વ્રજવલ્લભ શાસ્ત્રીજી* વગેરે લખે છે કેઃ–"સંપ્રદાયના રહસ્યભરેલા તત્ત્વજ્ઞાનમાં તેઓ અદ્વિતીય હતા. શ્રીવલ્લભાધીશ્વર પ્રત્યેની અનન્યતા બહુજ ઉચ્ચ પ્રકારની હતી."

પરમભગવદીય વલ્લભદાસ ચંદ્રસરોવરથી લખે છે કેઃ–પ્રો. શાસ્ત્રીજી મગ્નલાલ ગણપતિરામ પુષ્ટિસંપ્રદાયમાં હાલના જમાનામાં શ્રીમહાપ્રભુજીના કૃપાપાત્ર એક જબરદસ્ત સાંપ્રદાયિક વિદ્વાન હતા. તેમજ શુદ્ધ નિઃસાધન ભાવનાથી શ્રીવલ્લભાધીશ્વરનાં શ્રીસુબોધિનીજી જે સુધારસ સ્વરૂપ છે તેનું પાન પોતે કરતા હતા તેમજ હજારો વષ્ણવોને કરાવતા હતા. તેવી રીતે પુષ્ટિસંપ્રદાયપર માયાવાદી વગેરેના ગોળાનો પ્રહાર થતો ત્યારે શ્રીવલ્લભાધીશની કૃપાના બળથી પોતાની છાતી ઉપર ઝીલતા અને આચાર્યશ્રીની વાણીથી તેમને પરાસ્ત કરતા હતા. તેમાં કોઈ પણ રીતે પાછા પડતા નહી."

**માતરથી** મુખ્યાજી ભાઇલાલ છગનલાલ લખે છે કેઃ–"અમારે તો એ દિશા જ ડુબી ગઈ. માનીતા નાથે તેમને જે દાન કર્યું હતું તે શબ્દસ્વરૂપમાં ચિત્રિત થાય તેમ નથી."

**માતરથી** પરમભગવદીય મંગલદાસભાઈ લખે છે કેઃ–"આવા બનાવોથી નક્કી થાય છે કે હવે પ્રભુને લીલા સમેટવી છે."

**અલીણાવાળા** પ. ભ નગીનદાસભાઇ લખે છે કેઃ–"આવા પુષ્ટિમાર્ગના જહાજ એકદમ ચાલ્યા ગયા."

**મુંબાઈથી** સુપ્રસિદ્ધ હિમાલયકલાકાર શેઠ ત્રીકમદાસ પ્રેમજી લખે છે કેઃ–"સંપ્રદાયની મૂળ અઢળક સંપત્તિને મુદ્રણાવસ્થામાં લાવી અને તદ્દ્વારાએ પઠનપાઠનાદિકના પ્રાણદાતા પ્રેરણાભાનું હરિશરણ આવા વખતમાં આપણને બહુજ વસમું પડ્યું છે."

**કપડવંજથી** 'ભરૂચી' વૈષ્ણવ ઉત્સવલાલ સાંકળચંદ લખે છે કેઃ–"તેમના જેવા અનન્ય ધર્મરક્ષક અમને મળવા દુર્લભ છે. અમારા ધર્મસહાયક જવાથી અમને ઘણું લાગી આવે છે."

**સુરતથી** રા. ચંદુલાલ ઝવેરી લખે છે કેઃ–"બીજા શાસ્ત્રીઓ છે ખરા, પણ તે પેટભરા અને અંદરખાનેથી માયાવાદીઓ છે. કોણ જાણે ભગવદિચ્છા શું છે? પુષ્ટિમાર્ગને તો ભગવાને હવે સમેટવા માંડ્યો છે. નીડરપણે પબ્લીકમાં બોલનાર તો તે એકજ હતા.' આખા પુષ્ટિમાર્ગને અસહ્ય ફટકો પડ્યો છે."

**દેસાઈ શ્રી. મણિલાલ હરિલાલ, માતર** (શોકસભાના પ્રમુખ) લખે છે કેઃ–'આવા અલૌકિક દૈવી સંપત્તિવાળા ઉભય પ્રકારના સેવાભાવુક પ્રાતઃસ્મરણીય મહાનુભાવીના શ્રીહરિચરણશરણ નિમિત્ત સમાધાનનો વિવેક 'નિજેચ્છાતઃ કરિષ્યતિ' આદિ શબ્દો વિના કયા શબ્દોથી દર્શાવી શકાય?

**દેવગઢ** બારીઆના ભરૂચી વૈષ્ણવ ગાંધી કેશવલાલ હરિલાલ લખે છે કેઃ–"આખા પુષ્ટિસંપ્રદાયમાં તેઓ એક અગ્રેસર અને ઢાલરૂપ હતા. એઓ પોતાની કીર્તિ અચલ રાખી દીપાવી ગયા છે."

**સુરતથી** પ. ભ. ઇશ્વરલાલ મગનલાલ શાહ લખે છે કેઃ–"પુષ્ટિમાર્ગનું ઝાઝ ડૂબ્યું."

## સમાધાન પત્ર.

ગોવિંદલાલ હરગોવિંદ ભટ્ટ, એમ. એ.,
શ્રીયુત આચાર્યવર્ય
સંસ્કૃતના અધ્યાપક, વડોદરા કૉલેજ, વડોદરા.

મુરબ્બી આચાર્યવર્ય,

અમે નીચે સહી કરનારા આપના શિષ્યો, વડોદરા કૉલેજના પ્રથમ વર્ષના વિદ્યાર્થીઓ આપશ્રીના ઉપર કૌટુંબિક દુઃખ આવી પડયું છે તે શોકના પ્રસંગે આપના દુઃખમાં અંતઃકરણપૂર્વક આશ્વાસન આપીએ છીએ.

સદ્ગત આચાર્યશ્રી મગનલાલ ગણપતરામ શાસ્ત્રી એક વાર આ જ કૉલેજના વિદ્યાર્થી હતા. તેઓશ્રીની કારકીર્દી અત્યંત યશસ્વી હતી, અને તેને પરિણામે તેઓશ્રી કૉલેજમાં ફેલોનું પદ પ્રાપ્ત કરી શક્યા હતા. ત્યાર બાદ કલકત્તા યુનીવર્સીટીની એમ. એ. ની પરીક્ષા સંસ્કૃતમાં સારી રીતે ઉત્તીર્ણ કરી તેમણે વિદ્વત્તાની પ્રતિષ્ઠિત છાપ મેળવી હતી. તે વિદ્વત્તાનો લાભ તેમણે સરકારી નોકરીમાં મુંબાઇ અને પુનાની શાળાઓમાં અને મહાશાળાઓમાં સ્તુત્ય રીતે આપ્યો હતો. સંસ્કૃત વિદ્યાના પદ્ધામ તરીકે ગણાતા પુના જેવા નગરની અંદર તેમણે વેદાંતના વિષય પર ડૉકટર ભાન્ડારકર રિસર્ચ ઇન્સ્ટીટ્યુટની અંદર કેટલાંક વર્ષો સુધી પોતાની પ્રખર વિદ્વત્તાનો લાભ એમ. એ. ના વિદ્યાર્થીઓને આપ્યો હતો. વલ્લભીય પુસ્તકોના અભ્યાસમાં તેઓની વિદ્વત્તા અદ્વિતીય ગણાતી હતી. પુનેથી ઘણીવાર મુંબાઈ જઈ ભાષણો આપી જનતાને તે વિદ્વત્તાનો ઉપભોગ તેમણે કરાવ્યો હતો. જેવો તેમનો પૂર્વાશ્રમ વિદ્યાર્થી અલંકૃત હતો, તેવો તેમનો પાછલો આશ્રમ, નિવૃત્તિ-આશ્રમ, ધાર્મિકતાથી શાન્ત, સાધુ અને પૂજનીય હતો. તેઓશ્રીના સ્વર્ગવાસથી આપના એક પૂજ્ય સંબંધી ગયા તેની ખોટ પૂરી શકાવાની નથી; પરંતુ તે સાથે તેઓશ્રી ગુજરાતના એક પ્રખર વિદ્વાન્ અને પુષ્ટિમાર્ગના તત્ત્વવેત્તા ગયા છે, એ હકીકતો આપ ધ્યાનમાં રાખશો તો આપશ્રીનું દુઃખ તે માત્ર આપશ્રીનું જ નથી પણ બીજાઓનું છે. અને જે બધાઓને તેઓશ્રીની ખોટ માલૂમ પડશે તેવામાં અમે પણ છીએ, એ આશ્વાસનથી અમને ખાતરી છે કે આપનું દુઃખ કંઇક હળવું થવું જોઇએ. વિશેષ આપના જેવા જ્ઞાની પુરુષને, અને તેમાંએ પણ અમારા ગુરુશ્રીને, અમારે કંઇ પણ વધુ કહેવું એ અનુચિત છે.

સદ્ગતના આત્માને શાંતિ અર્પે એવી અમારી પરમેશ્વર પ્રત્યે હાર્દિક પ્રાર્થના છે.

તા. ૫-૮-૧૯૩૫
વડોદરા કૉલેજ,
વડોદરા.

લિ. અમો છીએ,
વડોદરા કૉલેજના પ્રથમ વર્ષના વિદ્યાર્થીઓ.

# कृत्तिका अथवा पंचप्रमाणिका.

"सलिलं वा इदमंतरासीत् । यदतरन् । तत्तारकाणां तारकत्वम् ।
यो वा इह यजते अमुं स लोकं नक्षते । तन्नक्षत्राणां नक्षत्रत्वम् ।
देवगृहा वै नक्षत्राणि । " यानि वा इमानि पृथिव्याश्चित्राणि तानि नक्षत्राणि ।
तस्मादश्लीलनामँश्चित्रे, नावस्येन्न यजेत । यथा " पापाहे " कुरुते
तादृगेव तत् । कृत्तिका प्रथमम् । ( तै. ब्रा. १. ५. २. )

અર્થાત સલિલમય વિસ્તૃત આકાશની તારકારૂપ નૌકાઓની સહાયથી અમે તરી શકીએ છીએ, તે તારાઓ કહેવાય છે. તે તારાઓના આધારે જે યજ્ઞપ્રયોગ કરે છે, તે લોક ક્ષતિ પામતો નથી. ભાવાર્થ એ છે કે તે તારાઓના આધારે યજન ક્રિયા કરનાર યજમાન ક્રાંતિવૃત્ત ઉપર ગણાતા સ્થાનથી ક્ષતિ પામતો નથી, તેથી તે તારાઓ નક્ષત્રો કહેવાય છે. નક્ષત્રો દેવોના મંદિરો છે. પૃથ્વીમાં અનેક પ્રકારની આકૃતિ વિશિષ્ટ ચિત્રોથી એક બીજાનાં પરો ઓળખાય છે. તેમ અશ્વમુખાદિ ચિત્રોથી તથા તેના અશ્વિનો આદિ દેવતાઓથી શુદ્ધ નક્ષત્રો ઓળખાય છે. તે કારણથી નક્ષત્રોનું નામ ચિત્ર છે. "अश्लीले चित्रे" એટલે અસ્પષ્ટ ( ભ્રાંતિકારક ) નક્ષત્રમાં કોઈ યજ્ઞનો આરંભ કે સમાપ્તિ કરવી નહીં. કારણ કે તે પાપાહે ( મેઘાચ્છન્ન ) દિવસોમાં સ્પષ્ટ દેખાયા વિના યજ્ઞપ્રયોગનો આરંભ કે સમાપ્તિ કરવાથી તેનું માપન અનિશ્ચિત થાય છે. દેવનક્ષત્રોમાં કૃત્તિકા પ્રથમ છે.

## આકાશનું ચિત્રપટ.

આકાશનું ચિત્રપટ અવલોકન કરવાની અગાધ શક્તિનો પ્રાદુર્ભાવ જગતની કોઈ પણ પ્રજા કરતાં આર્ય મહર્ષિઓમાં પ્રથમ થયો છે. તે ઋગ્વેદાદિ વેદો શ્રૌતસૂત્રો, ગૃહ્યસૂત્રો, જ્યોતિઃ સંહિતાઓ અને સિદ્ધાંતો સાક્ષી પૂરે છે. પ્રથમ તો તે પ્રાચીન વિદ્વાનોએ ભૂગોળ અને ખગોળમાં કલ્પિત મર્યાદાઓ બાંધીને, તે મર્યાદાઓના આધારે ચિત્રપટ સ્થિર કરીને, તેમાં હજારો વર્ષમાં થતા ફેરફારોની નોંધ રાખીને, અસાધારણ ઐતિહાસિક સામગ્રી આર્ય પ્રજાને વારસામાં આપી છે. વસ્તુતઃ ભારત વર્ષમાં જ્યોતિર્વિજ્ઞાન અતિપ્રાચીન કાળમાં પ્રકટ થયું છે, તેમજ અદ્યાપિ પર્યંત વૃદ્ધિ પામતું આવ્યું છે. જેમકે સ્થૂલમાનના જ્ઞાનથી સૂક્ષ્મ પરિમાણોનો ઉપયોગ કરવો, અલ્પકાલિક ભગણાદિનો નિશ્ચય કરીને દીર્ઘકાલિક ભગણાદિકોનો નિશ્ચય કર્યો જવો, કઠિન અને દીર્ઘ પ્રયત્નસાધ્ય પ્રયોગ તથા યંત્રોના સ્થાનમાં સુગમ સ્વરૂપાંતરિક પ્રયોગ તેમજ યંત્રો કરવાં અને ઉપયોગમાં લાવવાં, શુદ્ધ પરિમાણો પ્રચારમાં લાવી તેને ચિરસ્થાયી કરવાના પ્રયત્નો કરવા, ઇત્યાદિ તાત્ત્વિક વાર્તાનો ઇતિહાસ જેમ અન્ય દેશોમાં ઉપલબ્ધ થાય છે, તેનાથી લક્ષાવધિ વર્ષો પૂર્વનો ઇતિહાસ ભારતવર્ષના ગ્રંથોથી પ્રાપ્ત થાય છે. મહાભારત રચનાકાળમાં આર્ય ગ્રંથકારોને ઉત્તરધ્રુવ પ્રદેશમાં દેખાનાર દિવ્ય જ્યોતિઓનું જ્ઞાન હતું, તેમજ તે સ્થળનું આધિભૌતિક જ્ઞાન પણ ઉત્તમ પ્રકારનું હતું. તે જ્ઞાન તેમને કેવળ ગણિતની સહાયથી થયું હતું, તેમ કહી શકાય નહીં. પરંતુ એમ જણાય છે, કે ઘણા પુરુષો સદેહે સ્વર્ગમાં ગયા હતા, અને ત્યાંથી પાછા આ લોકમાં આવ્યા હતા. તેમણે મેરુ પર્વત વિશિષ્ટ ખગોળની દૃશ્ય ઘટનાઓના સંબંધે કેટલીક વાર્તા કહેલી પણ છે. સ્વર્ગમાં જઈને આવેલા પુરુષો (૧) યયાતિ

(૨) અર્જુન (૩) પાંડુ (૪) સગર (૫) ખટ્વાંગ (૬) મુચકુંદ (૭) હરિશ્ચંદ્ર (૯) રૈવત (૧૦) પુરંજય (૧૧) ઋતુધ્વજ (૧૨) નહુષ (૧૩) ક્ષોમશ (૧૪) સુદ્યુમ્ન (૧૫) પુરરવા (૧૬) યુધિષ્ઠિર (૧૭) દુષ્યંત (૧૮) નલ આદિ પુરુષોનાં પૌરાણિક વર્ણનો ઉપલબ્ધ થાય છે. તે સર્વ ઘટનાઓ અને કથાઓ કલ્પનાનાં તરંગો નથી જ. પરંતુ તે સર્વ કથાઓ ખગોળના ધ્રુવમંડળને લગતી છે, ભૂગોળ ઉપર નહીં. તત્કાલીન ઋષિઓએ આકાશમાં સેંકડો વર્ષ પર્યંત જોઇને જ્યોતિષના હીસાબથી યથાસ્થિત લખી રાખેલ છે. જો કે તે આજે આપણને કવિતાના રૂપમાં પ્રાપ્ત થાય છે, તે સર્વ ખગોલીય ઐતિહાસિક હોવાથી તે કથાઓની સર્વ સંબંધ ધરાવતી બીનાઓ જ્યોતિઃ શાસ્ત્રના સૂક્ષ્મ ગણિતદ્વારા કાલક્રમબદ્ધ નિશ્ચિત થાય છે, તેથી વિશ્વસનીય અને સત્ય છે. ઉપર બતાવેલ ૧૮ પુરુષોનું સ્વર્ગગમન તેતે નામના તારકપુંજોનું આકાશના ધ્રુવ પ્રદેશરૂપ સ્વર્ગગમન છે. તે સાંગોપાંગ સપ્રમાણ સિદ્ધ થાય છે. તો પછી આકાશમાં હિમપાતનો કોટિક્રમ લગાવાની કે શીતોષ્ણ વધારે ઓછું કરવાનાં કોઈ કારણો શોધવાની આવશ્યકતા રહેતી નથી. પરંતુ તે કથાભાગની પ્રત્યેક વાર્તા ખગોલીય સૂક્ષ્મ ગણિત દ્વારા નિશ્ચિત કરી તેની એકવાક્યતાથી તે ઘટના જોનારનાં સ્થળ અને કાલ આદિનો નિર્ણય કરવાની જરૂર છે તેથી સ્થળો જાણવા માટે તત્કાલીન મહર્ષિઓએ ખગોળની જે મર્યાદા કલ્પી છે, તેનો પ્રથમ નિર્ણય થવો જોઇએ. તે મર્યાદાઓ નીચે પ્રમાણેઃ-

(૧) **ઉન્મંડલવૃત્ત**—ભૂગોળના વિષુવૃત્ત ઉપર સ્થિત માનવને પૃથ્વી અને આકાશ મળેલ દેખાય છે, તે વૃત્ત કે જે ખગોળના ઉત્તર અને દક્ષિણ ધ્રુવોમાં પસાર થાય છે, તે ઉન્મંડલ વૃત્ત કહેવાય છે. વિષુવૃત્તમાં જે પ્રદેશો હોય તે પ્રદેશોમાં સૂર્યનો ઉદયાસ્ત ઉન્મડલ વૃત્તમાં થાય છે, તેથી તે પ્રદેશોમાં સદૈવ દિનમાન અને રાત્રિમાન સરખું હોય છે. વિષુવૃત્તના અક્ષાંશ ૦ હોવાથી તે પ્રદેશ નિરક્ષ કહેવાય છે. ભૂગોળના વિષુવૃત્તને સમાંતર ખગોળનું કલ્પિત વિષુવૃત્ત ઉન્મંડલવૃત્ત સાથે કાટખુણે છેદાય છે.

(૨) **ક્ષિતિજવૃત્ત**—વિષુવૃત્તથી ઉત્તરે વા દક્ષિણે સ્થિત માનવને ભૂગોળ સાથે આકાશ મળેલ દેખાય છે. તે તેનું ક્ષિતિજ વૃત્ત છે. તે ક્ષિતિજ વૃત્ત સ્થળના અક્ષાંશ પ્રમાણે ખુણો કરે છે અને ઉન્મંડલ વૃત્તની નીચે રહેલ હોય છે. તે કારણથી સૂર્ય જ્યારે ઉત્તરગોળમાં હોય ત્યારે વિષુવૃત્તના પ્રદેશો કરતાં આપણા ક્ષિતિજવૃત્તમાં વહેલો ઉદય થાય છે, કારણકે આપણે ઉત્તરગોળમાં છીએ, તેજ પ્રમાણે જ્યારે દક્ષિણગોળમાં સૂર્ય હોય ત્યારે વિષુવૃત્તથી દક્ષિણના પ્રદેશમાં વહેલો ઉદય થાય છે. પછી વિષુવૃત્તમાં ઉદય થાય છે.

(૩) **યામ્યોત્તરવૃત્ત**—ભૂગોળ ઉપર કોઈ સ્થાનમાં સ્થિતમાનવને ખગોળના ઉત્તરધ્રુવથી દક્ષિણ ધ્રુવમાં જનાર વૃત્ત, પોતાને માથે આકાશના મધ્યમાં થઈને પસાર થનાર વૃત્ત યામ્યોત્તર વૃત્ત કહેવાય છે.

(૪) **ખસ્વસ્તિક**—ભૂગોળ ઉપર પોત પોતાના સ્થાનમાં સ્થિતમાનવને પોતાને માથે આકાશનું બિંદુ ખસ્વસ્તિક કહેવાય છે.

(૫) **ક્રાંતિવૃત્ત**—સૂર્ય જે માર્ગમાં ફરતો દેખાય છે, તે માર્ગ ક્રાંતિવૃત્ત કહેવાય છે.

(૬) **વિમંડલવૃત્ત**—કોઈ ગ્રહ જે માર્ગમાં ફરતો હોય તે માર્ગ તેનું વિમંડલ વૃત્ત કહેવાય છે.

(૭) **કદંબ**—ક્રાંતિવૃત્તથી ૯૦ અંશ ઉત્તરે ઉત્તર કદંબ અને ૯૦ અંશ દક્ષિણે દક્ષિણ કદંબ કહેવાય છે.

(૮) **રેખાંશ**—વિષુવૃત્ત ઉપર પૂર્વ પશ્ચિમ અંશો રેખાંશ કહેવાય.

(૯) **અક્ષાંશ**—યામ્યોત્તર વૃત્ત ઉપર ઉત્તર દક્ષિણના અંશો અક્ષાંશ કહેવાય છે.

(૧૦) ભોગ—ક્રાંતિવૃત્તમાં પૂર્વ પશ્ચિમના અંશો ભોગ કહેવાય છે.
(૧૧) શર—ક્રાંતિવૃત્તથી કદંબ તરફ સીધી લીટીમાં અંતર શર કહેવાય છે.
(૧૨) ક્રાંતિ—વિષુવૃત્તથી ધ્રુવ તરફ સીધી લીટીમાં અંતર ક્રાંતિ કહેવાય છે.
(૧૩) સમમંડલવૃત્ત—ભૂગોળ ઉપર વિષુવૃત્તથી ઉત્તરે કે દક્ષિણે પૂર્વાભિમુખ સ્થિત હોય, તેના પૂર્વ ક્ષિતિજથી પશ્ચિમ ક્ષિતિજમાં માથે થઇને જનાર વૃત્ત "સમમંડલવૃત્ત" કહેવાય છે. અને તે માણસનું પૂર્વબિંદુ સમમંડલ પ્રાચી કહેવાય છે અને વિષુવૃત્ત ઉપર સ્થિત માનવનું પૂર્વબિંદુ વિષુવૃત્ત પ્રાચી કહેવાય છે.

વ્યાખ્યા ૧૩ થી નિશ્ચય થાય છે કે કોઇ સ્થળ વિષુવૃત્તથી ઉત્તરે વા દક્ષિણે જેટલા અક્ષાંશ દૂર હોય તેટલા અક્ષાંશ તેનું સમમંડળ પણ દૂર હોય છે, અને વિષુવૃત્ત પ્રાચીબિંદુથી અક્ષાંશ પ્રમાણે સમમંડલ પ્રાચી બિંદુ પણ દૂર હોય છે. દિગંશોની ગણના સમમંડળ વૃત્તથી થાય છે,

## અર્ધદગ્ધોનાં ઉભરાતાં ટોળાં !

વેદમાં કૃત્તિકાથી નક્ષત્ર ગણનારંભ થાય છે. જ્યોતિર્વિદ કેતકર સ્વરચિત નક્ષત્ર વિજ્ઞાન (પૃ. ૫૬–૫૭) માં લખે છે કે "एता ( कृत्तिकाः ) ह वै प्राच्यै दिशो न च्यवन्ते । सर्वाणि ह वा अन्यानि नक्षत्राणि प्राच्यै दिशश्च्यवन्ते" આ શ્રુતિ શતપથ બ્રાહ્મણની છે. તેનો અર્થ કરતાં જણાવે છે કે "શતપથ બ્રાહ્મણ કાળમાં કૃત્તિકા બરોબર પૂર્વમાં ઉગતી તે પ્રત્યક્ષ જોયેલી ઘટના છે." એટલે એ કાળથી આજ પર્યંત વસંત સંપાત ૬૯ અંશ પાછળ હઠયો છે. તેથી તે કાળ શક પૂર્વે ૩૧૦૦ વષ ઠરાવેલ છે.

જ્યોતિર્વિદ દીક્ષિતે ભારતી જ્યોતિષ (પૃ. ૧૨૮–૧૨૯)માં ૩૦૬૮ શકપૂર્વનો, પ્રો. બેન્ટલીએ ઇ. સ. પૂ. ૨૩૨૦ વર્ષ, પ્રો. બાયોએ ઇ. સ. પૂ. ૨૩૫૭ વર્ષ, પ્રો. વેબરે ઇ. સ. પૂ. ૨૭૮૦ વર્ષ, પ્રો. થીબોએ ૧૭૮૦ અને લોકમાન્ય તિલકે ઓરાયન મરાઠી (પૃ. ૨૫) માં ઇ. સ. પૂ. ૨૩૫૦ વર્ષ, પ્રો. મેકસમૂલરે ઈ. સ. પૂર્વ ૮૦૦ વર્ષ, ડૉ. હૌએ ઇ. સ. પૂ. ૨૦૦૦ વર્ષ, પ્રો. દરીયત્તે નાસિકનિવાસીએ મરાઠી વેદકાળના ઈતિહાસ (પૃ. ૩૩૬) માં ઇ. સ. પૂ. ૨૫૦૦ વર્ષ અને રા. બ. વૈદ્યે ભારતકાળમીમાંસામાં ૩૦૦૦ શકપૂર્વ વર્ષો ઠરાવેલ છે. તે પ્રમાણે જ્ઞાનકોષ, વિશ્વકોષ, વર્તમાનપત્રો અને લેખો દ્વારા વેદકાળ અર્વાચીન બનાવી દીધો અને જેઓ પાશ્ચાત્ય કેળવણીથી રંગાએલા કે જેમણે અંગ્રેજી ભાષાંતરો ઉપર જ અભ્યાસ કરેલો હોય, તેમજ જ્યોતિષના પ્રાચીન પારિભાષિક શબ્દોનો અર્થ લેશ માત્ર સમજેલા જ નહીં તેવા અને કહેવાતા વિદ્વાનોના ટેકાથી પોતાની કાર્યસિદ્ધિનો પ્રચાર કરી દીધો. તેથી જ વર્તમાનકાળે અર્ધદગ્ધોનાં ઉભરાતાં ટોળાં તેમની વાત સ્વીકારી રહેલાં છે. પરંતુ સત્યના અનુરોધથી નમ્રતાપૂર્વક જણાવું છું કે તેમણે કરેલ અનુમાન પ્રમાણભૂત નથી પણ અપૂર્ણ અને સમર્થનરહિત છે. કારણ કે ઉપર્યુક્ત શ્રુતિમાં કૃત્તિકાનો ઠીક પૂર્વમાં ઉદય થાય છે, એમ કહેલ નથી જ, તથા તેવો અર્થ પણ નીકળતો નથી તો પછી તે આધાર ઉપર બતાવેલ કાળ કેવી રીતે સત્ય હોય ? એ શ્રુતિમાં સ્પષ્ટ કહેલ છે કે જેમાં શંકાને જ સ્થાન નથી. પરંતુ તેની આગળ અને પાછળના ભાગ ઉપર કોઈ પણ વિદ્વાને શોધકતાપૂર્વક દ્રષ્ટિપાત કરેલો નથી જ. ત્યારે તેના યથાર્થ શોધ વિના યથાર્થ કાળનો નિશ્ચય કેવી રીતે થઈ શકે ? વસ્તુતઃ શતપથની પ્રસ્તુત કંડિકાના પાંચ અનુવાક છે. એક એક અનુવાકથી તેજ કાળ નિશ્ચિત થાય છે, કે જે એક બીજા સર્વ તત્કાલીન ગ્રંથોના પ્રમાણોથી નિરપવાદતાથી સમર્થિત થતાં સર્વ વાક્યોની જેના સંબંધમાં એકવાક્યતા થાય છે.

## પ્રમાણ ૧ લું.

### શતપથ રચના સ્થળ.

"कृत्तिकास्वग्नी आदधीत। एता वा अग्निनक्षत्रं यत् कृत्तिकास्तद्वै "सलोम" योऽग्नि नक्षत्रेऽग्नि आदधातै। तस्मात् कृत्तिकास्वादधीत ॥ (શત. બ્રા. ૨-૧-૨)

અર્થાત્ કૃત્તિકાઓમાં બંને અગ્નિનું આધાન કરવું. કારણ કે કૃત્તિકા અગ્નિનું જ નક્ષત્ર છે. તે જ (સલોમ) સર્વ નક્ષત્રોનું શિખારૂપ છે. અગ્નિના નક્ષત્રમાં અગ્નિનું આધાન કરવું યોગ્ય છે. તેથી કૃત્તિકા નક્ષત્રમાં આધાન કરવું. આમાં સલોમ શબ્દ ઘણા મહત્વના અર્થમાં કહેલ છે. ગણિત વ્યવહારમાં જે બિંદુથી આગળ અને પાછળ જવાના અર્થમાં લોમ અને વિલોમ તથા ઉત્તર અને દક્ષિણ તરફ ચડવા અને ઉતરવાના અર્થમાં અનુલોમ અને પ્રતિલોમ શબ્દો કહેવાય છે. વ્યુત્પત્તિશાસ્ત્રથી તે બિંદુની વ્યાખ્યા "लोहती त्रिज्यारूपं सीमान्तं, व्योमदिवं स्थानं तल्लोमन् संज्ञम्। (नामन् सीमन् व्योमन् रोमन् लोमन्" उणादि सूत्रेण ४-१५१) खस्वस्तिके स्थितत्वाच्छिखारूपमित्यर्थः। अतएव शिखीवह्नौ, बलीवर्दे, शरे, केतुग्रहे, द्रुमे ॥ मयूरे कुक्कुटेऽपि चेदग्नेः शिखास्थानीयत्वात् शिखीति नाम प्रसिद्धाऽभवदिति भाति" દ્વારા નિશ્ચય થાય કે તે સમય કૃત્તિકા પરમ ક્રાંતિસ્થાન (વસંતસંપાતથી ૯૦ અંશ ઉત્તરે, ક્રાંતિવૃત્ત) માં હતું તેથી શતપથરચનાસ્થળ અક્ષાંશ ૩૫ માં બરાબર ખસ્વસ્તિકમાં આવતું હતું. તેથીજ તે સમયથી અગ્નિને શિખી અને કૃત્તિકાને સલોમ એટલે શિખાવાળું કહેલ છે, અને તે યોગ્ય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે, કે કૃત્તિકામાં વસંતસંપાત હતો તે સમય શતપથ રચનાનો છે, તે વાત કેવળ અસંગત છે. શતપથનો રચનાપ્રદેશ જાણવાનાં સાધનો એજ ગ્રંથમાં મળી આવે છે. શતપથ (૧-૪-૫-૫) માં જણાવે છે કે "तस्मात् हेमंतेम्ला· ... " હેમંતમાં અતિહિમ પડવાથી ધાન્યનો પાક સુકાઇ જાય છે. "प्रवनस्पतीनां पलाशानि मुच्यन्ते" સંપૂર્ણ વનસ્પતિનાં પાન ખરી પડે છે. "प्रतितरामिव वयांसि भवन्त्यधस्तयरामिव· वयांसि पतन्ति" વૃક્ષો ઉપરથી પક્ષિઓ નીચે પડીને હતપ્રાય થઇ જાય છે. विपतितलोमेव पापः पुरुषो भवति પુરુષની છાયા લાંબી પૃથ્વી ઉપર પડવાથી રોમ ખરી પડેલાં હોય તેમ વિપતિત લોમા પુરુષ હોય તેમ દેખાય છે. આ કથનથી જણાય છે કે શતપથરચનાપ્રદેશ ઉત્તરમાં લગભગ અક્ષાંશ ૩૫ ઉપર હોય તો જ હિમનું પડવું, પક્ષિઓનું વૃક્ષથી પતન થઇ હતપ્રાય થવું, અને હેમંતમાં સૂર્ય પરમ દક્ષિણ ક્રાંતિમાં હોય ત્યારે પુરુષની છાયા અતિ દીર્ઘ દેખાવાનું બની શકે. અહીં કોઇ શંકા કરે કે સવારે અને સાંજે સદૈવ છાયા મોટી દેખાય છે. તો તે શંકાને સ્થાન નથીજ. કારણ કે તે વાતને તો બાળક પણ સમજે છે. તેથી આ શ્રુતિ જે પ્રતિપાદન કરે છે, તે હેમંત ઋતુમાં દિવસના મધ્ય ભાગની છે. તેવી રીતે ગ્રીષ્મનું વર્ણન શતપથ બ્રાહ્મણ (૨-૨-૧) માં લખેલ છે. તેમાં જણાવેલ છે કે ગ્રીષ્મ ઋતુના મધ્યથી વર્ષાનો આરંભ અને પુરુષની છાયા પાદતલમાં સમાવાનું જણાવેલ છે. જેમકે–"मध्यंदिनोऽथ वर्षाः। मध्यंदिन एवादधीत तर्हि ह्येषोऽस्य लोकस्य नेदिष्टं भवति तन्नेदिष्टा देवैनमेतन्मध्याग्निमिनीते॥ અર્થાત્ દેવદિનના મધ્યમાં વર્ષાનો આરંભ થાય છે. અને તે સ્થળના ખસ્વસ્તિક નિકટ (નેદિષ્ટ) માં સૂર્ય આવે ત્યારે આધાન કરવાનું છે. અને ત્યાંથી એટલે નેદિષ્ટથીજ નતાંશોની ગણના કરાય છે. તેમજ "छाययैव वा अयं पुरुषः। पाप्मनानुषक्तः सोस्यात्र कनिष्ठो भवत्यधसदमिवे यस्य ते तत् कनिष्ठमेवै· तत्पाप्मान मव बाधते तस्मात् उ मध्यं दिन एवादधीत ॥ વૈદિક ગ્રંથોમાં છાયાને પાપ કહેલ છે.

## પ્રમાણ ૨ જું.

"एकं द्वे त्रीणि चत्वारीति वा अन्यानि नक्षत्राण्यथैता एव भूयिष्ठा यत्
कृत्तिकास्तद् भूमानमेवैतदुपैति तस्मात् कृत्तिका स्वादधीत ॥
(શ. બ્રા. ૨-૧-૨)

અર્થાત્ અન્ય નક્ષત્રપુંજોમાં કોઈની એક તારા, કોઇની ૨ તારા, કોઇની ૩ અને કોઈની ૪ તારા છે. પરંતુ આ કૃત્તિકાપુંજમાં સાત તારા છે. તેથી કૃત્તિકામાં આધાન કરે તો ઘણું જ્ઞાન અને શ્રેયસની પ્રાપ્તિ થાય છે. આ શ્રુતિથી સ્પષ્ટ સમજાય છે કે શતપથ આદિ બ્રાહ્મણ-ગ્રંથોના નિર્માણકાળ પૂર્વે સંહિતાકાળમાં જ ૨૭ નક્ષત્રો તેમજ પ્રત્યેક નક્ષત્રોની તારાઓની સંખ્યા તથા આકૃતિઓ વગેરે નિશ્ચિત થઈ ગયેલી હતી. ફેર એટલોજ હતો કે સંહિતા કાળમાં પ્રત્યેક નક્ષત્રને તેના દેવનું નામ અપાતું. અને બ્રાહ્મણ કાળમાં નક્ષત્રોનાં અને તેના દેવોનાં એમ બંને નામોનો ઉપયોગ થવા લાગ્યો, કારણ કે તૈત્તિરીય સંહિતા (૪-૪-૧૦)માં તથા તૈત્તિરીય બ્રાહ્મણ (૧-૫-૧, ૩-૧-૧-૨) માં ૨૭ નક્ષત્રોની, તેના દેવોની, અને તારાઓની સંખ્યા આદિનું સંપૂર્ણ વર્ણન અનુક્રમથી યોગ્ય રીતે ઉપલબ્ધ થાય છે. વૈદિક ગ્રંથોમાં જો કે એમ જણાય છે, કે અગ્નિર્જાતવેદા, ભરતાગ્નિ, કપિલાગ્નિ આદિ વિશેષણો યુક્ત જે નામો આવે છે, તે કૃત્તિકા નક્ષત્રના દેવ અગ્નિપુંજથી ભિન્ન તારક પુંજોના ઉપલક્ષક છે. પરંતુ જ્યાં એક કેવળ અગ્નિનું નામ આવ્યું છે, તે સર્વ વર્ણન કૃત્તિકા નક્ષત્રના સંબંધમાં કહેવાયું છે. તે પ્રમાણે (તૈ. બ્રા. ૩-૫-૭-૧) માં લખાયું છે, કે " अग्निर्मूर्धा, दिवःककुत्। पतिः पृथिव्या अयम्। अपां रेतांसि जिन्वति। આ શ્રુતિનો અર્થ કરતાં નિઘંટુ (૩-૩-૧૯) માં જણાવે છે, કે " दिवि मूर्धानं दधिषे सुवर्षाम्" ककुदमितिमहन्नाम" અર્થાત્ " તે અગ્નિ દ્યૌઃ લોકના મૂર્ધા=મધ્યનું ઉચ્ચ સ્થાન ખસ્વસ્તિકરૂપ અને પૃથ્વીનો પતિ=અભિમુખ સ્થાનનો રક્ષક છે. તેથી પર્જન્યની વૃષ્ટિને બોલાવે છે. કારણ કે તે દ્યૌઃ ના મધ્યસ્થાન સુવૃષ્ટિનો ધારક છે." એ કથનથી અને શતપથના સમર્થનથી નિશ્ચિત થાય છે, કે શતપથબ્રાહ્મણકાળમાં અગ્નિદેવતા અર્થાત્ કૃત્તિકા નક્ષત્ર ઉત્તર પરમ ક્રાંતિમાં હોઇને શતપથ સ્થળના ખસ્વસ્તિકમાં ઉપસ્થિત થતાં તત્કાલીન મહર્ષિઓને પ્રત્યક્ષ દેખાતુ હતું. કારણ કે પૂર્વ પ્રમાણમાં કૃત્તિકાને " સલોમ " શિખારૂપ કહેલ છે. તેમજ અહીં અગ્નિ દેવતાને મૂર્ધા, દ્યૌલોકના કકુદ અને સુવર્ષાને બોલાવનાર કહેલો છે, તે બંને પ્રમાણોની એકવાક્યતાથી ઉક્તાર્થજ નિશ્ચિત થાય છે.

## પ્રમાણ ૩ જું.

" एता ह वै प्राच्यै दिशो न च्यवन्ते। सर्वाणि ह वा अन्यानि नक्षत्राणि प्राच्यै दिशश्च्यवन्ते।
तत् प्राच्यमेवास्यै तद्दिश्याहितौ भवतस्तस्मात् कृत्तिकास्वादधीत।
(શ. બ્રા. ૨-૧-૨)

(अन्यानि सर्वाणि नक्षत्राणि) બીજાં ૨૬ નક્ષત્રો (ह) પ્રત્યક્ષમાં (वै) નિશ્ચિતરૂપથી (प्राच्यैदिशः) પ્રાચીદિક્સૂત્રથી (च्यवन्ते) ચ્યુત થાય છે, અર્થાત્ દક્ષિણ તરફ ઢળી જાય છે. (वै) પરંતુ (एताः) આ કૃત્તિકાઓ (ह) પ્રત્યક્ષમાં (प्राच्यैदिशः) પૂર્વદિક્-સમમંડલથી (नच्यवन्ते) ચ્યુત થતી નથી. કિંતુ (प्राच्यांएव) પૂર્વમાંજ (अस्य) આનો (एतद्दिशि) આ પ્રાચીદિક્ સૂત્રમાં (तत्) કૃત્તિકા અને અગ્નિ બંને (आहितौ) એકકાલાવચ્છેદમાં ઉપસ્થિત માત્ર (भवतः) થાય છે. (तस्मात्) તે કારણથી (कृत्तिकास्वादधीत) કૃત્તિકામાં આધાન કરવું. અર્થાત્ શતપથના પ્રમાણમાં કૃત્તિકાઓનો પૂર્વ દિશામાં ઉદય થાય છે, એમ કહેવું નથી. પણ

"અન્ય સર્વ ૨૬ નક્ષત્રો પ્રાચી દિશાથી ચ્યવિત થઈ જાય છે, કેવળ એક કૃત્તિકા ચ્યવિત થતું નથી, તેમજ તે કૃત્તિકા તથા અગ્નિ તારા, એ બંને એકકાલાવચ્છેદમાં પ્રાચી દિશામાં ઉપસ્થિત માત્ર થાય છે" એવું લખેલ છે. તેથી પ્રાચી દિશાનો અર્થ પૂર્વ ક્ષિતિજ બિંદુ નહીં, પણ ખસ્વસ્તિકથી પૂર્વદિક્ સૂત્ર એટલે સમમંડલ એવો થાય છે. સ્પષ્ટ રીતે પ્રત્યક્ષ દેખેલી ઘટના છે, કે કૃત્તિકા પૂર્વદિશાથી ચ્યુત થતી નથી. અહીં ચ્યુત, અચ્યુત તથા ઉપસ્થિત માત્ર એ શબ્દોનો સ્પષ્ટાર્થ જાણવો જોઇએ. શતપથરચનાસ્થળ ઉત્તર અક્ષાંશ ૩૫ છે, તેથી તે સ્થળની પ્રાચીદિશા વિષુવૃત્ત પ્રાચીથી ૩૫ અક્ષાંશ ઉત્તરમાં આવશે, એ નિયમે -

પૂર્વક્ષિતજ તે—अ
ખસ્વસ્તિક તે—ब } પૂર્વદિશા
પશ્ચિમક્ષિતિજ તે—क

अ બિંદુથી આરંભ થઇ ब બિંદુમાં થઇ, તેજ પ્રમાણે क બિંદુમાં પસાર થઇને ફરીથી अ બિંદુમાં મળે તે સમવૃત્ત અથવા સમમંડળ કહેવાય છે. તે સમવૃત્તથી દિગંશોની ગણના કરાય છે.

**ચ્યુત**=પૂર્વદિશા તરફથી દૈનિક ભ્રમણમાં જે તારા દક્ષિણ દિશા તરફ ઢળે છે, તે તારાની ઉત્તરક્રાંતિ તે સ્થળના ઉત્તરાક્ષાંશથી ઓછી હોય છે, તેના યામ્યોત્તર લંઘન (મધ્યાહ્ન) કાળમાં દક્ષિણ દિગંશ ૯૦ લખાય છે દક્ષિણ ક્રાંતિવાળી તારા હમેશાં દક્ષિણમાંજ રહે છે.

**અચ્યુત**=દૈનિક ભ્રમણમાં પૂર્વ દિશાથી દક્ષિણ દિશા તરફ નહીં ઢળનાર તેજ તારા હોય છે, કે જેની ઉત્તર ક્રાંતિ તે સ્થળના ઉત્તરાક્ષાંશથી અધિક હોય છે. મધ્યાહ્ન કાળમાં તેના ઉત્તર દિગંશ ૨૭૦ લખાય છે.

**પૂર્વમાં ઉપસ્થિતમાત્ર**=જે તારાની ઉત્તર ક્રાંતિ જોનારના સ્થળના ઉત્તરાક્ષાંશ તુલ્ય હોય છે, તેનો ઉદયાસ્ત ઉત્તર અગ્રાતુલ્ય હોવાથી તે મધ્યાહ્નસમયે ખસ્વસ્તિકમાં ઉપસ્થિત માત્ર થાય છે. તેના ઉત્તર દિગંશ ૦ લખાય છે.

એ પ્રમાણે ચ્યુત, અચ્યુત, અને ઉપસ્થિતમાત્ર એ ત્રણ શબ્દોની વ્યાખ્યા વેધકુશલ પુરુષો સમજે છે. અહીં વેધ ક્રિયા વડે સાબીત કરવાનું હોવાથી વેધપદ્ધતિમાં આવતા કાલાંશ, ઉન્નતાંશ અને દિગંશ સમજવાની જરૂર છે.

**કાલાંશ**—વેધસ્થળના સમમંડલમાં પૂર્વક્ષિતિજનું ઉદયબિંદુ હોય તેના કાલાંશ ૯૦ ગણાય છે, તેમજ વેધસ્થળના ખસ્વસ્તિકના કાલાંશ ૦ ગણાય છે અર્થાત વેધસ્થળના શિરોબિંદુથી પૂર્વક્ષિતિજ ૯૦ અંશ નીચું હોવાથી તેટલા કાલાંશ થાય છે. તે કાલાંશમાં નતાંશ, ઉન્નતાંશ અને દિગંશ એવાં ભેદો છે.

એક ગોળના ચોથા ભાગના ૯૦ અંશ પ્રત્યક્ષ છે. એક બરાબર વર્તુલાકાર તામ્રપત્રના આડા અને ઉભા વ્યાસો કાતરથી કાપતાં તેના ચાર ટુકડા સરખા થાય છે, તે પ્રત્યેક વિભાગની પરિધિમાં ૯૦ અંશ હોય છે. અને તે પ્રત્યેક ભાગ તુરીય નામે ઓળખાય છે. તેનું એક તુરીય યંત્ર એવી રીતે રાખવું કે જેની પરિધિ સમમંડલ પ્રાચીમાં આવે, તો નીચે પૂર્વ તરફ અંશ ૯૦ અને શિરોબિંદુમાં ૦ આ પ્રમાણે કાલાંશ ગણાય છે. પૂર્વ ક્ષિતિજથી કોઈ ગ્રહ કે તારા ૧૫ અંશ ઉંચે આવે ત્યારે ૯૦–૧૫–૭૫ કાલાંશ ગણાય છે.

**ઉન્નતાંશ અને નતાંશ**—તુરીય યંત્રમાં કોઇ ગ્રહ કે તારા પૂર્વક્ષિતિજથી જેટલા અંશ ઉંચે આવે તેટલા ઉન્નતાંશ અને તુરીયના ખસ્વસ્તિકથી જેટલા અંશ નીચે હોય તેટલા નતાંશ ગણાય છે.

દિગંશ—તુરીય યંત્રના ખસ્વસ્તિકથી કોઇગ્રહ કે તારા ઉત્તર કે દક્ષિણ તરફ હોય તેના દિગંશ ઉત્તર અને દક્ષિણ અનુક્રમથી ગણાય છે.

તુરીયયંત્ર જે બરોબર સમમંડળ પૂર્વદિક્સૂત્રમાં રાખેલ હોય છે, તે સૂત્રથી દક્ષિણ તરફ જનારી તારા ચ્યુત કહેવાય છે. તે સૂત્ર બરોબર રહેનારી તારા પૂર્વમાં ઉપસ્થિત માત્ર કહેવાય છે, અને તે સૂત્રથી ઉત્તર તરફ ચાલીને અસ્ત થતાં સુધી સમમંડલ વૃત્તથી ઉત્તરે ,રહેનારી તારા અચ્યુત કહેવાય છે. શતપથકાળના મહર્ષિઓએ આ પ્રમાણે કૃત્તિકાને અચ્યુત સ્થિતિમાં દેખેલી હતી. અને તે વિના અન્ય ૨૬ નક્ષત્રોને ચ્યુત થતાં જોયેલાં હતાં. તે પણ ઉત્તરાક્ષાંશ ૩૫ સ્થળમાં એટલે તે કૃત્તિકાની ઉત્તર ક્રાંતિ ૩૫ હોવી જોઇએ તે વિના તે સ્થળના વેધમાં કદાપિ અચ્યુત આવી શકે નહીં. તે સમજવા માટે ૧૫-૨૫-૩૫ અંશ ઉત્તર ક્રાંતિની તારાના ઉન્નતાંશ દિગંશ તેમજ ચ્યુત અને અચ્યુત વગેરે દર્શાવેલ અક્ષાંશ ૩૫ નું કોષ્ટક નીચે આપેલ છે.

## અક્ષાંશ ૩૫ ઉત્તર શતપથસ્થળમાં તારા, ગ્રહો અને નક્ષત્રોના દૃગ્ગોચર થનારા ઉન્નતાંશ અને દિગંશ.

| | ઉત્તર ક્રાંતિ ૧૫ અંશ | | ઉત્તર ક્રાંતિ ૨૫ અંશ | | ઉત્તર ક્રાંતિ ૩૫ અંશ | |
|---|---|---|---|---|---|---|
| કાલાંશ | ઉન્નતાંશ | દિગંશ | ઉન્નતાંશ | દિગંશ | ઉન્નતાંશ | દિગંશ |
| | | દિશા | | દિશા | | દિશા |
| ૯૦ | ૦—૦ | ઉ. ૧૮–૨૫ | ૦—૦ | ઉ. ૩૧—૪ | ૦—૦ | ઉ. ૪૪–૨૭ |
| ૭૫ | ૨૦—૪૧ | ઉ. ૪–૧૩ | ૨૫—૪૫ | ઉ. ૧૩–૩૬ | ૩૦–૧૦ | ઉ. ૨૩–૪૬ |
| ૬૦ | ૩૨—૫૮ | દ. ૪—૨૪ ચ્યુત. | ૩૮—૨ | ઉ. ૪—૨ | ૪૧–૩૯ | ઉ. ૧૮–૨૦ |
| ૪૫ | ૪૫—૫ | દ. ૧૪–૪૫ | ૫૦—૭ | દ. ૧–૫૭ ચ્યુત | ૫૩–૨૧ | ઉ. ૧૩–૩૯ |
| ૩૦ | ૫૬—૨૯ | દ. ૨૯–૦ | ૬૨—૨૯ | દ. ૧૧–૧૪ | ૬૫–૩૧ | ઉ. ૮–૪૭ |
| ૧૫ | ૬૫—૫૩ | દ. ૫૨–૧૭ | ૭૩—૩૮ | દ. ૩૩–૩૭ | ૭૭–૪૪ | ઉ. ૩–૪૩ |
| ૦ | ૭૦—૦ | દ. ૯૦ | ૮૦—૦ | દ. ૯૦ | ૯૦ | ઉ. ૦—૦ અચ્યુત |

ઉપરના કોષ્ટકથી સમજાશે કે ઉત્તર અક્ષાંશ ૩૫ સ્થળમાં જે તારાની ક્રાંતિ ૧૫ હોય તે તારા પૂર્વક્ષિતિજથી ૩૨-અંશ-૫૮ કળા ઉન્નતાંશમાં હોય ત્યારે તેના કાલાંશ ૬૦ હોય છે. તે સમયે સમમંડલદિક્સૂત્રથી દક્ષિણ દિગંશ ૪-૨૪ કલા થાય છે. તેથી તે ચ્યુત ગણાય છે.

તે પ્રમાણે જે તારાની ઉત્તરક્રાંતિ ૨૫ હોય, તે તારાના અક્ષાંશ ૪૫ થાય છે, ત્યારે તેના ઉન્નતાંશ ૫૦–૭ કલા હોય છે. અને સમવૃત્ત પ્રાચીથી ૧ અંશ ૫૭ કળા દક્ષિણે ચ્યુત થાય છે. માત્ર જે તારાની ક્રાંતિ વેધસ્થળના અક્ષાંશ બરોબર હોય તે તારા ખસ્વસ્તિક પર્યંત ચ્યુત થતી નથી. શ્રવણ નક્ષત્રના દેવ વિષ્ણુ અચ્યુત કહેવાય છે, તેનું કારણ પણ એજ છે. પરંતુ શતપથકાળમાં તો એક કૃત્તિકાને અચ્યુત ગણેલ છે. તેથી તે કાળ અતિપ્રાચીન હોવો જોઈએ તે સાધારણ બુદ્ધિથી પણ સમજાય છે.

જ્યારે પ્રાચીનવસ્તુસંશોધકોએ અને ઐતિહાસિક તત્ત્વજ્ઞોએ વેદકાલીન ઋષિઓનું નિવાસસ્થળ ભારતવર્ષની ઉત્તરે અક્ષાંશ ૩૫ નિકટ જણાવેલ છે, અને શતપથ બ્રાહ્મણ (૧–૧–૩–૧૭ તથા ૧–૬–૩–૬) માં કુરુક્ષેત્ર, કોશલ વા વિદેહ દેશોની ઉત્તરમાં કહેલ છે, તેથી નિઃસંદેહ સિદ્ધ થાય છે, કે શતપથ સ્થળ–ઉત્તર અક્ષાંશ ૩૫ છે. તે સ્થળના સમમંડલમાં કૃત્તિકાનું આવવું તે કૃત્તિકાની ઉત્તરક્રાંતિ ૩૧ હોય તોજ બને તે વિના કદાપિ બની શકે નહીં. વર્તમાન સૂર્યની પરમ ક્રાંતિ ૨૩½ છે અને કૃત્તિકા ક્રાંતિવૃત્તથી ઉત્તરે ૪ અંશ ૨ કલા છે. તે પ્રમાણે ગણતાં જ્યારે ધનિષ્ઠા નક્ષત્રમાં વસંતસંપાત હોય ત્યારે કૃત્તિકા પરમક્રાંતિમાં હોઈ શકે. અને તે સમયે તેની ઉત્તરક્રાંતિ ૨૭½ અંશ થાય; તેથી ૩૫ અક્ષાંશ ઉત્તરના સમમંડળથી દક્ષિણમાં ૭½ અંશ રહેવાની તેથી પૂર્વ દિશાથી ચ્યુત થવાનો તે નિશ્ચય છે. પરંતુ સૂર્યની પરમક્રાંતિ ૩૧. અંશ હોય તે કાળમાંજ શતપથ સ્થળ ઉ. અ. ૩૫ ના સમમંડલથી. કૃત્તિકા અચ્યુત રહી શકે. જ્યોતિઃ સિદ્ધાંતોમાં સૂર્યની પરમક્રાંતિ ૨૪ અને તે પણ સ્થિર માનેલી છે. છતાં પ્રત્યક્ષ વેધમાં વર્તમાન ૨૩½ છે; તેથી ક્રાંતિચક્ર ધીમે ધીમે સંકોચાય છે એમ માનવા કારણ મળે છે. પરંતુ આપણા પ્રાચીન ગ્રંથોમાં ૨૪ અંશથી વધારે પરમ ક્રાંતિ સૂર્યની હતી એવું સ્પષ્ટ પ્રમાણ મળતું નથી.

તો પણ લલ્લાચાર્યના ગોલાધ્યાયમાં ભૂગોળના ઉત્તર ધ્રુવ પ્રદેશની કાલસ્થિતિ બતાવેલ છે. તે પ્રસંગથી અર્થાપત્તિન્યાયથી સિદ્ધ થઈ શકે છે. લલ્લના ગોલાધ્યાયમાં લખે છે કે ઉત્તરાક્ષાંશ ૬૬–૩૦ કલાના સ્થાનમાં કદાપિ ધનુ અને મકર રાશિના તારા દેખાતા નથી. એટલે તે સ્થાનમાં મોટામાં મોટી રાત બે માસની થાય. વળી તે સ્થાને મિથુન અને કર્ક રાશિના તારાઓ સદૈવ દેખાય છે. તેથી મોટામાં મોટો દિવસ પણ બે માસનો થાય. એ ઉપરથી સમજાય છે કે લલ્લાચાર્યે પોતાના ગોલાધ્યાયમાં ઘણીજ પ્રાચીનકાળની સ્થિતિ બતાવી છે. કારણ કે ખગોળ ગણિતના નિયમ પ્રમાણે लंबाधिका क्रांतिरुदक्च यावत् तावद्दिनं नैवनिशैव नग (સિ. શિ. ગોલાધ્યાય) અર્થાત્ લંબાંશ કરતાં ક્રાંતિના અંશો અધિક હોય તે સ્થાનમાં સૂર્ય સતત દેખાય છે. વર્તમાન સૂર્યની પરમક્રાંતિ ૨૩½ છે. તેથી ૯૦–૨૩½=૬૬½ એટલે ૬૬½ અક્ષાંશ ઉત્તરના હોય તે સ્થળમાં લલ્લાચાર્યના કથન પ્રમાણે બને પણ અક્ષાંશ ૬૯½ પ્રદેશમાં વર્તમાન કાળે તે સ્થિતિ છે.

તે કારણથી ભાસ્કરાચાર્યે પોતાના ગોલાધ્યાય શ્લોક ૪૨ માં વિદ્વાનો પ્રતિ પ્રશ્ન કરેલો છે, કે જે ઘટના ૬૯½ અક્ષાંશમાં બને. તેજ ઘટના ૬૬½ અક્ષાંશમાં કેમ બને? કારણ એજ કે સૂર્યની પરમક્રાંતિ ૨૭½ હોય તોજ ૬૬½ અક્ષાંશમાં તે ઘટના બને અન્યથા નહીંજ. હવે સૂર્યની એટલી ક્રાંતિ ક્યા કાળમાં હતી? તે પ્રશ્ન ઉપસ્થિત થાય છે. જેમ આર્યપ્રકાશમાં "वसन्तः कुंभमीनयोः" એવી રીતે ઋતુચર્યા આપેલ છે. અને પ્રત્યક્ષ વર્તમાનકાળમાં મીન અને મેષમાં સમજાય છે કે તે ગ્રંથમાં તે વચનો ઘણાં પ્રાચીન કાળનાં છે; તેમ લલ્લાચાર્યે

પોતાના ગોલાધ્યાયમાં પ્રાચીન વચનો લખેલાં હોવાં જોઇએ. ગ્રહ અને તારાઓનાં શર સ્થિર છે; અને ક્રાંતિ પ્રતિવર્ષ ½ વિકળા ઘટતી જાય છે. એમ આધુનિક સૂક્ષ્મવેધ ઉપરથી સાબીત થાય છે. પ્રસિદ્ધ વેધકુશળ પ્રો. હાનસેનના ગ્રંથાનુસાર જ્યોતિર્વિદ કેતકરે પોતાના જ્યોતિર્ગણિત-પૃ. ૮૬-૮૭ માં પરમક્રાંતિની સૂક્ષ્મગતિનો સંસ્કાર આપીને કોષ્ટક તૈયાર કર્યા છે, તેમાં શકપૂર્વ ૨૮૦૦૦ વર્ષે સૂર્યની પરમક્રાંતિ ૨૭ અંશ ૨ કલા જણાવેલ છે. તેથી શ્રી લલ્લાચાર્યે પ્રાચીન ગ્રંથોનાં પ્રમાણો પોતાના ગ્રંથમાં લખેલાં છે, તેમાં તો શક નથીજ. પરંતુ તે સમયમાં પણ કૃત્તિકા—શતપથસ્થળ એટલે ઉત્તરના અક્ષાંશ ૩૫ ના સમમંડળમાંથી ચ્યુત થવાની, તે બાબતમાં કૈલાસવાસી મ. મ. સુધાકર દ્વિવેદીએ વિચાર કરીને સ્વરચિત દિગ્ગીમાંસાગ્રંથમાં ( પૃ. ૩૨ ) પ્રો. લેવેરીયન ટેબલ પૃ ૧૦૪ માં આપેલ ગણિત કરીને કૃત્તિકાનો શતપથમાં જણાવેલ કાળ ૫૩૧૫૩½ વર્ષ શકપૂર્વે કહેલ છે. તે કાળમાં સૂર્યની પરમક્રાંતિ ૩૧ અંશ હતી. તેથી કૃત્તિકા શતપથસ્થળ અક્ષાંશ ૩૫ ની સમમંડલ પ્રાચીથી ચ્યુત થતી નહોતી અને બીજાં ૨૬ નક્ષત્રો ચ્યુત થતાં હતાં. ભારતીય વિદ્વાનોએ આકાશના ચિત્રપટ ઉપર બનતી ઘટનાઓની નોંધ લઇ રાખેલી હોવાથી આપણને આજે અમૂલ્ય ઐતિહાસિક સામગ્રી સાંપડે છે. એટલે ગણિતસિદ્ધ નિયમે જણાય છે કે તે કાળમાં કૃત્તિકાની ઉત્તરક્રાંતિ સપ્તર્ષિ તારાઓની ક્રાંતિ સમાન થયેલી હતી અર્થાત્ સપ્તર્ષિના મરીચી તારા પાસે કૃત્તિકા પહોંચી હતી.

## તે કાળમાં ભૌગોલિક સ્થિતિ.

"स औघ उत्थिते नावमापेदे । तेनैतमुत्तरं गिरिमतिदुद्राव । यावद्यावदुदकं समवायात्।' तावत्तावदेवान्ववससर्प । तदप्येतदुत्तरस्य गिरेर्मनोरवसर्पणमिति ॥

( શ. બ્રા. ૧-૬-૩-૬ )

આ કથનથી જણાય છે કે ઉત્તરગિરિ નિકટમાં સમુદ્રનું અસ્તિત્વ હતું. તેમાં મનુરાજાનું નાવ ચાલતું હતું. ઉત્તરગિરિ તેનું બંદર હતું. તેમજ વધારે સ્પષ્ટ થાય છે કે તે કાળમાં હિમાલય નાનો હતો, તેના ઉપર હિમ ઠરતું નહીં, તેજ કારણથી તેને શતપથમાં હિમાલય નામ ન આપતાં ઉત્તરગિરિ કહેલ છે. શકપૂર્વ ૩૦૦૦ વર્ષમાં તો હિમાલય તે હિમાલયજ હતો.

પાશ્ચાત્ય પ્રમાણને લક્ષમાં રાખી આધુનિક વિદ્વાનોએ આર્યસંસ્કૃતિનો અપૂર્વ ઇતિહાસ છિન્ન-ભિન્ન કરી પોતાનીજ ભાવિપ્રજાને ભૂલાવામાં નાખવાની કેવી ગંભીર ભૂલ કરેલી છે ! ! ! આધુનિક સૂક્ષ્મવેધ સામગ્રીથી ક્રાંતિનો સંસ્કાર આપી શતપથોક્ત કૃત્તિકાની ક્રાંતિ કયા કાળમાં હતી તે શોધ કેતકર જેવા તેમજ શ્રીમાન્ દીક્ષિત જેવાને ભારે નહોતી, પણ પાશ્ચાત્ય પ્રજા તે વાત સ્વીકારે નહીં તો પોતે વિદ્વાન્ ગણાય નહીં એવા મોહમાં જ્ઞાનપૂર્વક એ ભૂલ કરેલ છે. કારણ એજ કે ભારતભૂમિમાં વિદ્વાન્ ગણાવાથી સર્વત્ર પ્રસિદ્ધ કેમ થાય ? મ. મ. સુધાકર દ્વિવેદીને પણ એવી શંકા થઈ કે શતપથરચનાકાળ શકપૂર્વે ૫૩૧૫૩ વર્ષ છે, એ વાત નવીન મતવાળા અને યુરોપીયનોને અસંભવિત લાગશે એ રીતે દિગ્ગીમાંસા પૃ. ૩૨ માં જણાવેલ છે.

ભૌગોલિક સ્થિતિનું બીજું પ્રમાણ એવું મળે છે કે તે વખતે ઉત્તર આર્યાવર્તમાં જ્વાલા-મુખીનો ભયંકર પ્રકોપ થયેલો હતો. તેમાં મોટી મોટી નદીઓનો નાશ થયો હતો, સરસ્વતી પણ ભસ્મીભૂત થઈ હતી.

"तर्हि विदेघो माथव आस सरस्वत्यां । सतत एव प्राङ्दहन्नभीयायेमां पृथिवीम् । स इमाः सर्वा नदीर तिददाह । सदानीरेत्युत्तराद् गिरेर्निर्घावति तॉं हैव नाति ददाह प्राचीनं भुवनमिति । सैपाप्येः तर्हि कोसले विदेहानां मर्यादा तेहि माथवाः ॥

( શ. બ્રા. ૧-૩-૩-૧૦ )

અર્થાત્ તે સમય વિદેહ (જનકપુર) નો માધવ નામનો રાજા હતો. સરસ્વતીને તીરે આવ્યો. તે વખતે તેણે જ્વાલામુખીનો પ્રકોપ જોયો. તે અગ્નિમાં ઘણી નદીઓ અને સરસ્વતી પણ બળી ગઈ હતી. પરંતુ વિદેહ અને કોસલ દેશની સીમા બતાવનાર તેમજ હિમાલયથી નીકળનાર સદાનીરા નામની નદી બળી નહોતી. આમાં ગંગાયમુનાનું નામનિશાન પણ નથી. જે વખતે હિમાલય નીકળતો હતો તે બંદરના સ્વરૂપમાં હતો. ગંગાજીનું નામનિશાન નહોતું. એવી ભૌગોલિક સ્થિતિમાં શતપથરચનાસમય હતો, તે કાળને ૫૪૦૦૦ વર્ષ થાય તેમાં નવાઈ નથી.

શકપૂર્વ ૫૪૬૯૮ વર્ષ. સેવરીયર ટેબલ પ્રમાણે અયનાંશ–૫૩ અંશ ૫૧ કલા–સૂર્યની પરમ ક્રાંતિ ૩૦–૫૫ સમયે કૃત્તિકા સપ્તર્ષિના સંબંધમાં આવી ને વખતનું સ્પષ્ટીકરણઃ—

| નક્ષત્ર અને તારાઓનાં નામ. | કદંબ ભોગ. | શર ઉત્તરે. | વિષુવાંશ. | ક્રાંતિ ઉત્તર. |
|---|---|---|---|---|
| | અં. ક. | અં. ક. | અં. ક. | અં. ક. |
| વસિષ્ઠ સપ્તર્ષિ | ૧૪૧—૫૧ | ૫૬—૨૩ | ૨૨૬—૪૨ | ૩૯—૩૬ |
| અભિજિત્ | ૨૬૧—૨૮ | ૬૧—૪૮ | ૨૯૪—૩૧ | ૩૫—૪૫ |
| કૃત્તિકા | ૩૬—૯ | ૪—૨ | ૯૦—૦ | ૩૪—૫૭ |
| મરીચિ સપ્તર્ષિ | ૧૫૩—૫ | ૫૪—૨૩ | ૨૩૧—૮ | ૩૪—૯ |
| અગ્નિ | ૫૮—૪૪ | ૫—૨૩ | ૧૧૧—૧૯ | ૩૩—૩૪ |

આ કોષ્ટક ઉપરથી સમજાશે કે તે વખતે મરીચિની પરમક્રાંતિ ૩૪–૯ હતી ત્યારે કૃત્તિકાની પરમક્રાંતિ ૩૪–૫૭ હતી. એટલે સપ્તર્ષિમંડલમાં તેનો પ્રવેશ થયો હતો. તેમજ કૃત્તિકાના વિષુવાંશ ૯૦ અને અગ્નિના વિષુવાંશ ૧૧૭ એટલે કૃત્તિકાનો ઉદય થયા પછી લગભગ ૧૦૮ મીનીટે અગ્નિ તારાનો ઉદય થતો અને જ્યારે કૃત્તિકા નક્ષત્રપુંજ ખસ્વસ્તિકમાં આવે ત્યારે અગ્નિ તારા બરાબર પૂર્વમાં આવતી. પરંતુ કેટલાંક વર્ષો પછી કૃત્તિકાની ક્રાંતિ ઘટવા લાગી અને જે સમમંડળથી સદા ઉત્તરમાં રહેતી તે ખસ્વસ્તિકમાં ઉપસ્થિત થવા લાગી. એટલે સપ્તર્ષિમંડલથી કંઈક દક્ષિણ તરફ આવી તે વાતની નોંધ પણ શતપથમાં લીધેલી છે.

## પ્રમાણ ૪ થું.

अथ यस्मान्न कृत्तिकास्वादधीत । ऋक्षाणां ह वा एता अग्रे पत्न्य आसुः । सप्तर्षिनु हस्म वै पुरर्क्षा इत्या चक्षते ता मिथुनेन व्यार्ध्यन्तामीत्युत्तराहि सप्तर्षय उद्यन्ति पुर एता अशामिव वै तद्यो मिथुनेन वृद्धः सनेत् मिथुनेन वृद्धय इति तस्मान्न कृत्तिका स्वादधीत ( શ. ૫. બ્રા. ૨–૧–૨ )

અર્થાત્ કૃત્તિકામાં અગ્નિનું આધાન કરવું નહીં. કારણ કે ( अग्रे ) પહેલાં ( एताः, આ કૃત્તિકાની સાત તારાઓ ( ऋक्षाणां ) સાતે ઋષિઓના સાત તારાઓની ( वै ) નિશ્ચય કરીને ( पत्न्यः ) વેદક્રિયા રૂપ યજ્ઞમાં સંયોગ પામનારી પત્નિઓના રૂપમાં ( आसुः ) થઈ હતી ( उ ).

તે કારણથી ( सप्तर्षिन् ) સપ્તર્ષિની સાતે તારાઓ ( ह्स्न ) પ્રાચીનકાળમા ( वै ) નિશ્ચય કરીને તે ( पुरस्तात् ) પૂર્વ દિશામાં આવનારી તારાઓ છે, ( इति ) એ પ્રમાણે ( आचक्षते ) જ્યોતિર્વેધજ્ઞ તત્ત્વવેત્તાઓ કહે છે. પરંતુ વર્તમાનમાં ( ताः ) તે કૃત્તિકાઓ ( मिथुनेन ) સપ્તર્ષિઓ સાથેથી ( व्यार्च्छन्त ) છૂટી થઇ છે ( हि ) કારણ કે હમણાં તો ( अमीः ) આ ( सप्तर्षयः ) સપ્તર્ષિના તારાઓ ( उत्तराः ) ઉત્તર દિશા તરફ ( हि ) નિશ્ચય ( उद्यन्ति ) ઉંચા જાય છે. અને ( एताः ) કૃત્તિકાઓ ( पुरः ) પૂર્વ દિશામાં ઉપસ્થિત થાય છે. ( तन् ) તે ( वै ) તો ( अरं ) સુખકારક નથી. ( इव ) એમ થાય છે માટે ( गः ) જે નક્ષત્ર ( मिथुनेन ) જોડેથી ( ऋद्धः ) યુક્ત રહેલ નથી [ सः ) તે ( मिथुनेन ) જોડેથી ( ऋद्ध्यै ) વૃદ્ધિને માટે ( न इत् ) ઠીક નહીં ( इति એ પ્રમાણે ( तस्मात् ) તે કારણથી ( कृत्तिकासु ) કૃત્તિકાઓમાં ( न आदधीत ) આધાન કરવું નહીં. એ રીતે કથનની સંગતિથી સિદ્ધ થાય છે કે સપ્તર્ષિપુંજમાં વસિષ્ઠની ઉત્તર ક્રાંતિ ૩૯–૩૬ અને મરીચિની ક્રાંતિ ૩૪–૯ તેમજ કૃત્તિકાની પરમ ક્રાંતિ ૩૪–૫૭ હોવાથી મરીચિની ક્રાંતિનું ઉલ્લંઘન કરી સપ્તર્ષિ પુંજમાં કૃત્તિકાનો પ્રવેશ થયો. એટલે સપ્તર્ષિની સાત તારાઓ અને કૃત્તિકાની સાત તારાઓ એમ કૃત્તિકાને વેધરૂપ યજ્ઞ ક્રિયામાં સપ્તર્ષિ પત્નીત્વ પ્રાપ્ત થયું. તે કથા આપણા ઉત્તમ અલૌકિક ઇતિહાસ ગ્રંથ મહાભારતના વનપર્વના અધ્યાય ૨૩૦ માં યથાર્થ રૂપે સચવાઇ રહી છે. તે નીચે પ્રમાણે:—

अभिजित् स्पर्धमाना तु, रोहिण्या कनियसीस्वसा ।
इच्छन्ती ज्येष्ठतां देवी, तपस्तप्तुं वनंगता ॥९॥
तत्र मूढोऽस्मि भद्रन्ते, नक्षत्रं गगनात् च्युतम् ।
कालं त्विमं परं स्कंद, ब्रह्मणा सह चिंतय ॥९॥
धनिष्ठादिस्तदाकालो, ब्रह्मणा परिकल्पितः ।
रोहिणी ह्यभवत्पूर्वमेवं संख्या समा भवत् ॥१०॥
एवमुक्ते तु शक्रेण, त्रिदिवं कृत्तिका गताः ।
नक्षत्रं सप्तशीर्षाभं, भाति तद्वान्हिदैवतम् ॥११॥

ઉપર્યુક્ત શ્લોકોનો અર્થ કરતાં જ્યોતિર્વિદ દીક્ષિતજી ભારતીય જ્યોતિઃ શાસ્ત્ર ( પૃ. ૧૧૦ ) માં લખે છે કે—"સ્કંદાખ્યાનાંત હીં વાક્યેં આહેત, એકંદર વાક્યાં ચા સર્વ ભાવાર્થ નીટ સમજત નાહીં. અભિજિત્, ધનિષ્ઠા, રોહિણી, કૃતિકા યા નક્ષત્રાં સંબંધે નિરનિરાળ્યા કથા ચાલુ અસલેલ્યા યાંત ગોંવલેલ્યા દિસતાત, યા મૂળેં ત્યાંચા પૂર્ણ સંબંધ કળત નાહીં. ધનિષ્ઠાદિ કાળ બ્રહ્મદેવાનેં કલ્પિલા અસેં મ્હટલેં આહે. યા વરૂન રોહિણ્યાદિ ગણના કધીં હોતી તીસ અનુસરૂન તેં મ્હટલેં આહે હીં કાય નકળે. અભિજિત્ નક્ષત્ર આકાશાંતૂન પડલેં હીં યાંતીલ કથા મહત્ત્વાચી આહે. અભિજિત્ નક્ષત્રાચા શર સુમારે ૬૧ અંશ ઉત્તર આહે. તેં ધ્રુવસ્થાની આલેં મ્હણજે ફાર ખાલીં આલેંચ. ત્યા સંપાસ નેં કધીં કધીં ક્ષિતિજ પર્યંત હી યેઉ શકેલ. "કૃત્તિકા આકાશાંત ગેલ્યા" અસેં મ્હટલેં આહે, ત્યાચા સંબંધ કળત નાહીં." એવી રીતે ઉપર્યુક્ત શ્લોકોનો અર્થ કરતાં ગોળમટોળ વાતો કરી. અર્થાત્ મુખ્યાર્થ નહીં સમજવાથી કોઇ નિશ્ચિત વાત લખી નથી. પરંતુ તે શ્લોકો કાળનિર્ણય કરવામાં અતિમહત્ત્વના છે. તે શ્લોકોનો અર્થ બતાવ્યા પહેલાં અભિજિતને નિજગતિનો સંસ્કાર આપીને તેનાં શુદ્ધ પરિમાણો દેખાડવાં

પ્રસ્તુત અર્થની ઉપપત્તિ અને ગણિતાગત તારાઓની ક્રાંતિથી તેની સંગતિ કેવી અને કયા કાળમાં લાગે છે. તે જોતાં શક પૂર્વ ૫૪૭૦૦ વર્ષમાં જે વખતે શતભિષાના છેલ્લા અંશમાં વસંતસંપાત હતો અને ધનિષ્ઠામાં પ્રવેશ થવાના સમયમાં કૃત્તિકાથી અભિજિતની ક્રાંતિ ઓછી થઇ હતી, અભિજિતનું શર ૬૧ હોવાથી અલ્પશરે ૪ અંશવાળી કૃત્તિકા અચ્યુત રહે છે. અભિજિતનું પતન થાય છે તેથી તેની સાથે કૃત્તિકાની સ્પર્ધા પૂર્ણ રીતે થાય છે, કારણ કે કૃત્તિકાની ક્રાંતિ અભિજિતની ક્રાંતિથી ૨ અંશ ૧૨ કલા વધારે હોવાથી અભિજિતનું ઉલ્લંઘન કરીને ઉત્તરમાં જાય છે. તેમજ અભિજિત સહિત ૨૭ નક્ષત્રોની યોગતારા પૂર્વ દિશા સમમંડળથી ચ્યુત થાય છે. માત્ર એક કૃત્તિકા અચ્યુત રહે છે,. એવી રીતે કૃત્તિકાની જ્યેષ્ઠતા સિદ્ધ થાય છે. ધનિષ્ઠાદિ કાળ પણ સિદ્ધ થાય છે. એ પ્રમાણે એક વાકયતા થાય છે. તેથી સિદ્ધ થાય છે કે ઉક્ત ઘટના ઉત્તર અક્ષાંશ ૩૫ સ્થળમાં પ્રત્યક્ષ દેખેલી છે, તેજ શતપથબ્રાહ્મણમાં લખાએલી છે.

## કૃત્તિકાનો અગ્નિ સાથે વિવાહસંબંધ.

स्वाहा तं दक्षदुहिता प्रथमं कामयत्तदा ।
अहं सप्तर्षिपत्नीनां कृत्वा रूपाणि पावकम् ॥

[ અ. ૨૨૪–૪૧ ]

આ કથા મહાભારતના વનપર્વમાં છે. દક્ષ પ્રજાપતિ (રોહિણી નક્ષત્ર)ની સ્વાહા (કૃત્તિકા) નામની કન્યાએ અગ્નિ સાથે વિવાહ કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ તે સ્વાહાએ (કૃત્તિકાએ) જ્યારે અગ્નિની પ્રીતિ સપ્તર્ષિઓની પત્નીઓ ઉપર છે, એમ જોયું ત્યારે કૃત્તિકાએ સપ્તર્ષિ પુંજ નિકટના નાના તારાઓનું રૂપ તો ધારણ કર્યું પરતુ "दिव्यरूपमरुंधत्या कर्तुं न शकितं तया" (૨૨૬–૧૪) વસિષ્ઠપત્ની અરુંધતીના રૂપને ધારણ કરી શકી નહીં. આ અગ્નિ તે "भरतो भरतस्याग्निः" (૨૧૯–૮) આ કથનથી પ્રસ્તુત ઐતિહાસિક ઘટનાનું આકાશીય સ્થળ, કથા ભાગમાં આવેલી વ્યક્તિઓનું સ્વરૂપ=આકૃતિ પરિચય અને તેમનો સંબંધ પરસ્પર કેવો છે તે સર્વ સ્પષ્ટ થઈ જાય છે. તથા જ્યોતિર્ગણિતની કસોટીમાં કસવાથી તેનો ભાવ સ્પષ્ટ જણાઈ આવે છે. ભરત (મૃગશીર્ષ) ઉપર પ્રસિદ્ધ અગ્નિ નામની એક તારા છે. તે તારાની ક્રાંતિ સપ્તર્ષિના સાતે તારાઓની ક્રાંતિ સાથે ઘણું ઓછું અંતર ધરાવા લાગી. એટલું ઉત્તર તરફ અગ્નિનું વધવું તે તેમની પત્નીઓ ઉપર પ્રીતિ કહેવાય છે. એ સ્થિતિમાં કૃત્તિકાની સાત તારાઓનો પુંજ, સપ્તર્ષિ નિકટવર્તી તારાસમાન તેજસ્વી થવું, તેમજ સપ્તર્ષિ નિકટ પહોંચવું તે કૃત્તિકાએ સપ્તર્ષિ પત્નિઓનું રૂપ ધારણ કરેલું કહેવાય છે. પરંતુ આગળ લખે છે કે અરુંધતીના દિવ્ય સ્વરૂપને કૃત્તિકા પામી નહોતી. એટલે અરુંધતી સમાન ઉત્તરક્રાંતિ તેની થઈ નહોતી. તેથી એટલું સ્પષ્ટ થાય છે કે સપ્તર્ષિ મંડલમાં તે સમયે કૃત્તિકા પહોંચી હતી. કૃત્તિકાના વિવાહ અગ્નિ સાથે એટલે "पत्निर्नोयज्ञसंयोगे" કૃત્તિકા અગ્નિ સાથે એક કાલાવચ્છેદમાં પૂર્વ પશ્ચિમદિક્ સૂત્રરૂપ સમમંડળની વેદીમાં આવવા લાગી હતી, માત્ર ૮૩ કલાના અંતરથી બંનેની ક્રાંતિ સમાન થયેલી હતી. તેમાં ઋષિપત્નીઓનું રૂપ ધારણ કરીને અગ્નિની અભિલાષા પૂર્ણ કરી છે. એ કથનથી સપ્તર્ષિ પુંજની ક્રાંત્યંતર્ગત કૃત્તિકા તો પહોંચી ગઈ હતી અને અગ્નિની ક્રાંતિ ઓછી હતી. તેથી ત્રણ પ્રશ્નો નિશ્ચિત થાય છે. તે નીચે પ્રમાણે:—

૧. ઋષિઓના સાત તારામાંથી દક્ષિણ ક્રાંતિની તારાનું ઉલ્લંઘન કરીને કૃત્તિકા વસિષ્ઠની ક્રાંતિથી દક્ષિણે રહેવી જોઇએ.

૨. કૃત્તિકાથી અગ્નિની ક્રાંતિ ઓછી હોવી હોવી જોઇએ તેમજ તેઓ બંને એકકાલાવચ્છેદમાં ગ્રહમંડલમાં આવવાં જોઈએ.

૩. પહેલાં અગ્નિની ક્રાંતિ કૃત્તિકાથી અધિક હોઇને પાછળથી ઓછી થવી જોઈએ એ ત્રણ બાબતો શકપૂર્વ ૫૪૭૦૦ વર્ષમાં આવે છે. તે પહેલાં કદાપિ આવેજ નહીં.

## કૃત્તિકાનો પુત્ર.

વનપર્વમાં આગળ એ કથાને વધારેલી છે.

तस्मिन् कुंडे प्रतिपदि कामिन्या स्वाहया तदा ।

तत्स्कन्नं तेजसा तत्र संवृत्तं जनयत्सुतम् ॥

( અ. ૨૨૫-૧૬ )

અર્થાત્ વિવાહ થયા પછી કૃત્તિકાએ અગ્નિના તેજને પ્રતિપદાને દિવસે ધારણ કર્યું. અને તરત તેણે દૂર કુંડમાં ફેંકી દીધું ત્યારે તે તેજનો સ્કંદ નામે પુત્ર થયો. હવે ત્યાં આકાશમાં કુંડ તે આકાશગંગાનોજ હોવો જોઇએ. "तस्य षष्ठी महातिथिः" વળી છઠ તે તેની મહાતિથિ છે. (૨૨૯-૫૩) તેમજ છઠ્ઠા કુંડમાં તે તેજ ફેંકેલ છે, પણ શુકલ પક્ષની ૬ ઠ્ઠી તિથિ સ્કંદષષ્ઠી ગણાય છે. પ્રતિપદાથી તે વૃદ્ધિ પામવા લાગ્યો અને ૬ ઠ્ઠી તિથિમાં જન્મ થયો. છઠ્ઠી કુંડ અને છઠ્ઠી તિથિ આ બંને વસ્તુનો મેળ એવી રીતે થાય છે કે ક્રાંતિવૃત્તથી કદંબ સુધીના ૯૦ અંશની ૧૫ તિથિઓ ગણતાં પ્રત્યેક તિથિમાં ૬ અંશ આવે, ત્યારે કૃત્તિકાનું ઉત્તરશર અંશ ૪ અને અગ્નિનું ૫ તે બંનેનો પ્રતિપદામાં સમાવેશ થાય છે. તેથી પ્રતિપદામાં કૃત્તિકાએ અગ્નિનું તેજ ધારણ કરવાનું કહેલ છે. તેજ પ્રમાણે સ્કંદનું શર ઉતરે ૩૪ અંશ હોવાથી તે છઠ્ઠી તિથિમાં અને આકાશગંગામાં હોવાથી છઠ્ઠા કુંડમાં પણ ગણાય છે.

### સ્કન્દ સેનાપતિ.

વનપર્વમાં સ્કંદને ઇન્દ્રે સેનાપતિપદ આપીને દેવસેના ( દેવયાની ) નામની સ્વયંભુવા કન્યા સાથે વિવાહનું વર્ણન આવે છે, તેમજ તેનાં શાસ્ત્રો, ધ્વજા તથા આભૂષણોનું વર્ણન આપેલ છે; તે ખગોળની કેવી ઘટના બતાવે છે, તે પણ અવલોકન કરવા જેવું છે.

लोहिताभ्रे सुमहति भाति सूर्य इवोदितः (૨૨૫-૨૦) સ્કંદપુંજ નિકટ આકાશગંગામાં ઘણી તારાઓ લાલ રંગની હોવાથી જાણે આકાશગંગા પણ લાલ દેખાય છે. અને તેમાં સ્કંદ દેદીપ્યમાન દષ્ટિગોચર થાય છે.

षट् शिरा द्विगुणः श्रोत्रो द्वादशाक्षिभुजक्रमः ।

एकग्रीवैकजठरः कुमारः समपद्यत ॥

( ૨૨૭-૧૯-૧૮ ).

દેદીપ્યમાન સ્કંદની મૂર્તિ આકાશગંગાના પ્રવાહમાં દેખાય છે. તેના શિરમાં ૬ તારાઓ છે. તેથી તે ષણ્મુખ કહેવાય છે. તેમજ તેના બન્ને કાનોમાં, બંને આંખોમાં, બંને ભુજાઓમાં અને બંને ચરણોમાં ડાબા જમણા ૧૨+૧૨=૨૪ તારાઓ છે. કંઠ અને પેટમાં એક એક તારા છે. એકંદર ૩૨ તારાની પુરષાકૃતિ છે. એવીને એવી આકૃતિ આજે પણ દેખાય છે. रुद्रसूनुं ततः प्राहुरुम् (૨૨૯-૨૯) તે આકૃતિ ભૂતપ નામના તારક જે ચિત્રા અને સ્વાતી નિકટ છે તે રુદ્ર કહેવાય છે તેને મળતી હોવાથી તે રુદ્રસુનુ અથવા રુદ્રનો અવતાર પણ કહેવાય છે.

આકાશગંગામાં હોવાથી "ગુહ" નૌકા ચલાવનાર અને ગંગાનો પુત્ર પણ કહેવાય છે. शक्तिमुद्यम्य (૨૨૬–૩૫) એક હાથમાં શક્તિ ધારણ કરેલી છે. અને બીજા હાથમાં महिषस्य शिरोहरत् (૨૩૧–૯૭) મહિષનું માથું ઢાલ સમાન દેખાય છે.

कुक्कुटश्चाग्निना दत्तस्तस्य केतुरलंकृतः ।
रथे समुच्छ्रितो भाति कालाग्निरिव लोहितः ॥
(२३०–३३)

અગ્નિએ આપેલ કુકકુટ (કરભયુંજ અને શર્મિષ્ઠાપુંજ) તેના રથ ઉપર ધ્વજામાં લાલ રંગનો શોભિત દેખાય છે. सप्तमं मारुतस्कंध रक्ष नित्यमतंद्रितः (૨૩૬–૫૫) ઇન્દ્રે તેને વાયુ આકાશના સાતમા સ્તરવિભાગમાં સ્થાપિક કરીને કહ્યું કે (अतंद्रित) સદાદસ્ય રહેવું એવું જે ઇન્દ્રનું સ્થાન તેનું રક્ષણ કરો. તેમજ समीपे भद्रशाखश्च भवत्छागमुखस्सदा (૨૨૮–૩) તેણે પોતાના જેવો એકભદ્રશાખ નામનો પુરુષ નિર્માણ કર્યો કે જેની ગોદમાં બકરો છે. पताका कार्तिकेयस्य विशाखस्य च लोहिता (૨૩૧–૧૯) કાર્તિકેય (કૃત્તિકાનો પુત્ર) અને વિશાખ ઉપર પતાકારૂપ ૪ તારાઓ ચમકી રહેલા છે. તેમાં વિશાખની પતાકા લાલ રંગની છે.

शतक्रेतुश्चाभिषिच्य स्कंदं सेनापतिं तदा ।
सस्मार तां देवसेनां या सा तेन विमोक्षिता ॥
(२२९–४४)

ઇન્દ્રે સ્કંદને દેવસેવાના પતિસ્થાનમાં બેસાડી અને અભિષેક કર્યો તથા દેવસેના (દેવયાની પુંજ) જે પહેલાં બંધાયેલ હતી તે સ્કંદકાળમાં મુક્ત દેખાવા લાગી.

अजाते त्वयि निर्दिष्टा तव पत्नी स्वयंभुवा ।
गृहाण दक्षिणं देव्याः पाणिना पद्मवर्चसा ॥
(२२९–४८)

ઇન્દ્રે ઉલ્લેખ કરતાં જણાવ્યું કે તમારા પ્રાદુર્ભાવ પહેલાં બ્રહ્માએ અમોને કહેલ હતું કે આ દેવસેના સ્કંદની પત્ની થશે તેથી તમે દેવસેનાનું પાણિગ્રહણ કરો એટલે સ્કન્દે દેવસેનાને વામાંગે ધારણ કરી વિવાહ કર્યો. અદ્યાપિ પર્યંત તે દંપતિ ઘણાંજ શોભાયમાન જણાય છે.

આ સ્કંદ તે યયાતિ છે. દેવયાની પુંજ તે દેવસેના છે. સ્કંદ સદા કૃત્તિકાથી ઉત્તરમાં રહેનાર છે. મહાભારતના ઉદ્યોગપર્વમાં તેની કથા આવેલી છે. યયાતિના સ્વરૂપનું વર્ણન કરતાં જે લખાયું છે તેથી તેની આકૃતિનો નિર્ણય થઈ જાય છે. આદિ પર્વ અધ્યાય ૮૮ શ્લોક ૯ માં "इन्द्रार्कविष्णुप्रतिमप्रभावम्" અર્થાત્ ઇન્દ્ર=જ્યેષ્ઠા, રવિ=હસ્ત, વિષ્ણુ=શ્રવણની ત્રણ ત્રણ તારાઓ સમાન યયાતિ પુંજની મુખ્ય ત્રણ તારાઓ છે. તે તારાઓ અનુક્રમે શિર, મધ્ય અને ચરણ ગણાય છે. તે યયાતિ હજારો વર્ષ સ્વર્ગમાં રહેલ છે ત્યાંથી તેનું પતન થયું છે, તે કથા વિભાગ ઉદ્યોગ પર્વમાં છે." "महर्षि कल्पो नृपतिः ययातिः स्वर्गमास्थितः (૧૨૦–૧૪) મહર્ષિ લોકમાં ગયા પછી યયાતિ સ્વર્ગમાં ગયો.

बहुवर्षसहस्राख्ये काले बहुगुणे गते ।
अवमेने नरान्सर्वान् देवानृषिगणांस्तथा ॥
(१२०–१२)

સ્વર્ગમાં હજારો વર્ષ રહ્યા બાદ પુણ્ય ક્ષીણ થવાથી અભિમાન આવ્યું, તે પોતે ઉચ્ચપદારૂઢ હોવાથી દેવ અને ઋષિઓનું અપમાન કરવા લાગ્યો. તે કાળથી ઇન્દ્રની આજ્ઞાવડે તેનું પતન થવાનો આરંભ થયો. અર્થાત્ યયાતિ એટલે સ્કંદ પુંજની ઉત્તર ક્રાંતિ ઘટવા લાગી અને ધીમે ધીમે દક્ષિણ તરફ ગમન થવા લાગ્યું. તે વારે યયાતિ ત્રણવાર બોલ્યો કે મારૂં પતન સજ્જનોમાં થાય, તેથી તે ત્રણે તારાનું પતન નૈમિષારણ્યમાં થયું. पतेयं सत्स्विति वचः त्रिरुक्त्वा नहुषात्मजः " (૧૨૧-૮) એ પ્રમાણે બોલવાથી ત્રણ તારાઓ પણ સિદ્ધ થાય છે. તે ત્રણેય વિષુવૃત્તની દક્ષિણે ગયા એટલે દક્ષિણ ક્રાંતિમાં આવ્યા ત્યારે सूर्यपथात् पतन्तम् એ પ્રમાણે આદિ પર્વના (૮૮-૮) માં કહેલ છે. પ્રો. હાનસેન કૃત સૂક્ષ્મ સારણીમાં જણાવેલ ગતિનો ક્રાંતિ સંસ્કાર કરતાં સ્પષ્ટ જણાય છે કે યયાતિનો પ્રથમ સ્વર્ગારૂઢકાળ શક પૂર્વ ૮૬૦૦૦ વર્ષનો આવે છે. ત્યારપછી શક પૂર્વ ૭૫૦૦૦ વર્ષમાં તેનું પતન થયું હતું. અને ફરીથી શક પૂર્વ-૫૪૭૦૦ વર્ષમાં સ્વર્ગારૂઢ થયો. આ યયાતિ તેજ સ્કંદપુંજ છે એમ સ્કંદોપાખ્યાનથી નિર્ણય થાય છે. સ્કંદશિર, સ્કંદમધ્ય અને સ્કંદચરણ એ સ્કંદપુંજની મુખ્ય ત્રણ તારાઓ છે. ઘણે લાંબે કાળે સ્વર્ગમાં જાય છે, ત્યાંથી વળી પતન થાય છે, એમ વારંવાર થય કરે છે.

એટલું જ નહીં, પણ ઉત્તર દેવવિભાગના તારકપુંજો ઘણે કાળે દક્ષિણ તરફ જાય છે. તેમજ દક્ષિણ વિભાગના પુંજો ઉત્તર તરફ જાય છે. ઉત્તર તરફના દેવ કહેવાય છે, અને દક્ષિણ તરફના દાનવો કહેવાય છે. દાનવો જ્યારે ઉત્તરે જાય છે ત્યારે તેમણે સ્વર્ગ લીધું ગણાય છે. તેજ કાળે દેવો પાતાળમાં એટલે દક્ષિણ ક્રાંતિમાં ગયેલા હોય છે. તેમાં ઘણો લાંબો કાળ એટલે લાખો વર્ષો જવાથી તે કાળ મન્વન્તર કહેવાય છે. એવી ઘટનાને તત્કાલીન ઋષિઓએ નજરે જોઇને વેદમંત્રોના સામવેદીય ગાનમાં દેવાસુરસંગ્રામ નામથી વ્યક્ત કરેલી છે.

" यावदादित्यः पुरस्तादुदेता पश्चादस्तमेता द्विस्तावद्दक्षिणत उदेतोत्तरतोऽस्तमेति "

આ મંત્ર છાંદોગ્ય ઉપનિષદ્ અને આરણ્યકમાં ઉદ્ધૃત કરેલ છે. અને તેવાજ અર્થના મન્ત્રો ઋગ્વેદ (૭-૮-૯-૧૧) માં તથા સામવેદ ઉત્તર પર્વમાં આવેલ છે. અને તેનો ભાવાર્થ મહાભારત તથા પુરાણોમાં બલિ તથા ઇન્દ્રના સંવાદરૂપમાં સ્પષ્ટ થયેલ છે. ઉપર પ્રમાણે છાં. ઉ. અ. ૩. ખં. ૭ માં છે. તેજ અધ્યાય ખં. ૮ માં દક્ષિણમાં સૂર્યનો ઉદય અને ઉત્તરમાં અસ્ત થવાનું જણાવેલ છે. તેજ ખંડ ૯ માં પશ્ચિમમાં સૂર્યોદય અને પૂર્વમાં અસ્ત જણાવે છે. ખંડ ૧૦ માં ઉત્તરમાં ઉદય અને દક્ષિણમાં અસ્ત કહે છે. અને ખંડ ૧૧ માં ઊર્ધ્વ જણાવીને કહે છે કે ઉગતો નથી આથમતો નથી વગેરે. મહાભારત શાંતિપર્વના અધ્યાય ૨૨૫ માં બલિ ઇન્દ્ર પ્રત્યે કહે છે કે—

यावत्पुरस्तात् प्रतपेत्तावद्दै दक्षिणां दिशं ।
पश्चिमां तावदेवापि तथोदीचीं दिवाकरः ॥ (३०)

तथा मध्यंदिने सूर्यो नास्तमेति यदा तदा ।
पुनर्देवासुरं युद्धं भावि जेतास्मि वस्तदा ॥ (३१)

सर्वलोकान्यदादित्य एकस्थस्तापयिष्यति ।
तदा देवासुरे युद्धे जेताहं त्वां शतक्रतो ॥ (३२).

અર્થાત્ ક્રાંતિવૃત્તમાં સૂર્ય ફરતો દેખાય છે, તે ક્રાંતિવૃત્તના ચાર સરખા વિભાગ એવા કરીએ કે પ્રત્યેક વિભાગ ૯૦ અંશનો થાય તો પૂર્વમાં વસંતસંપાત, ઉત્તરે ઉત્તરનું પરમ ક્રાંતિસ્થાન, પશ્ચિમે શરત્સંપાત, અને દક્ષિણે દક્ષિણનું પરમ ક્રાંતિસ્થાન આવશે. હવે માનો કે વસંતસંપાતમાં સૂર્ય આવ્યો અને વિષુવૃત્ત બરોબર સૂર્યબિંબના વ્યાસરૂપ બન્યું છે. એટલે સૂર્ય બિંબનો અર્ધગોળ ઉત્તર તરફ તથા અર્ધગોળ દક્ષિણ તરફ રહેલ છે. તે સ્થિતિમાં ભૂગોળના ઉત્તરધ્રુવસ્થિત માનવ દક્ષિણ તરફ સૂર્યના અર્ધ બિંબનો ઉદય થયો દેખશે, કારણ કે વિષુવૃત્ત ઉત્તરધ્રુવથી દક્ષિણે તેમજ ઉત્તરધ્રુવના ક્ષિતિજરૂપ છે. તેજ સમયે ભૂગોળનાં દક્ષિણ ધ્રુવસ્થિત માનવ સૂર્યના અર્ધ બિંબનો અસ્ત ઉત્તરમાં દેખશે, કારણ કે વિષુવૃત્ત તેનાથી ઉત્તરે ક્ષિતિજ રૂપ છે. એ રીતે દેવદિનનો આરંભ કરનાર સૂર્ય દેવોને દક્ષિણમાં ઉદય થાય છે. તેજ કાળે દાનવોની રાતનો આરંભ કરનાર સૂર્ય દાનવોને ઉત્તરમાં અસ્ત પામતો જણાય છે. તેવીજ રીતે શરત્સંપાતમાં સૂર્ય આવે ત્યારે દેવોની દક્ષિણ દિશામાં અસ્ત થાય છે, અને દેવોની રાતનો આરંભ થાય છે. તેજ કાળે દાનવોને ઉત્તરમાં ઉદય થઈ દિવસનો આરંભ થાય છે. એ રીતે ઉત્તરધ્રુવમાં દક્ષિણે ઉદય અને દક્ષિણે અસ્ત તથા દક્ષિણધ્રુવમાં ઉત્તરે ઉદય અને ઉત્તરમાં અસ્ત થાય છે. પરંતુ સંપાતમાં હોય ત્યારે દેવોની દક્ષિણ અને માનવોની પૂર્વમાં ઉદય થાય છે, અને શરત્સંપાતમાં હોય ત્યારે દાનવોની ઉત્તરમાં પણ માનવોની પશ્ચિમમાં ઉદય થાય છે. આવી ઘટના હોય ત્યાં સુધી સ્વર્ગ એટલે ખગોળના ઉત્તરધ્રુવમાં ઇન્દ્રનો અધિકાર છે.

પરંતુ સૂર્ય મધ્ય દિનમાં હોય તથા અસ્ત પામતો ન હોય ત્યારે દેવ અને દાનવોનું ભાવિયુદ્ધ થતાં બલિ કહે છે કે હે ઇન્દ્ર હું તને જીતીશ. જ્યારે આદિત્ય એક સ્થાને સ્થિત થઇને સર્વ લોકને તપાવશે ત્યારે દેવદાનવના યુદ્ધમાં હું જીતીશ. એવી રીતે બલિનું કથન ( શાં. પ. અ. ૨૨૫. શ્લોક ૩૨ ) છે. તે શ્લોકની ટીકા કરતાં ટીકાકાર લખે છે કે—

> एकस्थो ब्रह्मलोकस्थः सर्वान् मेरुपृष्ठादधस्तनांस्तापयति यदा
> ब्रह्मणो मध्याह्नावसाने वर्त्तमानवैवस्वतमनोरधिकारच्युतौ
> सत्यां भविष्ये सावर्णिकमनौ बलिरिन्द्रो भविष्यति.

અર્થાત્ એકસ્થ એટલે "બ્રહ્મલોકસ્થ" સૂર્ય મેરુપૃષ્ઠથી નીચે રહેનારને તપાવશે ત્યારે બ્રહ્માનો મધ્યાહ્ન પૂર્ણ થતાં વર્તમાન વૈવસ્વતમનુ અધિકાર ચ્યુત થતાં ભવિષ્યમાં સાવર્ણિક મનુમાં બલિ ઇન્દ્ર થશે. આજ પ્રમાણે શ્રીમદ્ભાગવતના ૮ માં સ્કંધના ૧૩ મા અધ્યાયના ૧૨ મા શ્લોકમાં પણ જણાવેલ છે. તેજ પ્રમાણે શતપથબ્રાહ્મણ ( ૧–૪–૪–૬ પૃ. ૩૬૨ ) માં પણ છે. શતપથમાં વિશેષ અર્થ કરતાં લખે છે કે દેવાસુરસંગ્રામ ( संक्राम-संक्रमण ) બલિના કથન પછી ઈંદ્રિ કહેવા લાગ્યો કે સ્થાપિતો હ્યસ્ય સમયઃ પૂર્વમેવ સ્વયંભુવા (૩૫) પ્રથમથીજ બ્રહ્મદેવે તે સમય સ્થાપિત કર્યો છે. આથી એટલું સિદ્ધ થાય છે કે આવી રીતે દેવદાનવોનું યુદ્ધ એક મન્વંતરને અંતે થાય છે. અને ભાવિમન્વંતર સાથે બીજો ઇન્દ્ર અધિકારી થાય છે. અર્થાત્ મનુ અને ઇન્દ્રનો સમાન કાળ છે. તે પ્રમાણે એક કલ્પમાં ૧૪ મનુ અને ૧૪ ઇન્દ્ર થાય છે. વર્તમાન શ્વેતવારાહ નામના કલ્પમાં સાતમો વૈવસ્વત નામનો મનુ ચાલે છે, તે સમાપ્ત થાય ત્યારે બ્રહ્મદેવનો મધ્યાહ્ન પણ સમાપ્ત થાય છે; તેથી ટીકામાં "मध्याह्नावसाने" જણાવેલ છે. અને બ્રહ્માના મધ્યાહ્નસમયે બ્રહ્મલોકમાં સ્થિત સૂર્ય હોય. આથી તો સ્પષ્ટ થઈ જાય છે, કે ખગોળના ઉત્તરધ્રુવ સ્થાનમાં સૂર્ય હોય તોજ બ્રહ્મલોકમાં ગણાય અને ત્યારેજ મેરુપૃષ્ઠથી

નીચેના સર્વ લોકને તપાવે અન્યથા નહીંજ. કારણ કે ભૂગોળના ઉત્તરધ્રુવને માથે સૂર્ય આવે તોજ તે ઘટના બની શકે!!! ખરેખર આશ્ચર્યની વાત તો એ છે કે તે વખતે સૂર્યની ઉત્તર-ક્રાંતિ ૯૦ અંશ હોય છે, આવી ઘટના પ્રત્યેક મન્વંતર બદલાતાં બન્યાજ કરે છે. સખેદાશ્ચર્ય કહેવું પડે છે, કે મહાભારત અને પુરાણોને ગપ માનનારા અર્ધદગ્ધો અને ડોળ રાખનારા લંબકર્ણોએ કદાપિ આર્યવિદ્યાની અલૌકિક ભૂમિકારૂપ તે મહાન ગ્રંથો ઉપર વિચાર કર્યો છે ખરો? બંને ગોલાર્ધ અને ઉત્તર અને દક્ષિણમાં ધ્રુવ મંડલ સમાન અહોરાત્ર અને ઉન્મંડલવૃત્ત ઉપર નિરંતર સૂર્યનું ફરવું થાય, કારણ કે ક્રાંતિવૃત્ત અને ઉન્મંડલવૃત્ત એક થઈ જાય. સૂક્ષ્મ બુદ્ધિથી વિદ્વાનો વિચાર કરજો. ઉપર્યુક્ત શ્લોકો વિશાળ બુદ્ધિવાળા વેદવ્યાસના રચેલા અને તે ભીષ્મપિતામહે ધર્મરાજ પ્રતિ કથારૂપે કહેલા છે. પ્રોફેસર હાનસેનના ગ્રંથાનુસાર જ્યોતિર્વિદ્ કેતકરના જ્યોતિર્ગણિત (પૃ. ૮૬-૮૭) માં લખેલ ગણિતદ્વારા શક પૂર્વ ૨૯૮૨૦૦ વર્ષે સૂર્યની ક્રાંતિ ૬૩ અંશ ૭ કલા આવે છે. તો ૯૦ અંશ પૂર્ણ ક્રાંતિ સમયે દક્ષિણ ખગોળના દાનવ તારકાપુંજો અને ઉત્તર ખગોળના દેવ તારકાપુંજોનું સંક્રમણ અને સમયની ખગોળની ઐતિહાસિક ઘટનાનું વર્ણન જે વેદમાં મંત્રો રૂપે લખાયું હતું તેજ ભગવાન વેદવ્યાસે મહાભારત અને પુરાણોમાં સ્પષ્ટ વર્ણવેલ છે તે કેવળ સત્ય છે. જ્યોતિષના સિદ્ધાંતો પાછળના વિદ્વાનોએ રચીને મહર્ષિઓને નામે ચડાવેલ છે. તેથીજ ૨૪ અંશથી વધારે કે ઓછી ક્રાંતિ માની નથી, તેમજ સૂર્યસિદ્ધાંત જેવા ગ્રંથમાં અયનાંશનું આન્દોલન આગળ પાછળ ૨૭ અંશ માનેલ છે. છતાં અયનાંશનાં અને ક્રાંતિનાં પૂર્ણ ભગણો થાય છે. એમ મહાભારતમાં આપેલ ઈતિહાસોથી જણાય છે. કામબુદ્ધિથી બ્રહ્માનું સરસ્વતી પાછળ જવું, પાછું પોતાનું તે શરીર બદલી નાખવું, અહલ્યા પાસે ઈન્દ્રનું જવું, દક્ષ પ્રજાપતિના યજ્ઞનો નાશ, વામનરૂપે વિષ્ણુનું બલિ પાસે જવું, વૃદ્ધ ચ્યવનને સુકન્યા સાથે પરણવું, વગેરે અનેક કથાઓનો સંબંધ જે મહાભારતમાં આવેલો છે, તે સર્વ તે તે નામના તારકપુંજોનું સંક્રમણ વેદકાલીન આપણા પૂર્વજોએ આવી કથારૂપે આપણને પહોંચાડયું. તે સર્વ તેમણે નજરે જોઈને નિર્ણય કરી લખેલ છે. આપણા પ્રાચીન ગણાતા જ્યોતિઃસિદ્ધાંતોમાં પણ ભેળસેળ જણાય છે, છતાં ઘણાં ઉપયોગી વચનો મળી આવે છે. તે પણ આપણા આ કાર્યમાં સહાય આપનારાં છે. છતાં મહાભારતના ઈતિહાસો તો અલૌકિકજ ગણાય.

વર્તમાન વૈવસ્વત મનુ ચાલે છે. તેના આરંભમાં બ્રહ્મલોકમાં એકસ્થ સૂર્ય તપતો હતો એટલે તે સમય બરોબર સૂર્યની ક્રાંતિ ૯૦ હતી. વૈદિક યુગ પ્રમાણે ગણતાં ૧૨૦૦૦ વર્ષોની એક ચોકડી થાય. જ્યોતિઃ સિદ્ધાંતોમાં તેને દેવનાં વર્ષો માનીને તે સંખ્યા ૩૬૦ ગણી કરી છે. પરંતુ તેમ કરવાનું કારણ નથી. કેમકે તે માનવમાન પ્રમાણ છે એમ સબળ પ્રમાણો મળે છે. તે પ્રમાણે ગણતાં વૈવસ્વત મનુના આરંભથી અદ્યાપિ પર્યંત ૨૮ ચોકડી ગઇ છે. તેથી ૧૨૦૦૦×૨૮=૩૩૬૦૦૦ વર્ષો થાય છે. અર્થાત્ ૩૩૬૦૦૦ વર્ષો પહેલાં સૂર્યની પરમક્રાંતિ ૯૦ અંશ થઇને બ્રહ્મલોકસ્થ તપતો હતો તે વખતે પણ ઉત્તરાયણ અને દક્ષિણાયન બરોબર થતાં હતાં એમ શાંતિપર્વના ૨૨૫ માં અધ્યાયમાં જણાવેલ છે.

अयनं तस्य षण्मासानुत्तरं दक्षिणं तथा ।

येन संयाति लोकेषु शीतोष्णे विसृजन् रविः ॥२९॥

૯૦ અંશની ક્રાંતિ સમયે પણ દક્ષિણાયન અને ઉત્તરાયણમાં ભૂગોળના દક્ષિણોત્તર ગોળાર્ધોમાં શીત અને ઉષ્ણતાને વધતી ઓછી કરતો હતો.

# પ્રમાણ ૫ મું.

तदैव दधीत । अग्निर्वा एतासां मिथुनमग्निनैता मिथुनेन समृद्धास्तस्मादैव दधीत

( श. ब्रा. २-१-२ )

. પરંતુ અહીં એવી શંકા લેવાનું કારણ નથી ( પ્રમાણ ચોથામાં શંકા લીધી તેવી ) કેમકે સપ્તર્ષિઓનાં તારાઓ સાથે કૃત્તિકા પુંજની જોડી કાયમ નહોતી. તે થોડા કાળ માટે થયેલી હતી. મુખ્યત્વે તે અગ્નિ તારાથી યુક્ત છે. તેથી કૃત્તિકા નક્ષત્રમાં આધાન કરવું. શતપથના આ પાંચમા પ્રમાણથી સ્પષ્ટ થાય છે કે કૃત્તિકા સાથે નિકટમાં અગ્નિ તારા નિરંતર હોય છે.

કૃત્તિકા પરમ ક્રાંતિમાં હતી અને શતપથ સ્થળ અક્ષાંશ ૩૫ માં અચ્યુત રહેતી તે કાળ ૫૪૭૦૦ વર્ષ શક પૂર્વનો ઠરાવ્યો, અને મહાભારતકાળને શક પૂર્વે ૧૮૦૦૦ વર્ષનો ઠરાવ્યો. તે બંનેમાં ૩૬૦૦૦ વર્ષોનો તફાવત કંઇ નાનો સુનો નથી જ. તો એટલા મોટા કાળની પ્રાચીન વાર્તા મહાભારતમાં યથાસ્થિત કેવી રીતે આવી શકે? કદાપિ આવી હોય તો શતપથમાં કહેવા પ્રમાણે સપ્તર્ષિની પત્નિનું રૂપ કૃત્તિકાએ ધારણ કર્યુ હતું ઇત્યાદિ વાતો પણ મહાભારતના પ્રસ્તુત કથા વિભાગમાં વિસ્તૃત રૂપથી આપવી જોઈએ. અને જ્યોતિઃશાસ્ત્રના આધારથી તેની અક્ષાંશ ૩૫ સ્થળની ઐતિહાસિકતા સિદ્ધ થવી જોઇએ. અન્યથા એવો મોટો કાળ શાસ્ત્રીય જ્ઞાન યુગમાં સર્વમાન્ય કેવી રીતે થાય?

એ પ્રશ્નોના ઉત્તરમાં કહી શકાય છે કે તે ઘટના પૃથ્વી ઉપર કોઇ વ્યક્તિ દ્વારા દશવીશ વર્ષના અલ્પ કાળમાં બનેલી ન હોઈને આકાશમાં થયેલી છે. અને તે હજારો વર્ષ સુધી પૃથ્વી ઉપર નિત્ય પ્રતિ દેખાતી રહી છે, તે સમયે હજારો વિદ્વાનોનો દૃષ્ટિપાત તે પ્રત્યે થાય તે પણ સ્વાભાવિક વાત છે. અને તેમાંથી ખગોલીય તત્ત્વવેત્તાઓએ પોતપોતાના સમયની પ્રત્યક્ષ દેખેલી વાતોને પ્રાચીનોની કથિત વાતો સાથે મેળવીને ગદ્યપદ્યાત્મક બનાવી છે. તેજ બ્રાહ્મણાદિ ગ્રંથોમાં અંકિત થયેલી છે. તેજ મંત્રો અશ્વમેધ અને રાજસૂય યજ્ઞમાં ઘણા ગૌરવ સાથે ભણાતી હતી. તેથી તે સમયના કેટલાક વિદ્વાન કવિઓએ તેને પુરાણ કથા અથવા માનવ ચરિત્રનું રૂપક દઇને વ્યાખ્યાન ઉપદેશાદિના અનેક સાધનો દ્વારા પ્રસિદ્ધ કરી છે. મહાભારતકાર ભગવાન વેદવ્યાસે મહાભારતમાં એવી ઘણી કથાઓ ઉદ્ધૃત કરી રાખેલી છે. કે જે વસ્તુતઃ ખગોલીય ઐતિહાસિક છે. વનપર્વના કથાભાગમાં સ્કંદના ઉપાખ્યાનમાં કૃત્તિકા સંબંધે પ્રસ્તુત શ્લોકો આવેલા છે. જો તે ઐતિહાસિક વાતો હોત, અને કોઇ કવિઓ દ્વારા રચાયેલ હોત તો આટલો દીર્ઘકાલ ટકી શકે નહીં. પરંતુ તે હજારો વર્ષમાં ધીરે ધીરે નિયમિત થતો થતો દિવ્ય જ્યોતિઓનો ખગોલીય ઇતિહાસ છે. ત્યારેજ આજ પણ આપણે તેને જ્યોતિર્ગણિતની કસોટી ઉપર કસીને સત્યાસત્યનો નિર્ણય કરી શકીએ છીએ. એટલું જ નહીં પણ તે ખગોલીય ઐતિહાસિક પદ્ધતિના સિદ્ધાંતને આધારે કથાભાગોના ભિન્ન ભિન્ન કાળોને તેજ ગ્રંથોક્ત સેંકડો પ્રમાણોની એકવાક્યતાદ્વારા નિશ્ચિત કરતાં આજથી ૩૩૬૦૦૦ વર્ષો સુધી કાલાનુક્રમવાર ઇતિહાસ બતાવી શકીએ છીએ.

સર્વ સાધારણ વિદ્વાનોને જ્ઞાત થવા માટે જ્યોતિઃ શાસ્ત્રમાં કાલાવધિ ગણિતનું કેવું મહત્ત્વ છે, અને ગ્રહગતિના સૂક્ષ્મમાનોનો નિશ્ચય કરવામાં તેનો કેવો અને કેટલો ઉપયોગ થતો આવ્યો છે તે જાણવા માટે ઉદાહરણો આપું છું.

૧. ટાલેમી ઇ. સ. ૧૪૦ તે જ્યોતિર્વિદ છઠ્ઠામાં હતો. તેણે અલ્માજેસ્ત નામના ગ્રંથમાં ખાબીલોન શહેરના ખાલ્ડીયન લોકોએ જોએલ ત્રણ ચંદ્રગ્રહણોના ગણિતનો ઉલ્લેખ કર્યો છે. તેનો ઉપયોગ પ્રો. હાનસેન આદિ પાશ્ચાત્ય વિદ્વાનોએ ચંદ્રની મધ્યમગતિ નિશ્ચિત કરવામાં કર્યો.

૨. ગ્રીક જ્યોતિર્વિદ હીપાર્કસે ઈ. સ. પૂ. ૧૨૮ માં વેધથી ચિત્રનો ૧૭૪ અને મઘાનો ૧૧૯–૫૦ સાયનભોગ નિશ્ચિત કરી લખેલ હતો, તે ઉપરથી યુરોપમાં સાંપ્રત અયનાંશ અને અયનગતિનો નિશ્ચય કરવામાં તેનો ઉપયોગ થયો છે.

૩. અત્યંત પ્રાચીન કાળથી વસંતસંપાતનું માપ લેવાનું જ્ઞાન વેદવેત્તા ધરાવતા હતા તે ચિત્રા અને મઘા નક્ષત્રથી જાણતા. "चित्रा मघारायईशे वसूनाम्" (ऋ. सं. ७–७५–५) વસુ=વસંત સંપાતનું માપ લેવામાં ચિત્ર રાજા અને મઘા પ્રધાનતુલ્ય છે. આથી આર્ય વિદ્વાનો અનાદિ કાળથી વેધશાસ્ત્રમાં સ્વતંત્ર છે.

૪. પીકાર્ડ નામના ફ્રેંચ જ્યોતિષીએ ઇ. સ. ૧૬૬૯ માં સૂર્ય અને પુનર્વસુયોગ તારાનું અંતર માપેલું હતું. તો ત્યાર પછી ઈ. સ. ૧૭૪૫ માં લાકેલ નામના વિદ્વાને તે ઉપરથી તેમજ પોતાના સમયની સ્થિતિથી–નાક્ષત્રસૌર વર્ષમાનનો નિર્ણય કર્યો.

ઇત્યાદિ વાર્તાથી આપને ખાત્રી થશે કે આજના સૂક્ષ્મ પરિમાણોથી પૂર્વના પરિમાણો ભલે સ્થૂલ હોય તો પણ બંને ઘટનાઓના પરિમાણોનું અંતર જાણીને તેમાં ગત વર્ષોનો ભાગ દેવાથી તે પરિમાણો અત્યંત સૂક્ષ્મ થાય છે. તે કારણથી જ્યોતિઃશાસ્ત્રમાં દીર્ઘકાલાવધિ પ્રોક્ત પરિમાણોનું અતિશય મહત્ત્વ મનાય છે. કારણ કે એવી વાતો જ્યારે બે ચાર સૂક્ષ્મ પરિમાણોથી તે કાળમાંજ નિશ્ચિત થાય તો તેની માન્યતા અબાધિતપણે સિદ્ધ થાય છે.

ઉપર્યુક્ત કાલાવધિ પ્રોક્ત જ્યોતિષ્ ઘટનાઓથી થતો સ્વલ્પ ઉપયોગ જોઇને પાશ્ચાત્ય વિદ્વાનો સાથે અર્ધદગ્ધ આર્ય વિદ્વાનો તે વિષયમાં પ્રાચીન મહર્ષિઓ ઉપર દોષ લગાડે છે અને આક્ષેપ કરે છે કે ગ્રીક લોકોએ જેમ પોતાના જ્યોતિષના વેધો લખીને સુરક્ષિત રાખેલ છે, તેમજ ખાલ્ડીયન લોકોએ પણ રાખેલ છે. તો તેમની જ્યોતિષ અને ઐતિહાસિક વાર્તાઓ આજ પણ આપણને ઈષ્ટિકા કૃતિના લેખોમાં ત્યા ગ્રંથ કે નિબંધ આદિમાં ઉપલબ્ધ થાય છે. તે પ્રમાણે ભારતીય જ્યોતિર્વિદોએ લખી રાખી નથી. ભારતીય જ્યોતિર્ગ્રંથો સર્વ સ્થાને તૈયાર અંકોથી ભરેલા છે. પરંતુ તે કયા કાળમાં કેટલા વર્ષોના વેધ ઉપરથી કેવી રીતે રચેલા છે? તે વાર્તાનો તેમાં ઉલ્લેખ નથી. કેવળ પ્રાચીન અપૌરુષેય કહીને બેસી રહેલા છે. તેમાં શકે. ૪૨૧ થી અર્વાચીન ગ્રંથકારોએ કહેલ પરિમાણો કંઈક સૂક્ષ્મ છે, અને તે લખેલાં મળે પણ છે. જેમકે વરાહમિહિર, આર્યભટ્ટ, બ્રહ્મગુપ્ત, લલ્લ, ભાસ્કર કેશવ અને ગણેશદૈવજ્ઞ આદિ વિદ્વાનોએ સૂર્યચંદ્રનાં ગ્રહણો, ગુરુશુક્રાદિના અસ્તોદય અને ગ્રહોના ક્ષેપકાદિ પરિમાણો લખી રાખેલ છે. તેમજ સિદ્ધાંતસમ્રાટ, સાર્વભૌમ અને યંત્રરાજ આદિ ગ્રંથોમાં તત્કાલીન તારાઓના ભોગશર, નગરોના અક્ષાંશ અને રેખાંશ તેમજ પરમક્રાંતિ આદિ માન વેધસિદ્ધ રીતે સંગૃહીત કરેલ છે. તે પ્રમાણે પ્રાચીનોએ કરેલ નથી. એટલુંજ નહીં પણ નક્ષત્રોના નામો ચીન પાસેથી અને રાશિઓનાં નામો ગ્રીક પાસેથી ભારતીય વિદ્વાનો શીખેલા છે!!! ઇત્યાદિ એ સર્વ આક્ષેપો મિથ્યાપ્રલાપ છે. કારણ અદ્યાપિપર્યંત ભારતીય અલૌકિક વિદ્યાનો એક અંશ પણ જાણ્યો નથી તેથી જ્યોતિર્વિજ્ઞાનસંબંધે સંદેહ ઉત્પન્ન થાય તે સ્વાભાવિક છે.

પરંતુ જે પ્રકારે એ હજાર વર્ષમાં પાશ્ચાત્યદેશીય શોધોથી જેટલી ઉન્નતિ જ્યોતિ વિજ્ઞાનની થઈ છે, તેનાથી સેંકડો ગણી ઉન્નતિ લાખો વર્ષ પહેલાં ભારત વર્ષમાં થયેલી હતી. તેનો વાસ્તવિક પૂરાવો બલિ અને ઈન્દ્રનો છે. ૯૦ અંશ સૂર્યની પરમ ક્રાંતિ થાય ત્યારે એકરથ બ્રહ્મલોકરથ તપે. તે સમયે ધારો કે આપણો આ ભૂગોળ દૈનિક ભ્રમણ ન કરતો હોય તો વિષુવૃત્તપર સ્થિત માનવ પોતાની ક્ષિતિજમાં નિરંતર ફરતો દેખે અને એક વર્ષ પૂર્ણ થતાં બરોબર એક આંટો મારે છે એમ પ્રત્યક્ષ માનશે. પરંતુ ભૂગોળના દૈનિક ભ્રમણથી દિનરાત્રિ થતાં થતાં ઉત્તર પરમક્રાંતિ વેળા ઉત્તર ધ્રુવમાં અને દક્ષિણ પરમક્રાંતિ વેળા દક્ષિણ ધ્રુવમાં દેખે!! આવી અસાધારણ ઘટનાના ઉલ્લેખો વેદકાળથી નોંધ લેનારા પ્રાચીન જ્યોતિર્વિજ્ઞાનવેતા તે વિજ્ઞાનને અપૌરુષેય ન કહે તો પ્રશ્ન એ છે કે તેને માટે અન્યવિશેષણ છે ખરૂં? પુરુષાર્થવાદી પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો પરમક્રાંતિના અંશ ૬૩ સુધી પોતાના સૂક્ષ્મ સાધનો વડે સૂર્ય જાય તે વાત સિદ્ધ હોવા છતાં વિચારના વમળમાં પડે છે; ત્યારે ૯૦ અંશ સૂર્યની પરમ ક્રાંતિની સ્થિતિમાં બનતી ખગૌલિક ઘટનાઓની નોંધ લેનારાના સમયે ભારતીય જ્યોતિષની કેટલી ઉન્નતિ હોય? તેનો વિચાર વિદ્વાનો કરશે.

આધુનિક સર્વ દેશના વિદ્વાનો માને છે કે માનવ જાતિનું મૂળ સ્થાન ભૂગોળના ઉત્તર ધ્રુવ પ્રદેશમાં હતું. તે વાત પાશ્ચાત્ય પંડિત ડૉ. વારને નંદનવનોપલબ્ધિમાં જણાવેલ છે. અને તે વાત લોકમાન્ય તિલક જેવા સમર્થ વિદ્વાને પણ સ્વીકારી છે. તેથીજ વૈદિક મહર્ષિઓના પૂર્વજો ઉત્તર ધ્રુવ નજીક રહેતા એ વાત જણાવી છે. એ વાત ગમે તેમ હોય પણ વેદોની ઉત્પત્તિ કયા પ્રદેશમાં થઇ તે વિષયમાં સાંપ્રત બે જટિલ પ્રશ્નો આપણી સામે ઉભા થાય છે.

૧. જો ઉત્તર ધ્રુવ પ્રદેશમાં વેદોનું નિર્માણ હોય તો વેદોમાં કુરુ, પાંચાલ, કોસલ અને વિદેહાદિ દેશો, ગંગા, યમુના, સિંધુ, સરસ્વતી આદિ નદીઓ, હિમાલય અને વિંધ્યાદિ પર્વતો, વિનશન, નૈમિષારણ્ય તથા અંતર્વેદ આદિ પ્રદેશો, તેમજ દક્ષિણ ધ્રુવમાં દેખાતાં તારકપુંજો કે જેનાં દક્ષિણ શર અધિક હોવાથી ઉત્તર ધ્રુવ પ્રદેશમાં કદાપિ દેખાયજ નહીં તેવા ત્રિશંકુ, અગસ્ત્ય અને લોપામુદ્રા વગેરેના ઉલ્લેખો વેદોમાં આવેલ છે તે સર્વ ભારતવર્ષમાં ઉપલબ્ધ થાય છે. તો તે નામોની ઉપલબ્ધિ વેદોમાં ક્યાંથી?

૨. જો ભારતવર્ષમાં વેદોનું નિર્માણ હોય તો વેદોમાં એક માસની ઉષા, એક માસની સંધ્યા, સતત અહોરાત્રનો મંત્રનો દીર્ઘકાલીન સંધિપ્રકાશ, અતિ શીતને કારણે કાલોપયોગી અતિરાત્રયજ્ઞ અને મંડલાકાર ઘુમનારી દિવ્ય જ્યોતિઓનો જે ઉલ્લેખ છે તે સર્વની ઉપલબ્ધિ ઉત્તરધ્રુવપ્રદેશમાંજ થાય છે. તો તે જ્યોતિઃસંબંધીય આધિભૌતિક વિશિષ્ટતાની વાતો ભારત વર્ષમાં કેમ હોઇ શકે?

## અનુક્રમણિકા.

માર્ગશીર્ષ, સં. ૧૯૯૪.


| વિષય. | પૃષ્ઠ. | વિષય. | |
|---|---|---|---|
| १ नामवाद. ... ... ... | ३२९ | ५ श्री बालिका विद्यालय (कांकरोली) का उद्घाटन ... | ... |
| २ ऐतिहासिक भव्य समारोह ... | ३३१ | ६ વેણુરવ ... ... | .. |
| ३ अभिनंदन पत्र ... ... | ३३६ | ૭ જગદ્‌ગુરુ કેણ થઇ શકે ? | ... |
| ४ श्रीद्वारकेश ब्रह्मचर्याश्रम कांकरोलीका उद्घाटन ... ... ... | ३३८ | ૮ વૈષ્ણવની વાર્તા .. | ... |
| | | ૯ સમાચારાદિક ... | ... |


---

ભગવદીયનો ગોલોકવાસ—અમદાવાદની ગુજરાત વૈશ્ય સભાના પ્રાણસમા, એક વૈષ્ણવ યુવક રા. રા. શ્રી રમણલાલ એચ. મહેતા શ્રી ચરણમાં શ્રીમહાપ્રભુજીના ચ[illegible] પ્રાપ્ત થયા જાણી ખેદ થાય છે તેઓ એક સારા અભ્યાસી હોઇને ગુજરાત [illegible] B. A. પસાર થઈ M. A. નો અભ્યાસ કરતા હતા. તેમજ એક સેવાભાવી વૈષ્ણવ હતા. [illegible] દૈન્યભાવ હતો. શ્રીઠાકુરજી ઉપરનો પ્રેમ અવર્ણનીય હતો. જ્યારે આજના યુવકો તિલક કરતાં શ[illegible] છે ત્યારે તે પોતાના કપાળમાં ભવ્ય તિલક (દ્વાકાર) કરી કોલેજમાં જતા અને વ્યવહારમાં ' શ્રીકૃષ્ણ ' સિવાય બીજો કોઈ ઉચ્ચાર ન કરતા. તેમનામાં ગ્રેજ્યુએટનું અભિમાન ન હતું. એક સ[illegible] ચારિત્ર્યવાન, ભક્તિમય જીવન ગાળનારા સંસારમાં જુજ જ બનનાર યુવક હતા. આજ યુવકવર્ગમાં તે[illegible] મોટી ખોટ પડી છે. ભગવાન તેમના દિવ્ય આત્માને પોતાના શરણમાં રાખે એજ અભ્યર્થના.

---

॥ श्रीविभुवदनानलाचार्या विजयन्तेतमाम् ॥

વર્ષ ૧૨. માર્ગશીર્ષ સં. ૧૯૯૪.

# શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ

અંક ૯ શ્રીવલ્લભાબ્દ ૪૫૯.

## ॥ अथ लालूभट्टजीकृतनामवादः ॥*

श्रीगिरिधारी जयति ॥ श्रीमद्गिरिधरं नत्वा श्रीराधाप्राणवल्लभम् ॥ वन्दे श्रीवल्लभाचार्यान् प्रभून् श्रीविट्ठलेश्वरान् ॥१।

षष्ठस्कंधे ' सांकेत्यं पारिहास्यं वा, स्तोभं हेलनमेव वा वैकुंठनामग्रहणमशेषाघहरं विदुः ' निबंधे च ' अतः पुत्रोपचारेपि तद्वस्तु निखिलाघनुदिति, अत्रेदं विचार्यते, संकेतितादिस्वरूपस्य भगवन्नाम्नः सर्वपापनिवारकत्वं श्रीभागवतेन्यास्मिन्नपि पुराणे निबंधे च निरूपितं, तत्किं सर्वान् प्रत्यविशेषेण फलदायकमुताधिकारिविशेष एवेतिसंशये निर्णय उच्यते, श्रीमद्भागवते हि सर्गादिका लीलास्तृतीयादिद्वादशांतस्कंधैर्निरूप्यंत इति व्यवस्थापितं निबंधसुबोधिन्योः, तासु पोषणरूपा लीला षष्ठस्कंधे प्रतिपाद्या, सा भगवदनुग्रहरूपा, 'पोषणं तदनुग्रह' इति शुकवाक्यात्, ' कृष्णानुग्रहरूपा हि पुष्टिः कालादिबाधिके 'ति निबंधाच्च, तथाच स्कंधार्थे विचार्यमाणे भगवदनुगृहीतानामेव सांकेत्यादिनामग्रहणे निखिलांहोनाशो नतु सर्वेषां तदुक्तमत्र निबंधे 'भगवत्सेवका ये तु कथंचिद्भिन्नतां गताः सर्वात्मना पापनाशस्तेषामेव भवेद्ध्रुव'मिति । अतो भक्तेतरेषां तु ज्ञानकर्मणी प्रायश्चित्तरूपे । अत एव राज्ञा पृष्टेन श्रीशुकेन प्रायश्चित्तप्रसंगे कर्मज्ञाने पूर्वमभिहिते यदि सर्वान् प्रत्यविशेषेण नाम फलेत्तर्हि प्रायश्चित्तत्वे नामैकमेवोक्तं स्यात्, पापनाशने सर्वप्रायश्चित्तापेक्षया हरिनाम्नो बलीयस्त्वात्, अतो नामेतरप्रायश्चित्तोक्त्यन्यथानुपपत्त्याधिकारिविशेष एव नाम्नस्तथाविधफलदातृत्वमिति ज्ञेयम् । ये तु ननुगृहीतास्तेषामभक्तानां कर्मज्ञानं च पापनाशकं, तत्रापि कर्मापेक्षया ज्ञानस्योत्तमत्वं, ' कर्मणा कर्मनिर्हारो न ह्यात्यंतिक इष्यते, अविद्वदधिकारित्वात्प्रायश्चित्तं विमर्शनमिति श्रीशुकवाक्यात्, न चैवं भक्तानां पापमोचनं नाम्ना, तदितरेषां तु कर्मज्ञानाभ्यामित्युक्ते कर्मज्ञानयोर्नामतोन्यमितिवाच्यं न तथा ' ह्यघवान् राजन् पूयेत तपआदिभिः यथा कृष्णार्पितप्राणस्तत्पूरुषनिषेवया ' ' तैस्तान्य

* ग्रन्थोऽयं साम्प्रदायिकविद्वद्वरभट्टश्रीगिरिधरगोस्वामिभिः प्रतिलिपीकृत्य प्रहितो मुद्रणार्थं भगवदीय मेघेलालोपरि । तैश्च मुद्रणार्थं मह्यं वितीर्ण इति भूयोभूयः स्मरामि पुरोक्तविद्वद्युगल महौदार्यम् ।

घानि पूयंते तपोदानजपादिभिः' 'नाधर्मजं तद्धृदयं तदपीशांघ्रिसेवया, न निष्कृतैरुदितैर्ब्रह्मवादिभिस्तथाविशुध्यत्यघवान् व्रतादिभिः यथा हरेर्नामपदैरुदाहृतैस्तदुत्तमश्लोकगुणोपलंभक'मित्यादिवाक्यैः सर्वेभ्यः प्रायश्चित्तेभ्यो हरिनामोच्चारणादिरूपभक्तेराधिक्योपलंभात् । अत एव प्रायश्चित्तप्रसंगे महता प्रबंधेन नामोच्चारणादिरूपभक्तेरेव मुख्यत्वं श्रीशुकोवर्णयन् । इदमेव निबंधे स्फुटीकृतम्, 'भगवद्भक्तानामेव हरिनाम्ना सर्वाघनाशः, इतरेषां तु ज्ञानकर्मभ्यां पापक्षयः, इतरैर्ज्ञानिकर्मिभिर्गृह्यमाणस्यहरिनाम्नोपि यथायथं ज्ञानकर्माङ्गत्वेन भक्तिमार्गीयत्वात्। ये भगवद्भक्तास्तत्कर्तृकनामोच्चारणं तु भगवद्भक्तिरूपमेव । 'केचित्केवलया भक्त्या वासुदेवपरायणा' इत्युपक्रम्य 'अत्र चोदाहरंतीममितिहासं पुरातन'मिति निरूपणात् । ये तु पूर्वमुदासीनाः सत्संगादिना माहात्म्यमवगत्य नाम गृह्णंति तेषां तु निखिलदोषनिवृत्तिः स्यादेव, भगवत्प्रसादेन नामोच्चारणात्मकभगवद्भजने तन्निवेशात्, नामोच्चारण एव तद्विषयककृष्णप्रसादज्ञानं भवति भगवदनुग्रहमृते नामोच्चारणे श्रद्धैव नोद्भवेत् अत श्रद्धापूर्वकनामोच्चारणेन भगवत्प्रसादकार्येण तत्कारणीभूतं भगवत्पोषणमवगम्यते अतः पूर्वमुदासीनत्वेपि कृष्णकृपातो भजनप्रवेशान्नाम्ना तस्य समस्तदुरितध्वंसः सिध्येदितिबोध्यं, अजामिलस्तु पूर्वं हरिभक्त एव केनचिद् गर्वादिजन्यापराधादिना चाघदोषसंबंधस्तस्याभूत् । 'अथापि मे दुर्भगस्य विबुधोत्तमदर्शने भवितव्यं मंगलेन येनात्मा मे प्रसीदति, अन्यथा म्रियमाणस्य नाशुचेर्वृषलीपतेः वैकुंठनामग्रहणं जिह्वा वक्तुमिहार्हति,' क चाहं कितवः पापो ब्रह्मघ्नो निरपत्रपः' क च नारायणेत्येतद्भगवन्नाम मंगल' मित्यादिवाक्यैरजामिलेनैव स्वकर्तृकभगवन्नामग्रहणे स्वाज्ञातकारणविशेषपरामर्शात्, सर्वकारणविशेषो भगवत्प्रसाद एव स्कधार्थसंगतिबलेन तथा निर्णयात् । अतोजामिल. पूर्वं भक्त एवेति तस्मिन् भगवत्प्रसादेन संकीर्तितनाम्नाप्यखिलदुरितध्वंस इतिनिष्कर्ष । तदुक्तमत्रैव निबंधे 'अजामिलो दासयोग्यः प्रागेव हरिणा तथा, विचारितो गर्वमुक्त्यै तथात्व प्रापितो बलात् । स्वभावदुष्टजीवा हि स्वधर्मोत्कर्षभावुकाः, अतस्तथाविधं कृत्वा स्वात्मसात्कुरुते हरिरिति । एतदेव क्रमसंदर्भे जीवगोस्वामिभिरप्युक्तं, अथापीत्यनेन प्राचीनास्य भक्तिरस्ति किंतु केनाप्यपराधेनावृत्ताभूदिति गम्यत इति तथा च भगवद्भक्तानां केनचिदपराधविशेषेण दोषसंबद्धानामेव सांकेत्यादिनामग्रहणेन सकलदुरितनिरासो नान्येषामिति निर्द्धारः । अन्यत्र पुराणादावपि हरिनाममहिम्न एवैव व्यवस्था, श्रीमद्भागवतानुसारेणैव सर्वेषा निर्णयकरणस्योचितत्वात्, 'सर्ववेदेतिहासाना सारंसारं समुद्धृत, सच संश्रावयामास महाराजं परीक्षित'मित्यादिवचोभिः श्रीभागवतस्य सर्वसाररूपत्वात् । अर्थोयं ब्रह्मसूत्राणां भारतार्थविनिर्णयः, गायत्रीभाष्यरूपोसौ वेदार्थपरिबृंहितः, पुराणानां सामरूपः साक्षाद्भगवतोदितः, द्वादशस्कंधयुक्तोयं शतविच्छेदसंयुतः ग्रंथो द्वादशसाहस्रः श्रीमद्भागवताभिध इति सम्बंधभृतगारुडवाक्यात् श्रीमद्भागवतस्य भारतादिनिर्णायकत्वेन बलिष्ठत्वात्तदविरोधेनैवेतरपुराणादिव्यवस्थाया योग्यत्वमितिदिक् । इदं. त्ववधेयं, अजामिलेन यन्मरणावस्थातः पूर्वं पुत्रस्नेहेन नारायणनाम गृहीतं तेन संकीर्तितेनापि भगवन्नाम्ना

स्वयंसेवक मंडल. ६ श्रीद्वारकेश व्यायामशाला. ७ श्रीद्वारकेश संस्कृत पाठशाला. ८ श्रीद्वारकेश विश्व वस्तु संग्रहालय. ९ श्रीद्वारकेश ग्रन्थमाला प्रकाशन विभाग. १० श्रीशुद्धाद्वैत सांप्रदायिक तथा व्याख्यान परीक्षा विभाग. ११ श्रीद्वारकेश बालिका विद्यालय. १२ श्रीशुद्धाद्वैत द्वारकेश ब्रह्मचर्याश्रम.

उक्त संस्थाएँ कांकरोलीमें अपना कार्य उत्तरोत्तर बढा रहीं है. उस, के अतिरिक्त नं २. तथा नं. ९ की कई शाखाएँ विद्याविभाग द्वारा खोली जा चुकी है.

नं. ९ के द्वारा अभी तक छोटे मोटे कुल मिला कर १२ ग्रन्थ हिन्दी गुजराती तथा संस्कृतमें प्रकाशित किये जा चुके है.

नं. १० के द्वारा लगभग ३००.४०० विद्यार्थीओंमें विद्या एवं धर्मका प्रचार किया जा चुका है. विद्याविभागने अभीतक हिन्दी तथा संस्कृतके ५० विद्वानोंको सन्मानोपाधि तथा स्वर्ण रजत के पदक प्रदान द्वारा सन्मानित किया है.

विद्याविभागके इसी कार्यकालमें उसके द्वारा एक भवन भी बनवाया जा चुका है जिसका नाम श्रीबालकृष्णविद्याभवन है और जिसकी लागत प्रायः बीस हज़ार रु. है. और जिसके निर्माणका प्रायः आधा भाग शेठ हरजीवनदास पुरुषोत्तमदासके ट्रस्ट फंड द्वारा मिला है.

इस प्रकार विद्याविभागने कांकरोलीमें एक नया ही वातावरण तैयार कर दिया है. जिसका श्रेय उसके अध्यक्ष गो. श्रीव्रजभूषणलालजी महाराजके विद्याप्रेमको ही दिया जा सकता है.

सं. १९९४ के संवत्सरोत्सवके दिन विद्याविभागकी स्थापनाका उत्सव मनाया गया. जिसकी सूचना इसके अध्यक्षमहोदयके पास भेजी गई. अध्यक्षमहोदयने कांकरोली पधारतेही विद्याविभागका दशाब्दी महोत्सव करनेका विचार प्रकट किया जिसके फलस्वरूप एक योजना तैयार की गई. इस आयोजनको सफल बनानेके लिये विद्याविभाग द्वारा एक संयोजक समिति का निर्वाचन किया गया जिसके प्रधान मंत्रीका पद विद्याविभागके उपाध्यक्ष गो. श्रीविट्ठलनाथजी महाराजको समर्पित किया गया. इस समितिमे आवश्यक कार्यकर्ताओंके अतिरिक्त उदयपुरके प्रधान २ राज्यकर्मचारी सदस्य श्रेणीमें निर्वाचित किये गये. कहना न होगा कि इन सभी महानुभावोंने उक्त आयोजना की सराहना की और आवश्यक संयोग प्रदान करनेका दृढ वचन भी दिया. वास्तवमें दशाब्दी महोत्सवकी जो रूपरेखना बनाई गयी है वह मेवाड देशके लिये एक अभूतपूर्व आयोजना है जो इसके पृथक् प्रकाशित पत्रसे विदित हो सकता है.

इस आयोजनामें संस्थासमुद्घाटनका कार्यक्रम भी सम्मिलित किया गया था और इसका सौभाग्य मेदपाटेश्वरके करकमलों द्वारा प्राप्त करनेका विचार निश्चित किया गया था. फलतः इस विचारको पूर्ण करनेके लिये संयोजक समितिके प्रधान मंत्री गो. श्रीविट्ठलनाथजी महाराज अपने आवश्यक परिकरके साथ आश्विन शु. २ को उदयपुर पधारे और वहां जा कर आपने संयोजक

के समस्त छात्रों अध्यापकोंसे तथा गणमान्य व्यक्तियोंसे भवनका आगेका स्थान खचाखच भर गया था. नीचे सडक पर चारों ओर जनताकी अपार भीड अवलोकनार्थ खडी थी. भवन ध्वजापताका तोरण बन्दनवार और श्लोक आदि से तथा च चित्रोंसे अतिशय सजाया गया था.

श्रीदरबार के शुभ आगमन होते ही बेन्डने आपकी सलामी ली और उपस्थित समुदायने खडे हो कर महाराणा साहबका सहर्ष स्वागत किया. आपके उचित आसन पर आसीन हो जाने पुनः बेन्ड ने एक अपना मधुर गायन सुनाया.

इस के अनन्तर पाठशाला के समस्त बालकोंने खडे हो कर....मै सादर शीश...आदि गान गाकर ईश प्रार्थना की. बालकोंकी मधुर बोली तथा हारमोनियम तबला के गंभीर निनादने भवनको उद्घोषित कर दिया. जिसके कारण समुदाय पर अच्छा प्रभाव पडा.

ईशप्रार्थना हो जाने बाद गोस्वामिश्रीव्रजभूषणलालजी महाराजने एक प्रासंगिक भाषण दिया जिसमें आपने महाराणा साहब के विद्याप्रेम का दिग्दर्शन कराते हुए इस समारोह का महत्त्व सुन्दर ढंग से प्रतिपादित किया और महाराणा साहब के प्रति स्वागत प्रदर्शित किया.

प्रारंभिक भाषण दे लेने के बाद महाराजश्री ने खडे हो कर विद्याविभाग द्वारा निर्मित अभिनन्दन पत्र पढ कर सुनाया. जिसकी कापिया पर्याप्त संख्यामें उपस्थित समुदायमें वितीर्ण की गई थी. अभिनन्दन पत्र के पढे जा चुकने के बाद वह महाराजश्री के द्वारा जयघोषक बीच श्रीदरबारको प्रदान किया गया. जिसे सादर ग्रहण कर महाराणा साहबने अपना पूर्ण सौजन्य अभिव्यक्त किया.

इसके बाद महाराजश्रीने श्रीदरबारको प्रसादी माला पहिनाई जिसे उन्होंने भक्तिपूर्वक ग्रहण की. जिसे देखकर उपस्थित जनसमुदायका हृदय भक्ति विभोर हो गया. यहां यह कहना आवश्यक होगा कि उदघाटन की गत तिथि के परिवर्तित हो जाने से आज के दिन ट्रस्ट फन्ड के ट्रस्टी उपस्थित नहीं हो सके जो पहिले आये थे.

अभिनन्दन पत्र के समर्पित हो जाने के बाद श्रीद्वारकेश व्यायाम शाला के बालकोंने स्वागत गान गाते हुए आकर क्रीडार्थ निर्मित स्थली में उपस्थित हो कर अपनी हाजिरी दी, और बाद में निम्न लिखित व्यायाम कला कौशल सम्बन्धी खेल दिखाना प्रारंभ किया.

प्रायः १ घंटे तक व्यायामसम्बन्धी बालकोंके खेल दरबारश्रीने देखे और अत्यन्तही सन्तोष प्रकट किया. दो तीन खेलों को देख कर तो स्वयं दरबारने करतलध्वनि की जिससे बालकोंका उत्साह द्विगुणित हो गया.

खेल और तीन चार कुश्तियां हो चुकने के बाद महाराणा साहब की ओर से उनके मान्य प्राइवेट सेक्रेटरी बाबु रामगोपालजीने श्रीदरबारका अभिप्राय बांच कर सुनाया जिसको वहां उपस्थित व्यक्तियोंने बडे मनोयोग से सुना. और जिसकी प्रतिलिपि इस के साथ है.

श्रीदरबारका प्रत्युत्तर पढ जाने के बाद महाराजश्रीने महाराणा साहब से विद्याभवनके उद्घाटनार्थ पधारनेका निवेदन किया. इस पर दरबारश्रीने विद्याभवन के नव्यद्वार पर पधारकर चांदीका ताला खोला जिसकी चाबी महाराजश्री के द्वारा दी गई थी. दरवाजा खोलकर दरबारश्री तथा उनके परिकरने भीतरके प्रशस्त हालका निरीक्षण किया और भवनके विषयमें आवश्यक प्रश्न महाराजश्री से पूछे.

श्रीद्वारकाधीश प्रभुके जयघोष के एवं पुष्पवृष्टि के साथ विद्याभवनके उद्घाटनकी क्रिया सम्पादित हो जाने के बाद महाराणा साहब पधारे. उनके मोटरमें विराजते ही बेन्ड ने पुनः आपकी सलामी दी.

समस्त कार्यक्रमके परिपूर्ण हो जाने के बाद शाला के बालकोंको प्रसाद वितरण किया गया.

इस प्रकार जिस विद्याभवनके उद्घाटनार्थ विद्याविभागके अध्यक्ष उसके संचालक आदि की इच्छा थी वह कार्य आशातीत सफलता के साथ बडे अच्छे ढंग और पैमान पर सुसम्पादित हो गया. ऐसा सुवर्ण संयोग आजतक कांकरोलीका अविगत नहीं हुआ. और जहां तक ध्यान आता है श्रीमहाराणा साहबके करकमलोंके द्वारा विद्याविभागकी तीन संस्थाओंके उद्घाटनका जो सौभाग्य कांकरोलीको अधिगत हुआ है वैसा न तो अन्यत्र हुआ ही है और न होनेकी संभावना ही है. स्थानीय इतिहासमें यह एक अनुपम घटना घटी है जिसकी कोई उपमा नहीं.

इस शुभ कार्यसे विद्याविभाग के दशाब्दी महोत्सवका समुद्घाटन कार्यका जो गौरव अभिवर्द्धित हुआ है उससे उसके आगे चलकर सफल होनेकी पूर्ण आशा की जाती है.

प्रस्तुत शुभ कार्य एवं विद्याविभाग संस्थाके कार्यकलाप से प्रसन्न हो कर श्रीमहाराणा साहबने कांकरोली से उदयपुर पधारनेके पूर्व विद्याविभागको २००० तीन हजार रुपयोंका प्रशस्त दान प्रदानकर अपनी विद्याभिरुचिको विशेष विख्यापित कर दिया है. जिसके लिये यह संस्था यावज्जीवन उनके प्रति अपनी कृतज्ञता प्रकाशित करती रहेगी.

हम आशा करते हैं कि श्रीद्वारकेश प्रभु मेदपाटेश्वर श्रीमन्महाराणा श्रीभूपालसिंहजीको दीर्घ आरोग्य और सतत सौख्य प्रदान करनेकी कृपादृष्टि करते रहेंगे. जिससे यह मेदपाट भूमि अपने यशको दिग्दिगन्तव्यापी बना सके.

---

**અમદાવાદમાં શ્રીગોકુલેશ મહોત્સવ**—અત્રે આવેલા મનસુખભાઈની પોળમાં પડી પોળમાં શ્રીગોકુલનાથજીના મંદિરમાં માગશર સુદ ૧ થી વધાઈ બેસાડવામાં આવી હતી. સુદ ૬-૭ ના રોજ તો આનંદની હેલી વર્ષી રહી હતી. ૪૦ જેટલી સંખ્યામાં ઉસ્તાદ કીર્તનકારો (ગવૈયાઓ) આવેલા હતા. તેમજ સુપ્રસિદ્ધ સાક્ષર વિદ્વાન શા. શ્રીયુત કેશવરામ શાસ્ત્રીજી તથા શ્રી. નાગરદાસ ભાગવતીઆ M. A. એ વિદ્વત્તાયુક્ત શૈલીથી શ્રીગોકુલેશજીના દિવ્ય ચરિત્ર ઉપર વ્યાખ્યાન કર્યું હતું. મુખ્યાજી શ્રીયુત લાલાજી ક્રોડીલાલજીએ પોતાના સુકંઠ અવાજથી ભાવાત્મિક વિજયના પદો ગાયાં હતાં.

विद्याकलानुरागी, महामना, उदारचेता, मेदपाटेश्वर, महाराजाधिराज महाराणाजी सर श्री भूपालसिंहजी बहादुर जी. सी. एस. आई., के. सी. आई. ई. की पवित्र परिचर्या में—

## अभिनन्दन-पत्र.

श्रीमान् !

श्रीमान् के शुभागमन एवं समवलोकन से जो सौभाग्य विद्याविभाग कांकरोली को समधिगत हुआ है, ऐसा सद्भाग्य भाग्य से ही किसी साहित्यिक संस्था को संप्राप्त हुआ होगा।

आपके तात्कालिक सद् अभिप्राय के प्रदान से जो अभिनव अनुकम्पा अभिव्यक्त हुई थी, वह न केवल इसके लिये गौरव—अभिवर्धक ही थी, प्रत्युत इसे अभ्युन्नत करने के लिए वह कारणभूत भी सिद्ध हुई है।

यही कारण है कि आज यह संस्था पुनः श्रीमानों का स्वागत एवं प्रश्रय प्राप्त करने का अनुपम आनन्द अधिगत कर रही है। अतएव प्रस्तुत संस्था सपरिकर हर्षविभोर होकर आपका हार्दिक स्वागत और सुस्वागत करने के लिए सन्नद्ध हुई है।

महोदय !

यह संस्था आज अपने महनीय मंजुल मंगलमय मनोरथ का मधुर सुविकास मूर्तिमान देख कर किन कोमल कान्त पदावलियों से आपका अभिनन्दन करे ? यह एक समस्या सहृदय-हृदयैकसंवेद्य है। प्रस्तुत प्रसग से विश्वविख्यात वीरवर बाप्पा रावल के प्रशंसनीय प्रभाकर की पुण्यमयी प्रभाकरता परिलक्षित होती है।

भगवान् अंशुमाली के आलोकमय आगमन से अरविन्द-वृन्द का मंजु अलि-पुंज गुंजरित होना प्रकृति परंपरा गत ही है। अथ च उनके नन्दन-निकुंज-नन्दनीय मधुर मकरन्द प्रसरण से अखिल आशाओं का अभिवासित होना भी अवश्यंभावी है।

विद्याविभाग-संस्था ने अपने शैशव से ही मेदपाटेश्वर महाराणा का जो अविलम्ब अटूट करावलम्ब प्राप्त किया है, वह प्रस्तुत पद का विशद स्मरण कराता है।

" तुम ही हाथ निबाहियो, बांह गहे की लाज। "

महीमहेन्द्र !

श्रीमानों की अभिवांदनीय उपस्थिति में "विद्याविभाग-दशाब्दी महोत्सव" का जो अभिनव आयोजन हो रहा है, उससे "बालकृष्ण- विद्याभवन" के समुद्घाटन एवं "बालिका-विद्यालय" अथ च "ब्रह्मचर्याश्रम" संस्थाओं की संस्थापना के द्वारा उसका महत्त्व देदीप्यमान हो रहा है। प्रस्तुत विद्याभवन का प्रारंभ कार्य जिन दानशील व्यक्तियों के उदाराश्रय का प्रतिफल है, उसमें परिपक्वता लाने का श्रेय सेठ हरजीवनदास पुरुषोत्तमदास ट्रस्ट फण्ड को एवं परिपूर्णता लाने का श्रेय हिन्दूपति महाराणा को है।

मुख्यत ऐसे विद्वानोंके सम्मेलनमें हमको यह देखकर अति प्रसन्नता होती है कि इस सस्थाका सचालन पुरातन विद्याशैलीके अनुसार चल रहा है परन्तु फिरभी हमारा विचार यह है कि पुरातन विद्याशैलीमें जिस आधुनिक प्रणालीकी आवश्यकता हो वह अवश्य उसमे सम्मिलित की जावे

जो सज्जन ऐसे शुभ कार्योंमें सहयोग देते है और जाति तथा देश तनमन और धनसे सेवा करते है हमारे धन्यवादके पात्र है ऐसे पुरुषोंमे शेठ हरजीवनदास पुरुषोत्तमदासका नाम उल्लेखनीय है

विद्याके सबन्धी कार्योके साथ हमारी पूर्ण सहानुभूति है ओर हम सहर्ष बालकृष्ण विद्या भवनका उद्घाटन श्रीगोस्वामीजी महाराज काकरोलीकी इच्छानुसार करते है यह सस्था उत्तरोत्तर वृद्धिको प्राप्त हो फले फूले ओर विद्या और देशकी बहुत सेवा करती रहै

यह एक ऐसा अभिप्राय है जो विद्याविभागके लिये गौरवका कारण होता है जहा तक हमारा ध्यान है मेदपाट देशमे सर्व प्रथम इस सस्थाने ही हिंदुवासूर्य मेदपाटेश्वरका इस प्रकारका सदभिप्राय प्राप्त करनेका सौभाग्य अधिगत किया है और वहभी अपने १० वर्षके बाल्यकालके भीतर ही यदि इस सस्थाको नवजीवन उत्साह तथा आवश्यक साहाय यथासमय सप्राप्त होता रहा तो कहना पडेगा कि यह सस्था अपने भविष्य जीवनमें देश जाति तथा धर्मकी बहुत कुछ सेवा कर सकेगी.

श्रीप्रभु द्वारकाधीशसे हम सतत प्रार्थना करते है कि वह इस सस्थाको उत्तरोत्तर एसा ही बल प्रदान करनेकी कृपादृष्टि करते रहे

## २. श्रीद्वारकेश शुद्धाद्वैत ब्रह्मचर्याश्रम, काकरोलीका उद्घाटन.

कार्तिक शु १२ स. १९९४ ता १५-११-१९६७ मध्यान्ह २ बजे.
स्थान श्री द्वा. व्यायामशाला.

राजनगर नौचौकी स्थानसे श्रीमन्महाराणा श्रीमेदपाटेश्वर श्रीभूपालसिंहजी महोदयका श्री द्वा व्यायामशालामे पधारना हुआ आपके साथमें आपका आवश्यक परिवार था महाराणाजी के पधारने पूर्वही विद्याविभागाध्यक्ष गो श्रीव्रजभूषणलालजी महाराज अपने लघुभ्राता गो श्री विट्ठलनाथजीके साथ तथा नगरके गण्यमान्य व्यक्तियोंके सहित स्थानपर विराजमान थे स्वागतके लिये शालाका स्थान समुचित रूपेण ध्वजा पताका तोरण वन्दनवार एव दोहा आदिसे सजाया गया था

श्रीदरबार सडक तक मोटर द्वारा पधारकर बाद मे तामझाम द्वारा भीतर पधारे महाराजश्री तथा उपस्थित समुदायने आपका सहर्ष स्वागत किया दरबारश्रीके आसनपर आसीन होते ही आश्रमके उपस्थित बालकोंने बाजा ओर तालके साथ_ निर्बलके प्राण०नामक प्रार्थना गाकर स्वागत किया जिसे उपस्थित समुदायने बडे ध्यानसे सुना

मंगल गायन हो जानेके बाद शालाके प्रधान पं. कंठमणि शास्त्री विशारद संचालक विद्याविभाग ने वेदमंत्र द्वारा अपना वक्तव्य प्रारंभ किया. आश्रमस्थापना की एवं ब्रह्मचर्यकी आवश्यकता बतला कर व्याख्यानमें इस बात पर विशेष जोर डाला गया कि, इस प्रकारके धार्मिक सदनुष्ठानोंका स्थायित्व राजाकी अभिरुचि पर ही अवलंबित रहता आया है. क्योंकि....राजा कालस्य कारणं....इस वाक्यके अनुसार राजा ही समयपरिवर्तनका कारण हुआ करता है. अन्तमें कमल और सूर्यके परस्पर सापेक्षभाव एवं दानके कर्तव्यका दृष्टान्त दे कर वक्तव्य समाप्त किया गया.

वक्तव्य हो जाने पर महाराजश्रीने दरबारके कंठमें प्रसादी पुष्पहार जयध्वनिके बीच पहिराया. जिसे दरबारने हाथ जोड कर शिरोधार्य किया.

इसके बाद दरबारश्रीके करकमलों द्वारा आश्रमके प्रवेशार्थी १० बालकोंको पुस्तक वस्त्र तथा सन्ध्यापात्र आदि प्रदान कराये गये.

तदनन्तर दरबार तथा महाराजश्री स्थान पर पधारे. जहां आश्रमका बोर्ड लगाया गया था. श्रीदरबारने अपने करकमल द्वारा श्री द्वा. शु. ब्रह्मचर्याश्रमका रेशमी पडदा हटा कर उसका उद्घाटन किया और भीतर जाकर आश्रमका निरीक्षण किया. वापिस पधारते समय आपने भव्य अक्षरोंमें लिखे गये उत्सवगवाक्योंका सुचारुरूपेण अवलोकन किया. बादमें महाराणाजी दर्शनार्थ बागमें पधारे.

इस प्रकार आवश्यक आश्रमका उद्घाटन हो जानेसे विद्याविभागके दशाब्दी महोत्सवके सदुद्घाटन समारोहका द्वितीय अंग आशातीत सफलताके साथ सुसम्पन्न हो गया.

---

## ३. श्रीद्वारकेश बालिका विद्यालय कांकरोलीका उद्घाटन.

**कार्तिक शु. १२ सं. १९९४ ता. १६-११-१९३७ सायं. ५ बजे.**

स्थान....श्रीमुखियाजीका बंगला.

विठ्ठलविलास बागमें श्रीद्वारकेशप्रभु संध्या आरतिके दर्शन कर श्रीमन्महाराजाजी श्रीमेद-पाटेश श्रीभूपालसिंहजी महोदयका श्रीमुखियाजीके बंगला नामक स्थानमें पधारना हुआ. आपके साथमें आपके सामन्त तथा सेवकवर्ग था. महाराणाजीके पधारनेके पूर्व ही गो. श्रीव्रजभूषणलालजी महाराज अपने लघुभ्राता गो. श्रीविठ्ठलनाथजी तथा परिकरके साथ उक्त स्थानपर विराजमान थे. बालिका विद्यालयका स्थान तोरण पताका चन्दनवार आदिसे खूब सुसज्जित किया गया था.

श्रीदरबारके शुभ पदार्पण करतेही और अपना आसन ग्रहण करनेके पर विद्यालयकी बालिकाओंने, संस्कृत गुजराती तथा हिन्दी भाषा के मंगल गायन द्वारा स्वागत किया. उनके स्वाभाविक मधुरकंठविनिःसृत पदावलीसे विद्यालय गूंज उठा. जिसने श्रोताओंपर अच्छा प्रभाव पडा.

स्वागत गानके अनन्तर गो. श्रीविट्ठलनाथजी महाराजने प्रारंभिक वक्तव्य स्वरूपमे आवश्यक भाषण करते हुए दरबारश्रीका सुन्दर शब्दोंमें स्वागत किया और उनके इस परिश्रमके लिये पूर्ण कृतज्ञता प्रदर्शित की. महाराजश्रीने अपने वक्तव्यमें बालिकाओंकी शिक्षाकी आवश्यकता बतलाई और इसके साथ ही महाराणा साहबके शिक्ष प्रेमका परिदर्शन कराया. इस प्रकारकी शिक्षा संस्थाओंका स्थायित्व महाराणा साहब जैसे विद्यानुरागी महापुरुषोंके आश्रय पर ही अवलंबित है आदि प्रासंगिक बातें कह कर महाराजश्रीने अपना वक्तव्य समाप्त किया.

इसके अनन्तर गो. श्रीव्रजभूषणलालजी महाराजने श्रीदरबारको प्रसादी पुष्पहार जय-ध्वनिके बीच पहिराया.

पुष्पहारार्पण हो जानेके बाद बालिकाओंके द्वारा निर्मित वस्त्रोंपर कसीदा कढी हुई चीजें राजकिशनजी माथुर एम. ए. एल एल. बी. द्वारा नजर की गयी जिनको देख कर दरबारश्रीने प्रसन्नता प्रकट की.

इस के अनन्तर बालिकाओं को श्रीदरबार के करकमलद्वारा रुपया पुस्तक तथा वस्त्र प्रदान कराया गया. और अन्त में आपने खडे हो कर श्रीद्वा. बालिका विद्यालय के बोर्डका उद्घाटन किया. इसके अनन्तर जयकार के साथ सभा विसर्जित हुई और दरबारश्री अपनी मोटर द्वारा नौचौकी को पधारे.

इस प्रकार कांकरोली मे जिसकी बहुत दिनोंसे आवश्यकता प्रतीत हो रही थी उस बालिका विद्यालयका उद्घाटन समारोह बडे आनन्द से सम्पन्न हो गया और इस प्रकार विद्या-विभाग के दशाब्दी महोत्सव के समुद्घाटन समारोहका तृतीय अंग आशातीत सफलता के साथ सुसम्पन्न हो गया.

**श्रीद्वारकेश बालिका विद्यालय कांकरोली की बालिकाएँ...जिनको श्रीदरबारद्वारा पारितोषक प्रदान किया गया.**

कार्तिक शुक्ल १२ सं. १९९४ ता. १५, ११, सन् १९३७. सायं. ५ बजे.

| संख्या. | नाम. | पितृ नाम. | संख्या | नाम | पितृ नाम |
|---|---|---|---|---|---|
| १ | सावित्री | नारायणलाल वर्मा | ९ | कुन्ता | नारायणलाल |
| २ | धन्यभाग | राजकृष्णजी माथुर | १० | अम्बा | चुन्नीलाल |
| ३ | कान्ता | कन्हैयालाल | ११ | बदामी | नारायणगिरजी |
| ४ | सावित्री | चुन्नीलाल | १२ | श्यामा | नाथूलाल |
| ५ | चंदा | व्रजलाल | १३ | प्रेम | केसरीमल |
| ६ | सजनी | गिरिधारीलाल | १४ | कान्ता | रत्नलाल |
| ७ | तुलसी | गुलाबजी | १५ | रुक्मिणी | रोमालाल |
| ८ | अंची | पन्नालाल | १६ | यमुना | देवीलाल |

| संख्या. | नाम. | पितृ नाम. | संख्या. | नाम. | पितृ नाम. |
|---|---|---|---|---|---|
| १७ | यमुना | गोकुलदास | २२ | फूल | रघुनाथ |
| १८ | आनन्दी | नाथूलाल | २३ | कमला | जमना भट्ट |
| १९ | कमला | गिरिधारिलाल | २४ | रामी | भैरूलाल |
| २० | नर्मदा | हीरालाल | २५ | दमयन्ती | पन्नालाल |

नं. २१४ नहि महान् बहुकालं तिष्ठति, अव्यवस्थितमनसा वा महान् चिन्तनीयो भवति । सम्यक् स्फुरणाभावेन अपराधप्रसंगात् । महतश्च धारणात् वैकल्यं भवतीति प्रकारत्रयेण निरूपणम् । तत्र प्रथमं महान् सर्वदा न तिष्ठति इत्यत्र को हेतुः ? इत्याकांक्षायां सहि सर्वदा न एकरूपः, स्वगुणैः कालभेदेन नानाविधो भवति इति सर्वदा तस्य न एकरूपेण अवस्थानम् । तदाह । सर्गे सृष्टिनिमित्तं भगवान् एतावंति रूपाणि करोतीत्याह तपः अहं ब्रह्मा ऋषयो नवमरीच्यादयः ।...एवं भगवतः प्रतिक्षणं नानारूपत्वात् एकविधा धारणा न तिष्ठति इति यावदित्युक्तम् । एवं महान् बहुकालं न तिष्ठतीति निरूपितम् । सु. २-७-३९ ॥

અર્થ—મ્હોટા બહુ કાલ સુધી રહેતા નથી, અથવા જે મન અવ્યવસ્થિત છે, સ્થિતપ્રજ્ઞ નથી, તેનાથી મહાન્નું ચિંતન થઈ શકતું નથી. કેમકે સારી, ખરી, સ્ફુરણા ન થાય તો અપરાધ થાય. (કેમકે આત્માની ચોરી કરનાર મોટામાં મોટું પાપ કરે છે). મ્હોટાની ધારણા કરતાં વૈકલ્ય થાય, તે ત્રણ પ્રકારે તેનું આ શ્લોકમાં નિરૂપણ કર્યું છે. પ્રથમ મહાન્ સર્વદા રહેતા નથી તેનું શું કારણ? એ શંકાના ઉત્તરમાં કહે છે કે તે સર્વદા એકરૂપ હોતાજ નથી; પોતાના ગુણોથી, કાલના ભેદથી, નાના પ્રકારના પોતે થાય છે, માટે તે સર્વદા એકરૂપે સ્થિત કરી રહેતા નથી. તે કહે છે કે સૃષ્ટિની ઉત્પત્તિને માટે ભગવાન્ આટલાં રૂપો કરે છે–તપ, હું બ્રહ્મા, નવ ઋષિઓ મરીચિ વગેરે....આ પ્રમાણે પ્રતિક્ષણ ભગવાનના નાનારૂપ હોવાથી એકવિધ ધારણા ટકતી નથી, તેથી યાવત્-જ્યાં સુધી ધારણાવતિષ્ઠતે ધારણામાં રહે એમ કહ્યું. આ પ્રમાણે મહાન બહુકાલ રહેતા નથી, તેનું નિરૂપણ કર્યું.

नं. २१५ तावंति हि भगवद्रूपाणि यावन्ति नारदेन दृष्टानि अन्यैरपि । नारदं प्रति भगवदवतारा "दर्शनं यांति चेतसि" इति वाक्यात् अनन्ता एव।...नारदेन तत्तदर्शैरन्यैश्च परिदृश्यमाना हि मूर्तयो भगवतोऽनन्ता । सु. २-७-१९ ॥

અર્થ—નારદે અને બીજાઓએ જે જે ભગવદ્રૂપોનાં દર્શન કર્યાં છે, તેટલાં સર્વ ભગવાનના રૂપો છે. "ચિત્તમાં દર્શન આપે છે" એ વાક્યથી નારદને દર્શન આપનારા ભગવદ્અવતારો અનંત છે. નારદે અને એના જેવા બીજાઓએ દર્શન કરાતાં ભગવાનનાં સ્વરૂપ અનંત છે.

नं. २१६ यत् साक्षात् सच्चिदानन्दरूपं ऐश्वर्यादिसर्वगुणसहितं, तत् मुख्यं भगवदवताररूपम् । यद्यपि भगवत्सृष्टो सर्वमेव अवताररूपं इति मुख्यः पक्षः तथापि तादृशस्य अवतारत्वेन लोकप्रसिद्ध्यभावाल्लोके यानवतारान् भावान्येन मुख्यतया वदंति तेषां लीलावतारेति नाम । ते च पुनरवताराः कस्येत्यपेक्षायां यस्तु भूमा पुरुषो ब्रह्माण्डादधिको अन्तर्यामिरूपो द्वितीयध्याने उक्तः तस्यावताराः । सु. २-६-४५ ॥

અર્થ—જે સાક્ષાત્ સચ્ચિદાનંદરૂપ, ઐશ્વર્યાદિ સર્વગુણ સહિત, તે મુખ્ય ભગવદ્‌અવતારરૂપ છે. જો કે ભગવત્સૃષ્ટિમાં સર્વજ અવતારરૂપ છે, એ મુખ્ય પક્ષ છે, તોપણ તે અવતાર તરીકે લોકમાં પ્રસિદ્ધ નથી, તેથી જેને પ્રધાનપણે મુખ્ય રીતે અવતાર કહે છે, તે લીલા અવતારો કહેવાય. તે કોના અવતાર છે? તેનો ઉત્તર એ છે કે જે ભૂમા, પુરુષ, બ્રહ્માંડથી અધિક, અંતર્યામિરૂપ, બીજા સૂક્ષ્મ ધ્યાનમાં જેનું વર્ણન છે તેના એ અવતારો છે.

નં. ૨૧૭ यो लीलाभिरनेकधा वितनुत रूपं निजं केवलः । सोयं वाचि ममास्तु पूर्णगुणभूः कृष्णावतारः पतिः ॥ ( सु. १-१ का. २ )

અર્થ—જે કેવલ છતાં પોતાના રૂપનો અનેક પ્રકારે લીલાઓથી વિસ્તાર કરે છે તે પૂર્ણગુણવાળા કૃષ્ણઅવતારરૂપ પતિ મારી વાણીને અલંકૃત કરો.

નં. ૨૧૮ कृत्वा तावंतमात्मानं यावतीर्गोपयोषितः ।
रेमे स भगवांस्ताभिरात्मारामोपि लीलया ॥ भा. १०-३०-२० ॥

गोपजातीया योषितो यावत्यः तावंतमात्मानं कृत्वा तत्र तत्र मायोद्घाटनेन तथा तथा प्रकटो भवति । सु. १०-३०-२० ॥

અર્થ—જેટલાં શ્રીગોપીજન હતાં તેટલાં સ્વરૂપ પોતાનાં કર્યાં, અને તેમને માટેજ પોતે અવતાર લીધેલો એવા ભગવાન પોતે આત્મારામ હતા છતાં લીલાથી તેમની સાથે રમણ કર્યું. ગોપજાતિનાં જેટલાં સ્ત્રીઓ હતાં, તેટલાં પોતાનાં સ્વરૂપ, તે તે સ્થલે માયાનો ટેરો ખસેડીને પોતે પ્રકટ કર્યાં.

સાર—નં. ૨૧૩ થી ૨૧૮ વચનામૃતો ઘણાં ઉપયોગી છે, અને તેવાં ઘણાં વાક્યો શ્રીસુબોધિની વગેરે ગ્રંથોમાંથી મળશે. કેટલીક શ્રુતિઓ કહે છે કે આ સર્વ બ્રહ્મ છે. ब्रह्मनो અર્થ ઉગવું, વધવું, પુષ્ટ કરવું છે. બ્રહ્મ વધ્યાજ કરે છે. सत्, चित् અને આનંદમાંથી આવી શ્રુતિઓમાં सत् પ્રધાન છે. બીજી શ્રુતિઓ કહે છે કે આ સર્વ આત્મા છે. अत् એટલે પ્રસરવું, પથરાવવું, એમાં अहिकुण्डलवत् દૃષ્ટાન્ત છે. જેમ સર્પ ગોળો વળીને બેઠો હોય છે તે એકાકાર દેખાય છે, અને તેજ સર્પ જ્યારે પોતાનું સ્વરૂપ પ્રસારે છે, ત્યારે તેની લંબાઈ, આકાર, રંગ વગેરે પ્રકટ દેખાય છે તેમ આ સર્વ જગત્ જ્યારે अव्यक्त હોય છે, ત્યારે સર્પના કુંડાળાથી માફક તેમાં વિવિધ પ્રકારે જણાતા નથી, પણ વ્યક્ત થાય છે ત્યારે વિવિધ પ્રકાર જે અવ્યક્તમાં પ્રથમથીજ હતા તે જણાય છે. માટે આત્મારૂપ જગત્‌ને સમજનાર અને કહેનાર શ્રુતિ સપ્રકારનું વર્ણન કરે છે, અને આ સર્વ ब्रह्म છે એમ કહેનાર શ્રુતિ નિઃપ્રકારનું વર્ણન કરે છે. ઘણાં શાસ્ત્રોની દૃષ્ટિ ब्रह्म અને આત્મા સુધી જાય છે, પણ रसो वै सः એ રસરૂપ છે. શૃંગાર તેજ રસ—માટે શૃંગાર રસરૂપ છે, એટલે સુધી દૃષ્ટિ તો તૈત્તિરીય ઉપનિષદ્‌માંજ સ્પષ્ટ વર્ણવેલી છે, તે

सत् અને चित्ને ગૌણ કરી आनंदને મુખ્ય ગણે છે. જેમ ब्रह्म એટલે વધ્યાજ કરે, आत्मा એટલે પ્રકાર પ્રકટ કર્યા કરે, તેમ आनंदના ક્ષણેક્ષણે અગણિત સ્વરૂપ પ્રકટ થઈ આનંદ આવ્યાજ કરે છે. क्षणेक्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः ક્ષણેક્ષણે જે નવીન થયાજ કરે તેજ રમણીયતા—આનંદનું સ્વરૂપ, એમ શ્રીહૃદયજ્ઞ, શૃંગારનો સાક્ષાત્કાર કરનાર મહાકવિ કાલિદાસ કહે છે, એકલા રમાય નહિ તેથી બીજાની ઇચ્છા કરી, सह एतावान् आस પોતે આ સર્વરૂપ થયા, પતિપત્નીરૂપ પોતે થયા, પતિપત્નીરૂપ પોતે થયા, એ સર્વ શ્રુતિમાં आनंदस्वरूप પ્રધાન છે. सत्यं ज्ञानं अनंतं ब्रह्म यो वेद निहितं गुहायां सोश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता બ્રહ્મ સત્ય છે, જ્ઞાન છે, અનંત—આનંદ છે, તેને જે જાણે છે, તે ચતુર બ્રહ્મની સાથે સર્વ કામભોગ કરે છે, એ શ્રુતિ તો વિપાશ્ચિત બ્રહ્મની સાથે સર્વ કામભોગનું—શૃંગારનું સ્પષ્ટ નિરૂપણ કરે છે. आनन्दमयोऽभ्यासात् એ બ્રહ્મસૂત્ર પણ કહે છે કે શાસ્ત્રમાં સર્વત્ર અભ્યાસ હોવાથી—ફરીફરીને કહેલું હોવાથી, બ્રહ્મ આનંદપ્રચુર છે. જીવમાં પણ જ્યારે आनंद પ્રકટ થાય છે, ત્યારે તેમાં કોટિ બ્રહ્માંડમાં પ્રકટ થાય છે એમ નિબંધમાં કહ્યું છે. આ સર્વ વાક્યો પરથી સમજાય છે કે ભગવાન્ અને ભગવલ્લીલા ભિન્ન નથી. લીલા અનંત હોવાથી ભગવત્સ્વરૂપ અનંત છે, અને તે અનંત છે, અને તે અનંત સ્વરૂપો નિત્ય છે. જે ભક્તને જે કાલે જે લીલાના—સ્વરૂપના દર્શન આપવા માગે છે, તે લીલા—સ્વરૂપ આગળથી માયાનો ટેરો ખસેડી પોતે દર્શન દે છે. આથીજ પુષ્ટિમાર્ગનો એક મુખ્ય સિદ્ધાન્ત એ છે કે लीलाभेदे स्वरूपभेदः। જે ભક્તપર અત્યંત કૃપા થાય તેને એકી વખતે સર્વ લીલાના, સર્વ સ્વરૂપોના દર્શન કરાવે છે; એને युगपत् सर्वलीलानुभवः કહે છે.

---

## जगद्गुरु कोण थई शके ?

( ગતાંક પૃષ્ટ ૨૭૮ થી ચાલુ. )

( લે. શ્રીયુત જયેષ્ઠારામ હરિજીવન શાસ્ત્રી. )

તે પછી આપે લખ્યું છે કે—" આજે તો બ્રહ્મચારી કે ગૃહસ્થી સમ્પ્રદાયના સાધારણ બ્રાહ્મણાદિ પણ પોતાને જગદ્ગુરુ લખે લખાવે છે. તેવા જો જગદ્ગુરુ મનાય તો પછી દરેક બ્રાહ્મણ પંડિતોએ શો ગુન્હો કર્યો છે ? ખરી રીતે તો આવા જગદ્ગુરુનાં પૂછડાં લગાડવાંથી લોકોમાં હાંસી થાય છે."

શાસ્ત્રીજી ! આપે જે ગૃહસ્થી સમ્પ્રદાયના આચાર્યોને સાધારણ બ્રાહ્મણ તરીકે જે આલેખ્યા છે તે આપની મુસલાગ્ર બુદ્ધિનુંજ પરિણામ છે, કેમકે સાધારણ બ્રાહ્મણ કે જેઓ ઉચ્ચ કોટિના વિદ્વાન્ પણ હોય તેઓ જો સંન્યસ્ત ગ્રહણ કરે તો તેઓને આપ જગદ્ગુરુ લખવા તૈયાર છો અને જે સામ્પ્રદાયિક આચાર્ય ઉચ્ચ કોટિના વિદ્વાન્ હોય તદુપરાંત ધર્મરક્ષણાર્થે કટિબદ્ધ હોય અને જેમને ભારતવર્ષના તમારા કરતાં સહસ્ત્ર ઘણા સમર્થ હજારો પંડિતો જગદ્ગુરુ તરીકે લખે અને સન્માને તે શું જગદ્ગુરુ મનાવાને લાયક નથી ? અર્થાત્ તેઓ મનાય છે અને હજુ પણ તેમને દુનિયાં માનશે, તેમાં તમારાથી કંઈ પણ અટકાયત થઈ શકે

તેમ નથી. (જુઓ વિશિષ્ટાંક પૃષ્ઠ ૧૧). આપ લખો છો કે-" દરેક બ્રાહ્મણ પંડિતોએ શો ગુન્હો કર્યો છે ?" તેના પ્રત્યુત્તરમાં લખવાનું કે-દરેક બ્રાહ્મણ પંડિતોને જો જગદ્ગુરુ લખાવવાની અભિલાષા હોય તો તેમણે પણ ઉચ્ચકર્માદિ દ્વારા આચાર્યકુલમાં જન્મ સંપાદન કરવો જોઇએ, તો તેઓને પણ જગદ્ગુરુનું પૂછડું ભગવત્કૃપા થાય તો મળી શકે છે. આપ જે લખો છો કે " જગદ્ગુરુનાં પૂછડાં લગાડવાથી લોકોમાં હાંસી થાય છે." તો પછી શાસ્ત્રીજી ! એવાં હાંસી થાય તેવાં પૂછડાં તમારા શાંકર પીઠાધીશોને લગાડાવીને હાંસીને પાત્ર શા માટે બનાવરાવો છો ! આપને યાદ હોય તો કેટલાએક વર્ષો ઉપર મુંબઇમાં "ગુજરાતી" પત્રના અધિપતિ રા. રા. શ્રીમાન્ ઇચ્છારામ સૂર્યરામ દેશાઇને ત્યાં બેસતે વર્ષે વિદ્વત્સભા થઈ હતી. શંકર જયંતીની વ્યાખ્યાનમાળાના અવલોકનમાં ભૂમિકા પૃષ્ઠ ૨૫ માં આ વાત સ્પષ્ટ છે. તે સભામાં પધારેલા જગદ્ગુરુના મુખમાંથી નીકળેલા સંસ્કૃત તથા ગુજરાતી થોડા શબ્દો ઉપરથીજ ત્યાં સભામાં આવેલો સાક્ષર વર્ગ હાંસી કરતો હતો, તે શું આપ ભૂલી ગયા ? આપશ્રી જો ગૃહસ્થી સમ્પ્રદાયના આચાર્યોનીજ તે પૂછડાં લગાડવાથી હાંસી થતી હોય તો તે લખતા પહેલાં આપ આપના શાંકર સિદ્ધાન્તની પરંપરા તપાસી જોઇ હોત તો આપને ખબર પડત કે આપની પરંપરાના બ્રહ્માજી, વશિષ્ઠજી, અને શ્રીવ્યાસજી વગેરે ગૃહસ્થી હતા કે સંન્યાસી ? જો તેઓ ગૃહસ્થી હતા તો તે **ગૃહસ્થી જગદ્ગુરુઓની પરંપરામાં સંન્યાસી પીઠારૂઢ બની જગદ્ગુરુ શી રીતે બની શકે છે ?** અને બની શકે તો તે હાંસી પાત્ર નથી ? ખરી રીતે ગૃહસ્થાશ્રમીજ જગદ્ગુરુ પદને યોગ્ય છે **ગૃહસ્થાશ્રમી સદ્ગુરુ બની શકે છે,** એ વાત તો વડોદરેથી પ્રકટ થતા પ્રાતઃકાલ તથા મહાકાલમાં સદ્ગત હિરાલાલ શ્રોફને પ્રો. કણીયાએ જવાબ આપી સિદ્ધ કરેલી છે.

આગળ આપે લખ્યું છે કે-" कृष्णं वन्दे जगद्गुरुम् " કૃષ્ણને જગદ્ગુરુ માનનારા દાસ પોતે પણ જગદ્ગુરુ લખાવી શકે તે શું યોગ્ય છે ?

તેના ખુલાસામાં લખવાનું કે-શ્રીભાગવતના ૫ મ સ્કંધના અધ્યાય ૧૭ના શ્લોકમાં શ્રીશંકર પોતે પાર્વતીજી પ્રત્યે કહે છે કેઃ—

नाहं विरिञ्चो न कुमारनारदौ, न ब्रह्मपुत्रा मुनयः सुरेशाः ॥

विदाम यस्येहितमंशकांशका, न तत्स्वरूपं पृथगीशमानिनः ॥

**હું (શ્રીશંકર)** બ્રહ્મા, સનત્કુમાર, નારદ, બ્રહ્માના પુત્રો, મુનિયો, અને દેવતાઓ, એ **શ્રીભગવાન્‌ના અંશના અંશરૂપ છીએ,** તો પણ અમે સર્વે પોતપોતામાં જુદું સ્વામીપણું માનીએ છીએ, એ અભિમાન વડે ભગવાનના અભિપ્રાયને પણ જાણતા નથી તો તેમના સ્વરૂપને તો ક્યાંથીજ જાણી શકિએ ? આ શ્લોકમાં શ્રીશિવજી સ્પષ્ટ કહે છે કે પરબ્રહ્મ શ્રીકૃષ્ણ ભગવાનના અંશ નારાયણ અને તેના અંશરૂપ અમો છીએ.

આગળ ૩૪ મા શ્લોકમાં શ્રી શિવજી પોતે કહે છે કે-" अहं चैतदनुस्मिनः । " હું **(શ્રીશિવજી)** પણ પરબ્રહ્મ શ્રીકૃષ્ણચન્દ્રનો ભક્ત છું અને તેવીજ દ્વિતીય સ્કંધના ૫ મા અધ્યાયમાં, બ્રહ્માને નારદે પૂછ્યું કે-તમારે આશ્રય કોનો છે ? તમે કોને વશ છો ? તમે તપ કોનું કરો છો ? વગેરે, તેના ખુલાસામાં બ્રહ્માજી પોતે કહે છે કેઃ—

" यन्मायया दुर्जयया मां ब्रुवन्ति जगद्गुरुम् "

જે ભગવાનની કોઈથી જીતાય નહિ તેવી માયાથી મોહ પામેલા મને જગદ્ગુરુ કહે છે. અર્થાત્ શ્રીશંકરના ઉત્પાદક બ્રહ્મા પણ કહે છે કે **ખરી રીતે જગદ્ગુરુ પરબ્રહ્મ**

શ્રીકૃષ્ણજ છે, પરંતુ તેમની માયાથી મોહિત પુરુષો અમોને જગદ્‌ગુરુ કહે છે. આ ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે શાસ્ત્રીજી! આપના ઉપાસ્યના ઉત્પાદક પણ જ્યારે જગદ્‌ગુરુ બનવા ના પાડે છે અને આપના ઉપાસ્ય પણ જ્યારે શ્રીકૃષ્ણના અંશાંશ હોવાનું ખુદ કબુલ કરે છે તો તે આપના ઉપાસ્ય પણ શ્રીકૃષ્ણના દાસ હોવાથી તે પોતે શ્રીશિવજી શી રીતે જગદ્‌ગુરુ બની શકે? અને જ્યારે શિવજીજ જગદ્‌ગુરુ ન બની શકે તો પછી તેમના અવતારરૂપ મનાતા શ્રીશંકરાચાર્યજી જગદ્‌ગુરુ શી રીતે બની શકે? मूलं नास्ति कुतः शाखा.

શ્રીશંકરજી શ્રીકૃષ્ણના દાસ હોવાનું કબુલે છે તેથી તેજ આપના લેખ પ્રમાણે જગદ્‌ગુરુ નથી બની શકતા તો પછી તેમના અવતારરૂપ કહેવાતા શ્રીશંકરાચાર્યજી તો બનવાને ક્યાંથીજ યોગ્ય હોય? અને જ્યારે ખુદ શ્રીશંકરાચાર્યજીજ ન બની શકે તો પછી તેમના અનુયાયીઓ જગદ્‌ગુરુ શી રીતે બની શકે? આ વાત આપનાજ લેખ ઉપરથી સિદ્ધ થાય છે.

શાસ્ત્રીજી! આપ આગળ જતાં આપે "પુષ્ટિમાર્ગમાં ગુરુ કોણ કહેવાય?" એ હેડીંગ નીચે આપે શ્રીગોવર્ધનલાલજી મહારાજનાં વચનામૃત આપી પુષ્ટિમાર્ગીય આચાર્ય ગુરુ ન થઇ શકે, એમ સાબીત કરવાની ચેષ્ટા કરી છે, પરંતુ આશ્ચર્ય છે કે આપ શાસ્ત્રી હોવા છતાં એક ભાષાના વચનામૃતનો પણ આશય સમજી શક્યા નથી, એ વચનામૃતના અંતમાં સ્પષ્ટ લખ્યું છે કે "તાસૂં અપને મેં ગુરુપનેકો અભિમાન નહિં રખનો." અર્થાત્ ગુરુ થવાને યોગ્ય પોતાના મૂળ પુરુષ શ્રીમહાપ્રભુજી તથા શ્રીવિઠ્ઠલનાથજીજ છે એમ માની ગુરુપણાના અભિમાનનો ત્યાગ કરવા જણાવ્યું છે. પરંતુ શાસ્ત્રીજી! જે માર્ગમાં સ્વયં ભગવાન્ બનવાનો ઉપદેશ અપાતો હોય ત્યાં દાસપણાનું રહસ્ય સમજવાનું જ્ઞાન હોય ક્યાંથી? અતએવ કોઇ કવિએ લખ્યું છે કેઃ—

दासोऽहमिति मे बुद्धिः पुरासीन्मधुसूदने ।
दाकारोऽपहृतस्तेन गोपीवस्त्रापहारिणा ॥

પૂર્વે મધુદૈત્યવિનાશક ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રમાં હું તેમનો દાસ છું એવી મારી બુદ્ધિ હતી, પરંતુ दासोऽहं એ વાક્યમાંથી दा શ્રીગોપીજનોનાં વસ્ત્રો હરણ કરનારા શ્રીકૃષ્ણચન્દ્રે હરણ કરી લીધો. અર્થાત્ सोऽहं તે (ભગવાન્) હું છું. એ રહી ગયું. તદનુસાર આપને પણ બનેલું જણાય છે.

આગળ જતાં આપે ૨૬ મું વચનામૃત લખી વૈષ્ણવોને બોધ લેવાનું લખ્યું છે પરંતુ આપ આપના શાંકરોનેજ બોધશો તોજ ઘણું છે. વૈષ્ણવોને ઉપદેશ કરવાનો આપને કોઈ પ્રકારે હક્ક નથી.

શાસ્ત્રીજી! આગળ જતાં આપે લખ્યું છે કે, "કહેવાય છે કે હાલના શ્રીગોકુલનાથજી મહારાજ ગોસ્વામી ૭ ગાદી પૈકી કોઇ ગાદીના નથી તે છતાં તેમને ૧૦૮ અને ૧૦૦૮ જગદ્‌ગુરુ લખાવાય છે તે સ્વસંપ્રદાય પ્રમાણે શું યોગ્ય છે?"

આ લેખના ખુલાસામાં લખવાનું કે શ્રીગોકુલનાથજી સાત પીઠ પૈકી પીઠાધીશ ભલે ન હોય પરંતુ તેઓશ્રીએ હાલના જમાનામાં એટલે જે સમયે ધર્મધ્વંસી સુધારકો ધર્મને રસાતળે પહોંચાડવા તનતોડ પ્રયત્ન કરી રહેલા છે તેવા સમયમાં ધર્મરક્ષાર્થે ગરુવાયર પધારી ર૮

કર્તવ્ય તરીકે જે પ્રશંસનીય કાર્ય કર્યું છે તે ગૌરવને લીધે તેઓશ્રીને સનાતની પંડિતો શ્રી૧૦૮ લખે છે કે શ્રી ૧૦૦૮ લખે યા જગદ્‌ગુરુ લખે તો તે સમ્પ્રદાય પ્રમાણે તો શું પરંતુ

यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ ।

એ શ્રુતિ પ્રમાણેપણ યોગ્ય જ છે.

આગળ જતાં આપે લખ્યું છે કે–" કાશીમાં ભરાયેલા અ. ભા. બ્રાહ્મણ મહાસંમેલનના વિશિષ્ટાંકમાં ૧૦૮ થી વધુ સંખ્યા પણ લખાઇ નથી. બાકી ૧૦૦ કે ૧૧૦૮ યા ગમે તેટલાં મીડાં વધારવાની કંઇ કિંમતજ નથી.

આ લખવું પણ આપનું તદ્દન ખોટુંજ છે વિશિષ્ટાંક આપે યથાર્થ રીતે વાંચ્યોજ નથી, જુઓ વિશિષ્ટાંકમાં પ્રતિનિધિઓના લિષ્ટમાં નં. ૬૬૦ શ્રીગોકુલનાથજી મહારાજના પ્રતિનિધિ શુદ્ધાદ્વૈતભૂષણ શ્રીરમાનાથ શાસ્ત્રીજી ગયેલા છે તેમણે મહારાજશ્રીના પ્રતિનિધિ તરીકે આશીર્વાદ વાંચ્યો છે તે સંબંધી લખ્યું છે કેઃ–

" ततश्च जगद्गुरुणां श्रीवल्लभाचार्यचरणानामाशीर्वादास्तत्प्रतिनिधिपण्डितप्रधानश्रीरमानाथ भट्टमहोदयैर्विज्ञापिताः । "

શાસ્ત્રીજી ! પક્ષપાતનાં ચશ્માં ઉતારી જરા અવલોકન કરશો તો જણાશે કે ઉપર્યુક્ત વાકયમાં મહારાજશ્રીને જગદ્‌ગુરુ શબ્દથીજ આક્ષેપ્યા છે, અને પૃ. ૩૮ નં. ૬૬૦ માં શ્રી ૧૦૮ લખ્યા છે. અને મહારાજશ્રીના મૂળ પુરુષ શ્રીમદ્‌વલ્લભાચાર્યચરણને શ્રી ૧૦૦૮ લખેલા છે. જુઓ વિશિષ્ટાંક પૃ. ૧૪૧.

" श्री १००८ वल्लभाचार्यादिसिद्धान्तस्यापि विरुद्ध इति विशदमिदं सम्प्रदायानुभाव्यदर्शिनाम् । "

શાસ્ત્રીજી ! ઉપરનાં પ્રમાણોથી આપને ખાત્રી થશે કે **શ્રીમદ્‌ વલ્લભાચાર્યજીને શ્રી૧૦૦૮ અને "જગદ્‌ગુરુ" લખ્યા છે. તેમજ શ્રીગોકુલનાથજી મહારાજને પણ " જગદ્‌ગુરુ " અને શ્રી ૧૦૮ કાશીના સંમેલનમાં ભારતવર્ષીય સમર્થ પંડિતોએ માન્ય રાખી આલેખ્યા છે.** માટે મીડાં વધારવાની કિંમત દિગ્ગજ પંડિતોએ ઉપર મુજબ આંકીને જે વ્યક્તિઓનું ગૌરવ માન્યું છે તે આપના દ્વેષાગ્નિથી ઘટે તેમ નથી.

શાસ્ત્રીજી ! આગળ ઉપર આપ લખો છો કે–" શ્રીવેદવ્યાસે મહાભારતમાં कृष्णं वन्दे जगद्गुरुम् લખીને શ્રીકૃષ્ણને જ જગદ્‌ગુરુ તરીકે લખ્યા છે, તો પછી તેના દાસો જગદ્‌ગુરુ શા આધારે લખાવી શકે ? "

તેના ખુલાસામાં જણાવવાનું કે—

श्वेतवाराहकल्पे च कलौ पञ्चसहस्रके ।

तन्मध्ये कृष्णरूपात्मा वल्लभो नामरूपधृक् ।

भविष्यति निजानंदो गोपीनां प्राणवल्लभः ।

શ્વેતવારાહકલ્પમાં કલિયુગનાં પાંચ હજાર વર્ષે ગોપીજનોના પ્રાણપ્રિય શ્રીકૃષ્ણભગવાન્ શ્રીમદ્‌વલ્લભાચાર્ય નામે નિજાનંદ સ્વરૂપે પ્રકટ થશે. ઇત્યાદિ વાક્યથી શ્રીમદ્‌વલ્લભાચાર્યજી શ્રીકૃષ્ણસ્વરૂપ હોવાથી જે આધારે આપ શંકરને જગદ્‌ગુરુ લખો છો અને તે શિવના અવતાર **શ્રીશંકરાચાર્યજીને જગદ્‌ગુરુ યોગ્ય ગણો છો તેજ આધારે શ્રીકૃષ્ણસ્વરૂપ શ્રીવલ્લભાચાર્યજીને પણ જગદ્‌ગુરુ ગુરુ માનવા તે યોગ્ય જ ગણી શકાય છે.** ( અપૂર્ણ )

# વૈષ્ણવની વાતું.

## ( લે:—પરમભગવદીય વેલજીભાઈ નથુભાઈ. )

બીજે દી સવારે ઉઠયા. તઇ ઉકે પુછયું. આતા રાતે અનઆસરાની વાત આવી, એને હું બરાબર હમજ્યો નથી અનઆશરો આપણો કયો થાય, કે એની મેળે આપણને વળગતો હશે, ઇ ભુત બુત તો નઈ હોયને ?

આતો—ગાંડા, ભગવાનને મુકીને બીજા દેવ દેવી કે કોઈ માણસનો આશરો કરી ઈ, અનઆશરો.

ઉકો—તઇ આશરો તો ભગવાનનો હોય, ને કાગોરા આવે તઈ આપણે કઈ છઈ કે માબાપ ગરીબ ખેડુતની નજર રાખજો, એમ બોલીઈ છઈ, તઇ આસરો હો ગાઉ ભાગી જાય નેં આપણા ગામનો છોકરો બારે વરસનેવ છે બકે રેક વારો છે, ઇ, સરકારમાં નોકરીએ જાય છે તઇ એના સાબને સલામુ ભરે છે. ઈ અનાસરો તો ખરોને ?

આતો—દીકરા, જીવ અનાસરાથીને અન્યસમ્બંધથી કોઇ રીતે છુટી શકતો નથી ત્યાં હુધી હંહાર છે ને ત્યાં હુધી બધાયનો આશરો લેવો પડે છે, અનારો માંદા થાઇ તઇ વૈદનો આશરો લઇ છઇ, ઇ પણ અનઆશરોજ છે, ભગવાન વિના બીજું અન્ય ભાસે ઇ અનઆશરોજ.

ઉકો—આતા, એમાં હું ન હમજ્યો, શું બધેય ભગવાન દેખે એને અનઆશરો નો થાય,

આતો—હા. એવો સર્વાત્મભાવ કયાં થાય છે ? એવો ભાવ થાવો તો મુશકેલ છે. અતારતો તો ભગવાનમાં એના ભગતમાં ગુરુમાંય બીન ભાવની દરશી છે. શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તનું નામનિશાનજ કયાં રીયું ? એટલી સરીમાપરભુજીની વાણીનું અપમાન એનું નામ અનઆશરો, આ પુષ્ટિમારગ આયા પંથી નથી, પણ એનાથી ઉલટું હાલે તો બેર ગુપ થવાય. કલ્પીત ભાવ બાધક છે, સરી વલ્લભે પોતાના ગ્રંથમાં કાંઇ બાકી રાખ્યું નથી, એટલે જ્યાં ત્યાં એનું પરમાણ નો મળે, તો ગમે એવી ભાવની સિદ્ધિ પણ કલ્પના માત્ર ગણાય.

ઉકો—હે આતા, તમે મારગના વિવેક વિચારની વાત બહુ ઠીક કરી હો. હવે હું સરી આપરભુજીના સિદ્ધાંતથી અવળી વાત નઈ હાંભળું ભલેને હવેળીમાં પરભુ દેખાડે.

આતો—જો, જીવ અણું છે, અલ્પ આયુષ્ય વાળો છે, સભાવે દુષ્ટ છે. કામ, ક્રોધ લોભ મોહથી છુટયો નથી. માયામાં તણાતો જાય છે. છતાં હું સિદ્ધિને પાગી ગીયો છું એમ માને એનું નામ મિથ્યા અભીમાન ગણાય, જેને સર્વાત્મભાવનું દાન ભગવાન કરે એનું તેજ અલૌકીક હોય, મોઢું હાણીમેથ રેખું તાવડીના તળા જેવું ન હોય, એની મનોદશા ઓર હોય ભગવદતેજના ભંડાર ભર્યા હોય.

ઉકો—આતા, કોઇ રીતે નિરોધ ન થીયો હોય ને પોતે પોતામાં ઉચપણાની ભાવના રાખે તો બાધ ખરો ?

આતો—કાંઇ ભાવના કરવાથી ઉચ થવાનું નથી. પણ કેણી એવી રેણી હોવી જોઇ, પણ હો વાતની એક વાત કઉ છું કે જ્યાં લગી બીજામાં ગૌણ બુદ્ધિ હોય ને પોતે માત્સર્યથી પોતામાં ઉચ્ચપણાની બુદ્ધિ રાખે તો, લોકીકને અલૌકિક બેઉમાંથી એકેય નો રીયે. આ મારગ તો દાસભાવનો છે, દીનતાનો છે, પોતાની કિંમત આંકવાનો છે. વેપારી જો ચોપડા ન જુવે તો દીવાળું કાડે, એમ આપણે આપણા ગુણ દોસનો ચોપડો ન જોઇ તો આંધળુંય દીવાળું.

આપણા મારગમાં શ્રીકૃષ્ણનું સેવન. એનું સ્મરણ, અષ્ટ સખાની વેદથીય પર મંત્રરૂપ વાણી, શ્રીવલ્લભના વંશમાં ને એના સેવ્ય સ્વરૂપમાં સમ દરષ્ટી, શ્રીવલ્લભકુળમાં, શરણ આવેલમાં, પૂજ્ય ભાવના આટલાં વાનાં શરણ આવેલ જીવમાં જોઇ.

બાકી મનની કલપનાએ, ઉત્તમ મધ્યમ ભાવનાનો કરાય, આપણે કણબીભાઇ વધુ ન હમજી હકીઈ.

ઉકો—આતા; આપણે તીરથે જાઇ જગનનાથજી કે દ્વારકાં તો યાં ભગવાનને હાથ જોડી ઇ તો અનઆશરો થાય,

આતો—જેને પુષ્ટિમાર્ગનું દાન થીયું છે જ ઇ ગમે યાં જાય પણ શ્રીનંદરાયં કુમાર રસિક શીરોમણીની બરોબરી બીજા સરૂપમાં કરોડમેં અંશેય ન જુવે. પણ લોકવેદ પ્રસીદ્ધ પુરશોતમ છે. એટલે હાથ જોડવાથી જરાય દોશ નઇ,

ઉકો—તઇ તીરથમાં વેદીક કરમ કરવાથી દોશ થાય,

આતો—જગતને દેખાડવા પુરતાં કરાય. પણ મન પૂર્વક નો કરાય. હંહારી જીવ છે. લોકવેદનો જેણે ત્યાગ કર્યો હોય એને તો ભગવદ સેવા સ્મરણ વિના કાંઇ કરવાપણું નથી રેતું, પણ આપણ જેવા અધબળા છઇ, જેને કાંઇક હાની થાય. કે છોકરાં છાબરાં માંદા થાય તઇ હાઇવોય કરવા મંડી પડી ઇ છઇ ને આશરો છુટી જાય છે; ખૈરૂ કેવરાવ તો આપણે કાયાથી દુષ્ટ છઇ, વાણીથી દુષ્ટ છઇ મનથી દુષ્ટ છઇ આખો દી દુષ્ટ ભાવનોજ ઉદ્દભવ્યા કરે છે એવા છઇ ને શ્રાંકા રાખી ઇ તો મિથ્યા અભિમાનજ ગણાય. પુષ્ટ પુષ્ટિ તો શ્રીવ્રજરત્નાઓજ થઇ ગીયાં જેને રસેશ પ્રભુનો સાક્ષાત સમ્બંધ હતો. અને ખરા પુષ્ટિ તો શ્રીમહાપ્રભુજી શ્રીગુસાંઇજીના સેવક હતાં કે જેના સ્મરણથી આપણને એના ભાવનું દાન થાય છે. તે કૃતાર્થ થાઇ છઇ, આપણે તો પુષ્ટિની મર્યાદામાંય ક્યાં સાલીઇ છઇ, ઈ વાત કાળજાનું બાર ખોલી ઇ તઇ જણાય એવું છે, બાકી અમે પુષ્ટિ છઇ ઇ તો વાણીનો વિલાસ માત્ર છે. એટલે જ્યાં નિરોધ સિદ્ધીમાં પુષ્ટિ પણું છે. મારા જેવા માયાના પરવાહમાં તણાતા જાતા હોઇ; ને, પુષ્ટિપણાનું અભેમાન રાખી ઈ તો એનાથી પુષ્ટિ નો થઇ જવાય,

દીકરા, આપણે તો સરી માપરભુજીના હોળ ગ્રંથ હાંભળવા શીક્ષાપતર સોરહી બઠો બાવનની વાતો. ને અષ્ટ સખાના પદનું સ્મરણ કરવું, ને જો કોઇ કેનારા મળે તો સરી સબોધનીજી હાંભળવાં ને એના ઉપર, વધારે ભાવ ખુલો કરવા. પ્રકાશ લેખ યોજના વિવરણનું શ્રવણ કરવું બાકી સરી મહાપરભુજીની વાણી ઉપર બાળકોની કરેલી ટીકાઉ પ્રભુકૃપાએ મળે તો હાંભળવી ને દીનતા ભાવ રાખવો બનેઈ શેવા સ્મરણ કરવું, પ્રભુને ધરીને લુણ ટીકો લેવો ભીહ પરસાદમાં મન દોડાવવું નઇ, દેહનું સુખ ભુલી જાવું. ને પ્રભુના સુખનો વિચાર કર્યાં કરવો. ગમે એવી આફત આવે તોય ભગવાનનો આશરો દ્દઢ રાખવો, હાલતાં ને ચાલતાં પ્રભુની ઇચ્છાએ થાવાનું ભુલવું નઈ, હવે હુઇ જા. વળી કાલ પુછજે,

---

પેટલાદ—શ્રીશુદ્ધાદ્વૈત પાઠશાળા અને ગીતા વર્ગમાં અભ્યાસ કરનાર લગભગ ૪૦ બાળકોને શ્રીમાન્ વરાધચંદ્ર મોતીભાઈ મહેતા બી. એ. એલએલ. બી. તરફથી આવેલાં "શ્રીમદ્ભગવદ્ગીતા "નાં પુસ્તકો તથા પાદરા પુષ્ટિમાર્ગીય પાઠશાળાના મંત્રી શાહદુલચંદ ગોવર્ધનદાસ તરફથી આવેલાં " રસિક ગરબા સંગ્રહ"નાં પુસ્તકો શ્રીમાન્ શેઠ ચંદુલાલ દેસાઇવાળાના શુભ હસ્તે પારલૌકિક ગીતાજયંતિના પ્રસંગે વહેંચવામાં આવ્યાં હતાં તેમજ પારિતોષિક મોકલનાર ગૃહસ્થોનો આભાર માનવામાં આવ્યો હતો.

# समाचारादिक.

**નડીયાદમાં ગીતા સપ્તાહ**—શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલયના આશ્રય હેઠળ માર્ગશીર્ષ સુદ ૯ થીશ્રી માર્ગશીર્ષ સુદ ૧૫ સુધી શ્રી સાતસ્વરૂપની હવેલીમાં 'શ્રીમદ્ ભગવદ્ગીતા' નું સાપ્તાહિક પારાયણ જાણીતા લેખક રા. રા. શ્રીયુત ફુલચંદ ઝવેરદાસ શાહ કવિ ચિત્રકારે આકર્ષક શૈલીયુક્ત સરળ ભાષામાં સમશ્લોકી ભાષાંતર સાથે કરેલું હતું.

**ડભોઇમાં ગીતા જયંતિ મહોત્સવ**—અત્રેની શ્રી વીસાલાડ હિતવર્ધક મંડળ તરફથી શ્રીમદ્ ભગવદ્ગીતા જયંતિ મહોત્સવ શ્રી ગોવિંદલાલ ભટ્ટ (પ્રોફેસર બરોડા કોલેજ) ના પ્રમુખપણા નીચે સોનીની વાડીમાં ઉજવાયો હતો. પ્રો. ગોવિંદલાલ ભટ્ટ, શ્રી. ત્રિભુવનપાલ અને શ્રી. સોમાભાઈ ભાવસાર તંત્રી 'બાલમિત્ર' આણંદ, શ્રી. ચીમનલાલ દેશાઇ ડભોઇ સ્ટેશન ઉપર આવતાં શ્રી વીસાલાડ હિતવર્ધક મંડળના સભાસદોએ પ્રો. શ્રી. ગોવિંદલાલ ભટ્ટનું સ્વાગત કર્યું. સમારંભમાં વિદ્યાર્થીઓએ પ્રાર્થના કરી, તેમજ શ્રી ત્રિભુવનપાલે ભગવદ્ભક્ત શ્રી મીરાંબાઈનું શ્રીકૃષ્ણચંદ્ર વિષેનું લાલિત્યપૂર્ણ પદ ગાઇ બતાવ્યું. ત્યાર પછી ચાર કન્યાઓએ સ્વાગત ગીત 'શાં કરીએ સન્માન તમારાં' નું ભાવનાપૂર્ણ સંગીતમય પદ્ધતિએ ગાઈ આવેલા મ્હેમાનોને ફુલથી વધાવ્યા હતા. બાદ સભાનું કામકાજ શરૂ થતા રા. રતનલાલ દેશાઇએ પ્રો. શ્રી ગોવિંદલાલ ભટ્ટ M. A. ને પ્રમુખસ્થાન લેવા વિનંતિ કરી હતી. જેને શ્રી. ચુનીલાલ હી. પરીખે અનુમોદન આપ્યું હતું.

**પ્રોફેસર ભટ્ટનું ભાષણ**—આજે આપણે શ્રી ગીતા જયંતિ મહોત્સવ ઉજવવા ભેગા થયા છીએ ને શ્રીમદ્ ભાગવદ્ગીતાનો ગ્રન્થ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રે સ્વમુખેથી અર્જુનને સંભળાવેલી વાણીના પ્રસાદ રૂપે છે. એ ગ્રન્થ એટલો વ્યાપક છે કે તેનું સમ્પૂર્ણ જ્ઞાન જગતમાં કોઈ પણ મેળવી શક્યું નથી. આપણાં શાસ્ત્રોમાં અને શ્રીમદ્ભાગવતમાં ધર્મનું જ્ઞાન સારામાં સારૂં આપ્યું છે. શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુએ ગીતાજીમાં જે ઉપદેશ કરેલો છે. તે ઉપદેશ ભારતવર્ષના ઉદ્ધાર માટે છે. શ્રીકૃષ્ણચંદ્ર જગત્ગુરુ છે. તેઓશ્રીએ આપણને શ્રી ગીતાજી દ્વારા જ્ઞાન, કર્મ, અને ભક્તિમાર્ગનો ઉપદેશ આપ્યો છે. ભૂતકાળમાં તમે ચાર વેદનાં નામ સાંભળ્યા હશે. વેદનું પૂજન આપણે એટલા માટે કરીએ છીએ કે વેદમાં કર્મને આધાર, ભક્તિને આધાર, જ્ઞાનનો પણ આધાર આપતા મન્ત્રો છે. આજ કારણને લઇને બધા વેદને જ્ઞાનનો ભંડાર કહે છે. બ્રાહ્મણ કાળમાં વેદના ગ્રન્થો ઉદ્ભવ્યા, બ્રહ્મયુગમાં કર્મનું પ્રાધાન્ય હતું. અને હવે ઉપનિષત્ કાળ આવે છે જગતને આજે શેની જરૂર છે તે ઉપનિષદ્માં વર્ણવ્યું છે. જ્ઞાન કર્મ અને ભક્તિને વ્યવહારમાં કેમ અમલમાં મુકી શકાય તે શ્રીમદ્ભગવદ્ગીતાજીમાં સમજાવેલું છે. આપણે ગીતાજીને જો પવિત્ર ગ્રન્થ માનતા હોઇએ તો આપણી ફરજ છે કે હંમેશાં ગીતાજીના શ્લોકોનો પાઠ કરીએ, અને ગીતાજીમાં ભગવાને સ્વમુખે અર્જુનને કહ્યા પ્રમાણે નિસ્વાર્થ બુદ્ધિથી આપણી ફરજ સમજી આપણું કર્તવ્ય કર્મ ભગવાનની કેવળ આજ્ઞા માની કર્યા કરીએ તો કળીયુગમાં પણ મોક્ષ મળે છે. શ્રી જગન્નાથદાસ તથા રા. રા. રમણલાલ શાસ્ત્રી, તથા રા. રા. શ્રી ગોવિંદલાલભાઈ વકીલ વાઘોડીઆવાળાએ પ્રાસંગિક વિવેચન કર્યું હતું પછી રા. શ્રી ત્રિભુવનપાલે ગીતાજી પર સંગીતપૂર્ણ આલાપથી ગીત ગાયા બાદ પ્રમુખ સાહેબે ઉપસંહાર કર્યો હતો.

**વક્તૃત્વ સભાની સ્થાપના**—ડભોઈ પુષ્ટિમાર્ગીય સંસ્કૃત પાઠશાળામાં પ્રો. શ્રી ગોવિંદલાલ ભટ્ટ M. A. ને રા. શ્રી. રમણલાલ શાસ્ત્રી બોલાવી લઈ ગયા હતા. અને તેમના હસ્તે પાઠશાળામાં વક્તૃત્વ સભાની સ્થાપના વિદ્યાર્થીઓને કરાવી હતી. 'બાલમિત્ર' ના તંત્રી શ્રી. સોમાભાઈ ભાવસાર અને શ્રી. ત્રિભુવનપાલના હાસ્યરસના સમારંભનો અને ગીતો, સંવાદોનો જલસો સોનીની વાડીમાં ગત મંગળવારે યોજવામાં આવેલો હતો.

શ્રી વીસાલાડ હીતવર્ધક મંડળના યુવકો વરસો જુનો પોતાનો મતભેદ ભુલી જઈ જે ઉલ્લાસ અને આનંદથી ઉત્સાહપૂર્વક આ ગીતા જયંતિ ઉત્સવ ડભોઈમાં તેમણે ઉજવ્યો તે ખરેખર પ્રશંસનીય ગણાય. શ્રી ચીમનલાલ દેશાઈ અને બાલ મંદિરવાળા રા. નટવરલાલને તો કેમ ભુલાય ?

**શ્રી ગીતા જયંતિ મહોત્સવ પેટલાદ**—અત્રેની કાળીયાની વાડીમાં સમસ્ત ૧ માસથી હરીકીર્તન થાય છે તેમાં માર્ગશીર્ષ સુદિ ૧૧ ગુરૂવારે ગીતા જયંતિ ઉજવાઈ હતી શરૂઆતમાં દેસાઈ વ્યંબકરાવભાઈએ શ્રી ગીતાજી અને શ્રીકૃષ્ણભગવાનનું પૂજન કર્યું હતું બાદ સુલલિત સ્વરે સરફુલમાં હારમોનિયમ સાથે ગીતાની આરતિ થઈ હતી તે પછી શ્રી શુદ્ધાદ્વૈત પાઠશાળાની બાળાઓએ ગીતાજીના ૧૫ મા અધ્યાયનો કંઠસ્થ પાઠ કર્યો હતો બાદ નારાયણ વિદ્યાલયાધ્યાપક શાસ્ત્રીજી મોરીશંકરભાઈએ તથા શાસ્ત્રી ગંગાશંકરે પ્રસંગોચિત વ્યાખ્યાનો આપ્યાં હતાં. તે પછી શ્રી શુદ્ધાદ્વૈત પાઠશાળા અને ગીતા વર્ગના પ્રધાનાધ્યાપક શાસ્ત્રીજી જયેષ્ઠારામ હરિજીવન જોશીએ "શ્રીકૃષ્ણનો દિવ્ય સંદેશ" એ વિષય પર વ્યાખ્યાન આપતાં શ્રીઆદ્યશંકરાચાર્યજીનાં અને શ્રીમધુસૂદનસરસ્વતીનાં તથા ગીતાજીનાં પ્રમાણો આપી શ્રીકૃષ્ણચંદ્રનું પરબ્રહ્મત્વ સિદ્ધ કરી બ્રહ્મા વિષ્ણુ મહેશ્વર તેમના આજ્ઞાકારી દર્શાવ્યા હતા, તેમજ અર્જુન અને ઉર્વશીનો સંવાદ દર્શાવી અર્જુન જેવા અધિકારી બનવાને ઉપદેશ આપી ગીતાજી ભગવદ્ભક્તિ અને શરણાગતિનું મુખ્ય પ્રતિપાદન કરે છે વગેરે જણાવી ઉપસંહાર કર્યો હતો તે પછી છોટાલાલ ભાઈએ વિવેચન કર્યું હતું બાદ કથાકાર શ્રીયુત કાલીદાસભાઈએ ગીતાજી ઉપર ઘણુંજ સારૂ સંગીત અને દૃષ્ટાંતોથી હરિકીર્તન કરી શ્રોતાઓને આનંદ આપ્યો હતો, બાદ ઉત્તરપૂજન થઈ પ્રસાદ વહેંચી આભાર પ્રદર્શનપૂર્વક જયનાદ સાથે સભા બરખાસ્ત થઈ હતી

**કચ્છ-માંડવીમાં શ્રીગુસાંઇજીનો પ્રાકટ્યોત્સવ**—કચ્છ-માંડવીના વૈષ્ણવોએ મોટી હવેલીના મ. સેં. ગો. શ્રી ૧ દ્વારકેશલાલજી મહારાજના પ્રમુખપણા નીચે શ્રીમદ્વિઠ્ઠલનાથજીનો પ્રાકટ્યોત્સવ પૂર્ણ ઉત્સાહથી ઉજવ્યો હતો ઉપક્રમ કરતાં મહારાજશ્રીના પં. ગંગાધર શાસ્ત્રીજીએ "શ્રીગુસાંઇજી અને દૈન્ય" આ વિષય ઉપર વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાન આપ્યું હતું ત્યારબાદ પ્રમુખશ્રીના કુમાર શ્રીદામોદરલાલજીએ પોતાનાં સુમધુર સુંદર વચનામૃત કહ્યાં હતાં પ્રમુખશ્રીએ ઉપસંહારમાં શ્રીગુસાંઇજીના જીવન ઉપર ઐતિહાસિક શોધખોળથી ભરપુર વ્યાખ્યાન આપ્યું હતું. શેઠ જગનદાસ ટોપરાણીએ સર્વનો આભાર માની સભાનું કામ વિસર્જન કર્યું હતું

---

# અનુક્રમણિકા.

## પોષ, સં. ૧૯૯૪.


| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| ૧. તિલક નિર્ણય | ...૩૫૪ |
| ૨. જગદ્‌ગુરુ કોણ થઇ શકે ? | ...૩૫૫ |
| ૩. વૈષ્ણવોનું કર્તવ્ય | ...૩૫૬ |
| ૪. શ્રુતિસાર ભગવદાજ્ઞા | ...૩૬૦ |
| ૫. પત્ર | ...૩૭૦ |
| ૬. સમાચારાદિક | ...૩૭૨ |


ગોલોકવાસ—અત્રેના શહેરી અને પરમ વૈષ્ણવ શેઠ શ્રી. ગિરિધરલાલ હરીલાલપરિખે (શેઠ મણિભાઇ) એ તા. ૨૩–૯–૩૭ ના રોજ આ લૌકિક દેહનો ત્યાગ કરીને પ્રભુપરશુમાં નિવાસ કર્યો છે. અમદાવાદના પ્રાચીન વૈષ્ણવતાના અવશેષસમા શેઠ શ્રી. મણિભાઇ ૮૧ વર્ષના વૃદ્ધાવસ્થાથી જર્જરિત થયેલો દેહ છતાં કદી નિત્યનિયમ તથા દર્શન ચુકતા નહી કેક જેઓ દિવસ સુધી માણસના ટેકાથી મોટા મંદિરમાં દર્શન કરી ગયા હતા. અવસાનકાળે પણ જાણે ભગવદ્‌આજ્ઞા થઇ હોય અને રાજીખુશીથી મહોલા કુટુંબમાંથી મન કાઢીને તત્કાળ પ્રભુની આજ્ઞાને વશ થયા હોય તેવી રીતે, બોલતા ચાલતા, પવિત્ર થઇને તિલકછાપાંથી દેહને ઉરસ્થ અલંકૃત કરીને અલૌકિક દેહને ધરવા તેમણે આ જીર્ણ દેહ ત્યાગ કરી દીધો. ભગવદીઓના અવસાનકાલ પણ આવા દિવ્ય હોય છે.

---

॥ श्रीमदाचार्यचरणा विजयन्तेतमाम् ॥

# शुद्धाद्वैत-भक्तिमार्तण्ड.

वर्ष १२ आश्विन १९९३ अंक ७

भगवच्छास्त्रनिष्णात श्रीमदाचार्यचरणैकतान परमभगवद्भक्त गोलोकवासी

## श्रीमगनलाल शास्त्रीजीना पुण्य स्मरणमां

## स्मारकांक

સદ્ગત ભગત જેઠીસનદાસ
કરસનદાસ સ્મારક ખાનગી
ફંડ તરફથી

ટ્રસ્ટીઓઃ—
શેઠ જસવંતલાલ નરોત્તમદાસ
શેઠ મણિલાલ નરોત્તમદાસ
પ્રો. ગોવિંદલાલ ભટ્ટ M. A.

संपादकोः-
प्रो. जेठालाल गोवर्धनदास शाह M. A.
श्री. नागरदास काशीराम पांभाणिया M. A. LL. B.

प्रकाशकः
वसंतराम हरिकृष्ण शास्त्री.

न्योछावर एक रुपयो.

શ્રી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં ઠા. મોહનલાલ મગનલાલે છાપ્યો,
ઠે. પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ

## શાસ્ત્રીજીના જન્માક્ષર




જન્મ—સંવત ૧૯૩૦ માર્ગશીર્ષ કૃષ્ણ ૪

પ્રો. આનંદશંકર ધ્રુવ M. A. LL. B. લખે છે કે:—

આપણા ગૂજરાતના સંસ્કૃત ભાષાના એક વિદ્વાન શ્રીયુત મગનલાલ ગણપતિરામ શાસ્ત્રી હાલ થોડા સમય ઉપર વૈકુંઠવાસી થયા. એમની ખોટ ગૂજરાતને જણાયા વિના રહેશે નહિ. શ્રીયુત મગનલાલ વડોદરા કૉલેજમાંથી બી. એ. થઇને કલકત્તા યુનિવર્સિટીમાંથી એમ. એ. થયા હતા. અને તે પછી શાળાઓમાં કામ કરી ડેક્કન કૉલેજમાં આસિસ્ટન્ટ પ્રોફેસર ઑફ સંસ્કૃત નીમાયા હતા. એઓ સંસ્કૃતના ખાસ કરીને વલ્લભાચાર્યના સંપ્રદાયગ્રન્થોના બહુ સારા વિદ્વાન હતા, અને એમણે સંપ્રદાયના તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્ત સામાન્ય જનતા અને વિદ્વદ્જન આગળ ઉપસ્થિત કરીને એ સંપ્રદાયને તેમજ ગુજરાતને સારી સેવા કરી છે. શિક્ષક તરીકેની એમની કુશળતાનાં અમારા મિત્ર મુંબાઈ હાઇકોર્ટના ન્યાયાધીશ સ્વર્ગસ્થ સર લલ્લુભાઈ આશારામ શાહ બહુ વખાણ કરતા. સર લલ્લુભાઈના મ્હોટાભાઈ રા. રા. મૂળચંદભાઇએ 'બીજી ભાષા' તરીકે સંસ્કૃત લીધેલી હોવાથી સર લલ્લુભાઇએ ફારસી લીધી હતી. પણ પોતે હાઇકોર્ટના ન્યાયાધીશ થયા ત્યારે 'હિન્દુ લૉ'ના પ્રશ્નોમાં યથાર્થ ઇન્સાફ થાય તે માટે પોતે સંસ્કૃત ભાષા ભણવા માંડી તેમાં પ્રથમ ભાષાનો અને પછી ધર્મશાસ્ત્રનો એમને સંતોષકારક અભ્યાસ કરાવનાર મગનલાલ શાસ્ત્રી હતા.

પ્રભુ એમને ભક્તજનના ધામમાં સદા શાન્તિમાં રાખી પ્રભુભક્તિનું સુખ આપો.

સં. ૧૯૯૧ ના વર્ષ ૩૪ ના અંક ૫ જ્યેષ્ઠના. 'વસંત'માંથી ઉદ્ધૃત.

# कंइक.

આજથી લગભગ બે વર્ષ પૂર્વે, જ્યારે શુદ્ધાદ્વૈત વેદાંત અને પુષ્ટિમાર્ગીય શાસ્ત્રોના અદ્વિતીય અભ્યાસી અને મર્મજ્ઞવિવેચક પરમભગવદીય સુપ્રસિદ્ધ પ્રો. મગનલાલ ગણપતિરામ શાસ્ત્રીનો દિવ્ય આત્મા દેહપિંજરનો ત્યાગ કરીને, પ્રભુચરણકમળમાં નિવાસ કરવાને ગોલોકમાં સંચર્યો, ત્યારે તેમના સ્મારકમાં એક અંક કાઢવો તેવી યોજના, 'શુદ્ધાદ્વૈત'ના તંત્રી વસન્તરામભાઈની સૂચનાથી, સદ્‌ગતના પરમસ્નેહીઓ શ્રી. વાડીલાલ નગીનદાસ શાહ તથા શ્રી. ધીરજલાલ સાંકળીઆએ, પ્રો. ગોવિંદલાલ ભટ્ટની સંમતિથી ઘડી કાઢી. આ યોજના અનુસાર 'શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તણ્ડ' માસિકના ખાસ અંક તરીકે આ સ્મારક અંક કાઢીને તે અંકટ પ્રકટ કરવા તંત્રીઓ તરીકે અમારા બન્નેની નીમણૂક કરવામાં આવી. અમે બન્નેએ આ સેવા કરવાનું કાર્ય સહર્ષ સ્વીકારી લીધું, પછીથી સદ્‌ગત પ્રો. શાસ્ત્રીજીના સંબંધમાં જે જે મિત્રો કે વ્યક્તિઓ આવેલી હોય તેમની પાસેથી લેખો મંગાવવાને પત્રો લખ્યા. અમારી આ વિનંતિના ઉત્તરમાં ઘણા લેખો અમને મળ્યા. લેખો મળી ગયા પછી પણ અંક પ્રગટ કરવાના કાર્યમાં વિલંબ થયો, તેનું મુખ્ય કારણ 'શુદ્ધાદ્વૈત'ના તંત્રી રા. વસન્તરામભાઈની ગંભીર માંદગી છે. તેમની માંદગી ઘણો સમય લંબાઈ, તેથી તેમની ગેરહાજરીમાં મુદ્રણનો આરંભ કરવો એ અમને ઉચિત લાગ્યું નહિ: પ્રૂફ વાંચવા કરવાનું કાર્ય વસન્તરામભાઈએ જ કરવાનું હતું, તેમજ અંકને અંગે બીજી પણ કેટલીક બાબતોનો વિચાર તેમના સાથે કરવાનો હોવાથી, તેમની હાજરી વગર મુદ્રણ આરંભવાનું અમને યોગ્ય લાગ્યું નહિ. આથીજ વિલમ્બ થયો છે. પ્રભુકૃપાથી તેમની પ્રકૃતિ કાંઈક સ્વસ્થ થઈ, તેથી તેમની સહાયથી આ અંક અમે પ્રકટ કરી શક્યા છીએ. જો શાસ્ત્રી વસન્તરામભાઈએ આ કાર્ય પ્રકટ કરવાનું સાહસ માથે લીધું ન હોત તો આ અંક બહાર પડી શકત કે કેમ તે માટે અમને શંકા રહે છે. માસિકની આર્થિક સ્થિતિ એવી સારી નથી કે જેથી કરીને આવો ખર્ચાળ સ્મારક અંક પ્રકટ કરવાની જવાબદારી તેઓ લઈ શકે; છતાં અમારે અહિંઆં નિઃસંકોચ રીતે જણાવવું જોઈએ કે શાસ્ત્રી વસંતરામભાઈએ આને અંગેની આર્થિક જવાબદારીનો વિચાર જ નહોતો કર્યો. તેમણે ના કોઈપણ જોખમે અને ત્રેખમે આ સ્મારક અંક પ્રકટ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. ખરેખર વસન્તરામભાઈનો આ દૃઢ નિશ્ચય પૂજ્ય પ્રો. મગનલાલ શાસ્ત્રીજી તરફનો શુદ્ધ પ્રેમ દર્શાવે છે. આ માટે અહિંઆં અમે સૌથી પ્રથમ શાસ્ત્રી વસન્તરામભાઈનો આભાર માનીએ છીએ.

લેખકોના સહકાર વગર પણ અંક પ્રકટ કરવાનું કાર્ય કેટલું મુશ્કેલ છે તે અમે જાણીએ છીએ. આથી લેખકોનો પણ ઉપકાર માનવો જોઈએ. લેખકોમાં આપ્તજનો (?) અને ઇતર સંભાવિત ગૃહસ્થો છે. ઇતર સંભાવિત ગૃહસ્થોમાં જાણીતા સાક્ષરો અને પ્રોફેસરો છે. તેઓ પ્રો. શાસ્ત્રીજીના અંગત પરિચયમાં આવેલા અને તેમને તેમના જીવનમાં જે અલૌકિક ગુણ કે તત્ત્વની ઝાંખી થયેલી તેનું ટુંક દિગ્દર્શન તેમના લેખોમાં તેમણે કરાવેલું છે. આ લેખકોમાં એક ડૉ. બેલ્વેલકર છે. તેઓ એક વખત ડેક્કન કોલેજના સંસ્કૃતના પ્રોફેસર હતા અને પ્રો. શાસ્ત્રી તેમના આસીસ્ટન્ટ હતા. પ્રો. બળવન્તરાય ઠાકોર પ્રો. શાસ્ત્રીજીની સાથે ડેક્કન કોલેજમાં હતા, ત્યારે તે બન્ને વચ્ચે નિર્મળ બન્ધુભાવ જાગેલો, એ બન્ધુભાવનું ઝાંખું દર્શન તેઓ તેમના લેખમાં કરાવે છે. આ ઉપરાન્ત પ્રો. અતિસુખશંકર ત્રિવેદી, મોન્ટીપાલ હિંમતલાલ ગનેશજી અંજારીઆ, શ્રી. કે. એસ. વકીલ (રિટાયર્ડ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર અને શાસ્ત્રીજીના અંગત મિત્ર) પ્રો.

પી. કે. ગોડે એમ. એ. શ્રી. ગોકુલદાસ શાહ, B. A. LL. B., સોલીસીટર મનુભાઈ સી. પંડયા, શ્રી. વિશ્વનાથ પી. વૈદ્ય બાર-એટ-લો, શ્રી. રામપ્રસાદ વ્યાસ, B. A. (મેજીસ્ટ્રેટ) ના લેખો જૂદી જૂદી રીતે શાસ્ત્રીજીનો પરિચય કરાવે છે.

સાંપ્રદાયિક પંડિત વર્ગમાંથી પં. શ્રી. રમાનાથ શાસ્ત્રીજી, પં. શ્રી. પુરુષોત્તમ શર્મા ચતુર્વેદી, શાસ્ત્રી ચીમનલાલ, શાસ્ત્રી દુર્લભજી, શાસ્ત્રી જ્યેષ્ઠારામજી, શાસ્ત્રી વસન્તરામ, શાસ્ત્રી કલ્યાણજી, શાસ્ત્રી ભદ્રશંકર, શાસ્ત્રી નરોત્તમ, શાસ્ત્રી રમણલાલ તરફથી લેખો મળ્યા છે. ગ્રેન્યુએટ વર્ગમાંથી દિવાનસાહેબ રણછોડદાસ વૃંદાવનદાસ પટવારી, શ્રી. વાડીલાલ નગીનદાસ શાહ, શ્રી. ધીરજભાઇ વ્રજદાસ સાંકળીઆ, શ્રી. નાનુભાઇ નારણદાસ ગાંધી, પ્રો. જેઠાલાલ ગો. શાહ, શ્રી. ઉજમશી બાપુલાલ કાપડીઆ, શ્રી. નાગરદાસ કા. બામ્ભણીઆ, પ્રો. સાંકળચંદ જે. શાહ, શ્રી. મોહનલાલ નરોત્તમદાસ શાહ, શ્રી. હરિલાલ ગણપતરામ શાહ, શ્રી. હરિલાલ જેઠાલાલ શેઠ, શ્રી. જગમોહનદાસ શ્રોફ અને અન્ય વૈષ્ણવોમાંથી શ્રી. મંગળદાસ મોહનલાલ, શ્રી. ચુનીલાલ પરીખ, શ્રી. હિરાલાલ પી. ભંડારી, શ્રી. કિસનદાસ પુરુષોત્તમદાસ સુગંધી, શ્રી. મોહનલાલ ગુલાબચંદ જરીવાળા, શેઠ શ્રી. ટોડરમલ ચીમનલાલ શામળબહેચરવાળા, શ્રી. સુંદરલાલ વીરભાનુ, શ્રી. ફુલચંદ ગોવર્ધનદાસ શાહ, શ્રી. ચીમનલાલ મગનલાલ વૈદ્ય, શ્રી. અમૃતલાલ હરજીવનદાસ પારેખ, શ્રી. રણછોડલાલ કે. પરીખ, શ્રી. વેલજીભાઇ નથુભાઈ, શ્રી. જીવણલાલ છગનલાલ જોષી, આદિના લેખો મળ્યા છે અને તે બધા અત્રે પ્રસિદ્ધ કર્યા છે. આચાર્યશ્રીઓમાંથી લેખો, સંદેશાઓ આદિ મળ્યાં છે. લેખો સંસ્કૃત, હિન્દી, અંગ્રેજી તથા ગુજરાતી ભાષામાં મળ્યા છે. પ્રમાણમાં સંસ્કૃત લેખો ઘણાજ ઓછા મળ્યા છે, પણ તેનું સાટું ગુજરાતી લેખોથી વળી ગયું છે. તમામ લેખકોના લેખો ઉપરથી જણાશે કે તેમનામાં પ્રો. શાસ્ત્રીજી માટે કેવો શુદ્ધભાવ હતો? આ બધા લેખકોએ અમારી વિનંતિને માન આપીને જે લેખો મોકલ્યા છે તે માટે અમે તેમનો ખાસ ઉપકાર માનીએ છીએ.

લેખો ઉપરાંત પ્રો. શાસ્ત્રીજીના જમાતા પ્રો. ગોવિંદલાલ ભટ્ટ ઉપર જૂદીજૂદી સંસ્થાઓ વ્યક્તિઓ તરફથી જે દિલાસાના ઠરાવો, તારો તથા પત્રો મોકલવામાં આવેલા તેમાંના કેટલાક ભાગો પણ અમે પ્રકટ કરીએ છીએ. એ ભાગ ઉપરથી પ્રો. શાસ્ત્રીજીએ તેમની વિદ્વત્તા તથા સેવાવૃત્તિથી તેમનાં જીવન દરમ્યાન કેવી કીર્તિ પ્રાપ્ત કરી હતી એ વાચકોને સમજાશે. વળી શાસ્ત્રીજીએ તેમના દેહત્યાગ પહેલાં મુંબઈના ટાઉન હૉલમાં ચીફ જસ્ટીસ બોમન્ટના પ્રમુખસ્થાને જે ભાષણ અંગ્રેજીમાં આપ્યું હતું તેને પણ અહિંઆ પ્રકટ કરીએ છીએ. આ મેટર પ્રો. ગોવિંદલાલ ભટ્ટે અમને પૂરી પાડીને અમારૂં કાર્ય પણું સરળ કરી આપ્યું છે માટે અમે તેમનો અહીંઆ આભાર માનીએ છીએ. સ્થલસંકોચને લીધે તેમનાં અન્ય વ્યાખ્યાનો અમે પ્રકટ કરી શકતા નથી પણ તેમના પત્રો, જેમાં તેમના હૃદયના શુદ્ધ ભાવો એમણે પ્રકટ કરેલાં છે તેમાંના કેટલાક જ અહિંઆ વાનગી તરીકે પ્રકટ કરીએ છીએ. અમે અંતઃકરણપૂર્વક માનીએ છીએ કે જો પ્રો. શાસ્ત્રીના, જૂદી જૂદી વ્યક્તિઓ ઉપર લખાયલા પત્રોનો સંગ્રહ કરીને તે જો છાપવામાં આવે, તો તે એક સુંદર ગ્રંથ બનશે. શાસ્ત્રીજીના પત્રો એટલે સાંપ્રદાયિક ભાવના કે સિદ્ધાન્તોની અલ્પ ચર્ચાઓ કે ખુલાસાઓ, તેમના પત્રોમાં પણ કોઈ સ્થળે લૌકિકની ગંધ સરખી પણ નહિ મળે. તે વ્યવહારની દૃષ્ટિથી નહિ પણ અલૌકિક દૃષ્ટિથી જ લખેલા હોય. વ્યવહારની નિમિત્તના પત્રમાં પણ અલૌકિક સિદ્ધાન્તજ વાંચવાનો મળે. અમે દિલગીર છીએ કે વધુ પત્રો અમે અત્રે આપી શકયા નથી.

આ સ્મારક અંક પૂરતું અમારૂં કર્તવ્ય પૂરૂં થયું એમ અમે માનીએ છીએ, પણ સમ્પ્રદાય પ્રો. શાસ્ત્રીજીની મહાસેવાઓને લક્ષ્યમાં રાખીને આટલાથી જ સંતોષ માનવો જોઇએ નહિ. અમે તો ફુલ નહિ પણ ફુલની પાંખડી તરીકે જ આ સેવા બજાવી છે પણ સંપ્રદાયના આચાર્યશ્રીઓ, વિદ્વાનો, પંડિતો, ધનિકો અને ઇતર વૈષ્ણવ ગૃહસ્થોની ફરજ આટલાથી જ સમાપ્ત થઇ નથી. અમારે સખેદ અહિંઆ જણાવવું જોઈએ કે સંપ્રદાયના મહાન સુભટ યોદ્ધા અને સાહિત્યસેવકના સ્મારક માટે હજુ સુધી સંપ્રદાયે કોઈપણ યોજના વિચારી નથી. સંપ્રદાયના ધનિકોનું ધન અને વિદ્વાનો તથા પંડિતોની બુદ્ધિ તથા ઇતર ગૃહસ્થોનો ઉત્સાહ જો પ્રો. શાસ્ત્રીજીની સાહિત્ય સેવાના બદલામાં તેમનું સ્મારક કરવાના કાર્યમાં ઉપયોગમાં ન આવે તો પછી એ ધન, એ બુદ્ધિ અને એ ઉત્સાહ ખપના શું? શું તે ધન બુદ્ધિ અને ઉત્સાહ વાંઝીઆ પડી રહેશે? આચાર્યશ્રીઓ જો આ બાબતમાં લક્ષ પરોવે તો કશું અશકય નથી. આચાર્યશ્રીઓ તથા વૈષ્ણવોની આ એક ફરજ છે કે તેમણે પ્રો. શાસ્ત્રીજીના સ્મારકની યોજના સત્વર વિચારવી જોઇએ. તે સ્મારક કેવા પ્રકારનું હોવું જોઇએ તે માટે અમે નીચે દિશા સૂચન કરીએ છીએ.

( ૧ ) શાસ્ત્રીજીના નામથી શુદ્ધાદ્વૈત યુનીવરસીટી કે કોલેજ કાઢવી, ( ૨ ) અમુક સારી રકમ એકત્ર કરીને મુબંઈ યુનીવરસિટીને એવી શરતે સોંપવી કે તેના વ્યાજમાંથી એમ. એ. માં અણુભાષ્ય લઈને, તે વિષયમાં સાથી પ્રથમ આવનારને પારિતોષિક આપવું, (૨) અગર શુદ્ધાદ્વૈત તત્વજ્ઞાનના કોઇપણ વિષય ઉપર અંગ્રેજી અગર હિન્દી ગુજરાતી ભાષામાં નિબંધ લખાવે અને અને તેમાંથી ઉત્તમ આવનારને પારિતોષક આપવું. 'નિબંધ' માટેની હરિફાઇમાં ગ્રેજ્યુએટો તથા સંસ્કૃત પાઠશાળાની ઉત્તમ પરીક્ષા પાસ કરનાર શાસ્ત્રીઓ પણ ઉતરી શકે. (૩) અગર દર બીજે વર્ષે યુનીવરસીટીના હોલમાં કે અન્ય સ્થળે શુદ્ધાદ્વૈતના કોઈ પણ વિષય ઉપર તે વિષયના જાણકાર પાસે વ્યાખ્યાનો અપાવવાં.

( ૩ ) પ્રો. શાસ્ત્રીજીનાં અત્યાર સુધીનાં ભાષણો, તથા લેખોનો સંગ્રહ કરીને અતિ સંસ્કૃત શૈલીમાં સુધારો કરીને પુનઃ પ્રકટ કરવા.

( ૪ ) તેમનાં સુબોધિની ઉપરના અપ્રસિદ્ધ લેખો પ્રકટ કરવા.

( ૫ ) અત્યાર સુધીના તેમના સુબોધિની તથા બીજા ગ્રંથોઉપરના લેખો જો અપ્રાપ્ય છે તેમને પુનઃ સરળ ભાષામાં મૂકીને પ્રકટ કરવા.

( ૬ ) નવું સાહિત્ય સંસ્કૃત, ગુજરાતી કે અંગ્રેજી પ્રો. શાસ્ત્રીના સ્મારકમાં પ્રકટ કરવાને માટે પ્રો. મગનલાલ ગણપતરામ સ્મારક સાહિત્ય ગ્રંથમાળા શરૂ કરવી.

આ ઉપરાંત બીજું જે કંઈ સૂચવવામાં આવે તેનો પણ સમાવેશ આમાં કરી શકાય. અમે આશા રાખીએ છીએ કે પ્રો. શાસ્ત્રીજીના પરમ સ્નેહીઓ શ્રી. વાડીલાલ નગીનદાસ શાહ, શ્રી. મીરજભાઈ સાંકળીઆ તથા દિવાનસાહેબ રણછોડદાસ વૃંદાવનદાસ પટવારી તથા પ્રો. ગોવિંદલાલ ભટ્ટ આ યોજના ઉપર વિચાર કરશે, અને તેમને શકય લાગે તે રીતે મૂર્તસ્વરૂપ આપશે. પ્રભુ એ યોજનાને સફળ બનાવો એમ અમે ઇચ્છીએ છીએ.

જે જે ગૃહસ્થોએ આ અંકને પ્રકટ કરવામાં અમને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સહાય કરી છે તે બધાઓનો પુનઃ આભાર માનીએ છીએ. લેખોમાં મુદ્રણની અશુદ્ધિઓ રહી જવાનો સંભવ છે. તે માટે પણ અમે ક્ષમા માગી લઇએ છીએ.

જેઠાલાલ ગો. શાહ
નાગરદાસ કાશીરામ બાંભળિયા

# શાસ્ત્રીજીના જીવનની પૂર્ણાહુતિ

પૂજ્યપાદ ગુરુવર્ય શાસ્ત્રીજીના કુટુમ્બ સાથે મારા કુટુમ્બનો સંબંધ શાસ્ત્રીજીના જન્મ પહેલાંનો છે અને તેથી તેમના જીવનનું નિરૂપણ કરવાનું મન થાય એ સ્વાભાવિક છે; પણ સ્મારકાંકમાં એ વાત શક્ય ન હોવાથી તેમના જીવનના અંતિમ વર્ષ—પૂર્ણાહુતિ સમય—વિષે કાંઈક લખવાનો આ પ્રયાસ છે.

ઈ. સ. ૧૯૩૪ ના ઉનાળામાં કરસનદાસ શતાબ્દીના પરિણામે મુંબઈના ટાઉન હૉલમાં શાસ્ત્રીજીનું સર્વાંગસુંદર વ્યાખ્યાન થયું. આ જ સમયથી તેમના જીવનના અંતિમ વર્ષનો આરંભ થયો. વ્યાખ્યાન આપીને તેઓ ભરૂચ ગયા અને જ્યારે હું ભરૂચ ગયો ત્યારે તેમણે એક વાત સ્પષ્ટ કહી—ગોવિન્દલાલ ! આ બાર માસમાં મારા જીવનમાં પલટો થવાનો છે. શાસ્ત્રીજીએ ષડ્દર્શન ઉપરાંત આયુર્વેદ અને જ્યોતિઃશાસ્ત્રનો સારો અભ્યાસ કરેલો હતો, અને હંમેશાં પોતે પોતાના વર્ષનું ફલ કુતુહલદૃષ્ટિએ સમજતા અને બીજાને સમજાવતા હતા. અંતિમ વર્ષનું પણ ફળ તેમણે લખેલું અને તેમાં જીવનપલટાની વાતનો પણ ઈસારો કરેલો. જ્યારે તેમણે મને જીવન પલટાની વાત કહી ત્યારે હું તેનો અર્થ એવો સમજ્યો કે નાથદ્વારાના પ્રકરણમાં હવે તેઓ રસ લે છે અને તેને પરિણામે શ્રીદામોદરલાલજીનો પક્ષ લેશે અને સમ્પ્રદાયમાં અનેક પ્રકારનો ક્ષોભ થશે. શાસ્ત્રીજીએ જે વાક્ય કહ્યું તેનુ રહસ્ય તે સમયે સમજાયું નહિ. પરંતુ તેઓ પોતે ત્યારથી સાવધાન થઇ ગયા. શ્રીમહાપ્રભુજીના જેટલા ગ્રન્થો છે તે બધાનું વારાફરતી પારાયણ કરવાનો તેમણે આરંભ કર્યો. રોજની સવાર અને સાંઝની કથાનો કાર્યક્રમ તો સાથે સાથે ચાલતો જ હતો. સવારમાં પાંચ વાગે ઉઠી શૌચાદિમાંથી પરવારી પોતે પારાયણ કરવા મંડી પડતા. સાથે સાથે શ્રીગોસ્વામીજીના ગ્રન્થોના પારાયણનો પણ તેમણે આરંભ કર્યો. પોતાની આર્થિક સ્થિતિની પણ વ્યવસ્થા કરવા માંડી અને મને પુનરુક્તિનો દોષ વ્હોરીને પણ અનેકવાર સમજાવવા લાગ્યા. આ પ્રમાણે વર્ષ પસાર થવા લાગ્યુ. ઈ. સ. ૧૯૩૫ ના જાન્યુઆરી માસમાં તેઓ વડોદરે આવ્યા અને કહ્યું કે મારે મારી પુત્રીનાં લગ્ન આ વર્ષે જ ઉનાળામાં કરી નાખવાં છે. તે પ્રમાણે તેમણે તે દિશામાં પ્રયાસ કર્યો અને ઉનાળામાં લગ્ન પણ થયાં. તે પ્રસંગે સ્નેહીઓ અને સગાંઓના જે ચાંલ્લાઓ આવ્યા તે તેમણે સ્વીકાર્યા નહિ અને ઉત્તરમાં કહ્યું કે આ લગ્નનો પ્રસ્તાવ એ મારૂં છેલ્લું લૌકિક કાર્ય છે અને હવે મારો લોકની સાથેનો સંબંધ પૂરો થાય છે માટે મારે કોઇની પાઇ લેવી નથી. આ પ્રતિજ્ઞા તેમણે અક્ષરશઃ પાળી અને લોકો આશ્ચર્યમુગ્ધ બન્યા. નવા જમાતાને કયા પ્રકારની કેળવણી આપવી અને ભવિષ્યમાં કયે માર્ગે તેમને લઇ જવા એ બાબતની પણ મારી સાથે તેમણે ચર્ચા કરી નાખી. પણ કોને ખબર કે આ બધી પૂર્ણાહુતિની તૈયારીઓ તેઓ કરી રહ્યા છે ? લગ્ન થઇ ગયા પછી કબાટ ઉઘડાવી તેમાંથી અવસાનસમયે પોતાના દેહના આવરણને માટે કસબી કોરનું કેસરી રેશમી વસ્ત્ર કાઢ્યું અને અમને કહ્યું કે આ વસ્ત્ર મને નાથદ્વારામાંથી ગો. શ્રી ૬ શ્રીગોવર્ધનલાલજી મહારાજે પ્રસાદરૂપે આપ્યું છે અને તેનો ઉપયોગ મારા મરણ સમયે કરવાનો છે. અમે બધાં બીજી વાતો કરતાં હતાં અને તેમાં જાણે આકાશમાંથી વીજળી પડી હોય તેમ તેમનું વચન સાંભળ્યું અને અમને ખેદ થયો. તે વખતે પણ તેમણે અમને ધીરજ આપી. પછીથી શ્રીદામોદરલાલજીના અનેક પત્રો અને આખરે તાર આવવાથી ઘરની બધી વ્યવસ્થા કરીને તેઓ ઉદેપુર ગયા. ત્યાંથી જ્યારે તેઓ પાછા વડોદરે આવ્યા ત્યારે નાથદ્વારાપ્રકરણની મારી સાથે ચર્ચા કરવા લાગ્યા શરૂઆતમાં

અમારા બેની વચ્ચે સખ્ત મતભેદ થયો અને તેથી તેમનું મન અપ્રસન્ન થયું હોય એમ મને લાગ્યું. મેં મારા અંગત વિચારો દાબી દીધા અને તેમના સંતોષને માટે તેમના મતને સ્વીકાર્યો. તરત જ તેમને ઘણો આનન્દ થયો. થોડા દિવસ પછી તેમને જ્યારે ખબર મળી કે મુંબાઈમાં પરમ ભગવદીય જમનાદાસભાઈ ચોકશીએ ગોલોકવાસ કર્યો ત્યારે તે કહેવા લાગ્યા કે આ વર્ષમાં મારા લગભગ બધાય મિત્રો દા. ત. પૂનાવાળા ભગવદીય શેઠ હરગોવિન્દદાસ ઉગરચંદ, રાજપીપળાના હરિલાલ જેઠીસનદાસ કોઠારી, કઠલાલના મોહનલાલ કામેશ્વર પંડયા અને મુંબઈના જમનાદાસભાઈ ચોકશી-ચાલ્યા ગયા અને હવે મારો વારો આવે છે. જે દિવસે વડોદરેથી ભરૂચ જવાના તે દિવસે સવારમાં બધાંને વ્હેલા ઉઠાડ્યા, દરેકની સાથે વાતચીત કરી, બાળકોને રમાડ્યા આર્થિક સ્થિતિનું ફરીથી સ્પષ્ટકરણ કર્યું અને કહ્યું કે તમે ભગવત્સેવા ચાલુ રાખજો અને જેવી બને તેવી પણ સેવા કરજો. ઘર છોડતી વખતે બન્ને પુત્રીઓને જાણે છેલ્લા શબ્દો કહેતા હોય તેમ તેમણે કહ્યું કે બ્હેનો ! સંપીને રહેજો. આ પ્રમાણે ઉપદેશ આપીને શાસ્ત્રીજી વડોદરેથી ભરૂચ ગયા. ભરૂચમાં બધાંને મળ્યા, બન્નેય મંદિરોમાં હમ્મેશાં જેટલો સમય ગાળતા તેનાં કરતાં વધારે સમય ગાળ્યો, ઘેર આવ્યા, ભાઇને ઘેર જમ્યા અને પોતાને ઘેર આવીને જે સ્થળમાં કથા વાર્તા કરતા હતા ત્યાં જ શ્રીમહાપ્રભુજીના ચિત્રને નમન કરીને સૂતા તે સૂતા જ.

શાસ્ત્રીજીના સમાગમથી મને ઘણો લાભ થયો છે. તેમના સ્વરૂપનો પણ ખ્યાલ મેળવવા હું ભાગ્યશાળી થયો છું. શ્રીમહાપ્રભુજીમાં તેમને અચલ શ્રદ્ધા હતી અને તેથી તેમના મગજમાં એક જાતની ગરમી રહેતી હતી અને હમ્મેશાં નિર્ભયતાથી સન્માર્ગનો ઉપદેશ કરતા હતા. તેમના ગોલોકવાસથી મને તો એક ભારે ખોટ પડી છે. મારા ઉપર તેમના અનેક ઉપકારો છે, તેનો બદલો હું વાળી શકું એમ નથી

ગોવિન્દલાલ હરગોવિન્દ ભટ્ટ.

---

## અંજલિ

( અર્પનાર-કીર્તનકાર ચંપકલાલ છગનદાસ, સંગીતાધ્યાપક, હાઈસ્કુલ મોડાસા )

[ રાગ—ભીમપલાસી, તાલ ધુમાલી. ]

શ્રીમદ્ વલ્લભ પથ ગમંદા, સુગૂઢ સિદ્ધાંત અભ્યાસક હે !
વેદ પુરાણ ગીતા ઉપનિષદ, વિવિધ સુશાસ્ત્ર વિવેચક હે !

અસમર્પિત અન્યાશ્રય ત્યાગી, શ્રીવલ્લભચરણ શરણ અનુરાગી,
આત્મનિવેદન અનન્યતાના, અંત પર્યંત ઉપાસક હે !

શુદ્ધાદ્વૈત સરળ સમજાવે; વૈષ્ણવી સૃષ્ટિને મન ભાવે,
કૃષ્ણ કથા સરિતા રસ જળની, પરમ સુગમ એ સુખકર હે !

સિંહ સભા ભડવીર સભા; એ શાસ્ત્ર વિરોધી સભાદિકમાં,
વલ્લભ દઢ મન ધરી ઝઝૂમે, વાદવિવાદ વિજયકર હે !

જીવન વન અતિ વેગે વટાવી; વલ્લભ હરિ પદ શરણ સીધાવી,
સદા મગન મન મગનલાલ જે પુષ્ટિમાર્ગ સુધાકર હે !

# शास्त्रीजीकी साम्प्रदायिक सेवा.

( ले—विद्वद्रत्न गोस्वामी श्री १०८ श्रीदीक्षितजी महोदय )

भगवच्चरणनिविष्ट श्रीयुत मगनलाल शास्त्रीजीकी सेवा सांप्रदायिक जनताके लिये अपूर्व आदर्शरूप थी। इन पचास वर्षमें भारतमार्तण्ड पंडित गट्टूलालजीके बाद इस प्रकार अनवरत सांप्रदायिक सेवामें ही जीवन व्यतीत करनेवाले पुरुष बहुत विरल ही दृष्टिमें आते हैं। उनमें भी शास्त्रीजीकी सेवा चिरस्मरणीय है।

शास्त्रीजीके आदर्शभूत अनेक गुणोंमें से उनको आचार्यचरणमें जो भक्ति थी, वह प्रत्येक पुष्टिमार्गीयके लिये अनुकरणीय है। हमारे यहां श्रीमद्वल्लभाचार्य प्राकट्यमहोत्सवके व्याख्यानमें महानुभाव भगवदीय श्रीगोपालदासजीके "देवलोक दुंदुभि बाजिया आनंद करे रे निसंक, असुरतिमिर उच्छेदवा भुवि वल्लभदेव मयंक" इस पद के द्वारा आचार्यश्रीकी स्तुति जिस समय की, उस समयका दृश्य जिन्होंने आँखोंसे देखा है, उन्हीं को अनुभव है कि शास्त्रीजीकी आचार्यश्रीमें भक्ति किस प्रकार थी ! मैं कहांतक लिखुं ! मेरे हृदयमें सांप्रदायिक प्रवृत्तिका अंकुर यदि विकसित हुवा हो तो उसी समय हुवा और शास्त्रीजीकी स्वाचार्यभक्तिका भी प्रत्यक्षावलोकन हुवा। जिसके हृदयमें इस प्रकारकी स्वाचार्यभक्ति है उसी पुरुषको स्वसंप्रदायसेवाका भी आग्रह होता है और वही पुरुष स्वमतकी सेवा करता है।

अन्य संप्रदायोंमें भी जो इस तरह आचार्यभक्त है, मतसेवक हैं, वही काम करते हैं। जिस तरह देशिकाचार्य हैं। मैं इनसे मिलने 'तिरुपति' में गया था। वहां पर सांप्रदायिक चर्चा करते करते मेरे मुखसे अप्पयदीक्षितके 'व्यासतात्पर्यनिर्णय' की भी चर्चा हुई। इस पुस्तकका नाम लेते ही वे बोले की—" जब वह पुस्तक छपके मेरे पास आई, देखते ही मेरे मनमें हुवा-क्या मेरे जीते जी रामानुजमतखंडन करनेका कोइ साहस कर सकता है ! उसी समय 'व्याससिद्धांतमार्तण्ड' नामक पुस्तक लिख, पूर्वोक्त पुस्तकका अक्षरशः खंडन लिख दिया। लेखनके इतने भारी श्रमका विचार न कर सत्तर (७०) वर्षकी अवस्थामें पुस्तक लिखना आचार्य भक्ति और स्वमतसेवाके आग्रहका प्रत्यक्ष प्रमाण है। अब उनकी अवस्था नवति (९०) वर्षके पास पहुची है। तथापि पथारीमें पडे हुवे विद्यार्थियोंसे ग्रंथ लिखवा रहे हैं। इतना काम बिना स्वाचार्यभक्ति या स्वमताग्रहके बिना नहीं हो सकता है

शास्त्रीजीकी स्वाचार्यभक्ति ही सांप्रदायिक सेवामें प्रबल कारण हुई। पमनागके वख्त भी पूनासे प्रत्येक शनिवार और रविवार बंबईसे आके माधवबाग इत्यादि स्थलोंमें चार वर्ष पर्यंत भाष्य प्रवचन करना, स्वीय व्ययसे इस प्रकार संप्रदायकी सेवा करना; यह उनकी स्वाचार्य-भक्तिका ही परिणाम था। इस प्रकार शास्त्रीजीकी अनेक सेवा है कि जो उनका पुनः पुनः स्मरण दिलाती है।

उनका प्रेम जितना मुझपर था उसके योग्य यह लेख नहीं हो सका, भवतु, भगवदिच्छा, तथापि कर्तव्य समझ कर दो शब्द लिख दिये हैं। अंतिम भगवान्के पास यही प्रार्थना है कि संप्रदायमें पुनः ऐसे आचार्यभक्त और निःस्पृहतासे संप्रदायकी सेवा करनेवाले पुरुष उत्पन्न हों और शास्त्रीजीको नित्यलीलाके आनंदरसमें मग्न कर दें।

---

विद्वद्रत्न गो. श्री १०८ श्रीकृष्णजीवनजी महोदय एक पत्रद्वारा लिख रहे हैं कि,

श्रीयुत मगनलालशास्त्रीजीसे संप्रदायमें शायदही कोई अपरिचित होगा॥

उन्होंने जो आजीवन संप्रदायकी सेवा की उसे समझदार व्यक्ति कभी नहीं भूल सकते।

कईएक सिद्धांतविषयके मतभेदके कारण मैं उनके वैदुष्यका संपूर्ण परिचय न पा सका पर उनकी श्रीमदाचार्यचरणमें असीम भक्ति थी इसे तो दाढ्र्यके साथ कह सकता हूँ।

साथही साथ हम लोगोंके उत्कर्षमें सच्चे खुशी होनेवाले वे एक थे इसका मुझे व्यक्तिगत परिचय है। मैं इस बातको यावज्जीवन नहीं भूल सकता।

---

એવાનું મૃત્યું શે દુઃખદ થાય? એટલેજ તેઓ કિંચિત કાલમાંજ ક્ષણિક હૃદયવ્યથા ભોગવી ગોલોકવાસી થયા. પુષ્ટિમાર્ગની પવિત્ર પ્રોજ્વલ નામસેવા કરી લોકવેદમાં અપ્રસિદ્ધ એવા શુદ્ધ પુષ્ટિપુરુષોત્તમની સર્વાત્મભાવે સેવા કરવા ઇહિલોકથી ગત થઇ ગયા. આજે તેઓ આપણી વચ્ચે નથી. કિન્તુ તેમના વેરાયલાં કીર્તિકુસુમોના પરાગનો પમરાટ ચિરકાલ સુધી અક્ષુણ્ણ રહેશે. પ્રબોધિની ૧૯૯૪, कीर्तिर्यस्य स जीवति ।

---

## शास्त्रीजीनां पत्रो.

રા. રા. મંગલદાસભાઈ ખીમચંદ માતર.

તમારા પત્રનો ઉત્તર નીચે પ્રકારે છે.

કૃષ્ણનામક પરમકાષ્ટાપન્ન વસ્તુસૌન્દર્ય જગદ્‌ઉદ્ધાર કરવાને શ્રીકૃષ્ણસ્વરૂપે પ્રકટ થઇને જે લીલા સારસ્વત કલ્પમાં કરી તે લીલાનું ગ્રથન શ્રીભાગવત સ્વરૂપે વ્યાસજીને નામે કરાવ્યું. પ્રભુનો એ આશય સફલ કરવાને શ્રીમહાપ્રભુજીએ પ્રકટ થઇને શ્રીભાગવતના ચાર અર્થ નિબંધમાં અને ત્રણ અર્થ શ્રીસુબોધિનીજીમાં પ્રકટ કરી વાણી દ્વારા જીવનો સમુદ્ધાર માર્ગ પ્રકટ કર્યો. સેવા, કથા, કર્તવ્યતા ઉપદેશી સેવાપથથી કથાપક્ષસંયોગથી વિરહ પાછળ પડી ગયો. તે અનવસ્થા દૂર કરવાને સાંપ્રદાયિક લિખિત સાહિત્યને મુદ્રિત અવસ્થામાં પણ મૂકવામાં આવ્યું. નિરક્ષર ગણાઈ ચુકેલા સંપ્રદાયમાં પુષ્કળ સંસ્કૃત સાહિત્ય છે એ સિદ્ધ થઈ ગયું. તથાપિ સંપ્રદાયના વૈષ્ણવો જે હજુ પણ કથાપથ (વિરહાવસ્થા) સ્વીકારતા નથી. સંયોગાભાસમાં જન્મ વૃથા કરે છે. હું પુનઃ કહું છું કે સર્વ ત્યજીને નિબંધ સુબોધિની વાંચો. એ વિના ઇતર સર્વ ભ્રાન્ત છે. આપના સર્વેજ પ્રશ્નનું આ સૂક્ષ્મ સરલ ઉત્તર છે. એ ઉત્તરને યથામતિ વિચારો અને શ્રીમહાપ્રભુજી જે બુદ્ધિ આપે તેમ વર્તો. પુનઃ સ્પષ્ટ કહું છું કે નિબંધ સુબોધિની વિના વૈષ્ણવ જન્મવૃથા થઈ જાય છે. હાલ અત્ર નિબંધ વાંચન સાયંપ્રાતઃ ચાલે છે.

**M. G. Shastri.**

## બીજો પત્ર.

રા. રા. મંગલદાસભાઈ ખીમચંદ, માતર.

મારા કથનનો સ્પષ્ટ આશય એજ છે કે શ્રીવલ્લભાધીશનું પ્રાકટ્ય વાણીદ્વારા જીવોદ્ધાર કરવાને માટેજ થયું છે. એ પ્રમાણે યાદ કરતાં શ્રીસુબોધિનીજી નિબંધ, ભાષ્ય, ષોડશગ્રંથાદિ વારસો આપેલો છે. તેનું શ્રવણ મનન કરવામાં તમે કરેલા એક પણ પ્રશ્નને અવકાશ નથી. શ્રીગુસાંઇજીએ દર્શાવેલા માર્ગે શ્રીમહાપ્રભુજીના રસરૂપ ગ્રંથનું પાન કરવામાં જન્મનું સાફલ્ય માનીને જે આપને સુયોગ્ય લાગે તે કર્યા કરો. શ્રીગુસાંઇજી વિગેરેના ગ્રંથો પણ પૂર્વોક્ત ગ્રંથ ચતુષ્ટયનું તાત્પર્ય સમજવાને માટેજ છે. તેઓ સ્વતઃ ફલદાતા ગ્રંથ નથી. પ્રબલ ફલરૂપ ગ્રંથ તો શ્રીમદાચાર્યચરણનાજ છે અને તે ગ્રંથચતુષ્ટય પ્રમાણ અને પ્રમેયની ઉભય દૃષ્ટિએ સર્વોત્કૃષ્ટ બિરાજીને સર્વોદ્ધાર કર્યાજ કરે છે. અમારા ૬૨ વર્ષના વાંચન અને અનુભવનું ફળ આપને નિવેદન કરી રહ્યો છું.

**M. G. Shastri.**

# શાસ્ત્રીજી સ્મારક ફંડ.

શ્રીશુદ્ધાદ્વૈત-પુષ્ટિસંપ્રદાયના ઈતિહાસમાં એક મહાન્ વિદ્વાન્ તરીકે અને એક આદર્શ વૈષ્ણવ તરીકે અદ્વિતીય સદ્ગત ભગવચ્છાસ્ત્રનિષ્ણાત. શાસ્ત્રીજી મગ્નલાલ ગણપતિરામ એમ. એ. નું નામ ચિરસ્મરણીય રહેશે. પણ પુષ્ટિસંપ્રદાયના એક કરોડ અનુયાયીઓ, ૪૬૦ વર્ષમાં વિરલ એવા અને પોતાના પ્રાણસમા સંપ્રદાયપરના વિરોધિ-પ્રહારોને નિષ્ફલ બનાવનાર એક વૈષ્ણવ વિદ્વાનનું ઋણુ કઈ રીતે અદા કરી શકે?

ગોલોકવાસી શાસ્ત્રીજી તો શુદ્ધાદ્વૈતમહાવિદ્યાલય (કોલેજ)ની યોજના કરી રહ્યા હતા. તેને માટે તેઓ પ્રાથમિક પગલાં પણ લઈ ચુકયા હતા. અને તેઓ જો વધારે આ ભૂતલ પર દષ્ટિપથ થતા રહ્યા હોત તો તેવી એક યાદગાર સંસ્થા સ્થાપી શકયા હોત. પણ પ્રભુની ઈચ્છા શી હશે?

સંપ્રદાયની સેવા માટે સ્વાત્માર્પણ કરનાર મહર્ષિ દધીચિસમા એ. જ્યોતિર્ધર માટે આપણે કયું સ્મારક કરીએ? શ્રીવલ્લભકુલ, વિદ્વાનો અને વૈષ્ણવો ધારે તો શું ન કરી શકે? સદ્ગત શાસ્ત્રીજીની શોકસભાઓએ સ્મારક માટે અપીલ કરવામાં પાછી પાની કરી નથી. મુંબઈના બૃહન્મન્દિરાધીશ્વર ગોસ્વામી શ્રી ૬ શ્રીગોકુલનાથજી મહારાજશ્રીએ સ્મારક ફંડ કરવા અને તેમાં સક્રિય ભાગ લેવા સ્પષ્ટ ઇચ્છા બતાવી છે. તો સંપ્રદાય હવે. તે વિષયમાં સુસ્તી સેવતો રહે એ શું ઉચિત છે?

## વીસ હજાર રૂપીઆની જરૂર.

મહાવિદ્યાલય, પુરાતત્ત્વશોધક સંસ્થા વગેરે કાર્યો ખરચાળ લાગતાં હોય તો હાલ તુરત આવશ્યક કાર્ય આ રહ્યું. મુંબઈ યુનીવર્સિટીના "ભાલા. વેદાન્ત પ્રાઈઝ" જેવું એક ફંડ ઉભું કરવું. સંપ્રદાય વિષયમાં અંગ્રેજીમાં નિબંધો માગવા, અંગ્રેજીમાં અનુવાદો કરાવવા, અંગ્રેજીમાં યુનીવર્સિટીમાં ભાષણો કરાવવાં. આ કાર્ય અત્યાવશ્યક છે અને તેને માટે વીસ હજાર રૂપીઆની તાત્કાલિક અનિવાર્ય જરૂર છે. શ્રીગોસ્વામિબાલકો, ધનાઢ્ય વૈષ્ણવો અને શાસ્ત્રીજીના પ્રશંસકો કે જેઓ લાખોની સંખ્યા ધરાવે છે, તેઓ આ વિષય મનમાં લે તો થોડા જ પ્રયાસમાં વીસ હજાર જેટલી રકમ એકઠી કરતાં વાર ન લાગે. આશા છે કે વૈષ્ણવો પોતાનો યથાશક્તિ ફાળો નીચેને સ્થળે જણાવશે કે મોકલી આપશે.

વાડીલાલ નગીનદાસ શાહ એડવોકેટ, ઠે. ૩ જો ભોયવાડો, ભૂલેશ્વર, મુંબઈ નં. ૨
પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ, M. A.
ઠે. ગોવર્ધનનિવાસ, મહાલક્ષ્મી સોસાયટી, એલીસબ્રીજ, અમદાવાદ
પ્રો. ગોવિન્દલાલ હરિગોવિન્દ ભટ્ટ, M. A. શીયાપુરા, વડોદરા
વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી, ૧૦૩૨, રાજામહેતાની પોળ, અમદાવાદ

# અનુક્રમણિકા.


| ક્રમ | વિષય | લેખક | પૃષ્ઠ |
|---|---|---|---|
| ૧ | शोकोद्गारः ... ... ... | શાસ્ત્રીજી દુર્લભજીભાઈ ... ... | ૧ |
| ૨ | सत्यप्रशस्तिः ... ... ... | रा. रा. भद्रशंकर जयशंकर शास्त्री | ૨ |
| ૩ | श्रीशास्त्रिणां स्मरणम् ... ... | श्रीभगवदाचार्याः (श्रीरामानंदसंप्रदायाचार्याः) | ૩ |
| ૪ | प्रशस्तिलेखः ... ... ... | श्रीधरशर्मा, महामहोपाध्यायः । | ૬ |
| ૫ | निर्भीक श्रीमगनलाल शास्त्रीजी ... | पं. श्रीरमानाथ शास्त्री, नाथद्वारा | ૭ |
| ૬ | श्रीशास्त्रीजी के संस्मरण ... ... | पं. श्रीपुरुषोत्तम शर्मा चतुर्वेदी | ૯ |
| ૭ | "Prof. M. G. Shastri as a great Scholar ... ... | Dr. S. K. Belvalkar M. A. P. H. D. | ૧૩ |
| ૮ | "Shastri as a Friend" ... | Syt. K. S. Vakil, M.ED; M.R.S.T. | ૧૫ |
| ૯ | My impressions of the late Prof. M. G. Shastri M. A. | Prof. P. K. Gode, M. A. | ૧૬ |
| ૧૦ | Reminiscences of the late Prof. Maganlal G. Shastri | Syt. Manubhai C. Pandya M. A. B. S.C; LL. B; Solicitor | ૧૭ |
| ૧૧ | The Great Defender of the Sampradaya | Harilal Ganpatram Shah B. A., B. T. S. T. C. | ૨૦ |
| ૧૧ | An Appreciation of S'astri | Sheth Harilal Jethalal, M. A. | ૨૨ |
| ૧૩ | દીક્ષેજીના સંદેશાઓ, તાર, ઠરાવો, પત્રો | | ૨૬ |
| ૧૪ | શાસ્ત્રીજીને અંજલી... ... ... | પ્રો. શ્રી. બળવંતરાય ક. ઠાકોર B. A. | ૨૯ |
| ૧૫ | 'સાક્ષર જીવન' નો પ્રત્યક્ષ દૃષ્ટાન્ત ... | શ્રી. હિંમતલાલ ગણેશજી અંજારીઆ M.A. | ૩૪ |
| ૧૬ | શાસ્ત્રી મગનલાલ ગણપતિરામ M. A. ... | શ્રી. વિશ્વનાથ પી. વૈદ્ય B. A. J. P. | ૩૭ |
| ૧૭ | પ્રો. મગનલાલ શાસ્ત્રીજીનાં સ્મરણો ... | શ્રી. અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી | ૩૮ |
| ૧૮ | સદ્‌ગત શાસ્ત્રીજી ... ... ... | રા. રા રણછોડદાસ વૃંદાવનદાસ પટવારી | ૪૦ |
| ૧૯ | શાસ્ત્રી મગનલાલ ગણપતિરામનાં સુસ્મરણો | રા. રા. વાડીલાલ નગીનદાસ શાહ | ૪૩ |
| ૨૦ | શાસ્ત્રીજીનાં સ્મરણો... ... ... | રા. રા. હીરાલાલ વ્રજદાસ સાંકળીઆ | ૫૨ |
| ૨૧ | વિદ્વન્મણિ મગનલાલ (કાવ્ય) ... ... | "ભક્તિપ્રિય" | ૫૭ |
| ૨૨ | રસ-મગ્ન શીગાણપત્ય ... ... | શ્રી 'પરાગ' મહોદય | ૫૭ |
| ૨૩ | નિવાપાંજલિ ... ... ... | રા. મોહનલાલ નરોત્તમદાસ શાહ બી. એ. | ૫૮ |
| ૨૪ | વિરહાષ્ટક... ... ... ... | રા. રણછોડલાલ કે. પરીખ | ૫૯ |
| ૨૫ | અદ્વિતીય પણ્ડિત ... ... ... | શ્રીયુત કલ્યાણજીભાઈ કાનજીભાઈ શાસ્ત્રી | ૬૦ |
| ૨૬ | અનન્ય ભક્ત ... ... ... | રા. રા. નાનુલાલ નારાયણદાસ ગાંધી | ૬૨ |
| ૨૭ | કેટલાંક સ્મરણો ... ... ... | પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ, M. A. | ૬૪ |
| ૨૮ | વિશાલ હૃદય ... ... ... | પ્રો. સાંકળચંદ જેઠાલાલ શાહ | ૭૧ |
| ૨૯ | એક આદર્શ વૈષ્ણવ ... ... | રા. નાગરદાસ કાશીરામ શાસ્ત્રી M.A.LL.B. | ૭૨ |
| ૩૦ | પ્રો. મગનલાલ શાસ્ત્રી અને આર્યસંસ્કૃતિ | પ્રો. જેઠાલાલ ગો. શાહ. M. A. | ૭૩ |
| ૩૧ | અગાધ પાણ્ડિત્ય ... ... ... | રા. રા. જગમોહનદાસ રણછોડદાસ શ્રોફ | ૭૫ |

| | | | |
|---|---|---|---|
| ૩૨ | શાસ્ત્રીજીનાં પત્રો ... ... ... | રા. રા. ઉજમશી બાપુલાલ કાપડીઆ B. A. | |
| ૩૩ | હૃદયોદ્ગાર ... ... ... | પરમભગવદીય મંગલદાસ મોહનલાલ | |
| ૩૪ | પ્રવૃત્તિમાર્ગનો આદર્શ ... ... | શ્રી. હીરાલાલ પી. ભંડારી. નાજર | ૮ |
| ૩૫ | સ્મરણાંજલિ ... ... ... | જોષી જીવણલાલ છગનલાલ | |
| ૩૬ | શાસ્ત્રીજીના સમાગમમાં દશ વર્ષ ... | રા. રા. મોહનલાલ ગુલાબચંદ જરીવાળા | ૯૧ |
| ૩૭ | અદશ્ય આત્મા ... ... ... | રમણલાલ જ્યેષ્ઠારામ શાસ્ત્રી શુદ્ધાદ્વૈતરત્ન | ૧૦૦ |
| ૩૮ | જીવન પ્રસંગો ... ... ... | શેઠ શ્રી ટોડરમલ ચીમનલાલ | ૧૦૧ |
| ૩૯ | સત્સંગ ... ... ... ... | શાસ્ત્રી નરોત્તમ મોતીરામ પુરાણી | ૧૦૪ |
| ૪૦ | સદ્ગત શાસ્ત્રીજી મગનલાલ ... ... | રમણલાલ જ્યેષ્ઠારામ શાસ્ત્રી | ૧૦૬ |
| ૪૧ | નિવાપાંજલિ ... ... ... | રા. રા. ફુલચંદ ગોવર્ધનદાસ શાહ | ૧૦૮ |
| ૪૨ | મર્યાદામય પુષ્ટિના પૃથક્કર્તા ... ... | રા. રા સુંદરલાલ વીરભાનુ નગરશેઠ | ૧૦૯ |
| ૪૩ | પુષ્ટિભક્ત શાસ્ત્રીજી... ... ... | રા. રા. ચીમનલાલ મગનલાલ વૈદ્ય | ૧૧૪ |
| ૪૪ | ભગવત્શાસ્ત્રનિષ્ણાત શાસ્ત્રીજી ... | રા. "રશ્મિ" | ૧૧૬ |
| ૪૫ | અજોડ સાહિત્યકાર ... ... | પ્રો. જેઠાલાલ ગો. શાહ એમ. એ. | ૧૧૭ |
| ૪૬ | નામસેવાસક્ત શાસ્ત્રીજી ... ... | શ્રી. કીસનદાસ પુરુષોત્તમદાસ સુગંધી, | ૧૨૧ |
| ૪૭ | તારો ખર્યો ... ... ... | રા. અમૃતલાલ હરિજીવનદાસ પારેખ | ૧૨૪ |
| ૪૮ | અલૌકિક આભૂષણ... ... ... | રા. રા. રણછોડલાલ કે. પરીખ, કડી | ૧૨૬ |
| ૪૯ | બે બોલ ... ... ... ... | પરમભગવદીય વેલજીભાઇ નથુભાઇ | ૧૨૮ |
| ૫૦ | અનન્યતાના આદર્શ ... ... | રા. રા. જીવણલાલ છગનલાલ જોષી | ૧૨૯ |
| ૫૧ | Days spent with Shastri ... | N. K. Bambhania M. A. LL. B. | ૧૩૧ |
| ૫૨ | કેટલાક સ્મરણો ... ... ... | રા. રા. ચુનીલાલ પરીખ | ૧૩૪ |
| ૫૩ | પુષ્ટિમાર્ગીય જનતાની ફરજ ... ... | રા. રા. ચુનીલાલ પરીખ | ૧૩૭ |
| ૫૪ | પ્રો. મગનલાલ શાસ્ત્રીનો ગોલોકવાસ ... | શ્રી. ધીરજલાલ સાંકળીયા B. A. LL. B. | ૧૩૯ |
| ૫૫ | જીવનચરિત્ર ... ... ... | ચીમનલાલ હ. શાસ્ત્રી | ૧૪૧ |
| ૫૬ | સ્મરણાંજલિ... ... ... ... | શ્રી. રામપ્રસાદ શિવશંકર વ્યાસ B. A. | ૧૪૪ |
| ૫૭ | મહાગુજરાતના સાક્ષરોના ઉદ્ગારો ... | તંત્રી. | ૧૪૪ |
| ૫૮ | નિવાપાંજલિ ... ... ... | મ. મ. શાસ્ત્રી જ્યેષ્ઠારામ હરિજીવન જોશી | ૧૪૬ |
| ૫૯ | ભિન્ન ભિન્ન ઉદ્ગારો ... ... | તંત્રી. | ૧૩૪-૧૪૯ |
| ૬૦ | કેટલાંક પત્રો ... ... ... | સંપાદકઃ વસંતરામ હ. શાસ્ત્રી | ૧૫૨ |
| ૬૧ | શાસ્ત્રીજી ... ... ... | શ્રી. ગોકુલદાસ શાહ B. A. LL. B. | ૧૬૧ |
| ૬૨ | A Lecture by Prof. Shastri | ... ... ... ... ... | ૧૬૩ |
| ૬૩ | Some Testimonials ... | ... ... ... ... ... | ૧૭૩ |
| ૬૪ | માનપત્રો ... ... ... | ... ... ... ... ... | ૧૭૬ |
| ૬૫ | સમાધાનપત્રો ... ... ... | ... ... ... ... ... | ૧૮૦ |




असंगतः स्यात् । किंच छिन्नमूलमित्यस्य दंडाकारादिकरणोत्तरप्रोंछितमूलमित्यर्थः । किंच ये बद्धमूलं कुर्वंति ते तथैव कुर्वन्ति । अस्माभिस्तु 'दंडाकारं ललाटे स्या' किति श्रीमदाचार्यलेखन स्वारस्याद्रेखाद्वयमेव क्रियते । तथाहि, दंडवदाकारो यस्येति समासेन्तरालकरणस्य मध्ये शून्यं प्रकल्पयेन्मध्ये छिद्रं प्रकल्पयेत्सांतरालं प्रकुर्वन्तीत्यादिवचनांतसापेक्षत्वात्तदपि लिखेयुः । अतो दंडाभ्यामाकारो यस्येति समासे वचनांतरापेक्षाभावाद् दंडाकारं ललाटे स्यादित्येतावतैव चारितार्थ्यात्तावन्मात्रमेवोक्तमिति रेखाद्वयकरणमेव दंडाकारमित्यर्थात् सिद्धांतः । अत्र दंडशब्दो दंडरेखापरः । एवं चैतदर्थबोधकान्येवैतानि वचांसीति बोध्यमितिदिक् । इति श्रीमद्गोकुलेशस्य तिलकनिर्णयः संपूर्णः । श्रीगोकुलेश शरणं मम । श्रीवल्लभः ।

(ग्रन्थोयं सांप्रदायिकविद्वद्भि"नानुलाल गांधी M. A.LL. B." महोदयै रचताण इति महदुपकृतिस्तेषाम् । )

## जगद्गुरु कोण थई शके ?

( ગતાંક પૃષ્ઠ ૩૪૭ થી ચાલુ. )

( લે. શ્રીયુત જયેષ્ઠારામ હરિજીવન શાસ્ત્રી. )

આપ શ્રીકૃષ્ણના દાસો જગદ્ગુરુ શા આધારે લખાવી શકો ? એવો જે પ્રશ્ન ઉપસ્થિત કરો છો તેના ખુલાસામાં જણાવવાનું કે–પદ્મપુરાણમાં કહ્યું છે કે—

नारायणस्य दासास्ते येचान्येण्डस्य मध्यगाः ।<br>
यः परः पुरुषो विष्णुर्नारायण उदाहृतः ।<br>
दासभूतमिदं तस्य ब्रह्माद्यं सकलं जगत् ॥

જે પરમ પુરુષ નારાયણ બાહ્યાભ્યંતર રસાવિષ્ટ પુરુષોત્તમ કહ્યા છે તે નારાયણના બ્રહ્માંડમાં રહેલા બ્રહ્માદિદેવો દાસ છે, અને તે "નારાયણના દાસરૂપ બ્રહ્મા વિગેરે સમગ્ર જગત્ છે." આ ઉપરથી શ્રીશિવજી પણ ભગવાનના દાસ છે એમ સ્પષ્ટ છે. અને હરિવંશ ભવિષ્ય પર્વમાં ૮૮ મા અધ્યાયમાં શિવજી પોતે કહે છે કે—

क इति ब्रह्मणो नाम, ईशोऽहं सर्वदेहिनाम् ।<br>
आवां तवाङ्गसंभूतौ, तेन केशवनामवान् ॥

કેશવ એ શ્રીકૃષ્ણનું નામ છે તેમાં क એ બ્રહ્માનું નામ છે, અને–શ્રીશંકર કહે છે કે હું સર્વ દેહધારિયોનો ઈશ છું. અમો બંને હે શ્રીકૃષ્ણ ! તમારા અંગથી ઉત્પન્ન થયેલા છીયે, તેથી આપનું નામ કેશવ પડેલું છે.

શ્રીગોપાલતાપિન્યુપનિષદમાં પણ–"वृषभध्वजवन्द्याय" વૃષભ જેમની ધ્વજામાં છે એવા શિવજી વૈષ્ણવ હોવાથી જે શ્રીકૃષ્ણને વંદન કરે છે એમ લખેલું છે, અને શ્રીમદ્ભાગવત સ્કંધ ૧૨ અધ્યાય ૧૩ માં પણ તેથી જ वैष्णवानां यथा शम्भुः । વૈષ્ણવોમાં જેમ શિવજી શ્રેષ્ઠ છે એમ લખ્યું છે. અને શ્રીશિવજી પોતે પણ अहं चैवाच्युतप्रियः । એ ભાગવતના ૫૪ સ્કંધના ૧૭ અધ્યાયના ૩૪ શ્લોકમાં કબુલ કરે છે. ગર્ગસંહિતાના વૃન્દાવન ખંડના અધ્યાયમાં ૨૧ માં

આસુરિ નામના મુનિ શ્રીકૃષ્ણને શોધતા કૈલાસમાં ગયા છે ત્યાં "શ્રીકૃષ્ણના ધ્યાનમાં તત્પર એવા શ્રીમહાદેવજીને નમન કર્યું" એમ લખેલું છે. શ્રીશંકર શ્રીકૃષ્ણચંદ્રના ભક્ત હોવાથી દાસ છે એ વાતનાં પદ્મપુરાણાદિમાં બીજાં અનેક પ્રમાણો છે એથી સિદ્ધ થાય છે કે શ્રીશિવજી પણ શ્રીકૃષ્ણના દાસ છે જેથી તે જગદ્‌ગુરુ શા આધારે થઈ શકે ?

બ્રાહ્મણો પણ વિષ્ણુઉપાસક હોવાથી શ્રીવિષ્ણુના દાસ છે. બ્રાહ્મણોને વૈદિકકર્માધિકારાર્થ ગાયત્રીમંત્રોપદેશ થાય છે તે મંત્રમાં પણ શ્રીનારાયણનું જ ઉપાસન છે. ત્યારબાદ વેદારંભ પણ हरिः ओम् ઉચ્ચાર કરીને જ કરાય છે. નાગદેવકૃત આહ્નિક માધ્યન્દિની શાખાવાળાઓને અત્યન્ત માન્ય છે તેમાં ખુલ્લે ખુલ્લું લખ્યું છે કે બ્રાહ્મણને પ્રાતઃસ્નાન કરતી વખતે ત્રણ વખત પ્રણવપૂર્વક શ્રીવિષ્ણુનું ઉચ્ચારણ કરી સંકલ્પ કરવો. અને તેજ પ્રમાણે અદ્યાવધિ તમામ બ્રાહ્મણો ओम् विष्णुर्विष्णुर्विष्णुः એમ ત્રણવાર ઉચ્ચાર કરી સર્વકર્મારંભમાં સંકલ્પ કરાવે છે. અગ્નિહોત્રાદિક સોમાંત યજ્ઞમાં પણ "यज्ञो वै विष्णुः" એ શ્રુતિપ્રતિપાદિત વિષ્ણુનું જ ઉપાસન કરે છે. ન્યૂનાતિરિક્તદોષપરિહારાર્થે પણ यस्य स्मृत्या० ઇત્યાદિથી વિષ્ણુસ્મરણ જ સિદ્ધ થાય છે. બ્રાહ્મણોને દાન આપતાં પણ "વિષ્ણુરૂપાય" એમ કહેવામાં આવે છે. અને "શ્રીકૃષ્ણાર્પણમસ્તુ" કહેવાય છે. "બ્રાહ્મણોસ્ય મુખમાસીત્" એ શ્રુતિમાં બ્રાહ્મણાદિ ચાતુર્વર્ણ્યની ઉત્પત્તિ શ્રીવિષ્ણુના જ અંગમાંથી થયેલી દર્શાવેલી હોવાથી ચાતુર્વર્ણ્યના ઉત્પાદક પિતારૂપ શ્રીવિષ્ણુ હોવાથી ચારે વર્ણના ઉપાસ્ય શ્રીવિષ્ણુ જ છે જેથી ચારે વર્ણ **શ્રીવિષ્ણુના દાસરૂપ છે.**

## સંન્યાસીઓના ઉપાસ્ય પણ વિષ્ણુ જ છે.

સંન્યાસીઓને પણ નિર્ણયસિંધુના તૃતીય પરિચ્છેદમાં ત્રણ કાળ વિષ્ણુનું જ પૂજન કરવાનું લખેલું છે તેથી સંન્યાસીઓના પણ ઉપાસ્ય વિષ્ણુ હોવાથી તે પણ શ્રીકૃષ્ણના જ દાસ છે એમ સિદ્ધ થાય છે. અને તેથી જ સંન્યાસીયો તેમને નમન કરતાં આશિષમાં નારાયણ કહે છે. આ વાત શાંકર સિદ્ધાંતના સુપ્રસિદ્ધ વિદ્વાન્ અને એડવોકેટ જનરલ અદ્વૈતસિદ્ધિકાર શ્રીમધુસૂદન સરસ્વતીજી નીચેના શ્લોકથી કબુલ કબુલ કરે છે કે—

अद्वैतसाम्राज्यपदाधिरूढास्तृणीकृताखण्डलवैभवाश्च ।
हठेन केनापि महाशठेन, दासीकृता गोपवधूविटेन ॥

અમો અદ્વૈતરૂપી ચક્રવર્તિરાજ્યાસન ઉપર બેઠેલા છીયે. અને (તેના આનંદને લીધે) અગાઉ ઇન્દ્રના વૈભવને પણ તણખલા બરોબર ગણેલ છે. (પણ) ગોપસ્ત્રીઓની સાથે ક્રીડા કરનાર કોઇપણ મ્હોટા ધુતારાએ બલાત્કારથી દાસીરૂપ કરાયા છીયે. આ સુપ્રસિદ્ધ **શાંકર વિદ્વાન્ યતિવર પણ શ્રીકૃષ્ણના દાસ હોવાનું** કબુલે છે.

શ્રીમદ્ આદ્યશંકરાચાર્યજી પણ પરબ્રહ્મ શ્રીકૃષ્ણના દાસ શ્રીશિવજી છે અને પોતાને પણ શ્રીકૃષ્ણ જ સેવ્ય છે એમ દર્શાવી તેમના ચરણકમળનું ધ્યાન કરવા સ્વચિત્તને ઉપદેશી પોતે દાસપણું કબુલે છે. જુઓ પ્રબોધસુધાકર શ્લો. ૨૪૨

शम्भुर्यच्चरणोदकं स्वशिरसा, धत्ते स मूर्तित्रयात् ।
कृष्णो वै पृथगस्ति कोप्यविकृतः सच्चिन्मयो नीलिमा ॥

અનન્યાશ્ચિંતયંતો માં યે જનાઃ પર્યુપાસતે । તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ્ ॥

જે મારા ભકતો અનન્ય ભાવથી મારેજ શરણે રહે છે તેનું નિત્ય અને યોગ્ય યોગક્ષેમ હું ચલાવું છું એ સમજાવી ભગવાન પર દૃઢ ભરોંસો રાખી શરણ રાખવા આજ્ઞા કરી હતી શ્રીગુસાંઈજી તો ત્યાં સુધી આજ્ઞા કરે છે જે અન્યસંબંધની ગંધ પણ શિર કપાવનાર છે જેથી અનન્યભાવથી શ્રીકૃષ્ણને શરણે રહેવું એ વૈષ્ણવોનું મુખ્ય કર્તવ્ય છે. આ શરણાગતિ મંત્ર લેવાથી શ્રવણ વખતે સાતે પ્રકારની ભક્તિ સિદ્ધ થાય છે અને સખ્ય અને આત્મનિવેદન એ બે માટે આગળ બ્રહ્મસંબંધ લેવું જોઇએ. આ સંબંધ વિષ્ણુ સાથે નહિ પણ શ્રીકૃષ્ણ સાથેજ છે. શ્રીગીતાજીમાં સ્વયં વદે છે જેઃ—

યસ્માત્ ક્ષરમતીતોઽહમ્ અક્ષરાદપિ ચોત્તમઃ ।
અસ્તોસ્મિ લોકે વેદે ચ પ્રાથિતઃ પુરુષોત્તમઃ ॥

જેથી કરીને ક્ષરથી અતીત હું છું, અક્ષરથી પણ ઉત્તમ છુ જેથી લોક અને વેદમાં મને પુરુષોત્તમ કહે છે. જે સ્પષ્ટ છે જે કૃષ્ણ સાક્ષાત પૂર્ણ પુરષોત્તમ છે, અંશ કે કલારૂપ નથી તે શ્રીકૃષ્ણના આપણે સેવકોએ અંશરૂપ તથા કલારૂપ દેવતાઓને છોડી અનન્યભાવથી શ્રીકૃષ્ણનું જ શરણ રાખવું એ વૈષ્ણવોનું કર્તવ્ય છે. આ માટે જ સંપ્રદાયમાં દીક્ષાનો રીવાજ જેમ સર્વ સંપ્રદાયોમાં છે તેમ છે. જો ગુરુ પાસે દીક્ષા લેવામાં આવે તો જ ફલે, પુષ્ટિમાર્ગમાં બ્રહ્મસંબંધ એ દીક્ષારૂપ છે તે સમજાવતા આ બ્રહ્મસંબધરૂપ દીક્ષા લેવાથી જ જીવ સેવાના અધિકારી બને છે. આ દીક્ષા લેનાર દાસપણું જ પોતાનો સ્વધર્મ માને છે. અર્થ પણ હરિ એ જ માને છે–હરિ તે જ ખજાના રૂપ માને છે; કામ પણ ભગવાન્ શ્રીકૃષ્ણનાં દર્શન વગેરેની ઇચ્છા એ જ માને છે અને મોક્ષ પણ મર્યાદામાર્ગી જેવો અક્ષરબ્રહ્મમાં લીનતારૂપ નહિ પણ શ્રીકૃષ્ણની લીલાના અનુભવરૂપી મોક્ષ માને છે. વિશેષ ભકતો સાલોક્ય સારૂપ્ય વગેરે ચાર પ્રકારની મુક્તિને પણ ઈચ્છતા નથી. તેને તુચ્છ માને છે અને ફક્ત શ્રીકૃષ્ણચંદ્રના ચરણોની સેવાં જ મુખ્ય માને છે. સેવા આગળ મોક્ષ પણ તુચ્છ છે તે માટે જનક અને બલિનું વગેરે દૃષ્ટાન્તો આપી સમજાવ્યું હતું અને અર્પણનો મહિમા સમજાવતાં શ્રી ગીતાજીમાં કહે છે જેઃ—

યત્કરોષિ યદશ્નાસિ યજ્જુહોષિ દદાસિ યત્ યત્તપસ્યસિ કૌંતેય તત્કુરુષ્વ મદર્પણમ્ ॥

જે જે ક્રિયાઓ તમે કરો, જે જે ખાવો, જે જે હોમો, જે જે તપ કરો તે હે કૌંતેય મને અર્પણ કરીને કરો તેજ આત્મનિવેદન. આજ બ્રહ્મસંબંધનો આશય પણ આટલેથી ઇતિશ્રી થતી નથી. ત્યાર પછી પણ ઘણું કરવાનુ છે તે શ્રીકૃષ્ણની પ્રેમપૂર્વક સેવા કરવી એ છે. સેવા અને પૂજા એ બે તદ્દન ભિન્ન છે તે સમજાવતાં સેવાનું લક્ષણ "ચેતસ્તત્પ્રવણં સેવા" ચિત્તની પ્રભુમાં એકાગ્રતા થવી તે સેવા. તેના ત્રણ પ્રકાર તેમા માનસી મુખ્ય અને માનસીની સિદ્ધિ માટે તનુજા અને વિત્તજા બે સેવાઓ છે તે સમજાવ્યું હતું. આગળ મોક્ષ મેળવવાના સાધન વિષે સમજાવતાં કલિયુગમાં કર્મ–જ્ઞાન–ઉપાસના એ સાધનોથી મોક્ષ મળી શકતો નથી કારણ કર્મ કરવા યજ્ઞ કરવા જોઇએ તે માટે સર્વ સામગ્રી શુદ્ધ જોઇએ, તે દેશ, કાલ કર્મ વગેરે શુદ્ધ અત્યારે હોતાં નથી. કદાચ માની લો જે સાધનો શુદ્ધ મળે ને યજ્ઞ ફલે તો તેનું ફલ સ્વર્ગ મળે જે સ્વર્ગ સુખ કાયમી નથી. તેની પ્રાપ્તિવાળાને પણ પુણ્યક્ષય થાય કે મૃત્યુલોકમાં આવવું પડે છે જેથી કલિમાં કર્મથી મોક્ષ યોગ્ય નથી તો નિરર્થક કર્મ કરવાથી શું ફલ ? જ્ઞાન માર્ગ માટે જોઇએ તો જ્ઞાનપ્રાપ્તિ એ ઘણુંજ કઠિન કાર્ય છે. આજના જીવો મંદબુદ્ધિવાળા, અલ્પ આયુષવાળા વગેરે છે, તે આ એકજ જન્મમાં જે જન્માંતરના કઠિન તપ પછી જ્ઞાન મળે તે કેમ

મેળવી શકે? જેથી આ કલિકાલમાં સેવારૂપી માર્ગજ ફલદાયક છે. જો ભગવત્સેવા કરવામાં આવે તો કલિ દોષરૂપ થતો નથી અને પ્રેમપૂર્વક સેવા કરતાં સર્વ દોષથી મુક્ત થવાય છે. અને સંસારમાંથી જીવ અવસ્ય મુક્ત થાય છે.

સત્યયુગમાં વિષ્ણુના ધ્યાનથી, ત્રેતામાં યજ્ઞથી, દ્વાપરમાં ભગવાનની પરિચર્યાથી જે ફલ મળે છે તે કલિમાં પ્રેમપૂર્વક કીર્તન સેવાથી મળે છે. તેથી ઉત્તમ બીજું કોઈ સાધન નથી. જેથી વૈષ્ણવો માટે શ્રીકૃષ્ણની સેવા એજ કર્તવ્ય. દરેક વૈષ્ણવે કીર્તન-સ્મરણ શ્રવણ વગેરે કરવું જ જોઇએ જેથી મલિન વાસના દૂર થાય છે. પરીક્ષિત રાજા શુકદેવજીને મૃત્યુ સમયે છેવટનું શું કર્તવ્ય ઇષ્ટ છે તે પૂછતાં કહે છે કેઃ—

તસ્માત્ ભારત સર્વાત્મા ભગવાન્ હરિરીશ્વરઃ
શ્રોતવ્યઃ કીર્તિતવ્યશ્ચ સ્મર્તવ્યશ્ચેચ્છતાભયમ્

તેથી કરીને હે ભારત! જે મનુષ્ય અભયની ઇચ્છા રાખતો હોય તેણે સર્વાત્મા હરિ અને ઇશ્વર એવા ભગવાનનું શ્રવણ કીર્તન અને સ્મરણ કરવું. આથી સમજાશે કે જેણે પ્રેમપૂર્વક સેવા, કીર્તન, શ્રવણ, અને સ્મરણ કર્યું નથી તેનું જીવન વૃથા છે, સંસારમાં જન્મ ધરી સેવા કરી નથી તે ૮૦-૧૦૦ વર્ષ જીવે તો પણ શું? ફક્ત એક મીનીટ જેણે સેવા કરી હોય તેનું જીવન ઉત્તમ છે. વૃત્રાસુર જ્યારે ઇંદ્રના હાથમાંથી ધનુષ્ય પડી જાય છે ત્યારે ઇંદ્રને કહે છે કે આ ધનુષ્યને ધારણ કર, કારણ, જેનાં પક્ષમાં કૃષ્ણ છે તેનો વિજય છે જેથી વજ્ર જે દધીચિ મુનિના અસ્થિથી બનેલું છે તેનાથી મારો નાશ થશે જેથી આ સંસારરૂપી ફાંસીમાંથી હું નીકળી જઇ સેવાનો અધિકારી થઇશ. ત્યાં સેવા, કીર્તન, સ્મરણ વગેરે જ મુખ્ય ધર્મ દર્શાવ્યા છે. કદાચ શંકા થાય કે કલિયુગમાં સેવા પણ કેમ થઇ શકશે તો તે માટે ભગવાન શ્રીવલ્લભાધીશ આજ્ઞા કરે છે કે "તસ્માત્ સર્વાત્મના નિત્યં શ્રીકૃષ્ણઃ શરણં મમ" જેથી અશક્ત હો તો "શ્રીકૃષ્ણઃ શરણં મમ" નું હમેશાં સ્મરણ કરો આટલું તો અવસ્ય કર્તવ્ય છે. તેમાં દ્રવ્યનું ખરચ નથી, ક્રિયામાં બાધ આવવાનો નથી અને જો શરણ રહેશો તો યાદ રાખજો કે અનુગ્રહને પાત્ર બનશો. પુષ્ટિમાર્ગમાં અનુગ્રહજ મુખ્ય છે. બીજા માર્ગોમાં સાધનથી ફલપ્રાપ્તિ ત્યારે અહિં નિઃસાધનતાથી જ ફલ મેળવે છે.

પુષ્ટિમાર્ગના ગુરુ વિષે જણાવતાં દર્શાવ્યું હતું કે પુષ્ટિમાર્ગના ગુરુ શ્રીગોપીજનો જ છે અને તેમના જેવી દિનચર્યા કરવી જોઈએ. તેઓ કેવાં હતાં તે દર્શાવતાં આખો દિવસ લૌકિક કાર્યમાં ને રાત્રે સુવામાં ગાળતાં છતાં પણ તેમનું ચિત્ત ભગવાનમાં હોવાથી તેમને મુખ્ય ફલ સ્વરૂપાનંદરૂપી મળ્યું. તેમણે કાંઈ શ્રુતિનું અધ્યયન કર્યું ન હતું, તપશ્ચર્યા કરી નહોતી, ફક્ત કારણ એક જ શુદ્ધ સ્નેહાત્મક ભક્તિ જ હતી, ભક્તિ સિદ્ધ થવા ભાવ જોઇએ. "ભાવો ભાવનયા સિદ્ધ." ભાવની સિદ્ધિ ભાવનાથી થાય છે જેથી કાંઇ ન બને તો ભાવપૂર્વક શ્રીકૃષ્ણનું સ્મરણ, કીર્તન કરવું એ અવસ્ય લક્ષમાં રાખવા આજ્ઞા કરી હતી અને છેવટે સુંદર સિખામણ આપતાં સ્વધર્મનું આચરણ શક્તિ પ્રમાણે કરવું અને પરધર્મથી દૂર રહેવું કારણ ગીતાજીમાં આજ્ઞા છે કે સ્વધર્મમાં મરવું બહેતર છે પણ પરધર્મને ભયાવહ જાણી દૂર રહેવું તે ઉપરાંત ખાસ મન વગેરે ઇન્દ્રિયરૂપી ઘોડા છે તેને કાબુમાં અવસ્ય રાખવા જોઇએ. માટે ઇન્દ્રિયોનો નિગ્રહ કરી સ્મરણ કીર્તન કરવાની આજ્ઞા આપી પોતાનું વક્તવ્ય સમાપ્ત કર્યું હતું.

# श्रुतिसाररूप भगवदाज्ञा.

## ગીતોક્ત ભક્તિ-પ્રપત્તિનો યથાયોગ્ય નર્ણય

[ પોતાને વૈષ્ણવ કહેવરાવતા 'ગુજરાતી' ના તંત્રી મિ. નટવરલાલ ઈ. દેસાઈ, B. A., જેમને સંસ્કૃત ભાષાનું જ્ઞાન ધોળકા સુધીનું છે છતાં ગીતાજીને નામે 'પંથપીરીયા' જેવા મતનો આગ્રહ કરે છે અને તેના પ્રચારમાં મત્ત બને છે, તેમની આંખો ઉઘાડવા માટે સુપ્રસિદ્ધ સાંપ્રદાયિક વિદ્વાન્ રા. રા. વાડીલાલ નગીનદાસ શાહ, B. A. LL. B. એ લખેલો આ લેખ પર્યાપ્ત છે. આવો વૈદુષ્યપૂર્ણ લેખ વાચતાં છતાં જો તે ભાઇ નહિ સમજે તો 'ઘુવડ ન દેખે તેમાં સૂર્યનો શો દોષ?' એ ન્યાયે મૌન સેવવું રહ્યું. ]

સામાન્યતઃ જનસમુદાયને ભક્તિ તથા પ્રપત્તિ પ્રિય હોય છે. પરંતુ પ્રશ્ન એ ઉદ્ભવે છે કે ભક્તિ કોની કરવી કેમ કરવી તેનો વિચાર સર્વસંમત શાસ્ત્રથી કરવામાં આવે તોજ જનસમુદાયને ઉપયોગી થાય. સર્વસંમત શાસ્ત્રમાં શ્રીમદ્ભગવદ્ગીતાનુંજ પ્રથમ સ્થાન આવશે. શ્રીમદ્ભગવદ્ગીતાના પ્રમાણત્વમાં સર્વે આચાર્યો અને સમાજનું ઐક્ય છે. સામાન્યતઃ સર્વ આસ્તિક દર્શનાનુસાર પરમકાષ્ઠાપન્ન, સર્વશક્તિમાન સર્વજ્ઞ ઈશ્વર એક છે અને તે ઈશ્વરનું જ ભજન કરવું ને તેનીજ પ્રપત્તિ કરવી એ સામાન્ય સિદ્ધાન્ત પ્રાપ્ત થશે.

હવે ભગવદ્ગીતાનુસાર વિચાર કરીએ. સ્વયં શ્રીકૃષ્ણ સ્વમુખે અધ્યાય પંદરમાંના શ્લોક ૧૬-૧૭-૧૮-૧૯ અને ૨૦ મા નીચે પ્રમાણે આજ્ઞા કરે છેઃ—

द्वाविमौ पुरुषौ लोके क्षरथाक्षर एव च
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥
उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥
यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥
यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥
इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयानघ ।
एतद् बुध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥

લોકમાં ક્ષર અને અક્ષર એમ બે પુરુષો છે. ક્ષર એટલે સર્વભૂતો અને કૂટસ્થ તે અક્ષર, ઉત્તમ પુરુષ-પુરુષોત્તમ તો તે બન્નેથી જુદા અન્ય છે અને તે પરમાત્મા કહેવાય છે. તે અવ્યય ઈશ્વર ત્રણે લોકમાં પ્રવેશી ત્રિલોકને ધારણ કરે છે. હું ક્ષરથી પણ અતીત પર છું અને અક્ષરથી પણ ઉત્તમ છું, તેથી હું લોકમાં તથા વેદમાં પુરુષોત્તમ નામથી પ્રસિદ્ધ છું. જે અસંમૂઢ સંમોહરહિત એ પ્રકારે મને પુરુષોત્તમને જાણે છે તે સર્વજ્ઞ સર્વ ભાવથી મને ભજે છે.

હે અનઘ-નિષ્પાપ ! મેં આ પ્રકારે આ ગુહ્યતમ ( સર્વશાસ્ત્રોમાં ગુહ્ય) શાસ્ત્ર તને કહ્યું છે. એને જાણીને બુદ્ધિમાન કૃતકૃત્ય થાય છે.

આ પાંચ શ્લોકનો સ્વતંત્ર રીતે વિચાર કરવામાં આવશે તો સ્પષ્ટ થશે કે ગીતાકારના મતે ક્ષર આ પ્રાણિમાત્ર અર્થાત્ અખિલ જગત્ અને અક્ષર એટલે કૂટસ્થ-અક્ષર બ્રહ્મ તેનાથી પર ઈશ્વર, પરમાત્મા-ઉત્તમ પુરુષ પુરુષોત્તમ અન્ય છે અને તે સ્વયં શ્રીકૃષ્ણજ છે અન્ય નથી. સર્વજ્ઞ તો શ્રીકૃષ્ણનેજ સર્વભાવે ભજે અર્થાત્ ભજનીય ભગવાન્-પરમાત્મા-ઈશ્વર જે કહો તે શ્રીકૃષ્ણજ છે તેથીજ રીતે અધ્યાય ૧૮ શ્લોક ૬૪ માં સ્પષ્ટ આજ્ઞા કરે છે કે—

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥

સર્વ ગુહ્યમાં પણ ગુહ્ય એવું સર્વગુહ્યતમ મારૂં પરમ વચન સાંભળ. તું મને દૃઢ વહાલો છે તેથીજ હું તને તારા હિતની વાત કહું છું. તે ગુહ્યતમ વાત શ્લોક ૬૫ અને ૬૬ માં આજ્ઞા કરે છે કે,

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यासि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥
सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥

મારે વિષે મન રાખ, મારો ભક્ત થા, મારૂં યજન કરનારો થા, મને નમસ્કાર કર. તું મનેજ પામીશ. એમ હું સત્ય પ્રતિજ્ઞા કરૂં છું. કારણકે તું મને પ્રિય છે. સર્વ ધર્મનો પરિત્યાગ કરીને મને એકને શરણે આવ. સર્વ પાપમાંથી હું તને મુક્ત કરીશ. શોક કરતો નહિ. આ શ્લોકથી પણ ભજન ભગવાન્ કૃષ્ણનુંજ કરવાનું કહ્યું તેમજ શરણે પણ તેનેજ જવાનું કહ્યું અને તે પણ સર્વ ધર્મના ત્યાગપૂર્વક. વળી અધ્યાય ૭ માં શ્લોક ૧૩-૧૪-૧૫ અને ૨૦-૨૧-૨૨-૨૩ થી ભગવાન આજ્ઞા કરે છે કે—

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥
दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥
न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥
कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥
यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥
स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभते च ततः कामान्मयैव विहितान्हि तान् ॥

अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥

આ ત્રણ ગુણમય ભાવથી-પદાર્થોથી મોહિત થયેલું આખું જગત્ મને એનાથી પર અને અવ્યય એમ ઓળખતુ નથી. મારી ગુણમયી દૈવી માયા દુરત્યય છે. જે **મનેજ શરણે આવે** છે તેઓ એ માયાને તરી જાય છે. દુષ્કૃતિવાળા, **મૂઢ અને નરાધમ** જેઓના **જ્ઞાનનું માયાથી અપહરણ થયેલું છે એવા આસુર ભાવને આશ્રિત થયેલા નરાધમો મને શરણે આવતા નથી** જુદી જુદી કામનાઓ વડે જેઓનું જ્ઞાન હરાયું છે તેઓ પોતાની પ્રકૃતિથી નિયત થઈ તે તે નિયમનું સેવન કરી અન્ય દેવતાઓને શરણે જાય છે. જે જે ભક્ત જે જે દેવતાની તનુ-મૂર્તિનું શ્રદ્ધાથી અર્ચન પૂજન કરવા ઇચ્છે છે તેની તેની-તે શ્રદ્ધાજ હું અચલ કરૂં છુ-અર્થાત્ તે મૂર્તિમા-દેવતામા તેની અચલ શ્રદ્ધા કરૂં છુ. તેવી શ્રદ્ધાને યુક્ત તે ભક્ત તેનુ તે દેવતાનું આરાધન ઇચ્છે છે અને તેનાથી તે દેવતાના આરાધનથી મારાથીજ વિહિત નિર્મિત તે કામનાઓને પ્રાપ્ત કરે છે. તે **અલ્પ બુદ્ધિવાળાઓનું** ફલ અંતવાળું-નાશવાળું હોય છે. દેવને ભજનારા દેવને પામે છે અને મને ભજનારા મને પામે છે.

ઉપલા શ્લોકોનો બરાબર વિચાર કરવામા આવશે તો સ્પષ્ટ સમજાશે કે કૃષ્ણ પરંમાત્માની માયાથી મોહિત થયેલાજ જીવો ભગવાનના સ્વરૂપને ઓળખતા નથી અને ભગવાન્ કૃષ્ણને અક્ષરથી હીન, સગુણ અને માયાશબલ માને છે કે પ્રાકૃત પુરુષવત્ માને છે. માયાને તરવાનું એકજ સાધન ભગવાનની પ્રપત્તિ-શરણાગતિજ છે. ભગવાનને શરણે જે જીવો નથી જતા તે કયાં તો દુષ્ટ કૃત્યવાળા હોય છે કે મૂઢ-મૂર્ખ છે અથવા નરાધમ છે અને તે સર્વ આસુરભાવને પ્રાપ્ત થયેલા છે.

સકામ જીવોજ અન્ય દેવતાને શરણે જાય છે. તે તે કામનાની પૂર્તિ પણ વસ્તુતઃ ભગવાનજ કરે છે અને અન્ય દેવતામા તે જીવની શ્રદ્ધા અચલ કરે છે. ભગવાનનું ભજન કરનારા ભગવાનની પ્રપત્તિ કરનારા ભગવાનને પ્રાપ્ત થાય છે તેનું ફલ અવિનાશી છે કારણ ભગવાન અને તેનુ સ્થાન અચ્યુત છે અને અન્ય દેવતાઓનું યજન કરનારા તેની શરણાગતિ કરનારા તે તે દેવતાઓને પ્રાપ્ત થાય છે અને તેઓનુ ફળ અંતવાળું નશ્વર છે. કારણ કે તે દેવતાઓ અને તેમનું સ્થાન નશ્વર છે અને આ વાત સ્પષ્ટ અધ્યાય ૮ માના શ્લોક ૧૫ અને ૧૬ માં નીચે-પ્રમાણે કહી છેઃ—

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥
आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥

પરમ સંસિદ્ધિને પામેલા મ્હાત્માઓ મને પામ્યા પછી દુઃખનું સ્થાન તથા ક્ષણભંગુર તેવા પુનર્જન્મને પ્રાપ્ત થતા નથી હે અર્જુન! **બ્રહ્મલોકથી માંડીને સર્વ લોક પુનરાવર્તી છે પરંતુ હે કૌંતેય! મને પામ્યા પછી પુનર્જન્મ થતો નથી.** અર્થાત્ ભગવાન કૃષ્ણને પ્રાપ્ત થવાય તોજ પુનર્જન્મના દુઃખથી છૂટાય તે સિવાય આ ભવસાગરથી છૂટવાનો બીજો ઉપાય નથી. એ ભગવાનને કેમ પ્રાપ્ત થવાય તે વાત ઉપર કહી ગયા છીએ. વળી ફરી તેનો વિચાર કરીએ. ૮ મા અધ્યાયના ૧૪ મા શ્લોકમા સ્પષ્ટ આજ્ઞા કરે છે કે-

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥

હે પાર્થ! અનન્ય ચિત્ત વાળો હોય જે મારૂં નિત્ય સ્મરણ કરે છે, તેવા નિત્યયુક્ત યોગીને સુલભ છું.

તેમજ અધ્યાય ૮ માના શ્લોક ૨૧ અને ૨૨ માં આજ્ઞા કરે છે કે—

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥
पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यांतःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥

જેને અવ્યક્ત અક્ષર અને પરમગતિ કહેવામાં આવે છે અને જેને પ્રાપ્ત થઇ પાછું આ લોકમાં આવતા નથી, તે મારૂં ધામ છે. તે પર પુરુષ. અર્થાત પુરુષોત્તમ (પંદરમા અધ્યાયમાં સ્પષ્ટનિર્દિષ્ટ) તે ધામમાં રહેનાર અર્થાત્ ભગવાન્ કૃષ્ણ અનન્ય ભક્તિ વડે લભ્ય છે, જેની અંદર સર્વભૂતો રહેલા છે અને જેનાથી આ સર્વ વ્યાપ્ત છે.

તેમજ તેજ આઠમા અધ્યાયના ૫-૬ અને ૭ મા શ્લોકમાં આજ્ઞા કરે છે કે—

अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥
यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥
तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥

અંતકાળે મારૂં સ્મરણ કરતો જે કલેવર-દેહનો ત્યાગ કરીને પ્રયાણ કરે છે તે મારા ભાવને પામે છે, એમાં સંશય નથી અથવા હે કૌન્તેય! અંતકાળે જે જે ભાવનું (દેવનું) સ્મરણ કરતો કલેવરનો ત્યાગ કરે છે, તે તે ભાવથી ભાવિત થઇ તે તે ભાવનેજ પામે છે. તેથી સર્વ કાળમાં નિરંતર મારૂં અનુસ્મરણ કર અને યુદ્ધ કર. મારામાં મન અને બુદ્ધિને અર્પણ કરનાર એવો તું નિશ્ચયે મનેજ પામીશ.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ભગવત્પ્રાપ્તિ કે ભગવદ્ધામ અક્ષરની પ્રાપ્તિ તે શાશ્વત ફલ છે તે ફલને પામનારનું પુનરાગમન-પુનર્જન્મ થતો નથી અને તે ફલ ભગવાનના અનન્ય સ્મરણથી ભક્તિથી થાય છે, ભગવાનમાં જ મન અને બુદ્ધિ અર્પણ કર્યાથી થાય છે અર્થાત ભક્તિ-શરણ-સ્મરણ-અનન્ય હોવું જોઇએ. અન્ય દેવતાઓના ભજન-શરણ-સ્મરણ ચિન્તનથી મિશ્ર હોવું ન જોઇએ. વળી અધ્યાય ૯ ના ૧૩ મા શ્લોકમાં પણ આજ્ઞા કરે છે કે—

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥
येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥
अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥
यान्ति देवव्रता देवान्पितॄन्यान्ति पितृव्रताः ।
भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम् ॥
पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥
यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥
अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥
क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांति निगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥
मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ।
किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥
मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यासि युक्त्वैवमात्मानं मत्परायणः ॥

અનન્ય ભાવે જે જનો મને પર્યુપાસે છે–ભજે છે તે નિત્યાભિયુક્તોનું મારામાંજ નિરંતર ચિત્ત રાખનારાઓનું યોગ અને ક્ષેમ હું વહન કરૂં છું. જે પણ અન્ય દેવતાના ભક્તો છે અને જેઓ તે દેવતાઓને શ્રદ્ધાન્વિત થઇને ભજે છે તેઓ પણ હે કૌન્તેય! મારું જ અવિધિપૂર્વક યજન કરે છે. હું સર્વ યજ્ઞોનો નિશ્ચયે ભોક્તા અને પ્રભુ સ્વામી છું. **તે અન્ય દેવને ભજનારા સકામ જનો મને તત્ત્વેથી મારા ખરા સ્વરૂપથી જાણતા નથી** એથી તેઓનું પતન થાય છે. દેવતાનું વ્રત કરનારા દેવને પામે છે. પિતૃનુ વ્રત કરનારા પિતૃને પામે છે. ભૂતનું યજન કરનારા ભૂતને પામે છે અને મારૂં યજન કરનારા મને પામે છે. જે મને ભક્તિથી, સ્નેહથી, ભાવપૂર્વક પત્ર, પુષ્પ, ફલ, જળ અર્પણ કરે છે–ધરે છે, તે હું નિર્મલ, અંતઃકરણવાળાનું ભક્તિએ સ્નેહે અર્પેલું આરોગું છું. હે કાન્તેય! તું જે કંઈ કરે છે, ભોગવે છે, હોમે છે, દાન કરે છે, તપ કરે છે તે મને અર્પણ કર અર્થાત્ સર્વ મને સમર્પણ કર.

કોઈ સુદુરાચારી પણ જો મને અનન્ય ભાવે ભજે તો તેને સાધુ માનવો, કારણ કે તે ખરા નિશ્ચયવાળો છે અર્થાત્ ભગવાનનું અનન્ય ભાવે ભજન કરવું તેજ ખરો નિશ્ચય-સિદ્ધાન્ત છે. તે જલદી ધર્માત્મા થાય છે અને શાશ્વત શાન્તિને પ્રાપ્ત થાય છે. હે કૌન્તેય, પ્રતિજ્ઞા કર-નિશ્ચયપૂર્વક જાણ કે મારો ભક્ત (કદાપિ) નાશ પામતો નથી. હે પાર્થ! જેઓ પાપ યોનિ હોય સ્ત્રી, વૈશ્ય કે શૂદ્ર હોય તેઓ પણ મારો આશ્રય કરીને પરમ ગતિને પામે છે તો પછી પુણ્યાત્મા બ્રાહ્મણો અને પવિત્ર ભક્તો અને રાજર્ષિઓને માટે (મારા આશ્રયથી પરાગતિને પામે તેમાં) કહેવુંજ શું? અનિત્ય અને અસુખ-નિરાનંદ આ લોકને પ્રાપ્ત થઈને તું મને ભજ, મારા વિષે મન રાખનાર થા, મારો ભક્ત થા, મને નમસ્કાર કર આ પ્રકારે આત્માને અંતઃકરણને મારામાં યોજીને મત્પરાયણ થઈને મનેજ પામીશ.

ઉપલા શ્લોકમાં પણ સ્પષ્ટ આજ્ઞા કરી છે કે ભગવાનનું ભજન કરવાનો અધિકાર ગમે તે જીવનો એટલે સ્ત્રીશૂદ્રને પાપયોનિ ગમે તે હોય તે સર્વનો છે. ભગવાનનું ગમે તે જીવ અનન્ય ભાવે ભજન કરે તે પરા ગતિને પામે તેમાં શંકા જ નથી, તેમજ તેનું યોગક્ષેમ પણ ભગવાનજ વહન કરે છે અર્થાત્ ભગવાનનું ભજન કરવામાં અનન્ય ભાવ રાખવો. અનન્યતાના ઉપર ગીતાકાર ખાસ ભાર મૂકે છે એ તેના અભ્યાસથી-આવૃત્તિથી સુનિશ્ચિત થાય છે. તેમજ સ્નેહપૂર્વક ભગવાનને સર્વ સમર્પણ કરવું. દશમા અધ્યાયમાં શ્લોક ૮-૯-૧૦ માં પણ આજ્ઞા કરે છે કેઃ—

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥
मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम्
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥
तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥

સર્વનો પ્રભવ હું છું, મારાથી સર્વ પ્રવર્તે છે, એમ જાણીને ભાવયુક્ત બુધ પુરુષો મારું ભજન કરે છે. મારામાં ચિત્ત છે જેઓનું અને મારામાં લાગેલું છે અંતઃકરણ જેઓનું તેઓ પરસ્પર મારો બોધ કરતા નિરંતર મારી કથા કરતા સંતોષ પામે છે અને રમણ કરે છે. સતત યુક્ત પ્રીતિપૂર્વક મને ભજનારા તેઓને હું બુદ્ધિયોગનું દાન કરું છું, જેથી તેઓ મારી નિકટ આવે છે. આ પ્રકારે ભગવાનનું સ્નેહપૂર્વક ભજન કરવાની સ્પષ્ટ આજ્ઞા કરી છે. અ૦ ૧૧ માના શ્લોક ૪૮-૫૨-૫૩-૫૪-૫૫ શ્લોકમાં ભગવાન્ આજ્ઞા કરે છે કેઃ—

न वेदयज्ञाध्ययनैर्न दानैर्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ॥
एवंरूपः शक्य अहं नृलोके द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥
सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकाङ्क्षिणः ॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥
भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।

ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥
मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ॥

હે કુરુપ્રવીર, નવેદ, યજ્ઞ, અને અધ્યયનથી, ન દાનથી, ન ક્રિયાઓથી, ન ઉગ્ર તપશ્ચર્યાઓથી નૃલોકમાં તારા વિના બીજા કોઈથી હું આવા રૂપે જોઈ શકાતો નથી.

આ મારૂં સુદુર્દર્શ રૂપ જે તેં જોયું, તે રૂપની દર્શનની આકાંક્ષા દેવો પણ નિત્ય કરે છે. જે પ્રકારે મને તેં જોયો તે પ્રકારે હું વેદોથી ન તપથી ન દાનથી, ન યજ્ઞથી જોવાઇ શકાઉં છું. હે અર્જુન, હે પરંતપ, એવા પ્રકારનો હું તેને તત્ત્વે–વસ્તુસ્વરૂપતઃ જાણવાનું અને જોવાનું અને પ્રવેશ કરવાનું તો અનન્ય ભક્તિથીજ શક્ય છે. હે પાંડવ, મારૂં કર્મ કરનાર, હુંજ જેને પરમ છું, સંગવર્જિત અને સર્વ પ્રાણીમાં વૈર વિનાનો એવો જે મારો ભક્ત તે મને પ્રાપ્ત થાય છે. અર્થાત્ વેદ, યજ્ઞ, તપ, દાન આદિ સાધનથી ન તો ભગવાનના દર્શન થતાં, ન તો ભગવાનનું જ્ઞાન થતું કે ન તો ભગવાનમાં પ્રવેશ થતો કે તેને પમાતું. એ સર્વ કૃષ્ણ ભગવાન્‌ની અનન્ય ભક્તિથીજ થાય છે–તેમજ અધ્યાય ૧૨ મા શ્લોક ૬–૭–૮ માં પણ ભગવાન્ આજ્ઞા કરે છે કેઃ—

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥
मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥

સર્વ કર્મ મને અર્પણ કરી, મત્પરાયણ થઇ મારૂં અનન્ય યોગે ધ્યાન ધરતા જેઓ મને ઉપાસે છે, મારૂં ભજન કરે છે કે જેમનાં ચિત્ત મારા વિષેજ આવેશિત થયેલા (છે) તેઓનો હે પાર્થ ! થોડી વારમાં મૃત્યુસંસારસાગરમાંથી ઉદ્ધાર કરનાર થાઉં છું. મારામાંજ મનને લગાડ, મારામાં બુદ્ધિને પ્રવેશ કરાવ, તેથી તે પછી નિઃસંશય મારામાંજ તું વાસ કરીશ.

આથી પણ ભગવાનનું અનન્ય યોગે ધ્યાન ધરવાની અને તેનામાંજ મન બુદ્ધિ રાખવાની સ્પષ્ટ આજ્ઞા કરી છે. અધ્યાય ૧૩ માં પણે જ્ઞાનનું નિરૂપણ કર્યું છે તેમાં પણ શ્લોક દશમાં મારામાં અનન્ય યોગે અવ્યભિચારિણી ભક્તિને પણ જ્ઞાનના અંગત્વે કહી, ક્ષેત્ર, જ્ઞાન અને જ્ઞેયનું પ્રતિપાદન કરી શ્લોક ૧૮ માં આજ્ઞા કરે છે કેઃ—

मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥

મારો ભક્ત અનુભવથી એ જાણીને મારા ભાવને માટે યોગ્ય થાય છે. અધ્યાય ૧૪ માં જ્ઞાનોમાં પણ ઉત્તમ જ્ઞાન આવી રીતે કહીશ કે જે જાણીને સર્વ મુનિઓ પરા સિદ્ધિને પામ્યા છે એમ પ્રથમ શ્લોકે આજ્ઞા કરી શ્લોક ૨૬ માં આજ્ઞા કરે છે. કેઃ—

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान्ब्रह्मभूयाय कल्पते

જે મને અવ્યભિચાર અનન્ય ભક્તિયોગે સેવે છે, તે ગુણોનું અતિક્રમણ કરીને બ્રહ્મભાવને પામે છે.

અ. ૧૬ માં દૈવી સંપત્ અને આસુરી સંપત્‌નું પ્રતિપાદન કરી આસુર સર્ગનું વિસ્તારથી પ્રતિપાદન કરતાં ભગવાન સ્પષ્ટ આજ્ઞા શ્લોક ૮ અને ૧૪ માં કરે છે કેઃ—

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।

આસુરો આ જગતને અસત્ય અને અનીશ્વર કહે છે. હું ઈશ્વર (નિર્ગુણ બ્રહ્મ) છું. ઇત્યાદિ અજ્ઞાનથી આસુરો વિમૂઢ થયેલા હોય છે અર્થાત્ જગતને અસત્ય-મિથ્યા કહેનારા અને પોતાને અધ્યાય ૧૫ ના શ્લોક ૭ માં કહ્યા પ્રમાણે બ્રહ્મના અંશને બદલે સાક્ષાદ્ બ્રહ્મ કે ઇશ્વર માનનારની આસુરી સૃષ્ટિમાં ગણના કરી છે.

તે પછી અધ્યાય ૧૭ માના શ્લોક ૨-૩-૪ માં;

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥
सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥
यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः
प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः

દેહીની ત્રણ પ્રકારની શ્રદ્ધા સ્વભાવથીજ હોય છે, સાત્ત્વિકી, રાજસી અને તામસી તેનું શ્રવણ કર. હે ભારત! સર્વની શ્રદ્ધા સત્ત્વાનુરૂપ અર્થાત્ પોતાના પૂર્વ સંસ્કાર પ્રમાણે થાય છે. આ પુરુષ શ્રદ્ધામયજ છે. જેની જેવી શ્રદ્ધા તે તેવોજ જાણવો. સાત્ત્વિકો દેવને યજે છે, રાજસો યક્ષ, રાક્ષસોને યજે છે અને અન્ય તામસ જનો પ્રેતો અને ભૂતગણને યજે છે.

તે પછી આહાર, યજ્ઞ, દાન, તપ વિગેરેના ભેદ બતાવ્યા છે. ત્યાર પછી અઢારમા અધ્યાયમાં ત્યાગના, જ્ઞાનના, કર્મના, કર્તા, બુદ્ધિ, ધૃતિ, સુખના, સાત્ત્વિકાદિ ભેદ બતાવી શ્લોક ૪૦ માં આજ્ઞા કરી કેઃ—

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ।
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥

પૃથ્વીમાં અથવા સ્વર્ગમાં અથવા દેવોમાં એવું સત્ત્વ નથી કે જે પ્રકૃતિનાજ ત્રણ ગુણથી મુક્ત હોય. અર્થાત્ પૃથ્વીના પ્રાણી, સ્વર્ગના વાસી દેવો સર્વ પ્રાકૃતજ છે. અર્થાત્ કેવલ હરિ-પુરુષોત્તમ ભગવાનજ અપ્રાકૃત છે. ત્યાર પછી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના સ્વભાવાનુસાર વિભક્ત કર્મો બતાવી સ્વાભાવિક કર્મ સદોષ હોય તેનો પણ ત્યાગ ન કરવો તેવો ઉપદેશ શ્લોક ૪૮ માં કરી શ્લોક ૪૯ માંઃ

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥

સર્વત્ર અસક્ત બુદ્ધિવાળો, જીતાત્મા, સ્પૃહારહિત પુરુષ સંન્યાસથી પરમ નૈષ્કર્મ્ય સિદ્ધિને પામે છે.

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ।
समासेनैव कौन्तेय निष्ठा ज्ञानस्य यापरा ॥

જ્ઞાનની પરમ નિષ્ઠારૂપ સિદ્ધિને પ્રાપ્ત થયેલો પુરુષ, હે કૌન્તેય, જે પ્રકારે બ્રહ્મને પામે છે તે તું સંક્ષેપથી મારાથી જાણ.

બ્રહ્મભાવને પામવાનો પ્રકાર શ્લોક ૫૧-૫૨-૫૩ થી આજ્ઞા કરી શ્લોક ૫૪-૫૫ માં સ્પષ્ટ આજ્ઞા કરી કે.

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥
भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥

બ્રહ્મભૂત ( બ્રહ્મને પામેલો ) પ્રસન્નાત્મા કશાનો શોક કરતો નથી કે કશાની આકાંક્ષા રાખતો નથી, સર્વ ભૂતોમાં સમદૃષ્ટિવાળો તે મારી પરા ભક્તિને પામે છે. હું જેટલો અને જેવો છું, તે મને તત્ત્વે-બરાબર રીતે યથાર્થ ભક્તિથીજ જાણે છે. પછી મને યથાર્થ જાણીને મારામાં પ્રવેશ કરે છે. અર્થાત્ બ્રહ્મભાવ થયા પછીજ કૃષ્ણની પરા ભક્તિ પ્રાપ્ત થાય છે ભક્તિથીજ ભગવાન્ કૃષ્ણનું યથાર્થ જ્ઞાન થાય છે. અર્થાત્ ભક્તિ સાધન પણ છે અને ફલ પણ છે. ભગવાનનું યથાર્થ જ્ઞાન ભક્તિ સિવાય અન્ય સાધનથી થતું નથી. ત્યાર પછી શ્લોક ૫૬ માં આજ્ઞા કરે છે કે:

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥

મારો સંપૂર્ણ આશ્રય રાખી સદા સર્વ કર્મોને પણ કરતો છતાં મારી કૃપાથી શાશ્વત, અવ્યય પદને પામે છે.

શ્લોક ૫૭ માં ભગવાન્ પોતાના વિષે ચિત્ત રાખવાની આજ્ઞા કરી શ્લોક ૫૮ માં મારામાં ચિત્ત રાખનાર મારી કૃપાથી સર્વ દુર્ગોને તું તરી જઈશ એમ આજ્ઞા કરી શ્લોક ૫૯ માં

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति

અહંકારનો આશ્રય કરી હું યુદ્ધ નહિ કરું એમ માનતો હોઇશ તો એ તારો નિશ્ચય મિથ્યા છે. પ્રકૃતિ તારું નિયોજન યુદ્ધમાં કરશે. એમ આજ્ઞા આજ્ઞા કરી શ્લોક ૬૧-૬૨ માં આજ્ઞા કરે છે કે:—

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥
तमेव शरणं गच्छ सर्वभावेन भारत
तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम्

હે અર્જુન ! સર્વ ભૂતોને યંત્રારૂઢ હોય તેમ માયાથી ભમાવતો ઇશ્વર સર્વ ભૂતોના હૃદયદેશમાં બિરાજે છે. હે ભારત! સર્વ ભાવે તેનેજ શરણ જા, તેની કૃપાથી પરમ શાંતિ અને શાશ્વત સ્થાનને પામીશ; શ્લોક ૬૩ માં પછી આજ્ઞા કરે છે કે—

હોવા છતાં તેમના જુદા જુદા કાર્યથી અનેક નામે પ્રસિદ્ધ છે અને અનેક નામે ભજાય છે તેવી જ રીતે ભગવાન્ કૃષ્ણ એકજ હોવા છતાં જુદી જુદી લીલાએ બાલકૃષ્ણરૂપે અનેક રૂપે ભજાય છે સેવાય છે. અનન્ય ભાવે ભજન કરવાથી ગીતાશાસ્ત્રને અનુસરાય છે. તેથી કાંઇ બીજા કોઈ દેવની અવહેલના, નિન્દા થતી નથી.

## समाचारादिक.

( નીચેનું ભાષણ કચ્છ માંડવીમાં પૂ. પા. ગો. શ્રી.૬ શ્રીદ્વારિકેશલાલજી મહારાજના જ્યેષ્ઠ કુમાર ચિ. ગો. શ્રીદામોદરલાલજીએ આપ્યું હતું. )

પૂજ્ય સભાપતિ મહાભાગ, અને ઉપસ્થિત વ્હાલા વૈષ્ણવો ! આજે શ્રીમદ્વલ્લભાચાર્યચરણના દ્વિતીય કુમાર શ્રીવિઠ્ઠલનાથજી ( શ્રીગુસાંઈજી ) ના પ્રાદુર્ભાવ મહોત્સવની સભા છે. અતએવ આપણે આજે તેઓશ્રીના ચરિત્રનું કંઇક વર્ણન કરી આપણી જીહ્વા અને કર્ણોને પવિત્ર કરીએ. શ્રીગુસાંઈજી શ્રીમદ્વલ્લભાધીશ્વરના પુત્ર હોવાથી "आत्मा वै पुत्रनामासि" આ શ્રુતિ પ્રમાણે સાક્ષાત્ શ્રીમદ્વલ્લભાધીશરૂપ પુરુષોત્તમજ હતા. પણ તેઓશ્રીનું પ્રાકટ્ય આચાર્યરૂપે હોવાથી દુનીયાના મનુષ્યોને પોતાના આચરણથી પણ ભગવત્પરાયણ કરવાની તેઓશ્રીની ફરજ હતી. તેથી પોતે પણ ભગવત્સેવા સ્મરણમાં અત્યન્ત આસક્ત રહેતા. પરમભગવદીય ગોપાળદાસજીએ નવાખ્યાનમાં ગાયું કે "આપ સેવા કરી શિખવે શ્રીહરિ ભક્તિપથ વૈસવ સુદ્દઢ કીધો" અર્થાત્ હરિ સાક્ષાત્ પુરુષોત્તમ શ્રીગુસાંઈજી શ્રીગોવર્ધનધરની સેવા કરી સેવા કેમ કરવી જોઇએ ! સ્મરણ કીર્ત્તનાદિ પ્રભુની ભક્તિ કેમ કરવી ? તે વૈષ્ણવોને શિખવ્યું છે. અને ભક્તિમાર્ગને મજબુત બનાવ્યો છે.

શ્રીગુસાંઈજી જેમ સેવામાં અનન્ય આસક્ત હતા તેમજ સ્મરણમાં પણ અત્યન્ત આસક્તિવાળા હતા. આપશ્રી એક ક્ષણ પણ અષ્ટાક્ષરમન્ત્ર ન્હોતા વિસ્મરતા. પોતે શ્રી લૌકિક કાર્યમાં વ્યાપૃત હોવા છતાં પણ શ્રીમુખે તથા હૃદયથી અષ્ટાક્ષર મન્ત્રનું રટણ ચાલુજ રાખતા. આપશ્રી શ્રીમહાપ્રભુની અંતિમ આજ્ઞાને સદા સ્મરણ કરતા. શ્રીમહાપ્રભુજીએ ગોલોક પધારવા સમયે શ્રીગોપીનાથજી તથા શ્રીગુસાંઈજીને લખીને આજ્ઞા કરી હતી કે—

यदा बहिर्मुखा यूयं भविष्यथ कथञ्चन । तदा कालप्रवाहस्था देहचित्तादयोऽप्युत ॥ सर्वथा भक्षयिष्यति युष्मानिति मतिर्मम ॥

શ્રીગુસાંઈજીના પંચમલાલજી શ્રીરઘુનાથજીના લાલજી શ્રીદેવકીનંદનજી પોતાના રસાબ્ધિકાવ્યમાં આજ્ઞા કરે છે કે श्रीकृष्णः शरणं ममेति शनकैरुच्चार्य वात्सल्यतः श्रीहस्ताम्बुजमाननोपरि ममं व्यापारयन् सर्वतः॥ + + + અર્થાત્ ( જ્યારે દેવકીનંદનજી શ્રીગુસાંઈજીના પૌત્ર ઘણા બાળવયના ૧ દોઢ બે વર્ષના હતા ત્યારે શ્રીગુસાંઈજી "श्रीकृष्णः शरणं मम" આ ધીમેથી ઉચ્ચારી પોતાનો શ્રીહસ્ત અત્યન્ત વહાલથી મારા મુખ પર ફેરવતા. આ પરથી આપણને શ્રીગુસાંઈજીની સ્મરણમાં આસક્તિ સ્પષ્ટ જણાય છે.

શ્રીગુસાંઈજીને અષ્ટાક્ષરમન્ત્ર ઉપર અનન્ય શ્રદ્ધા હતી. તે વાત તેઓશ્રીના બનાવેલ અષ્ટાક્ષરનિરૂપણથી જણાય છે ઉક્ત ગ્રન્થમાં આપશ્રી અષ્ટાક્ષરમન્ત્રની મહત્તા નિરૂપતા આજ્ઞા કરે છે કે— मध्ये च सर्वमन्त्राणां मन्त्रराजोत्तमोमः । वेदवाक्ये महावाक्यं पुराणे भारते तथा ॥ श्रीमद्वल्लभवाक्यार्थे श्रीकृष्णः शरणं मम ॥

અર્થાત્ આ અષ્ટાક્ષર મન્ત્ર છે. તે સર્વ મન્ત્રોમાં ઉત્તમોત્તમ છે. અને મન્ત્રોનો રાજા છે. જેમ વેદ વાક્યમાં, તથા પુરાણ ભારતાદિમાં "तत्त्वमसि" વિગેરે મહાવાક્ય હોય છે. શ્રીમદ્વલ્લભાચાર્યજીનું "श्रीकृष्णः शरणं मम" આ મહાવાક્ય છે.

પ્યારા વૈષ્ણવો ! આજે હું તમારી પાસે શ્રીગુસાંઈજીએ અષ્ટાક્ષર નિરૂપણમાં અષ્ટાક્ષરમન્ત્રનો જે એકેક અક્ષરનો ફલ અને પ્રભાવ બતલાવ્યો છે તે કહી હું મારૂં વ્યાખ્યાન સમાપ્ત કરીશ.

સ્થાપનાર શ્રીમદ્ વલ્લભાધીશ ગૃહે પુરૂષોત્તમ શ્રીવિઠ્ઠલનાથજીનું પ્રાકટ્ય થયું. અને અગાઉના વક્તાઓએ વિસ્તાર પૂર્વક દર્શાવ્યા મુજબ શ્રીમત્પ્રભુચરણ શ્રીવિઠ્ઠલનાથજીએ જીવો ઉપર કૃપા કરી માર્ગ રહસ્ય સમજાવ્યા અને વિસ્તાર્યો. શ્રીમત્પ્રભુચરણના અનેકાનેક ગુણો અન્યોન્ય વક્તાઓએ વર્ણવ્યા છે તે યથાર્થ છે. મને એઓશ્રીનો એક અપ્રતિમ ગુણ સદા દૃશ્યમાન થતો રહ્યો છે અને તે એઓશ્રીની અદ્વિતીય દયા શ્રીગોસ્વામિને परमदयालवे नमः। એ ઉક્તિમાં શ્રીમત્પ્રભુચરણની અલૌકિક દયાનોજ વિશેષ નિર્દેશ છે એમ હું માનું છું પ્રાણપ્રિય રસેશ્વર શ્રીકૃષ્ણચંદ્રના દર્શન અને સેવાગાથી છ માસ પર્યંત વંચિત રહ્યા છતાં જે દયાળુના મુખમાંથી એક કટુ વચન ન નીકળ્યું એ પ્રભુચરણની દયાને શું વિશેષણ લગાડવું વૈષ્ણવો વિજ્ઞમિઓ વાંચે છે અને શ્રીમત્પ્રભુની અદ્વિતીય દયાને અવર્ણનીય કહી મૌન સેવે છે. આપશ્રી જેવા દયાળુ તેવાજ પ્રખર પંડિત અને રસિક–અથવા કહો કે રસિકશિરોમણિ હતા. આપશ્રીના "વિદ્વન્મંડન અને શૃંગારરસમંડન" એ બે ગ્રંથોના અધ્યયન કરનાર ભાવુક વૈષ્ણવોને આપશ્રીની વિદ્વત્તા અને રસિકતાનો સ્હેજે પરિચય થશે. "વિદ્વન્મંડન" નું સુમધુર વાક્ય:—

चिरकालेप्सतसमुदितप्राचीन निरतिशयकृपाफलं गारनिरुपधिनिजपरनरमलानुरागविलासानिलाषा થી શરૂ થતું અને फासुचि क्ष्मूमिगु श्रीमन्नन्दकुमारो नवजलधि निजानन्दगुणो दत्वं ત્યાં સુધીનું વાક્ય તો સંસ્કૃત સાહિત્યનું અમૂલ્ય મૌક્તિક છે. સંસ્કૃતભાષા વૈષ્ણવોને સુવિદિત છે. શ્રીમત્પ્રભુચરણે અનેક વિદ્વત્તાપૂર્ણ, ભાવની વિશુદ્ધિ કરનાર અને માર્ગદર્શન કરાવનાર ગ્રંથો રચ્યા છે તેમાં શ્રીસર્વોત્તમસ્તોત્ર અને શ્રીવલ્લભાષ્ટક શ્રીમહાપ્રભુજીના સ્વરૂપના જ્ઞાન માટે છે. અને સ્ફુરત્કૃષ્ણ પ્રેમામૃત સ્તોત્ર તો આપશ્રીના હૃદયના મંથનનો નિચોડ છે. વૈષ્ણવોએ શ્રીમહાપ્રભુરચિત સુંદર ગ્રંથો અને શ્રીમત્પ્રભુચરણકૃત ગ્રંથોનું અનુશીલન સદાસર્વદા કરવું ઘટે. આધુનિક સમયમાં સ્વરૂપસેવા તો થાય છે. પરંતુ નામસેવાનું પ્રમાણ અલ્પ જોવામાં આવે છે, શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ જેવા સંપ્રદાયની સેવા બજાવનાર ઉત્તમ માસિકો અને અણુભાષ્ય અને સુબોધિની આદિથી મહાનુભાવ શ્રીહરિરાયજી રચિત ગ્રંથોના પ્રકાશન વિગેરેમાં વૈષ્ણવોએ સહાય આપી નામસેવા કરવી અવશ્ય યોગ્ય છે. વક્તવ્ય ઘણું છે પરંતુ સમયનો અભાવ છે. આજે જેવા ઉત્સાહથી અને ભક્તિભાવપૂર્વક શ્રીમત્પ્રભુચરણ પ્રાકટ્યનો ઉત્સવ ઉજવ્યો તેવાજ ઉત્સાહ અને ભાવથી આગામી ચૈત્ર માસમાં શ્રીમદ્વાક્પતિશ્રીવલ્લભાચાર્યજીનો પ્રાદુર્ભાવ મહોત્સવ ઉજવવા તત્પર રહેશો એવી વિનંતી કરું છું અને અત્ર શ્રીમત્પ્રભુચરણ શ્રીવિઠ્ઠલનાથજીના ચિત્રજી બિરાજમાન છે તે ચિત્રજીને વંદન કરું છું.

મુખ્યાજી બ્રજલાલ ભગવાનદાસનું વ્યાખ્યાન.—શ્રીગુસાંઈજીએ આપણા ઉપર ધર્મરૂપી જ્ઞાન આપી જે મહદ ઉપકાર કર્યો છે તેનું વિવેચન કરવાની મનુષ્યમાં શક્તિ નથી. એઓ સાક્ષાત શ્રીઠાકોરજીનુંજ સ્વરૂપ છે. એક સમય શ્રીગુસાંઈજી શ્રીગોકુલ બીરાજતા હતા તે વખતે એક શેઠ વૈષ્ણવ દર્શને આવ્યા તેણે વિનંતી કરી કે જે રાજ અહીં શ્રીજમુનાજીમાં ગોવિંદ ઘાટ તથા ઠકુરાણી ઘાટ બાંધેલ નથી તેથી વૈષ્ણવને પાન કરાવવામાં તથા સ્નાન કરવામાં હરકત આવે છે તેથી આપ આજ્ઞા કરો તો હું બન્ને ઘાટ બંધાવું મારે એક લક્ષ રૂપીઆ ખરચવા છે. આપ તેની વાત સાંભળી કાંઈ બોલ્યા નહિ તેથી ફરી વિનંતી કરી એટલે આપે કહ્યું કે સાંજે તમે આવજો એટલે શેઠ સાંજે આવ્યા એટલે આપ સાંજે સંધ્યા કરવા એકલા શેઠને લઈને પધાર્યા. સંધ્યા કર્યા પછી શ્રીયમુનાજીનું જળ તેની આંખમાં છીરકયું તેથી શેઠની દિવ્ય અલૌકિક દૃષ્ટિ થઈ. દરશન કરે તો બન્ને ઘાટ કનકમણીમયના બાંધેલાના દરશન થયાં પછી આપે આજ્ઞા કરી કે રાતના શ્રીસ્વામિનીજી પધારે છે અને મહાવનથી શ્રીઠાકોરજી પધારે છે તે બન્ને પરસ્પર વાર્તા કરે છે તો ઠકુરાણી ઘાટ તથા ગોવિંદઘાટ વચ્ચે જરા ફેર ખંડિત છે તેથી આપ જમુનાજીમાં પડી ન જાય તો એટલું તમે કરાવો ત્યારે શેઠે કહ્યું કે એતો મણી અમૂલ્ય છે તે કરાવવાનું મારા જેવા જીવનું સામર્થ્ય નથી આપ પૂર્ણ પુરૂષોત્તમ છો. આપની લીલા આપ જાણો આપે મારા ઉપર કૃપા કરી દર્શન અલૌકિક કરાવ્યાં તેથી મારા ભાગ્યનો પાર નહિ તે આપશ્રીની કૃપાનું ફળ એવું આપનું અલૌકિક ચરિત્ર છે કે જેનો પાર પામતો નથી.

મુખ્યાજી બળવંતરાય મગનલાલનું વ્યાખ્યાન—આપશ્રીનો એક પ્રસંગ જે મારી અલ્પબુદ્ધિ પ્રમાણે કહું છું. એક સમય શ્રીગુસાંઈજી નાનરનીતદાસને ઘરને મુકામ કરતા હતા શ્રીગોકુળમાં તે વખતે દીલ્હીથી, બીરબલ તથા અકબર બાદશાહ દર્શને આવ્યા ત્યારે બીરબલને દર્શન થયાં કે નાનીતદાસ મુખે

છે અને શ્રીગુંસાંઈજી ઝુલાવે છે પણ બાદશાહને તો એવાં દર્શન થયાં કે શ્રીગુંસાંઈજી પલને ઝુલે છે અને શ્રીનવનીતલાલ ઝુલાવે છે. દરશન કરી બહાર નીકળ્યા પછી બાદશાહે બીરબલને પુછ્યું કે દર્શન કર્યાં? ત્યારે બીરબલે કહ્યું કે નવનીતલાલ ઝુલતા હતા અને શ્રીગુંસાંઈજી ઝુલાવતા હતા ત્યારે બાદશાહે કહ્યું કે મને તો એવાં દર્શન થયાં કે શ્રીગુસાંઈજી ઝુલે છે અને શ્રીનવનીતલાલ ઝુલાવે છે. બીરબલ સાધારણ વૈષ્ણવ હતા. અને બાદશાહ ઉપર શ્રીગુંસાંઈજીની પૂર્ણ કૃપા હતી તેથી અલૌકિક દર્શન ઉપર પ્રમાણે થયાં તે વખતે પૂર્ણ કૃપાપાત્ર અષ્ટસખામાંથી છીતસ્વામી કીરતન કરતા હતા.

મુખ્યાજી જાદવજી વિશ્વનાથનું વ્યાખ્યાન—શ્રીગુસાંઈજી વેણુજીની સુધાનું પ્રાગટ્ય છે વેણુજીને સાત છિદ્ર છે તેમાં પ્રથમ છિદ્ર તે શ્રીગિરિધરજીનું પ્રાગટ્ય છે તે ધર્મી સ્વરૂપ છે બીજા છ છિદ્રો તો તે છ બાળકોનું પ્રાગટ્ય છે, તે ધર્મ સ્વરૂપ છે છ ધર્મ. ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય, બીજો ભાવ એવો છે કે શ્રીમહાપ્રભુજીના શ્રીમુખના ભાગમાં સાત છિદ્ર છે તે સાત બાળકનો ભાવ છે સાત છિદ્ર તે ક્યાં? કે બે નેત્ર બે નાસીકા બે કર્ણ તથા એક મુખ એમ સાતે છે વળી સાતે બાળકો શ્રીગુસાંઈજીનું પણ સ્વરૂપ છે તેને માટે દૃષ્ટાંત જે વખતે શ્રીગુસાંઈજી કંદરામાં પધાર્યા તે વખતે અષ્ટ સખા છીતસ્વામીએ વિનંતિ કરી કે કૃપાનાથ, આપ વિના અમારૂં જીવન કેમ નભશે? ત્યારે આપે આજ્ઞા કરી કે હું તો શ્રીજીના સ્વરૂપમાં લીન થઈ જાઉં છું પણ મારા સાત બાળકો બીરાજે છે તે મારૂં સ્વરૂપ છે તેનાં દરશન કરવાથી મારાં દર્શન તમને થશે તે ઉપરથી છીતસ્વામીએ તેજ વખતે વધાઈ ગાઈ છે. વિહરત સાતો રૂપ ધરે. સદા પ્રગટ શ્રીવલ્લભનંદન શ્રીદ્વિજકુલ ભક્તિ વરે.

બક્ષી મુકુંદરાય દામોદરદાસનું વ્યાખ્યાન—એક સમય શ્રીગુસાંઈજી ગુજરાત પધાર્યા હતા ત્યારે રસ્તા ઉપર બીરબલ મળ્યા. તેણે એક વૈષ્ણવને પૂછ્યું શ્રીગુસાંઈજી શીત કાલમાં કેમ પરદેશમાં પધારે છે? ત્યારે વૈષ્ણવે કહ્યું કરજ બહુ થયું છે ત્યારે બીરબલે કહ્યું કે જેટલું જોઈએ તેટલું દ્રવ્ય તૈયાર છે શ્રીગુસાંઈજીને શ્રીગોકુલ પાછા પધરાવી જાઓ ત્યારે વૈષ્ણવે શ્રીગુસાંઈજીને વિનતી કરી, ત્યારે શ્રીગુસાં-ઈજીએ વિચાર કર્યો કે વૈષ્ણવની બુદ્ધિ ફરી ગઈ છે. અમે દ્રવ્યને માટે પરદેશ પધારીએ છીએ? અમારે પધારવાનું કારણ દૈવી જીવોના ઉદ્ધાર કરવાનું છે. ત્યારે શ્રીગુસાંઈજી અર્ધ રાત્રીએ પધાર્યા ત્યારે બાદ-શાહને ખબર ન કહી પછી બીજે દિવસે વૈષ્ણવને આપે આજ્ઞા કરી. તમારી બુદ્ધિ ફરી ગઈ છે. હવે તમે ચરણામૃત લ્યો તથા સર્વોત્તમજીનો પાઠ કરો. ત્યારે વૈષ્ણવે વિનતિ કરી કે અમે તો આપની સેવા માટે બીરબલને વાત કરી. શ્રીગુસાંઈજીએ ત્યારે આજ્ઞા કરી કે આટલા પ્રકારનાં દ્રવ્ય શ્રીઠાકોરજી અંગીકાર કરતા નથી. એક તો રાજાનું દ્રવ્ય વેશ્યાનું દ્રવ્ય કૃપણનું દ્રવ્ય હિંસા કરનારનું દ્રવ્ય ઠગનું દ્રવ્ય ચોરીનું દ્રવ્ય વિશ્વાસઘાતનું અને કન્યાવિક્રયનું દ્રવ્ય આટલા પ્રકારનાં દ્રવ્ય શ્રીઠાકોરજી અંગીકાર કરતા નથી. માટે આપણે એટલો વિચાર કરવો જોઈએ કે શ્રીગુસાંઈજી જીવોના ઉદ્ધાર કરવા માટે પૃથ્વી ઉપર પધાર્યા છે એવા આપ કૃપાળુ છે.

મરજાદી મેતા ઝવેરદાસ ગોપાળજીનું ભાષણ—અખિલભૂમંડલઆચાર્યવર્યચક્રચૂડામણિ જગદ્‌ગુરૂ શ્રીમદ્ ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીમદ્‌ગુરૂ શ્રીવિઠ્ઠલનાથજીને આચાર્ય પદવી છે. જેઓ વ્યાસ સૂત્ર ઉપર ભાષ્ય કરે તે આચાર્ય કહેવાય છે આપ શ્રીમહાપ્રભુજીના બીજા પુત્ર છે જેમ મહાપ્રભુજી શ્રીઠાકોરજીના મુખમાંથી પ્રગટ થયા છે તેમ આપ પણ સાક્ષાત શ્રીકૃષ્ણનું પ્રાગટ્ય છે તેથી પૂર્ણ પુરૂષોત્તમ છે. હરિદાસજીએ ધોળમાં કહ્યું છે કે બળદેવ શ્રીગોપીનાથ કહીએ શ્રીકૃષ્ણ શ્રીવિઠ્ઠલનાથ તથા અષ્ટસખા છીતસ્વામીએ વધાઈમાં કહ્યું છે કે છીતસ્વામી ગિરિધરન શ્રીવિઠ્ઠલ એઈ તેઈ તેઈ એઈ કછુ ન સંદેહ. પરમભગવદીય ગોપાળદાસજીએ બીજા આખ્યાનમાં કહ્યું છે કે બળદેવ શ્રીગોપીનાથ કહીએ શ્રીવિઠ્ઠલનંદાનંદ તથા શ્રીમહાપ્રભુજી પંઢરપુર શ્રીવિઠ્ઠલનાથજી પધાર્યા. ત્યારે શ્રીવિઠ્ઠલનાથજીએ આજ્ઞા કરી કે આપ વિવાહ કરો તમારે પેર મારે પ્રગટવું છે. તેથી મૂળ પુરૂષમાં કહ્યું છે. અમને તો ઇચ્છા ભેદ છે જે હું નંદન તમે તાત. તે પુરૂષોત્તમ પ્રગટશે શ્રીવિઠ્ઠલરૂપ નિધાન. વળી કૃષ્ણાવતાર એકસો પચાસ વરસનો છે તેથીજ આપશ્રી પિતાપુત્ર એકસો પચાસ વરસ ભૂતળ પર બિરાજ્યા છે. તેથી બંન્ને સ્વરૂપ પુરૂષોત્તમરૂપ છે. એવી રીતે અષ્ટછાપ તથા બીજા ભગવદીયોદ્વારા અનેક ઠેકાણે વર્ણન કર્યું છે. આ તો પુષ્ટિમાર્ગના દાખલા આપ્યા પણ વેદપુરાણમાં પણ અનેક જગે દાખલાઓ છે. અગ્નિ પુરાણ ભવિષ્યોત્તર ખંડમાં कलौ प्रतिष्ठितः स्यात् विठ्ठलः पुरुषोत्तमः એટલે શ્રીવિઠ્ઠલનાથજી પૂર્ણ પુરૂષોત્તમ

છે એમ અનુભવસિદ્ધ થાય છે. એક વખતે આપશ્રી ગોકુળમાં બીરાજતા હતા તે વખતે એક વૈષ્ણવ મીશ્રીના ગાડા ભરીને લાવ્યા અને વિનતિ કરી કે આ મીશ્રીના ગાડાં આવ્યાં છે તે અંગીકાર કરો. આપશ્રીએ જમુનાજીમાં ઠલાવી દીધા. તેથી વૈષ્ણવનું મન દીલગીર થયું તેનું મન ઉદાસ જોઇ આપે કહ્યું કેમ ઉદાસ થઈ ગયા, ત્યારે વૈષ્ણવે કહ્યું કે મિશ્રી મેં આપને અંગીકાર કરવા મંગાવી હતી. શ્રીનવનીતપ્રિયજીને આરોગાવવા લાવ્યો હતો. આપે શ્રીજમુનાજીમાં પધરાવી દીધી તો આપની ઇચ્છા. પછી તે વૈષ્ણવને શ્રીઠકુરાની ઘાટ ઉપર લઈ જઇ આંખ ઉપર શ્રીજમુનાજી છાંટી દિવ્ય નેત્ર આપ્યા. શ્રીજમુનાજીમાં દર્શન કરતાં શ્રીઠાકોરજી શ્રીનવનીતપ્રિયજી અનેક સખાસહિત મીશ્રી આરોગતાના સાક્ષાત દર્શન થતાં વૈષ્ણવને અતિ આનંદ થયો. આ પ્રમાણે આપશ્રીએ માહાત્મ્ય બતાવ્યું એવા અનેક કારણથી સિદ્ધ થાય છે કે આપશ્રી પૂર્ણ પુરૂષોત્તમ છે અને આપનું પ્રાકટ્ય દૈવી જીવોના ઉદ્ધાર અર્થે થયું છે.

દાપુજી ઓધવજી કુબેરદાસનું ભાષણ—નામદાર મા સાહેબ તથા અન્ય વૈષ્ણવભાઇઓ તથા બહેનો; આજે શ્રીઆચાર્યજી ગોસ્વામીશ્રી શ્રી૧૦૮ શ્રીમદ્‌વિઠ્ઠલનાથજીનો જન્મદિવસ છે. મારા અગાઉના ભાષણ કરવાવાળા ઉપરથી આજના વિષય ઉપરથી સર્વ કોઈ સમજી શકયા છો તેથી તે વિષે વધારે વિવેચન કરવાની જરૂર નથી. આ પ્રસંગે આ સભાનું પ્રમુખસ્થાન આપણા માયાળુ નામદાર માસાહેબે કૃપા કરી સ્વીકાર્યું છે અને તે પ્રસંગે ભેગા થએલા દરેક ભાઇઓ બહેનોએ ભાષણ સાંભળવાની શાંતિ જાળવી છે તેના માટે હું દરેકનો અંતઃકરણપુર્વક આભાર માનું છું. આપણા પુષ્ટિમાર્ગમાં નિવેદનમંત્ર પ્રાપ્ત થયા બાદ દરેક જીવને ખાસ બે બાબત પર ધ્યાન રાખવાની જરૂર છે. એક તો પ્રથમ દર્શન અને બીજી બાબત સેવા. તેમાં પ્રથમ દર્શન કરવાં એટલે મંદિરમાં આવી જે જે જે કરી, પ્રભુને નિરખ્યા ન નિરખ્યા અને ચાલ્યા ગયા તેનું નામ દર્શન નથી. દર્શન તેનું નામ કે મંદિરમાં આવી શ્રીઠાકોરજીને નખથી શિખપર્યંત નિહાળવા અને આપશ્રીએ શા શા વસ્ત્ર અલંકાર ધારણ કર્યાં છે તેનું પ્રીતિપૂર્વક નિરીક્ષણ કરવું, અને ઘેર ગયા બાદ ખરા અંતઃકરણથી તેનું મનન કરવું તેનું નામ દર્શન. હવે બીજી બાબત સેવા. સેવા કરવી એ કંઇ સાધારણ બાબત નથી. મંદિરમાં આવી હતુથી સેવા કરવી. જેમકે સુધારી કરવી, માળા કરવી, શાક સામગ્રી સિદ્ધ કરવી. દીવા સુકા મેવા સિદ્ધ કરવા. અને તે પણ સંભાળથી કાળજીપૂર્વક સિદ્ધ કરવા. સેવા કરતાં અપરાધ પણ પડે છે એ વાત ધ્યાનમાં રાખવી. ખરી સેવા કોણે કરી કે રાજા અંબરીષે. પોતાનો રાજહોદ્દો હોવા છતાં પંડીમાં હાજર પીરસવા જેવી સખ મજુરીવાળી સેવા કરી તેનું નામ સેવા. આ તો એક મર્યાદા ભક્તની વાત છે, પણ આપણા પુષ્ટિમાર્ગમાં એક સમયે શ્રીગુસાંઇજી ભોજન કરતા હતા, તેમાં શાકસામગ્રીમાં આજના પ્રસાદી શાકમાં વાસની સળીનો ટુકડો આવ્યો. આ જોઇ આપ ઘણાજ દીલગીર થયા અને કહ્યું કે અમારાથી સેવા બનતી નથી. માણસો પાસે સેવા કરાવવામાં આવે છે અને તેઓ બરાબર ધ્યાન રાખતા નથી, એટલે શ્રીગિરિધરજીને આજ્ઞા કરી કે મારા પીતી ઉપરણા બંડી ગેરૂમાં રંગી ભેળી મુકાવો. મારે સંન્યાસ લેવો છે. શ્રીગિરિધરજીએ આજ્ઞા મુજબ તેમ કર્યું. દરમ્યાન શ્રીનવનીતપ્રિયજી પધાર્યા અને શ્રીગિરિધરજીને પુછ્યું કે આ કોના વસ્ત્રો રંગ્યા છે ? ત્યારે શ્રીગિરિધરજીએ કહ્યું કે કાકાજી સંન્યાસ લે છે અને રંગેલાં વસ્ત્ર તેમનાં છે. ત્યારે શ્રીનવનીતપ્રિયાએ પણ આજ્ઞા કરી કે મારી ગદ્દી ટોપી વસ્ત્ર પણ ગેરૂમાં રંગી તૈયાર કરો. કાકાજી જ્યારે સંન્યાસ લે તો પછી મારે પણ સંન્યાસી થવું છે. આ વાત શ્રીગુસાંઇજીના જાણવામાં આવી એટલે પછી આપશ્રીએ સંન્યાસ ગ્રહણ કરવાનો વિચાર બંધ કર્યો અને ત્યારથી શાક સામગ્રી એવા ભંડારમાં બંદોબસ્ત કરાવ્યો કે દરેક જણા સંભાળપૂર્વક સેવા કરે. સાર એ લેવાનો છે કે સેવા કરવામાં બહુજ ધ્યાન રાખવું. આટલું બોલી બેસી જવાની રજા લઉં છું.

મેતા હરશનદાસ ગિરિધરદાસનું ભાષણ—નામદાર રાજમાતુશ્રી તથા વૈષ્ણવ ભાઇઓ અને બહેનો—આજનો માંગલિક દિવસ શ્રીગુસાંઇજીના પ્રાદુર્ભાવનો છે. શ્રીગુસાંઇજી પુરૂષોત્તમ છે. માગસર માસમાં આપનું પ્રાકટ્ય છે. માગસર માસ બાર માસમાં ઉત્તમ માસ છે એમ શ્રીગીતાજી તથા શ્રીમદ્‌ ભાગવતમાં શ્રીઠાકોરજી શ્રીમુખે આજ્ઞા કરે છે. શ્રીગુસાંઇજીનું પ્રાકટ્ય નવમીનું છે. નોમ એટલે (૯) નો આંક એ તમામ આંકમાં ઉત્તમ અને અખંડ છે ગમે તે આંકડાને નવે ગુણે અને સરવાળો કરો તો નવજ આવે છે. બીજા આંકડામાં એમ આવતું નથી. આપશ્રી ગુસાંઇજી પરમકૃપાળુ છે તેનાં પ્રમાણ

કૃષ્ણદાસજી અધિકારીજીએ એક વખત કાંઈ ગુન્હો કરવાથી બાદશાહના સિપાહીઓ તેમને પકડી ગયા, તે વાતની શ્રીગુસાંઈજીને ખબર પડતાં તુરતજ શ્રીગિરિધરજી અને શ્રીગોકુલનાથજીને આજ્ઞા કરી કે કૃષ્ણદાસજી આવશે ત્યાર પછી હું ભોજન કરીશ. પછી બંને બાળકો તુરતજ શ્રીગોકુળથી દીલ્હી બાદશાહ પાસે જઇ બાદશાહને સમજાવી છોડાવી લાવ્યા ત્યાર બાદ આપે ભોજન કર્યું. શ્રીગુસાંઈજી પાસે એક જલઘરીયા કે ભીતરીયા હતા તેને એક પુત્ર નાના હતા તે ભીતરીયા ત્યાં તેમનાં વહુ તે પુત્રને નાની વયમાં મૂકી શ્રીહરિશરણ થયાં બાદ તે નાના પુત્રને શ્રીગુસાંઈજીએ પાળીપોષી મોટા કર્યા. અને સાતલાલજીની પેઠે તેમને સાથે રાખી સાચવતા. પછી સૌ લાલજીને સ્વરૂપ તથા બીજી વસ્તુઓ વહેંચી આપી ત્યારે આ ભીતરીયાજીના પુત્રે શ્રીગુસાંઈજીને વિનતિ કરી કે કાકાજી સાતે લાલજીને સ્વરૂપો અને જાગીરોનાં બાંટા કરી આપ્યા મને કાંઇ કેમ ન આપ્યું ? ત્યારે પરમદયાળુ શ્રીગુસાંઈજીએ તેમને એક સ્વરૂપ પધરાવી આપ્યું અને કહ્યું કે તમે સિંધમાં રહો ત્યાં પુષ્ટિમાર્ગની રીતે નામમંત્ર આપી વૈષ્ણવોને ઉપદેશ કરો ત્યારથી તે આજ પર્યંત સુધી તે ભીતરીયાજીના પુત્રનો વંશ આઠમા લાલજી તરીકે પ્રસિદ્ધ છે અને સિંધમાં ડેરાગાજીખાનમાં સેવા કરે છે. એવી રીતે આપ શ્રીગુસાંઈજી પરમદયાળુ છે આ પ્રસંગે આપણે શ્રીમાન નામદાર ઠાકોર સાહેબ તથા નામદાર રાજ્યમાતાશ્રીનો ઉપકાર માનવો જોઇએ કારણ આ પાલીતાણા ગામ જૈનપુરી છે. જૈનનાં દેરાં અને ડુંગર છે. આ સ્થળમાં જો રાજજી તરફથી ૮૨ વર્ષથી મંદિર છે તે ન હોત તો આપણે વૈષ્ણવ થાત કે નહીં તે શંકા છે. કદાપિ ભગવાનની કૃપાથી વૈષ્ણવ હોત તો પણ શ્રીઠાકોરજીનાં મંદિરમાં દર્શન કે શ્રીગુસાંઈજીના બાળકોનાં દર્શન અહીં રાજજી વૈષ્ણવ ન હોત તો આપણને મળત નહીં, અને આસપાસ સીહોર કે ભાવનગર જાત તો શ્રીઠાકોરજીનાં દર્શનનો લાભ મળત. ઉપરાંત હાલમાં આઠ વરસથી નામદાર મા સાહેબે પોતે બીજું શ્રીનું મંદિર કરવાથી આપણે વૈષ્ણવને વધારે દર્શનનો ભગવદ્મંડળીનો અને વૈષ્ણવોનાં સત્સંગનો લાભ મળે છે. છેવટે મારી પ્રભુ પાસે નમ્ર વિનતિ છે કે આપણાં ઠાકોર સાહેબ તથા નામદાર મા સાહેબ શ્રીપ્રભુ પ્રત્યે હમેશાં અધિક અધિક સ્નેહ રાખે અને વૈષ્ણવોને અધિક લાભ આપે.

---

**શ્રી વિઠ્ઠલેશ જયન્તિ** નિમિત્તે વક્તૃત્વ સભાની પહેલી બેઠક તા. ૨૬-૧૨-૩૭ ને રોજ પ્રખ્યાત નવલકથાકાર શ્રી. ઇન્દુકુમાર ગ. દેરાવાળાના પ્રમુખપદે ભરવામાં આવી હતી. પ્રારંભમાં મંત્રીએ ગઈ સભાનો હેવાલ રજુ કરી ચાલુ વર્ષના હોદ્દેદારો નીચે પ્રમાણે જાહેર કર્યા હતા. પ્રમુખ શાસ્ત્રી રમણલાલ જ્યેષ્ઠારામ, મંત્રીઓ ભાઈ રમણલાલ શારોળાવાળા અને ભાઈ કૃષ્ણલાલ ગાંધી, કાર્યકરો પુરુષોત્તમદાસ કે. શાહ, શાહ ચંદુલાલ ના. શાહ, રમણલાલ જે. પરિખ, નટવરલાલ કુ. પંડ્યા વિગેરે.

૧૫ યુવકોએ 'જગતના મહાપુરુષો' વિષયક સુન્દર ચર્ચા કરી હતી. શ્રીગુસાંઈજીના પ્રાકટ્ય, સિદ્ધાંત, તેમજ જીવન ચરિત્રને વર્તમાન તેમજ ભૂતકાળના મહાપુરુષોનાં દાખલા દલીલોથી સ્પષ્ટ બનાવ્યું હતું. ઉત્સાહી યુવકોના ત્રણ કલાકના કાર્યક્રમ બાદ શાસ્ત્રીજી રમણલાલે વિવેચનાત્મક રીતે શ્રીગુસાંઈજી વિષયક વક્તૃત્વ દૃષ્ટિએ વ્યાખ્યાન આપ્યું હતું; તેમજ પાઠશાળાના સ્થાપક શેઠ અંબાલાલભાઈ કોન્ટ્રાક્ટર અને વકિલ જમનાદાસ, અને હિંમતલાલ વિગેરે વ્યવસ્થાપક મહાશયોની સલાહકાર સમિતિ નિમાયાનો ઠરાવ રજુ કરી તેજ ઠરાવમાં પૂર્ણ પીઠબળ આપવા શેઠ શ્રી અંબાલાલભાઈ અને વ્યવસ્થાપકોના આભારનું સૂચન કર્યું હતું. ઠરાવ સર્વાનુમતે પસાર થતાં પ્રમુખે પોતાની લાક્ષણિક સ્પષ્ટ શૈલિમાં ઉપસંહાર કર્યો હતો. પ્રમુખશ્રી તરફથી ભાઈ રમણલાલ મંત્રી તેમજ ભાઈ પુરુષોત્તમદાસ કાર્યકરને વક્તૃત્વમાં ઉત્તમ જાહેર કરી રૂ. ૫ નાં પુસ્તકો ભેટ આપ્યાં હતાં. મંત્રીઓએ આભારદર્શન તથા ફુલહાર કર્યા બાદ સભા વિસર્જન થઈ હતી.

**શ્રી વિઠ્ઠલનાથજીનો પ્રાકટ્ય મહોત્સવ**—જગદ્‌ગુરુ પૂજ્યપાદ શ્રીવલ્લભાચાર્યજીના દ્વિતીય કુમાર પ્રભુચરણ શ્રીવિઠ્ઠલનાથજી। પ્રાકટ્યોત્સવ નિમિત્તે સિદ્ધપુર શ્રીગોપાલકૃષ્ણ સનાતન બ્રહ્મચર્યાશ્રમ સંસ્થામાં મોટા સમારોહથી તા. ૨૯-૧૨-૩૭ ના રોજ સાંજના ૭ વાગે એક જંગી જાહેર સભા ભરવામાં આવી હતી. સભામાં સ્થાનિક સદ્‌ગૃહસ્થો રા. રા. શેઠ ચમનલાલ વિઠ્ઠલદાસ તથા અત્રેની હાઈસ્કુલના હેડમાસ્ટર સાહેબ મે. રા. રા. મધુકુમાર "એમ. એ." વિગેરે અને મુંબઈના રા. રા. શેઠ હીરાલાલ રણછોડદાસ મુનીમ તથા રા. રા. શેઠ ત્રિભોવનદાસ છોટાલાલ અને રા. રા. શેઠ દયારામ વિઠ્ઠલદાસ મહેતા વિગેરેની ઉપસ્થિતિ સભાને "આદર્શ" બનાવવા માટે બસ હતી. સભાનો કાર્યક્રમ શરૂ થતાં સાથ સંસ્થાના મંત્રીજી શ્રી. ઉમાશંકરજી શુભ હસ્તે પ્રભુચરણ શ્રીવિઠ્ઠલેશજીનું વિધિ પુરઃસર પૂજન તથા જયઘોષના સાથે મનોહારક પુષ્પમાળા પહેરાવવામાં આવી હતી. ત્યારબાદ પ્રભુચરણના સ્વરૂપનું યથાર્થ દિગ્દર્શન કરાવનાર શ્રી નામરત્ન સ્તોત્રનો પાઠ સુસ્વર કંઠથી વિદ્યાર્થીઓએ કર્યો હતો. બાદ બ્રાહ્મણેન નિષ્કારણો ધર્મો ષડંગો વેદોઽધ્યેયો જ્ઞેયશ્ચ એ પવિત્ર આજ્ઞાનુસાર બ્રાહ્મણોને પરમ કર્તવ્યરૂપ વેદાધ્યયન છાત્રોએ કર્યા બાદ પ્રભુચરણની વધાઈ સુમધુર કંઠથી ગાવામાં આવી હતી. ત્યારબાદ વિ. ભાસ્કરશંકર મુલશંકર ઉપાધ્યાય "કાન્યતીર્થ" સ્વરૂપ લક્ષણ તથા તટસ્થ લક્ષણ દ્વારા પ્રભુચરણ શ્રીવિઠ્ઠલનાથજીના સ્વરૂપનું દિગ્દર્શન સદૃષ્ટાન્ત કરાવ્યું હતું. તદનન્તર પં. મંછારામજી કૃપાશંકરજી "વ્યાકરણાચાર્ય" પોતાની સુંદર શૈલિમાં ભક્તિથીજ મોક્ષાદિ દુર્લભ પદાર્થો પ્રાપ્ત થાય છે. વિગેરે બાબતો વર્ણવી "ઇશ્વરપ્રણિધાનાત્વા" વિગેરે પાતંજલ સૂત્રોદ્વારા અને બીજા ગ્રન્થોના પ્રમાણોથી ભક્તિની સર્વોત્કૃષ્ટતા અને ઉપાદેયતા સિદ્ધ કરી હતી. બાદ વિ. મોતીરામ નારણદાસ પંડ્યાએ શ્રીવિઠ્ઠલનાથજીના ગુણાનુરૂપ બનાવનાર ભાવવાહિ સંગીતનો મધુર કંઠથી આલાપ કર્યો હતો. ત્યારબાદ શ્રીમાન્ રા. રા. શાસ્ત્રીજી નર્મદાશંકર ગૌરીશંકરજીએ "સાધ્યં કુંજાલયસ્થાસન" શ્લોક ઉપર ગંભીર વિવેચન છટાદાર શૈલિમાં કર્યું હતું. બાદ શ્રીમાન્ રા. રા. શાસ્ત્રીજી ઉમાશંકરજીએ છટાદાર શૈલિમાં સહેલાસહ અને શ્લોકમાં વર્ણવેલી કેટલીક પુષ્ટિમાર્ગીય બાબતો પ્રકાશિત કરી પુષ્ટિમાર્ગ યા અનુગ્રહમાર્ગી નિજધર્મ છે વિગેરે વર્ણવી પુષ્ટિમાર્ગમાં પ્રભુચરણ શ્રીવિઠ્ઠલેશજીનું સ્થાન અદ્વિતીય છે વિગેરે વાણીઓના નાદ ઘણું સયુક્તિક, સપ્રમાણ, સદૃષ્ટાન્ત વર્ણવ્યું હતું. ત્યારબાદ વિદ્યાર્થીઓએ વાદ્યાદિની સાથે ભજનકીર્તન કર્યું અન્તમાં શેઠ ત્રિભોવનદાસ છોટાલાલે "આ સંસ્થામાં અપાતું શિક્ષણ ધર્મથી ઓતપ્રોત હોવાથી આ સંસ્થા ભારતવર્ષની મોટી ન્યુનતાને-ખોટને પૂરે છે અને પૂરશે" ઇત્યાદિ વિવેચન કર્યું હતું. બાદ શ્રીમાન્ રા. રા. શેઠ દયારામ વિઠ્ઠલદાસ મહેતાએ પણ યોગ્ય શબ્દોમાં સંસ્થાકાર્ય અને સંસ્થાના મંત્રીજીની કાર્યદક્ષતા પ્રશંસી, આ સંસ્થા સદ્‌ગૃહસ્થોએ નિભાવવી જોઈએ ઇત્યાદિ જણાવ્યા બાદ ધન્યવાદપ્રસાદ વહેંચવામાં આવ્યો હતો ત્યારબાદ પ્રભુચરણ શ્રીવિઠ્ઠલનાથજીના જયનાદ સાથે સભા વિસર્જન થઈ હતી.

**ઉજ્જૈન**—અહીં આષાડ મહીનામાં શ્રીમદ્ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીવ્રજનાથલાલજી મહારાજશ્રી જામનગર થી પધાર્યાં હતા આપશ્રીએ અત્યંત શ્રમ, અને પ્રયત્ન કરીને અહીં સ્વમાર્ગીય "શ્રી કૃષ્ણ મંડળ" નામની સંસ્થા સં. ૧૯૮૨ થી સ્થાપિત હતી, પણ ટુંક સમયથી શિથિલતા આવી ગઇ હતી તેને સમ્મિલિત કરીને "માલવીય પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ સેવા સમાજ" ના નામથી સ્વમાર્ગીય સંસ્થા સ્થાપિત કરી છે દર રવિવારે સાધારણ સભામાં ષોડશગ્રંથના પાઠ અને વ્યાખ્યાનાદિ થાય છે. મહોત્સવને દિવસ કીર્તન સમાજ થયા કરે છે.

એક માસથી સભાના તરફથી બાળકોને ધાર્મિક શિક્ષણ માટે દર શનિવારે બાળકોની સભા ભરાય છે. અને બાળકોને ધાર્મિક શિક્ષણ અપાય છે. બાળકોને મંગલાચરણ અને નવરત્નના પાઠ યાદ કરવા વાળાઓને પુરસ્કાર સ્વરૂપ "શ્રીમહાપ્રભુજીના ચીત્રજી બા. ગોપાળદાસના તરફથી આપવામાં આવ્યા અને પ્રત્યેક બાળકોને પેંસિલ ભાઇ હીરાલાલજી સુગંધી ગિરધરલાલજી અને સિદ્ધેશ્વરજી તરફથી આપવામાં આવેલ છે. અને આવતા શનિવારે જે જે બાળકો નવરત્નનો પાઠ સારો કરીને લાવશે તેને શ્રીબાલચંદજીએ ચાંદીના બિલ્લા આપવાનું કહ્યું છે. બાળકોમાં અને કાર્યકર્તાએમ ઉત્સાહ સારો જણાય છે. શિક્ષણ આપવાનું કાર્ય શ્રીમદનગોપાળજી, અને શ્રીગબરૂભાઈ માસ્તર, કાળજીપૂર્વક કાર્ય કરી રહ્યા છે. પોષ કૃ. ૯ રવિવાર શ્રીમદ્ વિઠ્ઠલનાથજી શ્રીગુસાંઇજીના મહોત્સવ પ્રસંગે બ્રહ્મત્સભા શ્રીનાથજીના મંદિરમાં થઈ હતી. બાળકોના શિક્ષણના પાઠ કરાવડાવ્યા હતા મંગળાચરણ થયા પછી શ્રીગબરૂભાઈ માસ્તર, ગીરધરલાલજી સુગંધી, મદનગોપાળજીના વ્યાખ્યાન થયા પછી ઘનશ્યામદાસજીના સુંદર કીર્તન થયા પછી મહાપ્રસાદ વહેંચી શ્રીના જયજયકાર થયા બાદ સભા વિસર્જન થઈ હતી.

આ સભાનું કાર્ય ઠીક ચાલે એને માટે શ્રીમદ્ ગો. શ્રીવ્રજનાથલાલજી મહારાજશ્રીના (પ્રતિસપ્તાહ અહીંનો કાર્યવિવરણ જાય છે તેનો પ્રતીઉત્તર) નિયમિત આવે છે. કોઇ કોઈ વખત આપશ્રીનાં વ્યાખ્યાન અને જાગૃતી કાર્ય કરવાનું શિક્ષણ પણ મલ્યા કરે છે. અને આપશ્રીએ આ સભાની શાખા સભા— આગર, બડોદિયા, નૃસિંહગઢમાં સ્થાપિત કરી છે. નૃસિંહગઢમાં ઉત્સાહપૂર્વક કાર્ય ચાલી રહ્યું છે, આપશ્રીનો માળવા પ્રાંતમાં પ્રદેશ કરી ધાર્મિક સભા સ્થાપન કરી વૈષ્ણવ જાગ્રતી કરવાનું વિચાર છે. આપશ્રી પવિત્રા એકાદશી ઉપર નૃસિંહગઢથી જામનગર પધાર્યાં હતા હવે માસ બે માસમાં પધારવાના છે. ત્યાં પણ કાઠિયાવાડ પ્રાંતમાં આપશ્રી બહુ શ્રમ લઇને વૈષ્ણવો જાગ્રત કરી રહ્યા છે.

**મદ્રાસમાં ઉજવાયેલો શ્રીમત્પ્રભુચરણ પ્રાદુર્ભાવ મહોત્સવ**—અત્રેની શ્રીસુબોધિની વૈષ્ણવ પાઠશાળા તરફથી ઉપર્યુક્ત મહોત્સવ ઘણીજ ધામધૂમથી ઉજવવામાં આવ્યો હતો. શ્રીગુસાંઈજીનાં ચિત્રજીને ચાંદીની પાલખીમાં પધરાવી દમામદાર સરઘસ નિકળ્યું હતું. સરઘસમાં આ સાલ વિશિષ્ટતા તો એ હતી કે પૂજ્યપાદ ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીમદ્ ગોકુલનાથજી મહારાજ પોતાના આત્મજ ચિ. શ્રી ૬ મુકુન્દરાયજી ચિ. શ્રી ૬ કલ્યાણરાયજી ચિ. શ્રી ૬ મધુબાવા સાથે પગપાળા ચાલતા હતા. વૈષ્ણવ સ્ત્રી પુરૂષોની સંખ્યા પણ ઘણી મ્હોટી હતી. સરઘસ શહેરના મુખ્ય મુખ્ય રસ્તાઓ ફરી શ્રીમદનમોહનજીથી હવેલીએ આવી પહોંચ્યા બાદ સભાના રૂપમાં ફેરવાઈ ગયું હતું. જેમાં પ્રથમ વધાઇ ગવાયા બાદ શાસ્ત્રીજી હરિકૃષ્ણ વીરજીભાઇએ શ્રીગુસાંઇજી અને ભગવત્સેવા એ વિષયપર વિસ્તૃત વ્યાખ્યાન આપ્યું હતું. બાદ સભાપતિશ્રીએ વર્તમાન સમયમાં ચાલતી ધર્મ વિરૂદ્ધ ચળવળોથી શ્રોતૃવૃન્દને પરિચિત કરી તેનાથી સાવધાન રહેવાની સખત ભલામણ કરી બાદ "યદૃશ્યં તત્કૃપાહેતુઃ" એ સિદ્ધાન્ત પર અસરકારક વિવેચન કર્યું હતું. અને શ્રીમત્પ્રભુચરણની દીનતાની ઝાંખી કરવા 'વિજ્ઞપ્તિ' વાંચવા ભલામણ કરી હતી. બાદ શાસ્ત્રીજી કન્હૈયાલાલજી એ ટુંક વિવેચન કર્યા બાદ પાઠશાળાના વિદ્યાર્થીઓએ સામ્પ્રદાયિક જુસ્સાથી ભરેલો સુબાલક સંવાદ કરી શ્રોતૃવૃન્દને મન્ત્રમુગ્ધ બનાવ્યો હતો જે બદલ શાસ્ત્રીજી કન્હૈયાલાલજી અવશ્ય ધન્યવાદને પાત્ર ગણાય. બાદ વિદ્યાર્થીઓને પૂજ્યપાદ સભાપતિશ્રીના કરકમલથી પારિતોષિક વંહાયા બાદ શ્રીમત્પ્રભુચરણ તથા શ્રીમદ્ગોકુલનાથજી મહારાજશ્રીના જયનિનાદ સાથે સભા વિસર્જન થઈ હતી.

**પાદરા**—શ્રીમદ્ વિઠ્ઠલેશ્વરજી પ્રભુચરણનો પ્રાકટ્યોત્સવ ધામધૂમપૂર્વક ઉજવવામાં આવ્યો હતો.

# ચાંદલાનો સ્વીકાર.

રૂ. ૩૦૦) અંકે ત્રણુસો રૂપીઆ પરમ ભગવદ્‌ભક્ત નામદાર મહારાણા શ્રીજસવીરસિંહજી (સ્વધામ ધામ-લખતરના મહારાજા) કે જેઓની મહાઉદારતાથી હું કેટલીએવાર આર્થિક મુંઝવણમાંથી મુક્ત થયો છું અને બાર વર્ષથી આ પત્રદ્વારા કાંઇક સેવા બજાવી શક્યો છે, તેઓ તરફથી આ સમયે આવી મોટી રકમ મળી, અને તે આ ખરચાળ શુભ પ્રસંગમાં મોટી મદદરૂપ થઇ પડી. ભગવાન ઉપર વિશ્વાસ રાખીને તેની પ્રેરણાને આધીન થનારના ગમે તેવા પ્રસંગો 'પ્રભુ પાર પાડે છે એવો વિશ્વાસ દૃઢ થયો છે.

રૂ. ૧૫-૦-૦ પરમ ભગવદીય નામદાર માજીરાજબા લખતરવાળાં (શ્રીજીમહારાજનાં રાજમાતા). રૂ. ૧૦-૦-૦ નામદાર મા ધરમપુરવાળાં (લખતર).

**પાંચ રૂપીઆ મોકલનારા**—શેઠ હરિદાસ ધનજી મૂળજી મુંબાઈ, શેઠ રમણલાલ કેશવલાલ પેટલાદ, રા. રા. ધીરજલાલ મનજીદાસ સાંકળીઆ, B. A. LL. B. મુંબાઈ, પ્રો. શ્રી. ગોવિન્દલાલ હ. ભટ્ટ M. A. વડોદરા, રા. રા. ખટાઉભાઈ વલ્લભજી જોષી, શ્રી. નેત્રમણિ રાજારામ શ્રોફ, રા. રા. ભાઇચંદ માણેકચંદ શાહ B. A. ગામટ, પરમભગવદીય વેલજીભાઈ નથુભાઇ મીસ્ત્રી, રાજકોટ, પરમ ભગવદીય હરખભાઇ મુંબાઈ, રા. રા. સોમાલાલ મંગળદાસ શાહ અમદાવાદ, પરમભગવદીય શાસ્ત્રીજી વ્રજવલ્લભદાસ શ્રીમદ્‌ગોકુલ, રા. રા. લલ્લુભાઈ છગનલાલ દેસાઇ અમદાવાદ, રા. અમૃતલાલ મગનલાલ વાડાસીનોર.

**ચાર રૂપીઆ મોકલનારા**—શ્રી. યુગલકિશોર ભીમજીભાઇ મુખ્યાજી નાથદ્વારા, શેઠ ગોવિંદદાસ માણેકલાલ (શેઠ હરિવલ્લભ મૂળચંદવાળા), શેઠ ચીમનલાલ હરિલાલ નગરી, અમદાવાદ.

**બે રૂપીઆ મોકલનારા**—શેઠ માણેકલાલ મણિલાલ રણછોડદાસ, અમદાવાદ. શેઠ પોપટલાલ હરિલાલ નગરી, અમદાવાદ રા. રા. મોતીલાલ ગોવિંદલાલ શાહ, અમદાવાદ. પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ, M. A. રા. રા. હરિલાલ જેઠાલાલ શાહ M. A. મુંબાઇ, રા. રા. રા. જમનાદાસ કાનજી B. A. શેઠ ઓચ્છવલાલ ગિરિધરલાલ દાણી, કપડવંજ, વૈદ્યશાસ્ત્રી માધવજી ગોપાલજી મુંબાઇ, શ્રી. ભદ્રશંકર જયશંકર શાસ્ત્રી ખંભાત, શેઠ પુરુષોત્તમદાસ ગોરાગામ, રા. રા. તુલસીદાસ લલ્લુભાઇ શાહ ધંધુકા, મરજાદી વૈષ્ણવ રામદાસ ભીખારીદાસ વલસાડ, રા. રા. મોહનલાલ લલ્લુભાઇ શાહ નડીઆદ, શાસ્ત્રીજી ઉમાશંકરજી સિદ્ધપુર, શાસ્ત્રીજી નરોત્તમ મોતીરામ કપડવંજ, શેઠ મોહનલાલ નાનચંદ મહાડ, શાસ્ત્રીજી જયેષ્ઠારામ હરિજીવન જોષી પેટલાદ, રા. રા. વલ્લભદાસ નરોત્તમદાસ શાહ પેટલાદ, શેઠ રણછોડદાસભાઈ મુંબાઈ, ભગવદીય શ્યામદાસભાઈ મુંબાઈ, રા. રા. ચીમનલાલ મંગળદાસ શાહ અમદાવાદ, રા. રા. માસ્તર રતિલાલ અમદાવાદ. રા. અમૃતલાલ શારદા અમદાવાદ, રા. અમૃતલાલ હરજીવનદાસ પારેખ મહુવા, રા. રા. ભગવાનદાસ ચુનીલાલ શાહ નડીઆદ, રા. રા. લાલાજી કીશોરીલાલજી અમદાવાદ, રા. શેઠ મોહનલાલ બાપાલાલ. રા. શેઠ ગિરધરલાલ હરિલાલ અમદાવાદ, રા. રા. કૃષ્ણદાસ નાથજીભાઈ મુંબાઈ, રા. મણિલાલ અંબારામ પટેલ (ગુજરાતી પંચ) અમદાવાદ.

**એક રૂપીઓ મોકલનારા**—શાસ્ત્રીજી હરિકૃષ્ણ વીરજીભાઈ પોરબંદર, ભગવદીય ચંચળબ્હેન કપડવંજ, રા. રા. મોહનલાલ રવચંદ ગાંધી ગોરાગામ, પ. ભ. પુરુષોત્તમદાસ રવજીભાઈ મુંબાઈ, પ. ભ. ચતુર્ભુજદાસ ત્રીકમદાસ ખંભાત, પ. ભ. બક્ષી મગનલાલ હરિલાલ, બક્ષી ધીરજલાલ મગનલાલ, પરીખ ચીમનલાલ ચુનીલાલ કડીવાળા, ચીમનલાલ કેશવલાલ

દેવગઢબારીઆ, પ. ભ. ઠાકરશી પુરૂષોત્તમદાસ રંગુન, પં. ભ. જગજીવનદાસ સોની જામનગર, રા. રા. કેશવરામ શાસ્ત્રીજી અમદાવાદ, રા. રા. દ્વારકાદાસ લાલજી સરૈયા B. A. LL. B. જામનગર, શેઠ નરોત્તમદાસ કહાનદાસ નવા માધવપુરાવાળા અમદાવાદ, રા. રા. સાકરલાલ કંકુજી વાડાસીનોર, પં. હરિદાસ માણેકચંદ જુનાગઢ, રા. રા. ગોવર્ધનદાસ મનજીભાઇ ઝાંપોદડ.

## શ્રીગોસ્વામિ બાલકો તરફથી—

પ્રથમપીઠાધીશ્વર પૂ. પા. ગોસ્વામી શ્રી૧૦૮ શ્રીગિરિધરજી મહારાજ કોટા તરફથી રૂ. ૧૫).

ગોસ્વામી શ્રી૧૦૮ શ્રીવલ્લભલાલજી મહારાજ (શ્રીલાલજીવાળા મંદિરવાળા) તરફથી રૂ. ૨૫).

પૂ. પા. ગોસ્વામી શ્રી૧૦૮ શ્રીદ્વારિકેશલાલજી મહારાજ માંડવીવાળા તરફથી રૂ. ૧૧).

ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીવ્રજનાથલાલજી મહોદય તરફથી રૂ. ૩૦). (એઓશ્રીના આત્મજ ચિ. ગો. શ્રીમુરલીધરલાલબાવા લગ્નપ્રસંગે મંડપમાં પધારેલાં તે વખતે ભેટ ધરેલા રૂ. ૨૫) તથા બીજા પોતાના તરફથી રૂ. ૫) મોકલ્યા તે મળી કુલ રૂ. ૩૦).

ઉપરના રૂ. ૮૧) અને તેમાં બીજા રૂપીઆ ઉમેરીને આ પ્રસંગે અધિક બ્રાહ્મણ ભોજન કરાવી, તેમાં આ રકમ અલગ રીતે ખર્ચી છે.

શ્રીતૃતીયપીઠાધીશ્વર પૂ. પા. ગોસ્વામી શ્રી૧૦૮ શ્રીવ્રજભૂષણલાલજી મહારાજ, ચતુર્થપંચમપીઠાધીશ્વર પૂ. પા. ગોસ્વામી શ્રી૧૦૮ શ્રીવલ્લભાચાર્યજી મહારાજ તરફથી વરકન્યા માટે પ્રસાદી વસ્રો તથા શ્રીમદ્ગુરુચરણ તરફથી શ્રીગુસાંઇજીના પ્રસાદી વસ્ત્રો મળ્યાં છે.

---

વિરહ અગ્નિની વેદના, લાગ્યો તનડામાં તાપજી;
ચિત ઉદાસ ફરે માહરૂં, જપે તમારો મન જાપજી. ૨
લલિત ત્રિભંગી લાલજી, કહોને કેમ રહેવાયજી;
વિયોગ અગ્નિની મારે વિકલ થઇ, અંતર અતિ અકુલાયજી. ૩
રૂડા હરજી દીન કેમ કાઢીયે, એક ક્ષણ રહ્યો નવ જાયજી;
'ગોવિન્દ'ના નાથજી વિના નવ રહું, ક્ષણ ક્ષણું જીવ ઉડી જાયજી. ૪

## જોગીયો ૩ જો.

અલબેલા અલગા રહેશોમાં એક ઘડી. ટેક.
વિકળ થયું મન માહરૂં, એક પ્રિતમ તમારે કાજજી;
ચિત્ત ચોંટયું શ્રીજીના ચરણમાં, તજી વેદ કુળની મર્યાદજી. ૧
પિયુ પિયુ કરે મન માહરૂં, નંદકુંવર તમારે કાજજી;
અમે લજ્જાવાળા રે લાલજી, પણ તમો નિર્લજ્જને નવ હોય લાજજી; ૨
હવે હદ થઇ છે હે હરિ, વિત્યા દિવસ ત્રણજી;
શ્યામળાની શુધ કયાંય નવ મળે, હવે જઇયે કોને શરણજી. ૩
ક્ષુભ થયું છે મન માહરૂં, ક્ષણ ક્ષણ રહ્યો નવ જાયજી;
'ગોવિન્દ' ના સ્વામી જો આવી મળે, તોતો મન સ્થિર થાયજી. ૪

## જોગીયો ૪ થો.

મન સ્થિર કેમ કરી રાખીયે, અલબેલા વિના નવ સુહાયજી. ટેક.
પ્રાણના પતિ કરૂં વિનતિ, દીનાનાથ દયાળજી
દુર્બળ જાણી સુધી લીજીયે, હઠ તજો હરી મારાં પ્રાણજી. ૧
વિઠ્ઠલજી રહેશો નવ વેગળા, અંતર થાય છે ઉદાસજી;
પ્રાણના પતિ શુધિ લીજીયે, હરિ છો હૈયાના હારજી. ૨
પ્રાણના પતિ કરૂં વિનતિ, દયા કરો દયાલજી,
સુધી લીયો વેગે મારી શ્રીહરિ, નિષ્ઠુર નંદકુમારજી. ૩
પ્રથમ પ્રિતમ પ્રીત લગાડતાં, મન નવ કર્યો વિચારજી;
'ગોવિન્દ' ના સ્વામી હવે જો મળે, તો થાઉં નાથ હવે ન્યાલજી. ૪

## જોગીયો ૫ મો.

વ્રજના પતિ કરૂં વિનતિ, દાસને દરશન દેજોજી. ટેક.
મોહન વિના મન માહરૂં તલશે દિવસ ને રાતજી;
સુધી લીયો હવે મારી શ્રીહરિ, અંતર થાય છે. ઉદાસજી. ૧
મેં જાણ્યું મન માહરૂં, રહેશે તમારે પાસજી;
અળગા કેમ થયા નાથજી, ઉદાસ થાય છે દાસજી ૨
કહાનુ કેમ થયા કંથજી, દુર્બળ ઉપર કેમ રાખો રોષજી;
હરિ વિના નવ રહેવાય એક ઘડી, નાથ માહરાં પ્રાણજી. ૩
સુધી લીયો મારી વેગે કરી જોઉ વાલીડાની વાટજી;
'ગોવિન્દ' ના સ્વામી સુજને નવ મળ્યા, અંતર થાય છે ઉચાટજી. ૪

॥ श्रीविभुवदनानलाचार्या विजयन्तेतमाम् ॥

વર્ષ ૧૨. | અંક ૧૧
માઘ | શ્રીવલ્લભાબ્દ
સં. ૧૯૯૪. | ૪૫૯.

# શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ

## श्रीमद् गो. श्रीगोविन्दरायजी महाराज कृत जोगीया.

### જોગીયો પહેલો.

( રાગ—વ્રજના જીવન કરૂં વિનતિ. )

કહોને શ્રીજી કેસે જીજીએ, શ્રીજી વિના ઘડી ન સુહાયજી,
છન વિના રહ્યો નવ જાય એક છિનુ અંતર અતિ અકુલાયજી;
પ્રિતમ વિના પ્રાણુ કેમ રહેશે મ્હારા નિર્દય નંદકુમારજી. ૧
ક્ષણે ક્ષણે છાતી ફાટીને છિદ્ર પડે, હૈયું ધ્રાસક ધ્રોસક થાયજી;
અલબેલા વિના રહેવાય નહી એક ઘડી, અંતર થાય છે ઉદાસજી. ૨
મન મારૂં વિકલ થયું વાલમા એક તમારે કાજજી;
હરિ વિના સોહાતુ નથી, ચિત્તમાં રહે છે આઠે પહોર ઉદાસજી. ૩
ભક્તિ પક્ષમાં જુલો પડયો, આથડયો દિવસ ને રાતજી,
નાથ વિના મને ક્યાંય નથી ગોઠતું અંતરમાં થાય છે ઉચાટજી. ૪
ચાતક જેમ રટે સ્વાતીને, બપૈયો રટે દિન રાતજી;
તેમ રટે પ્રાણુ મારાં પારખું, નિરંતર શ્રીનાથજીને કાજજી. ૫
છાતી ફાટીને ચીંરા પડયા, દુઃખ સત્તુ ન સહેવાયજી;
અલબેલા વિના રહી નવ શકુ એક ઘડી, અંતર અતિ અકુલાયજી. ૬
નિરદયા નવ ધરે નાથજી, આવડી કઠોરતા કોણુ કાજજી;
દુર્બળ ઉપર દયા કરો દેહો દરશન દાસજી. ૭
રૂડી રટ લાગી મને લાલસુ, એ વિના અળગું નવ રહેવાયજી;
પ્રાણુ ઉડી જાશે ક્ષણુ એકમાં, પલકમાં વિકસતા મનમાંહિજી. ૮
હા હા કરતાં હદ થઇ નાથજી, આવ્યો હવે અમારો અંતજી;
'ગોવિન્દ' ના સ્વામિ હજુ નવ મળ્યા, કાણુ કેમ થયા કંથજી ૯

### જોગીયો ૨.

પ્રિતમ મારા તુમ વિના એક ક્ષણું પળ રહ્યો નવ જાયજી. ટેક.
અલબેલા અળગા રહેશો નવ એક ઘડી, કહોને કેમ દિવસ જાયજી;
મોહન મન મારૂં મીનસું જલ વિન રહ્યું નવ જાયજી; ૧

વિરહ અગ્નિની વેદના, લાગ્યો તનડામાં તાપજી;
ચિત ઉદાસ ફરે માહરૂં, જપે તમારો મન જાપજી. ૨
લલિત ત્રિભંગી લાલજી, કહોને કેમ રહેવાયજી;
વિયોગ અગ્નિની મારે વિકલ થઇ, અંતર અતિ અકુલાયજી. ૩
રૂડા હરજી દીન કેમ કાઢીયે, એક ક્ષણ રહ્યો નવ જાયજી;
'ગોવિન્દ'ના નાથજી વિના નવ રહું, ક્ષણ ક્ષણું જીવ ઉડી જાયજી. ૪

## જોગીયો ૩ જો.

અલબેલા અલગા રહેશોમાં એક ઘડી. ટેક.
વિકળ થયું મન માહરૂં, એક પ્રિતમ તમારે કાજજી;
ચિત્ત ચોંટયું શ્રીજીના ચરણમાં, તજી વેદ કુળની મર્યાદજી. ૧
પિયુ પિયુ કરે મન માહરૂં, નંદકુંવર તમારે કાજજી;
અમે લજ્જાવાળારે લાલજી, પણ તમો નિર્લજને નવ હોય લાજજી; ૨
હવે હદ થઇ છે હે હરિ, વિત્યા દિવસ ત્રણજી;
સ્યામળાની શુધે કયાંય નવ મળે, હવે જઇયે કોને શરણજી. ૩
ઘુમ થયું છે મન માહરૂં, ક્ષણ ક્ષણ રહ્યો નવ જાયજી;
'ગોવિન્દ' ના સ્વામી જો આવી મળે, તોતો મન સ્થિર થાયજી. ૪

## જોગીયો ૪ થો.

મન સ્થિર કેમ કરી રાખીયે, અલબેલા વિના નવ સુહાયજી. ટેક.
પ્રાણના પતિ કરૂં વિનતિ, દીનાનાથ દયાળજી
દુર્બળ જાણી સુધી લીજીયે, હઠ તજો હરી મારાં પ્રાણજી. ૧
વિઠ્ઠલજી રહેશો નવ વેગળા, અંતર થાય છે ઉદાસજી;
પ્રાણના પતિ શુધિ લીજીયે, હરિ છો હૈયાના હારજી. ૨
પ્રાણના પતિ કરૂં વિનતિ, દયા કરો દયાલજી,
સુધી લીયો વેગે મારી શ્રીહરિ, નિષ્ઠુર નંદકુમારજી. ૩
પ્રથમ પ્રિતમ પ્રીત લગાડતાં, મન નવ કર્યો વિચારજી;
'ગોવિન્દ' ના સ્વામી હવે જો મળે, તો થાઉં નાથ હવે ન્યાલજી. ૪

## જોગીયો ૫ મો.

વ્રજના પતિ કરૂં વિનતિ, દાસને દરશન દેજોજી. ટેક.
મોહન વિના મન માહરૂં તલકે દિવસ ને રાતજી;
સુધી લીયો હવે મારી શ્રીહરિ, અંતર થાય છે. ઉદાસજી. ૧
મેં જાણ્યું મન માહરૂં, રહેશો તમારે પાસજી;
અળગા કેમ થયા નાથજી, ઉદાસ થાય છે દાસજી ૨
કઠણ કેમ થયા કંથજી, દુર્બળ ઉપર કેમ રાખો રોષજી;
હરિ વિના નવ રહેવાય એક ઘડી, નાથ માહરાં પ્રાણજી. ૩
સુધી લીયો મારી વેગે કરી જોઉં વાલીડાની વાટજી;
'ગોવિન્દ' ના સ્વામી મુજને નવ મળ્યા, અંતર થાય છે ઉચાટજી. ૪

## જોગીયો ૬ ઠ્ઠો.

સુધ લીધોને મારી શ્રીહરી, જોઉં છું વાલીડાની વાટજી. ટેક.
વહાર કરોને વેગે હરી, દયા કરો દીનાનાથજી;
કૃપા કરી અમને બોલાવીને, હેતે કરી ગ્રહો હાથજી ૧
આ રઢ લાગી એ લાલશું, કહોને કેમ રહેવાયજી;
શ્રીજી વિના શીતડું દાઝે ઘણું, પ્રાણ અતિ અકુલાયજી. ૨
કઠણ કેમ થયા કંથજી, નિરદય નંદકુમારજી;
અલબેલા જાણીને નવ છોડીયે, બિરદ પાળો દીનદયાળજી. ૩
ધર્મ ધુરંધરને વિનવું, પ્રીતમ પ્રાણના આધારજી;
'ગોવિન્દ' ના સ્વામી જો ચિત્તમાં વસે, ઠરે નેત્રને થાય સુખ શાંતિજી. ૪

## જોગીયો ૭ મો.

આલી વનમાળી વિના કેસે જીવીયે, કેસે રાખું પ્રાણજી. ટેક.
અલબેલા વિના એક ઘડી, શીતડામાં નહી સુહાયજી;
તલસે પ્રાણ પ્રિતમ કારણે, મનમાં થાય છે મોટો વિચારજી. ૧
સ્વાંતી વરસે જેમ કારણે, નહી ઉગરવાની આશજી;
દયા કરીને દાસને, દરશન દીજીયે શીતડું શ્રીજીની પાસજી. ૨
ભેખ ભલો લીધો ભામિની, ટળી સંસારની આશજી;
નિરદયા નવ ધરે નાથજી, મન કર્મ વચને તમારો છું દાસજી. ૩
ભક્તિ ભેદ લાગ્યો મારા ઉરમાં, ઉર લાગે દારુણ દાહજી,
ક્ષણ ક્ષણ અગ્નિ બળે અંગમાં, વિરહ વિયોગની જ્વાળાજી. ૪
અધટિત નવ કરો મારા નાથજી, નવ ધરે નંદકુમારજી;
'ગોવિન્દ' ના નાથ નિશ્ચય જાણજો, અમે તજશું અમારા પ્રાણજી. ૫

## જોગીયો ૮ મો.

શ્રીજી વિના ચિત દાઝે મારું, મને મોહન મળવાની આશજી. ટેક.
કહોને તન કેમ કરી રાખીએ, અલબેલાની છે આશજી;
ફરી જો ન મળે શ્રીનાથજી, તો સાથે પ્રાણ જાયજી. ૧
કંદર્પના બાણ લાગ્યાં ઉરમાં, કહોને કેમ રહેવાયજી;
વિયોગ અગ્નિથી વ્યાકુળ થયાં, સ્નેહ દુઃખ કેમ સહેવાયજી. ૨
કાળજું કાપી કટકા કર્યાં, વિંધ્યા છે ઉરો પ્રાણજી;
કહોને પ્રાણ કેમ રાખીએજી, શીજી ચાલ્યાં તમારે સાથજી. ૩
હા હા કરતાં હુતાશની પ્રગટી, જરે અંગને ઉર માંહેજી;
અંગીઠી જરે અંગો અંગમાં, એ વ્હાલાનો થયો છે વિયોગજી. ૪
દગલબાજ નહોતા દેખાતા, પણ દીઠો છો કપટી કઠોરજી;
મળે નહી તો પ્રાણ પલટે નાથ થયા છો નિષ્ઠુરજી. ૫
અંગો અંગ આતુર થઈ, વાલમ મળવાનું મનજી;
'ગોવિન્દ' ના પ્રભુ જો નહી મળે, અમે તજશું અમારો પ્રાણજી. ૬

### જોગીયા ૯ મો.

કહોને એની કેમ કરી રાખીયે, શ્રીજી વિનાનાં પ્રાણજી. ટેક.

હવે હદ થઈ છે મારા નાથજી, જીવન જોડી કહું છું હાથજી;
સાથે લીયો અમને સંગમાં, કહું છું કરગરીને નાથજી. ૧

નિર્લજ નાથને અમે શું કહીયે, નિર્લજ થયા છો કઠોરજી;
વિશ્વાસઘાત કરી ઘટમાં, દીસો દીલમાં દયાહીનજી. ૨

લક્ષ્મીનાથ મલપતા ફરો, નથી દાસની દયા જરાયજો;
'ગોવિન્દ' ના સ્વામી તમને વિનવું વિઠ્ઠલવર મળ્યે થાઉં ન્યાલજી. ૩

### જોગી ૧૦ મો.

એસે વનમાળી આલી કીસ બીધ પાઇયે ટેક.

એસે જીમ આવે જેસે જોગી હોઈ જાઇયેજી, ગલેમે ડારૂંગી
સેલી શીરૂંગી અકેલી હેલી, અંગો અંગ ભભુત લગાઇયેજી. ૧

ઓઢુંગી મૃગમદ શાલા વિરહની ભઇ બજબાલા
એસેં બન બન; ઢુંઢુંગી કોન બતલાઇયેજી. ૨

એસે મેં કોઈ આન મિલાવે ગોવિન્દ પ્રભુકો
ભુજ ભર ભેટી અંગો અંગ સીરાઇયેજી, ૩

[ શ્રીનાથજીની પ્રાકટ્યવાર્તામાં ઐતિહાસિક વાર્તા છે કે, શ્રીગોવિંદરાયજી શ્રીનાથજીનો વિરહ સત્તાવીસ દિવસનો થયો હતો. આ સત્તાવીસ દિવસ જોગિયા એઓશ્રીએ લખેલા એવી કથા ચાલી આવે છે. એ જોગિયામાંથી દશ જોગિયા રાજકોટવાળા પરમભગવદીય હેમરાજભાઇ પાસેથી મળી આવ્યા. આ દસ જોગિયા વિપ્રયોગરસથી ઉકળી રહેલા હોઇને નિષ્ઠુર હૃદયને પણ રડાવે તે છે. આવા સુંદર વિપ્રયોગરસમાં સીજવાનું મહાભાગ્ય તો શ્રીવલ્લભાશ્રિ હોન ક તોજ મળે. પરમભગવદીય હેમરાજભાઇ આવી આવી ઘણી અમૂલ્ય વસ્તુનો ભંડા સંઘરી રાખી રહ્યા છે. કોઈ કોઇવાર તેમાંથી આવાં અલૌકિક રત્નોનું તેઓ દા કરશે તો અનેક વૈષ્ણવો અને અમે પણ તેમના ઉપકારનું સ્મરણ કર્યા વિ નહિજ રહીએ. તંત્રી. ]

# श्रीवेणुगीतनां श्रीसुबोधिनीजीनो सूक्ष्म भाव.

( લેખકઃ—રા. વેલજી નથુભાઈ મીસ્રી, રાજકોટ. )

इत्थं ( શ્લોક ૧ )

( રાગ—વાંકે અંબોડે શ્રીનાથજી. )

સુંદર ઋતુ શરદની જેમાં શીતલ વાયુ વાય,
જળ કમળ બહુ શોભતાં સુગંધે વન સરસાય. ૧
એવા વને તે મારો વાલમો જાયે ગોધેન ચારવા કાજ,
સાથે તે સરખા ગોવાળીઆ લીધા બલદેવને પણ સાથ. ૨
લીલા સમય અનુકૂળ છે નથી ટાઢાં બહુએ નીર,
રમણ થાએ રસરૂપ એવું વિચાર્યું બલના વીર. ૩
ક્રિયા શક્તિ તે સર્વે ગોપ છે નિજ અંગ તણાં જે સ્વરૂપ,
જેવી આસક્તિ વ્રજ ગોપીની તેવી ગોપ તણી તદ્રૂપ. ૪
ગુણ તણી જે ભાવના તે ગુણીમાં જાય સમાય,
ગોપ પછીથી આવે ગોપકા વનવાટે સૌ સંગે જાય. ૫
પ્રેમનાં પૂર વ્રજ ગોપિકા આસક્તિ ઉપજી ત્યાંય,
પ્રથમ મન હતી ગુપ્ત જે બાહેર પ્રગટ દેખાય. ૬
ગોપો તે દેવતણું રૂપ છે જેની સાક્ષીએ લીલા થાય,
તેવી ગોપીઓ શ્રુતિ જાણજો ત્યાં દોષ ન જરા સમાય. ૭
વાત શબ્દ છે મૂળ શ્લોકમાં એ વૃંદાવન નિરધાર,
લીલા સમ્બન્ધ વિચારતાં એ આમળનો અધિકાર. ૮
એક વૃંદાવન લતાવૃક્ષનું એ પ્રભુનું લીલા સ્થાન,
વિશેષ ભાવ વિચારતાં ગોપી તન એ વન સમાન. ૯
પ્રવેશ તે આવેશ જાણવો અચ્યુતનો આશય જેહ.
ચ્યુતિ થાએ છે નિજ રૂપમાં તેથી જરા ન એમાં સંદેહ. ૧૦
ગોપ સાક્ષી તે રહી સંગમાં ફલ ભોગ તણા ધરનાર,
ગોપી નિર્ભયના સાચવે એવો સમાનશીલ વહેનાર. ૧૧
એવાં ભક્ત ચરણરજ પામવા મનુદાસે વિચાર્યું મનમાંય,
શ્રીવલ્લભ વલ્લભ વલ્લભી એ કૃપા કરે જો સદાય. ૧૨

कुसुमित ( શ્લોક ૨ )

કુસુમિત વને મારો વહાલોજી આવીયારે લોલ,
સાથે ગોપ બલદેવ તેડી લાવીયારે લોલ. ૧
સુરભી મત્ત ભ્રમર અનેક સ્વરે ગાઈ રહ્યો રે લોલ,
પક્ષીગણોના કલરવે આનંદ છાય રહ્યો રે લોલ. ૨
નદી સરોવર ગિરિને અવગાહીને રે લોલ,
વેણું વગાડી તેં સ્થલે પ્રભુ જઈ ને રે લોલ. ૩
પ્રથમ કુંજન ગાન કર્યું વસંતના પતિ રે લોલ,
મધુ અર્થ થાએ રસિક વ્રજના અતિ રે લોલ. ૪

કારણુ વિના લીલા સમય નવ સાંપડે રે લોલ,
ગાયું ચારવાને મિષે વન જાવું પડે રે લોલ. ૫
લોકદષ્ટિએ તે લીલા નવ દેખાડવા રે લોલ,
રસજ્ઞાન લોક વિરુદ્ધે પ્રમાણુવા રે લોલ. ૬
ક્રિયાશક્તિ રૂપ ગોપ સંગમાં લહી રે લોલ,
અંગઅંગીના અભેદે અન્તરંગ મહી રે લોલ. ૭
જ્ઞાનશક્તિ રૂપે સંગ બલદેવ છે રે લોલ.
શક્તિ સંગ ક્રીડા સમય રક્ષક એહ છે રે લોલ. ૮
પ્રભુ લીલામાં તો જ્ઞાન ક્રિયા બેહુનું રે લોલ,
જરૂર જણાએ છે લીલા માંહે એહુનું રે લોલ. ૯
એ ઈ વિનાં રસ રસાભાસ થાય છે રે લોલ,
એથી ગુપ્ત શક્તિ સૂચન વ્રજનારનું રે લોલ. ૧૦
ત્રિવિધ સ્થલે ત્રિવિધ ગોપીજન જે હતાં રે લોલ,
રતિ પ્રગટ કરવા મોહન આતુર થયા અતી રે લોલ. ૧૧
વિના પ્રયોજન કાર્ય પ્રભુ નવ કરે રે લોલ,
જ્યાં ભાવોદ્દીપન કરવું ઘટે ત્યાં કરે રે લોલ. ૧૨
સુણી કામગાન કહાન તણું સૌ મળી રે લોલ,
સ્મર ઉદય થયો ભાવોદ્દીપન એ ઘડી રે લોલ. ૧૩
લીલા મનમાં લાવી મૂર્છિત થયાં માનુની રે લોલ,
મનુદાસ મન વરયાં એ વૃજભામની રે લોલ, ૧૪

( શ્લોક ૩—૪ )

( રાગ—સખી સરદની રેન સોહામણી રે )

વેણું કૂજન કર્યું વાલે વનમાં જઇ રે,
વ્રજનારીએ એ સાંભળું વૃજમાં રહી રે ૧
ભાવોદ્દીપન અર્થે વિઠ્ઠલે વિચારીયું રે,
વેણુંનાદ નિઇ સુધા દેવા ધારીયું રે. ૨
મૂળ રૂપે મનમથ મન જાગીયો રે,
રોમ રોમ દુઃખ દાવાનલ લાગીયો રે. ૩
કામ ઉદય થતાં સંગમ સુખ સાંભળ્યાં રે.
વર્ણન કરવા ગોપી અન્યોઅન્ય સૌ મળ્યાં રે. ૪
કામ વેગ થકી અવિદ્યા એવી થઇ રે,
મૂર્છિત થાતાં શુદ્ધ બુદ્ધ સરવની ગઇ રે. ૫
હરે પછી વિદ્યાદાન વિચારીયું રે,
સુધા સ્વરૂપને વેણુંમાં પધરાવીયું રે. ૬
સંયોગ રૂપ બરહાપીડ દરસાવીયું રે,
નાદ નિઇ સુધા રૂપ હૃદય થાપીયું રે. ૭
સાવચેત થયાં સર્વ વ્રજ સુંદરી રે,
દર્શન થયું તેનું વર્ણન કરે સૌ મળી રે. ૮

# जगद्गुरु कोण थइ शके ?

## ( લેઃ—શ્રીયુત જયેષ્ઠારામ હરિજીવન શાસ્ત્રી. )

આગળ ઉપર ભાગવત ચતુર્થસ્કંધમાં "चराचरगुरु" શ્રી શંકરને જગદ્‌ગુરૂ લખ્યા છે વગેરે લખ્યું છે તેના ખુલાસામાં જણાવવાનું કે—

શ્રીમદ્‌ભાગવતમાં શ્રીકૃષ્ણને પણ સ્કં. ૧૦ અ. ૮૬ શ્લો. ૨૧ માં "त्रिलोक गुरु" સ્કં. ૧૦ અ. ૯૦ શ્લો. ૨૭ માં "जगद्गुरु" અને સ્કં. ૧૨ અ. ૩ શ્લો. ૪૩ માં "જગતના પરમગુરૂ" અને સ્કં. ૧૦ અ. ૬૦ શ્લો. ૧ માં "जगद्गुरु" લખેલા છે. તેથી શ્રીકૃષ્ણાવતાર રૂપ શ્રીમદ્‌વલ્લભાચાર્યજીને પણ જગદ્‌ગુરૂ પદ યોગ્ય છે. એ સાબીત થાય છે અને શ્રીમદ્‌વલ્લભાચાર્યજી શ્રીકૃષ્ણાવતાર છે એ "वस्तुतः कृष्णएव" ઇત્યાદિ વાક્યોથી શ્રીમદ્‌દેવકીનંદનાચાર્ય પાદુકા પૂજન શાસ્ત્રાર્થમાં સાબીત કરેલ છે અને તેમાં ભારતવર્ષના બસેં ત્રણસેં સમર્થ પંડિતોની સંમતિ છે. તેથી તે વાત કોઈનાથી નાકબુલ થઈ શકે તેમ નથી.

શાસ્ત્રીજી ! આપ આગળ પુનઃ પિષ્ટપેષણ કરી લખો છો કેઃ—

"જેઓ શ્રીકૃષ્ણ કે વિષ્ણુને પોતાના ઉપાસ્ય માનનારા છે તેઓએ પોતાના પૂજ્ય પ્રભુનું "જગદ્‌ગુરૂ" વિશેષણ પોતાને લગાડવું અને સ્વામી બનવું એ ભક્તિમાર્ગની દાસત્વ દૃષ્ટિ ભાવનાથી યોગ્ય ગણાય નહિ."

તેના જવાબમાં લખવાનું કે "ષટ્‌પદી" માં શ્લો. ૩ માં

नाथ तवाहं न मामर्कीनस्त्वम् ।

એ શ્લોકમાં શ્રીશંકરાચાર્યજીએ સમુદ્ર અને તરંગના દૃષ્ટાન્તથી અંશાંશી ભાવ દર્શાવી "નાથ ! तवाहं" કહી સેવ્ય સેવક ભાવ સ્પષ્ટ બતાવી વિષ્ણુમાં પૂજ્યભાવ દર્શાવ્યો છે, પ્રબોધ સુધાકરમાં પણ तत्सेव्यताम् સ્પષ્ટ સેવ્ય શ્રીકૃષ્ણ દર્શાવ્યા છે તો તે શ્રીશંકરાચાર્યજી **પોતાના પૂજ્ય પ્રભુનું "જગદ્‌ગુરૂ" વિશેષણ પોતાને લગાડે એ શું યોગ્ય ગણાય?**

ભક્તિમાર્ગમાં તો "यस्य देवे परा भक्तिर्यथादेवे तथा गुरौ" એ શ્રુત્યનુસાર અને "आचार्यमां विजानीयात्" એ શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધના ભગવદ્ વાક્યાનુસાર તેમજ "स्ववंशे-स्थापिताशेषस्वमाहात्म्यः" ઇત્યાદિ શ્રીવિઠ્ઠલેશ પ્રભુની આજ્ઞાનુસાર **શ્રીમદ્‌વલ્લભાચાર્યજી વંશજ સમસ્ત આચાર્યોને "જગદ્‌ગુરૂ" કહી શકાય, અને તે યોગ્ય જ છે.** આગળ આપે લખ્યું છે કેઃ—

"આજે તો વિરક્તની ગાદી પર બેઠેલા ગૃહસ્થીઓ અને બ્રહ્મચારીઓ પણ પોતાને જગદ્‌ગુરૂ શબ્દ લગાડવા માંડ્યા છે તે શું યોગ્ય છે?"

શાસ્ત્રીજી ! પુષ્ટિમાર્ગમાં તો વિરક્ત ( સંન્યાસી ) ની ગાદી જ નથી, તેથી આ વાક્ય રામાનુજાચાર્યના અનુયાયીઓને ઉદ્દેશી લખ્યું હોય એમ જણાય છે, પરંતુ આ લખતા પહેલાં આપે આપના શાંકરમતની પરંપરા તપાસી જોવાની જરૂર હતી, કારણ કે શાંકરપીઠની પરંપરામાં નારાયણ, બ્રહ્મા, વસિષ્ઠ અને વ્યાસ વગેરેનો ઉલ્લેખ સ્પષ્ટ છે. તો તે ઉપરથી તો સ્પષ્ટ થાય છે કે પૂર્વે શાંકરપીઠના આચાર્યો ગૃહસ્થાશ્રમી જ હતા, અને તે ગૃહસ્થાશ્રમીઓ જ "જગદ્‌ગુરૂ" કહેવાતા પરંતુ ત્યારબાદ તે ગૃહસ્થાશ્રમીઓના શાંકરપીઠ ઉપર વિરક્ત સંન્યાસીઓ આવ્યા, અને તેમને સંન્યાસી છતાં આ "જગદ્‌ગુરૂ" ની પદ્દીનો વ્યામોહ થઈ આવ્યો. તો તે જગતને **મિથ્યા બતાવનાર સંન્યાસીઓને જગદ્‌ગુરૂ બનાવવા એ શું યોગ્ય છે?**

શાસ્ત્રીજી ! ત્યારબાદ આપે "આજકાલ કેટલાક છત્ર છડી ચામરના ડાકડમાક સાથે ભર રસ્તે શંખનાદ ગજાવતા પોતાને જગદ્‌ગુરૂ તરીકે પ્રસિદ્ધ કરાવે છે." વગેરે લખ્યું છે. તેના ખુલાસામાં જણાવવાનું કે:—

આ આચાર્ય ચિન્હ તરીકે છડીછત્ર ચામરાદિ ભક્તિમાર્ગના સંસ્થાપક શ્રીમદ્ વલ્લભાચાર્યજીને મળેલાં છે અને ત્યારથી અદ્યાવધિ તેમના વંશજો તે ચિન્હો ધારણ કરે છે અને તે રાજ્ય વિભૂતિ સાથે જ શુદ્ધાદ્વૈત સમ્પ્રદાયના પીઠાધીશો કાશી, જલગાંવ, વગેરેમાં અખિલ ભારતવર્ષીય બ્રાહ્મણ મહાસંમેલનમાં પધાર્યા હતા, અને ત્યાં શાંકર રામાનુજાદિ આચાર્યો સહ બિરાજ્યા હતા, અને સમસ્ત ભારતવર્ષીય દિગ્ગજ પંડિતોએ તેઓને સન્માન્યા હતા. તથાપિ તે વિષે આપને બળતરા કેમ થાય છે ? શાસ્ત્રીજી ! જરા પક્ષપાતનાં ચશ્માં ઉતારી મૂળ તમારૂં ઘર તપાસો ! શું શાંકરપીઠના મૂળ શંકરાચાર્યે આ ચિન્હો ધારણ કર્યા હતાં ? જુઓ મંડનમિશ્ર સાથેનો તેમનો સંવાદ "कन्थां वहसि दुर्बुद्धे" ઇત્યાદિ આ ઉપરથી તો સિદ્ધ થાય છે કે શ્રીઆદ્યશંકરાચાર્યજીએ એ છડીછત્ર ચામરાદિ જે ચિન્હો ધારણ કર્યા નહોતાં તે ચિન્હોનો આજના શાંકરપીઠોના વિરક્ત દશાના શ્રીશંકરાચાર્યોને વ્યામોહ થઇ આવ્યો છે તો તે શું યોગ્ય છે ? કર્ણોકર્ણિકયા સાંભળ્યું છે કે આવા ચિન્હોનો ડાકડમાક કરી પોતે વિરક્ત દશામાં છતાં બ્રહ્મીભૂત શંકરાચાર્ય શ્રીમન્માધવતીર્થ સ્વામિજી ધોળે દીવસે ઘીની મશાલ રખાવી પાદુકાઓ ધારણ કરી શ્રીરણછોડરાયજીના દર્શનાર્થે ગયા હતા, અને ત્યાં નિજ મંદીરમાં તે ચિન્હો માટે ઊહાપોહ થવાથી કૈલાસવાસ પર્યંત તેઓએ દર્શનનો પણ ત્યાગ કર્યો હતો. જો ઉપરોક્ત વાત સત્ય જ હોય તો પછી શાસ્ત્રીજી ! આપ પોતાનું ઘર તપાસ્યા વિના "परोपदेशे पांडित्यं" કરવા નીકળ્યા છો-તે શું યોગ્ય છે ? આપ જ વિચાર કરશો તો જણાશે કે આ રાજ્યચિન્હો પોતે ત્યાગી છતાં ધારણ કરવાની ઇચ્છા રાખે તેમની કીંમત રસ્તે જતા લોકો કેટલી આંકતા હશે ? હું નથી ધારતો કે આપે લખ્યું છે તેના કરતાં વધુ કીંમત આંકતા હોય.

આગળ જતાં આપે રામાનુજાચાર્યાનુયાયીઓ માટે ચર્ચા કરી છે પરંતુ તે પ્રતિવાદિ ભયંકર શ્રીઅનંતાચાર્યજી ભૂતલ ઉપર અને મુંબઇમાં જ બિરાજતા હતા ત્યારે આપે તેમના સંબંધી ગાદી ઉપર આવ્યાની યા જગદ્‌ગુરૂની ચર્ચા કેમ ન કરી ? પણ સામે ચર્ચામાં ઉતરવું એ સામાન્ય વ્યક્તિનું કાર્ય નથી. શાસ્ત્રીજી ! શ્રીઅનંતાચાર્યજીને પણ કાશીના અખિલ ભારતવર્ષીય બ્રાહ્મણ મહાસંમેલનમાં "જગદ્‌ગુરૂ" તરીકે સન્માન્યા છે, જુઓ વિચિત્રાંક પૃષ્ઠ ૧૨ હવે તેઓ વૈકુંઠવાસી થયા બાદ તે ચર્ચા નકામી છે.

આપ લખો છો કે-"જગદ્‌ગુરૂનો સ્વર્ગવાસ સાંભળી શંકરાચાર્યને મુકામે :આવ્યાનું સાંભળ્યું છે." શાસ્ત્રીજી ! ધન્ય છે એ છાપું વાંચનારને અને આ સમાચાર આપ, જેવા સાંભળનારની બુદ્ધિની પણ બલિહારી છે કે "વડ પડ્યો, સાંભળી વડોદરે દોડે." આગળ જતાં આપ લખો છો કે-"કુંભના મેળાઓમાં પણ પ્રથમ શ્રીશંકરાચાર્ય, પછી રામાનુજ અને પછી બીજાઓની સ્વારી ચઢે છે."

શાસ્ત્રીજી ! આપને એટલી પણ સમજવાની શક્તિ નથી કે પાંચે આચાર્યોમાં પ્રથમ શ્રીશંકરાચાર્યજી, તે પછી શ્રીરામાનુજાચાર્ય, શ્રીમધ્વાચાર્ય, શ્રીનિંબાર્કાચાર્ય અને શ્રીમદ્‌વલ્લભાચાર્ય થયા છે તો તે પ્રમાણે ક્રમશઃ સ્વારીમાં ચઢે, તેથી કંઇ પ્રથમના જગદ્‌ગુરૂ અને બીજાઓ નહિ એવું સિદ્ધ થઇ શકતું નથી.

ત્યારબાદ આપે શ્રીશંકરાચાર્યજીને સન્માન્યાના દાખલાઓ આપ્યા છે, પરંતુ તેવાં તો અસંખ્ય ફરમાનો અત્રે પણ નાથદ્વારાધીશને ત્યાં તપાસ કરનારને મળી આવે તેમ છે.

૧. હિંદુ ધર્મનો વિરોધી સિકંદર લોદી જેવો બાદશાહ પણ જેમના દર્શનથી મુગ્ધ થયો હતો, અને તે સમયના પ્રસિદ્ધ ચિત્રકાર હોનહાર દ્વારા તેમની પ્રતિકૃતિ (ચિત્ર) દર્શનાર્થે ઉતરાવી હતી, જે હાલ કિસનગઢ દરબારને ત્યાં બિરાજે છે.

૨. શ્રીવિઠ્ઠલનાથજીને સન્માની ગોકુલ વગેરે ગામો ભેટ થયાં હતાં અને વ્રજ વિષે અનેક બાદશાહી ફરમાનો અપાયેલાં મોજૂદ છે.

૩. ઉદેપુરના મહારાણાએ તો શ્રીશંકરાચાર્યજીને સ્વાગતનો પરવાનો આપ્યો છે પરંતુ શ્રીમદ્ જગદ્‌ગુરુ શ્રીવલ્લભાચાર્યજીના વંશજોને તો ગામનાં ગામ ભેટ આપી સ્વગુરુ તરીકે સન્માન્યા છે જેથી આજે પણ તિલકાયત "નાથદ્વારાધીશ," અને તૃતીય પીઠાધીશ્વર "કાંકરોલી નરેશ" તરીકે સન્માન પામેલા છે.

એ પ્રમાણે ઉદેપુર, કિસનગઢ, લખતર વગેરે ઘણા નરેશોએ શ્રીમદ્વલ્લભાચાર્ય વંશજોને સ્વગુરુ તરીકે સન્માન્યા છે. દેશી દરબારો તો સન્માને પરંતુ જહાંગીર, અકબર અને સિકંદર બાદશાહ જેવા વિધર્મીઓએ પણ જેમના પ્રતાપ બળથી મુગ્ધ બની જઈ સત્કારી શિર ઝુકાવ્યાં છે.

શાસ્ત્રીજી ! આગળ જતાં તો આપનો દ્વેષાગ્નિ ધુંધવાઇ અને પ્રજ્વલિત થઇ ઉઠ્યો છે. અને તેથી સન્નિપાતગ્રસ્તની માફક આપે લખ્યું છે કે—

"આજકાલ તો એક બે કે ત્રણ બૈરીઓ પરણનારા અને તે શિવાયની અસંખ્ય શિષ્યોની સ્ત્રીઓને ભોગવનારાઓ પણ જગદ્‌ગુરુ લખવા લખાવવા માંડ્યા છે વગેરે."

શાસ્ત્રીજી ! આ લેખમાં તો આપના ઉન્માદની અવધિજ થઈ ગઈ છે. પરંતુ હજુ આ લેખને માટે આપની ઉપર કોઇએ ન્યાયની કોર્ટે બદનક્ષી માટે પગલાં ભર્યાં નથી એજ તેમની સાત્વિક વૃત્તિની ઉદારતા અને દયાળુતા છે. બાકી શાસ્ત્રીજી ! ઉપરોક્ત લેખ માટે આપની ઉપર કેમ પગલાં ન લેવાં જોઇએ !

હવે ઉપરોક્ત પેરેગ્રાફના ખુલાસામાં જણાવવાનું કે-પુષ્ટિ સમ્પ્રદાયમાં તો "इन्द्रियाश्वविनिग्रहः" ઇન્દ્રિયોરૂપી ઘોડાઓનો વિશેષે કરીને નિગ્રહ કરવો. એમ સ્પષ્ટ રીતે શ્રીમદ્વલ્લભાચાર્યજીની આજ્ઞા છે. તેમજ શ્રીહરિરાયજીએ તો "કામાખ્યદોષવિવરણ" નામનો સ્વતંત્ર ગ્રન્થ લખીને કામ રજોગુણથી ઉત્પન્ન થયેલો છે જેથી તે કામ-દોષ જેને ઉત્પન્ન થાય તેના મુખમાં રજ (ધૂલ) ફેંકાવનાર છે, એમ સ્પષ્ટ આજ્ઞા કરી છે.

પરંતુ ઉપરોક્ત લેખ લખતા પહેલાં જરા શાસ્ત્રીજી ! આપે પોતાનુ ઘર તપાસી જોયું હોત તો વધુ ડહાપણભર્યું ગણી શકાત.

સામવેદના "છાંદોગ્યઉપનિષદ્" માં સામોપાસન કરવાનો પ્રસંગ લખેલો છે તેના ભાષ્યમાં શ્રીશંકરાચાર્યજી લખે છે કે—

"काञ्चिदपि स्त्रियं स्वात्मतल्पप्राप्तां न परिहरेत् समागमार्थिनीं।" આ ભાષ્યને અને તેના ઉપર આનંદગિરિકૃત વિવરણ જરા શાસ્ત્રીજી ! તપાસી જોશો એટલે આપને સ્પષ્ટ જણાશે કે આપનું લખવું "औरनकूं अटकावत मगरापात हे मर" મા "પોથીમાંના રીંગણાં" એ ન્યાયનું આપે અનુસરણ કરેલું છે. मुद्देषुकिंबहुनाअलमिति. ત્યારબાદ આગળ જતાં આપે લખ્યું છે કે—

"શ્રીવલ્લભાચાર્યજી આફ્રિકા, અમેરિકા, અરબસ્તાન વગેરે પ્રદેશમાં જઇને ત્યાંના ધર્માચાર્યોને જીતી આવ્યા હોય, દિગ્વિજય કરી આવ્યા હોય તેમ "વિશ્વના તારણહાર (વગેરે) એવી એવી પદવીઓ આપવા લાગ્યા છે. હું પૂછું છું કે તેઓ શું હાંસીપાત્ર થતા નથી?

શાસ્ત્રીજી! શું શ્રીશંકરાચાર્યજી યૂરોપ અમેરિકાદિ સ્થાનોમાં જઇ ત્યાંના ધર્મગુરૂઓને જીતી આવ્યા હતા! કે જેથી જગદ્‌ગુરૂ વગેરે પદવીઓ ભોગવી શકે? જો ન જઈ આવ્યા હોય તો તેઓ અને તેમની પછવાડે શાસ્ત્ર અને અન્ય પીઠાધીશો વિરૂદ્ધ પરદેશગમનની છૂટ મૂકનાર પણ જઈ આવ્યા છે? જો ન જઇ આવ્યા હોય અને "જગદ્‌ગુરૂ" લખાવે તો તેઓ શું જગત્‌માં હાંસીપાત્ર બનતા નથી!

શાસ્ત્રીજી! ત્યારબાદ આપે ગો. વાસી પ્રો. મગ્નલાલ શાસ્ત્રીજીએ જગદ્‌ગુરૂ લખ્યા નથી, વગેરે લખ્યું છે પરંતુ આપને ખબર નથી કે શાસ્ત્રીજી મગ્નલાલભાઇનો તો શ્રીમદ્ વલ્લભાધીશ્વર પ્રત્યે એટલો બધો અનન્ય પૂજ્યભાવ હતો કે સાંભળવા પ્રમાણે તેમણે તેઓના જ્ઞાતિસંમેલન પ્રસંગે તેઓ પ્રમુખ હતા અને પ્રમુખના હસ્તે શ્રીશંકરાચાર્યજી અને શ્રીવલ્લભાચાર્યજી એમ બંને ચિત્રોને હાર ધરાવવાના હતા, તે પ્રસગે તેમણે શ્રીવલ્લભાધીશ્વરને હાર ધરાવ્યો અને શ્રીશંકરાચાર્યજીને હાર ધરાવવા ઉપપ્રમુખને સૂચના કરી પોતાની અનન્યતા જાળવી પ્રમુખસ્થાન સ્વીકાર્યું. આ ઉપરથીજ તેઓ જગદ્‌ગુરૂ કોને માનતા એ સાબીત થાય છે. અણુભાષ્યના ટાઇટલ ઉપર જગદ્‌ગુરૂ નથી લખ્યું તો તેથી કંઇ હાનિ થતી નથી. તથાપિ લખેલુંજ આપને માન્ય હોય તો તેઓએ "श्रीमदखण्डभूमण्डलाचार्यवर्य श्रीकृष्णवदनविरहवैश्वानरावतार" એમ સ્પષ્ટ લખેલું છે તે તો આપને માન્ય છે ને?

વળી તેમના જેવાજ પુષ્ટિમાર્ગમાં નિઃસ્વાર્થ સેવા કરનાર તરીકે સુપ્રસિદ્ધ પંડિત ગોકુળદાસજી કોટાવાળાએ "તત્વદીપનિબંધ" છપાવી પ્રકટ કરેલ છે તેમાં શ્રીમદ્‌વલ્લભાચાર્યજીને સ્પષ્ટ "जगद्गुरुसकलाचार्यचूडामणि" લખેલું છે.

ત્યારબાદ આપે લખ્યું છે કે જગદ્‌ગુરૂ "એ શબ્દને પુરૂષ સંન્યાસીજ યોગ્ય છે." તો હું પૂછું છું કે શાંકર સંપ્રદાયના સંન્યાસીઓ સ્ત્રીઓને પણ સંન્યાસિની બનાવતા હોય તો જણાવશો જેથી સ્ત્રીવર્ગ પણ આપનો આભાર માનશે.

તે પછી આપે "સીપાઇ ને જમાદાર" વાળો જે પેરેગ્રાફ લખ્યો છે. તેના ખુલાસામાં લખવાનું કે–શાંકરપીઠોમાં જ્યોતિર્મઠની અને ગોવર્ધનમઠની શિષ્યપરંપરા છિન્નભિન્ન થયેલી કહેવાય છે અને શારદામઠમાં શ્રીકેશવાનંદજી સુધી શિષ્યપરંપરા ચાલુ હતી, ત્યારબાદના પીઠાધીશોને તેમના ગુરૂઓએ શિષ્ય તરીકે સ્થાપન કર્યા નથી, છતાં તેમને શિષ્યપરંપરામાં ગણાવી જગદ્‌ગુરૂ મનાવવા પ્રયાસ કરવો અને માનચાંદ મેળવવા એ પરસ્પર પ્રશંસંતિ જેવો ખેલ કરી આપ શું હાંસીપાત્ર બનતા નથી!

શાસ્ત્રીજી! ત્યારબાદ કલ્યાણ માસિકપત્રના ૧૧ ના વેદાંતાંકમાં શ્રીશંકરની છબી આપેલી છે અને તેની નીચે "शुद्धाद्वैत सम्प्रदाय के आदिप्रवर्तक" લખેલુ છે વગેરે જણાવો છો તો શું તે આપને માન્ય છે? જો માન્ય હોય તો તે સંપ્રદાયના તે પછીના તમારી માન્યતા મુજબ થયેલા આચાર્ય શ્રીમદ્‌વલ્લભાચાર્યજીને તેજ અંકના પૃષ્ઠ ૨૬૦ માં ત્રિરંગી શ્રીવલ્લભાચાર્યજીનું ચિત્ર આપેલુ છે અને તેની નીચે સ્પષ્ટ "जगद्गुरु श्रीवल्लभाचार्य" એમ લખેલુ છે.

એ માન્ય છે? જો તે માન્ય ન હોય તો એક સ્થળે વેદાન્તાંકમાંથી માન્ય અને બીજે સ્થળે માન્ય નહિ એ ક્યાંનો ન્યાય! અને જો માન્ય હોય તો આ નકામા ચર્ચા કરી પાણી શા માટે વલોવી પરસ્પર વૈમનસ્ય વધારો છો!

ત્યારબાદ તિલકાયતના ભાષણનો શ્લોક લખી આપે લખ્યું છે કે—

"આ પ્રમાણથી પોતાના સમ્પ્રદાયના પ્રવર્તક મૂળ આચાર્ય જગદ્ગુરુ શ્રીરુદ્રનેજ કહ્યા છે તેથી તેમનું જગદ્ગુરુ નામ તે સમ્પ્રદાયના બીજા કોઇ અનુયાયી પોતે લખી લખાવી શકે તે યોગ્ય નજ લેખાય."

શાસ્ત્રીજી ? આપ શાંકરસિદ્ધાંત પ્રવર્તક શ્રીશંકરાચાર્યજીને જગદ્ગુરૂ માનો અને તે જગદ્ગુરૂનું વિશેષણ તેમના અનુયાયીઓ લખે લખાવી શકે, અને તેને આપ માનો, તો પછી તમારી માન્યતા પ્રમાણે શુદ્ધાદ્વૈત સિદ્ધાંતપ્રવર્તક જગદ્ગુરૂ રૂદ્ર અને તે પછી જગદ્ગુરૂ શ્રીવલ્લભાચાર્ય અને તંદ્વંશજોને જગદ્ગુરૂનું વિશેષણ લખે લખાવે તે યોગ્ય કેમ ન ગણાય ? આ ક્યાંનો વિચિત્ર ન્યાય ? આ ન્યાય વિચારવાનું કામ વાચકવૃન્દને સોંપું છું.

શાસ્ત્રીજી ! છેવટે આપે શ્લોકો લખીને લખ્યું છે કે "આ પ્રાચીન શ્લોકમાં પણ શ્રીશંકરાચાર્યને જગદ્ગુરુ લખ્યા છે." તો હું આપને પૂછું છું કે તે શ્લોકો ક્યાંના છે તે પ્રમાણ સ્થળ નિર્દેશ પુરઃસર બતાવી તેનું પ્રાચીનપણું સિદ્ધ કરી શકો છો ? સ્થળ નિર્દેશ પુરઃસર સિદ્ધ કરો."

### વાંચકવૃન્દને સવિનય નિવેદન.

શારદાપીઠાધીશ્વર શ્રીમન્માધવતીર્થ સ્વામીજી કૈલાસવાસી થયા બાદ શાંકરો અને વૈષ્ણવોમાં પરસ્પર ઘણા સમય સુધી શાંતિ પ્રસરી રહેલી હતી, ત્યારબાદ ગાંધીજીએ જ્યારે સ્વરાજ્યને નામે ધર્મના સંહાર કરવો શરૂ કર્યો ત્યારે શાંકર, રામાનુજ અને વલ્લભીય વગેરે તમામ આચાર્યો ધર્મસંરક્ષણાર્થે કટિબદ્ધ બધ થય એકસંપથી એકત્ર બિરાજી ધર્મસંરક્ષણ કરી રહ્યા છે તેવા સમયમાં શાસ્ત્રીજી રેવાશંકરભાઇએ આ જલમંથનવત્ ચર્ચા ઉપસ્થિત કરી પરસ્પર વૈમનસ્યને વધારનાર અને કલેશના કડવા બીજને આ ચર્ચા દ્વારા રોપ્યું છે.

આ ચર્ચાનો સીધો અને સાદો જવાબ શાસ્ત્રીજી કેશવરામભાઇ, તથા શાસ્ત્રી ગોકુલદાસ, પરીખ ચુનીલાલ અને દિ. જ. પટવારીજી વગેરેએ આપ્યો હતો. તથાપિ શાસ્ત્રીજી તેથી શાંત ન થતાં તા. ૬ જુન ૧૯૩૭ ના અંકમાં લખે છે કે "મ્હારા લેખના ઉત્તરમાં દાખલા દલીલ સહિત ખંડન કરવા લાયક કંઇ પણ લખી શક્યા નથી" વગેરે. તેમજ હજુ પણ તેઓ આ સંપ્રદાય સામે લેખો લખે જાય છે તેથી અમારી ઇચ્છા ન છતાં પણ "यशानुरूपो बलिः" એ ન્યાયે વિલંબે પણ અમારે આ લેખ લખવાની કડવી ફરજ પડેલી છે.

છેવટે વાંચકવૃન્દને હું સવિનય નિવેદન કરૂં છું કે—આ લેખમાં જે કંઈ લખવામાં આવ્યું છે તે સપ્રમાણ અને "यशानुरूपो बलिः" એ ન્યાયે લખાયેલું છે. તથાપિ કોઇપણ ભાઇનું ચિત્ત દુઃખાય તો તેમણે રોષદ્રષ્ટિ ન રાખતાં સમજી લેવું કે આ લેખ કોઇના પણ ચિત્ત-દુઃખવવાના હેતુથી લખાયેલો નથી. પરંતુ પ્રથમના લેખક આ ચર્ચા ઉપસ્થિત કરનારના જવાબમાં લખાયેલો છે જેથી કોઈને કંઇપણ વધુ પડતું લાગે તો તેના જવાબદારે આ ચર્ચા ઉપસ્થિત કરનારને સમજી અન્ય કોઇએ આ ચર્ચામાં ઉતરવું નહિ. અમો માત્ર શાસ્ત્રીજીના લેખ સિવાય અન્ય લેખકોને જવાબ આપીશું નહિં. सुज्ञेषु किमधिकमितिशम् ॥

महात्मानो न दूष्यन्ते दुर्जनानां कटूक्तिभिः ।
काकविण्मूत्रविक्षेपैर्हीरः किंमलिनो भवेत् ॥

॥ शंभवस्तु ॥

# વૈષ્ણવની વાતું.

[ લે. રા. વેલજી નથુભાઇ, રાજકોટ. ]

અનુસંધાન પૃષ્ટ ૩૫૦ થી ચાલુ.

આતા, આજ તો વાતોં ભારે વંસાણી હો, પણ એના ફોલવા પાડીને હમજાવોને તો તો મજા આવે.

આતો—ઇ બધી અલૌકીક સ્નેહની વાતું છે, આપણે કણબી ભાઈ નો હમજી હકીએ કોઇ મોટા વેદવાન હોય ને ઈપણ ભગવાનમાં ભગતી વાળા હોય ને ભગવાને ભાવતું કાંઇક દાન કર્યું હોય. ઈ એવી વાતુંમાં હમજે, હું કઉ ઇ સાસતર પરમાણે ન હોય. એટલે કોક વાંચીને આપણી ઠેકડી કરે.

ઉકો—આતા, તમે પરાચીન છો, અનુભવી છો. સતેર વરહના છો પચાહ વરહ તો મરજાદ લીધે થીયાં છે એટલે તમે ન કોતો કોની કયે જાવું.

આતો—ભલે કોઇ આપણી ભુલ કાઢે પણ તારો આગ્રહ છે તો લે કઉ, સનેહનું સરૂપ હમજવું ને હમજાવવું બહુ કઠણ છે દીકરા. આવી વાતુંમાં તો મોટા મોટાય ઉંવાટે ચડી ગીયા છે, સનેહ બે પરકારનો હોય છે. ૧. દેહસુખ પરિવસાઇ, ૨. આત્મ પરિવસાઈ. પેલો કયો ઈ અલ્પ છે, ઘાતક છે, ને વીઘન વાળો છે, હાડમેદથી ત્રાહીમાં આશક્તીવાળો હોય છે, ઈ દુષણ વાળો લેખાય છે.

ઉકો—આતા, તમે કેતાતાને વિષય અનેક ભાતના હોય છે, ઇ શું ?

આતો—હા, જગતમા દેહના સુખ અરથે ખાવા, પીવા, પેરવાં ઓઢવાં પરદેશી વહતમાં મોહ, ઇ બધાય વિષયના છંદ છે.

ઉકો—હવે આત્મીય સનેહની વાત કરો.

આતો—આજની વર્તા વંસાણીને, ઇ આત્મીય સનેહ, જેમાં વિષયનો વિષયતે ત્યાગ હતો. અલૌકીક હતો, કોઈ કારણ નિમીતે એ સ્નેહ પ્રભુ જોડાવે છે, આશક્તિ બંધાય, પછી ભગવદ ભાવે કરી ભગવદ રૂપ થઇ જાય, પછે પ્રથમનાં સાધનો પણ પોતાનું રૂપ ફેરવી ભગવદ રૂપ થાય. પછી આત્માની સાથે દેહ અને ઈંદ્રીયો પ્રભુ પરતાએં કરી, તદરૂપ થઈ જાય છે. બ્રહ્મવીદ્ બ્રહ્મ થાય છે, જ્યારે સર્વાત્મા પ્રભુમાં સર્વ ભાવેથી ભજન કરનાર કીટ ભૃંગ વધારે વાત શું કઉં, પણ ભગવદ સમ્બધી આત્મીય સંગાથીમાં ભાવની ગણુના પ્રભુથી પણ અદકેરી થાય છે. અને એનેજ ઉચ ભાવની પરાકાષ્ટા મનાય છે.

હાંભર એક નાનકડી વાત કઉં, તેં લેલાં મજનુંની વારતા નઇ હાંભળી હોય. મજનુંના ગામને પાદરથી એક ઉંટ લઇને દીલી જાતોતો, તઇ મજનું તો લેલાંના ધ્યાનમાં પરવશ હતો. નજરે તો દીઠીય નોતી, પછે ઉંટનું પુછડું પકડીને હમાસાર દેવા મંડયો, મેરી લેલાંકું ખતના દૈયો. એમ કેતો કેતો સાઠ ગાઉ હુધી હાલ્યો ગીયો. પછે મુરછા ખાઇને પડી ગીયો, તઈ ભગવાનને દયા આવી, પાણી લઇને આવ્યા, ને કયું, મજનું પાની પી લે, તઇ અંન્તરમાંથી વાણી નીકળી, તુમ કોન હો, ભગવાન કે હું ખુદા, તઇ મજનુંએ કહ્યું, યહ આંખ ખુદાકું દેખવેકી નહી હે, યહ તો લેલાંકું દેખવેકી હૈ. હાંભળ દીકરા, ભગવાનથી પણ એની માશુક વધારે થઈ ને.

એમજ આજની વારતામાં એથી પણ કોટી ગણો ભગવદીય ભાવ હતો. જઇ પટવારીની બેટીને હાદરે તેડવા આવ્યા તઇ, સાહુકારના દીકરાને સ્નેહીના વિયોગે મુરછા આવી ગઇ, તેડીને સાંચર્યા. પાદર બધાંય વોળાવા ગીયા તઇ સાઉકારના દીકરાનું તો એકજ ધ્યાન હતું, રથ દેખાણો ત્યાં હુદી રથનાં પૈડાંની ધુડ ઉડતી દેખાણી ત્યાં હુધી દેહમાં જીવન રીયું ને ધુડ નો દેખાણી, એટલે ચેતન હીન થઈ દેહ નિચે પડી છુટી ગઈ, ઓહોહો શું સ્નેહની પરાકાષ્ટા.

ઉકો—આતા, એનો આત્મીય સનેહ કેવા પરકારનો હતો.

આતો—સ્નેહનું સરૂપ કળુ જાય એવું નથી, ઇ સનેહ તો રસૌવેદ. પ્રભુનો પ્રેમ પાકછાયોજ છે. ઇ તો ઉરના ઊંડાણમાં ઊંડા પ્રેમ રસના ઉમળકા છે. જેમ સમુદ્રમાં પડેલ પાછો ન નીકળી શકે એમ સ્નેહ સમુદ્રમાં પડેલ બાહાર નીકળી શકતો નથી પણ બધું કૃષ્ણ યોગીની વાર્તું છે. તારા મારાં જેવા, જેણે સ્નેહ મારગની ગંધે નથી લીધી, એવા નિરસને હારૂ આ વાર્તું નથી. આતો સર્વ દુઃખ હર્તા હરી તેનું પણ દુઃખ હરનાર વીરલ ભાગ્યવાન અલૌકીક રસિક ભગતની છે, એક સાખી સાંભરી સે—ગિરીતં છુચે રસિક મન, ડુબે જહાં હજાર. સોયદ પથુનરનકું, પ્રેમ પયોધિ પગાજ.

આપણ જેવા સ્નેહ રસહીન તો, પુલ ઉપરથી જ ચાલ્યા જવાના, આપણને ઇ રસ સમુદ્રનો છાંટોયે પડે ક્યાંથી.

ઉકો—આતા, ઈ બેયનો સનેહ દોહારીતો નો ગણાય હો.

આતો—દોહારી હદ્દ હોય તો દોહારી દેખાય, ને સર્વત્ર લીલા દષ્ટિ હોય તો લીલા દેખાય, આ બેયનો પરમ અલૌકીક આત્મીય સમ્બંધ હતો. દેખવામાં માત્ર બે હતાં, બેય તદરૂપ ભગવદમય બન્યાં હતાં.

ઉકો—આતા પછે બાઇ આવી તઇની વાત કો.

આતો—પાછી બાઈ બે પાંચ વરહે આવી, પાદર ઉતરી, તઇ પુછ્યું કે, આ ઓટો શેનો છે. કો કે કઇ દીધું કે ફલાણાનો, ઇ સાંભળી તરત દેહનો ત્યાગ કરી દીધો, ને લીલા પ્રાપ્તિ થઇ ગઈ, કોઇ અળખામણા વિષય વિલાસીને આમ થાતાં તે ભાળ્યું ખરૂં?

હે આતા, કોક પાંહેથી એવી વાત સાંભળીતી કે ઇ બેઈ પ્રેત જોનીને પામ્યાંતાં, પછે સરી ગુસાઇજીએ પધારીને એનો ઉદ્ધાર કર્યો.

આતો—ગાંડા, ઈ બેઇ બીજા અનેક જીવનો ઉદ્ધાર કરે એવા હતા, એનો ઉદ્ધાર તો જન્મોજનમનો હતો, ઇ વાત કોઇ પ્રેત જેવાની કરેલ હશે, ઈ મુરખાને કેવુંતું, કે લીલા સૃષ્ટિના જીવ પ્રેતયોનીને પામતા હોય તો શરણનું બળ કેની રીતે અંકાય, પ્રેત યોનીયું તો આસુરી પરવાહી જીવની હોય. જેની જગતમાં કામનાઉ રઇ ગઇ હોય. આને તો સર્વભાવ ભગવાનજ હતા, બીજી ભાવના હતી જ નહી, લીલાના જીવ હતા, જેમ શ્રીકૃષ્ણદાસજી અધિકારીજીની વાર્તામાં પણ આવી વાત ઘુસેડી છે.

ઉકો—હેં આતા, તઇ કેટલેય ઠેકાણે સરાપની વાર્તું આવે છે, પ્રેતનીય આવે છે, એને હાચુ નો માનવું ને.

આતો—નોજ મનાય, એવી ગાલ ગપોડી વાર્તુ હારૂ તો અટાણે ચર્ચા ઉપડી છે, ખરીવાત તાત્વદર્શક હોય એટલી ખરી છે. વાતો માત્ર સત્ય છે, મહાન ગંભીર ભાવનાથી ભરપુર છે પણ ઉપરની બે વાર્તું તો કોઇ કાળે પણ ઘટેજ નહી. દરેક ઠેકાણે ભગવદ ઇચ્છાજ કારણ રૂપે રહી છે. આપણા શ્રીગોપાલદાસજી ગાય છે કે "તેને કાળ કરમ નવ બંધે, જમ તે શીર ધનુષ્ય ન સંધે, એવો મારગ શ્રી વલ્લભવરનો જહાં નહી પ્રવેશ વિધિ હરનો."

ઉકો—તઇ આતા વેદનો અધિકાર ખરોને.

આતો—વેદરૂપ દધિમાંથી ભગવદ ભજન રૂપી માખણ તો કાઢી લીધું, વાંહે તો, કર્મ રૂપી છાશ રઇ, તે પણ જરૂરની છે, ભક્તિ સ્નેહ રસહીનના માટે રાખી, આપણા શ્રીમાપરભુજીએ વેદને સત્ય કીધેલ છે. એનાં અંગનો ક્યાંય ભંગ થાવા દીધો નથી. કારણકે વેદપાલક છે, પણ દીકરા વેદ રસરૂપ દેખાડીનોહ કે ઇતો સરી વલ્લભના ગ્રંથો ત્યા સરી સુબોધનીજી હંભળાય. ખબર પડે, લે હવે દુઇજા મધરાત થઇ ગઇ છે. [અપૂર્ણ.]

## पं. क्षेत्रपालजी

### ( સુખ સંચારક કંપની મથુરાનો વિકાસ )

વર્તમાનપત્રોના પ્રેમી સજ્જનોમાં કોઇ વિરલોજ મનુષ્ય એવો મળશે કે જેણે મથુરાની પ્રસિદ્ધ સુખ સંચારક કંપની તથા તેના ઉત્પાદક શ્રી. પં. ક્ષેત્રપાલ શર્માજીનો સંક્ષેપ ઇતિહાસ છાપાઓમાં વાંચ્યો નહિ હોય. આજ અમો પાઠકોને માટે આ કંપની તથા તેના સ્થાપક શ્રી. ક્ષેત્રપાલ શર્માજીનું શિક્ષાગ્રાહી ચરિત્ર પ્રકાશિત કરીએ છીએ અને આશા કરીએ છીએ કે તેનાથી વર્તમાન કાળના એવા નવયુવકો જે બેકારીના પંજામાં ફસાઇ આમ તેમ રખડતા નજરે પડે છે તેઓ આનાથી અવશ્ય શિક્ષા ગ્રહણ કરશે મનુષ્ય પોતાની યોજના શક્તિ, પરિશ્રમ, સચાઈ અને સ્વાધ્યવસાયથી કોઇપણ કામ કરે તો તે પોતાના કામમાં નિસંદેહ સફળતા પ્રાપ્ત કરી શકશે.

કંપનીના જન્મદાતા શ્રી. પં. ક્ષેત્રપાલ શર્માનો જન્મ આગ્રા પ્રાંતમાં ગોંછ નામના ગામમાં ઇ. સન ૧૮૭૦ તદનુસાર સં. ૧૯૨૭ માં ગૌડ બ્રાહ્મણ કુળમાં થયેલો. તેમના પીતાશ્રીનું નામ શ્રી પંડિત ચતુરભુજ શર્મા હતું. અને તેઓ સંસ્કૃતના વિદ્વાન હતા. તેમની જીવિકા પણ તે ઉપર અવલંબિત હતી. શ્રી. પં. ક્ષેત્રપાલજી શર્માના પિતાશ્રી પ્રાચીન વિચારવાદી હતા એટલે તેમણે તેમને સંસ્કૃતનું અધ્યયન કરાવ્યું પંડિતજી બાલ્યકાળથીજ ચતુર અને બુદ્ધિમાન હતા, તેમનું ગુરૂ સેવા તરફ પણ વિશેષ ધ્યાન રહેતું હતું. તેઓએ થોડાક સમયમાં સંસ્કૃતની સારી યોગ્યતા પ્રાપ્ત કરી લીધી. તેમની નાની અવસ્થામાં તેમની માતુશ્રીનો સ્વર્ગવાસ થઈ ગયો. લગ્ન થતાં પહેલાં તેમણે મથુરા અને પ્રયાગ (અલ્હાબાદ)માં વિદ્યાભ્યાસ કર્યો.

આના પછી આપ ઈ. સં. ૧૮૮૯ માં કલકત્તા પહોંચ્યા અને આર્ય્યાવર્તમાં રૂ. ૧૦) માસિક પગારથી પ્રુફરીડરી કરવા લાગ્યા.

આપે પ્રુફરીડરીમાં પરિશ્રમ એને યોગ્યતાનો એટલે દર્જે સુધી પરિચય આપ્યો કે આપ અલ્પકાળમાંજ આર્યાવર્તના તંત્રી થઈ ગયા. અને આપનો પગાર પણ ૬૦) માસિક થઇ ગયો. આપનું ધ્યાન પહેલેથીજ વ્યાપાર તરફ હતું અને આર્યાવર્તમાં જે જાહેરાતો છપાતી હતી તેને તેઓ ઘણાજ ધ્યાનથી વાંચતા અને વિજ્ઞાપન કળાનું અધ્યયન કરતા હતા. આપની પુસ્તકો લખવામાં પણ સારી રૂચી હતી સર્વ પ્રથમ આપે સંસાર સુખ, વ્યાપાર શિક્ષા, ચિકિત્સા સિંધુ, હજાર વ્યાપાર, તિલકીઓટ પહાડ, સાબુશિક્ષા ઇત્યાદિ કેટલાંક સારાં પુસ્તકો લખ્યાં. આપને સંસ્કૃત બાળબોધ ઉપરાંત, બંગાળી, ગુજરાતી, મરાઠી ભાષાનું પણ સારૂ જ્ઞાન છે પરંતુ ઇગ્રેજી સાધારણ જાણે છે.

કલકત્તાથી શર્માજી મથુરા ચાલ્યા આવ્યા અને ત્યાં આપ રામલાલ બર્મનની સાથે કામ કરવા લાગ્યા પરંતુ પછીથી શર્માજીએ રૂા. ૨) માસિકના મકાનમાં સાબુ બનાવી વેચવાનું કામ શરૂ કર્યું. આ કામને તેઓએ સચાઇ અને પરિશ્રમથી વધાર્યું. તે સમયમાં જે વર્તમાનપત્રો બહાર પડતા હતા તેમાં જાહેરાતો આપી જેથી વેચાણ ઘણું વધી ગયું અને પુરતો લાભ થયો.

સ્વાવલમ્બી બન્યા બાદ આપે પોતાનું લગ્ન મુરાદાબાદ પ્રાંતમાં આવેલા સમ્ભલ મુકામે એક પ્રતિષ્ઠિત ગૌડ કુટુંબમાં પોતે કર્યું. આપને ૩ પુત્ર, ૩ પુત્રિયો, અને કેટલાક પૌત્ર પૌત્રિયો છે,

આપ પ્રાતઃકાલ ઉઠી નિત્યકર્મથી પરવારી સુર્યોદયથી પૂર્વ દોઢ-બે માઇલ સુધી પગે ફરવા જઇ પાછા વળે છે. સવારે ૭ વાગે ઓફિસમાં આવી પ્રથમ અંગત પત્રો ખાસ વેપા-

રિયોના પત્રો તથા રોગિયોના ખાનગી પત્રોને ધ્યાનપૂર્વક વાંચી તેના યથા યોગ્ય જવાબ આપે છે. સાડા આઠ વાગ્યાથી ટપાલ જુવે છે અને તમામ ટપાલને જોયા પછી ભોજન કરવા જાય છે ત્યાર પછી ૧૨ વાગ્યાથી ૩ા વાગ્યા સુધી ઑફિસનું કામ કર્યા બાદ ૪ વાગે શૌચ માટે જાય છે અને ત્યાંથી અડધા કલાકમાં પાછા ફરી પોતાના કામમાં લાગી જાય છે. સારપછી ૬ વાગે કારખાનું બંધ કરાવી ફરવા ચાલ્યા જાય છે. ફરીને ૮ વાગ્યા સુધીમાં પાછા ફરે છે અને વ્યાળુ કર્યા બાદ ૧૦-૧૨ વાગ્યા સુધી વર્તમાનપત્રો જુવે છે. ત્યારપછી સુવે છે. જો પ્રોગ્રામ પ્રમાણે કોઇ કામ કોઇ દિવસે રહી જાય છે તો તેને રાતમાં જાગી પુરૂં કરે છે પરંતુ આજનું કામ કાલ ઉપર છોડતા નથી.

આપે પોતાની બેસવાની જગ્યાએ બે પાટીયા લગાવી રાખ્યાં છે. એક ઉપર લખ્યું છે. "કૃપા કરી કામ શિવાય અધિક ન બેસો" બીજા ઉપર લખ્યું છે "પોતાના પ્રયોજનની વાત ઘણી જલ્દી ટુંકાણમાં કહી દેવાથી બહુમૂલ્ય સમયની રક્ષા થઈ શકે છે" આપ ઘણા દયાળુ, ગમ્ભીર છે અને સાદાઈ પસંદ છે.

આપે મુક્ત હસ્તે દાન કર્યા છે મથુરામાં રૂા. ૫૦૦૦૦ લગાવી સુખ સંચારક વાંચનાલય તથા પુસ્તકાલય બંધાવ્યું છે અને હજારો રૂપીયાના ખર્ચે સુખ સંચારક કલોક ટાવર બનાવડાવ્યું છે અને મુરાદાબાદ પ્રાંતસ્થ સંભલ મુકામે પણ એક કલોક ટાવર તૈયાર કરાવેલું છે. મથુરામાં આંખના મફત ઇલાજ માટે આંખોનો વાર્ડ અને સુવાવડ માટે પ્રસુતીગ્રહ બનાવડાવ્યું છે તે શીવાય ગુરૂકુલ અનાથાલય વગેરે સંસ્થાઓમાં વખતો વખત દાન આપતા રહે છે.

## આપના વેપારી અનુભવો આ છેઃ—

(૧) કોઇપણ વેપાર કેમ ન હોય, જો માણસ તેને ખંત, ધૈર્ય અને ધ્યાનપૂર્વક સાચાપણા સાથે કરશે તો તે પૂર્ણ સફળતા પ્રાપ્ત કરી શકે છે.

(૨) જો વેપારમાં સફળતા અને પ્રખ્યાતી મેળવવી હોય તો ગ્રાહકોની સાથે પ્રેમપૂર્વકનો વર્તાવ રાખવો.

(૩) દગાબાજી તથા છેતરપંડી થોડા દીવસ ચાલે છે.

(૪) લેવડ દેવડ સાફ રાખો અને નોકરોના ભરોસેજ કામ ન છોડો. આ ખાસ જરુરી વાત છે.

(૫) સર્વસાધારણ ને કયે વખતે કયી વસ્તુની જરૂરત છે તે વેપારીએ ધ્યાન રાખવું જોઇએ અને તકને હાથથી ખોવી ન જોઇએ.

(૬) આ વિજ્ઞાપનીય કાળમાં જે વેપારી વિજ્ઞાપનીય કળાથી વંચિત રહેશે તેની પુંજી દીવસે દીવસ ઘટતી જશે કહેવત છે કે વાચાળની માટી પણ વેચાઇ જાય છે અને મુંગાનું સોનું પણ નથી વેચાતું કારણ કે લોકોનું ધ્યાનજ તે તરફ આકર્ષિત થતું નથી.

(૭) વિજ્ઞપ્તિ સમયાનુસાર કરવી જોઇએ અને પોતાની વસ્તુના ગુણ સારી રીતે પ્રકાશિત કરી દેવા જોઇએ.

(૮) વધુ નફા ઉપર થોડો માલ વેચવા કરતાં થોડા નફે વધુ માલ વેચવો સારો છે. વધુ નફો મેળવાની લુબ્ધથી પણ ઇચ્છા કરવી જોઇએ નહી.

(૯) વેપારની ઉન્નતી થયે નકલ કરવાવાળા પણ ઘણા વધી જાય છે. તેમની તરફ પણ ધ્યાન રાખવું જોઇએ નહીં તો નકલી માલ વેચાવાથી આપના વેપારમાં હાની પહોંચશે.

(૧૦) ગ્રાહકોને ઉત્તમ વિચાર તથા સભ્યતાના વર્તાવથી હમેશાં ખુશ રાખવા જોઇએ ઝગડાળુ અને તામસી સ્વભાવવાળા વેપારીનો વેપાર કદાપી ચાલતો નથી.

## સુખ સંચારક કંપની મથુરાની સ્થાપના.

ઇ. સન ૧૮૯૦ માં સુખ સંચારક કંપનીની સ્થાપના કેવળ રૂા. ૧૫૦) ના મુલ ધનથી કરવામાં આવી હતી જે આજકાલ એક લાખ રુપીઆથી વધુ મૂલ્યના ભવ્ય વિશાળ કારખાના માં ચાલી રહી છે. અને જેનું નામ કેવળ ભારતવર્ષમાંજ નહીં પરંતુ જર્મની, આફ્રીકા, બ્રિટિશ ગાયેના ઈત્યાદિ પરદેશોમાં પણ પ્રખ્યાત છે. આ કંપની પંડીતજીના નિરંતર પરિશ્રમ અને લગનને લઈ આજે આ પ્રમાણે ઉન્નતી ઉપર છે. આમાં ટાઇપ પાડવા, છાપવા દવા બનાવવા ઈત્યાદિ કામને માટે અનેક સંચા ચાલે છે. બસોના લગભગ કર્મચારી કામ કરે છે જેમનો પગાર રૂા. ૩૦૦૦) દર મહિને આપવો પડે છે.

શર્માજીમાં વિજ્ઞપ્તિ કળાની યોગ્યતા ઉંચા દર્જાની છે અને તેની ઉપર તેમની પુર્ણ શ્રદ્ધા પણ છે. શર્માજીનું કહેવું છે કે—મુગાનું સોનું પણ વેચાતું નથી વાચાળની માટી પણ વેચાઈ જાય છે. જે આ વિજ્ઞાપન કાળમાં ખામોશ બેસી રહેશે તેની સુદી કદી વધશે નહીં. શર્માજીનો વિજ્ઞાપનીય ખર્ચ દર વર્ષે એક લાખથી ઉપર થઈ જાય છે. કમ્પની પહેલાં નવ સાડા નવ હજાર રુપૈયા ઇનકમટૅક્ષના આપતી હતી પણ હવે ઓછો ઇનકમટૅક્ષ આપવો પડે છે.

## સુખસંચારક પ્રેસ વિભાગ.

પ્રેસ વિભાગમાં એક રસ્ટન એન્ડ હોર્નસબીનું ૨૦ હોર્સ પાવરનું ઇંજીન, વિજળી પેદા કરવાનું ડાયનુમા, બે સિલેંડર ડબલ ક્રાઉન પેન મશીનો, બે સિલેંડર ડબલ ડિમાઇ મશીનો, ૧ સિલેંડર ઑટોમેટિક મશીન જેના ઉપર ડબલ સુપર રોયલ પણ છાપી શકાય છે, ૩ ડબલ ક્રાઉન હેંડ પ્રેસ, ૧ હાફ ક્રાઉન હેંડ પ્રેસ, તથા ૩ ટ્રેડિલ મશીન છે જેમાં ગુજરાતી, મરાઠી, હિન્દી, ઉર્દુ, અંગ્રેજી સર્વ પ્રકારના ફૌંટ, અનેક પ્રકારની બોર્ડર તથા બ્લોકનો ભારી સ્ટૉક રહે છે.

## ટાઇપ ફાઉન્ડરી

જેમાં જાતજાતના ટાઇપ પાડવાનું કામ થાય છે.

## એરોગ્રાફ પેંટિંગ વિભાગ

જેમાં ગુજરાતી, મરાઠી, બાળબોધ, ઉર્દુ, અંગ્રેજી ભાષાના જાત જાતની ડિઝાઇનવાળા સાઇનબોર્ડ તૈયાર થાય છે.

## આયુર્વેદિક ઔષધિ વિભાગ

આયુર્વેદિક ઔષધિ વિભાગમાં દર પ્રકારનાં ભસ્મ, આસવ, અવલેહ, ચુર્ણ, તેલ, અર્ક, ગુટિકા એક દક્ષ પરીક્ષોત્તીર્ણ વૈદ્યની દેખરેખમાં નવીન આવિષ્કૃત અનેક મશીનો દ્વારા તૈયાર થાય છે. સુધાસિન્ધુ, બાલસુધા, દદ્રુગજકેસરી પ્રથમ શર્માજી પોતે તૈયાર કરતા હતા હવે તેમના એક વિશેષ વિશ્વસનીય વ્યક્તિ શર્માજીની દેખરેખમાં તૈયાર કરે છે.

## સુખ સંચારક શોરૂમ

કમ્પનીનો શોરૂમ મથુરામાં એક દર્શનીય સ્થાન છે આમાં દરેક વસ્તુનું પ્રદર્શન ખુશીથી કરાવવામાં આવે છે. સુધાસિન્ધુ ભવનમાં ઇમ્પીરિયલ બેંક છે. સુખ સંચારક ભવનમાં હેડ પોસ્ટ ઑફિસ છે. ઉપલી જાયદાત શિવાય બીજી પણ ઘણી જાયદાત છે. કંપનીના બીજા પણ ઘણાક વિભાગો છે. જે સ્થાનાભાવને લઇ અહીં આપી શકાયા નથી અમારૂ નિવેદન છે જે મહાનુભાવ મથુરા પધારે તે આ કમ્પનીને અવશ્ય જોવાનું કષ્ટ લે.

# समाचारादिक

**મંદિરપ્રવેશ બીલ વિરોધ**—ગોરા ગામના સનાતનીઓની એક જાહેર સભા ઉપર્યુક્ત બીલનો વિરોધ કરવા તા. ૧૧-૨-૩૮ના રોજ વે. શા. સ. શ્રીયુત ગોરધનદાસ રામચંદ્ર શાસ્ત્રીના પ્રમુખપણા નીચે બોલાવવામાં આવી હતી તેમાં નીચે મુજબ ઠરાવો સર્વાનુમતે પસાર થયા.

ઠરાવ ૧ લો ગોરાગામનો શ્રી. વે. ધ. પ. સભા તરફથી બોલાવવામાં આવેલ હિંદુ સનાતનીઓની આ જાહેર સભા હાલની મુંબઈની કોંગ્રેસ સરકારે કરોડો હીંદુઓનો "અત્યંજ મંદિર પ્રવેશ બીલ"ની સામે ઘોર વિરોધ હોવા છતાં તેવા પ્રબલ પ્રજામતની અવગણના કરી પોતાની બહુમતિના જોરથી અંત્યજ મંદીર પ્રવેશ બીલ પસાર કરવાનો જે અત્યાચાર કર્યો છે તેની સામે આ સભા સખ્ત ગુસ્સો અને તિરસ્કાર પ્રગટ કરે છે અને તે કાયદો અમલમાં ન આવે અને રદ થાય તેવી રીતે સર્વ બળથી ચળવળ ચલાવવા ધર્મપ્રિય જનતાને આ સભા સાગ્રહ વિનંતી કરે છે.

ઠરાવ ૨ જો આ સભા ધર્મપ્રિય જનતાને ભલામણ કરે છે કે લોકમતનો વિરોધ હોવા છતાં તેમજ વખતો વખત આપેલા વચનોથી ચ્યુત થઇ કોંગ્રેસ પ્રતિનિધિઓએ આ બીલ પસાર કરાવી હીંદુ ધાર્મિક સમાજની લાગણી દુખાવી છે. ભારતવર્ષની ધાર્મિક સ્વતંત્રતાનો કાયદા દ્વારા ભંગ કરનારી કોંગ્રેસ સંસ્થાને તનમનધન વગેરે કોઇ પણ પ્રકારની મદદ કરવી નહી ઉપર મુજબ બે ઠરાવો સર્વાનુમતે પાસ થયા હતા બાદ સદર ઠરાવો યોગ્ય સ્થળે મોકલવા માટે સંસ્થાના મંત્રીને સત્તા આપી સભા બરખાસ્ત થઇ હતી.

**ખંભાત**—મુંબાઈના સુપ્રસિદ્ધ માનનીય ગોસ્વામી શ્રી. ૧૦૮ શ્રીમદ્ ગોકુલનાથ મહારાજ મહોદયના મોટા લાલબાવા શ્રીકૃષ્ણજીવનજી મહારાજશ્રીના શુભ હસ્તે "શ્રી શુદ્ધાદ્વૈત પુ. મા. વૈષ્ણવ મહાસભા" નામક સંસ્થાની સ્થાપના સંવત્ ૧૯૯૨ ના પોષ માસમાં કરવામાં આવેલી તેનું દ્વિતીય વર્ષ પૂર્ણ થતાં આ સભા તરફથી દ્વિતીય વાર્ષિક મહોત્સવ સંવત ૧૯૯૪ ના પોષ વદ ૫ ગુરૂવારે ધ્વજ, પતાકા, સુરમ્ય પ્રતીકો વગેરે લગાડી ભારે ધામધુમથી ઉજવવામાં આવ્યો હતો. પ્રમુખસ્થાને અત્રેના પ્રસિદ્ધ વકીલ મોતીલાલ મંગળદાસ પારેખ બી. એ. એલ. એલ. બી. હતા.

પ્રારંભમાં શ્રી. શુ. પુ. મા. વૈ સંસ્કૃત પાઠશાળાના વિદ્યાર્થીઓએ સુમધુર સ્વરથી મંગલ ગાન કર્યું. બાદ મંત્રીજીએ વાર્ષિક નિવેદન કર્યો પછી અત્રેના રાજકીય સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક શુદ્ધાદ્વૈત વિશારદ શાસ્ત્રીજી ભદ્રશંકરભાઇએ નિર્ગુણ ભક્તિભાવ એ વિષય ઉપર સામ્પ્રદાયિક વિચાર પુરઃસર સુંદર વ્યાખ્યાન આપ્યું હતું. પછી રા. વસંતલાલ નાનાલાલ શાહે શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદના સંબંધમાં મનનીય સરલ અને સુંદર છતાં ટુંકાણમાં સચોટ શ્રુતિ–સૂત્ર–ગીતા વગેરેના પ્રમાણો યુક્ત ભાષણ કર્યું હતું. બાદ ગાંધી ચુનીલાલ ભગતદાસ બી. એ. ભક્તિયોગ અને યોગ બન્નેની સરખામણી કરી શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પ્રકટ કરેલા ભક્તિમાર્ગની સેવા પદ્ધતિમાં ચિત્તવૃત્તિ નિરોધ રૂપ યોગ કેવી રીતે સાધી શકાય છે તે સરલ રીતે પુરવાર કર્યું હતું. મંત્રી શ્રી. ગાંધી નટવરલાલ મોહનલાલ બી. એ બી. ટી. એ. સર્વોત્તમ પુષ્ટિમાર્ગ કેવી રીતે છે તે અનેક પ્રકારના દ્રષ્ટાંતથી તથા કલાત્મક સેવા પદ્ધતિથી સર્વ પોષક સર્વોત્તમ વિશ્વધર્મ થવાને યોગ્ય છે. એમ દર્શાવ્યું. ત્યાર બાદ પ્રમુખશ્રીએ સર્વના ઉપસંહાર કરતાં વૈષ્ણવોના કર્તવ્ય સંબંધી દોઢ કલાક સુધી રમણીય વ્યાખ્યાન આપીને સર્વને પ્રસન્ન કરી દીધા. અંતમાં પ્રમુખના હસ્તે આ સભા તરફથી લેવાયેલી પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓને પારિતોષિક આપ્યા બાદ આભાર માની લગભગ રાત્રિના ૮ાા કલાકે સભા વિસર્જન કરવામાં આવી હતી.

**ગોસ્વામી શ્રીગોવિન્દરાયજી મહારાજનો પ્રવાસ**—પોરબંદરની શ્રીગોપીનાથજી હવેલીવાળા ગોસ્વામી શ્રી ૬ ગોવિન્દરાયજી મહારાજ શ્રીમદ્વલ્લભાધીશના સિદ્ધાન્તોના પ્રચારાર્થ આજ ત્રણ માસ થયા કાઠીયાવાડમાં પ્રવાસ કરી રહ્યા છે. મહારાજશ્રીની વય નાની હોવા છતાં દરેક ગામમાં સભાઓ ભરી આપણી ધાર્મિક બોધ આપે છે. નિત્યલીલાસ્થ શ્રીજીવનેશાચાર્યજી મહારાજ તથા ધીરજ-

છોટાલાલજી મહારાજની સૃષ્ટિ કાઠીયાવાડમાં ઘણા મોટા પ્રમાણમાં છે. તેઓશ્રીએ વર્ષો સુધી કાઠીયાવાડમાંજ નહિ પણ હિન્દના ઘણા ખરા ભાગોમાં પ્રવાસ કરી વૈષ્ણવ સમ્પ્રદાયના સિદ્ધાન્તો જગત્ સમક્ષ મૂકી અનેક વૈષ્ણવોનાં જીવન દિવ્ય બનાવ્યાં હતાં તેજ પોતાના પૂર્વજોની પ્રણાલિકાને શ્રીગોવિન્દરાયજી મહારાજ અનુસરી રહ્યા છે. આપશ્રીની સાથે શાસ્રીજી હરિકૃષ્ણ વીરજી શર્મા પણ પ્રવાસમાં હોવાથી શાસ્રીજી દરેક મોટા શહેરોમાં જાહેર સભાઓ દ્વારા વર્તમાન સમયમાં કેમિસે આદરેલી ધર્મ વિઘાતક નીતિથી જનસમાજને પરિચિત કરી પોતાની ધાર્મિક સ્વતંત્રતાને પ્રાણાન્તે પણ જાળવી રહેવાની મજબૂતપણે ભલામણ કરી રહ્યા છે.

**શ્રી બાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભાની ગુજરાતી વિભાગની પરીક્ષાના પાઠ્ય પુસ્તકો**–સં. ૧૯૯૪–સ્થાપના (સં. ૧૯૮૨)—વૈષ્ણવોનો ઘણો ભાગ સંસ્કૃત જાણતો નથી. ગુજરાતી ભાષામાં ગ્રન્થોદ્વારા સામ્પ્રદાયિક જ્ઞાનનો પ્રચાર થાય એ હેતુથી આ મહાસભાએ સં. ૧૯૮૨ ની સાલથી આ પરીક્ષા શરૂ કરી છે, એ પ્રમાણે પાઠશાલાઓ અને ખાનગીમાં અભ્યાસ કરી આ પરીક્ષા પોતાનાજ ગામમાંજ આપી શકાય એવી રચના કરી છે.

**પ્રથમ પરીક્ષા ગુણાંક ૧૦૦** ગુણાંક

૧ પુષ્ટિમાર્ગોપદેશિકા ભાગ–૧ ૮૦

૨ સૌન્દર્ય પદ્ય–શિક્ષાશ્લોકી ૩ શ્રીકૃષ્ણાશ્રય ૨૦

**દ્વિતીય પરીક્ષા ગુણાંક ૧૦૦**

૧ સિદ્ધાન્ત રહસ્ય, (ગુજરાતી અર્થ) ૨ ચતુઃશ્લોકી, (ગુજરાતી અર્થ) ૩ દુઃસંગવિજ્ઞાન, ફક્ત ગુજરાતી અર્થ ૪ નવાખ્યાન પ્રથમ અને બીજું આખ્યાન, ૫ ગીતા અધ્યાય ૧૫ મો, પુષ્ટિમાર્ગોપદેશિકા ભાગ ૩ જાનો ઉત્તરાર્ધ.

**તૃતીય પરીક્ષા ગુણાંક ૧૦૦**

ગુણાંક

૧ પુષ્ટિમાર્ગોપદેશિકા ભાગ ૩ પૂર્વાર્ધ પાઠ–૯, ૧૦, ૧૩, ૨૦ વિના ૫૦

૨ ભક્તિપોષણ ચન્દ્રાવલી ૧–૫૦
૩ ભક્તિવર્ધિની ફક્ત ગુજરાતી અર્થ
૪ ઉપદેશ મીમાંસા
૫ ગીતાના ૪ અધ્યાય (૬–૭–૮–૯ ફક્ત ગુજરાતી અનુવાદ
} ૫૦

**ચતુર્થ પરીક્ષા ગુણાંક ૧૦૦**

૧ સિદ્ધાંત મુક્તાવલી ગો. શ્રી પુરુષોત્તમજીની ટીકા પુરી
૨ પુષ્ટિપ્રવાહ મર્યાદા " " "
૩ વિવેક ધૈર્યાશ્રય ગો. શ્રીવ્રજરાયજીની ટીકા પુરી
} ૬૦

૪ શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત પ્રદીપ શ્રીમગનલાલ શાસ્રીકૃત (નવીં આવૃત્તિ–ગોવિન્દનાથ ભટ્ટવાળી) ૩૦

૫ ગીતા અધ્યાય ૧૧–૧૨–૧૪ અધ્યાય અર્થમાત્ર તથા પુષ્ટિમાર્ગોપદેશિકા ભાગ ૩ જાના જેના પૂર્વાર્ધના ૯, ૧૦ ૧૩ ને ૨૦ પાઠો

**પંચમ પરીક્ષા ગુણાંક ૧૦૦**

૧ શુદ્ધાદ્વૈતમાર્તંડ છગનલાલ શાસ્રીનું ભાષાન્તર ૩૦

૨ નિબંધશાસ્રાર્થ પ્રકરણ લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ વાળું ૩૦

૩ ગીતા અધ્યાય ૧ થી ૫–૧૦–૧૩ મો, ૧૬ થી ૧૮ ૨૦

૪ શિક્ષાપત્ર ૧ થી ૧૦ ૨૦

**ષષ્ઠ પરીક્ષા ગુણાંક ૧૦૦**

૧ અણુભાષ્ય અ–૩–૪ જે. ગો. શાહ કૃત અનુવાદ ૨૫

૨ જન્મ પ્રકરણ સુબોધિની અ–૧–૨ ૨૫

૩ વિદ્વન્મંડન નાનુલાલ ગાંધીનો અનુવાદ ૨૫

૪ શિક્ષાપત્ર ૧૧ થી ૪૦ ૨૫

**સપ્તમ પરીક્ષા ગુણાંક ૨૦૦**

૧ અણુભાષ્ય અ–૧–૨ જે. ગો. શાહ કૃત અનુવાદ
૨ ફલ પ્રકરણ સુબોધિની અનુવાદ
} ગુણાંક ૧૦૦

૩ ભક્તિહેતુ, ૪ ભક્તિ હંસ ૫ વૃત્રાસુર ચતુઃશ્લોકી ૬ સર્વ નિર્ણય પ્રકરણ સાધન ફળ બન્ને પ્રકરણ સુંદરલાલ વકીલનો અનુવાદ } ગુણાંક ૧૦૦

**શ્રીબાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભાની ગુજરાતી વિભાગની પરીક્ષાનું પરીણામ–સં. ૧૯૯૩**

## પ્રથમા

### કોચીન

| નં. | નામ | ગુણાં |
|---|---|---|
| ૫ | જયવંતીબેન લાલજી | ૬૦ |
| ૬ | રામકુંવરબેન કાલીદાસ | ૫૧ |
| ૯ | રમાબેન જેઠાભાઈ | ૬૦ |

**જંપોદર**

| નં. | નામ | ગુણાંક |
|---|---|---|
| ૧૦ | ગોરધનદાસ મનજીભાઇ પટેલ | ૭૪ |
| ૧૧ | લક્ષ્મણ ગોપાળ પટેલ | ૪૦ |
| ૧૩ | ધીરૂભાઈ અંબાવી પટેલ | ૩૩ |

**વ. ડભોઇ**

| નં. | નામ | ગુણાંક |
|---|---|---|
| ૧૭ | ગોરધનદાસ ચુનીલાલ શાહ | ૮૨ |
| ૧૮ | ચીમનલાલ ગોવિન્દલાલ મોદી | ૮૧ |
| ૧૯ | જીવણલાલ ગિરધરલાલ દેસાઈ | ૫૫ |
| ૨૦ | ગોવિન્દલાલ છગનલાલ દેસાઈ | ૪૯ |
| ૨૧ | પૂંજાલાલ મગનલાલ પરીખ | ૭૮ |
| ૨૩ | રમણલાલ ગોવિન્દલાલ પરીખ | ૪૩ |
| ૨૪ | પુરૂષોત્તમદાસ ગોવિન્દલાલ પરીખ | ૭૦ |
| ૨૫ | પુરૂષોત્તમદાસ હિંમતલાલ દરૂ | ૬૩ |
| ૨૬ | ઠાકોરલાલ ચુનીલાલ દરૂ | ૪૨ |
| ૨૭ | કૃષ્ણલાલ મુળજીભાઈ શાહ | ૩૩ |
| ૨૮ | ઠાકોરલાલ કેશવલાલ શાહ | ૫૮ |
| ૨૯ | કૃષ્ણલાલ છોટાલાલ મહેતા | ૩૭ |
| ૩૦ | સુંદરલાલ ચંદુલાલ શેઠ | ૫૧ |
| ૩૧ | હિરાલાલ અમૃતલાલ ભગતવાળા | ૩૮ |
| ૩૨ | રમણલાલ છગનલાલ શાહ | ૩૫ |
| ૩૫ | સવિતાબેન મોતીલાલ | ૫૮ |
| ૩૬ | સવિતાબેન ગોવિન્દલાલ મોદી | ૪૮ |
| ૩૭ | શાંતાબેન ચંદુલાલ શેઠ | ૪૨ |
| ૩૮ | હિરાબેન છોટાલાલ દરૂ | ૩૩ |
| ૩૯ | ચંપાબેન છગનલાલ વકીલ | ૪૩ |
| ૪૦ | મંગીબેન ચંદુલાલ | ૩૩ |
| ૪૧ | સવિતાબેન જમનાદાસ | ૪૮ |
| ૪૨ | ચન્દ્રકાન્તાબેન ચુનીલાલ | ૩૩ |
| ૪૭ | નટવરલાલ છગનલાલ વકીલ | ૬૯ |

**ધારી**

| નં. | નામ | ગુણાંક |
|---|---|---|
| ૪૮ | જેરામ ખીમજી સોની | ૫૫ |
| ૪૯ | છગનલાલ તારાચંદ | ૭૭ |

**પોરબંદર**

| નં. | નામ | ગુણાંક |
|---|---|---|
| ૫૮ | ગોબર બાવા | ૪૧ |
| ૫૯ | રવજી પુરૂષોત્તમ | ૫૧ |

**પેટલાદ**

| નં. | નામ | ગુણાંક |
|---|---|---|
| ૮૪ | કૃષ્ણચંદ્ર લલ્લુભાઈ દેસાઈ | ૪૭ |
| ૮૯ | સરસ્વતીબેન અંબાલાલ શાહ | ૪૫ |

**માંગરોળ**

| નં. | નામ | ગુણાંક |
|---|---|---|
| ૯૬ | પ્રદ્યુમનલાલ સદાશિવ જોષી | ૩૩ |
| ૯૯ | જેઠાલાલ ગોકળદાસ બાબા | ૩૩ |
| ૧૦૧ | પ્રભુદાસ રામજી પટેલ | ૩૭ |
| ૧૦૨ | ધીરજલાલ નરસી છીંટબાર | ૩૩ |
| ૧૦૩ | કાંતિલાલ હિંમતલાલ કનોજીઆ | ૩૪ |
| ૧૦૯ | ગોવિન્દદાસ દામોદરદાસ નડિઆ | ૩૬ |
| ૧૧૦ | બાબુલાલ વૃન્દાવનદાસ નરસાણા | ૩૩ |
| ૧૧૧ | ચુનીલાલ કરસનદાસ ગુંદાણા | ૩૩ |
| ૧૧૬ | જમનાદાસ ગોકુળદાસ નડિઆ | ૩૩ |

**મોડાસા**

| નં. | નામ | ગુણાંક |
|---|---|---|
| ૧૧૮ | કાંતિલાલ કેશવલાલ શાહ | ૫૨ |
| ૧૧૯ | જમનાદાસ લલ્લુદાસ મોદી | ૬૨ |
| ૧૨૦ | અમૃતલાલ મથુરદાસ ગાંધી | ૩૩ |
| ૧૨૨ | અમૃતલાલ ગુલાબચંદ શેઠ | ૪૦ |
| ૧૨૪ | નટવરલાલ મુળજીદાસ ગાંધી | ૩૩ |
| ૧૨૫ | ભોગીલાલ વૃન્દાવનદાસ ગાંધી | ૪૮ |
| ૧૨૬ | માણેકલાલ નાથજીભાઈ ગાંધી | ૩૫ |
| ૧૨૭ | વકીલદાસ પુનમચંદ દોસી | ૪૫ |
| ૧૨૯ | ચંદુલાલ નારણદાસ શાહ | ૫૬ |
| ૧૩૦ | ચંદુલાલ હિરાચંદ શાહ | ૩૩ |
| ૧૩૧ | મણિલાલ મોતીલાલ શાહ | ૪૪ |
| ૧૩૨ | છબીલદાસ છોટાલાલ પરીખ | ૩૩ |
| ૧૩૩ | લક્ષ્મીચંદ રૂપચંદ શાહ | ૩૭ |
| ૧૩૪ | કાંતિલાલ ભાઇચંદ શાહ | ૪૨ |
| ૧૩૫ | રમણલાલ હરજીવનદાસ શાહ | ૩૩ |
| ૧૩૮ | અમૃતલાલ વેણીચંદ શાહ | ૩૩ |
| ૧૪૦ | ભોગીલાલ રણછોડદાસ ખુશાલ | ૪૭ |

**વડોદરા**

| નં. | નામ | ગુણાંક |
|---|---|---|
| ૧૪૧ | નવનીતલાલ મગનલાલ શાહ | ૫૨ |

**સિદ્ધપુર**

| નં. | નામ | ગુણાંક |
|---|---|---|
| ૧૪૨ | નવનીતલાલ ચુનીલાલ મણિયાર | ૫૩ |
| ૧૪૩ | રસિકલાલ ગોરધનદાસ શાહ | ૪૬ |
| ૧૪૪ | હિરાલાલ માણેકલાલ પરીખ | ૩૬ |

પરીક્ષકોઃ—પંડિત જગન્નાથ ગોપાલજી
વકીલ નટવરલાલ ગિરધરદાસ
સિદ્ધપુર

## દ્વિતીયા

**કલોલ**

| નં. | નામ | ગુણાંક |
|---|---|---|
| ૧ | નંદલાલ પ્રેમચંદદાસ ગાંધી | ૪૨ |

**કોચીન**

| નં. | નામ | ગુણાંક |
|---|---|---|
| ૨ | અમૃતલાલ કુંવરજી | ૩૫ |
| ૩ | છોટાલાલ મોહનલાલ | ૩૩ |
| ૪ | મથુરદાસ કેશવજી પારેખ | ૩૩ |
| ૫ | ગોદાવરીબેન રૂગનાથ | ૩૪ |
| ૭ | મણીબેન જીવણદાસ | ૩૭ |
| ૮ | દેવકુંવરબેન ગોરધનદાસ | ૩૩ |
| ૯ | મણીબેન તુલસીદાસ | ૩૫ |

**ડભોઇ**

| નં. | નામ | ગુણાંક |
|---|---|---|
| ૧૧ | પુરૂષોત્તમદાસ કેશવલાલ શાહ | ૫૯ |
| ૧૨ | કાંતિલાલ અમૃતલાલ દેસાઈ | ૬૧ |
| ૧૩ | મોતીલાલ ચુનીલાલ શાહ | ૪૨ |
| ૧૬ | ભોગીલાલ મણિલાલ શાહ | ૩૬ |
| ૧૭ | હિરાલાલ હિંમતલાલ શાહ | ૩૩ |
| ૧૯ | જમનાદાસ મણિલાલ શાહ | ત્ર૨ |
| ૨૦ | તારાબેન મોતીલાલ | ૩૩ |

છોટાલાલજી મહારાજની સૃષ્ટિ કાઠીયાવાડમાં ઘણા મોટા પ્રમાણમાં છે. તેઓશ્રીએ વર્ષો સુધી કાઠીયાવાડમાંજ નહિ પણ હિન્દના ઘણા ખરા ભાગોમાં પ્રવાસ કરી વૈષ્ણવ સમ્પ્રદાયના સિદ્ધાન્તો જગત્ સમક્ષ મૂકી અનેક વૈષ્ણવોનાં જીવન દિવ્ય બનાવ્યાં હતાં તેજ પોતાના પૂર્વજોની પ્રણાલિકાને શ્રીગોવિન્દરાયજી મહારાજ અનુસરી રહ્યા છે આપશ્રીની સાથે શાસ્ત્રીજી હરિકૃષ્ણ વીરજી શર્મા પણ પ્રવાસમાં હોવાથી શાસ્ત્રીજી દરેક મોટા શહેરોમાં જાહેર સભાઓ દ્વારા વર્તમાન સમયમાં કોમિસે આદરેલી ધર્મવિઘાતક નીતિથી જનસમાજને પરિચિત કરી પોતાની ધાર્મિક સ્વતંત્રતાને પ્રાણાન્તે પણ જાળવી રહેવાની મજબૂતપણે ભલામણ કરી રહ્યા છે

**શ્રી બાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભાની ગુજરાતી વિભાગની પરીક્ષાના પાઠ્ય પુસ્તકો– સં. ૧૯૯૪–સ્થાપના (સં. ૧૯૮૨)**—વૈષ્ણવોનો ઘણો ભાગ સંસ્કૃત જાણતો નથી ગુજરાતી ભાષામાં ગ્રન્થોદ્વારા સામ્પ્રદાયિક જ્ઞાનનો પ્રચાર થાય એ હેતુથી આ મહાસભાએ સં. ૧૯૮૨ ની સાલથી આ પરીક્ષા શરૂ કરી છે, એ પ્રમાણે પાઠશાલાઓ અને ખાનગીમાં અભ્યાસ કરી આ પરીક્ષા પોતાનાજ ગામમાંજ આપી શકાય એવી રચના કરી છે

**પ્રથમ પરીક્ષા ગુણાંક ૧૦૦**

| | ગુણાંક |
|---|---|
| ૧ પુષ્ટિમાર્ગોપદેશિકા ભાગ–૧ | ૮૦ |
| ૨ સૌન્દર્ય પદ્ય–શિક્ષાશ્લોકી ૩ શ્રીકૃષ્ણાશ્રય | ૨૦ |

**દ્વિતીય પરીક્ષા ગુણાંક ૧૦૦**

૧ સિદ્ધાન્ત રહસ્ય, (ગુજરાતી અર્થ) ૨ ચતુઃશ્લોકી, (ગુજરાતી અર્થ) ૩ દુઃસંગવિહાન, ફક્ત ગુજરાતી અર્થ ૪ નવાખ્યાન પ્રથમ અને બીજું આખ્યાન, ૫ ગીતા અધ્યાય ૧૫ મો, પુષ્ટિમાર્ગોપદેશિકા ભાગ ૩ જાનો ઉત્તરાર્ધ

**તૃતીય પરીક્ષા ગુણાંક ૧૦૦**

| | ગુણાંક |
|---|---|
| ૧ પુષ્ટિમાર્ગોપદેશિકા ભાગ ૩ પૂર્વાર્ધ પાઠ–૮, ૧૦, ૧૩, ૨૦ વિના | ૫૦ |
| ૨ ભક્તિપોષણ ચન્દ્રાવલી ૧–૫૦<br>૩ ભક્તિવર્ધિની ફક્ત ગુજરાતી અર્થ<br>૪ ઉપદેશ ચીમોસા<br>૫ ગીતાના ૪ અધ્યાય (૬–૭–૮–૯, ફક્ત ગુજરાતી અનુવાદ | ૫૦ |

**ચતુર્થ પરીક્ષા ગુણાંક ૧૦૦**

| | |
|---|---|
| ૧ સિદ્ધાંત મુક્તાવલી ગો. શ્રી પુરુષોત્તમજીની ટીકા પુરી<br>૨ પુષ્ટિપ્રવાહ મર્યાદા " " "<br>૩ વિવેક ધૈર્યાશ્રય ગો. શ્રીમજ્રાયજીની ટીકા પુરી | ૬૦ |
| ૪ શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત પ્રદીપ શ્રીમગનલાલ શાસ્ત્રીકૃત (નવી આવૃત્તિ–ગોવિન્દલાલ ભટ્ટવાસી) | ૩૦ |
| ૫ ગીતા અધ્યાય ૧૧–૧૨–૧૪ અધ્યાય અર્થમાત્ર તથા પુષ્ટિમાર્ગોપદેશિકા ભાગ ૩ જાના જૂના પૂર્વાર્ધના ૯, ૧૦ ૧૩ ને ૨૦ પાઠો | |

**પંચમ પરીક્ષા ગુણાંક ૧૦૦**

| | |
|---|---|
| ૧ શુદ્ધાદ્વૈતમાર્તંડ છગનલાલ શાસ્ત્રીનું ભાષાન્તર | ૩૦ |
| ૨ નિબંધશાસ્ત્રાર્થ પ્રકરણ લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ વાળું | ૩૦ |
| ૩ ગીતા અધ્યાય ૧ થી ૫–૧૦–૧૩ મો, ૧૬ થી ૧૮ | ૨૦ |
| ૪ શિક્ષાપત્ર ૧ થી ૧૦ | ૨૦ |

**ષષ્ઠ પરીક્ષા ગુણાંક ૧૦૦**

| | |
|---|---|
| ૧ અણુભાષ્ય અ–૩–૪ જે ગો. શ્રાદ્ધકૃત અનુવાદ | ૨૫ |
| ૨ જન્મ પ્રકરણ સુબોધિની અ–૧–૨ | ૨૫ |
| ૩ વિદ્વન્મંડન નાનુલાલ ગાંધીનો અનુવાદ | ૨૫ |
| ૪ શિક્ષાપત્ર ૧૧ થી ૪૦ | ૨૫ |

**સપ્તમ પરીક્ષા ગુણાંક ૧૦૦**

| | |
|---|---|
| ૧ અણુભાષ્ય અ–૧–૨ જે ગો. શ્રાદ્ધકૃત અનુવાદ<br>૨ ફલ પ્રકરણ સુબોધિની અનુવાદ | ગુણાંક ૧૦૦ |
| ૩ ભક્તિહેતુ, ૪ ભક્તિ હંસ ૫ વૃત્રાસુર ચતુઃશ્લોકી ૬ સર્વ નિર્ણય પ્રકરણ સાધન ફળ બન્ને પ્રકરણ સુંદરલાલ વકીલનો અનુવાદ | ગુણાંક ૧૦૦ |

**શ્રીબાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભાની ગુજરાતી વિભાગની પરીક્ષાનું પરીણામ–સં. ૧૯૯૩**

## પ્રથમા

**કોચીન**

| નં. | નામ | ગુણાંક |
|---|---|---|
| ૫ | જયવંતીબેન લાલજી | ૬૦ |
| ૬ | રામકુંવરબેન કાલીદાસ | ૫૧ |
| ૯ | રમાબેન જેઠાભાઈ | ૬૦ |

## દાદાભા શેઠ મારફત આવેલ લવાજમો.

વરસ બારમાના લવાજમો—રા. રા. કેસરદાસ ગોવિંદજી દલાલ, રા. જમનાદાસ સલ્લુભાઈ, રા. રા. હીરાલાલ કીસનભાઇ સોલીસીટર, શેઠ ભીકાભાઈ હરિવલ્લભદાસ એન્ડ કંપની ફાઉંડરીવાળા, શેઠ જમનાદાસ પુરૂષોત્તમ, રા. રા. મંગળદાસ હકમચંદ, શેઠ નારણદાસ રામજીભાઈ, રા. મેઘજીભાઈ મથુરાદાસ, રા. રા. હરગોવનદાસ ગોકુળદાસ, ગોરધનદાસ વલ્લભદાસ, રા. રા. લક્ષ્મીજી જમનાદાસ, શેઠ ગોરધનદાસ ટોકરશી, શેઠ લક્ષ્મીદાસ ભીમજી, શેઠ અમુલાલ અમરચંદ માધવજીભાઇ, ડા. માવજીભાઈ વાઘજીભાઇ, શેઠ રામજી વશરામજી, શેઠ ગોપાળજી ચાંપશી, રા. નારાયણદાસ પરમાણંદદાસ, શેઠ હંસરાજ હરિદાસ, મુનીમ શ્રીયુત મુરલીધરદાસ શંકરદાસ, શેઠ ચત્રભોજ ગોરધનદાસ, રા. ચુનીલાલ બળદેવદાસ, શેઠ છોટાલાલ ભીખાચંદ, શેઠ દ્વારકાદાસ નેણસી, ડા. નારણદાસ મુરારજી નેણસી, રા. રા. અમીદાસ રણછોડદાસ, ડા. હરિદાસ ચાગજીભાઇ, શેઠ વીઠ્ઠલદાસ વીરજી, શેઠ ભીમજીભાઈ ઉમરશી, રા. રા. મથુરાદાસ ગોવિંદજી, ડા. તુલસીદાસ ખીમજીભાઈ, શેઠ રણછોડદાસ તારાચંદ, શેઠ દેવજીભાઈ દામોદર, શેઠ દામોદર ખીમજીભાઇ, રા. રા. દ્વારકાદાસ શ્રીરામદાસ, રા. રા. લક્ષ્મીદાસ હંસરાજ રૂ. ૨) ડા. બળદેવદાસ જમનાદાસ રૂ ૪), શ્રીયુત મથુરાદાસ લોચનદાસ રૂ. ૪).

વરસ અગીઆરમાના લવાજમો—રા. રા. જમનાદાસ ઉમરશી, ડા. મોરારજી ગોકુળદાસ, ડા. મુરારજી વીસનજી, રા. દામોદર હીરજીભાઈ રૂ. ૧) કુલ રૂ. ૬૫) મળ્યા.

## ચાંદલાનો સ્વીકાર

પ. ભ. મં. સ્વ. મણિબહેન ચતુર્ભુજદાસ અને પ. ભ. મં. સ્વ. સંતોકબહેનના બન્ને મળીને રૂ. ૫૧).

રૂપીઆં પાંચ મોકલનારા— શેઠ મુળજી નાથજી કોઠારી, શેઠ દાદાભા, રા. રા. નારાયણદાસ પરમાનંદદાસ ડભોઇવાળા, રા રા. વાડીલાલ નગીનદાસ શાહ B. A. LL. B. રૂ. ૪).

રૂપીઆ ચાર—શેઠ પ્રાણજીવનદાસ વસનજી મનજી.

રૂપીઆ બે મોકલનારા—શ્રી નૌતનપુરીસ્થ શ્રી પ્રણામિ સમ્પ્રદાયાચાર્યજી, પં. શ્રીકૃષ્ણદત્ત શાસ્ત્રીજી, અમૃતલાલ ઉમરચંદ મણિયાર, રા. રા. દ્વારકાદાસ વલ્લભદાસ શાહ, રા. રા. છગનલાલ પુરૂષોત્તમદાસ મહેતા, જયકીસનદાસ વિઠ્ઠલદાસ બોરતવાલા.

એક રૂપીઓ મોકલનારા—ઇશ્વરદાસ વ્રજભૂખણદાસ ચીખલીવાલા.

---

# રૂપીઆ ૧૫૧ ઇનામ

**—ફાયદો ના પડે તો પૈસા પાછા—**

ગમે તેવા ઝેરી અને હઠીલા તાવને મારી હઠાવનાર

# જ્વરનાશક-પીલ્સ

( શરદઋતુમાં તંદુરસ્તી રાખવા માટે )

**આ જ્વરનાશક પીલ્સઃ**—અનેક જાતના ઝેરી તાવ જેવા કેઃ મેલેરીઆ, ઇન્ફ્લુએન્ઝા, ચોથીયા, એકાતરીઆ અને રોજીદા તાવ તથા શરીરમાં રહેલી તાવ (કળતર) અશક્તી, આંખે અંધારા આવવા, મંદાગ્નિ, અજીર્ણ, કબજીઆત, મરોડ, કમળો, પાંડુ, જલંદર વિગેરે ભયંકર વ્યાધીઓનો નાશ કરી સંપૂર્ણ શક્તી આપે છે

**આ જ્વરનાશક પીલ્સઃ**—તાવ ઉતરી ગયા પછી આવેલી શારીરિક નબળાઈ, મંદાગ્નિ, અરૂચી વગેરે મટાડી લોહીને શુદ્ધ કરી શરીરને તંદુરસ્ત બનાવે છે

આ ગોળીથી તાવ નથી ઉતરતો એવું સાબીત કરનારને ઉપરનું ઇનામ આપવામાં આવશે.

**કીંમત ગોળી ૧૦૦ સોની ડબી એકનો રૂા. ૧) પો. ખ. જુદું.**

આ સિવાય અમારે ત્યાં દરેક જાતના સ્વાદીષ્ટ ચૂર્ણો ઊત્તમ મુખવાસો અને અનુભવ સિદ્ધ રામબાણ દેશી દવાઓ, દમ માટે સ્પેશીયલ બીડી તથા ટીકડીયો, અવલેહો, ચાટણ, મુરબ્બા, શક્તિની ગોળીઓ ચોકખુ પડી મધ, **સ્ત્રીઓના સર્વ રોગનાશક પ્રદર પાવડર**, બેન્નીયાણી હરસ-મસાની ગોળી વગેરે ઘણી ઘણી જાતની શાસ્ત્રોક્ત દેશી દવાઓ વિ. ફીકાયત ભાવે. છુટક તથા જથાબંધ અમારે ત્યાંથી મળે છે. તેમજ શુદ્ધ જનોઈના જોટા વ્યાજબી કીંમતે મળશે.

લખોઃ—**શ્રી સ્વામીનારાયણ મુખવાસ ફાર્મસી,**

ઠે ગાંધીરોડ ચંદ્રવિલાસ હોટલ સામે—અમદાવાદ.

**માલીક ગંગારામ રૂગનાથભાઇ ઠક્કર ભાયલાવાળા.**

તા. ક.—ચાર આનાની પોસ્ટ સ્ટેમ્પ બીડનારને અમારે ત્યાં મળતાં ચૂર્ણોનાં સેમ્પલ કર્ઈપણ ચાર્જ કર્યા વગર મોકલવામાં આવશે